# સાંકલીઉં સ્ત્રી બોધનાં પુસતક ૧૨ માનું.

### આંક ૭ મો—જુલાઈ સને ૧૮૯૮.



### આંક ૮ મો—આગસટ સને ૧૮૯૮.



### આંક ૯ મો—સપટેમબર સને ૧૮૯૮.



### આંક ૧૦ મો—અકટોબર સને ૧૮૯૮.



### આંક ૧૧ મો—નવેમબર સને ૧૮૯૮.



### આંક ૧૨ મો—ડીસેમબર સને ૧૮૯૮.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. જાંનેવારી ૧૮૯૮ આંક ૧ લો.

## માહારૂં મહીરૂં.

મારા બાપનાં બપાવાનું અસલ વતન જોકે નવસારી હતું પણ તાંહાં કાંઈ રોજગાર નહી તેથી તેવણ સુરતમાં આવી વસેચ્યા હતા. તેવણ પેહલાં મોબેદ ઈયાને ધરમ ગુરૂનો ધંધો સુરતમાં આવી ચલાવા લાગા. જાતે ચાલાક અને ચંચલ મનનાં તેથી બેહદીનોને તાંહાં જતા આવતા તે સરવે વેપાર વનજની કુનેહથી વાકેફ થતા. એમ કરતે પોતાનાં ધંધા સાથે ટુક વેપાર ચાલુ કીધો જેમાં અવાર નવાર પાંચ પઈસાનું મોહડું જોયું જેથી વેપાર પછવાડે તેવણનું ધેઆંન જાસતી લાગું. એ વખતે મારા બપાવા નજદીક પંદર વરસનાં હતા અને પોતાનાં બાપનો ગરીબ વખત સરવે જોયો હતો.

સુરતમાં આવીઆ આગમચ મારા બપાવાએ પોતાનાં બાપનાં ઘરમાં એવોબી વખત જોયો હતો કે ઘણીવાર એક વખતની લુખી ખીચરી ઉપર આખો દાહાડો કાહાડતા. એવી વાતો મારા બપાવાને મોહડેથી સાંભલતાં મેં ઘણીવાર આંખમાંથી આંસુ તપકાવીઆં હતાં.

સુરતમાં મારા બપાવા પોતાનાં બાપની સાથે વેપાર વનજમાં મેહનત કરતા અને જાતી મેહનત અને ઈમાંનદારીથીજ ધંધો કરતા તેથી સારી પેદાસ થવા લાગી. એવણનું કુટંબ મોટું તેથી આગલ ખરચ ચલાવાનાં વાંધા હતા તેમાં ખોદાની બખશેશથી બે પઈસા મલીઆ એટલે પોતાનાં કુટંબ પછવાડે ખરચવાને જરાએ વાંન નહી કરતા અને તેવોની દુવાથી રફતે રફતે પેદાસ વધતી ગઈ.

મારા બપાવાએ જોકે કેલવણી લીધી નહી હતી તોબી સાધારણ સમજ એવીતો સારી ધરાવતા કે કેટલીક વખત કેલવણી લીધેલાને પણ એક કોરે મુકે. એવણનું ધેઆંન ધંધા રોજગાર પછવાડે એટલું તો લાગેલું હતું કે ગાંમેગાંમ કાગજ લખી તાંહાંના ધંધાની રૂખ માંગતા અને મુંબઈનાં વરતમાન પતર મંગાવી સરવે ચીજનાં ધંધાની ખબરદારી રાખતા. એવી ચંમલાઈથી થોડા વખતમાં સારૂં નાંણું પેદા કીધું અને એ વખતમાં મારા બાપનો જનમ થયો અને તારબાદ પાંચ વરસે મારા બપાવાનાં બાપ તાવનાં આરનથી ગુજરી ગયા.

એ દીનથી મારા બપાવાને માંથે સંધો સંસાર આવી પડીઓ પણ જાતે મેહનતુ અને ઉજમાળુ તેથી એ બોજ કાંઈ જાહાજે લાગો નહી અને અસલ પરમાંણે ચલાવા લાગા.

મારા બાપની પછવાડે મારા બપાવાને બીજા પાંચ છોકરા અને બે છોકરીઓ થઈ. મોટાં કુટંબમાં વળી વધારો થતો ગયો, તેમ તેમ મારા બપાવા હારી ખાવાને બદલે વેપાર વધારતા ગયા તે એટલે સુધી કે છેલે ચીન, વેલાયત સુધી તેવણની નજર દોડી. સુરતમાં મારા બપાવા કરતાં હજારો મોટા વેપારી તથા નાણાવટી હતા, તોબી પરમાંણીકપણા અને ઈમાનદારીને માટે મારા બપાવાનું એટલુંતો નામ આશકારા થયલું કે ઘણીકવાર વગર ચીઠી પતરીએ લોકો અંગ ઉધાર નાણું આપવા લાગા. જો કોઇ વેપારી વેપારની રૂખ અને એવણનો વીચાર જાંણવા માંગેતો તેને બીજાઓની પેઠે કદી પણ ભમાવતા નહી અને સાચે સાચું પોતાના દીલનું કેહતા. જો કોઈ વખત કાંઈ વીચાર જણાવાની મરજી નહી હોય તોએ ખોટું બોલતા નહી, પણ સાફ ના કેહતા. એવી ઈમાંનદારીને માટે આખાં સુરત શેહેરમાં એવણ આશકારા હતા.

એક વખત એક વેપારી એવણને ઉઠથાપ આપી તરણ હજાર રૂપીઆ ખાઈ ગયો અને પાછલથી તેને ઘણાબી લોકોએ સમજાવીઓ પણ તે નામુનકેર ગયો. થોડેક વરસે વેપારના ચકરમાં એક વખત એવો આવીઓ કે પેલા વેપારીના વીસ હજાર રૂપીઆ વગર ચીઠી પતરીના મારા બપાવાને હાથ આવીઆ જે અટકાવી પાડવાને ઘણાએકોએ ભલાંમણ કીધી, પણ તેના હકવાનબી નાણાં પાછાં આપવાને તેવણે ઠેરાવ કીધો. છેલે અંતે લોકોએ પેલા તરણ હજાર રૂપીઆ વીઆજ સાથે કાપી લેવાને ઘણુંબી કહેઉં પણ તેવણે એકજ ઉત્તર આપીઓ કે આ એના રૂપીઆછે અને તે એને સપુરદ કરવાને હું બંધાએલોછું. પેલા વીસ હજાર રૂપીઆ આપી તેની ચીઠી લખાવી લીધી અને તેજ વખતે પેલાએ લજવાઈ જઈ તેમાંથી સાડા તરણ હજાર રૂપીઆ કાહાડી આપીઆ. મારા બપાવાએ તેજ વખતે વીઆજના પાંનસો રૂપીઆં ગરીબ લાચારોના ફંડમાં ભરી દીધા.

વલી બીજીગંમ મારાં બપાઈ બચીઆઈ જેવણ હજુર હઈઆતછે તેવણ એવાંતો ગરવાં અને રાંક તે સાથે સમજુ કે જેમ એક ખબુતર પોતાની પાંખ હેઠલ બચાંઓને લેઈ બેસેછે તેમ પેહલાંથીજ હમારાં મોટાં કુટંબને પોતાની

પાંખ હેડલ લેઈ બેઠાંછે. ઘર સંસારની આબરૂ જાલવી ઘટરો ખરચ કરી મોટાં કુટંબને સલાહ સંપજથી અતી આર સુધી રાખીઉંછે.

મારા બાવા ભીખુજી તથા મારા કાકા નોશરવાંન, ફરેદુન, બેહરાંમ, જાંહાંગીર તથા બેજન એઓને કેળવણી આપવા પછવાડે મારા બપાવાએ જરાએ વાંન કીધી નહી. છપો ભાઈને ઈંગરેજી તથા ફારશીની કેલવણી આપી હતી અને તે પછવાડે ઘણુંક નાણું વેરીઉં હતું.

વખત વેહતો ગયો; મારા બાપને પેટે એક દીનબાઈ નામની છોકરી પેદા થાઈ જે આજે વાંચનારની સાંમે આ સરવે દાસતાન બોલેછે. મારા કાકાઓને તાંહાં વખત જતાં કેટલાંક ફરજંદોની વરધી થઈ. એ અરસામાં મારા બપાવા જઈફ થઈ આ દુનીઆની તથા પેલી જીહાંનની ઉમેદો બરલાવી ગુજરી ગયા.

લોકોમાં વીચાર ચાલવા લાગો કે હવે આ સંપીલું કુટંબ જાહાજોવાર સંપથી રહી શકનાર નથી. એ વીચાર એટલે સુધીતો પંથરાવા માંડીઓ કે હમારાં કુટંબમાં ફાટફુટ ચાલી રહીછે અને મારાં ફુઈઓને એક દીકરો વટીક આપવા બધા ભાઈઓ નાં પાડેછે, એવી એવી વાતો બાહેર થવા લાગી અને કેટલીકવારતો લોકો મારા બાપ તથા કાકાઓને મોહડે ચઢી પુછવા પણ લાગા, જાંણે આખી દુનીઆનો જોખમ તેઓને સર આવી પડીઓ હોય. એવી ચુનોચરા તથા નીંદાખોર લોકોથી નહી ભાગતાં કુટંબો ભાગીં ગયાંછે, પણ મારા દુરઅંદેસ બાપ અને સમજુ અને દાહેઆ જાંગીર કાકાની પુર કોશેશથી આ હમારૂં ગરીબ પણ સંતોશી અને સંપીલું કુટુંબ આજસુધી તકી રહેઉંછે અને ઈશવર પાસે દુવા ગુજારૂચ કે એવા પવીતર સંપમાં કદીબી ખલલ નહી થાએ. આ હમારૂં કુટંબ કેમ અને કેવી રીતોથી તકી રહેઉં તે જાંણુવાની વાંચનારને વધારે ખાહેશ થશે એવું વીચારી તેનું ટુંક વરણન નીચે આપુંછ જેનો ફાયદો જો શોમાથી એકબી કુટંબ લેશેતો મારી નેમ થોડેક દરજ્જે પાર પડેલી સમજસ.

મારા બાવા તથા ફરેદુન તથા બેહરાંમ કાકા પોતાનાં બાપનો ધંધો અને વેપાર ચલાવા લાગાછે. મારા નોશરવાંન કાકા સરકારી કાયદા અને ઈનસાફની રીતો સારી રવેસે જાણતા અને ઘણાંજ પરમાંણીક તે સાથે સારી બુધીવાલા અને અદલ તેથી સરકારથી તેવણને માહેલાં પરાંતોમાં નીયાઆધીસનો ઓધો મલીઓ. એથી હમારાં કુટંબની આબરૂમાં વધારો થયો અને પારસીનાં આખાં ટોલાંથી અને સરવે ગાંમઠીઓ તરફથી માંન મલવા લાગું. મારા જાંગીર કાકા ભણુનાર ગણુનાર અને પેહલાંથીજ ધરમની બોલ કરવાને ખંતી અને તેનો સારો અભીઆસ કીધેલો અને જંદ પેહલવી તથા બીજી ભાશાઓનું શારૂં બલ રાખતા તેથી ધરમગુરૂ થઈ તેનોજ અભીઆશ ચાલુ રાખીઓ. મારા જાંગીર કાકા સવભાવે રાંક, દીલે નરમ, સખી તબે અને પરદુખ ભનનનછે. ધરમનાં અભીઆશીછે, એટલુંજ નહી પણ એવાતો દુરઅંદેશ અને સમજુછે કે એવણની હાજરીમાં વાઘ અને બકરાં વટીકને સુલેહ સંપજથી શાથે રાખી શકેછે. હમારાં કુટંબની શુલેહનો પાઓ એ હમારા કાકા વરેછે અને સરવે ભાઈઓ જાંગીરભાઈને માંન આપી ચાલેછે. મારા બેજન કાકા સરવેથી નાંનાંછે અને તેવણુ વીદીઆ અભીઆસ કરેછે. ઈંગરેજીની ઉતમ કેળવણી લીધીછે અને ઘણુંજ બોલવું અને ચપલ મન ધરાવેછે અને હજુર વીદીઆ અભીઆસ ચાલુ રાખીઓછે અને કેલવણી ખાતામાં મોટો ઓધો ધરાવેછે. બેજન કાકા સવભાવે મારા બાપને બરાબર મલતાછે અને તેથીજ તેઓ વચે વધારે પરીતી અને બોલાચાલીછે. મારા બાવા મોટાં દીલનાં તથા નરમ મીજાજનાંછે અને કોઈનેબી દુખ થાય એવું જાંણી બુજીને કવચીત બોલતા નથી. ઘરમાં બચાંઓની સાથે બચાં થઈ રમે અને કેટલીકવારતો તેઓની શાથે ચેરાં કાહડવા મંડી જાય, તે એટલા સુધી કે મારા જાંગીર કાકાને વચમાં બોલવાની કોઈવારતો ફરજ થઈ પડેછે. વેપાર વનજમાં મારા બાવાની નજર તથા બુધી ઘણીજ સારી ગણાયછે અને આખા ઘરબારનો ખટલો ચલાવાનું એવણને માંથેછે તેથી રાત દીવસ પોતાનો ધંધો વધારવાને આતુર તેમ ફીકરમંદ રેહેછે. મારા બેરાંમ કાકાનો સવભાવ વલી કાંઈ ઓરજ તરેહનોછે. પોતે મોજીલા અને તોલતકોર કરવામાં ઘણાજ બાહદર; ઘરમાં આવેઆ કે છોકરાંઓને તથા સરવેને બેહકાવા માંડે તે કોઈવાર તો એટલા સુધી કે મારા ગંભીર જાંગીર કાકાની વટીક તકોર કરે. જો મારા બેહરાંમ કાકાનાં મનમાં કાંઈબી આવીઉં તો તે તરતજ થવું જોઈએ અને જો નહી બની આવેતો પાંચ કોશનો પોતે જાતે ફેરો કરીનેબી તે પાર પાડે. જો કોઈવાર મનમાં આવેતો સુરતથી બે ફેરા રાંડેર તથા બીજે ઠેકાંણે જઈ લાગે અને વાત કરતાં કાંઈબી ધેઆંનમાં આવીઉં તો ઉઠી જઈ તરત તે બજાવે. બધા ભાઈઓ એ મારા કાકાને મન રાજા કરી કેહે અને એ મન રાજા કાકાથી હમારૂં કુટંબ સદા રંગીલું અને ખુશ રેહેછે. મારા ફરેદુન કાકા અમીરી ખવાસનાં અને ફરેસતાઈ ખસલતનાંછે અને જો એ નેકજાદ કાકાનો ચેહેરો સવારનાં પોહોરમાં જોયો હોયતો ખરેજ રોજી મલે. એ મારા કાકા ઉપર બધા ભાઈઓનો ઘણોજ ચાહછે અને વેપાર વનજની બાબદમાં મારા બાપનીજ પેઠે ઘણીજ દુરઅંદેસી નજર ધરાવેછે તે સાથે સાચા અને ધરમાંનીકછે. ફરેદુન કાકાનો ચાહ મારી ઉપર સરવેથી વધારેછે.

હવે હમારા ઘરની રીતભાંત થોડી જણાઉંછ અને તે ઉપરથી વાચનાર વરતી લેશે કે એવી રીતે વસતુ એક કુટુંબ સુખી શું કામ ન હોય ! વાંચનાર હમારા કુટંબમાં બાજે ઘરોનાં બઈરાંની માફક મોહોડામાં "મુવા, મરી ગીઆ, ભસતે ગીઆ" ઈતીઆદી નઠારા બોલોતો કેવલ છેજ નહી કેમકે તે મારા બાવાને તેમજ મારા કોઈબી કાકાને પસંદ નહી; તેમાં અકસર કરી મારા જાંગીર કાકાતો એવા સબદો જો કદાચ શાંભલેતો બે શીખાંમણુનાં સખુનો કેહેઆ વગર તે બોલેલું કદીબી પસાર થવા દેએ નહી, તેથી એ બુરી તબે હમારે તાંહાં મુલગીજ નથી. મારાં બુઢાં બપાઈ બચીઆઈ જો કોઈબી છોકરાંઓ ઉપરે ગુસે થાયતો ફકત ઠપકામાં "ભલા માણસનાં દીકરા, દીકરી અથવા વહુ" એવી રીતે બોલે અને તેવણુને રાત દીન એવી રીતે બોલતાં સાંભલી હમો સરવેને એવીજ તબે પડી ગઈછે. હમારા ઘરમાં વઢવાડતો કવચીત દીઠામાં આવતો નથી, તેનું મુખી અ કારણ એકે મારા બાવા જે ખરચ ખુટણ કરે તે એ

વી રીતનોજ કરે કે તે સરવેને મનમાનતોજ નીકલે. તે
સાથે મારા બાવા જર જનસ અથવા કાંઇમી કપડુ મને ક
રે તેવુંજ મારાં પીતરાઇઓનેબી કરે અને સઘલા ભાઇઓ
નાં બચાંને એકજ આંખે જુવે. ઘણીવાર મને અને મારાં
માઓને કાંઇ ઓછું કરે પણ મારા પીતરાઇ તથા કાકીઓ
ને કાંઇબી ઓછું પડવા દેએ નહી. મારા માએબી એવા
સારાં ખમીરનાં અને મોટાં દીલ વાલાંછે કે પોતાને કાંઇબી
ઓછું પડે, અને મારા બાવા તથા ફરેદુન અને બેરાં
મ કાકા પોતાનાં ધંધાની કમાનીમાંથી મોટો ભાગ
ઘરના ખરચમાં આપે તેની કાંઇબી અદેખાઇ અથવા અં
ટસ બતલાવે નહી અને ઓર આગલ રેહીને ગરીબ સગાં
વાહાલાંઓને બે પઇસા પુછાવે. મારા બેરાંમ કાકા આવા
રમુજી તેમજ સખી દીલના અને પોતાનો હાથ ગરીબ સ
ગાં તથા દોસતોનું દુખ નીવારણ કરવાથી જરાએ ખાંચે
નહી. પોતે મદદ કરતા આવેતો આવે પણ વલી પોતાના
ભાઇઓને તથા દોસતોને એવાં નેક કાંમમાં હમેસાં સાંમેલ
થવાની ખોંહોંસ કરે. દુખી સગાંઓના ઘરમાં જારેબી જઇ
આવે તારે પોતાના રમુજી બોલવાથી હસાવી તેઓનું દુખ
વીસરાવીજ આવે. જો માઠાં ભાગ્યેગે હમારા ઘરમાં કોઇ
વાર બઇરાંઓમાં ગેરસમજુતી થાયતો મારા જાંગીર કાકાના
ધણીઆંની રતન કાકી સલાહ સંપજ કરાવે.

દર સવારનાં બામદાદમાં તોપ પડતાં હમારાં ઘરના
સરવે બઇરાંઓ ઉઠે અને ચાકર છતાં પોતે જાતે પાંણી છાં
ણી તથા ચોકચાંદન કરે અને પોતપોતાના વર તથા છોકરાં
ઓની સઘલી તજવીજ કરે. છ વાગામાંતો સરવે કોઇ ના
હી ધોઇ પરવારે અને એક હાલ કે જાંહાંથી નદીનો દેખાવ
નજરે પડેછે તેમાં આવી સરવે, જાંગીર કાકાએ લખી આપે
લી અને જંદ અવસતામાંથી સમજાવેલી કેટલીએક બંદેગી
વાંચીને, આહેસતે આવાજે પટે જે એક બીજાંને સંભલાય
બી નહી અને તેથી તેઓને કાંઇ અડચણ પણ થાય ન
હી. તારબાદ છેલે જાંગીર કાકા મોહોડેથી એક બંદેગી અ
ને દુવા બોલે તેમાં હમો સરવે માટીડા, બઇરાં તથા છોકરાં
ઓ સાંમેલ થઇએ. બંદેગી ખલાસ થઇ કે ચાહે પાંણી કરી
એ અને તારબાદ છોકરાંઓ પોતપોતાનું વાંચવા લખવા
બેસે અને તેઓને મારા બેજન કાકા સબક આપે અને બી
જા બધા ભાઇઓ વરતમાન પતર તથા ગાંમગમેરના કાગલો
વાંચે. એટલામાં નાસતાનો વખત થાય તે સઘલાં સાથે
બેસી જમીએ અને જમવા આગમચ તથા જમી રહેઆ પ
છે જાંગીર કાકા ખોદાતાલાએ રજક બખસેઉં તેના શુકરાના
કરે તેમાં હમો સરવે સાંમેલ થઇએ. નાસતો થઇ ચુકો
એટલે છોકરાંઓ તથા માટીડાઓ બુધાં બબ્રીઆઇ માઓની
રજા લેઇ નીશાલે તથા પોતપોતાને ધંધે જાય. મારાં મા
એ, કાકીઓ તથા છોકરીઓ મલી ઘર કારભાર અને રાંધ
વા સીધવાનું કરીએ અને પરવારીને કોઇ વાંચવા, સીવવા,
તથા ભરત ભરવા બેસીએ અને બેઠાં બેઠાં કાંઇ ગીતો ગા
ઇએ અને વાતો કરીએ. જો વાતમાં કોઇના ઘરની તાત
વાત નીકલીતો તુરત મારાં રતન કાકી અટકાવે અને મારાં
ખપાઇ ગોસે થઇ જાય. એથી હમો નીંદા અને તારી મારી
થી દુર છઇએ અને ફલાણાને ઘરના આવો જનસ ભાવ
અને પોશાક પેહેરેછે અને નથી પેહેરતાં તેની કનવાર હ
મો કરતાં નથી. સાંજ પડવે હમો ઘોતાં ધોતાં થઇ ઘર
માં માંટીડાઓ આવવા પછે કદી બાહેર નદી કીનારે ફરવા
જઇએ છઇએ અને કદી ઘરમાં બેસીએ છઇએ અને બધા
ભાઇઓ સાથે બેસી તરેહવાર બાબદો ઉપર વાતો અને ત
કરાર કરે અથવા વાંચે તે શાંભલીએ છઇએ. સાંજના પા
છી બંદેગી કરી સાથે જમીએ છઇએ. ઘણીવાર મારા બા
વાના તથા કાકાઓના જાંનીદોસત અને વેપારમાં ભાગીઆ
રૂસતમજી હમારે તાંહાં જમેછે અને તેવણ હમારાં કુટંબમાં
એવાતો પરોતાઇ ગીઆછે કે એવણબી હમારા બાવાના ભા
ઇજ હોય તેવી રીતે હમો સરવે ગણીએ છઇએ.

રૂસતમજી જાતે સેઆનાં અને સમજુ માણસછે અ
ને એવણનાં છોકરાં બચાં તથા હમો અવાર નવાર તેહેવાર
નાં દાહાડા ઉપર અરસપરસ એકમેકને ઘર જઇ રૂડીએ છઇએ.

મને મારા મા બાપોએ એક સારેજ ઠેકાણે પેરણાવી
છે અને મારો ધણી જોકે જરાક આકલા સવભાવનોછે તો
બી હું જે ધીરજ અને નમનતાઇ મારાં મહીરામાં સીખી
છું તેથી તેને હું જીતી લેઉંછું અને તે મારી ઉપર ખુરબાં
નછે. વલી મારાં સાસુ તથા નંનદ સાથે ઘર કારબારમાં એ
વીતો પરોતાઇ રેહુંછું અને સઘલો કારોબાર માંથે ખેંચી
લેઇ ચલાઉંછું કે મારાં સાસુ મારી ઉપર રાજી રાજી રેહેછે.
જો કોઇવાર તેવણ ગુસે થઇ જાયછે અને આરૂં તેરૂં બોલેછે
તો હું તે નમનતાઇ બતલાવી ખમી જાઉંછું અને સાંમો
ઉતર આપતી નથી, અને કેટલીએક વાર તેવણ હઠીલાં થઇ
હું સમજાવીને કેહું તે છતાંબી કેટલોએક તકસીર મારે સ
ર ગોહાંટાડે તારે તુરત હું તે અંગીકાર કરી તેવણને થં
ડાં પાડુંછું, અને જો કોઇવાર તક આવેછે તો લાબો વખત
જવા પછે તેજ વાત ધીરજથી સમજાવી કહુંછું. મારાં
મહીરામાં જે ઉત્તમ તાલીમ મેં લીધીછે તેથી મેં મારૂં સા
સરૂં સુખી કીધુંછે અને "સાસરીઆનાં સંકટ કેમ ટલે"?
એવા સવાલ કરવાની મને જરાએ ગરજ પડતી નથી. વ
લી મેં એવી ચાલ રાખીછે કે મહીરે જઇ સાસરાંની વીરૂધ
એક હરફબી બોલવો નહી અને માએ કાકીઓં આગલ કાં
ઇબી તાંહાંની ફરીઆદ કરવી નહી; કેમકે હું સારીપેઠે
જાણુંછું કે તેમ કીધાથી એક રતીભાર ફાયદો થતો નથી પ
ણ ઓર "હાત બાહેર તે કોટ બાહેર" થયાથી સાસુનું દી
લ ખાટું થાયછે અને પછે રફતે રફતે તેમાંથી જનમ સુધી
નો કલેશ પેદા થાયછે.

મારો ધણી શીકિલોછે અને મારા બાપ કાકાઓની
સાથે ભેલાતો રેહેછે અને પાંચ આબરૂદાર માણસોમાં ફર
વાથી સારાં વીવેક અને રીતભાંતથી ફરેછે.

વેપાર વનજને ખાતર બધા ભાઇઓ તથા રૂસતમજી
નાં વીચારથી મારા ફરેદુન તથા બેહેરાંમ કાકા ચીન પોતા
ની પેહેડી ખાતે પધારેઆછે અને જે દાહાડે એ મારા બેઉ
નેકબખત કાકાઓએ રૂખસદ લીધી તે દાહાડો હમારા કુ
ટંબમાં ઘણોજ નીરાશીનો તેમજ દુખદાયક ગીઓછે. મા
રા ફરેદુન કાકાતો હું મહીરે અથવા સાસરે હોઉં તોબી દા
હાડામાં એક વખતબી મને જોય નહીતો તેવણને કાંઇજ ચે
ન પડે નહી. એ માહારા હેતગર અને મારા રમુજી બેહે
રાંમ કાકાને છોડતી વખતે હું એક નાદાન બચાંની માફક
રડીછું અને મને જોઇ મારા ફરેદુન કાકાએબી નવધાર આં

સુ ટપકાવેઆં. ખટકે ખટકેથી મારા ફરેદુન કાકાએ કાગજ લખી મને ધીરજ આપીછે અને મારા બેહેરોંઝ કાકાનું કાગજતો વાંચીએ શું કે દલગીરી ઉડી જાય અને હસતાં હસતાં કલેજાં ટુટે. મારા ગંભીર જાંગીર કાકાને વાસતેતો એમજ લખે કે આપણા નીમાજી જાંગીર ભાઈને મારી દુવા વંચાવજો, અને જો આપણી દીનબાઈ હજુર ફરેદુન કાકા ચીન ગીઆ કરી રડતી હોયતો કેહેજો કે એવણને હું તારમાં બેસાડી એકદમ સુરત રવાનાં કરીસ !!

વાંચનાર માહારા મોહોટાં કુટંબનો આ નાહાનો હેવાલ તારી સાંખે ધરીઓછે અને પુછુંછ તે એકીનથી બોલ કે હમે ઘણે દરજજે ખરાં સુખી કે નહી ? અલબત સુખી.

---

## છાકટપણાના અજાએબ ફાયદા.

"જો હંમેશ ગલાંને તરસથી બાલવું હોયતો છાકટ થજે, કારણ જેટલું તું વધારે પીશે તેટલી તુંને વધારે તરસ લાગશે.

"જો તાહારા દોસતો તુંને દુનયામાં મોટો કરવા માંગતા હોય અને તેમની કોશેશો તું રદ કરવા માંગેતો છાકટ થજે, કારણ તેમ કીધાથી તું તાહારી ધારણામાં ફલદરૂપ થશે.

"જો આડે મારગે પડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ સરખો બીજો કોઈ ભુલથાપ ખવાડતો નથી.

"જો ગરીબ અને દલીદરી રેહેવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂથી તાહારા દીલપર પેટ ભરતાં ચીઠરાં રેહેશે.

"જો તાહારાં કુટંબને પાએમાલ કરનાર હોયતો છાકટ થજે, કારણ તાહારો દારૂ તે તાહારાં કુટંબને ભુખમરો પાડશે.

"જો લોકોને હાથે ઠગાવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂથી ઠગારાઓનો ઊપાય સેહેલછે.

"જો તાહારી અકલ ગુંમાવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂથી ગધેડાં કરતાં બતેતર તાહારી વકુફ થશે.

"જો ગલે છુડી ફેરવવાનો વીચાર રાખતો હોયતો છાકટ થજે, કારણ દારૂ એ આપઘાટનો જાનીમીતરછે.

"જો તાહારો ભરમ બાહાર પાડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ જેમ દારૂનો રેલો અંદર ઊતરેછે તેમ ભરમનો રેલો બાહાર નીકલેછે.

"જો પઈસા ગુમાવવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ એ પઈસાનો સતરૂછે.

"જો દોસતો અને ખેશાવંદોને શતરૂ કરવા હોયતો છાકટ થજે, કારણ દારૂ અને દુશમની એ ભાઈબંદછે.

"જો રસતામાં લડવા, હાડકાં પાંસરાં ભાંજવા, ગાડી ઘોડા તલે ચંપાઈ જાવા, અને આકળતે બંદીખાને પડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ તાહારી શઘલી મુરાદ બર લાવશે.

"જો લોકોને તાહારીથી નહસાડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂના અમલવાલાથી લોકો ઊડતા રોગ કરતાં વધારે બીહેછે.

"જો તાહારી આવતી જીંદગીપર પાણી ફેલાવનાર હોયતો છાકટ થજે, કારણ દારૂથી તું તેમ કરી શકશે.

"જો તાહારાં બદનને દુખી કરવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ એ રોગની માતાછે.

"જો મુવા પછી તાહારા જીવને તું પાએમાલ કરવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂને દોજખની મુલાકાતછે."

---

## ગાયન—લગણસરાના ગીત.

થોડુંક થયું હમોએ વાંચનારી બાનુંઓનું લગણસરાના જમણો ઉપર ધેઆન પોચાડેયું હતુ. આજ હમોને લગણસરાના ગીતો ઉપર થોડુંક બોલવુંછે. ગાયન શીખીજછે તેનો શઘલી બાનુઓને જોઈતો ખેઆલ હોય એવું માલમ પડતું નથી. પણ તેમાં તેઓનો મુતલગ વાંક કાહાડી શકાશે નહીં. જો હાલ જમાનાની એક બાલક છોકરીને આજના જમાનાને છાજતી કેળવણી ન મલી તો તે પોતાની અગ્યાન માતાનીજ મુવાફેક ચંદર ગરહણ તે ચાંદ પર પડતો પાપનો બોજ અને વાદલનો ગગડાટ તે હારેમન અને પાક ઈપજદાં સાથે ચાલેલા જંગના ધપકારા એમ બોલયા વગર રેહેજ નહીં. તેમજ સારી જીંદગી શુધી આતસના ગીત અને નરસાઈ મેહેતાપર જોડેલા ગરબા જેઓએ સાંભલેલા તેઓ ખરાં ગાયણનો ખેઆલ તે કેમ બાંધે !

માણસની ઉપર વરસેલા ઈશવરી આશીરવાદોમાં બીજાં ઉતમ જવાહેરોમાં ગાયન શકતી એબી આદમને મલેલું એક ઉતમ જવાહેરછે. ગાયન એ ખુદરતીજ બખશેશછે. પાતરે પાતરે ઉડતાં પંખેરાંના ઘાંટાંમાં પણ ઈશવરે ગાયન શકતી મેલીછે. બરી બામદાદમાં પોતાના શુગંધી બીછાનામાંથી ઉડી મધુર અવાજે પક્ષીઓ ઈશવરની તારીફ ગાયછે; નદી નાલાંઓ પણ ગોપા ગાયન ગાતાં પો

તાની લાંબી મંજલ કાપેછે. માણુસના દીલનો સરદાર, તેના હવસોને દાબનાર, તેની કઠણ છાતીને પીગલાવનાર, તેના મનને તાબે કરનાર ગાયનછે. તકીએ બેહેલો જંગલનો સાધુ ગાંન તાનથી પોતાના પેદા કરનારની ભક્તી કરેછે; એબાદતખાનાઓમાં ઇશવરી ગાયન સાંભલવા રાજાથી તે રંક એક હરોલમાં ઉભાં રહેછે. ગાયનની અસરથી તેઓના પાપી દીલ મોમ સરખાં થઇ જાયછે અને નેકી અને પવીતરાઇનો દરેક પલે તેમની છાતી ઉપર છાપ ઉઠેછે.

એક નાજનીની મોહોબતમાં બંધાએલો જવાન હાથમાં સીતાર લઇ પોતાની ગોલાબ મુઆફેક ખીલતી માશુકને ખીલવેછે; અને તે નાજનીમા ઉભાતો મોહોબતનો ધોત ગાયનનાજ આકારમાં તેણીના હેતવંતા ઉપર પડેછે.

પાલણામાં રડતું નાનું બાલક પોતાની માના ગાયનથી હરખાઇ હસતે ચેહેરે ફુલનો ઢગ થઇ પડેછે અને ખુદેમીઆં પોતાના હાથની લાકડી ગાયનના શરોદપર ફેરવેછે.

ગાયનની કેફમાં સીપાઇ પોતાની સમશેહેર ખેંચી પોતાના દેશના શતરૂને નહસાડવા દોડેછે અને સલાહ થયા પછી ગાયનનાજ શુરમાં પાછો પોતાના વાહાલા દેશમાં પગ મેલેછે.

હરખના પણ ગાયનછે ને ગમગીનીના પણ ગાયનછે. ગાયનથી ખુશ થતો વર રાજા પોતાની માશુકને બગલગીરી કરી ધરમ ઉપાધયાના દેખતાં લગનનો પવીતર કોલ આપેછે; અને એક સીપાઇની રડતી વીધવા પોતાના ભરતારને મુંઓમાં ડાટી વજનતરોનો કલાપીત શાંભલતી પોતાની છાવણીમાં પાછી ફરેછે.

ગાયનની અસરમાં દરદી પોતાના દરદને વીસરેછે, મજુર પોતાની થાક ઉતારેછે, વીધવા પોતાના પશુ બાલકને હાથમાં નચાવતી ભરતારનો ગમ વીસરેછે, લંગડો નાચેછે, પાપી પસતાયછે, ખુંની છુડીને થોભાવેછે, ગીલલાખોર જીભને અટકાવેછે, દુશમન અને દોસત, સાહુકાર અને ફકીર એક કુંડાલામાં ભેગા થાયછે. આવી ગાયનની પાદશાહતછે. માણસના દીલપર એવો તેનો કાબુછે. નહીં આવતો આવે, નહીં નાચતો નાચે, નહીં દોડતો દોડે; નહીં બોલતો બોલે, નહીં ગાતો ગાય એવી ગાયનની જાદુઇછે. જેમ બલતી જોતની આસપાસ રંગ બેરંગી પતંગયું પોતાના શપલાં નખરાં કરી અંતે મોહી પડીને બલતાંમાંજ તરફડેછે તેમજ દીપક માફક ખીલતાં ગાયન ઉપર માણુસ મોહી પડી હરખમાનો હરખમાં તરફડેછે. જેમ મોઢાસમાં મેલેલું ઔષડ બધું ઝટ ગલી જાયછે તેમ ગાયનમાં દીધેલી નશીહત ઝટ માણુસના દીલપર લાગુ પડી જાયછે. કેટલાંક ગાયનમાં અરથ હોયછે જે નશીહત દેનારાં, ઇશવરનો ભય પેદા કરનારાં, અને મોહોબત ઉશકેરનારાં હોયછે. કેટલાંક ગાયન વગર અરથના હોયછે પણ તેમની ગોઠવણી એવીતો કલાથી કીધેલી હોયછે કે કાનને મધુર રાગોથી ભરી નાખેછે, અને દીલને ચમન કરેછે. ગાયન ગાનારાને જેટલી સાબાસી આપીએ તે કરતાં આલે ગાયન જોડનારને સાબાસી ઘટેછે. ગાયનની જોડણી અથવા તેની ખુબી નરસાઇ મેહેતાપર જોડેલા ગરબાઓમાં ઇયા આતસના ગીતમાં મલનાર નથી. ગાયનનું નામ એ કટંગી બેતાલ અને બેશુર જોડણીને છાજતુંજ નથી. ગાયન બે જાતના આવેછે; મોહોડેથી ગાવાના અને વજનતરોમાં ગાવાના. આપણી બાનુંઓ જે રીતે મોહોડેથી ગાયછે તે રીત એવીતો ખરાબ છે કે જલદીથી તે ઉપર તેઓનું ધેઆન્ પોચે એમ હમો ઇછીએ છઇએ. લગનની બામદાદમાં ગવાતાં ગીત (ગીત નામ મુતલગ છાજતું નથી) ગધેડાંના ભોંકવા કરતા કાનને વધારે ખુશ લાગે એવાં નથી. આફરીકાના જંગલીઓના ગીતો એ ગીતો કરતાં ઉતરતાં નથી. નાની નાની છોકરીઓ નીશાલમાં મધુર અવાજે જે ગીતો ગાયછે તે જોકે ગાયનને દરજે કદીમી ચહડે નહીં તોપણ તેઓ સાંભલવા જોગછે. આપણી બાનુઓના ગીતો કરતાં તેમના ગરબા જોકે ચહડતી પાહેરી ધરાવેછે તોપણ તેઓ ઘણા કહોરછે. અરથતો તેમનો ઉડી શકેજ નહી, ઉમદા વીચારો એ ગાયનનો ગોયા જીવછે; જેથી ગાયન ધમધમી રેહેછે. જાંહાંશુધી જીવનો ધપકારો રેહેછે તાંહાંશુધી ગાયન ખીલેછે. શું આપણી બાનુંઓના ગીતોમાં દમ કે સવાહસછે ! કારેલાનો ગરબો, સુરતની હરતાલનો ગરબો, કલજુકનો ગરબો અને એવીજ બીજી ધપના ગરબાઓ જે પારસી બાનુઓ ઘણા હરખથી ગાયછે તે વેલા તેમની બુધ કાંહાં ઉડી જાયછે તે દેખાતું નથી. સોરાબજી ચોકણ છાપનાર નામે એક પારસીએ જે ગરબાની ચોપડી છાપીછે તેની મોટી કીમત છતાં પારસી બાનુઓમાં તેનો ખપ વધયોછે તે જોઇ સંતાપ લાગેછે. એ ગરબાઓને શું નામ આપીએ તે હમને માલમ પડતું નથી. એ ચોપડીના પરસતાવનાથી તે છેક સમાપત શુધી એકબી પાનામાંથી કાંઇ ગ્યાન અથવા રમુજ મલે અથવા તેમાનાં ગીતો ગાયનના નાંમને છાજતાં હોય એવું છેજ નહી. બારણે બારણે વાઘરી ફકીરો જે હાલરડાં ગાઇ પેરાત માંગેછે તે આ ગરબાઓ કરતાં વધારે મધુરછે તથા ગ્યાન આપેછે. હમો દરએક સમજુ બાનુંને એલતેમાશ કરીએ છઇએ કે એવા વગર અરથના અને વગર જીવનાં ગરબાઓ ગાવાથી તથા એવીજ બીજી નીરજીવ ગીતાવલીઓ પોતાને તાહાં રાખવાથી પરેહેજ રેહેવું. જે ગાયનનો હમે ઉપર ચીતાર આપયોછે, તેવું ગાયન હીંદુસતાનીમાછે જે જાહારે સમજવાને પુરૂષોના વાંધા તાહારે બાનુંઓનો તે શું વાંક નીકલે. તબલો, સારંગી, સીતાર, તંબુરો, મોરલી, ધોલ અને એ વગેરે બીજાં વજંતરો હીંદુસતાની ગાયનમાં આવેછે. ગાયન ગાવાનો પેશો કનચનીઓને હાથ પડયાથી આપણી બાનુંઓને હીંદુસતાની ગાયનથી બેખબરી રાખીછે એવું લાગેછે, પણ ખરાબ માણસોને હાથે એક ઉતમ હુનર પડયો તેથી બીજાં માણસોએ તે મેલવવાને પતન ન કરવી એ ગમારોના વીચારછે. જેમ એક ઇયુરોપીઅન સ્ત્રી પોતાના ભરતારને ઇયા તેના દોસતોને પોતાના કોયલ સરખા રાગે પીઆનો વજાડીને આનંદ આપેછે, તેમ પારસી બાનુઓ હાથમાં સીતાર પકડી અછાં હીંદુસતાની ગાયનથી પોતાના ધણીને ખુશ કાં ન કરે તેનો ખુલાશો કોઇ કરતું નથી. જો હાથમાં સીતાર પકડવી એ બેમલાહજા ભરેલું હોયતો બરી બાંમદાદે ઘરોમાં એકઠાં થઇ ગવેડાં મુઆફેક ભોંકવું એ વધારે બેમલાજા ભરેલુંછે. 'નહીં મામાના કહાના મામા ભલા' તેમ ગાયનની ગેરહાજ

સુ ટપકાવેચ્યાં. ખટકે ખટકેથી મારા ફરેદુન કાકાએ કાગજ લખી મને ધીરજ આપીછે અને મારા બેહેરાંમ કાકાનું કાગજતો વાંચીએ શું કે દલગીરી ઉડી જાય અને હસતાં હસતાં કલેજાં ફુટે. મારા ગંભીર જાંગીર કાકાને વાસતેતો એમજ લખે કે આપણા નીમાજી જાંગીર ભાઈને મારી દુવા વંચાવજો, અને જો આપણી દીનબાઈ હજુર ફરેદુન કાકા મીન ગીઆ કરી રડતી હોયતો કેહેજો કે એવણુને હું તારમાં બેસાડી એકદમ સુરત રવાનાં કરીસ !!

વાંચનાર માહારા મોહોટાં કુટંબનો આ નાહાનો હેવાલ તારી સાંમે ધરીઓછે અને પુછુંછ તે એકીનથી બોલ કે હમે ઘણે દરજજે ખરાં સુખી કે નહી ? અલબત સુખી.

---

## છાકટપણાના અજાએબ ફાયદા.

"જો હંમેશ ગલાંને તરસથી બાલવું હોયતો છાકટ થજે, કારણ જેટલું તું વધારે પીશે તેટલી તુંને વધારે તરસ લાગશે.

"જો તાહારા દોસતો તુંને દુનયામાં મોટો કરવા માંગતા હોય અને તેમની કોશેશો તું રદ કરવા માંગેતો છાકટ થજે, કારણ તેમ કીધાથી તું તાહારી ધારણામાં ફ્લદરૂપ થશે.

"જો આડે મારગે પડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ સરખો બીજો કોઈ ભુલથાપ ખવાડતો નથી.

"જો ગરીબ અને દલીદરી રેહેવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂથી તાહારા દીલપર પેટ ભરતાં ચીઠરાં રેહેશે.

"જો તાહારાં કુટંબને પાએમાલ કરનાર હોયતો છાકટ થજે, કારણ તાહારો દારૂ તે તાહારાં કુટંબને ભુખમરો પાડશે.

"જો લોકોને હાથે ઠગાવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂથી ઠગારાઓનો ઊપાય સેહેલછે.

"જો તાહારી અકલ ગુંમાવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂથી ગધેડાં કરતાં બતેતર તાહારી વકુફ થશે.

"જો ગલે છુટી ફેરવવાનો વીચાર રાખતો હોયતો છાકટ થજે, કારણ દારૂ એ આપઘાટનો જાનીમીતરછે.

"જો તાહારો ભરમ બાહાર પાડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ જેમ દારૂનો રેલો અંદર ઊતરેછે તેમ ભરમનો રેલો બાહાર નીકલેછે.

"જો પઈસા ગુમાવવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ એ પઇસાનો સતરૂછે.

"જો દોસતો અને ખેશાવંદોને શતરૂ કરવા હોયતો છાકટ થજે, કારણ દારૂ અને દુશમની એ ભાઈ બંદછે.

"જો રસતામાં લડવા, હાડકાં પાંસરાં ભાંજવા, ગાડી ઘોડા તલે ચંપાઈ જાવા, અને આંકેબતે બંદીખાને પડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ તાહારી શઘલી મુરાદ બર લાવશે.

"જો લોકોને તાહારીથી નહસાડવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂના અમલવાલાથી લોકો ઊડતા રોગ કરતાં વધારે બીહેછે.

"જો તાહારી આવતી જીંદગીપર પાણી ફેરવનાર હોયતો છાકટ થજે, કારણ દારૂથી તું તેમ કરી શકશે.

"જો તાહારાં બદનને દુખી કરવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂ એ રોગની માતાછે.

"જો મુવા પછી તાહારા જીવને તું પાએમાલ કરવા માંગતો હોયતો છાકટ થજે, કારણ દારૂને દોજખનીજ મુલાકાતછે."

---

## ગાયન—લગણસરાના ગીત.

થોડુંક થયું હમોએ વાંચનારી બાનુંઓનું લગણસરાના જમણો ઉપર ધેઆન પોચાડેયું હતું. આજ હમોને લગણસરાના ગીતો ઉપર થોડુંક બોલવુંછે. ગાયન શી ચીજછે તેનો શઘલી બાનુઓને જોઈતો ખેઆલ હોય એવું માલમ પડતું નથી. પણ તેમાં તેઓનો મુતલગ વાંક કાહાડી શકાશે નહીં. જો હાલ જમાનાની એક બાલક છોકરીને આજના જમાનાને છાજતી કેળવણી ન મલી તો તે પોતાની અગ્નાન માતાનીજ મુવાફેક ચંદર ગરહણ તે ચાંદ પર પડતો પાપનો બોજ અને વાદલનો ગગડાટ તે હારેમન અને પાક ઈપનદાં સાથે ચાલેલા જંગના ધપકારા એમ બોલયા વગર રેહેજ નહીં. તેમજ સારી જીંદગી શુધી આતસના ગીત અને નરસાઈ મેહેતાપર જોડેલા ગરબા જેઓએ સાંભલેલા તેઓ ખરા ગાયણનો ખેઆલ તે કેમ બાંધે ?

માણુસની ઉપર વરસેલા ઈશવરી આશીરવાદોમાં બીજાં ઉતમ જવાહેરોમાં ગાયન શકતી એવી આદમને મલેલું એક ઉતમ જવાહેરછે. ગાયન એ ખુદરતીજ બખશેશછે. પાતરે પાતરે ઉડતાં પંખેરાંના ઘાંટાંમાં પણ ઈશવરે ગાયન શકતી મેલીછે. બરી બામદાદમાં પોતાના શુગંધી બીછાનામાંથી ઉડી મધુર અવાજે પક્ષીઓ ઈશવરની તારીફ ગાયછે, નદી નાલાંઓ પણ ગોયા ગાયન ગાતાં પો

તાની લાંબી મંજલ કાપેછે. માણસના દીલનો સરદાર, તેના હવસોને દાબનાર, તેની કઠણ છાતીને પીગલાવનાર, તેના મનને તાબે કરનાર ગાયનછે. તકીએ બેઠેલો જંગલનો સાધુ ગાંન તાનથી પોતાના પેદા કરનારની ભકતી કરેછે, એબાદતખાનાઓમાં ઈશવરી ગાયન સાંભલવા રાજાથી તે રંક એક હરોલમાં ઉભાં રહેછે. ગાયનની અસરથી તેઓના પાપી દીલ મોમ સરખાં થઈ જાયછે અને નેકી અને પવીતરાઈનો દરેક પલે તેમની છાતી ઉપર છાપ ઉઠેછે.

એક નાજનીની મોહોબતમાં બંધાએલો જવાન હાથમાં સીતાર લઈ પોતાની ગોલાબ મુઆફેક ખીલતી માશુકને ખીલવેછે; અને તે નાજનીનો ઉલાતો મોહોબતનો ધોત ગાયનનાજ આકારમાં તેણીના હેતવંતા ઉપર પડેછે.

પાલણામાં રડતું નાનું બાલક પોતાની માના ગાયનથી હરખાઈ હસતે ચેહેરે ફુલનો ધગ થઈ પડેછે અને મુઠેમીઆં પોતાના હાથની લાકડી ગાયનના શરીરપર ફેરવેછે.

ગાયનની કેફમાં સીપાઈ પોતાની સમશેહેર ખેંચી પોતાના દેશના શતરૂને નહસાડવા દોડેછે અને સલાહ થયા પછી ગાયનનાજ શુરમાં પાછો પોતાના વાહાલા દેશમાં પગ મેલેછે.

હરખના પણ ગાયનછે ને ગમગીનીના પણ ગાયનછે. ગાયનથી ખુશ થતો વર રાજા પોતાની માશુકને બગલગીરી કરી ધરમ ઉપાધયાના દેખતાં લગનનો પવીતર કોલ આપેછે; અને એક સીપાઈની રડતી વીધવા પોતાના ભરતારને ભુંમીમાં ડાટી વજનતરોનો કલાપીત શાંભલતી પોતાની છાવણીમાં પાછી ફરેછે.

ગાયનની અસરમાં દરદી પોતાના દરદને વીસરેછે, મજુર પોતાની થાક ઉતારેછે, વીધવા પોતાના પશુ બાલકને હાથમાં નચાવતી ભરતારનો ગમ વીસરેછે, લંગડો નાચેછે, પાપી પસતાયછે, ખુંની છુડીને થોભાવેછે, ગીલલાખોર જીભને અટકાવેછે, દુશમન અને દોસત, સાહુકાર અને ફકીર એક કુંડાલામાં ભેગા થાયછે. આવી ગાયનની પાદશાહાતછે. માણસના દીલપર એવો તેનો કાબુછે. નહીં ચાલતો ચાલે, નહીં નાચતો નાચે, નહીં દોડતો દોડે; નહીં બોલતો બોલે, નહીં ગાતો ગાય એવી ગાયનની જાદુઈછે. જેમ બલતી જોતની આસપાસ રંગ બેરંગી પતંગયું પોતાના શઘલાં નખરાં કરી અંતે મોહી પડીને બલતાંમાંજ તરફડેછે તેમજ દીપક માફક ખીલતાં ગાયન ઉપર માણસ મોહી પડી હરખમાંનો હરખમાં તરફડેછે. જેમ મીઠાસમાં ભેલેલું ઔષડ બધું ઝટ ગલી જાયછે તેમ ગાયનમાં દીધેલી નશીહત ઝટ માણસના દીલપર લાગુ પડી જાયછે. કેટલાંક ગાયનમાં અરથ હોયછે જે નશીહત દેનારાં, ઈશવરનો ભય પેદા કરનારાં, અને મોહોબત ઉશકેરનારાં હોયછે. કેટલાંક ગાયન વગર અરથના હોયછે પણ તેમની ગોઠવણી એવીતો કલાથી કીધેલી હોયછે કે કાનને મધુર રાગોથી ભરી નાખેછે, અને દીલને ચમન કરેછે. ગાયન ગાનારાને જેટલી સાબાસી આપીએ તે કરતાં આલે ગાયન જોડનારને સાબાસી ઘટેછે. ગાયનની જોડણી અથવા તેની ખુબી નરસાઈ મેહેતાપર જોડેલા ગરબાઓમાં ઈયા આતસના ગીતમાં મલનાર નથી. ગાયનનું નામ એ કઢંગી બેતાલ અને બેશુર જોડણીને છાજતુંજ નથી. ગાયન બે જાતના આવેછે; મોહોડેથી ગાવાના અને વજનતરોમાં ગાવાના. આપણી બાનુંઓ જે રીતે મોહોડેથી ગાયછે તે રીત એવીતો ખરાબ છે કે જલદીથી તે ઉપર તેઓનું ધેઆન પોચે એમ હમો ઈછીએ છઈએ. લગનની બામદાદમાં ગવાતા ગીત (ગીત નામ મુતલગ છાજતું નથી) ગધેડાંના ભોંકવા કરતાં કાનને વધારે ખુશ લાગે એવાં નથી. આફરીકાના જંગલીઓના ગીતો એ ગીતો કરતાં ઉતરતાં નથી. નાની નાની છોકરીઓ નીશાલમાં મધુર અવાજે જે ગીતો ગાયછે તે જોકે ગાયનને દરજે કદીબી ચહડે નહીં તોયપણ તેઓ સાંભલવા જોગછે. આપણી બાનુઓના ગીતો કરતાં તેમના ગરબા જોકે ચહડતી પાહેરી ધરાવેછે તોયપણ તેઓ ઘણા કઠોરછે. અરથતો તેમનો ઉઠી શકેજ નહી, ઉમદા વીચારો એ ગાયનનો ગોયા જીવછે; જેથી ગાયન ધમધમી રેહેછે. જાંહાંશુધી જીવનો ધપકારો રેહેછે તાંહાંશુધી ગાયન ખીલેછે. શું આપણી બાનુંઓના ગીતોમાં દમ કે સવાહસછે ? કારેલાનો ગરબો, સુરતની હરતાલનો ગરબો, કલજુકનો ગરબો અને એવીજ બીજી ધપના ગરબાઓ જે પારસી બાનુઓ ઘણા હરખથી ગાયછે તે વેલા તેમની બુધ કાંહાં ઉડી જાયછે તે દેખાતું નથી. સોરાબજી ચીકણ છાપનાર નામે એક પારસીએ જે ગરબાની ચોપડી છાપીછે તેની મોટી કીમત છતાં પારસી બાનુઓમાં તેનો ખપ વધયોછે તે જોઈ સંતાપ લાગેછે. એ ગરબાઓને શું નામ આપીએ તે હમને માલમ પડતું નથી. એ ચોપડીના પરસતાવનાથી તે છેક સમાપત શુધી એકબી પાનામાંથી કાંઈ ગાન અથવા રજુ મલે અથવા તે માંતાં ગીતો ગાયનનાં નાંમને છાજતાં હોય એવું છેજ નહી. બારણે બારણે વાઘરી ફકીરો જે હાલરડાં ગાઈ ખેરાત માંગેછે તે આ ગરબાઓ કરતાં વધારે મધુરછે તથા ગાન આપેછે. હમો દરએક સમજુ બાનુંને એલતેમાશ કરીએ છઈએ કે એવા વગર અરથના અને વગર જીવનાં ગરબાઓ ગાવાથી તથા એવીજ બીજી નીરજીવ ગીતાવલીઓ પોતાને તાંહાં રાખવાથી પરેહેજ રેહેવું. જે ગાયનનો હમે ઉપર ચીતાર આપયોછે, તેવું ગાયન હીંદુસતાનીમાંછે જે જાહારે સમજવાને પુરૂષોના વાંધા તાહારે બાનુંઓનો તે શું વાંક નીકલે. તબલો, સારંગી, સીતાર, તંબુરો, મોરલી, ઘોલ અને એ વગેરે બીજાં વજંતરો હીંદુસતાની ગાયનમાં આવેછે. ગાયન ગાવાનો પેશો કનચનીઓને હાથ પડયાથી આપણી બાનુંઓને હીંદુસતાની ગાયનથી બેખબરી રાખીછે એવું લાગેછે, પણ ખરાબ માણસોને હાથે એક ઉતમ હુનર પડયો તેથી બીજાં માણસોએ તે મેલવવાને યતન ન કરવી એ ગમારોના વીચારછે. જેમ એક યુરોપીઅન સ્ત્રી પોતાના ભરતારને ઈયા તેના દોસતોને પોતાના કોયલ સરખા રાગે પીઆનો વજાડીને આનંદ આપેછે, તેમ પારસી બાનુઓ હાથમાં સીતાર પકડી અછાં હીંદુસતાની ગાયનથી પોતાના ધણીને ખુશ કાં ન કરે તેનો ખુલાશો કોઈ કરતું નથી. જો હાથમાં સીતાર પકડવી એ બેમલાહજા ભરેલું હોયતો ખરી બામદાદે ઘરોમાં એકઠાં થઈ ગધેડાં મુઆફેક ભોંકવું એ વધારે બેમલાજા ભરેલુંછે. 'નહીં મામાના કહાના મામા ભલા' તેમ ગાયનની ગેરહાજ

રીઆ ગોપનો ગમે તેવું બકે એમ કેટલાક કેહેશે. પણ હમારૂં આધીન મત એછે કે જે ગીતો અને ગરબાઓ હાલ પારસી બાનુંઓ તેહેવારના દીવસો ઉપર ગાયછે તે કોઈબી રીતે તેમને છાજતા નથી. બેહેતર કે તેટલો વખત તેઓ બીજી નીરદોષ રમતમાં ગુજારે. નરમદાશંકર, દલપતરામ, નાનાભાઇ, અને બીજા જે ગુજરાતીઓ જેઓ જોહેલી કવીતાઓ આ ચોપાનીઆંને છેડે હંમેશ આવેછે તે ઉપર વાંચનારી બાનુંઓએ કવચીત લક્ષ દીધેલું માલમ પડતું નથી. કદાચ સમજવાને એ કવીતાઓ તેમને ભારી લાગતી હશે પણ જો તેઓ તેમના ધણીઓ પાસેથી સમજવાને તસદી લીગેતો એ કવીતાઓ તેમના દલદરી ગરબાઓ કરતા કેટલી ચહડતીછે તેનો તરત ખેઆલ આવશે. પારસી બાનુંના હાથમાં તંબુરો હોય તે વખત ઘણોજ ફુટછે, પણ હમારી એલતેમાશ એટલીજછે કે ગાયનને જેવી રીતે પડતું નાખ્યુંછે તે પારસીઓની સંસારી હાલતનો અછો ચીતાર આપતું નથી. દર રાતે જો સરવે બાનુંઓ મધુર રાગે પોતાના ખાવંદોને ગાયનથી જીતી લીએતો અરધું સંસારી દુખ પારસીઓમાંથી નાબુદ થઈ જાય અને કુથલાઓ અને કુસંપમા જતો વખત સમારગે વપડાય અને ધણી હાથમા ચોપડી લઈ બેસે અને ધણીઆની ધુવડ માફક સામી બેસી ધુરે એવો માઠો દેખાવ કવચીતજ નજરે પડે. કુટંબની અ દર પેયારના જહુરા વેહેતા કરવાનું ગાયન એક મોટું શાધનછે અને જલદીથી દેશી બાનુઓ એ ઉતમ હુંનર હાંસેલ કરે એવું હમો ઇછીએ છઈએ. સારો દીવસજ ગાયનમાં ગુજારવો તેતો ધંધાદારી ગવઈઆનું કામછે જે કરવાને હમો બાનુઓને કદીબી ભલામણ કરનાર નથી. ફુરસદને વખતેજ ગાયન ઠીક લાગેછે. વલી ખરાબ ગાયનોથી પરેજ રેહેવાને ખુબ ચોકસી રાખવી જોઈએ. ખરાબ ગાયનોથી નીતી બગડેછે, નકામાં હવસો ઉશકેરાયછે, મન નબલું પડેછે, અને ફાયદાને બદલે નુકશાન થાયછે.

જાહારે દરેક કોમમાં ઈશવરની ભકતી ગાયનમાં માલેછે તાહારે ચોખાં ગાયનમાં અનીતી કેમ હોય અને તે બાનુઓને કાં નહીં શીખાદાય તે વીચારી શકાતું નથી ઈશવરે બાનુઓનો અવાજ મરદ કરતાં વધારે કોમલ કીધોછે અને એક નાજનીના મોહોમાંથી મધ સરખા મીઠા શબદો શાંભલી મરદપર અસર થાયછે. આટલું દેખાડવા પછી હમો એ બાબદ સમજુ બાનુઓ તથા તેમના દાનાવ ભરતારોના વીચાર ઉપરજ મેલીએ છઈએ. પણ આટલું બોલવા બાદ એક બીજી વાત ઉપર અખાડા થઈ શકતા નથી. ઘણુંખરૂં એક પારસીને તાંહાના સાજનની આગલ વાજાંવાલાઓ વજાડતા વજાડતા ચાલેછે. લગન સરખી પવીતર મીજલસની આગલ ગાયન ચાલે એ ઓર તેની પવીતરાઈમાં વધારો કરેછે. પણ શું 'નાનખટાઈ' વાજાં ખરેખર પસંદ કરવા જોગ છે ? એકના પગમાં બુટ નહીં, બીજાનો દગલો કાલો, તરીજાનો રાતો, એકના પગમાં પાટલુન, બીજાના પગમાં ધોતીયું અને એવો દેહેકાની જેવો પોશાક એ વાજાંવાલાઓ પેહેરેછે જેથી ખરેખર હસી ઉતપન થાયછે. જેઓ પાલવે રીજમીટના વાજાંના મધુર સુંદર શરોદો દર વેલા શાભલતાં હશે તેઓને આ દેહેકાની વાજાંવાલાઓના ગાયન કેવાં કઠોર લાગતાં હશે ? દરેક સાજનની આગલ રીજમીટનું વાજું ચાલવું જોઈએ એમ હમો કેહેતા નથી. જો શઘલા પારસીઓ એક ફંડ ઉભું કરી તરણચાર અછાં વજનતર વાલાઓની ટોલી ઉભી કરેતો તે બની શકે તેવુંછે. જે ફીરંગી બેનડવાલાઓની ટોલકીઓ જગે જગ દેખાયછે તે આ મુસલમાનોથી વધારે વાકેફગારછે પણ તોબી જોઇતું ગાયન તેઓથી મલી શકતું નથી. જો એવા વજનતર વાલાઓ વગર ચલાવવામાં આવેતો બેહેતર કારણ તેઓથી ઉલટી પારકાઓમાં હશી થાયછે.

---

## રેતીનાં વટોલીઆ.

બરૂસ નામનો નામીચો મુસાફર આફરીકાનાં રનમાં ભોગવેલી મુશીબતોનો નીચે મુજબ ચીતાર આપેછે :—

"ખુદરતનો સઊથી એક અજાએબ અને તલેસમતી દેખાવ હમારી નજરે પડયો. હમો એક બોહોલાં, નજર ફેરવીએ તો આકાશ રેતી સાથે મલેલુંજ દેખાય એવાં એક રેતીનાં રનમાં હતા. પશચીમથી ઊતર તરફ ઊડતા ઊડતા રેતીનાં ગંજાવર ફુવારાઓ જગે જગ હમોએ જોયા. હમણા તેઓ આવી આપણને ડાટી મેલશે એમ હમો ડરતા હતા પણ થોડીક રેતી મોહોમાં જવા શીવાય હમુને ઈજા પોંહોંચી નહી. તેઓ એટલાતો ઊંચા ઊડતા હતા કે જાને આકાશને અથડીને પાછા પડે. કેટલીએક વખતે તેઓનાં વચમાંથી બે તુકડા થઈ જાય. હમારા ધારયા પરમાંણે એ ફુવારાઓની આસરે દસ ફીટ જાડાઈ હતી. હમો આ ખુદરતની કરાંમતથી એટલાતો આનંદ અને અજાએબ થયા કે તેનો ખેયાલ બીજાઓને આપવાને માહારામાં તાકાત નથી; પણ એટલુંબી કેહેવું જોઇએ કે હમારા દીલપર દેહેસતનો પણ છાપ ઊઠેલો હતો. સરીએતનો ઘોડો પણ તેગની જહડપ આગલ હાર ખાય એવું જાહારે મહને માલમ પડયું તાહારે જે જગા ઊપર હું ઊભો હતો તે જગા ઊપરથી એક દગલું પણ આગલ ભરવાની મારામાં તાકાત રહી નહીં. એ ફુવારાઓ એટલાતો આજુ બાજુ ઊડતા હતા કે ખરૂં બોલુંતો સુરજને પણ તેઓએ જાંખો કીધો હતો અને શઘલું જાંખુ કરી કીરનોનાં પરકાશથી તેઓ એટલાતો ચકચકી રહયા હતા કે આફરીકાનાં જંગલમાં ખુદરતે આતસબાજીનાં ગોયા બાન ઊરાડયાં હતાં.

હુમારી સાથનાં લોકો છાતી કુટવા લાગાં. કોઈ કેહે કે પરૂથવી ભશમ થઈ ૨નાં થાયછે, કોઈ કેહે કે શયલાં ને માટે દોજખનું બારનું ઊઘડેછે અને કોઈ કેહે કે છેલો ઈનસા૨નો વખત નજદીકછે."



## કલીકોટ.

આ શેહેર મુંબઈની દક્ષીણ દીસાએ આવેલુંછે. જારે પેહેલાં વેહેલાં **વાસકુ ડી ગામા** નામનો એક પોરટુગીજ કપતાન હીંદુસતાન તરફ મુસાફરી કરવા આવયો હતો તારે કલીકોટ શેહેરનું તેણે બંદર કીધું હતું. તાંહાંના રાજા જેહેને આમોરીન કરી કહેતા તેણે પેહેલાં એ ધણીની અછી મદારત કીધી હતી, પણ મુસલમીન લોકોની ઊશકેરનીથી આ મુસાફરને બંદીખાંને નાખયો હતો; જેમાંથી છુટકાંનેવાર તે પોતાને સવદેશ નાહાસી ગયો. **વાસકો ડી ગામા** પછી બીજા ઘણા મુસાફરો એ શેહેરમાં આવી ગયા હતા. **આલ્લબુકરક** નામના એક ઈચારીપીઆને કલીકટ લેવા ધસારો કીધો હતો, પણ તેનું કાંઈ વલયું ન હતું. હેદરાબાદના ટીપુસુલતાને કલીકોટના લોકો પર ભારી જાસતી ગુજારી હતી અને એ જાલમીની સાંમે ઈંગરેજ સરકાર, એ શેહેરના ગરીબ લોકોની તરફથી લડી હતી. એ શેહેર હાલ ઈંગરેજ સરકારના તાબામાંછે. એ શેહેરમાં હજુ એક નામનો રાજો પડી રહયોછે જેને ઈંગરેજ સરકાર ખેડો મુસારો આપેછે. એ રાજાને હસતક હજુર કેટલાક સારા બાગ બગીચાછે. કલીકોટની જમીન રસાલછે; પણ ખેતી બરોબર થતી નથી. ચાવલ તથા બીજી જાતનો અનાજ ઠીક ઊતપન થાયછે. તજ, એલચી, લવંગ, આંબા, ફણસ, કેલાં એમની અછી પેદાસછે. નાલીએરીની ઊતપંતી પુશકલછે. પાસેની પાહાડી જગાઓમાં મોટા મોટા બગીચાઓછે, જાંહાં મુખય કરી કાફી ઊગાડવામાં આવેછે. એ વગેરે સાગ, સુખડ, બામણુ તથા બીજાં ઘણાંક જાતના ઝાડો ઊગેછે. કલીકોટી સાગની તારીફછે. એ શેહેરનાં લોકો મુખય કરી હીંદુછે. હીંદુઓની ચાર મોટી નાતોછે. શુદર એ સરવેથી ઊતરતી નાતછે અને એ નાતનાં લોકો ઘણુંકરી કલીકોટમાં વસેછે. શુદરની નાતમાં બીજી નાતનાં તડાં પડયાંછે. નાએર, તીએર અને મુકર એ શુદર જાતીનાં વીભાગછે. એઓ એકએકનાં દેહેડામાં જઈ શકતા નથી. જો એક નાએર કોઈ તીએરને અડકે અથવા થોડેક દુરથી જોય તો નાહેછે. નાહાયા વગર તે ઘરમાં જાતો નથી. એઓમાં વારસો આપવાની રીત જુદીજછે. બાપની મીલકત દીકરાને નહી પણ ભાનેજને મલેછે. કલીકોટનાં લોકો કોઈ કોઈ વખતે અછી બાહાદુરી દેખાડેછે. એવો ઘણા વેહેમીછે પણ રીતભાતે સાદાછે. એઓ ઘણાખરા નાગા ફરેછે. એઓની ભાશાને 'મલયાલમ' કહેછે. ઈંગરેજ લોકો ગામથી પાંચ મઈલ ઊપર વસેછે. ઈંગરેજી ચોલજરો પણ તાંહાંજ રહેછે. એ શેહેર મધરાજ ઈલાકામાં આવેલુંછે. તાંહાંના ઘર ઘણાખરાં રૂડોડનાં હોયછે. તવંગરોનાં ઘર ઈંટનાં બાંધેલાં હોયછે, તાંહાંના ધોરી રસતા પોહોલા ને સાફછે. પણ ગામની અંદર રેહેનારા અને માપલાઓ જેઓ પણ આ શેહેરમાં વસેછે તેઓ ઘણી ગલીચી રાખેછે. ઈંગરેજ સરકારે ઈસપીટાલ તથા દવાખાનાં બાંધેલાંછે. એક દવાખાનું ધરમનુંછે. કલીકટ મુંબઈથી ૮૫૧ મઈલ દુરછે. આગબોટમાં પાંચ દાહાડે તાંહાં જવાઈ શકાયછે. મધરાજથી કલીકટ ૫૦૧ મઈલ દુરછે; જે ટપો રેલવેથી એક દાહાડામાં કપાયછે. આગ ગાડીનું મથક બેપુરમાં છે જે કલીકટથી ૭ મઈલ દુરછે. એ ગામમાં એક મોટી કોરટ, એક હજુર કચેરી તથા એક નાની કોરટ ઈંગરેજ લોકોએ અસથાપીછે. એ ગામમાં વરસાદ સારો પડેછે. છોકરાંઓને માટે એક સરકારી નીશાલછે તથા બીજી પાદરીઓની પણ નીશાલોછે. કલીકટમાં પારસીની ટુક વસતીછે જેઓનો મોભો તાંહાં મોટોછે. કરોસટમસનાં દાહાડા ઊપર આગબોટે બેસી મલબાર કોસતો ખેડવાની તક ઘણીજ સારીછે. તારીખ ૨૫ મી ડીસેમબરે એક આગબોટ ઊપડેછે તે કોચીન વેર જઈને પાછી ૩ જી જાનેવારીએ મુંબઈ આવી શકાયછે. (મલેલું.)



## સીઆમ દેશની ઓરતો અને તેમના છોકરાં.

સીઆમ દેશ, એ દેશની ઓરતો અને તેમના છોકરાંનો હેવાલ જાનવાજોગછે. એ દેશમાં છોકરાંઓને ચોકસ ઊમરે પુગે નહી તાંહાંસુધી પાધરાં કપડાં પેહેરાવવામાં આવતાં નથી. મોટા દાહાડાઓ પર તેઓના આંગ પર કપડાં જોવામાં આવેછે. મોટાં લોકો

ના બાર વરસની ઊમરનાં છોકરાંઓ ગલામાં એકથી તે સાત શુધી સોણાની શાકલીઓ ઓલવેછે. માથા ના આગલા ભાગ ઊપર બાલ વધારવામાં આવેછે, જેનો ચોટલો કરી ગાંઠ મારવામાં આવેછે, પણ માથાનો પાછલો ભાગ સીઆમીસો બોરાવેછે. છોકરા અને છોકરીઓનો પોશાક એકસરખો હોયછે જેથી તેઓ ઓલખાઈ શકાતાં નથી. બાર વરસની ઊમર થઈ કે છોકરાંનો આગલો ચોટલો કાતરવામાં આવેછે. કાતરીઆ પછી બાલનું ગોલ કુંદારૂં માથાંપર પડી રેહેછે. પુરૂશ એ ગોલ કુંદારાના બાલને જરા વધવા દીએછે, પણ ઓરતને તેટલું ને તેટલુંજ રાખવું જોઈએ. ઓરતો બાલને હંમેશ તેલ લગાડેછે. સીઆમીસ ઓરત જારે નદીમાં ચાર પાંચ વખત બુડકી મારે અને તેનો એક પણ બાલ ખરો થાય નહી તારેજ એમ સમજે કે માથું બરાબર હોરાયુંછે. આગલો ચોટલો કાપવાની કીરીઆ ખુબ ધુંમધામથી થાયછે; અને એ કીરીઆથી ઓરત અથવા પુરૂશ પોતાની સમજણમાં આવયો એમ ગણાયછે. છોકરી પરણ્યા પછી ઘરેણું પેહેરવાનું માંડી વાલેછે; અને એ ઘરેણું પોતાના બચાંને મારે જાલવી રાખેછે. છોકરાઓ પાદરીને તાંહાં શીખવા રેહેછે અને થોડું ઘણું વાંચવા લખવાનું ગ્નાન મેલવેછે. સીઆમની ઓરતો પણ કેટલીએક લખી વાંચી જાંણેછે. ઓરતો તરેહવાર ધંધામાં મશગુલ રેહેછે. ઓરતનો દરજો બીજાં ગમાર દેશો કરતાં સીઆમમાં વધારે ચહડતોછે. ઘરનો કારોબાર ચલાવવામાં ઓરતનો ભાગ મોટોછે. ઘરનો સરાફ પણ ઓરતજછે અને મરદ પોતાની સઘલી પેદાસ ઓરતને હસતક કરેછે, એ ઓરતો ઘણીજ ચાલાકછે અને તેમની રીતભાત ઘણી જંગલી નથી. મરદની સાથે એઓ આમેજ થાયછે અને પરદામાં કેદ નથી.

સીઆમ દેશની ઓરતો અને મરદો આખો દીવસ સોપારી ચાવેછે. સઘલી ઊમરના અને સઘલી વરણના લોકો સોપારી ચાવેછે. નાહાના નાહાના છોકરાંઓના મોહોમાંથી પણ રાતી હોજ આખો દાહાડો ગલેછે. એક સોપારી ચવાઈ રહી કે બીજી મોહોમાં ગયલી છેજ. સોપારી ખાધાથી હોથ ઘણા મોટા થાય છે અને તેઓ એક જાતનો રાતો રંગ પકડેછે. સીઆમીસ લોકો કેહેછે કે સોપારી વગર હમો જીવી શકીએ નહી. સોપારી તેમના દાંતને નુકશાન કરેછે પણ તેમની તંદરોસતીને ઈજા કરતી નથી. વલી બીડી પીવાનો સીઆમમાં મોટો રેવાજછે. ઓરતો, મરદો અને છોકરાંઓને દાહાડામાં કેટલેક ચોકસ વખતે બીડીતો પીવીજ જોઇએ. પાંચ વરસની છોકરીઓ કાંમ કરતી કરતી બીડી પીએછે. સીઆમીસો બોલતી વખતે લથરેછે અને તે સોપારીની ગોહોકાનછે, અને જેમ આપણા મેહેતાજીઓ કાનમાં કલમ ખોશેછે તેમ સીઆમીસોના કાનમાં બીડી ખોશેલી હોયછે.

---

## બંદગી.

કેટલીવાર બંદગી ઊપર લખાયુંછે, પણ કેટલીવાર પારસી બાનુંઓએ એ ઊપર ધેયાન આપયુંછે! આપણા કદીમ પારસીઓએ ૧૨૦૦ વરસની વાત ઊપર જાહારથી શેહેરે ઈરાનથી મુસલમીન લોકોનાં દોરથી નાસી હીંદુસતાનની જમીન ઊપર પગ મેલયો નાહારથી તે આજ સુધી તેઓએ જમાનાનાં દોરથી દેશ, ભાશા અને ધરમ મેલયોછે. પરૂથવીની ઊપર બે કમનશીબ ફીરકાઓછે અને તેઓ ઈઆવધી અને પારસીઓછે. બાપીકી ચંચલાઈ, અને હીંમતથી આ બેહુ ટોલા આજે પાછા ઇંગરેજી રાજનાં છાયા તલે ઊગી નીકલયાછે અને એક ટોલો ઈંગલંડમાં રાજદરબારે અને વેપારમાં ખીલેછે અને બીજો રાજદરબારે અને વેપારમાં પશચીમ હીંદુસતાનમાં વધયોછે. દેશ ગયું અને ભાશા ગઇ તેનો જાજો મુજાકો નથી. દઈવ જોગે ઇંગરેજોનાં રાજમાં વસયા છઈએ જેની અદલ નીતીથી આગલી પાદશાહાતની ઈયાદદાસતને આપણ વીસરી ગયા છઈએ, અને ફારસી ભાષાની લેહેજત અને મીઠાશ જોકે ખોયોછે તોયપણ એક બીજી વધારે ઊતમ ભાશા શીખયા છઈએ જેથી મનને ખુબ પુશટી મલીછે અને અંધારામાં ગોતાં ખાતા હતા તે થોડું ઘણું અજવાલું હાથ લાગુંછે. પણ મોટી અફશોશકારક બીનાં એછે જે આપણા કદીમોનો પવીતર ધરમ હાથથી ગયોછે. જરતોસતીઓનાં શઘલાં ધરમ પુસતકો જોકે મુસલમીનોએ સલગાવેલી આગમાં જહલી ગયાંછે તોયપણ તેમની નીતી અને પવીતરાઈનો પમરાટ હજુર શઘલે પસરેછે અને તેમની લપટ અને સુગંધપર યુરપનાં બડે બડે ઓલમાઓ પણ મોહીત થઈ પડયાછે. એ નીતી અને પવીતરાઈ

નું ઢાંકણ—આપણી કોરીઆઓ એઓએ હીંદુ લે
બાસ ઘણોખરો ઓલવયોછે જે જોઈ દીલે ગમગીની
ચહડેછે. આસતે આસતે એ કોરીઆઓ ખરી કંઈ
અને ખોટી કંઇ તે ઊપર વારંવાર વાંધા ઊઠેછે. ગ
યા આંકમાં હમોએ ઈગલંડનાં રાજા ૮ માં હેનરીનો
હેવાલ લખયો હતો તેમાં એ પાદશાહને ઈટલીનાં પોપ
ઈયાને વડા ધરમગુરૂ સાથે થયલા જઘડા વીશે ટુંક
માં લખયું હતું તે દાનેશમંદ વાંચનારાંઓને ઈયાદ
હશે. એ રાજાનાં અને તેના બેટાનાં વખતમાં એક
ઘણોજ અગતનો બનાવ બનયો હતો. અસલ ખરી
સતીઓનાં ધરમ પુસતક લાટીન ભાશામાં લખેલાં હતાં.
પણ તે ભાશા મરણ પાંમવાનાં સબબથી આખાં ઈંગ
લંડમાં ધરમનું બહુ અગ્નાનપણું ચાલતું હતું. એટ
લા માટે શઘલાં લોકોને પોતાની દીનનાં ફરમાનો સમ
જ પડે તેના સબબથી ધરમ પુસતકોનો ઈંગરેજી તર
જુમો થયો હતો અને તે વાંચવા દરેક જણ હરખથી
પડયા હતા. એ બનાવ બનતી વખતે ઈંગલંડ શું કે
આખાં યુરપમાં ઘોંગાટ મચી રહયો હતો; લડાઈનાં વા
દલ ઘેરાઈ આવયાં હતાં, અને સેંકડોનાં જાંન નાહેક
બરબાદ થયા હતા. હાલ આપણા પારસીઓએ ફા
રસી અને જંદ પેહેલવીનો અભયાસ કરવો જોઇએ જે
બનવું ઘણું કઠણછે; ઈયાનો લાયક અને કાબેલ પુરૂશો
ને ઠેરવી જરતોસતી ધરમ પુસતકોનાં ગુજરાતીમાં તર
જુમાં થવા જોઇએ જેથી સરવે જરતોસતીઓને પોતા
નાં પાક પેગંમબરનાં ફરમાનોની વાકેફગારી મલે અ
ને જરતોસતી ધરમની ખાલેશ ખુબી પાછી સજીવન
કરવી જોઇએ. જરતોસતીઓ બરી ફજરે ઊઠી પો
તાના પેદા કરનારની જંદ અવસતા પઢી ઈયાદ ગુજા
રે એમાં બીલકુલ અનઘટારત નથી ઓર ઘણુંજ ફાય
દાકારક અને વખાનવા જોગછે, પણ જાહારે તે અવ
સતાનાં અરથની સમજણ નહી તાહારે તે અમસ્થકી
બકબકારોછે. એકજ ઈશવરની બંદગી કરવી એ જ
રતોસત પેગામબરનો સરવેથી મોતેબર પેગામછે. જે
ધરમ પાંચ વખત એકજ ઈઝજદાંની બંદગી ફરમાવે
તે ધરમની પવીતરાઈપર પછી કોણ શક લઇ જાય.
બંદગી એ માણસને અવશય છે. જે ઈશવરે આપ
ણને હસતી આપી, જે ઈશવરે શઘલી રીતે આપણ
ને સુખ બખશયું, જે ઈશવરને લીધે આ શરૂશટી, તે
ઈશવરની હરદમ બંદગી ગુજારવી એ માણસની પેહ
લાંમાં પેહેલી ફરજછે. બચ્ચું ખુદરતથીજ પોતાના
માતા પીતાને માન આપે તાહારે જે કુલ પરૂથવીના
લોકોનો વાલી અને પીતા તેહને આપણે માન ન આ
પીએ તો તે કેટલી નીમકહરામી ? બાગમાના ખીલતાં
ગોલાબને, ઈયા માલામાં બેસી ગાતાં પક્ષીના સંપીલાં
જોડાંને જોઈ જાહારે તે ઈશવરની આપણે તારીફ ગા
ઇએ તાહારે ઊપરના આશમાનમાં રાતે ચલકતી ગ
ણેતો ગણાય નહી, ભરેતો ભરાય નહી, માપેતો મપા
ય નહી, એટલી રાઇ સરખી કરજો જે વલી એકક
પરૂથવીના કરતાં હજારો ઘણા મોટા એવા નુરાની ગો
લા તેમને જે હસતીમાં લાવનાર અને તેમને હાથમા
રાખનાર એવા સાહેબની સેતાયસ તે કેમ ન કરાય ? સા
રે શું માણસના ઘાંટાંમાં જોઇતા શબદોછે કે તે પરમ કુર
પાલુ દાદગરની તારીફ ગાઇ શકે ? પણ માણસના નબલાં
ઘાંટાંમાથી પણ નીકલતા બંદગીના શબદો તે ઈશવર પો
તાની અગણીત બખશેશોના બદલામાં લેવાને રાજી
છે એમ દરેક ધરમનો સુભ વચનછે. બંદગી વગર
નો માણસ આ પરૂથવીને ફોકટ ભારથી મારેછે. બં
દગીછે તે ગરીબને સંતોશ આપેછે, વીધવાને દીલાસો
દીએછે અને પાપીનું કરૂર હયું પીગલાવી નરમ કરે
છે. ભુલથી અથવા બીન વાકેફગારીથી થઈ ગયલી
ચુકોને માટે તે સાહેબની પાસેથી બંદગીથી માફ મ
લેછે. બંદગીથીજ મોટામાં મોટા અપરાધીને મુક
તી મલેછે. પણ હરદમ પગે માછલાં મારી રામ રા
મ પોકારયાથી રામ કાંઈ રીજે નહી. રોજ આગ
લી રાતે કરતુક કરી પાછલી રાતના બંદગી કીધાથી
માફી મલે નહી. નદીકાંઠે નીમાજ કરવા ઊભેલો બ
ગલો માછલીપર હરદમ તરાપ મારે તે બગલાની ની
માજ રદછે. ભકતી કરવા એક પગે ભર બપોરે ત
ડકાંમાં ઊભેલો વસતર વગરનો ધુતારો, તેની ભકતી ર
દ છે. જમીન ભરતો ભરતો કાશી જનારો બાવો
રસતામાં કોઈ બોકરાંને ફાંસો દેવાને ચુકે નહી તેહે
ની જાતરા રદ છે. બાદ બાવરાંઓને રડાવી તેમની
ગરદનપર છુડી ફેરવનારો કસાઇ આખાં મલબારના
સુખડનો આતસના કેબલા આગલ ધગ મારે તે
નો ધરમ રદ છે. બંદગીથી એદીનને હવાપર વ
ખાતું થઇ શકતું નથી. બંદગીનુ એવું કામ નથી.
ઇશવરે કીધેલા કરોડો આભારનો બને તેટલો ઊપકા
ર માનવો એ બંદગીનું કામછે. દીલોજાનથી પશ

ચાતાપ કરનારની હીમાયતી કરનાર માણસની બંદગીનો નબલો અવાજછે. બંદગીછે તે માણસના દીલમાંથી નીકલતો આભાર માનનારો ઘોતછે. બંદગી કરવાની પણ હદછે અને બંદગીના પણ નીયમછે. ધંધો ધાપો મુકી દઈ, પરજાને ઊપયોગી થવાનું છોડી દઈ, આખો દાહાડોજ બંદગીમાં જબાં હીલવયા કરવી એ માણસ તરફની ફરજ ભુલી જઈ ઈશવરને રાજી રાખવાને બદલે તેની નારાજી માથે ખેંચી લેવા બરોબરછે. ખરીબામદાદ જાહારે ખુદરત પોતાના નાદર પોશાકથી ઈશવરની ઈયાદ આપેછે, જાહારે આદમ પોતાની રાત ખુશ નીંદમાં ગુજારી બીજો દાહાડો પણ ખુશ ખુરમીમાં જાય એવી કાલજી દેખાડેછે તાહારે તે પોતાના પેદા કરનારની બખશશને મારે શુકર ગુજારે અને પોતાની નેક મુરાદો ચાંહે એ ઘણું વાજબીછે. એ મારે દરેક ધરમમાં બામદાદની બંદગીનું ફરમાનછે. વલી જાહારે રાતે પાછો તે પોતાની થાક ઊતારવા બીછાનાપર બદન નાખે તેની અગાઊ પોતાના પેદા કરનારની દાહાડામાં કીધેલી ઊમદા બખશેશોને મારે આભાર માને, પોતાની ચુકને મારે તોજશ કરે અને પાછી ખુશ રાત જાય તે મારે બંદગી ગુજારે એબી વાજબીછે. વલી જાહારે તે પોતાના કુટંબ કબીલા સાથે સુફરા ઊપર બેશે તાહારે જે નેઆમત ઈશવરે બખશી તેનો ઊપકાર માને અને હંમેશ તેમને એવીજ રીતે નીમખરોટી બખશે એમ જીગરથી ચાહે એ પણ વાજબીછે. એક પા કલાક ખરાં એકીનથી અને નેક મનશનીથી ગુજારેલી બંદગી સારો દાહાડો કીધેલી બંદગી કરતાં હજાર ઘણે ચહડતીછે. ચીત એકજ કરવું, આ દુનીયાને ઘડીભર વીસરી જવું, અને તે ઈશવરનોજ વીચાર કરવો એ બંદગી કરતી વખતે તપાસવાની જરૂરી આત ચીજોછે. પા કલાક વેરજ આવી રીતનું મન ઠેકાણે લગાડવાને જાહારે માણસને તાકાત નથી તાહારે આખો દીવશવેર એ મન કેમ ઠેકાણે રેહે તેની સમજ પડતી નથી. વલી સમજ વગરની બંદગી તે કેમ હોય. જે ભાશાની તહમને ખબર નહી તે ભાશા તહમે બોલો તે વેલાએ તહમારૂં મન બાહાર ભમે એમાં જરાબી સંદેહ નથી.

આપણી બાનુઓ જેઓ જંદ પેહેલવી પઢેલાં નથી અથવા જેઓને આપણા ધરમ પુસતકોના તરજુમાં ખબર નથી તેઓ ખરીબામદાદે અને રાતે પોતાનાજ બોલોમાં બંદગી ગુજારે તો કેટલું સારૂ ! કેટલી ફરજ તેઓએ અદા કીધેલી કેહેવાય ? દરએક બાનુએ પોતે અને પોતાના છોકરાઓને બંદગી કરવાની તબે પાડવી જોઈએ. પણ જાહારે નાના છોકરાંઓના કુંમલાં મગજમાં વગર સમજ પડે એવા કરદાને કરદા અને પાઠપર પાઠ જોર જાપતીથી ઠસાવે તાહારે તેઓ બંદગી કરવાને કેવાં પાછાં હટે, બંદગી કીધી એમ કેટલું જુંઠું બોલે તેનો ઘણાજ થોડાંને ખેયાલ હશે. નાના બાલક પોતાના કુંમલા હાથ ઈશવરની સેવામાં ઊભા કરે, આખું કુટંબ એક અવાજે અને એક ચીતે પરારથના કરે અને પોતાના ખેશ કબીલા ઊપર ઈશવરના આશીરવાદ માંગે તે કુટંબના નસીબ કાં નહી ખીલે ? તે કુટંબપર સરસવતી કેમ નહી પરશન થાય! તે કુટંબને લક્ષમી ચાંલો કાં નહી કરે ? વલી ઓરતો આતસ બેહેરાંમમાં પવીતર કેબલા સનમુખ ઊભાં રહી જરતોસતના તરીકા મુજબ દુવા અને બંદગી ગુજારવા આલસ કરે એ શું બેહુદું અને શરમ ભરેલું નથી ? આતસ એ ઈશવરના નુરની એક મોટી નીશાનછે અને તે સનમુખ ઊભા રહયાથી તરત તેના પેદા કરનારની ખુબી હઈયામાં ઊતરેછે. એવી પવીતર જગોએ જવાને કોઈબી બાનુએ કશી અડચણ કરવી જોઈતી નથી. કદાચ તાંહાં થતી ગીરદી ઈયા તાંહાં જુઠો થતો ગોંધાટ તેમને અટકાવતો હોય પણ નવરે વખતે પોતાના બચાંઓને લઈ ઈશવરના ઘરમાં ભકતી કરવા જવા અચકવું જોઈતું નથી. હમો ઈછીએછ કે સરવે સમજુ બાનુઓ અને તેમના નેક ભરતારો હમોએ કીધેલી ટુક ચેતવણીઓ ધેઆનમાં લઈ ઘટતી રીતે પોતાની ફરજ અદા કરવાને ચુકશે નહી.

---

## સાસરીઆંનું સંકટ—કાચા કાંનથી થતી ખરાબી.

મુંબઈમાં આદરજી નામે એક પારસી વેપારી રેહેતો હતો. આદરજી ઘણો આબરૂ દરકારવાલો અને પોતાના જાતભાઈઓમાં મોભો ધરાવનાર હતો. આદરજી એકમારગી હતો અને દસચીબે શાંભલે તો ભાએગે એકપર પોતાનો અભીપરાએ આપવાને હીંમત કરતો હતો. આદરજી એક મેહેરબાઈ નામની જુવાન કનયા સાથે પરણયો અને તે દાહાડેથી પોતાની વીધવા માતા જે પઈસે ટકે શુખી હતી તેનીથી આમન સામન રાજી ખુશીથી જુદો પડયો. મેહેરના મા બાપ પઈસે ટકે બતંગ તેથી નાનપણથીજ લા

ક તે શું તેથી અનજાની હતી. આદરજીએ પોતાની બા
ગડીને એક મોટી શીખામણ દીધી અને તે એકે ઘરના સં
સારમાં ખુબ કરકસર રાખવી. આદરજી મેહેરને દર મ
હીને ચોકસ લવાજમ આપતો હતો જેમાં અનીથી તે પતી
શુધી ઘરનો ખરચ મેહેર લાવી મુકતી હતી. જો કોઈ વ
ખતે મેહેર અછાં અછાં પકવાનો ટેબલ ઉપર મેલેતો આ
દરજી કેહેતો કે 'પેયારી મેહેર મહને ધાસતી લાગેય કે આ
એ મહીને તુંને ખરચ ઉપરાંત કરજ કરવું પડશે.' મેહેર
જવાબ દીએ કે 'વાહાલા ભરથાર તેની તું ફીકર દીલે ધરી
શ નહી. આ મહીનામાં ઉલટા મેં બે રૂપીઆ બચાવીઆ
છે.' આદરજી જવાબ દેતો કે 'બસ તાહારેતો ઠીકજછે.
ખરચ વધારતીના; એટલાજ માહારા સબકો તું પાલજે'
અને મેહેર પણ પોતાના ભરતારના કહ્યા મુજબજ રેહેતી
હતી.

આદરજીની માં ઘણી જુટી હતી અને પોતાના છોક
રાની મુઆફેકજ હાથની તંગ હતી. જાહારે આદરજી પો
તાની માને મલવા જાય તાહારે તે તેણીના મોહોમાંથી મે
હેરના ખરચપર તપાસ રાખવાનીજ શીખામણો સાંભલી
ઘર આવે. એક દાહાડે આદરજી રોજના રાખેતા કરતાં
અરધો કલાક રાતે મોડો આવયો. તે ઘણો બેચેન દેખા
તો હતો અને મેહેર જે કાંઈ કેહે તેનો લુલો તુટો જવાબ
આપતો હતો. મેહેરના કાલાવાલાથી આદરજીએ પોતા
નો ભરમ કહયો. તે બોલીઓ કે "વાહાલી મેહેર વખ
તની ગીરદેશીથી માહારી માનું શઘલું નાનું એક રસતે
ઘસડાઈ ગયુંછે. એટલુંજ હું કહુંછું કે કાલે તેવણ આપ
ણી સાથે રેહેવા આવનારછે માટે આપણો સઉથી સરસ
ઓરડો તેવણને સવાધીન કરજે." મેહેર ગુંગલાઈ ગઈ.
સાસુનુ ઘરમાં પગલું પડયું કે તેના સુખની પુલધાની થ
ઈ એમ મેહેરે મનથી અંદેશો કીધો. પણ ધણીઆની દા
ખલ તેની ફરજ સું હતી તે એ ભલી છોકરી જાણતી હતી
તેથી તે નરમાસથી બોલી કે "વાહાલા ભરતાર શુખેથી ત
હમારાં મા આવે અને તેમની બરદાસત કરવાને હું તઈ
યાર છું." આદરજીના માં ઘરમાં આવી. એ ડોસીનો
મીજાજ એવો બ્યાકલો હતો કે મેહેર છીકતી તો તેનો તે
દંડ માંગતી હતી. 'તું મરેરે તાહારૂં ઘાંટ સાને રૂધા
ઈ ગયું; તાહારૂં લોહી કેમ પાની થઈ ગયું; તાહારી જખાં
સામે ખેંચાઈ ગઈ" એમ આદરજીની મા વારેઘડીએ બા
પડી મેહેરને કેહે. બીજેજ દીને પોતાના દીકરાના ઘર
માં પગ મુકીયા પછી મેહેરની સાસુએ આદરજીને તેના ઘ
ર ખરચને માટે પુછયું. આદરજીએ પોતાની માને ગયેલો
હેવાલ કહયો, જે ઉપરથી તે ડોસી બોલી ઉઠી કે "દીકરા
દીવાલાંની કોર ઉપર તું બેઠોછે. ખરેખર આવા દુલા ભ
રથારની બાયડી કાંએ નહી ભવાંપર ભવાં ચહડાવે? જાહા
રે તાહારા બાપના આખા ઘરનો ખરચ હું ચલાવતી હ
તી તાહારે માહારા હાથમાં બે મહીનાની રકમ એકઠી ક
રૂં તોબી તાહારા મહીનાના ખરચને પુગે નહી."

"શું કેહોય માજી! હું તો સહમજતો હતો કે માહા
રો ખરચ ઘણો કસરીઓછે. હું નહી ધારતો કે આ ખ
રચમાં એક પાવલાનોબી ઘટાડો થઈ શકે."

"બાપ માહારા નહી ઘટાડો થાય તોબી વારૂં એટ
લુ તો ખરૂં કે હું આવી તે માહારો કાંઈ ખરચ વધયો ન
હી." તાહારા ઘરમાં નેઆત જમાય તેવો ખરચ તાંહાં
માહારા જેવી ડોસીઓ રોજ પેટ ભરે તે કશી ગનતરીમાં
બી? જો માહારે વાસતે કાંઈ તુંને અદીક ખરચ કરવો પ
ડે તો આદર હું તાહારા ઘરમાં રેહેનાર નથી. તુંને આ
વો લખલુટ ખરચ કરી ખાખાવરખો થઈ જોતાં માહારી
થી કેમ દેખાઈ શકાય?"

"હું તો મા દર મહીને વીસ પચીસ રૂપીઆ મેહેરને
વધારે આપવાનો વીચાર કરતો હતો."

"અરે વકુફ વગરના ઉંટ! હમણા તુંને કાંઈજ
લાગતું નથી. પણ પાછલથી ઘડપણનો વીચાર કીધો?
તાહારી બાયડીને કરકસર સીખવ. તે ઉડાઉછે. ૪૦ વ
રસ થયાં મેં માહારૂં ઘર ચલાવયુંછે અને મહને ખરચ
ખુંટનની વધારે અજમાએશછે. તાહારા હમણાના ખર
ચમાં એક ફદીયુંબી વધારતોના એટલામાંજ આપણે મેહેલ
સરખી રચના કરીએ."

"પણ મા માહારી મેહેર કાંઈ ઉડાઉ નથી." "ઉ
ડાઉ નથી! એ પરવરદેગાર, દીકરા માહારૂં કહયું માન.
જો તેનીથી નહી બને તો તે તુંને તરત કેહેશે અને પ
છી તું વીચારી જોઈને બીજો વધુ લવાજમ આપજે. આ
દર તાહારી કોઠલી સંભાલ. પાંચ છ મહીનામાં તું બા
પ થશે અને પછી તાહારાં છોકરાંને માટે ખરચ કરતાં તા
હારી ખાલ નીકલશે."

"વારૂ મા તહમે કેહોય તેમજ હું કરીશ, જો મેહેર
ફરીયાદ કરશે તો હું તેને વધુ ખરચ આપીશ."

"વારૂં હવે બરોબર. પણ જો હોય બાર તે કોટ
બાર જો. મેહેર આગલ માહારૂં નામ ના દેતો.

આદરજીએ માની શીખ માની મેહેરને ખરચ કરવા
દીધો. પેહેલેજ મહીને મેહેરને ખોટ ગઈ ડોસાંને વા
સતે બરાનડી, સહવાર સાંજની ચાહા કાફી, ઈંડાંના નાસ
તા, રાતે શુતી વખતના મખવાસ માટે નરમ નરમ મેવો
અને એવોજ પરચુરણ ખરચ વધી ગયો. ખરચ દોહોડ
ઘણો થયો તેથી બીચારી મેહેર ધુજતી ધુજતી ચુકાવતી વ
ખતે આદરજી આગલ ગઈ. "વાહાલા ભરતાર" મેહેર
બોલી "આ મહીને ખરચ વધુ થયોછે. તહમારાં માએને
માટે ઘણીક ચીજો ખરીદતાં આ નાણાની રકમ ખરચવી
પડીછે. આપણો હંમેશનો ખરચ તો બરાબરછે પણ જે
વધ થઈછે તે તહમારાં માએને ખાતે લખો.

આદરજી જરા કઠણ દીલનો થઈ બોલીઓ કે "મા
હારૂંબી મહને તપાસવું જોઈએ. મેહેર જેટલો ખરચ હું
તુંને આપુંછું તેટલો બસછે. શઘલું એમાંજ પુરૂં કરવું
જોઈએ."

"આજ લવાજમમાંથી આદર?"

"હા હા એજ લવાજમમાંથી. વધુ આપવાની મા
હારી ગુંજાસછે તોબી એટલામાંજ સઘલું થવું જોઈએ."

"વારૂં વારૂં આદર હું એટલામાંજ સઘલું લાવી મે
લવાની કોશેશ કરશ."

"કોશેશ કરશે અને નહી બને તો કામનુ નહી હું

તુહને તાહારા ખરચમાં એક ફદીયું વધુ આપનાર નથી તે ખુબ ઈયાદ રાખજે."

"માહારીથી બનતી કોશેશ હું કરીશ. પણ વાહાલા આદર જાહારે મેં ગયા માસમાં ખરચ કીધો તાહારે હું એમ જાણતી ન હતી કે તું મહને વધુ ખરચ આપનાર નથી." મેહેરની આંખમાં પાની જોઈને આદરજીને લાગું તેથી તે બોલીઓ કે "હું આ વખતતો ખુશીથી આપુંછું પણ ઈયાદ રાખજે મેહેર કે હવે પછી કાંઈબી વધારે મલનાર નથી."

મેહેરે સારો દીવસ ખાધું નહી. વીચારમાંને વીચારમાં તે ગુંચવાતી ગઈ. સાસુના પગલાથી તેણીનુ હસતું ઘર પાછું ગમગીન થઈ ગયું. મેહેરે ખરચ ઘટાડી નાખયો અને અગતના ખાધાની ચીજો-શીવાય બીજી ચીજો પરથી, તેણીએ હાથ ઉઠાવયો. ઘર સંસારનુ જેબી કાંમ બાહેર પઈસા ખરચી કરાવતી તે તેણીએ પોતાને માથે ખેંચી લીધું. આ શઘલું કરતાં મેહેરને જોકે ભારી રંજ ખેંચવી પડતી હતી તોપણ તે એમજ સમજતી હતી કે તેમ કરવાની તેની ફરજછે. તેણીની મેહેનતની કદર કોઈ બુજતું ન હતું. નવાજ ડોસાં જોકે શઘલું જાંણે તોપણ પોતાના છોકરાને કહે નહી. આદરજી ઘરમાં શું બનેચ તેની જરાબી પુછપરછ કોઈ દાહાડેબી કરતો નહી. પણ મેહેર થોડા દાહાડા પછી હંમેલથી છુટી અને તેણીના ઘરનુ કામકાજ ઠરીઠામ થઈ ગયું. પોતાના બેટાના હરખથી તે શઘલું સંકટ વીસરી ગઈ અને જેમ જેમ તે બેટાના રડવાનો સાદ શાંભલે તેમ તેમ મેહેર દીલથી મધન રહે કે હવે સુખના દાહાડા પાછા આવેછે.

મેહેરથી કામ નહી થાય તેથી નવાજ ડોસાં ખુબ હધીરાં પડયાં. જેવી ડોસાંની મદારત થતી હતી તેવી હવે થાય નહી તેથી તેવણ પોતાનો બરબડાટ આખો દાહાડો માંડે. અસેમસે બોલે અને મેહેરને બધું સમજાવે. જાહારે આદરજી સરખા બીજા પઈસાવાલા અને વગવાલા મરદોની ઓરતો કુમાસના કોચોપર લેટે તાહારે બીચારી મેહેરને રાંધનીમાં બલદની માફક કાંમ કરવું પડતું હતું. ગમે તે થઈ જાય પણ આદરજી જુઠાઈએબી મેહેરની ખબર અંતર પુછે નહી કે રખે તે વધારે ખરચ માંગે. આદરજીએ વલી દર માસના લવાજમમાંથીજ પોતાની માના ફુલવયા ઉપરથી મેહેરને પોતાના બાલક માટે કપડાં ખરીદવાં કહીયાં. મેહેરને આથી ઘણુંજ લાગું. તે પોતાના નસીબને દમ રૂંધીને તાબે થઈ. જો આદરજીને કાંઈ ઓછું પડેતો તેનો મીજાજ જાય અને જો ડોસાંને કમતર પડયું તો એમ કેહે કે "પેલાં ધીગલાંને બધું જાંહાંસે તે પછી ડોસીને કોણ જોય !" આવો બેવડો બલાપો બીચારી મેહેરને હતો. પોતાનો ખોરાક તો રહયો પણ પોતાના બાલક પરબી વેહેલા પાડી ગરીબ મેહેર પોતાની સાસુની ખાવા પીવાની બરાબર માહવજત કરતી હતી અને ખરચ વધારે અને વધારે થતો ગયો. આ શઘલો હેવાલ આદરજીને કહુંતો આદરજી દીલે માઠું લાવશે એવા વીચારથી બાપડી મેહેરે પોતાના ગલાંમાનો મોતીનો હાર વેચીઓ. જાંહાંસુધી હાડકાં દુખે અને માથાંમાં ઘુમરી આવે તાંહાંશુધી મેહેર મેહેનત કરતી. આદરજીને જોય તાહારે મેહેર હશે પણ તેણીનો કરમાઈ ગયલો ચેહેરો જોઈ આદરજી જરાબી પુછે નહી.

નવાજ ડોસાંને એક સહવારે અજીરન થઈ આવયું જેથી સારાં ઘરમાં માહેતમ થઈ રહી ! ડોસાં વહુને ચાહે તેમ સરસતી દીએ; પણ આદરજી એક ઠપકાનો બોલ મોહોમાંથી કાહાડે નહી. પોતાના બાલકને તવલતું નાખી નવાજ ડોસાંની સેવા મેહેર કરતી. નવાજ ડોસાંની માંદગીથી મેહેરને તે માસમાં ખરચ વધારે થઈ ગયો. એક બે વખત આદરજીને ખાવાનું લુખું પડયું જેથી તે કઠણ શબદોમાં બોલયો કે "મેહેર તું જાણી બુજીને મહને ચીડવે છે. જાહારે માહારા તું હાલ પાડેછે તાહારે માહારી બુઢી માપર કોણ જાણે તું શું આજાબ ગુજારતી હસે ? " મેહેરને આ શબદો જેહેર શરીખા લાગા. તેણીએ ઠરાવ કીધો કે ગમે તે થાય પણ ફરીથી એમ કસર કરવી નહી. મેહેરે પોતાની બીજી જણસ વેચી અને પોતાના ભરતારનો ખરચ ચાલુ કીધો; અને આ જણસના પઈસામાંથી તેણીએ પોતાના બાલકને માટે છ સાધારણ પોલકા સીવરાવયા.

પણ આ જોઈ નવાજ ડોસાંએ એક દીવસે પોતાનાં છોકરાને કહીયું કે "મેહેરતો માહારૂં ખુબ પાકવેછે. ગઈ કાલે માહારો કટલેસ એવોતો પથર જેવો કીધો કે મહને લુખું ઠોકાવું પડયું. કેથેથી સસતું ગોસ સોધી લાવેચ અને બાકીના પઈસા તોટે બાંધેચ. આપણા ગરીબના છોકરાંને તો હલકાં બદીઆન હોયતો ચાલે; પણ મેહેરે એવાતો ભપકાદાર 'પોલકા' શીવરાવયાછે કે લોકોબી જોયતો મશકેરી કરે. સુંનાજેવા ભરતારના ખાવાના વાંધા પાડી આવો આવો ખરચ કરવો એ કોઈ એ કમજાતને પુછે ?"

આદરજીએ મેહેરને કટલેસને માટે ઠપકો આપયો; પણ પોતાના બાલકને નવા 'પોલકામાં' જોઈ આદરજી એટલો હરખયો કે તે વીશે તેણે મેહેરને એક સબદ પણ કહીયો નહી. મેહેર શઘલું પોતાનું ઘરેણુ અને સારાં સારાં કપડાં વેચતી ગઈ અને જાહારે તે પણ શઘલું ખલાશ થયું તાહારે તેણીએ પોતાના એકપુરા નોકરને પણ રૂખશદ આપી. મેહેરે થોડા પગારે એક ચાકરડીને રાખી જે ચાહામાં મીઠું ભલરાવે અને સાખમાં ખાંડ નાખે એવી અકલની હતી. મેહેરને આ ચાકરડી સાથે ઉલટી માથાકુટ કરવી પડતી હતી. દાહાડે દાહાડે મેહેર નખાતીજ ગઈ. પણ કોઈબી તેણીને સાહે ન હતું. છતા ધણીનાં છતર તલે એક દુવાર સાસુના જુલમથી મા બાપ વગરની મેહેર ના ધારી પડી હતી.

પણ એક દાહડે મેહેર ઘરના બોજા તલે ચંપાઈ ગઈ. તે પોતાના ધણીના નાસતાને માટે રાંધનીમાં તઈઆરી કરતી હતી તેવામાં તેને ઘુમરી આવી ગઈ અને તે ખુબ જોરથી જમીન ઉપર પડી. શઘલાં દોડી આવયાં અને આદરજીને માલમ પડીયું કે મેહેરનો દમ બંધ પડી ગયોછે. ડાકટરને તેડાંપર તેડાં ગયાં; પણ નવાજ ડોસાં કેહેકે "દીકરા ધીરજ ધર, એમાં કાંઈ નહી. હુંબી ચાલતાં ચાલતાં ઘણી વખત બેશુધ થઈ જતી હતી. એતો વાઈનું જોર હશે તેમાં ડાકટર શું કરનાર છે ? " વઈદે આવીને ધાસતી જણાવી; અને આદરજીની આંખ લાલ થઈ આવી. મેહેર




છોકરાઓ તમે ખાસ્સાં પકડાયાં.

નું બાળક એક ગમ કગલતું હતું પણ ડોસી જરા ધસીને તેણીને ચપાડવાની પણ તસદી લેતી ન હતી. ડાકટરે મેહેરની શઘલી હકીકત તેણીની ચાકરણીથી આવતાં આવતાં શાંભલી હતી અને તેથી તે તહરાએત ધણીનાં દીલમાં પણ લાગું હતું; અને વઈદે પુરે તપાસ કીધા પછે આદરજીને બોલું કહીયું કે 'તહમારી બાયડી ઘરના બોજા તલેજ ચંપાઈ ગઈછે.'

આદરજીએ મેહેરનું બીછાણું છોડીયું નહી. તેનો શઘલો પેયાર ઉભાઈ આવયો અને જેમ જેમ તે પોતાના પાવનામાં સુતેલાં બાલકને રડતું શાંભલતો તેમ તેમ તેને હાંફરો ચહડતો હતો. પોતાની માના કેહેવાથી આદરજીએ આંધલો થઈને પોતાની બાયડીના જીવનો ચેરાગ ગુલ કીધા હતો જે પાછો સલગાવવાને તેની પાછલની બરદાસત નકામી હતી. શઘલી વાત વહી ગઈ ! આદરજીની અશમ ઉપર ફરેલો અંધારાંનો પરદો ખુબ મોડો ઉઘડયો. ઘરડી સાસુ પણ દબાઈ ગઈ ! તેણીની જીભને પણ હમણા આશાએશ મલી. આદરજીના ઘરમાં અછી કર કસર થઈ અને કાચા કાંન રાખવાથી આદરજીએ પોતાની કાંજગરી ઓરતનો જાન લીધો અને એક પશુ બાલકને માના પેયારને માટે રડતું કીધું.

મેહેરને દોખમે ચહડાવી આવવા પછી આદરજી એક ઘરડા માણસની મુઆફેક કમરે વલી ગયો. તે દાહાડેથી ફરીથી કોઇએ તેને હસતો જોયો નહી. એક ખુંની પોતાના કરતુકનો પશચાતાપ કરે તેમ આદરજી પોતાની મેહેરને હંમેશ ઈયાદ કરી પોતાના કરૂરપણાને માટે તોબા માંગે. મેહેરનું છોકરૂં પણ તેની માના મોહોત પછી એક માસે મરણ પાંમયુ; અને આ બનાવથી ઘરડી ડોસીનાં પણ હાલ પડીઆ. આદરજી ગમગીનીમાં દાહાડા ગુજારવા લાગો અને બુદી ડોસી પણ પોતાના દીકરાના ઘરમાં નાણું બમાવી ઠેકાણે પડી.

---

## છોકરાંઓ તમે ખાસસાં સપડાયાં.

બાલક, એ બોલ સાંભલતાંજ આપણને નીરદોશપણાનો અને પવીતરાઈનો વીચાર આવેછે. કેમ કે બાલક પોતે પુરેપુરૂં નીરદોશ અને પવીતરછે. બાલકને રમતમાં તેમજ તેને રડતાં ચપાડવાને વાસતે કેટલીવાર ઠગાવીઆમાં આવેછે તોબી તે બીચારૂં પસુ બચું સામાંને પોતાનાજ જેવુંજ નીરદોશ સમજેછે તેથી તે સામાંની ઊપર ભરોશો લાવેછે અને વારંમવાર ઠગાયછે. જેમ એક બકલીઊં તેને કતલ કરનાર હથી આરબંધ કસાઈની સાથે ખુસીથી ગંમત કરતું અને તેના હાથ ચાટતું ચાલેછે અને તેથી પોતાનું નીરદોશપણું જણાવેછે, તેવુંજ નીરદોશ એક નાહાનું બાલકછે. એક પસું બચાંનો નીરઅપરાધી ચેહેરો જુવો તે કવો ખુશનમાં અને મનમોહન લાગેછે. બીજા હાથ ઊપર એક ગમે એવા ગોરા અને ખુબસુરત પણ કરપીણ માણસના ચેહેરા તરફ તમારી નજર દોડાવો અને તે તમારી નજરમાં તુરત સીહા રાતના અંધારાં અને શેહાઈ જેવો કાલો દેખાશે.

બચું વયે પુગી મોટું થતું જાયછે તેમ તેની સમજણ શકતીમાં વધારો થાયછે. ઓવે વખતે મા બાપોની સારી તાલીમ ઊપર તેવોના નેક અથવા બદ ઊધરવાનો આધાર રેહેછે. મા બાપો જો પોતેજ તેવાની નજર સાંમે કાંઈ તકસીર, ગુનોહ અથવા વાંકને વાસતે હલકી રીતે બોલી તે પસાર થવા દે અથવા તે વીશે તેવો બેદરકારછે એવું દેખાડવેતા પછે બચું પોતે તે વીશે કેટલું નજરવસ અને બેદરકાર રેહે તેનો શેહેજેજ વીચાર થઈ શકેછે.

છોકરાંઓ કેટલીકવાર પોતાની સમજ આડે મારગે વાપરી ઊલટાં ચાલેછે તેવી વખને તેવોને શી શીખશા કરવી અથવા ફરીથી તેવે મારગે તેવો જાય નહી એવું શીખાડવાને શું શું ઈલાજ તથા ઊપાય કરવા એની આપણા લોકો ઘણીજ થોડી સમજ રાખેછે.

પાસેના પાંના ઊપર આપેલું ચીતર જુવો. બે ચાર નાહાના નાહાના અપરાધીઓ પોતાના ઘરના ગોડાઊનમાં ભરાઈ જેલીનો એક પાટ ઊખેરી ચમચા ભરી ભરી કેવાં લપાલપ ખાયછે પેલો સરવેથી નાહાનો બાપડો પણ આ અપરાધીઓની સંફમાં પેઠોછે અને જમીન ઊપર ફસડાઈ બેસી બે પગની વચે મીઠાઈનું વાસન લેઈ ડણુસા ભરેછે. તેવોમાંથી વડો અને ચંચલ ચોર જેના નાહાના હાથ કબાટ ઊંઘાડવાને ટુકા પડવાથી એક ખુરસીપર ચહડી તે કબાટમાંથી મનગમતું કાહાડી લેઇ હેઠલ ઊભેલી બેહેનનાં ખોલામાં આપેછે. મીઠાસ ઊપર પીઆર તેથી તેવોએ એટલુંતો ખાધું કે તેવોનું પેટ આફરી આવીઊં પણ તોબી તેવો તેને છોડતાં ન હતાં. એવામાં પછવાડેથી તેવોના મા બાપ તથા ફુવાં બપાઈ આવી લાગાંછે અને તેઓને જુવેછે અને એકદંમ દોડી જઈ માર મારવાને બદલે એટલુંજ બોલેછે કે "છોકરાંઓ તમે ખાસસાં સપડાયાં." છોકરાંઓ આટલા સખુનો સાંભલી ઢુ જી પડીઆં અને પોતે સપડાયાંથી સરમીનદાં પડી ગયાં.

એવી હાલતમાં આપણા લોકો જે હાથમાં આવે ખાસડું, લાકરી, નેતર, તે લેઈ તુરત મારવા મં

ડી જાય અને ખુબ તરીકે ગાલો દઈ પટકે અને થો ડાજવારમાં સાંજ પડતાં જો બાપે ખાવા પીવાની સકત મનાઈ કીધી હોય તોબી માએ તેવોને પતાવી હરૂસે ખવાડે અને કેટલીક વખતતો બાપ મારતો હોયતો મા તેની સાથે વહડવા મંડી જાય અને એવી રીતે છોક રાંઓને બેખડ કરે. પણ સમજુ મા બાપો એવી વખતે પોતાના છોકરાંઓને સજા કરવાને તરેહવાર ઈલાજો કાંમે લગાડેછે. જો છોકરાંઓ રોજ સાથે જમતાં હોયતો તેવોને છેક એક કોરે બેસાડે અ ને જે જે પકવાંનો તેવો ખાય તે બીલકુલ તેવોને આ પે નહી, પણ સાધારણ થોડો ખોરાક આપી રૂખસદ ક રે; રમત ગમતમાં સાંમેલ કરે નહી અને તેવોની જે જે રાખેતાની ચીજો તેથી તેવોને દુર રાખે. બાપ જે કાંઈ સજા કરે તેમાં મા પોતે પણ કઠણ દીલ રાખી સાં મેલ થાય અને એક રતીભાર લાહારો આપે નહી. હઠીલાં છોકરાંઓ એવી વખતે રડી તોફાંન કરી મા બાપની ધીરજ થાકવી નાખેછે અને જો મા બાપ કં ટાલો ખાઈ તેવોને ચપાડવા પટાવા અને ફુસલાવા માં ડેછે તો પછે તેવોને તેવીજ તબે પડેછે અને તેવો હઠી લાં થવા શીખેછે.

## વેહેવાઈ—ચાલો લગન કરી આપો.

ધંનબાઈ—વાહાલા પેસતનજી જોવો મનેતો ખાવા કે પીવા કાંઈજ ગમતું નથી અને મારૂં ભેજુબી ઠેકાંણે નથી રેહેતું તેથી એટલું આપરા કાવસજી વેહે વાઈને સમજાવી આપરી છોકરીને કોઈબી રીતે હલકી પારી આપેતો હું જાંણે ગંગા નાહી, કાંએકે તમે સા રીપેઠે જાણોછ કે આપરૂં બચ્યું ઊમરે પુગું તેથી જલ દીથી લગનતો કરી આપવાંજ જોઈશે.

પેસતનજી—ધંન તમોને દુખી જોવાને હું જ રાએ રાજી નથી તેમજ તમો સારીપેઠે જાણોછ કે જે ઈનતેજારીમાં તમો ગરકાવછો તેમાં હું ઓછો નથી પણ લગનના ખરચને લીધે આંચકી ખાઈ બેસી રહેઓછું.

ધંન૦—વરી આપણને કાંહાં મોટાં જમન ક રવાંછે અને કહી મોટી મીજલશ બોલાવવીછે કે તેના ખરચમાં તણાસું. મને કાંહાં ખબર નથી કે તમે તાં ણ વાંણે ઘર સંસારનો ખરચ પુરે... રે જીવે કેટલી આપદા ખમોચ તે...

નાં તરણ ચાર જણ જઈને છોકરીને બે આશરવાદ નાંખી હલકી કરવી એટલે જાંણે દુનીઆનું જમન કી ધું એટલો ધરવ આવસે.

પેસ૦—વાહાલાં ધન જો તમો બોલોછો તેમજે ચાલોતો પછે લગન ઊઠી ઊભાં કરવાને મને જરાએ વાંધો નથી; પણ હું બીહુંચ કે બઈરાંઓની રીત પર માંણે તમો પાછલથી મને મોટા અરાબામાં તાંણશો. લેવો આપરા કાવસજી વેહેવાઈજ આવીઆ.

બંધો વેહેવાઈઓ પોતે નાનપણથીજ દોસત હ તા તેથી એકમેકને મલવા ભેટવાનો તથા છુટથી વાત ચીત કરવાનો અરસપરસ વેહેવાર હતો તેથી પેસતનજી બોલીઆ, આવો ભાઈ કાવસજી તમારૂંજ કાંમ પડેશેંછ.

કાવશજી—વરી મારી ઊપર શું ધાર આવીછ!

પેસ૦—ધંન લગનની ઊતાવલ કરવા કેહેછે અ ને તમોને સમજાવાને મને ભલાંમણ કરેછે.

કાવ૦—ઠીકછે આપરેતો તઈઆર છઈએ. મ ને કાંહાં નીઆત કરવીછે કે વીચાર કરી જવાબ આ પું; પણ જોવો તમો સંમજોનો આપણે એકજ જગામાં જઈ ઘરના ચાર પાંચ નજદીકના સગાં વાહાલાં મલી એ સુભ કાંમ કરી નાખીએ. બાકી તમે જો કાંઈ લાં બી દોડાદોડી કરવાના હોવતો બા આપરેથી નહી બ નસે. એકતો ધંધામાં જીવ નથી અને મોંઘવારીમાં તણાવું પડેછે તેથી કાંઈબી ખરચ કરવાની મારામાં તા કાત નથી. જણસ ભાવ કરવા જેટલુંબી મારી પાસે નથી તેથી જેમ મને બંગ ફાવતો જશે તેમ જણસ ક રનો જવસ, બાકી તમો જાંણો કે છોકરીને હાલ કાંઈ જણસ કરોતો આપરેથી બનનાર નથી, તેમજ તમારી રીતબી મને કાંઈ જોઈતી નથી જારે અને જે ખોદા તાલા તમોને આપે તારે તે તમારા જમાઈને કરજો.

ધંન૦—પછી વેહેવાંન મારાં ને મારો છોકરી ના ખોટાં લુપી કાહાડે તે! તમો માટીડાઓને શુંછે મો હાડેથી ફરાકા મારીઆ એટલે કાંમ પાર થએશે.

કાવ૦—ચાલો તમારી વેહેવાંનને તેરાંવેછ અ ને તમોને મોહોડે મોહાડું સમજુતી કરાવી આપું એ ટલે બસ કે નહી. (એમ કહી કાવસજીએ પોતાના ધરીઆંણીને બોલાવવા મોકલીઆં.) તાર બાદ માંણે કબાઈ વેહેવાંન આવેઆં, તેવણને પેસતનજી કહેછે.

પેસ૦—આવો માંણેકબાઈ તમારાં વેહેવાંન લગન ...વાની ઊતાવલ કરેછે, કેમ તમે શું વીચાર રાખોછ.

માંણેકબાઈ છોકરાની માએ થાએ તેથી જરા ધમકમાંને ધમકમાંજ બોલીઆં.

માંણે૦—એમાં મને શું પુછોચ બા. તમે છેવો ને તમારા વેહેવાઇછે. મારો છોકરોછે મને કાંહાં તેની ચીનતાછે, જારે જોઈશે તારે પરણસે; કમાતો થઈ જાતી કમાઈથી પરણે. કાંઈ હમારેથી આવા વખતમાં જણસ બનસ કાંઈ થાએ નહી.

પેસ૦—માંણેકબાઈ જનસ હમો કાંઈ હાલ માંગતાં નથી, ખોદા જારે તમોને જોગવાઈ આપે તારે કરજો મને એવો હબકરો નથી; પણ તેમજ મારી બી શકતી કાંઈ રીત તથા વેહેવાઈઓને કપરાં ચપરાં કરવાની નથી તે ઊપરબી તમોએ નેગાહ રાખવી.

માંણે૦—પણ તારે બાવા લગનબી સાંને વાસતે કરોછ, તારેતો નામજ પારોની કે જાંણે લગન થયાં.

ધન—જોવો કાવસજી જોયું આએ બઈરાંઓના વાંધા જોયા અને શું હમે કાંઇ મુવાં પડીઆંછ કે છોકરીને હાથેને પગેજ ઓકલશું ?

પેસ૦—ધંન તમેતો વલી આએ વઢવાડની વાત કાહાડી એમાંથી સમજુતી કોઇ દાહાડે નહી થાય. શું તમે કપર વસાવાની વાત કરતાં હોવતો હું તમોને સાફ કહુંછ કે મારેથી હાલની હાલતમાં કાંઈ બનનાર નથી.

માંણે૦—કાંએ વેહવાઇ તમે એમ કરી છુટી ના જાવો. છોકરીના મા બાપ થયાં તે સઊ જોઈ તપાસી વરી કરવુંજ જોઇએતો. મારી હીલુને વરે વલી મનેબી સઊ કરવુંજ પડશેતો. ગરીબ થયાં તેથી કાંઈ છુટી જવાએ એતો માંથે પરેલું તે કરજ દરદ કરીનેબી હલકાં થવું જોઇએ.

પેસ૦—કેમ ભાઈ કાવસજી હવે આપણી ગણતરી તે કાંહાં રેહી. છોકરીના મા બાપ થવામાં ખરેખર કાંઇ ગુનાહ કીધો હશે કે હલકામાં ગણાઈએ, તે કરતાં મને એકથી વધારે છોકરીઓછે તે આવાં અનસમજુ બઈરાંઓની સાથે લડતાં કેમ પરવડશે.

કાવ૦—ચાલો માંણેક તારાં સાસુનેજ તેરાંણીછ અને તેવન જે સમજુતી કરે તે ખરૂં. પેસતનજી તથા કાવસજી પોતપોતાનો દલદરેસીની વાતો કરતા બેઠા અને શેરના સટ્ટાની વખતે જે શેરો મુલેલા અને નામ ઊપર એમના એમજ રેહી ગયલા તેની ઊપર થયલા "કાલ" કેમ અને કાંહાંથી ભરવા તેની પુર ઈનતેજારીથી વાતો કરતા બેઠા હતા, એટલામાં કાવસજીના માએ મીઠીબાઇ આવી લાગાં અને સરવે ભાંજગડ સાંભલી બોલીઆં.

મીઠીબાઈ—વેહેવાઈ; મારી ગાંણેકતો નાદાંનછે એક દોકડીઆંભાર વકુફ રાખતી નથી. મારો છોકરો મોટા ખરચમાં પડીઓછ અને માંથે દેવું થએલું છે તેથી ફીકર ફીકરે તે દરરોજ, લેવાતો જાયછે તેની એને કાંઇજ દરવાસ નથી, પણ લોકોનું જોઈ દેખાદેખીથી પોતે તણાવા માંગેછે. હમારે તાંહાંબી છોકરીછે અને તેના સાસરાંવાલાંઓ લાભાલાભ માંગેછે તારે હમે બી કકલી કદુવા દેઇએ છઈએ, તેમજ તમોનેબી લાગતું હશે તેમાં જરા નવાઈ નથી. બાવા એતો જેની પર પરે ને બુજે, વાસતે વેહેવાઈ તમારે હરગેજ થઈ કાંઇબી ખરચમાં તણાવું નહી, હું તમારી હાલતબી જાંણુંછ કે કમાવો ને ખાવો અને એવામાં ખોદા ન કરેને તમોને કાંઈ કરવું હોયતો આએ બધો લુકો રખડીમરે તેની આ બાઈઓનેતો કાંઇજ સમજ નથી, તેથી મને તથા માંણેક વટીકને કાંઈ કપરાં ચપરાં તમારે કરવાં નહી જેબી તમોને સાદુ સુતરૂં ખોદા આપે તે તમારા જમાઇને પેહેરાવજો અને ખોદા જેવો દાતારછે વલી એવોજ છુવી મોરાં થઇ સારો વખત જોશેતો હજારો નેઆંમત ચાખશે. જેવી હમારી હીલુ તેવીજ તમારી છોકરી તેથી તમારાં મનમાં કાંઈબી ઓછું લાવસોના કે તમારી છોકરી તાંણાં ખાશે. વાસતે ભાઈ જે દાહાડે તમે કેહશો તારે, અને તાંહાં અને તેબી બે ચાર જણ આપરે ઘેરનાજ મલી બે આસરવાદ પારી આપીશું.

આ વાજબી ચુકાદો શાંભલી બંને વેહેવાઈઓને ધીરજ આવી અને તેજ પરમાંણે થોડા દાહાડામાં છોકરાંઓના લગન થયાં. સગાં વાહાલાં અને દોસત આસનાવો જેવોને નોતરીઆં નહી હતાં તેવો વટીક પાછલથી એવોને દાહેઆં કેહવા લાગાં. અરસપરસની હાલત જો વેહેવાઇઓ બરાબર જોતાં હોયતો, કેટલાં દુખી તથા કરજમાં ડુબી મુવેલાં કુટંબ સુખી થાય?

---

## ગુજરાત તરફની મુસાફરીનો હેવાલ.

પેઆરાં બેહેન જાઈછ,

તા૦ ૧૧ મી જાંનેવારી ૧૮૭૧ ને દીને સવારના પાંચ કલાકે અમરેલી છોડીઉં. "સેબી" નદી જેના ઉપર અમરેલી વસુંછે તે ઉતરીઆ પછી ઘોડોવારમાં બીજી નદી

(વડી) ઓલંગવી પડી હતી. પછી હેઠલ લખેલાં ગાંમો આગલ થઈ ૧૧ વાગતે કેરાલામાં વીસાંમો કીધો.

અમરેલીથી.. .. ૨ ગાઉ ખીજરીઉં (જેતપુરને તાબેછે.)
ખીજરીઆંથી.. ૨ ગાઉ ભંડારીઉં.
ભંડારીઆથી .. ૨ ગાઉ જાલીઉં.
જાલીઆંથી.. .. ૧ ગાઉ કેરાલું.

છેલા તરણકે ગાંમ ગાએકુવાડ સરકારને તાબેછે. કેરાલું નાયલું ગામડુંછે, તાંહાં આસરે ૨૦૦ જુપડાંછે. તેના નજદીક એક મીઠું નાલું વેહછે.

બીજે દીને કલાક પાા વાગતે કેરાલું છોડીઉં અને ૧૧ કલાકે "લશકર" માં પોંહોંતા. રસતામાં હેઠલ પરમાંણે ગાંમો મલીઆં હતાં.

કેરાલાથી . . ૦ાા ગાઉ પીપલી.
પીપલથી.. . ૨ ગાઉ બગસરા.
બગસરાથી .. ૨ ગાઉ મુજીઆચર.
મુજીઆચરથી. ૨ ગાઉ લશકર.

પીપલી ગામ જુનાઘડનાં નવાબનુંછે. બગસરા અને મુજીઆચર કાઠીઓનાંછે. બગસરામા હમો થોહોવાર રહા હતા. તેમા હડીહજાર ઘરોછે. હીઆં કાપડ, સારૂં વણાએછે.

કાઠીઓ અસલ કાંહાં હતા અને તેઓ સોરઠમાં શા કારણથી આવીઆ તે આ જગા ઉપર જણાવવું જરૂર જાંણી સૌરશટ દરપણમાંથી સાર આપીએ છઇએ.

"કાઠી લોકો સીંધના સુમરા રાજાના તાબેદાર તરીકે પાવર દેશમા રેહેતા હતા. એક વખત એક નાયકાએ રાજા આગલ નાચતાં રાજાની મજાક કરી તે ઉપરથી રાજાને કરોધ ચડયો ને નાયકાને દેશમાંથી જવા હુકમ થયો. કાઠી સરદારોએ નાયકાને પોતાને તયાહાં બોલાવી જે રાગથી રાજાને કરોધ ચહેલો તે ગવરાવેઓ. એ વાત સીંધના રાજાએ જાણ્યાથી તમાંમ કાઠીયોને સીંધમાંથી જવા હુકમ કરયો. આ વખતે સોરઠમાં ઢાંક ગામમાં, વાલા જાતનો રજપુત સરદાર રાજ કરતો હતો તેના રાજમાં કાઠીયોએ આશરય લીધો

"તેઓમાંના અમર પટગર નામના કાઠીને એક અમરબાઇ નામે ઘણીજ ખુબસુરત દીકરી હતી તે ઉપર વાલા સરદારને પીયાર થયાથી તે સાથે લગન કરવા કહયું. અમરે કહયું વાળો અમારે ભેલો એક ભાણે જમે તો પરણાવું. તે પરમાંણે વાલે કરયું ને કાઠીયાણી સાથે લગન થયાં.

"રાજાના ભાયાતોએ નયાતબાર થયાથી આ સરદારને ઢાંકના તખત પરથી ઉઠાડી મેલયો. તેણે કાઠા લોકોની મદદથી બીજા ભુમીઆઓનો મુલક જીતવા માંડયો. વાલાએ પોતાના બાપ દાદાનો ધરમ,"જે સુરયને માનવું, એજ ધરમ પોતાનો રાખયો ને કાઠીયોયે પણ તેજ ધરમ પોતામાં દાખલ કરયો. તયારથી સુરયનો મહીમા કાઠી લોકોમાં ઘણોજ છે. તેઓ કેહેછે કે એક દીવસ સુરયે વાલાના સવપનમાં આવી કહયું જે "માહારો વીસવાસ રાખી લડાઈ કર હું તુને મદદ દઈશ તું મારૂં દેવલ બણાવજે" સુરયની સાહયતાથી વાલાએ તથા તેના કાઠી મદદગારોએ ઘણા એક ગામ જીતયાં. સોડા રજપુત પાસેથી થાન અને ચોટીલા લીધાં ને થાનમાં પોતાની રાજધાની ઠરાવી. તયાંહાં સુરયનું દેવલ બણાવયું તે આજદીન સુધી છે. તેઓએ પોતાના તાબાના કાઠી સરદાર રાગો ચાવરોની સરદારી તલે મુલી ચોવીશી લેવાનું કરીયુ પણ તેમાં કાઠી સરદાર સોડા પરમારને હાથે મરાણો.

"વાલા સરદારને કાઠીયાંણીના પેટણા તરણ દીકરા ખુમાણ, ખાચર અને હારસર વાલો હતા, એ બધાઓએ દેશ. પોતા વચે સરખે હીસે વેંચી લીધો. તેઓ અનુકરમે ચોટીલા, ભીંથીઆલું અને જેતપોર એ તરણ જગે વસયા તે પરથી તરણ જાતી થઈ. પરારંભમાં આઠ સાખા હતી પણ તેઓ હાલમાં અવરતીઆ (પરદેશી) કેવાય છે. વાલાના વંશનાં ધરડેરા કેવાય છે."

લશકર અથવા માંણેકવાડાની કાંપ આસરે ૯૦૦ સવારોને રેહેવાની છાવણીછે. તે એક નાયલા નાલાં (ફુલજરી નદી) ઉપરછે. સવારો ગાએકુવાડ સરકારના પગાર ખાએછે; અને પોલીટીકાલ ખાતાનો હોકમ બજાવેછે. દંત કથા ઉપરથી માલુંમ પડેછે કે આસરે ૫૦ વરશ ઉપર ગાએકુવાડ સરકારના "દીવાનજી સાહેબ" ૩૦ હજાર લશકર લઈને મુલકગોરી હુગરાવાને નીકલા હતા, તેણે હીંઆં છાવણી નાખી હતી, તેઆરથી એ જગાનું નામ "લશકર" પડીઉં. આ ગામમાં શરવેથી સારૂં મકાન પોલીટીકાલ ખાતાંના કરનલ આનડરસનનુંછે. તેને લગતો બાગ ઘણો શુંદરછે; અને તેમાં ઉગેલી ઉચી તરકારી, તરેહવાર ખુશબુમાં ફુલો અને જાત જાતનાં ફલો જોઈ આપણે મુમઈના કોઈ સારા બાગમાં ફરતા હોઇએ એમ મનમાં આવીઆ વનાં રેહતું નથી.

લશકરથી ૦ા ગાઉને છેટે માંણેકવાડા નાંમે ગામડુંછે. તેમાં આશરે ૫૦ ખોડાંછે, અને મુખીઅ કરી ખેડુતોની વસતી છે. એ ગાંમડું જુનાઘડ તથા જેતપોરને તાબે હતું; પણ હાલના પોલીટીકાલ એજંટે જુનાઘડવાલાનો હીસો અંગરેજ સરકારની તરફથી ૧૫૦૦ રૂપીઆને સાલીએ લીધોછે. માણેકવાડા નજદીક એજ હયોકારીએ બેઠાં મકાંનો અને ચાલીઓ બંધાવીછે, અને એ પરાને તેના નાંમ ઉપરથી "કીટીંજ પરૂં" કેહછે.

## જુનાઘડ.

જુનાઘડ આસરે બે માઈલ લાંબું અને રાા માઈલ પોહોલુંછે. તેની આસપાસ સારો મજબુત બાંધણીનો ફરતો કોટછે, તેને પાંચ દરવાજાછે, પણ ધારવામેલે બેજ વપડાએછે. તેમાં આસરે ૧૦ હજાર ઘરોછે; અને ૩૬ હજાર માણસ (૨૦ હજાર મુસલમાન અને ૧૫ હજાર હીંદુ) ની વસતી ગણાએછે. કેટલાક ઘરો ઘણી સારી બાંધણીના છે, પણ રસતા ઘણા સાંકરા અને ફુરગંદી ભરેલાછે. ગાંમમાં થોડીજ જગા સાફ હશે. હાલમાં મીઉનીશીપાલ કમીટી જનમ લેવાની તઈઆરીમાંછે !

આ ગાદીને તાબે આમરે ૧૬૦૦ ગાંમડાંછે, જેના ૧૯ માહાલ કીધેલાછે. ૩૦૦ ગામ ઈનામ તથા ખેરાતીમાં અપાએલાંછે. આગલ એ ગાદીની કુલે પેદાશ ૧૦ લાખની હતી; હમના મોઘવારીના સબબથી ૧૭ થી ૨૦ લાખ રૂપીઆ દર વરસે ઉપજેછે. નગદી, ધાતુ, અને નીમ

ક (ભીઠું) સીવાએ જેબી ચીજ ગાંમમાં આવે તે ઉપર નવાબનો કર લેવાએછે.

જુનાધડનાં તાબામાં રૂ પાકેછે. આસરે ૧૫ હજાર ખાંડી રૂ વેરાવલ બંદરે વાંહાંણે ચડવાને હીઆંથી જાએછે. ઘણોખરો અનાજ ગાંમડાઓમાં પાકેછે, પણ તે બાહેર દેસાવર જતો નથી. કેરી અને સીતાફલ એ બે ફલનો આ તરફ પાક ઘણોછે. કેરીની મીઠાસની ઘણી તારીફ કરવામાં આવેછે; અને કેટલાક જુનાધડના રેહેવાશીઓતો હીઆં શુધી હીમત બાધી કેહતા હતા કે "મુંબઈની હાફુશ ગમે એવી પણ હીઆંની કેરીની મીઠાસને પોહોચે નહી."!! આસરે ૨૫ હજાર રૂપીઆની કેરી દર વરચે બાહેર દેસાવર જાએછે.

જુનાધડનું ચલણ આપણાથી જુંદુછે. હીંઆં રૂપાનાં શીકામાં "કોરી" નું ચલણ ચાલેછે. એ કોરી શુરતી હરધાને મલતા દેખાવની પણ કદમાં નાહાનીછે. અને પોહોલીઆં રૂ૧ ની ૩॥ થી ૪ મલેછે. તે જુનાધડની ટંકસાલમાં પાડવામાં આવતી હતી, પણ હાલમાં એ કાંમ બંધછે. તરાંબાના પઈસાને ઠેકાણે "દોકડા" ચાલેછે, જે આગલની "સેવરાઈ" ને મલતોછે; તે પોહોલીઆં રૂપીઆનાં ૧૧૬ મલેછે. આપણા દોડીઆંને કાઠીઆવાડમાં "ફદીઉં" અને પઈને "દુકાંની" કેહછે !

રાજકારભારનાં ચાર મુખીઅ ભાગ કીધેલાછે. દીવાંની, ફોજદારી, રજવાડી, અને મુલકી; એ ચાહારો કાંમના જુદા અમલદારોછે. એ ઇનસાફદારોનાં ચુકાદા ઉપર અપીલ કરવાને એક સભાછે, જેમાં પાંચ કારભારી શભાશદો છે. ગાંમમાં પોલીસખાતું હમણાં ઉભું કરીઉ છે, અને ૧૦૦ પોલીશનાં શીપાઈઓ રાખવામાં આવીઆછે.

જુનાધડના નવાબને "શ્રી દીવાન" લખાએછે તેનું નાંમ નવાબ મોહબતખાન બાહાદુરખાંનછે. એ નવાબનો ભાઈ આગલ રાજ કરતો હતો તે વેલા એના ઉપર ઘણી સખતી હતી. તેના મરણ પછી ૧૪ વરશની વએમાં હાલના નવાબને રાજ મલીઉં. પણ તે વેલા રાજનો ખરો અખતીઆર "ચાહેતીબુ" નામે નવાબની માંની સહીનાં હાતમાં હતો; હાલના નવાબે એજંશી ખાતાંની મદદથી આસરે ૩ વરશ ઉપર પોતાનાં હાથમાં સઘલો અખતીઆર લીધો.

ગાંમથી જરા દુર જુનાધડનો અસલનો કોટછે, જે ઉંચાનમાં હોવાથી તેને "ઉપકોટ" કેહછે. તેની આસપાસનો ફરતો કોટ, તેનાં અંદરની મોહોટી ફતરની બાંધેલી જુમા મસજીદ, તેમાની "અલીચલી વાવ" અને "નવધન કુવા" ઉપરથી અસલનાં વખતમાં તે ઘણું મોહોટું હશે એવો વીચાર આવેછે. હાલ તે ઉજડ પડેલુંછે અને તેમાં સીતાફલનાં જાહાડો ઉગેલાંછે. તેમાં એક મોહોટી જુની ટોપ પડેલીછે. એ ઉપકોટ અસલ રાજાઓનું રેહાણ હતું. કેહેછે કે જે વેલા રાનવધણનો છોકરો રાખેંગાર સોરઠમાં રાજ કરતો હતો તે વેલા સીધરાજે આ દેશ ઉપર ચડાઈ કરી હતી. તેનું કારણ એકે કોઈ રણીક દેવી નાંમે શુંદરસી સાથે પાટનનો સીધરાજ પરણવાનો હતો તેને રાખેંગાર લઈ ગઓ. એ બેઉ રાજા વચે ૧૨ વરશ શુધી લડાઈ ચાલી હતી; પણ આખરે રાખેંગાર દગાથી મારીઓ ગઓ. તે વેલા તે હાલના ઉજડ પડેલા ઉપકોટમાં રેહતો હતો. ખેંગારનાં એક છોકરામાંથી ચુડાસમાન રાજાનું વંશ નીકલીઉં. એ ચુડાસમાનનાં વંશના આસરે ૧૮ રાજાઓએ સોરઠમાં રાજ કરીઉં હતું.

## બાર ભાઈઓ—એક જોડી કાહાડેલી વાત.

કોઈએક મુલકનો રાજા અને રાંણી સંપ અને સુલેહ ભરેલી રીતે રેહતાં હતા અને તેવોને પેટે બાર છોકરા હતા. તેરમી વખતે જારે રાણી ગરભવંતી થઈ તારે રાજાને કાઈક ફાંટો આવીઓ અને તેણે રાણીને આવીને જણાવીઉં કે જો આ વખતે તે એક છોકરીનો જનમ આપસે તો તેનાં બારે છોકરાઓને મારી નાખવામાં આવશે અને તે છોકરી મા બાપની સરવે દોલત તથા અસકેઆમતની વારેસ થશે અને સઘળું રાજપાટ તેને મલસે.

પોતાના વીચારને અમલમાં લાવવાને માટે ખાંનગી રીતે બાર મુરદાંની પેટીઓ તથા કફન તઈઆર કરાવી એક ઓરડામા મુકી તેની કુચી રાણીને હવાલે કીધી અને રોજ દીસ ઉગતાં તેણીને તે ઇઆદ આપતો હતો. આ બનાવથી રાણી એટલીતો બેચેન થઈ ગઈ કે રાત દીન તેણીને ખાવું પીવું કાંઈ ભાવે નહી અને છુપાં આસુ જેરવીઆ કરે. તેણીનો નાનો છોકરો જેને માનો ઘણોજ પરોસ હતો તે પોતાની માંને આવી રીતે રોજ ગંમખાર જોતો તેથી એક દીવસે બજીદ થઈ તેણીના ગંમનું કારણ જાણવા માંગીઉં. જારે નાંનો છોકરો ઘણોજ બજીદ થએઓ તારે માએ ઉઠી જઈ પેલા ઓરડા તરફ તેને લેઈ ગઈ અને તેની કમાડ ઉઘાડી પેલાં બારે કફન તથા પેટી દેખાડી ખોલાસો કીધો અને કહયું દીકરા તારા બાપે આવો પકો ઠરાવ કીધોછે અને એ વીશે કાઈબી અને કોઈ આગલ બોલવા મને મના કીધીછે તેથી એ વાત બાહેર કાહાડતોમા એમ કહી તે રડી પડી. નાના છોકરાને આ દેખાવથી અતીઘણું લાગું તોએપણ પોતાની માને રોતી જોઈ તે હીમત ધરી બોલીઓ, "વાહાલી મા તું સાને સારૂં રોયછે, જો એ મજછે અને હમારો બાપ સમજતો નથી અને હવે જણવાનાં દીવસ નજદીક આવી લાગાછે તો હમે બધા ભાઈઓ અહીઆંથી કુચ કરી જઈશું અને જંગલવાસી થઈ ફરીસું; હમારી તુંએ જરા ફીકર કરવી નહી કેમકે હમો દરએક તારી મેહેનત અને ઉલટથી જુદા જુદા હુનરનાં ધણી થયલા છઈએ અને હમો બીજા તવંગર અને ઉમરાવોનાં લાડકવાયા છોકરાઓની માફક પઈસા જવાથી રખડી મરનાર નથી કેમકે હમો હુનરવાંન છઈએ."

એ ઉપરથી રાણીએ હીમત ધરી સરવે છોકરાઓને છુપી રીતે રૂખસત લેવાને ફરમાવીઉં અને તેવોને જણાવીઉં કે તમોએ જંગલમાં કોઈ ઉંચામાં ઉંચા દરખત ઉપર જઈ આપણા મેહેલનાં મીનારા તરફ દરરોજ નેગાહ કરવી કેમકે જો હું છોકરાનો જનમ આપીસતો તેની ખુશાલીમાં એક સફેદ વાવટો ઉડારીસ જે જોઈ તમો પાછા ઘર આવજો અને જો છોકરીનો જનમ આપીસતો લાલ વાંવટો ઉ

ડારીશ જે જોઈ નાચારીએ અને તમારી માની મરજી ઉપરાંત બાહેરજ ફરજો અને ખોદા જાંહાં આપણુને પાછાં મેલવે તાંહાં આપણ મલીશું. એમ કહી બધા છોકરાઓને ભેટી દુવા દેઈ ખાનગી રાતે રખસુદ કીધા.

જંગલમાં થોડેએક દુર જઈ તેઓએ વાસો કીધો અને એક ઉંચા દરખત ઉપર નાનો છોકરો જે એવી કસરતમાં સરવેથી ચપલ હતો તે ચહડી દીનરોજ વાવટો જોતો હતો પણ કેટલાએક દીવસ શુધી તેની કાંઈજ નીશાંન જણાઈ નહી. એક દીવશે સવારના મેહેલના મીનારા ઉપર લાલ વાવટો ઉડતો તેણે દીઠો અને તે ખબર નીચે આવી પોતાના બધા ભાંઈઓને કહી જે ઉપરથી તેવો એકજ આવાજે બોલીઆ કે શું એક છોકરીને ખાતર આપણો જાંન જાય અને આપણ જંગલવાસી થઈ ફરીએ એ કેવું દુખ! તેથી તેવોએ ઠરાવ કીધો કે જેવી કુંવારી છોકરી તેવોને મલે તેને બેજાંન કરવી અને તેના લોહીથી પોતાનુ વીખ વાલવું. આવી રીતે પકો બંદોબસત કરી તેવોએ રાજાની ધાસતીથી આગલ કુચ કરવા માંડી અને કેટલાએક માઈલની રાત દીસની મંજલ પછે તેવો એક જગામાં આવી લાગા જાંહાં એક ખાલી જુંપડી હતી તાંહાં તેવોએ વાસો કીધો અને તાંહાંજ રેહેવાને ઠેરવીઉં. નાંનાંભાઈને ઘરબારનું તથા રાધવા સીધવાનું કાંમ શોંફી તેવો દરએક પોતાની ચાલાકી મુજબ શેકાર મારવા તથા પોતાનો તરેહવાર હુનર અજમાવવા રોજ બાહેર જતા અને રાતરે આવી બધા ભેગા થઈ સંપથી ખાતા. એ રીતે દસ વરસ ગુજરી ગયાં અને તેવોની બેહેન વધે પુગી સમજવા લાગી. એક દીવસે રાજાનાં ઘરમાં પુરાનાં તથા બીજાં કપરાંઓ ધોઈ ચોકમાં સુકવા મુકેલાં હતા, તેમાં એક ઓરાંનની ઉપર બાર નાહના મોહટા દગલા ટાંગેલા જોઈ પેલી છોકરીએ પોતાની માએને પુછીઉ કે "મા આ દગલા મારા બાપનાતો ન હોય તારે એ કોણુ આપણા ઘરમાં પેહેરતું હતું." એ શાંભલી રાંણીનું હઈઉં ભરાઈ આવીઉ અને તેણીની આંખમાંથી આસું ટપકવાલાગાં. તે જોઈ છોકરીએ માને વલગી દીલાસો દેઈ દલગીરીનું કારણ પુછીઉં. માએ પેહેલાંની માફક તે છોકરીને પેલા ઓરડા ભણી લેઈ જઈ કમાડ ઉધાડી અંદરનો દેખાવ નજરે પાડી સરવે ખોલાશો કીધો, તે શાંભલી આ નાની છોકરીની આખોમાંથી બેસુમાર આંસું વેહેવા લાગાં અને પોતાના ભાઈઓની શોધમાં એક દીવસે પેલા બાર દગલા લેઈ નીકલી પડી.

રાજાના છોકરાઓ ગુંમ થવાથી તથા એક પુરી છોકરીનાં જતા રેહેવાથી રાજા નીરાસ થઈ ગયો અને પોતાનો આગલો ઠરાવ ફેરવીઓ, પણ એકવાર ખોવાએલા છોકરા પાછા કોણુ લાવી આપે?

આ નાની છોકરી રૂપાલી અને પરીચેહેરેની હતી અને ખવાશે નરમ અને મોટા દીલગુરદાવાલી હતી. તે બાલપણથી પોતાના કપાલ ઉપર સોનેરી ફુલકીનો તારો મુકતી હતી જેથી તેની ખુબસુરતીમાં એટલોતો ઉંમેરો થતો હતો કે તેને જોઈ કોઈ ગંભીરમાં ગંભીર નીમાજીના મોહો ઉપર પણ ખુશાલી અને ચાહનો દેખાવ નજરે પડે. આ છોકરી જંગલમાં કુચ કરતી પોતાના ભાઈઓની શોહોધમાં આગલ ચાલી અને મુસાફરીની જે સરવે મુસીબત તે ધીરજથી ખમતી હતી અને પોતાના પેદા કરનારને દર સવાર સાંજ સુકાં જંગલની વચે પણ ગુંઠન મંડીએ પડી ઈયાદ કરતી અને તેની હજુર બંદેગી ગુજારતી.

ઘણીએક મુસીબત ખમતે આખેરસ તે પોતાના ભાઈઓનાં જંગલ ભણી આવી લાગી અને દુર એક જુહુપડી જોઈ થાક લેવાને તે તરફ ચાલી આવી. આ જુપડામાં પેલો નાનો ભાઈ પોતાનો કારોબાર કરતો હતો અને બીજા અગીઆર ભાઈઓ જંગલમાં ભટકતા હતા. નાનો ભાઈ આ પરીચેહેરેની છોકરીને જોતાંજ હસેઓ અને તેના દીલમાં ખુદરતીજ ખુશી ઉતપન થઈ. તે બોલીઓ "ઓ પરીચેહેરેની નેકજાદ છોકરી તું જંગલમાં કાંહાં ભટકવા નીકલીછે અને તેનો સું સબબછે તે તું મને જણાવશે?" પેલી છોકરીએ પોતાનાં હાથમાની ગાંસડી છોડી પેલા બાર દગલા બતલાવીઆ અને બોલી કે હું એક રાજાની દીકરી છું અને મારા બાર ભાઈઓની શોહોધમાં નીકલીછું અને તેવોનો પટો લાગે તાંહાંસુધી આસમાંન અને પાતાલ ધુંધી વરસ. નાના ભાઈએ પારખી લીધું કે તે તેની બેહેનછે અને તુરત પોતાનો હાથ લંબાવી પોતાની બેહેનને પેઆરથી ભેટીઓ અને સરવે કેફીયતથી તેણીને વાકેફ કીધી—એટલામાં પોતાનો તથા બીજા બધા ભાઈઓનો ઠેરાવ તેને ઈઆદ આવીઓ તેથી તેણીને તે વાત સમજાવી એક ખુનામાં સંતાઈ રેહેવાને કહેઉં. એ ઉપરથી બેહેન બોલી કે "કાંઈ ફીકર નહી ભાઈ જો મને મારી નાખશો તો ઓર બેહેતર થશે કેમકે તેથી તમારો છુટકારો થશે અને આપણી દલગીરી અને જુરાપામાં પડેલી મા તમોને જોઈ ખુશી થશે." નાના ભાઈએ કહેઉં કે "નાં બેહેન હું તેમ થવા દેનાર નથી અને મારી સલાહ મુજબ તું આ ખુનામાં ભરાઈ બેસ" એમ કહી તેણીને સંતાડી.

રાખેતા મુજબ બધા ભાઈઓ રાતના ઘર આવીઆ અને નાના ભાઈને ખબર અંતર પુછવા લાગા. તેને કહેઉં કે માહારી પાસે કાંઈ નવાઈ સરખી ખબરછે પણ તે કેહેવા આગમચ તમો બધા ભાઈઓ પાસેથી મારે એક વચન લેવોછે જે મલેથી હું તે ખબર તમોને કહીશ. એ વચન મારે એવો લેવોછે કે આપણુને જે કોઈબી કુંવારી કનીઆ અથવા છોકરી પેહેલ વેહેલી મલે તેને આપણા ઠરાવ મુજબ મારી નાખવી નહી પણ જીવતદાંન દેવું આ નવી ખબર જાણવાની ખાહેસથી તેવોએ કોલ આપીઓ કે કોઈબી કનીઆને હમારે મારવી નહી અને આગલો ઠરાવ રદ કીધો.

આ કોલ લેઈ નાનો ભાઈ ખુશી થતો ઉઠીઓ અને પેલાં ખુનામાંથી પોતાની બેહેનનો હાથ પકડી ખેંચી લાવીઓ અને બધા ભાઈઓને બેહેન સાથે મેલવી તેની મુસીબત ભરેલી મુસાફરીની ટુંકમાં હકીકત જણાવી. એથી તેવો વચે ઓર પેઆરનો આતસ વધારે સલગીઓ અને એકમેક ઉપર વધારે ચાહ અને પરીતી દેખાડવા લાગાં. આ બેહેન હવે નાના ભાઈને ઘર કારોબારમા મોહોટી મદદ આપવા લાગી અને તેઓ સરવેનાં સુખને સર જોઈતું તે કરતી.

એક દીવસે સારાં પકવાંન બનાવી મોજ કરવાનો તે

ચોએ ઠરાવ કીધો અને તે પરમાંણેની સરવે તઈઆરી આ પરીચેહેરેની બેહને કરી રાખી અને તેવોની મોજમાં તેણીએ કાંઈજ બાકાત રાખીઉં નહી. ખાઈ રેહેવા પછે તેણીએ પોતાની જુપડી આગલ જે વારી હતી તેનાં એક ઝાહાડ ઉપર બાર ગોલાબનાં ફુલ થયાં હતાં તેમાંથી એકએકું પોતાના ભાઈઓને આપવા તોડીયું અને તે તોડવાથી બારે ભાઈઓ કાગડા બની ગયા અને જંગલમાં ઉડી ગયા. જુપડી ઝલે નહા થઈ ગઈ અને શાહજાદી એકલી ઉભી થઈ રેહી અને ઘભરાવા લાગી. એટલામાં પછવાડેથી એક બુઘી ઓરત આવી બોલી "અરે છોકરી તેં આ સું કીધું; તેં જે બાર ફુલ તોડીઆં તેતો તારા ભાઈઓજ હતા અને હવે તેવોની સુરત બદલાઈ અને કાગડા બની ઉડી ગયા"! શાહજાદી આંખમાંથી આંસુનો વરસાત વરસાવતી બોલી "સું તારે તેવોને પાછા અસલી સુરતમાં લાવવાને બાકી કાંઈજ ઈલાજ નથી રહેઓ"! બુઘી ઓરત બોલી "છોકરી તેવોને પાછા લાવવાને આખી દુનીઆમાં હવે એકજ ઉપાય રહુઓછે અને તે ઉપાય તારેથી બનવો મુશકેલછે; કેમકે તેમ કરવાને તને આજથી બરાબર સાત વરસ લગે મુંગું મંતર થઈ રેહેવું જોઈએ અને એક સબદ વટીક કાહાડવો નહી અને જરાએ હસવું પણ નહી, અને જો તેવી બાધા રાખીઆ બાદ સાત વરસમાં એક કલાક અથવા મીનીટબી ઓછી હશે અને તું કાંઈ બોલશે અથવા હસસે તો તારી બાધા અકારંત જશે અને તારા બધા ભાઈઓ મરણ પાંમશે."

આ શાંભલી શાહજાદીને જરાબી ધીરજ આવી અને મનમાં બોલી કે એવી શક્તી ખેંચવાનું મારા હાથમાંછે અને જોખી મારી ઉપર એ અરસામાં પડશે તે સુગે મોહોડે ખમી મારા ભાઈઓનો છુટક કરીશ તાંહાંસુધી હું જપ લેનાર નથી. આવો પકો ઠરાવ કરી જંગલમા ઝાહાડ ઉપર ચહડી બેસતી અને સવારનાં ઉતરી પોતાનાં ગુજારા જેટલું ઘુંડી લાવી ખાઈ નીરાંત રેહેતી.

થોડુંએક પછે એક ગાંમનો રાજા શેકાર કરતો તે જંગલમાં આવા લાગો અને તેનાં કુતરાની નજર પેલાં ઝાહાડ ઉપર પડી તેથી તે ભોંકવા લાગું અને રાજા કાંઈ નાનો શેકાર સમજી તાંહાં આવી લાગો અને જોયછે તો એક પરીચેહેરેની છોકરી જેનાં કપાલ ઉપર સુનેરી ફુલકાંનો એક તારો ઝહલકતો હતો તે બેઠેલી હતી. રાજા તેની ઉપર પરસન થયો અને પોતે કુમારો હોવાથી તેણીની સાથે પરણવાની માંગણી કીધી. તેણીએ ડોકી હીલવી હા કહી તેથી રાજાએ તેણીને નીચે ઉતારી ઘોડા ઉપર બેસાડી પોતાના ગાંમમાં લેઈ ચાલેઓ. થોડાએક દીવસ પછે તેણીને સાથે લગન કીધાં અને કેટલાએક વરસ બોલવા ચાલવા વગર ઈસારતથી તેવો રહેઆં અને સુખમા દાહાડા કાહાડવા લાગાં. રાજાની માંનો આ છોકરી ઉપર ખોટો કરોધ બેઠો તેથી તે દરરોજ નવી નવી ફરીઆદ તેની સાંમે કરવા લાગી અને કેહેતી કે તે કોઈ મુફલેસ અને ફકીરની છોકરી હોશે અને જાંહાંછે તાંહાં તે ખરાબ કરતુકનીછે તેથી તે બોલતી નથી અને મુંગી થઈ ઢોંગ કરેછે. જો તે ખરેજ મુંગી હોયતો સું એકવાર હસેબી નહી? પણ તેનાં બુરાં કરતુક તેને અંદરથી ચાવતાં હશે તેથી તે એવી રીતે રેહેછે.

આવી નીત દીનરોજ સાંભલતાં રાજા કંટાલવા લાગો અને રફતે રફતે તેનું દીલ શાહજાદી ઉપરથી ઉઠવું ગયું અને તેનાં મનમાં તરેહવાર વેહેમ આવવા લાગા. એક દીવસે રાજાની માએ તેણીને વાસતે ઘણીજ નઠારી વાત જોડી કાહાડી રાજાને કહી અને તેથી તેણે કંટાલી તેણીને મારી નાખવાનો હોકમ આપીઓ.

બીજે દીવસે તેણીને બાલી મારવાને વાસતે ચોકમાં એક આતસની ચેહે સલગાવી અને તાંહાં તેને બાલવાને લાવીઆ. બલતાંની નજદીક તેણીને ઉભી કીધી અને તેનાં કપરાંને હજુર આતસની ઝાર લાગે તેજ પલે તેણીની બાધાના સાત વરસ પુરાં થયાં અને હવાની અંદર પાંખ ફફરાવી ધોંઘાટ કરતા બાર કાગડાઓ આવી લાગા અને જમીનપર પગ મુકતાંજ તેવોએ પોતાની અસલી સીકલ ધારણ કીધી અને નાનો ભાઈ જે આગલ હતો તેણે પોતાની બેહનને જલદીથી ખેંચી કાહાડી તેનાં કપરાંની નીચેની ચાર બુજાવી નાખી તેવો સંઘલા તેને પેઆરથી ભેટીઆ. શાહાજાદીની બાધા પુરી થવાથી તેણીએ પોતાના ધણીની આગલ સરવે ખોલાસો કીધો અને તેણીની આવી દીલશોજી અને દુખ ખમવાની તારીફ લાયક સબુરી અને ધીરજ જોઈને રાજા અતીઅંત મોહી પડીઓ અને તે દાહાડા પછે તેવોનો સંસાર ઘણોજ સુખ અને ચેનમાં ચાલવા લાગો.

બારે ભાઈઓ તથા પેલી બેહેન પોતાના માતાપીતાને જઈ મલીઆં અને માબેના બુઘાપામાં બારે ભાઈઓએ તથા છોકરીએ તેણીની ઘરતી ચાવજત અને તરદુદ કીધી જેથી તેઓ સરવે સુખી થયાં.

---

## કોલસો.

આ પદારથ એટલોતો ઊપીયોગીછે કે તે સરવે અદનાથી તે આલા સુધી જાણેછે. યુરપખંડ જે હાલ સુધારાનું સુકાંન પોતાને હાથ રાખી બેઠોછે અને જેની મોહટાઈ આ હાલનાં જમાંનામાં બેહદ ગવાયછે તે પોતાની મોહોટાઈનાં મુખીઅ કારણોમાંનું એક કારણ કોલસાને આપેછે. કોલસા અને લોહોડાની ખાંણથી ઈગલંડ જોકે વીસતારે નાનું શેહેરછે તોબી આસપાસના બોહોલાં રાજવાલાઓને ચાહેછે તે વખતે ધુજાવી શકેછે. ઈંગલંડ પોતાની મોહોટાઈમાં કોલસાને સરવેથી પેહેલો દરજજો આપેછે, તે એટલા સુધી કે યુરપખંડનાં મોહોટા મોહોટા રાજવાલાઓ એકસંપ થઈ તેઓની ઊપર ચઢી આવેતો તેથી તેઓ ફીકરમંદ થાએ તેનાં કરતાં આ ઊપયોગી પદારથની ખાણ ખુટી જાઅનો તેઓ વધારે ફીકરમંદ થાય અને નીરાશ થઈ જાય. કોલસા વગર તેઓથી એક કદંમ આગલ ચાલી શકાતું નથી. ઈંગલંડ વીસતારે નાહાનું

અને તેમાં વસનારી વસતી ભારી તેથી જંગલો કાપી વસતીને માંટે જગ્ગા કરતા ગયલા અને તેથી લાકડાંનો નાંસ થતો ગયલો. અને તેથી તેના કારખાંનાઓને જોઈએ એટલાં લાકડાં મલી શકતાં નથી.

કોલસાથી થંડા મુલકનાં દેશ પોતાની થંડી દુર કરી શકેછે. લોહાડાંની ખાંણ બાફનાં સાંચા કાંમે લગાડી સેહેલાઈથી અને થોડે ખરચે કાહાડી શકાએછે. વણવાના, હથીઆર બનાવાના, સાંચાકામનાં અને બધી વપરાસની ચીજો બનાવવાનાં કારખાનાં કોલસા વગર એક ઘડી ટકી શકે નહી. જો કોલસો નહી મલે તો લોકોને તેથી પુરતાં વસતરો મલે નહી, સુધારાનાં કાંમો આગલ ચાલે નહી અને વસતીનાં ખપ પરમાંણે અગતની ચીજો બનાવી શકાએ નહી. આગબોટો જેઓની જહડપથી દુરનાં શેહેરો ગોએઆ પાસે આવી પડીઆંછે તાંહાંના બોહોલા વેપારમાં મોહટી ખલલ થઇ પડે. આગ ગાડી જેથી પરજાને હજારો અલકે લખો રીતનું સુખ થઈ પડીઊંછે તે એક લેહેજામાં નહી જેવું થઈ જાય અને તેથી વેપાર વનજ તથા બીજી બધી બાબદમાં પછાત પડી જઈએ. જો આ જે ફકત ઈંગલંડમાંજ કોલસા ઊપર આધાર રાખતાં સરવે ખાતાં તથા કારખાનાં અને ચકીઓ બંધ પડે તો લખો પુરૂશ, સ્ત્રીઓ તથા છોકરાંઓ ઊપર દુકાલ વરે અને તેઓ પાએમાલ થઈ જઈ ભુખે મરી તવલતાં ફરે. હમણાં એ બાબદ ઊપર ઇંગલંડવાલાઓનું ધેઆંન ખેંચાયું હતું કે હાલ જેટલો તેવો કોલસો વાપરેછે અને પારકાં મુલકોને આપેછે તેમ જો ચાલી આ કીધુંતો કેટલાંએક વરસમાં ઈંગલંડનો કોલસો પુરો થઈ જશે અને તેવો ખરાબીમાં આવી પડશે. પણ બીજા મોહટા વીદવાનોએ એ ધાસતી પકી ગણતરી કરી દુર કીધીછે.

જો આપણાં હીંદુસતાંનમાં કોલસાની અને લોહોડાંની પુસકલ ખાંણ મલી આવેતો આપણી હાલત ઘણે દરજજે સુધરી જાય અને આપણે હજારો બાબદમાં આગેવાન થઇએ. આપણાં દેશમાં રૂનો પાક દીનપર દીન વધતો થાયછે અને તે રૂ આપણે વેલાત મોકલીએ છઇએ કેમકે આપણી પાસે તેને કાંતવા તથા કપર બનાવાનાં પુરતાં કારખાનાં નથી. કારખાનાચી કેમકે સાંચાકાંમને માંટે લોહાડું અને તેને ચલાવાને પુરતો કોલસો નથી. જો આપણે કારખાનાં ઊભાં કરીએછતો આપણને સાંચાને તથા કોલસાને માંટે વેલાત ઊપર આધાર રાખવો પડેછે અને તેમ કરતાં આપણને પરવડતું નથી. પણ જો એ ઊપયોગી જીનસોની ખાંણ આપણા દેશમાંથી જોઈએ એટલી મલી શકતી હોતતો આપણે સસતે અને સુનરે ભાવે કારખાના ચલાવી શકતે અને તેથી હીંદુશતાંનની આબાદાનીમાં પુર વધારો કરી શકતે. હાલતો આગની ગાડી તથા આગબોટોને માંટે મોહોટો ખરચ કરી કોલસો મંગાવો પડેછે જેથી કમાઇની મોહોટી આશા રાખી શકાતી નથી.

કોએલાને બંધ ભઠીમાં નાંખી બાલીએતો તેમાંથી કેટલીએક ઊપયોગી વસતુઓ નીકલેછે. એક જાતની હવા અથવા "ગાસ" જે હાલ આપણા મોહોલાઓમાં રાતના ફાનસોમાં બલેછે અને જે રોશનીને "ગાસ લાઈટ" કરી કહીએછે તે કોલસામાંથી નીકલેછે. કોલસો બાલીઆથી ગાસ નીકલી એટલે તે કોલસાને પછે કોક કેહછે જે બાફના સાંચાઓમાં બાલવાને ઊપયોગી થઈ પડેછે. એ ઊપરાંત એમાંથી એક જાતનો તાર નીકલેછે જે ડામરની માફક દીસેછે અને લાકડાંને ઊધઇ તથા સરો નહી લાગે એ માંટે તેને ચોપરીઆમાં આવેછે. એ વગેરે બીજાં ઊપયોગી તેલ એમાંથી નીકલેછે.

હીંદુસતાનમાંબી એની શોહોધ લાગીછે અને માતર તેની શરૂઆતજ થઇછે પણ હજુર સુધી એટલો જથાબંધ મલી નથી આવનો જેથી આપણી હાલતમાં જાંણવાજોગ ફેરફાર થાય. મુંબઈથી નજદીક ચારસો માઈલપર નરબદા નદીને કાંઠે તથા કલકતાની પડોસમાં હુગલી નદીને કીનારે, બરમન એમપાઅરની શરહદ ઊપર તથા આસાંમમાં કોલસાની ખાંણ મલી આવીછે અને આશા રખાએછે કે વીદવાંનો જેમ જેમ પોતાની શોહધ આગલ વધારતા જશે તેમ તેમ બીજી નવી ખાંણ માલમ પડતી જશે.

છેલી એક સોધ હમણાજ થઇછે તેથી જણાએ છે કે મધરાજ ઈલાકામાં કરશણા નદીને કાંઠે આવેલાં દેશોમાં કેટલાએક માઇલ શુધી કોલશાની ખાંનોછે.

## પરચુરણ.

એક 'બાહાદુર કુતરાનું' ચીત્ર ચીતારશો'? કુતરાની નીમખહલાલીના બેસુમાર દાખલાઓમાં અતરે આપેલો દાખલોબી ઉંમેરજો.

એક વખતે એક વેપારીનું વાંહાંણ કલકતેથી ઉપડીને સેંગાહી તરફ જાતું હતું તે વાહાંણના વડા માલમને એક અકસમાત બનીઓ. તે તુતક ઉપર ઉભેલો હતો તેવાંમાં સડના કોઈએક ભાગનો ઓચીતો આંચકો લાગાથી તે પાંણીમાં પડીઓ. આએ વખતે તેના સારાં ભાએગે તુતક ઉપર વાંહાંણનો નાખોદા તથા તેનો કુતરો ઉભેલો હતો. માલમ જેવો ઉડી પડીઓ તેવોજ તેની પાછલ પેલો કુતરો પડીઓ અને તેને પકડીને ડુબતો બંચાવેછે તેવામાં એક માછલું, કે જેના દાંત કરવતીના જેવા અનીદાર તથા તીખશણ હોએછે તથા જેને શારક કરીને કેહેછે તે, પેલા કુતરાની પાછલ લાગું. માછલાંએ કુતરાનું અરધુંઅરધ પુછડું કરડી ખાધું, તોપણ તે પોતાના ભલાં કાંમથી પાછો હટીઓ નહી. વાંહાંણ બરજોરથી ચાલતું હતું તેથી માલમ તથા કુતરાને ઉપર લેતાં કાંઈક વીલમ લાગીઓ, અને છેલે જેઆરે કુતરો પાંણીની સપાટી ઉપર આવીઓ તીઆરે જોએછેતો બીચારાની અરધી પુછડી કરડાએલી તથા ટુકાંમાંથી લોહીના રેલા રેલાએછે. સંકટની વખતે બીજાનો જાન બચાવવામાં તેને આએ મીસાલે પોતાના જીવને જોખમમાં નાખીઓ.

આએ વારતા જે મુવાફેક હમારા એક મીતરે તે વાંહાંણના નાખોદાને મોહોડેથી સાંભલીછે તે મુવાફેક શુંદર વાંચનારીઓને કહીછે અને આસાછે કે અતરે કોઈ બીજું ફેનસી બજાર અથવા હોનરના નમુનાઓનું સંગરહસથાન થાએ તેમાં ઉપલા બનાવનો ખરો ચીતાર આપણાંમાંની કોઈ જી ચીતારીને મુકવાને ચુકશે નહી.

ગુરાંનો હાલ ગુરો—એક વાણીઆએ શીવ દેવની ખુબ સેવા કીધાથી માહાદેવ તેની ઉપર પરશન થયા. વાણીઆએ એવું માગયું કે હું માહારી બાયડી અને માહારો છોકરો જે એકેકી ચીજ ઇછીએ તે બને. દેવે તે કબુલ કીધું. પેહેલે બાયડીએ એવું ઇછયું જે માહારૂં રૂપ એવુંતો ખુબસુરત થાય કે આ સામો રાજો આવેછે તેની હું રાણી થાઉં. તરત તેમજ બનયું. રાજા બાયડી પર ખુબ પરશન થયો, પણ એવામાં વાણીઆએ ગુમાનો મારયો એમ ઇછયું કે માહારી બાયડી કુતરી થઈ જાય. બાયડી તરત કુતરી થઈ ગઇ જેથી છોકરાએ એવું ઇછયું કે માહારી મા પાછી અસલી હાલે પુગે. અંતે તરણે જણા જેવાં હતાં તેવાંજ રહી ગયાં અને મનમાગયું લેવાની શીવદેવે આપેલી તક અદેખાઈને લીધે રદ ગઈ અને જેવાં તરણે જણા દલીદર હતાં તેવાંજ રહી ગયાં. (ક. ડા.)

એક પાહાદશાહની નમનતાઈ—આસતરીઆના પાદશાહ બીજા જોસફે પોતાના નેહેલનો બાગ પોતાની તમામ પરજાને ફરવાને માટે ખુલો મેલયો. કેટલાએક અમીરો એ ઉપર નારાજી થયા. તેઓએ પાદસાહને કહયું કે "નામવર રાજા આ બાગ સઘલાંઓને ખુલો મુકયાથી હમારા સરખે સરખાઓ સાથે ફરવાને બીજો એકે બાગ મલે નહી." આ ઉપરથી પાદશાહે કહયું કે "ગરહસયો જો તહમારી મુજબ હું પણ વાંધો ઉઠાઉં અને માહારાજ સરખે સરખાઓ સાથે ફરવા માગુંતો માહારી અગાઉ મુવેલા પાદશાહોની ઘોરો ઉંધડાવી તાંહાં ફરવા જયા વગર મહને છુટકો નહી." આ જવાબ શાંભલી અમીરો લજવાઈ ગયા અને ફરીથી એવી તકોબરી દેખડાવી નહી.

એક હુલકો હજામ—વરોડરાની દરબારનો એક હજામ હતો જેણે માહાવતને લાંચ આપી એક દીવસે પાદશાહના હાથી ઉપર બેસી પોતાનો જીવ ખુશ કીધો. ઘરમાં બાયડીને તથા પોતાની માને કેહેવાનો થયો કે આજ હું રાજાના હાથી ઉપર બેઠો હતો તેથી તેણે પોતાની માએને પુછયું કે "માજી વારૂં હાથી વાયડો હશે?" માએ કહયું કે "કેમ દીકરા? મહને ખબર નથી." હજામે કહયું કે "હું નીશચયકું કે હાથી વાયડોજછે. રાજાના કાલાવાલાથી હું આજ તેના હાથી ઉપર બેઠો હતો પણ પેટમાં એવો તો અમલાટ થઈ આવયો કે હજુ પવન મહને છોડતો નથી." હજામની આ દીકરાને રાજનો માનીતો શાંભલી એટલીતો હરખી કે તેના પેટનો પવન કાહાડવાને તદન ભુલી ગઈ !!

### રમુજે ફુરસત.

૧ લું—હું જંગલનો રેહવાસી છું અને મારૂં નાંમ તરણ અક્ષરથી થાયછે. મારાં નામનો છેલો અક્ષર કાહાડી નાંખી વાચોતો હું એક નાંમ થાઉંછું, જે વગર, સરવે માણસજાત ફરીઆદ કરેછે અને જે મેલવવાને અદનાથી તે આલા સુધી ફાંફાં મારેછે. એને બદલે જો તમો મારો પેહેલો અક્ષર કાહાડી નાંખી વાંચો તો હું એક જાનવર (જેને સરવે કોઈ ધીકારથી બોલેછે) તેમજ તે તથા બીજા કે ટલાંએક જાંનવરોનો ખોરાક બનુંછું. જો મને આખું લેઓ તો હું કેહુછ કે માણસો મારી ઉપર નજરી જફા પાડે છે પણ તોબી હું તેવોને કેટલીએક બીજ દુનીઆદાર વહુ દીકરીની પેઠે પાછા તોછડાઈનાં બોલોમાં જવાબ વાલતું નથી પણ ઓર ગંભીરાઈથી મારા કંમબખત તાલેને આધીન થઈ ખુરાનમાં રેહી મારી નેકીની ખુશબો આસપાસ પાંથરૂંછ. એવી ખુબીને લીધે મને પવીતર જગામાં તથા કાંમોમાં લોકો કાંમે લગાડેછે, તારે વાંચનાર બાંનુઓ બોલો હું કોણ અને તુનો મારાં જેરી ખુબી ધરાવવાને ઇછોછ કે નહી?

૨ જું—હું એક ઉપયોગી ચીજછું અને મારૂં નાંમ તરણ અક્ષરથી થાયછે. મારો પેહેલો અક્ષર એક આંક દેખાડેછે, પણ જો મારા પેહેલા અક્ષર સાથે તરીજો મુકોતો મારા પેહેલા આંકની કીમત (૮૪) ઘણી ઓછી થાય છે. મારા પેહેલા અને બીજા અક્ષરની ભેટ દર સાત દીવસે તમો લેઓછો અને મારા છેલા બે અક્ષરો ગાંમડી શા

જાની દરબારમાં હમેશાં દીઠામાં આવેછે. જો મને આખું લેવોતો હું સાકરનાં જેવું દેખાઉછું, પણ તેથી સદાબરો ઉલટોજ ગુણ ધરાંઉછું. ચીનીનાં વાસનોને અને ભીંટને જરવાના રંગત કાગજોને રંગ આપવાને મારી મદદ લેવામાં આવેછે. તાવનાં દુસટ રોગને શરીરમાંથી કાહાડવાને જારે બીજી દવાઓથી કાંઇ વલતું નથી તારી મારી મદદ ડાકટરો લેએછે. જેમ મારા સારા ઉપયોગછે તેમ માંઠા પણછે. સાસુ વહુ તથા વર બઇએરનાં કજીઆ વચે કેટલાએક ચીબાવલાં તથા અણઘડો મને નાખેછે અને પોતે ખુવાર થાયછે અને માણસ તથા ખોદાની નજરમાં તકશીરવાર થાયછે.

૩ જું—૫૦૦ ની રકમનાં એવી રીતે બે ભાગ કરવા કે એકને ૧૧ અને બીજાને ૭ થી કાંઇ વધીઆ વગર ભાંજી શકાય. એવા એ રકમનાં કેટલા અને તે કીઆ ભાગછે તે કહો ?

## ખોલાસો ગઈ વેલાનો.

૧ લું—મીસર (દેશ)
૨ જું—આંસું
૩ જું—ચીનગારી (અગનીમાંથી ઉડેલી કરજ.)

## પરદેશ ગયલા ભરથારે તેની એકલી પડેલી સ્રીના પતરનો વાળેલો જવાબ.

(રાગ વેલાવર—કબીરી)

સાચી છે પ્રિત મારી માનનીરે
વહાલી નિતી અજીત,
વિના તું પ્રાણ મારા જાયછે,
નથી ઠેકાંણે ચીત—સાચી૦ ૧
નિતે ભજુંછ તારાં નામનેરે
હરી ભકિતની સાથ;
સબી છે તારી મુજ આંખમાં,
રૂડી હઇડામાં છાપ—સાચી૦ ૨
ખાતાં સુતાં ને ઉઠ બેસતાંરે
વહાલી તારીજ ઇઆદ;
દરેક અવાજ કાને પડતાં
સુતું તારોજ સાદ—સાચી૦ ૩
ઝંપ નથી મને નિંદમાંરે
દેખું સારીજ રાત
મરત તારી રૂડી સ્વપ્ને,
કરૂં મોહેથી વાત—સાચી૦ ૪
રૂપ ને ગુણ તારા એહવારે
નવ બીજામાં જોઉં,
કેમે તે મેત મારૂં ફેરવે ?
કેમે કોહીનૂર ખોઉં ?—સાચી૦ ૫
નિતી, ડહાપેણ, ચતુરાઇમાંરે
વહાલી સરવથી પૂર;
દીસે સરવતણા સાથમાં
જેવો મેપનો શૂર—સાચી૦ ૬
સાચી સદા સતવંતીરે
વલી ભણેલી સાર;
સાથે વિવેકી સૌ વાતમાં;
એવી રૂડી તું નાર—સાચી૦ ૭
ગુણો લખતાં બાકી ઈવારે
મેલું એકજ પાસ,
તોએ ભલી તે તો દીસતી,
જેમાં એકજ આસ—સાચી૦ ૮
એવી સકલ ગુણવંતીરે
નાર ઉપર રહુ
નીતે ભમતો જેવો ભંમરો;
લાયગ શાલીન લહું—સાચી૦ ૯
કેમ ભુલીશ તુને વાહલીરે ?
તુને કેમ છોડીશ ?
તુને છોડીને ઓ વાહલી !
હું તે કેમ જીવીશ ? —સાચી૦ ૧૦
મારે ધીરજ મન રાખજેરે
હું તો નહીંરે ભુલીશ;
ભુલતી ના તું પણ મુજને,
નિત ભજજે ભવિષ—સાચી૦ ૧૧
સૌમાં ગણુજે મોટી નિતીનેરે
વાહલી જાળવજે નિત,
નાનાભાઈ સત્ત કહેછે
મારી સાચી છે પ્રિત—સાચી૦ ૧૨

## પુસતકોની પોહોંચ.

હેકાયાતે દીલપસંદ યાને કેટલીક રમુજી તથા દાનાઇ ભરેલી વાતોનો એક વાચવા લાયક સગરહ એવે નામનો એક ૪૩૮ સફાનો સુંદર ગરંથ તેના બનાવનાર સેઠ ખરસેદજી નસરવાનજી પેસતનજીથી હમુને ભેટ મળીઓછે. બનાવનારે કેટલીક ઇંગરેજી ચોપડીઓ ઉપરથી થયલી વાતો ઉપજાવી કાહાડીછે અને એ વાતોની એબારત ચાલુ ગુજરાતીમા અછી ધપે રચઆથી ખરેખર પારસી બાનુઓને વાંચવા લાયક વાતોનો એક સંગરહ થયોછે એ ચોપડી સફાઇથી છપાઇછે. આખાં પુસતકમાં પેહેલેથી તે છેલે શુધી કાના માતરા, અજી, વદુ અને એવી એવી બીજી પુસકલ ભુલો નજરે આવેછ જે ઉપરથી માલમ પડેછે કે છપાએલા પુરૂફો ચાઉસાઇથી તપાસવાને મેહેનત લીધી નથી જે જો બનાવનારે જરા વધારે મેહેનત લેઈ તપાસીઆ હોતતો આ પુસતકની ખુબીમાં વધારો થાત. વળી એ પુસતક તરફ નેધાહ કરતા તેની ૪ રૂપીઆની કીંમત હમને ઘણી મોંઘી લાગેછે જોકે બનાવનારે એ પુસતક રચવા ઉપર મેહેનત લીધીછે તોય પણ ફકત વારતાના એક સંગરહને માટે એ કીંમત ઘણી આકરીછે. પારસી બાનુંઓ અને જે ખુજરોગ ગરહસથો ઇંગરેજી કેલવણીથી બેનસીબછે તેઓની બનાવનારે અછી સેવા બજવીછે પણ હાલમા વારતાના પુસતકો રચવાને ઓગસોતો પવન લાગોછે કે બીજી ગંભીર બાબદો ઉપર લખવાને કોઇને વખાન થતુ નથી એ દીલગીરી ભરેલુછે.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. ફેબરવારી ૧૮૯૮ આંક ૨ જો.

## નીંદાખોરી નીશાળ.*

### નાટક પાત્ર.

સેઠ ઓલીઆશા.. એક તવંગર બુજરગ સોદાગર ને ગુલાબબાઈના વાલી
સેઠ ફુલલાજી. .. એક તવંગર બુજરગ સોદાગર
સેઠ છપનજી. ... એક નીંદાખોર સેઠ
હોલીઆજી કાકા.. સેઠ છપનજીના નીંદાખોર કાકા
સેઠ નીશાંબાજ... એક છાકટા સેઠ.
પુરબુધીઆજી.. }
દીવાલીઆજી.. } બે ભાઇઓ અને સેઠ ફુલલાજીના ભતરીજા
સાપુર........ સેઠ ફુલલાજીના મરનાર ભાઇનો ચાકર.
બેદરકાર બાઈ. .. એક ફેકર વગરના બાઈ
મારવાડી.. . .. એક વીઆજખોરો.
સરપશાહ.. .... એક સાપના સરખો કાવાદાવાખોરો કારભારી
ઓખરાંબાઈ.. .. ઓલીઆજી સેઠના ઉડાઉ ધણીઆતી.
ટચકાંબાઈ...... એક નીંદાખોરા બાંઈ
અલગાંબાઈ..... એક અલગાં ને અલગા પણ નીંદાખોરા બાઈ.
ગુલાબબાઈ ..... એક ભલી મા બાપ વગરની છોકરી.

### અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

### દેખાવ ૧ લો—ટચકાંબાઈનું ઘર.

ટચકાંબાઇ અને સરપશાહ ટેબલ ઉપર ચાહા પીએછે.

ટચકાંબાઈ—બાઇ સરપશાહ પેલાં કાગળમાં બધું સમાવયું કે ?

સરપશાહ—હા બાઈ; મેં એવાતો દસકત કાહાડયા છે કે કોણે લખયું તે રાતને દાહાડો કોઇ માંથું ફોડેતો માલમ પડે નહી.

ટચકાંબાઈ—તારે સુરતવાલી પેલી સુંનાબાઇની તેના પડોસી સાથેની મુલાકાતનો ભુમાટો તહમે ઉરાડયો કેની !

સરપશાહ—ભુમાટામાતો કાઈ મનાજ નહી. ગીલાબાઇના કાનપર આ વાત જતાં ૨૪ કલાકતો ભાગ્યેગ વીતે; અને જો ગીલાબાઇએ કાંમ હાથમાં લીધુંતો પાર, એમજ સમજવું. માહારાં દેખતાંદેખત ગીલાબાઇએ છ કાજ ભાંજયાંછે. તરણ છોકરાઓને બાપીકી દોલતથી દુર કીધાછે અને બે સંપીલાં જોડાંના છેડા છુટા કીધાછે. ગીલાબાઇનું કાંમ ઘણુંજ કઠોરછે, પણ ટચકાંબાઈ તહમારાં કોમલ કાંમની ભારે તારીફછે.

ટચકાંબાઈ—બાઈ સરપશાહ એતો તહમારી લાયકીછે.

સરપશાહ—ઘણાઓનું મતછે કે જાંહાં બીજાંઓ પોતાની જબાંથી ઝેહેર વસાવે તાંહાં ટચકાંબાઈ તહમારી આંખના એક પલકારાથી કાંમ બને.

ટચકાંબાઈ—હા, પયારા સરપશાહ એ માનને હું થોડીઘણી લાયકછું તે હું નાસુકર જતી નથી. માહારી જુઆનીથીજ લોકો માહારી તરફ આંગલી દેખાડતાં આવયાંછે તેથી બીજાઓની આબરૂ માહારી બરાબર સપાટ કયાહરે કરૂં એ હવે માહારી જીંદગીની ઉમેદછે.

સરપસાહ—એતો કુદરતીજછે; પણ ટચકાંબાઈ તમે મહને હમણા જે કારબારમાં રોકયોછે તેમાં તમારી શું મતલબછે તે હું માપી શકયો નથી.

ટચકાંબાઈ—શું માહારા પડોશી ઓલીઆશાના કુટંબને વાસતે બોલોય ?

સરપશાહ—હાઃ ઓલીઆશા સેઠ જે બે જવાનોના વાલી હતા તેમાનો વડો ઘણોજ સવભાવે મીઠોછે અને જગમાં તેની તારીફછે. નાહાનો બહુ ઉડાઉછે અને સઘલી જાતની બદીમાં ચકચુરછે. ગાંમ લોક તેની તરફ આંગલી દેખાડેછે. વડો તહમારી ખુબસુરતી ઉપર મોહી પડેછે અને તે તહમારોબી માનીતોછે. નાહાનો પેલી ગુલાબબાઈ જે નાબી વાલી ઓલીઆશા સેઠછે તેના નખરાંની જાલમાં સપડાયલોછે અને જો હું ખરૂં બોલુંતો ગુલાબબાઇની પણ પરીત એ ઉડાઉ છોકરા ઉપર ઓછી નથી. હવે આવો જારે હેવાલછે તારે ટચકાંબાઇ, તમારા મરનાર સોદાગર ખાવં

* આ નાટક એક નામીચા ઇંગરેજ ગરંથકારનાં રેગુજી નાટક ઊપરથી ઘટતો ફેરફાર કરી રચયોછે. નીંદાખોરાં લોકો બીજાને નાહક બદ બોલવાને કેવા કાવાદાવા કરેછે તેનો આછો ચીતાર આ ખેલ ઊપરથી વાંચનારની નજરે પડશે. જે નામો મુકયાછે તેના અરથ ઊપરથી દરેક જણની ખાશીઅત માલમ પડી આવશે. ગુજરાતીમાં નામો રાખવાની મતલબ એજ કે વાંચનારી બાનુઓને યાદ રાખવાને સવેલ પડે. આ ખેલની અંદર જે રેવાજ રજુ થયાછે તે ઇંગરેજોનાંજ જાણવા. મરદો અને સ્ત્રીઓ એકઠાં મળી એક બેક સાથે ખુબ ખુલાસાથી વાતો કરે એ ઇંગરેજી રેવાજછે. એટલી ચેતવણી હમારી શેહરની વાંચનાર બાનુઓને બસછે.

દની સોદાગરી પુંજીથી મકમ, તમે શાને માટે તમારો હાથ પુરણુધીઆજીને સપુરદ કરતાં નથી ? એ વીચારથી હું બહુ ગુચવાંઉંછું, અને વલી દીવાલીઆજી સરખા કમબખ્ત છોકરાની ગુલાબબાઈ સાથની મોહોબતમાં તમે કાંએ ફતરો નાખવા માગોચ તેનોબી કાંઈ સાર મહને મલતો નથી.

ટચકાંબાઈ—તાહારે સરપશાહ હું તાહારી ગુચવણ છુટી પાડુછું કે પુરણુધીઆજી સાથે હું મોહોબતમાં બંધાયલી નથી.

સરપશાહ—શું નહી ?

ટચકાંબાઈ—પુરણુધીઆજીની બારે ગાંઠ ઠેકાણેછે. એનો દોલો ગુલાબબાઈમાં ખુંટી રહયોછે; પણ પોતાનાં ભાઈની હરીફાઈ તેનાથી તોડાઈ શકાતી નથી તેથી તે પોતાની ધારણાને પરદેપોશ કરેચ અને મહને હાથમાં લઈ પોતાનું કામ સરનજંમ પારવા માંગેચ. હવે તું સમનજયો ?

સરપશાહ—પણ માહારી દોરીતો આ વાતથી વધારે ગુંચવાએચ. હે ટચકાંબાઈ મહને જરા કેહેશો કે તાહારે તહમે પુરણુધીઆજીને સુતરૂં શું કરવા કરી આપોચ ?

ટચકાંબાઈ—અરે કેવો તું જંગલીછે. હવે શું મારી પાસે પરગરૂં કરાવેચ ? દીવાલીઆજી ગમે એવો ઉડાઉછે, આબરૂ દરકાર વગરનોછે, પણ હું તેહેની ઉપર મોહીત છું, અને ગુલાબબાઈનાં નખરાંમાંથી તેને મોકલો કરવા હું માહારી દોલત શઘલી ફના કરવા તઈયારછું.

સરપશાહ—હ. હ હવે સમજયો. ગુલાબબાઈ, જો પુરણુધીઆજીને હાથ જાયતો દીવાલીઆજીને તહમે તહમારા ફાંદામાં ફસાવો.

ટચકાંબાઈ—પુરણુધીઆજીને જે હું ઉતેજન આપુંચ તે માહારા ફાયદાનેજ કાજ. ઘણું થયું હું એ લુચાને પીછાણુંછું. એનું હઈયું તો દગાનુંજ બનેલુંછે. પણ બાહારથી નેકીનો એવોતો પોશાક પેહેરેચ કે ઓલીઆશા સેઠ તો એને ફરેસતોજ સહમજેચ. બીચારા દીવાલીઆજીનું ઘરમાં કોઈ તરફેન ખેંચનાર મલે નહી. ગુલાબબાઈ પોતાની જીભ એની તારીફમાં હીલવે પણ તેથી શું વલે. હવેતો સરપશાહ એવી તદબીર કરવી કે ગુલાબબાઈ માહારી હરીફાઈમાંથી નામ નીશાન શુધાં ઉખડી જાય.

[ચાકર દાખલ થાયછે

ચાકર—બાઈ, પુરણુધીઆજી બારણા આગલ ઉભાછે.

ટચકાંબાઈ—સેઠને અંદર બોલાવ, (ચાકર જાયછે.)

[પુરણુધીઆજી દાખલ થાયછે.

પુરણુધીઆજી—પધારાં ટચકાંબાઈ ખુશ તરખીએત તો હશેજ. સરપશાહ તંદરોસતી.

ટચકાંબાઈ—સરપશાહ હમણા આપણી અરસપરસની મોહોબતનાં ઠઠા કરતા હતા. પણ આપણી ખરી મકસદ શુંછે તેનો મેં પુર ખુલાસો એમને આપયોછે. તમે જાણોચ કે કેવી પરમાણીક રીતે સરપશાહે આપણી સેવા બજાવીછે. પુરણુધીઆજી સરપશાહ ઉપર આપણો વીસવાસ પુખત રાખવો હો. વારૂં બધું રહયું પણ તમારો ભાઈ કયાંહછે ?

પુરણુધીઆજી—મેં આજ ઘણા દીવસ થયા તેને જોયો નથી; પણ એટલુંતો હું જાણુંચ કે તમારી વાતે ગુલાબના મન પર અછી અસર કીધીચ.

ટચકાંબાઈ—એ સઘલું માનતો સરપશાહને ઘટેચ. પણ પુરણુધીઆજી તમારા ભાઈ પર કાંઈ બીજી વીપત ગુજરી ?

પુરણુધીઆજી—દર કલાકે આફતનો માર તેની ઉપર પડેચ. કાલેજ તેના ઘરપર ટાંચ આવી હતી. પણ હજુર એના ખરચનોતો કાંઈ પારજ નહી.

ટચકાંબાઈ—ગરીબ દીવાલીઓ !

પુરણુધીઆજી—ખરેખર બાઈ; એની આટલી બદી છતાં એને મારે દીલમાં દાજ લાગેછે. ખરેખર માહારામાં શકતી હોયતો હું માહારા ભાઈને થોડી ઘણી મદદ આપું, પણ દીવાલીઆ સરખા એક હાથથી ગયલા પોરીઆના ફાંદામાંથી ગુલાબ સરખી છોકરીનો છુટક કરવો એ ખરૂં ધરમનું કામછે અને ટચકાંબાઈ તહમુંને એ ધરમનું પુંન હાંસેલ કરવું જોઈએ.

સરપશાહ—બાઈ હવે હું રજા લેઉંચ. જે કાગજ વીશે આપણે વાત કીધી તે હવે હું જઈને ઉતારૂંછું. પુરણુધીઆજી રજાછે.

પુરણુધીઆજી—મેહેરબાંન સરપશાહ પધારી આવો.

[સરપશાહ જાયછે.

ટચકાંબાઈ હું દલગીરછું કે આપણો ભેદ એની મુઠીમાં ગયોછે.

ટચકાંબાઈ—કાંએ વારૂં ?

પુરણુધીઆજી—માહારા બાપનો આગલો ચાકર સાપુર જે તહમે જાણોછો કે માહારો કટો વેરીછે તેની સાથે વારેઘડીએ ગુજસુજ કરતો મેં એને પકડયોછે.

ટચકાંબાઈ—અને તહમે ધારોચ કે શું આપણને એ ઉઘારાં પાડશે ?

પુરણુધીઆજી—એમાં સંદેહ ઘણોજ થોડો; માંહારા બોલપર માનો કે એ લુચા પાસે એટલી તાકાત નથી કે પોતાનીજ લુચાઈ ઢાંકી રાખે. સામી ગુલાબ !

[ગુલાબબાઈ દાખલ થાયછે

ટચકાંબાઈ—પધારાં ગુલાબ શી ખબર ? શુંછે હાંફેચ કાંએ ?

ગુલાબબાઈ—વલી પેલા કાકા ડોલીઆજી પોતાનાં ભતરીજા છપનજી સેઠને લઈ માહારા વાલી ઓલીઆશા સેઠ આગલ માહારા કારજને સારૂં આવયાછે. છપનજીને જોઈને હુંતો દોડતી તહમારી આગલ આવી.

ટચકાંબાઈ—એમ કે ?

પુરણુધીઆજી—જો સાથે માહારો ભાઈ હોતતો બાઈ તહમે હાયાં દોડતા આવત નહી.

ટચકાંબાઈ—વલી તહમારા ઠપકા શીરૂ થયા. ખરૂં કારણ તો એજછે કે ગુલાબબાઈ એ તહમે હીયાંછો એમ શાંભલયું. પણ પધારાં ગુલાબબાઈ છપનજી સેઠે શું કીધું જે તહમે તેવનને સેતાનની મુઆફેક દરે કીધા ?

ગુલાબ—અરે ! કીધું તો કાંઈજ નહી. પણ એવણની વાતથી મહને ધુજરી છુટેચ. દોસત કે દુશમન સરવેની આખો દાહાડો ને રાત ગીબત અને ગીબત બીજું એવણનાં મોહોમાંથી નીકલતુંજ નથી.

પુરણુધીઆજી—પણ વલી એ સેઠનાં કાકા ડોલીઆજી કાંહાં પાધરાછે.

માંથી તેઓને જેમ બને તેમ ખેરવવામાં આવયા. આ
વાં જાુન તરહટથી ઓઆટીસે પોતાનું નામ મશહુર કી
ધું, પણ સેંકડો જણનો નાહેક જાન બરબાદ કરાવયા અને
હજારો કુટુંબની પાએમાલી રચી. પણ આગના ભભુકા
નરમ પડયા અને ઈંગારા આસતે આસતે હોલવાઈ જવા
લાગા. પણ વલી પાછું બલતું નીકલયું અને તે બલતાંમાં
ઓઆટીસ દાઝી ગયો. ચારલસના મરણ પછી તેનો ભાઈ
બીજો જેમસ તખતે આવયો. જેમસ રોમન કેથેલીક ધરમ પા
લતો હતો અને પરોટેસટંટોનો કટરો સતરૂ હતો. પાછલથી
રઈયતે એટદીલી થઈ જેમસને ગાદીએથી ઉતારી મેલી તેની છો
કરી મેરી અને તેના ભરતાર તરીજા વીલીઅમને રાજપાટ
ની લગામ સોંપી હતી. જેમસે તખતે આવયા પછી ઓ
આટીસ ઉપર નીંદાખોરા બોલો બોલવાને મારે દીવાની અ
દાલતમાં ફરીઆદી કીધી. અદાલતે ઓઆતીસને ગુને
ગારીના એક લાખ રૂપયા જેમસને આપવાને હુકમ કીધો.
ઓઆટીસ પાસે એટલું નાનું નહીં તેથી તેનો જેલમાં સ
ડવા વગર છુટક ન હતો. પણ જેમસ ગાદીએ આવયો
તેની અગાઉ ફોજદારી અદાલતમાં ઓઆતીસ ઉપર જુઠા
સોગન ખાવાનો અપરાધ મેલવામાં આવયો હતો. પણ
કાંઈક સબબોને લીધે એ તપાસ ઓઆતીસના કેદ થવા
પછી થવાનો હુકમ થયો. ઓઆટીસના બે તરણ અમી
રી દોસતો હતા. પણ પરોટેસટંટોની ખાતરી થઈ હતી
કે ઓઆતીસે ઉઠાવેલું 'ગુત્રબાન સદનતર જોહેલું' હતું.
જોકે ઓઆટીસ કરજને મારે કેદ હતો તોયપણ વડી કો
રટના હુકમથી તેની ઉપર ભારી બેડીઓ લાધવામાં આવી
હતી. પણ કેટલાએક જનુંની લોકો હજુ ઓઆતીસને
પરજાનું ભલું કરનાર સમજતા હતા અને તેથી કાંઈબી રી
તે તેના છુટકની વેતરનમાં તેઓ ફરવા લાગા. જે કુતરો
બંદીખાનાના દરવાજાની ચોકી કરતો હતો તેને રાતે જેહે
રથી મારી નાખયો અને ઓઆતીસની કોઠરીમાં એક દો
રડાંની સેહેડી લાગુ પાડી. પણ અંતે તાઈતસ ઓઆતી
સને વેસતમીનીસતર હાલમાં પોતાના અપરાધની તપાસ
લેવાને માટે ઉભો કરવામાં આવયો. લોકોની બેશુમાર ઠઠ
કોરટમાં એકઠી મળી હતી અને રોમન કેથેલીકો પોતાના
કટ્ટા શતરૂને આવી હાલતમાં જોઈ ખુશી થતા તેનો ટેપ
સાંભલવા ઉભા હતા. થોડાંજ વરસની વાત ઉપર પરજા
નો માનીતો ઓઆતીસ જુઠા સોગનના અપરાધને માટે
હાલ પાંજરાંમાં ઉભો હતો. આગલ જાંહાં ઓઆતીસના
પગલાં પડતાં તાંહુ લોકો એકઠાં થતાં હતાં અને બડે બડે
અમીરો તેનીથી ડરતા હતા કે રખેને તેઓ કશા સપાટા
માં આવી પડે. પણ વખત હવે બદલાયો હતો. સઘ
લા લોકોની ખાતરી થઈ કે ઓઆતીસે જુઠા સોગન ખા
ઈને બીનતકશીરવાર પુરૂષોના ધારાએ ખુન કીધાં હતાં.
શાખશીઓ, બારીસતરો, અને જડજો તેની ઉપર તીરસ
કાર નાખવા લાગા પણ ઓઆતીસે તે સઘલું ખમયું.
ઓઆતીસ ઉપર અપરાધ સાબેત થયો અને તેને કોરટે
ઘણીજ કડણ શીખશા આપી એવી મતલબથી કે તે રીબી
રીબી પોતાના કરતુક જોય. જડજે કહયું કે "તુંહને પે
લેસ ઈયારડ નામના ચોકમાં પીલોરીમાં ઉભો રાખવામાં આ
વશે. અને તાહારાં માથાં ઉપર તાહરાં તહરેવાર કરતુકોના
લેખનું કાગજ બાંધી તુંહને વેસતમીનીસતર, હાલની આ
સપાસ ફેરવવામાં આવશે, અને તાંહાંથી તુંહને "રાયલ
એકસચેનજના' ચોકમાં પાછો પીલોરીમાં ઉભો રાખવામાં
આવશે, પછી 'આલંદગેત' થી તે 'નીયુગેટ' શુધી ચાલ
તાં તાહારી પીઠ ઉપર ફટકા મારવામાં આવશે, અને બે દા
હાડાના આંતરા પછી 'નીયુગેટ' થી તે 'તાઈબારન' શુ
ધી ચલાવતાં ચલાવતાં તુંહને પીઠપર ફટકા મારવામાં આ
વશે. જો એટલી સજા ખમવા ઉપરાત તું જીવેતો તુંહને
જનમ શુધી કેદ રાખવામાં આવશે. અને દર વરસે પાં
ચ પાંચ વખત શેહેરના જુદા જુદા ભગો ઉપર તુંહને પી
લોરીમાં ઉભો રાખવામાં આવશે." આ કડણ સજા બોલે
બોલ ઓઆટીસ ઉપર લાગુ પાડવામાં આવી. જે દાહા
ડે તેહેને પેલેસ ઈયારડ નામના ચોકમાં ઉભો કીધો તાહારે
લોકોએ કદર વગર તેહેને પત્થરનો માર મારયો અને જો
પોલીસ વચમાં નહીં પડી હોતતો તેને લોકો ચીડી નાખત.
પણ શેહેરમાં ઓઆતીસના રફીકોએ બંદ ઉઠાવયું અને
તેઓએ પીલોરી ઉંધી વાલી નાખી. તોયપણ તેઓ પોતા
ના દોસતનો છુટક કરી શકયાં નહીં. કેટલાએકો એમ કે
હેવા લાગા કે એ જેહેર ખાઈ આપઘાટ કરશે તેથી તેના
ખાવા પીવાની ખુબ ચોકસી રાખવામાં આવી હતી. બીજી
સહવારે તેને ફટકા મારવા બાહાર કાહાડયો. ફાંસીગર
એવાતો જોસથી ફટકા લગાવતો હતો કે લોકોએ ધારયું કે
એને જડજોથી સાંપતીનો હુકમ મલયો હશે. ઓઆટીસ
ની પીઠ ઉપરથી લોહીના જહુરા ફુટવા લાગા. થોડો વખ
ત શુધીતો તે મકમ રહી શકયો પણ પછી તે સીંહની મા
ફક પોકારા અને પછાડા મારવા લાગો. થોડે થોડે વખતે
તે બેશુધ થઈ જતો પણ ફટકા બંધ પડતા નહી. જારે તેહે
ના બાધેલા હાથ છોડયા તારે તેને હીલતો જોઈ લોકો આ
શચરીઅ પાંમયા. ૪૮ કલાક પછી ઓઆટીસને પછો
બંદીખાંનેથી બાહાર કાહાડવામાં આવયો. તે ઉભો રેહેવા
ને અશકત હતો તેથી તેને ટાઈબારન શુધી એક વગર પઈ
ડાંની ગાડી ઉપર નાખી ઘસડવામાં આવયો. તે બેશુધજ
હતો. એક શખસે ફટકા ગણયા હતા તે કેહેતો હતો કે
ઓઆટીસની પીઠ ઉપર ૧૭૦૦ ફટકા પડયા હતા. આટ
લું છતાં એ જીવયો તેથી એના દોસતો કેહેતા હતા કે તેની
ઉપર આકાશ તરફની નેપેહેબાંનીછે. નીયુગેટના બંદીખાંના
માં ઘણા મહીના શુધી એક અંધારા ઓરડામાં તે કેદ રહયો.

જોકે આ ગુંનેહગાર ઉપર વીતેલી સજા ઘણી બેહદ
હતી અને જડજોએ પોતાની સતતા ઉપરાંત પોતાનું બલ
વાપરયું હતું તોયપણ એ ગુનેહગારને હાથે જે લખો કુટું
બ પાએમાલ થયાં હતાં તે કરતુક સાથે સરખાવતાં એ સ
જા હલકી હતી. જે બીન તકશીરવાર લોકો ઓઆટી
સની ગુવાહી ઉપર ફાંસીના લાકડાંપર પોતાના મોહોતને
તાબે થયા, અને પોતાના આવાં કમકમાટ ભરેલાં મોહોતથી
પોતાના કુટુંબ તથા પોતાની પેહેડી દરપેહેડી આવની ઓ
લાદ ઉપર કેવી કાલી ટીલી ચોહોટી તેના ખેઆલથી તેઓ
કેવા પોતાના મરણની વખતે રીબીઆ હશે તેનો ચીતાર
આપવો મુશકેલછે. જારે જેમસ રાજાને ગાદી ઉપરથી ના
હાસડું પડયું તયારે થોડા દાહાડા ઈંગલંડમાં કોઈનું રાજ
નહી હોય એમ થયું. તેહેવા અરસામાં ઓઆટીસ પો

તાના બંદીખાંનામાંથી છુટો, પણ ઓઆટીસે તરીજ વીલીઅમ તથા તેહેની છોકરીને હસતક રાજપાટ થયા પછી અમીરોની સભાને અરજ કીધી કે નડજોએ તેહેની ઉપર જાદે શીખશા કરી નાહેક સેતમ ગુજારેલોછે માટે તેહેને દાદ આપવી. ખુબ જોસથી તકરાર થયા પછી અમીરોએ ઠેરવયું કે ઓઆર્ટાસને ટાઇબરનથી તે આલડગેટ શુધી ચલાવતાં ચલાવતાં પાછો ફટકાનો માર મારવો. આ ઠેરાવ આમની સભાને દરૂસત લાગો નહી. ઓઆટીસ ગમે તેહેવો ઠરપીન હતો તોયપણ ધારાને ઉંધો વાલવો એ રાજપાટને ઉધું વાલવા બરાબર તેમને લાગું. તેઓએ પોતામાં એવો ઠરાવ કીધો કે અમીરોનો ચુકાદો ધારાથી ઉલટોછે માટે તેઓએ તે રદ કરવો. આ રીતે ઓઆટીસની ભાંજઘડમા પારલામેંટની બે સભાઓ વચે મારામારી ઉભી થઈ. અંતે અમીરો હારયા અને વીલીઅમ રાજાએ ઓઆટીસને માફી બખશી અને સામો વલી તેને વરસ દાહાડે ૩૦૦૦ રૂપીયાનું પેનશન કરી આપયું. ઓઆટીસના છુટક પછી તે જુદી જુદી ટોલકીઓમાં પાછો ભાગ લેવા લાગો અને પછી તેહેને વીશે લોકોએ વધારે દરકાર કીધી નહી.

---

## ગુજરાત તરફની મુશાફરીનો હેવાલ.

---

પેઆરી બેહેન જાઈજી,

### ગીરનાર.

જુનાધડનાં ધડમાં ગીરનારનો પરવતછે, તે જઈન લોકોનું એક મોહોટું તીરથછે. ગાંમનાં દરવાજાથી તલાટી આસરે ૧॥ ગાઉ દુરછે. તાંહાં જવાનો રસતો પાહાડોની ખીણમાંથીછે, તે ફતરનો બાંધેલછે; કેટલેક ઠેકાણેથી ધણો સાંકડોછે, અને ફતર બરાબર ગોઠવેલા નહીં તેથી તલાટી શુધી ગાડી જઈ શકતી નથી. હમો ઉગમણ તરફનાં દરવાજા આગલથીજ ડોલીમાં બેશીને ગયા હતા. એ ડોલી પાલીટાણાની ડોલીને મલતીછે. ગાંમથી આશરે ૦॥। ગાઉને છેટે "દામોદર કુંડ" આવેછે; હીઆં દામોદરનું દેહું પણ છે. પછી તલાટી આગલ જરા નાસતો કરવા ઉતરીઆ. તલાટીમાં ભવનાથ માહાદેવનું દેહુંછે; એક કુંડ જેને "મરધી કુંડ" કેહછે, જેમાની મટોડી "મરધી" (ફેફરાનાં) આજારીને ડોવીને પાઈ હોએતો એ ભુંડો મરજ તરત સાજો થાએછે ! એવું તાંહાંનાં એક જોગીએ કહીઉં હતું.

જેમ પાલીટાણાનાં ડુંગર ઉપર ડગે ડગ ભાટ લોકો મલેછે, તેમ આ ડુંગર ઉપર ઠેકાણે ઠેકાણે ફકીર, જોગી, બાવા, અને ખાકીઓ મલેછે. તેઓમાનાં કેટલાક રાત દાહાડો પાહાડ ઉપરજ રેહેછે, અને કોઈ પણ કારણ સારૂં હેઠલ આવતા નથી ! કેટલાક ખાકીઓ પીડુ ઉપર એક લુગડાંની ચીપ લપેટીઆ સીવાએ બીજું કાંઈ પણ વસતર આંગ ઉપર રાખતા નથી, અને કમરે જાડું દોરડું લપેટી રાખેછે. કેટલાક એવાતો મગરૂર અને અભીમાનના ભરેલા હોએછે કે કોઈ સવાલ કરેતો તેનો ઉતર વાલવાને બદલે તુચછકારથી જોઆ કરેછે; તેઓને ભીખ દાખલ આપવાને કોઈ હાથ લાંબો કરેછેતો પોતે હાથ છલી લેતા નથી પણ જાણે કાંઈ દરકાર નહી હોએ એવી રીતે એશારતથી તે આપનારને ફરમાવેછે કે મારી પથારી આગલ મુક. વેહેમી જાતરાલુ લોકો આવા ખાકીઓ ઉપર અતીશે વીશવાશ રાખેછે; અને એ ફકીરો ભવીશ જાણવાનો દાવો કરેછે તે ઉપર ભરૂશો લાવેછે.

ડોલીમાં બેસી તલાટી આવતાં હમોને ૧ કલાક લાગો હતો. તલાટીમાં શીવરાતરીનો મેલો ભરાએછે તે વેલા આસરે ૩૦થી ૪૦ હજાર માણસ એકઠાં થાએછે. તલાટીથી પાહાડ ઉપર જતાં રસતો ધણો બીકટ અને બીહામનો છે. બે ગજથી વધારે રસતો આગલ દેખાતો નથી. રસતામાં ઠેકાંણે ઠેકાંણે મોટા ફતરો પડેલા જે ઉપર થઈને ચાલવું પડેછે અને તે ઉપરથી પગ લપશી જવાની ધાસતી રેહેછે. કેટલેક ઠેકાંણે રસતો એટલોતો સાંકડો હોએછે કે એકથી બીજું માણસ ચાલી શકે નહી. ડુંગર ઉપર વાંસ અને જાહાડી પણ ધણીછે, અને ધણો રસતો તેમાં થઈને જવાનો છે. બે ચાર ઠેકાંણે રસતાની એક બાજુ ઉપર ઉંડી ખાઈઓ અને બીજી બાજુ ઉપર ઉંચી તેકડીઓછે; જે જોઆથી છાતી ધપધપ થાએછે, અને બીહીકણા માણશને ધણો ભએ લાગેછે. તલાટીથી પાહાડ ઉપર જતાં ઠેકાંણે ઠેકાંણે વીશામા, દેડીઓ, વાવ, પરબો વીગરે હેઠલ પરમાંણેછે.

૧. ચડાની વાવ. હીઆં ચડા ધણોછે તેથી વાવનું એ નામ આપીઉંછે. હીઆં એક નાધલી દેડીછે.
૨. પાંચ દેડી.
૩. બે દેડી.
૪. છોડીઆં પરબ. (હીઆં છોડીઆં એકઠાં કરતા તેથી એ નામ અપાઈઉંછે.)
૫. જતા શંકર. (દેડી.)
૬. ધોલી દેડી.
૭. કાલી દેડી.
૮. માલી પરબ અને માલી કુંડ.

એ સધલા વીસામાંઓ વીગરે પસાર કીધા પછી તલાટીથી નીકલા પછી આશરે ૨॥ કલાકમાં પાહાડની શીખર ઉપર આવી પોહોંચાએછે દરવાજામાં પેઠા પછી આપણને ફતરનાં બાધેલા ઓરડાઓ નજરે પડેછે, જેનાં થાંબલા, બારસાક, બારવટીઆ સરવે ફતર અને ચુનાનાછે. એ જાતરાલુ લોકોને રાત રેહવા સારૂંછે. એ પસાર કીધા પછી સમુદર વીજઅરાજાના દીકરા નેમનાથનું દેહું આવેછે, તે ગીરનારનો તીરથકરછે. ગીરનારનું દેહું કાલા ફતરનું બાધેલુંછે; તેમાં ધણી સારી નકશી કીધેલીછે. તેની આસપાસ ધણીક દેડીઓછે. શીધરાજ જેણે રાખેંગારને હરાવીઓ તેનાં વખતમાં શજન નાંમે એક શુબો રાજ કરતો હતો, તેણે નેમીનાથનાં દેડાંને સમરાવીઉં હતું; એ દેડાંની નજદીક પેહેલી ટુંકમાં બે તરણ ધણા જુના દેડાંછે. ઈ૦ શ૦ ૧૧૪૩ માં કુમારપાલ નાંમે રાજા અનહીલવાડમાં રાજ કરતો તેનું બંધાવેલું દેહું આ ટુંકપરછે.

બીજું દેહું - શમપરતી રાજાનું બંધાવેલુંછે, પાલીટાણાંની પેઠે હીઆં કાંઇ ઘણા દેહેરા નથી. બીજી ટુંકમાં રૈનેમી માતાનું દેહુંછે. તરીજી ટુંકમાં અંબાજીનું દેહું કાલા ફતરનું બાંધેલુંછે. એની નજદીક એક કુંડછે અને ગાએનાં મોહોડાંથી પાણી પડે તેમ એક ફતરની ગાએનાં મોહોડાંમાંથી એ કુંડમાં પાહાડના ઝરનનું પાણી પડેછે, તેથી તેનું નાંમ "ગઉ મુખી ગંગા" પડીઉછે. હીઆંથી "સેસાવન" જવાનો રસતોછે, જાંહાં નેમનાથે દીખશા લીધી હતી અને તાંહાં તેનાં પગલાંછે. ચોથી ટુંકમાં ગોરખનાથનું દેહુંછે. ૫ મી ટુંકને ગરૂ દતાતરી કેહછે; હીઆં નેમનાથનાં પગલાં તથા મુરતીછે. એ વઇશનવ લોકોની પવીતર જગાછે અને તેઓ એકવાર કાશીની જાતરા જઇ આવી ગુરૂ દતાતરીને પગે લાગવાને આવેછે, અને તે આરેજ બરાબર જાતરા કીધેલી ગણાએછે. એ ગુરૂ દતાતરીને મુસલમાન લોકો "શા-મદાર" કેહછે; એના વીશે એક દંત કથા ઉપરથી જણાએછે કે દતાતરી અથવા શાહમદાર નાંમે રાજાએ નેમનાથને પોતાનો ગુરૂ કીધો તે ઉપરથી ગુરૂ દતાતરી ઇઆને દતાતરીનાં ગુરૂ એવું નાંમ નેમનાથને અપાઇઉછે. તરીજી ટુંક શુધી જવાનું સેહલુંછે; પણ ચોથી અને પાંચમી ટુંકે જતાં થાક ચડેછે, અને બહુ ભએ લાગેછે. એ ટુંકે જતાં સાંકલી સીડીઓ ઉપર ચડવું પડેછે, અને તેનો ચડાવ પણ ઘણોછે. અંબાજીનાં દેહેરાંથી પાંચમી ટુંક આસરે ૧ ગાઉ દુરછે.

ગીરનારનાં પુરવત ઉપર જાહાડપાન થાએછે; અને તેનાં સીખલ ઉપર થંડો પવન ફુંકેછે તેથી અને ઝહરાનાં નીરમલ થંડા પાણીથી થાકેલાં જાતરાલુને બહુ આશાએશ મલેછે.

## પુરાતમ લેખો.

ગીરનાર ઉપર જતાં દાંમોદરની નજદીક સોનારેખા નદી વેહછે. તેના ઉપર એક મજબુત પુલ બાંધેલોછે. હીઆં જમની બાજુ ઉપર એક મોટો ફતરછે.

એ પથર ઉપર તરણ બાજુએ પુરાતમ લીપીથી માગધી અને શંશકરૂત બાશામાં કોતરાએલા લેખોછે. તેમાંનો પુરવ દીશાનો લેખ ઘણો જુનોછે, જેની હરોલનો બીજો લેખ આખા હીંદુસથાનમાં આજ શુધી મલો નથી.

ઇઉનાની તવારીખ ઉપરથી તેને ૨૭૦૦ વરસ થયાં હોએ એવું માલુંમ પડેછે. જૈન ગરંથોમાં ૨૩૦૦ વરશ લખેછે, પણ તે વેલા હીંદુ લોકોમાં તવારીખ લખવાનો ચાલ ન હતો તેથી જૈન ગરંથના લખવા ઉપર બરાબર હાધાર રખાતો નથી. એનો હેવાલ એક જુનાગઢના રેહેવાશી તરફથી હમોને મલીઓ હતો તેનો સારાંશ હેઠલ આપીએછીએ.

પુરવ તરફના લેખનો કોતરાવનાર મઉરી વંશનો રાજા પરીઅદશીહ જેને બુધ અને બરામણોના ગરંથોમાં "અશોક રાજા" કહેછે. એ રાજાનું રાજ આખા હીંદુસથાનમાં હતું, અને તેની રાજધાંની પાતલીપુતર એટલે પટણા હતું. અશોક બોધ ધરમ પાલતો હતો. સડકબંધ રસતાઓ (તેને લગતાં જાહાડો સાથે) ઠેકાંણે ઠેકાંણે જલાશઓ, વાવકુવા, અને તલાવ બંધાવેલા—લોકોને ઉપઓગી દવાખાંનાવો કાહાડેલાં,—એક દેશની દવા બીજે દેશ લઇ જવાને બંદોબસત રાખેલો—ખુનની શીખશા રાજમાંથી કાહાડી નાખેલી—લોકોમાં અરસપરસ સંપ રાખવાને જાહેરનામાં મરાવેલા—અને એ અશોકનો સુબો પેહેલવી જાતનો "શુવીશાખ" નામે ગીરીનગરમાં (જુનાગઢમાં) રાજ કરતો હતો, એવું એ લેખમાં કોતરેલુંછે.

પશચીમ બાજુ ઉપરનો લેખ શનરપ વંશના "રૂદરદામાં" ના વખતમા કોતરાવેલોછે. તે આશરે ૧૭૦૦ વરસ ઉપરનોછે. તે અશોકના રાજા શુવીશાખે જે સોનારેખા આગલ તલાવ બંધાવેલું તે વરશાદથી ફાટી જવાથી રૂદરદામાંના શુબાએ ફરીને બંધાવીઉં, એવું તેમાં લખેલુંછે. એ પાદશાહના તરફથી શીરદારશાહ નામે એક સુબો આવેલો તેણે પોતાના નામનો એક બાગ બનાવેલો તે હાલ પણ જુનાગઢમા "શીરદારબાગ" ના નામથી મોજુદછે.

ઉતરની બાજુ ઉપરનો લેખ આસરે ૧૪૦૦ વરસ ઉપર સકંદ ગુપતનાં વખતનોછે. એ રાજાના શુબાએ ઉપલાં તલાવ ભાગી પડવાથી ફરીને બંધાવેલું એવું એ લેખ ઉપરથી જણાએછે.

એ લેખો ઉપરથી એવું માલુંમ પડેછે કે જુનાગઢને તે વખતે ગીરી નગર કેહતા હતા, અને અસલ ફકત ઉપરકોટ ઉપર વસતી હતી. આશરે ૫૦૦ વરશો શુધી તે ઉજડ પડી રહેલું હોએ એવું જણાએછે. ચુડાસમા રાજાઓ જીઆરે શીંદથી આવીને વંથલીમાં (જે જુનાગઢથી ૫ ગાઉ) વસોઆ તીઆરે ગીરીનગરની અગલની તવારીખ કોઇને ખબર હતી નહીં. એ વંશનો રાજા મંડલીક એ તરફ આવીઓ અને મજબુત કીલો જોઇ તેને વશાવીઉં અને તે જુનો તથા પાહાડની નજદીક ઉંચાણમાં હોવાથી તેનું નાંમ "જુનાગઢ" પાડીઉં હશે એવું અનુમાન લઇ જવાએછે. મંડલીકના વંસના ઘણા રાજાઓએ જુનાગઢમાં રાજ કરીઉં હતું એવું "રેવતી કુંડ" ઉપરનાં, ખેંગાર મેહલના દરવાજા ઉપરનાં, અને ગીરનારના લેખો ઉપરથી મલુમ પડેછે. એ લેખોથી જુનાગઢનાં "ચુડાસમાન" રાજાઓની વંસાવલી ખુલી જણાએછે. તેમાં મંડલીક, નોઘણ, મહીપાલ, જયસીંગ, મોકલ, અને (બીજો) મંડલીક એ મુખોમ હતા. મંડલીક (પેહેલો) મહમદ ગીજનવી સાંમે સોમનાથના દેશનાં બંચાવમાં હતો. તેને એક ઘણો મોટો કુવો ઉપરકોટમાં બંધાવેલોછે, જે ઘણોજ ઉંડોછે, અને જેને "નવઘણ કુવો" કેહેછે. ખેંગારના વખતમાં અહુમદશાહે ગીરનાર ઉપર સવારી કીધી હતી, કારણકે રાએ માલવાનો સરદાર જે નાહાસી આવીઓ હતો તેને પોતાનાં રાજમાં આસરો આપીઓ હતો. ખેંગાર સીધરાજને હાથે મારીઓ ગઓ અને તેથી રણીકદેવી જેને સારૂં એ બેઉ રાજા વચે લડાઇ થઇ હતી તે સતી થઇ હતી. મંડલીક (બીજો) નાં વખતમાં સુલતાન મહમુદે ગીરીનગર ઉપર ચડાઇ કીધી અને તેને જીતી લીધું. રાજા મંડલીકને કેદી કરી અમદાવાદ મોકલી દીધો. તેનાં વીશે મુસલમાન લોકો એવું કેહછે કે તેણે ઇસલાંમી ધરમ કબુલ કીધો હતો; તેનું નાંમ તેઓ "ખાં જહાં" કેહછે અને તેની કબર અમદાવાદમાં હાલ પણ મો

જુદછે એવું બતલાવેછે. તેઆરથી (સંવત ૧૫૩૨ થી) ચુડાસમાંનની આંખેરી થઈ, અને જુનાધડમાં મુસલમાનોનો અમલ શરૂ થયેઓ. ગુજરાથના મુસલમાન રાજાના તરફથી હીઆં સુબા આવતા હતા, તેમાના એક સીરદારશા સુબાએ બનાવેલો "સીરદાર બાગ" જુનાધડમાં પરસીધછે. અકબર બાદશાનાં વખતમાં જુનાધડ દોલતખાં ગોરીનાં હાથમાં હતું. તે વેલા ગુજરાથનાં શુબાઓનાં બંદમાં તે સામેલ હોવાથી સને ૧૫૯૧ માં મીરજાં આજમ કોકાએ આ શેહેર ઉપર ચડાઈ કરી હતી. પછી કોકાનો છોકરો જુનાધડનો સુબો થઈઓ હતો. તેઆરબાદ જે વેલા તે જુવાન મરદખાં બાબી નાંમે શુબો રાજ કરતો હતો તે વેલા પેશવાએ ગુજરાથ જીતી લીધો, અને તેને સોરડનો થોડો ભાગ આપોઓ.



## પારસી સ્ત્રીઓની એક બુરી ટેવ.

પારસી સ્ત્રીઓમાં ઘણીક બુરી ટેવો હજુ રહેલીછે, જેમાંની એક, ઘણીજ માંડી, નુકસાનવાળી અને પાપ ભરેલીછે. એ ટેવ ઘણુકરીને હલકાં મનની પારસણોમાં ઘણી જોવામાં આવેછે. એનું કારણ એટલુંજછે કે તેવી ઓરતોમાં કેલવણીનો પરસાર ન હોવાથી પોતાગાહેલી ગુરખાઈને જેમ ગમે તેમ વાપરેછે, પછે તેમાંથી પરીણામ ગમે તે નીપજે તેની તેમને ચીંતા હોતી નથી. એ મહા બુરી ટેવ એ છે કે, કોઈ જવાન છોકરી અથવા ઓરત પોતાના ઓલખાણવાલા કે કોઈ પરકારે પોતા સાથ સંબંધ ધરાવનારા મરદ સાથ જરા હસી, છુટથી જરા વાત કીધી, કે એક બીજાની કાંઈ આસેના વાસના કીધી, તો તે જોતાં અથવા જાણતાંજ ઊપર લખવા પરમાણેની હલકી અને અગનાન સ્ત્રીઓ તુરત તેમાંથી એક જાતનો સાર કાહાડેછે, જે કોઇ રીતે તે બંનેને શાયદો કરનાર હોતો નથી. બે જન વચે એવું બનતું જોઈને તેવી સ્ત્રીઓ પરથમમાં પોત પોતામાં ઘણી ખરાબ અને શક ભરેલી વાતો કરેછે, અને પછે તેમાંથી એક નરસી ગપને જનમ મલેછે. એક તે વાત સાંભલી બીજીને કહેછે, બીજી તુરીજીને કહેછે, અને એ પરમાણે પવનની લેહેકીની માફક તે આગલ પંથરાઈ જાયછે. પણ એમ થવામાં જે સરવેથી ખરાબ અને અજાએબી ભરેલું જે છે તે એછે કે જે જોયું તે તેઓ બીજાને કહેતીઓ નથી, પણ તે જોઈ તેમાંથી જે સાર તેઓ કાહાડેછે, તે સારજ બીજાઓને કહેછે! પછે બીજાને જે કહેછે, તે પોને જોયેલા તેમના વહેવારની ખરી હકીકત નહી પણ તેમાંથી કાહાડેલો ઊપલો પોતાનો ગુરખાઈ અને પાપ ભરેલો સારજ કહેછે અને જીઆરે તે સાર કેમ કાહાડીઓ તેને માટે હકીકત કેહવી પડેછે, તીઆરે જે જોયલું હોય તેમાં સેંકડે નવાણું ટકાં વધારીને કહેછે. પેલાં બે જન જરા હસીઆં હોયતો તેઓ કહેછે કે, "માંએ ખરખર ખરખર હસેજો હસે, પણ મુઆં વેરાઈ વીખરાઈને કટકા બુકલો થઇ જાય!" જો બંને જણ જરા વાત કીધી હોય, તો તેઓ કહેછે કે "માંએ પોહોરના પોહોર ગુજરી જાય, પણ મુઆંની વાત નહી પુરી થાય!" જો બંને જને એક બીજા તરફ જોયું હોય, તો તેઓ કહેછે કે "માએ મુઆંનો એક બીજા ઊપરથી ડોળોજ નહી ખીશે!" એ પરમાણે દરેક બાબદમાં જે ટલા ગમેછે એટલા ટકા ચડાવીને કહેછે એટલુંજ નહી પણ વલી તેમાં બીજા કેટલાક બનાવો, કે જે પેલાં બે જન વચે બીલકુલ નહી બનેલા હોય, અને તેથી તે પેલી નીંદાખોર સ્ત્રીઓના જોવામાં નહી આવેલા હોય, તેમને પોતાની તરફથી જનમ આપેછે, જનમ આપેછે એટલુંજ નહી પણ ઊપરથી કહેછે કે, "માએ મેં મારી આંખે જોયું!" એમાં જો પેલી ઓરત કે મરદ સાથ જો કાંઈ સુંપાતું કે કજીઓ હોયછે, તીઆરેતો પછે જોઈજ લેવું. તીઆરેતો તેની વાતમાં સેંકડે હજારો ટકાનો વધારો થઈ જાયછે, અને બધી વાત નજરે નજર જોયલીજ થાયછે!

આવી પાપી નીંદાના ભોગ હાલમાં તરણ ગુણવાલાં ઓરત મરદો થઈ પડેછે. એક જેઓ જાને ભોલાં હોયછે તે, બીજાં જેઓ કેલવણી પામેલાં, અને સાથે સાફ દીલનાં હોયછે તે, અને તરીજાં જેઓમાં પુરતી કેલવણી ન છતાં જાને વીવેકી અને સાથે સાફ દીલનાં હોયછે તે. આ તરણ ગુણવાલાં ઓરત મરદો પોતાનાં સવછ અંતકરણથી નીતી અને મરીઆદાની હદમાં રહી એક બીજા વચે દોસતી અથવા વેહવાર રાખવાને અચકતાં નથી, અને તેમાં તેઓ પોતે કશું નરસુ કરતાં સમજતાં નથી. જેમ તેઓ પોતે તેમાં નરસું કરતાં સમજતાં નથી, તેમજ તેમના જેવાં બીજાં ઓરત મરદો પણ તેમને નરસું કરતાં કહેતાં કે સમજતાં નથી. પણ જે ઓરત મરદો એ તરણ ગુણથી ઊલટી ખાશીએતનાં હોયછે, એટલે જાને કપટી તથા ખંધાં, મેલાં તથા પાપી દીલનાં અને વગર કેલવણીના તથા અવીવેકી હોયછે, તેઓ તેમાં નરસું કરેલું સમજે છે અને કહેછે. અલબતે જીઆરે એવી ખાશીએ

તનાં અને એવા વીચારના મરદ કે ઓરતના જોયામાં કે જાણવામાં સારાં ગુણવાલાં ઓરત મરદનો વેહવાર આવે તીઆરે તેઓ તેમાંથી એવો માંઠો અને પાપ ભરેલો સાર કહાડે એમાં કસી નવાઈ નહી.

પણ અતરે અમો વાંચનારી બાઈઓને જણાવવાની રજા લઈએછે કે હાલમાં કેટલેક ઠેકાણે સુધારો અને કેલવણી એ શુંછે તે વીશે જરાબી જાણવા વગર અને તેમાંનું કાંઈપણ તેમની અંદર હોયા વગર અમો કેલવાયલાં અને શુધરેલાં છઇએ માટે એમ કરીએ છઈએ એવું જણાવી હદથી જાદા છુટ લેછે, અને કોઈવાર હસવા જોગ કે કોઈવાર દીલગીર થવા જોગ દેખાવો કરેછે, તેને અમો આ લખવાથી કશો ટેકો આપતા નથી. તેવી ચાલને અમો પસંદ કરતા નથી, અને તેને માટે જો તેઓ બાહાર નીંદાએ તો અમો જરા દીલગીર થતા નથી.

ઊપર લખવા પરમાણે સદગુણી ઓરત મરદો વચેના સારા વેહવારનો અરથ દુરગુણી ઓરતો આડો ઊઠાડેછે, અને તેમાં ઘણા ટકા ચહડાવીને અને સરપ જુદાઈને માહે ઊમેરીને બાહાર વાતો કરેછે ખરી પણ તેમ કરતાં તેઓ તેવાં ઓરત મરદોને તથા પોતાને કેવાં નુકસાનમાં લાવેછે તેનો વીચાર તેવી નઠારી ઓરતો કરતીઓ નથી. પરથમમાં તેઓ પોતાની એવી ચાલથી બે નીરદોશ માણસોને કેવી નુકશાનીમાં નાખેછે તેનો વીચાર કરીએ. એક ઓરત વીશે તેવું બોલતાં, અથવા તેવી વાત ચાલતાં, જો તે બીચારી કુમારી હોયછે તો તે વાત તેનાં માબાપના કાનપર આવતાં જો તેઓ સમજુ અને ખરાં ખોટાંની તપાસ રાખનાર હોયછે તો, ભારે દલગીર થાયછે; અને જો તેઓ જાતે અનસમજુ અને વેહમી હોયછે તો, તે બાપડી ઊપર ભારે કશ થાયછે, અને તેના ઊપર ગેયા આકાંશ ગગડાવી પાડેછે. જો તે ઓરત પરણેલી હોયછે, અને તેનો ધણી ભણેલો, સમજુ અને ખરાં ખોટાંની તપાસ કરનાર હોયછે, તો તેપણ ઊપર માફકજ સમજુતીથી વરતેછે, પણ જો તેબી જાને અજાણ અને વેહમી હોયછેતો, તે બાપડી સાથે ભારે ટંટો ઊઠાવેછે, તેને હાડમાર કરેછે, અને વખતે તજી પણ મેલેછે. એવી જુદી નીંદાથી એ પરમાણે મા દીકરાંમાં, ભાઈ બેનમાં, ધણી ધણીઆણીમાં અને સઘલામાં એક બીજા વચે કંકાશ ઊઠેછે, વેર પડેછે, અને તેમાંથી ઘણીવાર ઘણાં માઠાં અને ઘાતકી પરીણામો નીપજેછે. એને લગતી એક વાત આજ ચોપાનીઆના ૧૮૬૫ ના વરસનાં તરીજા અને ચોથા આંકમાં "સ્ત્રી દરપણની" બાબદમાં "તાતમાં ઘાત" એવાં મથાલાં હેઠલ લખવામાં આવેલીછે, તે જો તસદી લઇ વાંચનારી બાઈઓ ફરીને જરા વાંચી જોશેતો તેમને માલમ પડશે કે એક નાપાક ઓરતની એવી ખોટી નીંદા ભરેલી અને નીંદામા ટકા ચહડાવવાની ચાલથી એક બીચારી નીરદોશ છોકરીનું કેવી રીતે મરણ નીપજીઊ હતું.

જે નીંદાખોર ઓરતો એવી નીંદા કરી બીજાં ભલાં માણસોને એવી આફત અને દુખમાં નાખેછે, તેઓ પોતાને કેવી નુકશાનીમાં લાવેછે, અને તેઓ પોતે પોતાના ખોદાની અને પોતાની સરકારની સામે કેવું પાપ અને કેવી તકશીર કરેછે તેનો વીચાર તેમનામાં હોતો નથી, કારણ કે જો તે હોયતો તેઓ એવું કરવાને દરીઆ વીના રેહે નહી. એવી નીંદા કરનાર અથવા એક બીજામાં જુઠું અઠડાવી મારનાર મરદ તથા ઓરતને આપણા પાક ધરમમાં ઘણી જગાએ ઘણાં ધીકારેલાંછે, અને તેઓ મરગરજાન ગુનાહને લાયક થાયછે એવું તેમાં જણાવેલુંછે. એવાં માણસોને આપણી માયાલુ સરકારના કાયદામાં પણ ધીકારેલાંછે, અને તેમને માટે બે વરશવેર કેદખાનાંની અને વખતે સાથે મોટા દંડની પણ સજા ઠરાવેલીછે. એ પરમાણે એવાં ચાડીઆં માણસો પોતાના ખોદાનાં અને પોતાની સરકારના ચોર થવા સાથે બીજી નુકશાની એ પામેછે કે પોતાના દીકરા દીકરીઓ તેમની ચાલ શીખેછે, અને પાછલથી ભારે હાડમાર થાયછે. તેવી પારસી ઓરતોની એવી ચાલ તેમની નાદાન છોકરીઓમાં પેવસ થયલી ઘણીવાર જોવામાં આવેછે, અને તે વાત ખરેખર દીલગીરી ભરેલીછે. એવાં નાદાનો જે એવી ચાલથી હાડમાર થાયછે અને પાપ કરેછે, તેનો દોશ પણ તેમની તેવી નઠારી માઓ ઊપરજ પડેછે, કેમ કે તેમના દુરગુણ તેઓ શીખેછે. એટલા માટે જે હલકી ઓરતોને એવી બુરી ટેવ પડેલીછે, તેમને ઘટેછેકે, તેને એક દમ છોડી દેવી, અને તે ટેવ તેમનાં બચાંઓમાં તેમાં અગત કરી છોકરીઓમાં પણ પેવસ થઈ હોય તે તતકાલ કાહાડી નાખવી.

# પરચુટણ.

વીજલી—બલોનડી નામના એક ફરેંચે ફરુટ અને બીઆં ઉપર વીજલીની અસર કરી તપાસ કીધીછે અને તેથી તેને માલમ પડીઉછે કે કાચા મેવાને તથા બીજને વીજલીની અસર પોંહોચાડવાથી મેવો તુરત પાકેછે અને બીજ તારબાદ જમીનમાં વાવવાથી તેના કણસા અથવા પીલા ઘણાજ જલદીથી ફુટી નીકલેછે.

---

જોગણનોને રાખવાનાં મઠમાંની મારગારેટ વાલશ નામની એક શીકશકને ચાર વરસની એક નાહાની છોકરીને ગરમ પાણીનાં વાસનમાં નાખી તેના પગ દઝાડવાનાં વાંકને માટે ઇંગલંડની પોલીસમાં ઉભી કરવામાં આવી હતી. આ સ્ત્રી શીકશકે પોતાના બંચાવમાં એવું કહેઉં કે તે નાની છોકરીને ધાક અને બીહક દેખાડવાને ખાતર ગરમ પાણીનાં વાસન આગલ લેઈ ગઈ પણ અકસમાતથી તે તેમાં પડી હતી. શાકશીઓ ઉપરથી એવું માલમ પડીઉં કે તે સ્ત્રી શીકશકે આ કાંમ જાણી બુજીને કીધુંછે તે ઉપરથી માજીસતરેટે એક અઠવાડીઉં સુધી તેણીને બંદીખાને રાખી મુકી હતી અને તારબાદ કોઈએક પાદરી તેણીને ફરીથી હાજર કરવાને જામીન થઈ છોરવી લેઇ ગઓછે. મા બાપ તથા શીકશકોને આ એક ધેઆન પોંહોંચાડવા જોગ બીનાંછે.

---

દુનીઆમાં સરવેથી મોહોટાં દુખ અને પીડાઓમાંની માણસને આ એક મોહોટી પીડા અને દુખછે કે જેની અંદર આપણે આપણો સઘલો પીઆર અને ભરોશો મુકીઓ હોય તે બેવફા થાય.

---

કોઈબી ધણી જાહારે તે ચાહે તારે તમુને ખીજવી નાખે અને ગોસો કરે તેને તમારો ઉસતાદ સમજજો અને તેની સાંબે જો તમારે બલવો કરવો હોયતો ધીરજ અને સબુરી રાખવા શીખજો.

---

શેખશાદી કેહેછે કે "અગર રઈએતનાં બાગમાંથી પાદશાહ મુફત એક ફેળ તોડીને ખાએતો તેહેનાં ચાકર તથા ગોલાંમો તે જાહાડને જડથી ઉખેડી લઇ જાએ. પાચ બેદાંનો જોલમ જો કદાપી પાદશાહ રવા રાખેતો તેહેનાં લશકરી લોકો હજારો મોરગ લોકોનાં મુફત પકડીને શીખમો પરોવીને ભુજી ખાએ."

---

શેખશાદી કેહેછે કે—

"એક મરદનાં ઘરમાં જો બુડી ઓરત હોએતો તે નેક મરદ આએ જહાંનમો જીવતો દોજખમાછે. બુંડી ઓરતની ઘીખ-તથી ખોદાપનાહમો રાખે; એ પરવરદેગાર એ દોજખથી તુ મને છોડવજે."

---

માઓ જેવું વાહાલું કોણ?—જેપાંન ખાતેની એક વીધવા ઓરતને પેટે તરણ છોકરા હતા અને તેવોની પાસે મેહેનત કરી પેદા કરી લાવવા સીવાએ બીજી કસી દોલત હતી નહી. એક વખત એવો આવીઓ કે ગાંમમાં કામ મલે નહી અને તેથી આ કુટંબ લાચાર થએઉં અને ખાવાનાં વાખા પરીઆ. થોડા દાહાડામાં તેવોની માએ મરવાતોલ થઇ ગઇ તેથી તેવો વીચારમાં પડીઆ, પણ કાંઈ ઈલાજ સુજે નહી. એટલામાં ગાંમમાં ચારી ચીતાઈ કે ચોરોનું દોર ઘણું ચાલેછે અને તેવો હાથમાં આવતા નથી તેથી ચોર પકડી લાવનારને મોટું ઈનાંમ આપવાનું સરકારે ફરમાવીઉં. પેલા ભાઈઓએ વીચાર કીધો કે તેવોમાંથી એકે પોતે ચોર થવું અને બીજાઓએ તેની સાંમે ફરીઆદ ઉઠાવવી. હવે ચોર કોણ થાએ તે વીશે તેવોએ પોતપોતામાં ચીઠીઓ કાહાડી અને નાના ભાઈની ઉપર ચોર થવાનું આવી પડીઉં.

આવો વીચાર કરી તેવો ઇનસાફ કરાવા નીઆએધીસ પાસે ગયા અને નાના ભાઈને ટેપ મલી અને પેલા બીજા ભાઈઓને ઈનાંમ મલીઉં. ઈનાંમ હાથમાં લેતી વખતે તે બંન્ને ભાઈઓની આંખમાંથી આંસું તપકવા લાગાં તે ઉપરથી નીઆએધીસને શક ગયો અને તેવોની પછવાડે જુસતેજુ કરવાને એક માણસને મોકલીઓ.

છોકરાઓએ ઘર જઈ સરવે હકીકત માંએને કહી પેલા ઈનામનાં પઈસા તેનીનાં ખોલામાં મુકીઆ અને તેણીએ ગોસાથી તે ફેંકી દીધા.

આ વાત સાંભલી નેઆએધીસે પેલા બંધવાને પાછો પોતાની સામે બોલાવી તે ખરો તકશીરવારછે કે નહી તેની તજવીજ કીધી. નાના ભાઈએ તકસીર પોતાને માથે ખેંચી તેથી તેણે હા થી નાં કહેઉંજ નહી. નેઆએધીસને આ છોકરાની હીમત અને તેનો મા ઉપરનો પીઆર જોઈ દીલમાં ઘણીજ રેહેમ આવી અને તેણે શરકારમાં આ હકીકત લખી જણાવી. એ દીનથી સરકારે એ નાના ભાઈને એક મોહોટો લવાજમ તથા મોટાઓને કાંઈક લવાજમ કરી આપીઓ અને તેવોનું તે દીનથી દલદર તલીઉં.

---

## રમુજે ફુરસત.

૧ લું. પરાંણી માતરમાં હુંછું. સારી નરસી ચીજની હું પરીકયા કરી શકુંચ અને માણસો મારા ઉપર આધાર રાખી જે હું તે વીષે વીચાર આપુંછ તે પરમાણે ચાલેછે. હું નાની સરખી ચીજછું પણ માણસો મારા વગર બોલી શકતા નથી. મારે વાસતે એવું કેહવાએછે કે હું કેટલાએકોમાં મોહટી અથવા નાનીછું, એ બેઉ રીતે અવગુણકારકછું. કેમકે જાંહાં મોહટી હોઉંછ તાંહાં તે બીચારા મારે લીરે હારમાર થાએછે અને નાની હોઉંછ તાંહાં તે બીચારા બોથડ અથવા ઠોકમાં ખપેછે; પણ વલી અચરત સરીખું એછે કે હું કદે નાની તેમ મોહટીમી નથી. લોકો મને તાંણી તોડીને નાની અથવા મોહટી કરેછે. મને હાડકું નથી તેથી જેમ વાલો તેમ વલુંછ, એમાં બધો ભરમ સમજી લેઈ બોથો બેહેનો મહને છુટ આપી તમે બીજાઓની સામે કેટલીવાર હારમાર થએઆંછો.

૨ જું. હું માસ અથવા હાડ વગરનોછું તોબી મારી ઉપર માથુંછે અને જોકે મને પગ નથી તોએ મારા·

મલનથી ગાંમ લોક વાકેફછે. મને પાંખ નથી તોએ હાથમાંથી તરાંતર ઉડી જાઉંછું. ગરીબ લોક મને માહા શકતીથી પકડી લાવેછ પણ હું ભમતો ભુત તેથી થોડા વારમાં ભમાતુની પેઠે અહીંથી તહીં ચાલીઓ જાઉંછ. અને મારી પછવાડે લોકોને પાછો તાણતા જાઉંછ અને તેવો દેવાનાંની મોસાલે વગર બોલવે તણાઆ આવેછ. મારી એવી ચાલને માટે કેટલાએક લોક મને છુટથી વાપરતા નથી અને બાંધી તથા કબજ કરી રાખી ફરેછે. જુદાં દેશમાં મારો આકાર તથા ધપ જુદી જુદીછે. કહો એની પાંખ વગર ઉડતું—પગ વગર ચાલતું અને હાડ તથા માંસ વગર માથાં વાળું હું કોણછું?

૩ જું. હું ચાર અક્ષરનો એક બોલછું. મને જો આખો લેવોતો વાંચનારી પારસી બાનુંઓ તે તમે પોતેછો, પણ જો મારો છેલો અક્ષર કાહાડી નાખી વાંચો તો હું કીમીઉં કરવાનો એક જાતનો પથર થાઉંછ જેને વાસતે વેહેમી જમાનામાં એવો વીચાર હતો કે તે જો લોહોડાંને લગાડેતો તે સોનું થઈ જાએ.

---

## ખોલાસો ગઇ વેલાનો.

૧ લું. સુખર (ડ); ૨ જું. સોમલ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩ જું. | ૪૫૧ | ૩૭૪ | ૨૯૭ | ૨૨૦ | ૧૪૩ | ૬૬ |
| | ૪૯ | ૧૨૬ | ૨૦૩ | ૨૮૦ | ૩૭૮ | ૪૩૪ |

છ ભાગ.

---

## ઇશ્વરની ગતિ ન્યારીછે તે વિશે પદ.

( વેન ચરિત્રમાંથી )

"શું કહીએ શ્રીજી, શરણ પડયાને સંતાપો"

એ રાગનુંછે.

ગમ ન પડે નરને, ગોવિંદની ગતિ ન્યારી,
અકળ કળા ઇશ્વરની એમાં, શું સમજે સસારીરે, ગમ નપડે

ઉજળો દિન દેખી જણ જાણે, ન્યાલ થયો આટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એતો ઇશ્વર જાણેરે, ગમ ન પડે ૧

પુત્ર જન્મ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઈ;
પલકવાર પછી શું નીપજશે, કળી શકે નહિ કોઇરે, ગમ૦ ૨

રૂડી રસોઇ તૈયાર કરીને, ભોજન પિરશાં ભાણે;
ભાગ્ય* વિના ભોજન કરવાની આશા ફોગટ આણેરે, ગમ૦ ૩

મનાબંધ હવેલિ ચણાવે, જોવા લાયક જેવી;
વાસ્તૂ દિન વૈકુંઠ સિધાવે, ઇશ્વર કૃતગતિ એવીરે, ગમ૦ ૪

મોટા મોટા મનસૂબા કરિ, મોટાં પગરણ માંડે;
જાણે નહિ જે જમના કિંકર, કાલ પકડશે કાંડેરે, ગમ૦ ૫

ખારા રણનાં ખૂબ ઝાંઝવાં, ભાળી નહિ-ભરમાણું;
દુનિયાનાં સુખ એવાં દેખી, ફોગટ શું ફૂલાવુંરે, ગમ ન પડે ૬

સંસારિક સુખ સ્વપના જેવાં, નહીં ભરૂસો આઝો;
સુખ પામી મગરૂર થવું નહિ, દુખ દેખી નવ દાઝોરે, ગમ૦ ૭

ફુંકીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર;
અવશ્ય જાણો એજ તરેહનો, સગળોછે સંસારરે, ગમ૦ ૮

પળમાં છાયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રંક બનેછે, રંક બનેછે રાયરે, ગમ૦ ૯

એક ઘડી આનંદ વધે ને, એક ઘડીમાં શોક;
એકેની સ્થિરતા નથિ અંતે, ફળ તેનાંછે ફોકરે, ગમ૦ ૧૦

કરી શકિયે તે ઉપાય કરવા, અંતે સગળું સહેવું;
ઇશ્વરની ઇચ્છા પરમાણે, જેમ રાખે તેમ રહેવુંરે, ગમ૦ ૧૧

સુખને છેડે દુખ દેખાશે, સુખછે દુખને છેડે;
દિવસ પછી રજનીછે દલપત, દિનછે રજની કેડેરે,
ગમ ન પડે નરને, ગોવિંદની ગતિ ન્યારી. ૧૨

* ભાગ્ય એટલે ઇશ્વર ઇચ્છા.

---

## પુસતકોની પોંહોંચ.

સોરઠ દેશનો ઇતીહાસ, ભાગ ૧ લો. એની એક નકલ તેના બનાવનાર તરફથી હમોને ભેટ મળીછે તેની પોહોચ માન સાથે કબુલ કરીએ છઇએ. એમ કરતાં હમોને જણાવવું જોઇએછે કે હીંદુસતાનના કેટલાએક દેશોની અસલની તવારીખ જે ફકત દંતકથા તથા કાગળીઆં ઊપર રેહી થોડા અરસામાં નાબુદ થઈ જાયેછે તેને જાળવી રાખવાને માટે જગે જગેથી ત્યાંના રેહેવાસી તથા અભીઆસીઓ તરફથી તે સઘળી બીનાનો સંગરહ કરી તવારીખ લાયક બનાવી પરસીધ થવો જોઇએછે અને તેવા હેવાલો એકવાર છપાઈ બાહેર પડીઆ એટલે તે ઊપરથી ચોકસ તવારીખ લખવાને તથા ઘણીએક ઊપયોગી પણ ડુબી ગએલી બાબતો ઊપજાવી કાહાડવાને બની આવે.

આ ગરથની બાબદ વીશે હમોને હાલ કાંઈજ બોલવું નથી કેમકે તે હમોએ ફકત ઊપર નજરથી વાંચીઓછે. પણ આ રચનારને કેટલી મેહેનત તથા રંજ પડી હશે તેનો ખ્યાલ કરતા તેને શાબાશી આપીઆ વગર ચાલતુ નથી અને એવા લખનારાઓ કાંહાની કેહેવતના લખનારાઓની માફક તુરત લોકોની નજરમાં આવતા નથી અને તેવોની રંજનો બદલો પુરતો મળતો નથી તોએ તેવો હાલની અને આવતી ઓલાદને વાસતે એક મુસતકીમ કોટ બાંધી જાયછે જે વખતના દોરમાં કાંહાંની કથાઓની પેઠે ધસી પડતો નથી પણ તે ઊસતવારીથી ઊભો રેહેછે.

આ ગરથનો પેહેલો ભાગ આજમ ગઊરીશંકર ઊદયશંકર ઓઝા, ભાવનગરના મુખીઅ પરધાનને અરપણ કીધોછે અને તેવણની તરફથી મુખીઅ આ પુસતક રચનારને આશરો મળીઓછે તે જોઈ આપણને સંતોશ પરાપત થાયછે કે ગામઠી રાજપાટ ચલાવનારા અધીકારીઓ આવાં શુભ કાંમમાં મદદ કરેછે અને વીદીઆ હોનરનો વધારો કરવાને ખંતી દીશેછે. આવા રાજ અધીકારીઓથી દેશી રાજો જલદીથી સુધારામાં આગળ પગલા ભરે તેમાં નવાઇ થી! હમો આવા શુભ કામને મદદ કરનાર દીવાન ગઊરીશંકર તથા જુનાગઢના મુખીઅ અધીકારી જમાદાર શેખ બાવદીનભાઈ અને સાલેહીદીને તેવોની શુભ નેમને ખાતર શાબાશી આપીએ છઇએ.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. | મારચ ૧૮૬૮ | આંક ૩ જો.


## નીંદાખોરી નીશાળ.

### નાટક પાત્ર.

સેઠ ઓળીઆશા.. એક તવંગર બુજરગ સોદાગર ને ગુલાબબાઈના વાલી
સેઠ ફુલનાજી. .. એક તવંગર બુજરગ સોદાગર.
સેઠ છપનજી.. .. એક નીંદાખોર સેઠ
ડોળીઆજી કાકા.. સેઠ છપનજીના નીંદાખોર કાકા
સેઠ નીનામાજી... એક છોકરા સેઠ
પુરણઘીઆજી., દીવાળીઆજી.. } બે ભાઈઓ અને સેઠ ફુલનાજીના ભતરીજા
સાબુર........ સેઠ ફુલનાજીના મરનાર ભાઈનો ચાકર
બેદરકાર બાઈ. .. એક ફીકર વગરના બાઈ
મારવાડી... .. એક વીઆજખોરો
સરપશાહ.. ..... એક સાપના સરખો કાયદાવાખોરો ઠારમારી
ખોખરાંબાઈ. .. ઓળીઆશા સેઠના ઉડાઉ ધણીઆણી
રચકાંબાઈ....... એક નીંદાખોર બાઈ
અનગાબાઈ...... એક અનગા ને અળગા પણ નીંદાખોર બાઈ
ગુલાબબાઈ..... એક ભલી મા બાપ વગરની છોકરી

### આંક ૧ લો.

#### પ્રવેશ ૨ જો.

દેખાવ ૧ લો—શેઠ ઓળીઆશાનું ઘર.

ઓળીઆશા શેઠ અને તેમના ધણીઆની ખોખરાં બાઈ દાખલ થાયછે.

શેઠ ઓળીઆશા—ખોખરાંબાઇ, ખોખરાંબાઈ, હવે હું વધારે ખમનાર નથી.

ખોખરાંબાઈ—ઓળીઆશા સેઠ, ઓળીઆશા સેઠ, ગમેતો ખમો કે ના ખમો. પણ મહને કોઈ પુછનાર નહી. જોકે હું ગામડેની ખરી તોબી સારીપેઠે સમજીંછું હો કે મોટે ઘરની ઓરતો લગણ પછી કોઇને જવાબદાર નથી.

સેઠ—વારૂં બાઇ વારૂ! એવુંજ ઠરીયું કે વરની ઘરમાં સતા નહી?

બાઈ—સતા! ખરેખર નહીંજ. જો માહારી ઉપર કાબુજ ચલાવવાની તહમારી મરજી હતી તો મહને પરણ્યાને ઠેકાણે છોકરી દાખલ કરી લેવી હતી.

સેઠ—(ગુસાથી) જોકે માહારી જીંદગી તાહારા સ્વભાવથી ધુલ મલી ગઇછે તોપણ હું તુંને કહુંચ કે તાહારાં લખલુટપણાથી હું પાએમાલ થનાર નથી.

બાઈ—શું હું લખલુટ છું? કોઇબી મોટે ઘરની ઓરત કરતાં હું વધારે લખલુટ નથી.

સેઠ—વગર ફોકટ માહારા પઈસા ઉડાડવા હવે હું તુંને દેનાર નથી. કોઈ પાહાદશાહના બાગમાં શીઆલાના વખતમાં ફુલ નહી હોય એટલાંતો તુંને તારા 'દરેસ' કરવાના ઓરડામાં જોઈએ.

બાઈ—શીઆલાની રૂતુમાં ફુલો મોઘાં તેબી શું મારી તકસીર? જઈને એ રૂત સાથે લડો, માહારી સાથે શાના ચીડરા કારોચ. હુંતો એવી દુવા માગુંચ કે ફુલો એટલાં સસતાં થાય કે આપણે ગુલાબના ગાલીચા કરી તે ઉપર ચાલીએ.

સેઠ—જો તું જનમથીજ એવું સુખ ભોગવતી આવી હોત ને એવું એવું બોલતતો છાજત, પણ તું ભુલી જાયચ કે જો હું તુને માહારે તાંહાં નહી લાવતતો આજ ગાય ઘોર ચરાવવા પડત.

બાઈ—હું કબુલ કરૂંચ કે હું ગરીબ હતી નહીતો વલી તમુને પરણતેજ શા કાજ? હું મારા ઘરનું સઘળું કામકાજ કરતી હતી. મરઘી બતકાંને ખાવાનું નાખતી હતી, ફાટાં તુટા કપડાં શીવતી હતી, રાધતી હતી, વાસણ ઉજાડતી હતી, કચરો કાહાડતી હતી, અને વલી માહારી કાકીના કુતરાંના બાલ હોરતી હતી, હવે શું કહોચ?

સેઠ—તાહારી ઈયાદદાસત એટલી સારીછે વાસતે હું ખુશ છું. એવી એવી જંજાલમાથી કાહાડી તાહારે તું કુતરાંની મુઆફીક મહનેજ કરડેચ. હવેતો તુંને બે ઘોડાની ચારટ જોઇએ અને તરણતો ઘોડાવાલા જોઇએ. આગલ સેઠની ગાડીની પછવાડેથી બેસવાના સાંહાંસા હતા તે ખબરછે તહમને?

બાઈ—મહને કસમછે એ સઘલું જાુઠુંછે.

સેઠ—બાઈ એવી તહમારી હાલત હતી, તે આજે મોટે ઘરના ખોખરાંબાઈ થઈ બેઠાંચ.

બાઈ—તાહારે આટલા ઉપકારમાં તો એક ઉમેરો. કે—

સેઠ—કે તુંને વીધવા કરૂં; એજ કે ?

બાઈ—હ: હ:

સેઠ—આટલી મને ચેતવણી આપી તે સારૂં.

બાઈ—તાહારે તહમે વારેઘડીએ માહારી સાથે છી
ટાં શું કરવા શોધોચ ? આટલો ખરચ કીધોતો તહમારી
પુંજી તણાઈ ગઈ ?

સેઠ—બધી વાત છોડી દે. ગામડાંમાં એ ખરચ
તું કરતી હતી ?

બાઈ—તાહારે તહમારાં મોટાં ઘરની આબરૂ કેમ
જલવાય ? વારૂં હું ટચકાંબાઈને ઘર જાંઉંચ.

સેઠ—ખાસસું ! અછો સટ મલેલોછે.

બાઈ—માહારા ઓલીઆસા, ટચકાંબાઈને ઘર શાધ
લાં મોટે મોટે ખાનદાનનાંજ ભેગાં મલેછે.

સેઠ—ઘણી બુનીઆદીવાલાં ખરાં ! એ જુઠા હુલકાં
ઉરાડનારાંઓ કરતાં, બીચારા કેટલા જુઠા સીકા ચલાવના
રા, જેઓનો અપરાધ એ ચપરખંધી ટોલી કરતાં કાંઈ દસ
હીસે ઓછો તેઓ નાહક ફાંસી ગયાછે.

બાઈ—શું તાહારે લોકો ખુલાસાથી બોલે નહી ? પ
ણ તહમે ટચકાંબાઈને તાંહાં આજ આવવાનું કબુલેલું હતું ?

સેઠ—ચાલ ચાલ તાહારી પુઠે આવુંછું; કે જરા મા
હારી આબરૂબીતો તેમના છટકામાથી તપાસું. (બાઈ જા
યછે). દમ આપીને મેં ખુબ અસરતો કીધી. જાહારે તે મા
હારી સાથે તંટો કરેચ તાહારે તેહેના નખરાં મહને વધારે
માલમ પડેચ. એવેતો હસતે ચેહેરે માહારી સામું બોલેચ
કે સલાહ સંપજથી રહીને માહારૂં દીલ જીતી લીએ તે
કરતાં તે લડીને માહારી ઉપર વધારે ફતેહ મેલવી શકેચ.
(જાયછે).

---

### દેખાવ ૨ જો—બાઈ ટચકાંબાઈનું ઘર.

બાઈ ટચકાંબાઈ, અલગાંબાઈ, ઢોલીઆજી કાકા, સેઠ
છપનજી, પુરણુધીઆજી, ગુલાબબાઈ, અને બાઈ ખોખરાંબાઈ
ટેબલ ઉપર બેસી ચાહા પીએછે.

ટચકાંબાઈ—ખોખરાંબાઈ આજ તહમારા ધણી કેમ
નહીં આવયા ?

ખોખરાંબાઈ—હું ધારૂંચ કે હમણા આવતા હશે.

ટચકાબાઈ—દીકરી ગુલાબ બે ઘડી પુરણુધીઆજી
સાથે પાણાતો રમ.

ગુલાબ—મહને પાણા ખેલવાનો શોખ નથી; પણ જો
તહમારી એવીજ મરજી હોયતો હું તાએબે છું.

અલગાંબાઈ—હું તહમારી સોહોબત મુકી છુટસ.
કેવાં તહમે નીંદાખોર છો ?

ખોખરાંબાઈ—અલગાંબાઈ શું ખટપટ છે ?

અલગાંબાઈ—દાદા બાપાની દીનનું નાખતો ફરી ગ
યલુંછે અને તેનો ચેહેરો રૂપાલો નથી એ વાત હું કયાહ
રની મુંગે મોહોડે સાભલયા કરૂંછું.

ટચકાંબાઈ—દીનતો ઘણી રૂપાલી છે. જાણે સંગે
મરમરનું પુતલું.

ઢોલીઆજી કાકા—હું ઘણોજ આનંદ પામયો બા
ઈ કે તહમારૂં આવું મત છે.

અલગાંબાઈ—એ છોકરી તે છોકરી છે. એના ગા
લતો જાણે ગુલાબના ગોટા.

ખોખરાંબાઈ—† તાજાં હોય તાંહાંસુધીજ પમરે.
સહવારે ખીલે ને સાંજે કરમાય.

અલગાંબાઈ—એવી એવી વાતોથી મહને ;કમકમા
ટ છુટેછે. આજની વાતતો કોણ જાણે પણ દીનની બેહે
નતો આગલ એક પરીજ હતી.

ઢોલીઆજી—સાપુરશાહ સેકચલીના ધણીઆની ?
આજ તેવણુની સાહાઠ ને પાંચની અવસથા થઈ.

અલગાંબાઈ—અરે બા પચાસને તરણ હોયતો બા
એગરે. વારૂં કોલાજીની જાઈને વાસતે શું કહોચ ?

ટચકાંબાઈ—ભાડે લીધેલા દાંતથી જાઈતો જાણે પચા
સ વરસેબી સોલ વરસ સરખી દેખાયચ. પણ લેઓ ઓ
લીઆશા સેઠતો આવયા. [ઓલીઆશા સેઠ દાખલ થાયછે.

ઓલીઆશા—બાઈઓ તહમારો તાબેદાર સેવક.
(મનમાં) અશેમ અથા, એવાતો નંગ મલેલાંછે કે આબ
રૂ લઈને ઘર જઈએતો ઠીક.

અલગાંબાઈ—ઓલીઆશા સેઠ તમને જોઈ હું ઘ
ણી મધન છું, આએ લોકો એવીતો નીંદા લઈ બેઠાંછે કે
કોઈનેબી સારૂં નહી કેહેવાની એઓએ કલમ કાપીછે.

ઓલીઆશા—એવું જારેછે તારે બાઈ તમને ઘણોજ
ખેદ થતો હશે.

અલગાંબાઈ—અરે એટલાવેર એઓ બોલેછે કે મની
આરજી સરાફના સુંનાબાઈતો ભેંસ સરખાં દોંગાંછે. સું
નાબાઈ માહારાં અતલગ સગપનમાછે; અને એક ઓરત
પીંનાસો વરસની ઉમરે વીસ વરસ સરખું દોલ ઘાલે તારે
તેને ભેંસ સરખી દોંગી, દોલતું તાણુત, અને એવા એવા
શબ્દનો બોલવા જોઈએ ? હા હું કબુલ કરૂંચ કે તે જેકે
દોલતે ભરપુરછે તોપપણ પોતાની પદવીને લાએકની કેલ
વણી તેમાં નથી; પણ તેમાં તેનો વાંક નથી. જેની મા દર
જન ને જેનો બાપ ખાટકી હોય તે કેલવણી તે કાંથી પામે ?

સેઠ છપનજી—અલગાંબાઈ કેવાં તમે નેકછો ! (ઠઠામાં)

સેઠ ઓલીઆશા—(મનમાં) અરે તારાં સગાંની એ
બ ઉંધાડી તેની તરફેન ખેંચવાનો દાવો કરેછે ?

ઢોલીઆજી કાકા—હું ખરૂં કહુંચ કે મનીઆરજી
સરાફના સુંનાબાઈના જેવો ચેહેરો પુરૂથવીની ચોમેર ફરોતો
મલે નહી. દુનીઆમાં જેટલા ચેહેરા હોશે તે સુંનાબા
ઈમાં મલશે.

સેઠ છપનજી—સુરતી કપાલછે હો કાકા.

ઢોલીઆજી—હા બચા, હબસાનના બાલ.

સેઠ છપનજી—ચીનાઈ આખ.

ઢોલીઆજી—વેલાતી નાખ.

સેઠ છપનજી—મંગાલી હોથ.

ઢોલીઆજી—અમેરીકન ગાલ.

સેઠ છપનજી—મધરાજી દાંત.

ઢોલીઆજી—કરાંચી માથું.

અલગાબાઈ—હા ! હા ! હા !

---

† ઈંગરેજી અસતરીઓ ગાજને રગેઠે તે રશમની બના
નારે ઠેકરી કીધીછે.

ઓલીઆશા—(મનમાં) એ ઇસવર ! અંઠવાડયાંમાં બે વાર સુંનાબાઇને ઘર એઓ ધાઇ મારેછે.

અલગાંબાઈ—હવે હું વધારેવાર એ ઠઠા ખમનાર નથી. દસતુર રેવાગોની બેહેન—

ઓલીઆશા—બાઇ બાઇ બેઅદબી માફછે. આ સેઠોની જખાં સરતમાં કદીબી હારનાર નથી; પણ અલગાંબાઇ, જે નેક ઓરતને માટે હમણા તહમે કાંઇ બોલવા જતાં હતાં તેને માહારી બેહેન બરાબર ગણુંછું અને તેના નામપર અજાબ ગુજારવા હું દેનાર નથી.

ટચકાંબાઈ—ઓલીઆશા સેઠ હંમેશ જાણે ગરમ સઘડી. પોતેબી બલે ને બીજાંનેંબી બાલે. ઠઠા કીધા વગર માણસની જીંદગી ખુશી ખુરમીથી કેમ ગુજરે ?

ઓલીઆશા—બાઇ નીંદા ને ખુરા ઠઠામાં ઉતર અને દક્ષીણ દરૂ સરખો તફાવતછે.

ખોખરાંબાઈ—ઓલીઆશા સેઠ નીંદાના એવાતો કટા વેરીછે કે એવણુના હાથમાં સતા હોયતો ધારાની રૂહે તેનો અટકાવ કરે.

ઓલીઆશા—માણસના ખુંન કરનારને અને ખોટા સીકકા ચલાવનારને જેમ કઠણ સજાછે, તેવીજ કઠણ સંજા જો આબરૂના ખુંન કરનારને અને ખોટા ગુમાટા ચલાવનારને આપી હોયતો ઘણા જણા સરકારના હેશાનમંદ થાય.

ટચકાંબાઈ—અરે જાઓરે ઓલીઆશા સેઠ—શું તાહારે હમારો બોલવાનો હક ખોઇએ ?

સેઠ ઓલીઆશા—હા બાઇ—જો માહારો ધારો પસાર થાયતો તરીસ વરસની કુંવારી કનયાઓ અને ઉડાવં વગરની વીધવાઓ વગર બીજું કોઇ આબરૂ લુટવાનો વેપલો લઇ બેશે નહી.

ટચકાંબાઈ—જાઓરે દૈત !

અલગાંબાઈ—પણ ઓલીઆશા સેઠ, જેઓ શાંભલેલી વાતો બોલે તેઓબી તહમારા ધારાના પંજામાં આવે ખરાંકે ?

સેઠ ઓલીઆશા—હા બાઇ ! જાંહાં નીંદાનુ ચલન ચાલયું, કે પછી જે ધણીના હાથમાં ખોટાં હુલકાની હુંડી આવી પડે તે ધણીને જો હુંડી લખનાર નહીં મલેતો ધારા પરમાણે હુંડી શીકારનારને પુછી શકે (ચાકર દાખલ થઇ ઓલીઆશા સેઠને કાનમાં પડી કાંઇ કેહેછે).

ઠોલીઆજી—બા હુંતો કહુંચ કે જાંહાં આગનું બલકું હોય તાંહા ચીંગારીતો હોવી જોઇએ.

ટચકાંબાઈ—ચાલો બેહેનો પેલા ઓરડામાં જરા પાના રમીએ.

સેઠ ઓલીઆશા—(ચાકરને) ચાલો હું હમણા આવયો. (ચાકર જાયછે).

ટચકાંબાઈ—(સેઠ ઓલીઆશા જેવણ હલુસે ઉડી ચાલતી પકડેછે તેવણને) સેઠ મેહેરબાની કરી જરા બેસો.

સેઠ ઓલીઆશા—બાઇ એક અગતના કારણસર મહને જરૂર જવુંછે, (જાયછે).

શેઠ છપનજી—બાઇ ખોખરાંબાઇ, તહમારા ધણી એક ઓર સારીખા પુરૂગછે. જો એવણ તહમારા ભરતાર નહી હોતતો એવણને માટે એવી વાત કેહેત કે હસતાં હસતાં તમને કલેજાનું દરદ થાત.

બાઈ ખોખરાંબાઈ—અરે તેની કાંઇ ચીંતા નહી મેહેરબાનીની રાહે તહમારી વાતો કહો.

(પુરબુધીઆજી અને ગુલાબ વગર બધલાં બીજા ઓરડામા જાયછે)

પુરબુધીઆજી—ગુલાબબાઇ હું ધારૂંચકે આ મંડલીમાં તહમુંને રમુજ મલતી ન હોય.

ગુલાબબાઈ—રમુજ મલે એ કેમ બને ? જે રાંક માણસ જેણે કોઇ દીને એક કડવો શુખન આપણુને ઓચરેલો નહી તેની કમનશીબ હાલત ઇયા ખુદરતી ખોડ ઉપર કપટના બાન ઉરાડવાં એ જો ઠઠા મશકરીનું કામ હોયતો, ઇશવર કરેને આ મંડલીમાં માહારી જીભ ઉછલેજ નહી.

પુરબુધીઆજી—એઓના દીલમાં કપટ નથી.

ગુલાબબાઈ—તાહારે તેઓની ચાલ વધારે ધીકારવા જોગછે; કારણ જાંહાંશુધી ખુદરતેજ તેમની જીભમાં ભમરાનો ચટકો મુંકયો નહી હોય તાંહાંશુંધી તેમના કરતુકને કેમ માફી મલે તે મહને સમજ પડતું નથી.

પુરબુધીઆજી—પણ શું ગુલાબ ! જે તાહારે માટે આ ટલો તરસો તેની તરસ મટાડવાને બીલકુલ આંશા નહી !

ગુલાબ—આ વાત પાછી કાહાડી શું કરવા મહને નાહેક સતાવોછો.

પુરબુધીઆજી—અરે ગુલાબ ! તાહારા વાલી ઓલીઆશા સેઠની ઉપરવારી ધઇ, હું નહી ધારતો કે એક તરસીઆના મોહો આગલ ધરેલું ઉભાતું પયાલું ભાંજવાનુ ધાટકી કામ તું કરશે. પેલા ઉદાઉ પોરીઆના નખરાં દીવા આગલ ભમતા પતંગીઆંના પલભરના નખરાં સરખાંછે.

ગુલાબબાઈ—આસમાનની ગીરદેશીથી મા જણયો ભાઇબી જોકે પીઠ ફેરવે તોબી સું હું માહારા વાહાલા દીવાલીઆને છોડી દઇશ ?

પુરબુધીઆજી—અરે ગુલાબ મુજપર ગુસે ના થા. જોકે મહને બાઇ ખોખરાંબાઇને માટે ઘણો ઉમદા વીચારછે તોયપણ—

ગુલાબ—બાઇ ખોખરાંબાઇ !

પુરબુધીઆજી—તોબી જો ઓલીઆશા સેઠને વેહેમ જાય— (બાઇ ખોખરાંબાઇ દાખલ થાયછે.)

ખોખરાંબાઈ—(મનમાં) આ શું વલી ? બેટી ગુલાબ તુંને ટચકાબાઇ બોલાવેછે. (ગુલાબ જાયછે)

એ શધલું શી બીના પુરબુધીઆજી ?

પુરબુધીઆજી—અરે ! એક ઘણોજ અભાગયો બનાવ ! તહમારાં સુખને માટે જે હું કાલજી બતાઉંછું તેથી ગુલાબને ભરમ ગયોછે, અને પોતાના મનનો શક ઓલીઆશા સેઠને જણાવવા માગેછે તે ઉપરથી હું તેણીની સાથે તકરાર કરતો હતો.

બાઈ ખોખરાંબાઈ—ખરેખર ! પણ તકરાર કરવાની તહમારી પાસે ઘણી નાદર રીતછે—ઘુંટણ મંડીએ પડીને તહમે હંમેશ તકરાર કરતા હશો ?

પુરબુધીઆજી—અરે તે બચુંછે તેથી તેને એમજ પાર ઉતારતો હતો.

ખોખરાંબાઈ—ઇયાદ રાખજો કે ફરીથી ગુલાબ એવી તહમારી તકરાર શાંભલવાને હીંયાં આવનાર નથી. (જાયછે).

પુરબુધીઆજી—ખરેખર પાહાડની ટોંચ ઉપર હું

ઉભોછું. ખોખરાંબાઇ સાથે મેં મોહોબત દેખડાવી કે ગુલાબ જલદી માહારે હાથ પડે. પણ ખોખરાંબાઇથી હવે ગુલાબ ઉપર માહારો હસતો ચેહેરો દેખાઇ શકતો નથી. માહારી સોદાઈ મહનેજ ઉંઘાડી પાડશે તે વખત હવે દુર નથી.

---

## દેખાવ ૩ જો—સેઠ ઓલીઆશાનું ઘર.

સેઠ દુલલાજી અને ચાકર સાપુર દાખલ થાયછે.

સેઠ દુલલાજી—હા, હા, હા! અંતે માહારા બુધા દોસતે ગલે ટોક ઘાલવી. કમરે વાંકા વલેલા ઓલીઆશા સેઠની ગમરૂ જુવાન ખોખરાંબાઇ ધણીઆની? હા, હા, હા!

સાપુર—સેઠ તહમે ઓલીઆશા સેઠની મશકરી કર શો રખે સાતજ મહીના થયા સેઠ પરણ્યાછે.

સેઠ દુલલાજી—તાહારે સાત મહીના થયા માહારા ઓલીઆશા સેઠ સીકે ચહડયાછે! ગરીબ માહારા દોસત! પણ સાપુર તુંતો કેહેચ કે દીવાલીઆજીને ઓલીઆશા સેઠેતો નીવારી મેલયોછે—એ શું ખરૂં કે?

સાપુર—એ કમબખત છોકરા ઉપરથી એ સેઠનું અજબ ધયાન ફરી ગયુંછે. આપણી પાસે એક સરાફોની ટોલી મલેછે તેઓએ બીચારા દીવાલીઆની આંત ઉપર એવાતો શખુન ઓચરયાછે કે ઓલીઆશા સેઠ ધયાનથી બેધયાન થઇ ગયાછે.

સેઠ દુલલાજી—હા, હા મહને ખબરછે કે લોકોની આબરૂ લુટવાની એક ચપરખંધી ટોલી આપણી પાસે રોજ ભેગી મલેછે, પણ જો આ લુટારાઓની લુટથી માહારા ભાણેજે આબરૂ ખોઇ હોયતો તેની ખાલી થયલી કોકલીને તેહેરાનના ખજાનાથી ભરવાને હું તઇયાર છું.

સાપુર—સેઠ હું જોઇને અતીઅંત મધનછું કે માહારા મરનાર નેક સેઠના એક નાદાન પુતરનો હજુબી એક દોસતછે.

શેઠ દુલલાજી—સાપુર શું હું ભુલી જાઉં કે જાહારે એ છોકરા જેટલી વય માહારી હતી તાહારે હું પણ બરો ઉડાઉ હતો! હું અને માહારો ભાઇ બેહુ બહુ નાદાન હતા; પણ તું જાણેયતો ખરો કે મરતી ઉમરે તાહારા સેઠ કરતાં કોઇ બીજો વધારે ડાહયો માણસ હતો નહી.

સાપુર—સેઠ માહારી ખાતરીછે કે હજુબી દીવાલીઓ પોતાના મરનાર બાપની બુનીઆદી જાહેર કરશે—પણ લેઓ સાંમા ઓલીઆશા સેઠ આપણી તરફ પધારેછે.

શેઠ ઓલીઆસા—ઓ માહારા દુલલાજી સેઠ! માહારા બુજરોગ દોસત! ઘણે વરસે મલયા. (કોટી કરેછે)

શેઠ દુલલાજી—ઓલીઆશા શેઠ હજુ તહમે દોસતી કાયમ રાખીછે માટે ઘણો હેશાનમંદછું.

શેઠ ઓલીઆસા—દુલલાજી સેઠ, પંદર વરસે આપણ પાછા મલયા. તેટલાંતો કોઇ આસમાન ફરી ગયાંછે.

શેઠ દુલલાજી—કેમ દોસત ઘડપણ પસંદ પડતું નથી કે પાછો બાલવેશ ધરયો. તહમારી ધીંગલી કાંહાંછે?

સેઠ ઓલીઆશા—બુજરોગ દોસત, ઘણે વરશે ભેગા થયાની ખુશાલીનું મધ પયાલું પીતા હોઇએ તાહારે શું અમરતમાં એલીઆનો છાંટો નાખીએ? ઘર કુકલોતો રોજછે

સાપુર—(દુલલાજી સેઠને પાછલથી) સેઠ સંભાલો.

સેઠ દુલલાજી—માહારો એક ભતરીજો, ઓલીઆસ સેઠ, હું શાંભલીને ગમગીનછું કે એક મોટો સોદો નીલયોછે.

સેઠ ઓલીઆશા—તેણે જગમાં ખુબ નામ કાહાડયુંછે! બાપ દાદાની તોખમને વધારીછે! બીચારાં મુઆંબી તેના અજાબથી ધુજતાં હશે. પણ સેઠ પુરણધીઆજીએ તહમારા પઇસા વાલી આપયા હો. દુનીઆંમાં એક તેનો દુશમન ન હશે.

સેઠ દુલલાજી—છટ! તાહારેતો લુચાં અને બદમાણુસોનીબી તેણે ગુલામગીરી કીધીછે.

સેઠ ઓલીઆશા—શું તેના દુશમન નથી તેથી તેને ઠપકો આપોચ?

સેઠ દુલલાજી—જે માણસના દુશમન નહીં તે ઇનસાન નહીં. નેક માણસોના બદ માણસો કટટા વેરીછે.

સેઠ ઓલીઆશા—સેઠ તહમારી ભુલછે. પુરણધીઆજીના વીચાર એવાતો ઉતમછે કે બે ઘડી તહમે તેની વાત સાંભલશોતો શુકર કરશો.

સેઠ દુલલાજી—છટ! જો ખાલી મોહોડેથી હાજી હા કરી માહારી ગુલામગીરી કરેતો ઉલટો મહને ખેદ થશે. હું દીવાલીઆની તરફેન ખેંચતો નથી. પણ બેહુની ચાલ ચલગત ઉપર મત બાંધું તેની અગાઉ બેહુની હું છુપી તપાસ કરવા માંગુછું અને તેટલા વાસતે સાપુરે તથા મેં એક તાલ કીધીછે જેનું પરીનામ તમને જણાવવાને ભુલીશ નહી સેઠ માફ કરજો બીજા દોસતોની મુલાકાત લેવીછે માટે હવે હમો રજા લઇજીએ છઇએ. (જાએછે)

---

## ઓરતોની મીજલસ.

---

ભાશણ ૨૬ મું.

---

આજ દીને બચાંનો ઝાડો અને પીસાબની માવજત વીશે થોડાએક સખુન બોલવા માગુંછું.

૧. બચાંનો ઝાડો હમેશાં તપાસવો જોઈયે.

તનદરોસત હાલતમાં ઝાડો ઘણોખરો પીલા રંગનો અને ધારી કાંજીના જેવો હોયછે. તપાસવું, કે તે ચીકનો, ગાંગરા વલી ગયતો અને લીલા રંગનો નહી હોયે. જો એવી હાલત થાયેતો સમજવું કે માએના દુધમાં ફેરફાર થયોછે અને તેણીએ પોતાના ખોરાક વીશે સંભાલ રાખવી.

૨. બચાંની પીસાબ તપાસતા રેહેવું.

તપાસવું કે પીસાબ ઘણી વાસ મારે નહી અથવા બોરતીયાં ઉપર તેના દાધ પડી રેહે નહી. એ બેઉ દરદની નીશાંણીઓછે.

૩. ચોથે મહીનેથી બોરતીયાં શાખવાની ટેવ કાહાડી નાખવી.

બચાંને તરીજે મહીનેથી પીસાબ અને ઝાડો કરવાને બેહેર ધરી રાખવું; પણ કદી પણ તેને બોરતીયાંમાં ઝાડો અથવા પીસાબ કરવાની ટેવ પાડવી નહી. ચોવીસ કલાકમાં દશ બાર વખત એમ કરીયા કરવું; તેથી બચાને બોરતીયાંમાં ઝાડો અથવા પીસાબ કરવાની ટેવ નીકલી જશે. એ પછી બચું એવી હાજતોની વખતે રહેછે અને માએ તેને બાહેર ધરવાને ચુકવું નહી. જે બચાંને બોરતીયાંમાંજ ઝાડો અને પીસાબ કરવાની ટેવ હોયછે તે બચું મેલું રેહે છે, એટલુંજ નહી પણ તે દરદોથી હેરાન થાયછે. એક ઈંગરેજ ઓરત એ વીશે આ પરમાંણેની સીખામણ આપી જાયછે અને તે દરેક માએના ધેયાનમાં રાખવી જરૂરછે. "તમારાં બચાંને સુઘડાઈની રેહેવા સીખવો. એક મેલું બચું તેની માએને શરમીંદગી પોહોચાડેછે."

---

## ગુસો.

### એક આરબી બરાહમણે દીધેલી સીખામણ.

"જેમ વંટોલીયો પોતાના જોરના ધસારામાં ઝાડોને ઊખેડી નાખેછે અને કુદરતના દેખાવને બેડોલ કરી નાખેછે; અથવા જેમ એક ધરતીકંપ પોતાના આંચકાથી આખા શેહેરોને ઊથલાવી નાખેછે, તેમ એક ગુસેવાલા આદમીનો કેહેર પોતાની આસપાસ ખરાબી પાથરેછે; તેના હાથ ઊપર જોખમ અને પાયમાલી હાજર રેહેછે.

"પણ તું તારી પોતાની નબલાઈ ઊપર ખેયાલ કર અને તે વીસરતો ના: કે જેથી તું બીજાની કસુરને માફ કરશે.

"ગુસાના જોસમાં તું પોતાને લાડ લડાવતો ના: તું તારી પોતાની છાતીને જખમ કરવા અથવા તારા દોસતનું ખુન કરવાને એક તલવારને વેહેંતી કરેછે.

"જો તું સેહેજ કેહેરને સબુરીથી ખમી જશે તો તેમાં તારૂં ડાહાપણ ગણાશે અને જો તે તું તારા ખેયાલ માહેંથી વીસરી જશે તો તારૂં દીલ તુંને કદી ઠપકો આપશે નહી.

"તું જોતો નથી કે એક ગુસાવાલું આદમી પોતાની અકલ ખોએછે! જાંહાંસુધી તું તારી અકલ હુશીયારીમાંછે તેટલાંમાં બીજાના ગુસા ઊપરથી તું તારે પોતાને માટે એક ધડો લે.

"કાંઈ પણ ગુસામાં કરનો ના; તોફાનના જોરમાં શા માટે તું દરીયામાં સેહેલ કરેછે?

"જો તારા ગુસાને દબાવવાને માટે તુંને અઘરૂં પડે, તો તેને પેહેલેથીજ અટકાવવામાં ડાહાપણછે; એટલા માટે જે બાબદથી ગુસો ચહડે તેથી દુર રેહે અગર વા જારે તે આવી પડે તારે તું તેની સાંમણે સંભાલ રાખ.

"બેઅદબ વાતથી, બેવકુફ ઊશકેરાઈ તે ગુસે થાયેછે, પણ એક ડાહેયો માણસ તેને ધીકારથી હસી નાખેછે.

"તારી છાતીમાં વેરને જગા આપનો ના, તે તારા દીલને આજાબ દેશે અને તેની સારી દેખાવને બદલી નાખશે.

"હમેશાં કાંઈ પણ નુકસાનીનો પાછો બદલો આપવાને બદલે માફ કરવાને તઈયાર રેહેજે.

"જે કોઈ વેર લેવાની તક શોધેછે, તે પોતાની સામણેજ ખોદી રેહેછે અને પોતાના માંથા ઊપરજ નુકસાની લાવી મુકેછે.

"એક ગુસેવાલા આદમીને નરમ જવાબ જાણે આતશ ઊપર પાંણી નાખીઆ બરાબરછે અને તે ગરમાને નરમ પાડેછે, અને તારો જે આગલ દુશમણ હતો તે દોસત થશે.

'કેટલી થોડી ચીજ ગુસાને લાયેકછે તે ઊપર ખેયાલ કર અને તુંને અજબ લાગશે કે મુરખ શીવાએ કોઈ પણ ગુસે થાયે.

"ગુસો બેવકુફી અને નબલાઈમાં શીરૂ થાયેછે; પણ યાદ રાખજે અને ખાતરીથી માણજે કે તે કદાચજ પસતાવા વગર તેનો છેડો આવેછે.

"બેવકુફીના પગમાં પછવાડે શરમ ચાલેછે અને ગુસાની પીઠ પછવાડે પસતાવો ઊભો રેહેછે."

---

## ખરતા તારા.

એક દીવસે સીરીનબાઈ પોતાના ભરતાર સોરાબશા સાથે રાતરે ખાઈને પોતાના બાગમાં સાથે ફરતાં હતાં અને તરેહવાર વાતો કરતાં હતાં, એવામાં આસમાન ઊપરથી એક ચલકાટ ભરેલો આતસનો ગોલો જલદીથી પસાર થઈને ગુમ થઈ ગયો. એ દેખાવ બેઊની નજરે પડીયો. સોરાબજી મનમાં વીચાર કરેછે, કે મારી બાયડીને એ ચમતકાર વીશે કાંઈ સમજ હોશે કે નહી, વારૂ જોઈએ એવન મને તે વીશે પુછપરછ કરેછ? પણ શીરીનબાઈના મન માહેથી તે

બનાવ જેવો પુરો થયો, તેવો તરત નીકળી ગયો અને પુછપરછ કાંઈ કીધી નહીં; તે ઊપરથી સોરાબશા થોડીવાર રહીને પુછેછે; "મારા મનમાં હાલ શું વીચાર થાયેછે તે પારખી શકસો?"

શીરીનબાઈ બોલી, "તમારા મનમાં શું હોયે તે હું કેમ પારખી શકું?"

સો૦—વારૂ, હાલ તમારી નજરે બનાવ બનીયો તેનો તમુને કાંઈ વીચારછે?

શી૦—અરે, જે ચીજ આપણે દર રોજ જોઈયે તેને માટે પુછવાનું શું છે?

સો૦—પણ તમે કોઈ દીવસે વીચાર પણ કીધો કે એ બનાવ તે શું છે?

શી૦—ના, મને એ વીશે કદી પણ વીચાર આવીયો હનોજ નહી.

સો૦—હા, જેમ કેટલીએક બીજી ચીજો તમે દરરોજ જુવોછો, પણ તે સમજતાં નથી અને તેની પુછપરછ કરવાને દરકાર કરતાં નથી, તેમ આ પણ એક બાબદછે. હું તમુને ઠપકો આપવા માંગતો નથી, કાંયેકે દુનીયામાં ભાગેજે લાખ માણસે એક પણ હોયે, કે જે દેખાતી નજીવી બાબદ ઊપર પોતાનુ ધેયાન આપેછે. કાંઈ ફીકર નહી, નહી જાણીયાના કરતાં મોડેથી અને થોડુ પણ જ્ઞાન મેલવવું બેહેતર છે. વારૂ, આ બનાવ બનીયો, તે શું છે, તે સમજોછો?

શી૦—હા, આપણે એને ખરતા તારા કરીને કહીયેછ અને તે ઊપરથી સમજવાનું બાકી કાંઈ પણ રહીયું નથી. એના નામ ઊપરથીજ માલમ પડેછે કે તારા ખરીને પડેછે.

સો૦—મારી ભોલી બાયડી; પેહલાં તમે સમજતાં નથી કે તારા તે શું ચીજછે?

શી૦—હા, તેતો હું સમજુછું, હું જારે ઈસકોલમાં હતી તારે મારા વાંચવામાં આવીયું હતું કે તેઓ સુરજના જેવા મોટા ગોલાછે અને તેઓ ઘણા દુરછે તેથી એટલા ઝીના દેખાયેછે.

સો૦—ઠીક, તારે વીચાર કરો કે એવો મોટો ગોલો જે આસમાનમાં સથીરછે અને તેની આસપાસ ગરેહો ફરેછે, તે પોતાની જગા ઊપરથી કેમ ખીસી જાયે અને કાંહાં જઈને પડે. જારે તમે ખરતા તારા કરીને બોલોછો, તારે જાણે કે કાંઈ નજીવી ચીજ હવામાં ખરીને તુટી પડે તેમ વીચાર આવેછે, ખરતા તારા એ નામજ ખોટુંછે, પણ બેસમજને લીધે એ નામ ઠોકી બેસાડીયુંછે.

શી૦—તારે એ શું ચીજછે તે સમજાવશો?

સો૦—એ વીશે ફીલસુફોના તરેહવાર મતછે, કોઈ કેહેછે કે હવામાં તરેહવાર જલદીથી સલગી ઊઠે એવી ચીજો બંધાયેછે અને તે સલગીને હવામાં બલેછે. બીજા કેહેછે, કે જમીન ઊપરના બલતા પાહાડો માહેથી ચીજો ઘણા જોરથી ઊડીને પાછી જમીન ઊપર પડેછે. વલી બીજા લોકો સમજાવેછે, કે એતો ચાંદ ઊપરથી તાંહાંના બલતા પાહાડો માહેથી બલતી વસતુઓ ઊડી પડીને આપણી ધરતી ઊપર આવેછે. એ સઘલા વીચારો હાલ તરક કરવામાં આવીગાછે અને હમણા અટકલ કરવામાં આવેછે કે એ ઘણા ઝીના ગરેહોછે અને તેઓ સુરજની આસપાસ આપણી દુનીયાની મીસાલે ફરેછે, પણ તેઓનો રસતો આપણી દુનીયાના રસતા બરાબર નથી, પણ આરકતરોછે અને એ ફેરાવમાં એ બારીક ગરેહો આપણી દુનીયાની નજદીક આવી જાયેછે, આપણી દુનીયાના આકરશણમાં આવીયાથી તેઓ પોતાના રસતામાં અટકી પડેછે અને દુનીયા તરફ ખેંચાયેછે.

શી૦—તારે જો એ ગરેહો પણ બીજા ગરેહો જેવા ચલકતા હોયેતો આપણને માલમતો નથી પડતા.

સો૦—તેઓ સુરજની રોશનીથી ચલકતા પણ હોયે, પણ તેઓ એટલાતો બારીકછે કે તે રોશની આપણી નજરે પડતી નથી.

શી૦—તારે તેઓ પડતી વખતે ચલકેછે કેમ?

સો૦—હા, તેનું કારણછે. તેઓ ઘણી વેગલાઈએથી આવેછે, અને જારે આપણી દુનીયાની આસપાસની હવા કે જે માતરે ૩૦ અથવા ૪૦ માઈલ ઊંચાઈ લગીછે, તેમાં ઘણા જોરથી આવેછે તારે હવામાં એકાએક દબાન થયાથી ગરમી પેદા થાયેછે અને એ ગરમીથી એ ગોલો સલગી ઊઠેછે અને તેથી ઝલકાટ આપેછે. એ એટલીતો જલદીથી પસાર થઈ જાયેછે કે આપણી નજરમાં એક લાંબી ચલકાટ ભરેલી લીટી નજરે આવેછે. ઘણી વેલા તે ગરમીથી ફાટેછે અને તેથી મોટો આવાજ કોઈ વખતે તોપના જેવો આપણે સાંભલીયેછ.

શીo—એ ગરેહા કાંહાં આવીને પડેછે, આપણેતો કોઈ દીવસે જોયાતો નથી?

શેo—એ આપણી જમીન ઊપર પથરની મીસાલે આવીને પડેછે અને તે ઘણાંજણે જોયોછે. તે જમીન ઊપર એટલાનો જોસથી આવેછે કે તે કેટલીએક ફીટ ઊંડાઈએ દટાઇ જાયેછે. તેને તરત ખણી કાહાડતાં ગરમ લાગેછે અને ઊપરથી તેનું પર બળતું હોયે તેવું માલમ પડેછે, તેને રસાયનથી તપાસી જોતાં તરેહવાર ધાતુનો બનેલો માલમ પડેછે. તેમાં મુખીય લોહાડું, નીકલ, કોબાલટ, તરાંબુ, ગંધક, ફાસફોરસ, કોલસો ઇતીયાદી ચીજો જણાઇછે.

શીo—વારુ, જારે તેઓ ગરેહાછે અને ચાલબત તેથી ઘણા મોટા હોશે તારે જો તેઓ આપણી દુનીયા ઊપર આવીને પડેતો ભારે નુકસાની કરી નાખે, પણ તેવુંતો જોવામાં નથી આવતું, તે કેમ સમજ પડે?

શેo—ખરું, આસમાન ઊપર તેઓ બે આકારમાં દેખાયેછે. એક આકારનું બેયાન હમણા તમારી આગલ મેં કીધું; બીજો આકાર આ પરમાણે દેખાયેછે, આસમાન ઊપર એકાએક એક નાનું અને કાલું વાદલું થઇ આવેછે અને તે ફાટીને તે માંહેથી બંદુક ફુટી હોયે તે મીસાલે આવાજ કરીને જાણે આતશના ગોલા પડેછે. એવાં વાદલાનો વેઆસ ૫૦૦ થીતે ૨૬૦૦ ફીટ લગીનો માલમ પડાયોછે, પણ જે ફાટીને પથરો પડેછે તેઓ નજદીક સાત અથવા સાડાસાત ફીટના વેયાસના હોયેછે. એવા પથરોનો વારેઘડીએ જાણે વરસાદ વરસેછે અને કાંઇ થોડા કલાકમાં હજારોની સંખીયા ગણવામાં આવીછે. કેમ, હવે તમે સમજીયાં કે ખરતા તારા કાંઈ ખરેખર તારા નથી.

શીo—હા, મને હવે સમજ પડી અને એવી કુદરતની અચરતી સમજીને મને ઘણો આનંદ થયોછે. હવે હું દરેક ચીજનું ગ્નાન લેવાને ખંતી રેહવશ, કાંય કે તેથી આપણા મનને ઘણો હરખ ઊપજેછે.

શેo—ચાલો, હવે ઘરમાં જઈએ.

---

## ગમગીની તથા દીલગીરી.

એવો કોઈ દુખનો બોજ ભારી નથી જે વખતના અરસામાં હલકો ન થાય. આદમના નસીબમાં દુખના લેખતો લખેલાછે. પણ જેઓ આફતનો બોજ સેહેલથી ઊઠાવી શકતા નથી તેઓ માણસના દરજાને છાજતા નથી. બચપણથીજ આફતના વાદલાંનો આપણી આસપાસ ગેહેરો જોઇએ છઈએ અને તેથી કોઇબી વખતે તેઓ પોતાનો ખજાનો આપણા માથાં ઊપર વરસાવે તેને માટે તૈયાર થઈ રેહવું જોઇએ.

દુરબલ મનના માણસો વારેઘડીએ બોલેછે કે હમારાપર ગુજરેલી આફત કોઇ ઊપર વીટી ન હોય. દુખનું પયાલું જોકે મોહોડાંવેર ચીકાર હોય તોબી ઈ યાદ રાખવું કે કદાચ તેહેમાં બીજું ટીપું સમાય. મોટા દીલનાં માણસો આફતના તુફાનમાં સબુરી એખતયાર કરી ઈશવરની મરજીને તાબે થતા બેસેછે, નાના દીલના માણસો ધ્રુજવા મંડી જાયછે અને ઇશવરને સખુન કરેછે. સબુરી દુખના બોજાને હલકો કરેછે. સબુરી અખતેઆર કરનાર માણસ પોતા ઊપર પડતો માર બીજાને જણાવતો નથી. એવાં માણસો ઊપર ગમે તેવાં સંકટો ગુજરે પણ તે ઘુંટણ નાખી તલે દબાઇ જતો નથી. જેમ જેમ તેની ઊપર દુખનો બોજ વધેછે તેમ તેમ સબુરી તેને નવું જોર આપેછે.

દુખના ભાર તલે કચડાઇ નહી જવાને કોશેશ કરવી નહીં અને ઈશવરે તેમની ઊપર કાં એવી આફત ગુજારી એવા સવાલો કરવા એ ધરમનું ફરમાન નથી. આ પરૂથવી ઊપર દુખ ખમવાને માટે આપણ જનમયા છઇએ અને એજ આપણને ચેતવણી દીએછે કે આ પરૂથવીનું સુખ એક પલનુંછે પણ બેહેસતમાં જાવેદાનનું સુખછે.

દોસતી અને સગાઇના ગાંઠ તુટવા વગર રેહેતા નથી અને અલબત જાહારે એવા ગાંઠો તુટે તાહારે ખુદરતજ આપણા દીલને કમકમાવા વગર રેહેજ નહીં. દીલમાં એવે વખતે પશુ સરખાં દરદ ધરે તાહારે માણસ ન ધરેતો તે હેવાન કરતાંબી કમ; પણ જાહારે એ દરદ અને દીલગીરીની હદ ન રાખીએ તાહારે માણસાઈના ગુણની આપણામાં કેટલી ખુટ?

નેકી એ દુખનું ફરજંદછે. દુખમાં પરેલાને સુખમાં વસેલા કરતાં નેકીનો હાથ જલદી મલેછે.

એક વીચાર કરતું મન જો ઠરાવની કટાર હીંમતથી બાંધેતો આદેમને દુખની સામું લડાઈ જીતશે. જેઓ શુરા હોયછે તેઓ દુખને જટ હઠાવેછે; પણ જે

ઓ નામરદી હોયછે તેઓ દુશમનને થાકી થાકીને જ વાની રાહ જુવેછે.

સુકી આંખ તે પથરની છાતીની નીશાનછે, અને આંસુનો રેલો તે રુખાવતી દીલની નીશાનછે એમ ધારવું એ અગ્નાનપણુંછે. જેને દીલે ખરે ગમ હોય તે દુનીયાંની આંખથી છુપાવવાને બનતી કોશેશ કરેછે. દુનીયાંને દાલી ઠગનારાઓજ આંખુમાંથી કાંહના આંસુ વરસાવેછે. જેઓ ખરાજ ગમગીન હોયછે તેઓ દીલાસાના બોલ ધેઆંનથી શાંભની તેગની અસરથી પોતાનો ગમ વીસરાવેછે. ખરી અને ખોટી ગમગીનીમાં કેટલો ફરક?

---

## રાધાકંત દેબ.

રાજા સર રાધાકંત દેબ બાહદુર નાઈટ કમાનડર આવ ધી સટાર આવ ઈંડીઆ બંગાલી હીંદુઓનો એક ગોરો શેઠીઓ ૮૪ વરશની ઊમરે પોંહચી તા૦ ૧૯ મી એપરીલ ૧૮૬૭ માં બરીનદાબનમા મરણ પામીઓ. તેની તવારીખનુ ટુક બેઆન અમે નીચે ધરીએછ.

રાધાકંત દેબ ઇ૦ સ૦ ૧૭૮૩ માં તા૦ ૧૦ મી મારચને દીને કલકતામાં જનમીઓ હતો. એ રાજા ગોપીમોહન દેબનો છોકરો અને નોબકરીશના દેબ જે લારડ કલાઈવનો ફારસી સેક્રેટરી હતો તેનો નબીરો થાય. એ થોડીક જાણવાજોગ ઇંગરેજી સીખીઓ તથા એણે સંસકરીત અને ફારસીનો અભીઆસ કીધો. જો કે જાતે ખુદાતથી બખશેલી શકતી ન ધરાવતો હતો, તોપણ પોતાની ખુબી અને સારી ઈઆદદાસતની મદદથી પછવાડેથી એણે પોતાના ગ્નાનમા ઘણો સુધારો કીધો. દોલતમંદ તથા નામદાર ખાનદાનનો છતાં, તેણે રાજાના મોટા દબદબાની કાંઇપણ દરકાર ન કરી પોતાનો વખત આલસાઈ તથા મોજમઝામા ગુમાવવાને પોતાની નાખુશી જાહેર કીધી. પઇસાવાલા માણસો જે દુનીઆદારીની મોજ જોકના, લોભાઇ ભોગ થઇ પડેછે તેમ રાધાકંત ન થયો, પણ પોતાની અકલ હુશીઆરી, પોતાનો વખત, અને પોતાનુ દરવીઅ, ભાશાના સુધારામાં તથા ગ્નાનના વધારામા રોકીઆં. પોતાના ભાઈબંદનુ ભલું કરવાને ખંતી, એવો જે નર, તેણે સંસકરીત ભાશાને પાછી જાગ્રૂત કરવાને તથા ઈંગરેજી કેલવણી ફેલાવવાને મદદ કરી પોતાની નેકી હોંશ પુરી પાડી.

જે વખતે એ ઊમરમાં આવીઓ તે વખતે તરતજ દેશીઓ ઇંગરેજી કેલવણી સામને જે વેહેમ ધરાવતા હતા તે આસતે આસતે છોડતા જતા હતા. "માહનીટીઆલય" અથવા "હીંદુ કાલેજ" સથાપવામાં આવી હતી તે વખતે તેમાં રાધાકંતનો બાપ તેનો એક ડરેકટર હતો પોતાના બાપના મરણ પછી એ એક ડરેકટર થઈઓ અને એકસરખી મેહનત કરી એ વીદીઆલયની કીરતી વધારી. ઈ૦ સ૦ ૧૮૫૦ માં એને એ શાલાની કમીટી તરફથી એક ઠેરાવની નકલ મલી જેમાં એણે ૩૪ વરશની લાંબી મુદત સુધી જે મેહનત લીધી તે મોટા ઊપકાર સાથે કબુલ રાખવામાં આવી હતી. કલકતા સકુલ બુક સોસાઈટી જ્યારે સથાપવામાં આવી ત્યારે પણ રાધાકંત મદદે આવીઓ અને સીખાઊઓને સમજ પડે તેવી ચોપડીઓ બનાવવામાં મેહનત લીધી. કેટલુંક સુધી એણે કલકતા સકુલ સોસાયટીના સેક્રેટરી દાખલ પણ કામ ચલાવીઉં, અને નીશાલો અને પાઠસાલાઓને સારા પાયાપર લાવવાને બનતી કોશશ કરી ફતેહ પામીઓ. એ વખતે લોકોમાં કેલવણીનો શોખ વધારવાને ધરમની નીશાલો હોવાથી જે સખી ધરહસથોએ ભાગ લીધો તેમાં રાજા રાધાકત દેબ પણ પરકાશેછે.

ઈ૦ સ૦ ૧૮૨૦ માં એણે પેહલ વેહલીજ ઇંગરેજી પાયા ઊપરથી બંગાલી ભાશામાં નીતીકથા તથા સપેલીંગ બુક રચી બાહેર પાડી. પણ રાધાકંત દેબ જે વાટે જાણીતો અને માનવંતો થયો તે એના સંસકરીત ભાશના મોટા કોશ જે સબદ કલપદરમને નામે ઓલખાયછે તેથી થયો. એની બનાવટમાં પોતાની જીંદગીનો મોટો ભાગ એણે રોકીઓ અને એથીજ તેની પુરવીણ વીદીઆની ઈઆદગીરી રેહી. એમાં સંસકરીત ભાશાના અથાગ જથો એકઠો કરેઓછે અને તેની સમજ એવી રીતે આપીછે તથા તેની રચનામાં એટલી મેહનત લીધીછે કે સંસકરીત શીખનારને ઘણીજ સગવડ પડીઆ વીના રેહજ નહી. એથી વીદીઆ અભીઆસના શોખીઓ રાધાકંતના ઊપકારી થયાછે, અને યુરોપની બનેલી સોસાયટીઓ તે ઊપકાર માનવામાં પેહલી હતીઓ. વલી રૂશીઆના શાનસાહ નીકલસ તથા ડેનમારકના બાદશાહ

૭ માં ફરેડરીકે રાધાકંતને ચાન મોકલીઆ હતા અને આપણી માનવંતી રાણીએ પણ એક ઊમદા સુનાનો ચાન મોકલીઓ હતો જેની એક બાજુએ તે નામદાર નુ ધડ અને બીજી બાજુએ "હર માજેસટી કુવીન વીકટોરીઆ તરફથી રાજા રાધાકંત બાહાદુરને" એવા અક્ષરો કોતરીઆ હતા.

રાજા રાધાકંત સ્ત્રી કેલવણીના ફાયદા સારીપેઠે સમજતો હતો પણ નીશાલ કરતાં ઝનાનામાં સ્ત્રીઓને શીખવવી એવો તેનો વીચાર હતો. સ્ત્રી શીખસા વીધયક નામનુ ચોપાનીઊ બનાવવામાં પણ એને સ્કુલ સોસાયટીના પંડીતને મદદ કરી હતી. એ ચોપાનીઊં સ્ત્રી કેલવણીની ખુબી અને શાસ્ત્રના ફરમાનને અનુસુરતીછે એવું જણાવેછે.

ઈ૦ સ૦ ૧૮૨૫ માં એને જસટીસ આવ ધી પીસ તથા આનરેરી મેજીસટરેટ ઠેરવવામાં આવીઓ હતો. ઈ૦ સ૦ ૧૮૩૭ માં ગવરનર જેનરલે એને ખીલાત બખશી અને રાજા તથા બાહદુરનો ખીતાબ બખશીઓ.

ઈ૦ સ૦ ૧૮૪૮ માં આ ભલા માણસની ઊપર એવી બાબત આવી કે મોહનપુરમા ઝગડો થયો તે એની ઊશકેરણીથી હતો. એવું એના એક દુશમને જાહેર કીધાથી રાધાકંતને ચોકીમાં પહરેજ રાખીઆ અને જોકે જામીન આપવા માગીઓ તોપણ મેજીસટરેટે તેને છોડીઓ નહી, પણ નીઝામત અદાલતના હુકમથી જામીન લઈ છુટો કીધો. તેની સામને શાખેસી પડવાથી શેસનમાં તપાસ થઈ જીઆં એ નીરદોસ ઠરયો અને તેથી સરવેને ખુશી ઊપજી. બંગાલાના ડેપીઊટી ગવરનરે એને મુબારકબાદી આપવાને પોતાને ઘર બોલાવીઓ હતો.

જારે "સટાર આવ ઇનડીઆ" નો ખેતાબ આપવાને પેહલો હુકમ થયો તેવારે બંગાલી ધરહસથોમાં એખલા રાધાકંતનેજ "નાઈટ કમાનડર" નો ખેતાબ મલીઓ.

રાજદરબારી બાબદોમાં પણ એ સુધારાવાલાઓની સંપમાં હતો. જોકે પોતાનાં વીચાર એવી બાબદપર ઘણા મજબુત નહી તથા રાજ ચલાવવાના નીયમ તથા કાયદાપર પોતે ઘણું ધીઆન નહી આપેલું તોપણ પોતાના દેશીઓને કેલવણીમા તેમજ રાજદરબારી બાબદોમા આગલ વધેલા જોવાને ખંતી હતો. એ "લાનડ હોલડરસ અસોશીએસન" તથા "બેનગાલ બરીટીશ ઇનડીઅન અસોશીએસન" નો એક સભાસદ હતો. અને છેલી સભાનોતો ઈ૦ સ૦ ૧૮૫૧ થીતે પોતાના મરણ સુધી સરનશીન હતો. એ સભા હમણા બરીટીશ ઈનડીઅન અસોશીએશનને નામે ઓલખાએછે; અને એના મરતીઊકની વખતે એ સભાએ પોતાની દલગીરી જણાવી એનો મોટો ઊપકાર માનીઓ હતો.

ધરમની બાબદમાં એ પોતાના બાપીકા જુના ધરમપર ચુસત હતો. તેની રેવાજ રસમોને મોટું માન આપતો હતો, અને આવો મોટો માણસ જે બીજી બાબદોમા પોતાના દેશીઓનુ ભલુ ઇછનાર તે કમકમાટ ભરેલી અને આદમી જાતને હીનપસતી લગાડનારી સતીની ચીરીઆ કબુલ રાખતો હતો. જારે એ ચીરીઆનો નાશ કરવા "લારડ વીલીઅમ બેનટીંક" હુકમ કીધો તારે એણે ઘણી જોસતેજોથી "ધરમ સભા" ની મદદથી એક અરજી તઇઆર કરાવી અને વેલાત મોકલાવી. એ વખતે રાજા રામમોહન રાય વેલાતમાં હતો અને તે અરજી નાકબુલ રેહવાથી તે ખુશી થયો. તેમજ હીંદુ ધરમમાથી વટલી કરીશચીઅન થનારાને પોતાનો વારસો હીસસો મલે એવી રીતનો ધારો પસાર થયાથી રાધાકંત તેની સામને થયો, પણ તેમાંથી હાર ખાધી.

ધરમના વીચારો એનામાં કેટલીક વખતે સુધરેલા વીચારો સાથે મલતા ન આવતા તે છતાં એ શખસ નરમ મીઝાજનો, અને મોટાં દીલનો હતો અને જેઓ એની સાથે કામમાં પડતા તેઓ એને ચાહતા હતા, દલીદર લોકોને મદદ કરવાને એની કોથલીનુ મોહ ખોલલું હતું. જાતે વીદીઆનો શોખી, એટલું જ નહી પણ બીજા અભીઆશીઓને મદદ કરવાને તઇઆર હતો. તેની સખાવતનો એક છેલો દાખલો આ છે. જરમનીના ડાકટર સોઊરસે રાધાકંત દેબને અરજ કીધી કે સંસકરીત ચોપડીઓ રાખવાને રૂ૪૦૦ થી રૂ૫૦૦) મને મદદ જોઇએછે. આ માનવંતો શખસ જે સંસકરીત ભાશાના વધારામાં અતીશય ખંતી હતો તેણે મોટી ખુશી સાથે રૂ૪૦૦ ની નોટો મોકલી. એ નાણાની ભેટ કબુલ રાખતી વખતે ડાકટર "શોઊટસ" આવી રીતે સમાપત કરેછે. "ઈશવર તમારૂં સંરખશણ કરો, તમને તંદરોશતી તથા સુખ બખશો.

અને આ દુનીઆનો મારો કીરતાર મને એક તક બખશે કે જેથી હું તમારી માયાને અઘટીત નથી એવું સાબેત કરી શકું."*

---

## એકસંપી ધંધાદારી મંડલીઓ.*

આદમી જેમ જેમ જ્ઞાનમાં વધારો કરતો જાયછે, તેમ તેમ આપઅખતીઆરી વધારે ચાહેછે; ગુલામી અને કંગાલીઅતનો વધારે ધીકાર કરેછે; જુલમાતની સાંમને વધારે થાયછે, હીમતથી પોતાના હક માંગેછે, અને યંત્રની મીસાલ કામ કરવાને ના પાડેછે. પઈસા અને શરીરના બળની દરકાર ન કરતાં, મન શકતી તથા કારીગીરીથી સરવેને એકસરખા ગણેછે. પણ અસલથી ચાલતા આવેલા રેવાજ તેની આડે આવેછે, અને જેટલું તે ચાહેછે તેટલું તે કરી શકતો નથી.

અસલની તવારીખપરથી આપણને માલમ પડેછે કે દરેક આદમી પોતાની કોમમાં નીચો કે ઊંચો વગ ધરાવતો હતો, પછી તેના છોકરાં પણ તેજ વગ સાચવતાં હતાં, જેથી જે ધંધો બાપ કરે તે દીકરાને કરવો પડતો હતો. અને એવી રીતે હીંદુસથાનનો જે મુખીઅ વેરી—જાત—તેનું બી રોપાયું હતું. બીજી પરજાઓમાં જાત નીકલી જવા લાગી અને પઇસો વગ ચલાવા લાગો, આસતે આસતે એ વગ એટલો વધી ગયો કે આદમ જે ખોદાનુ સઊથી ઊંચામા ઊચું અને ડાહપણ ભરેલું પ્રાણી તે ગુલામગીરીમાં આવી પડીઊં. પઈસાવાલો સાહેબ થયો, અને મુફલીસ હેવાન બનીઓ.

જેમ જ્ઞાનના કુમલાં કીરણ પ્રકાશવા લાગાં, તેમ ગુલામગીરી દુર થતી ગઈ, અને મજુરી અને તાબેદારીએ તેની જગો લીધી. એથી આદમી હેવાનીઅતમાંથી છુટો અને જીંદગીની હેજગારીમાં જો સુખ કોઈ શખસના હાથ તલે મેલવવાની આશા ધરાવતો હોયતો તેને પોતાનો ધણી કરવાને મુખતીઆર થયો. પણ એટલી છુટથી તે સુખી કેમ ગણાય ?

'હમણાં યુરપમાં એથી વધારે છુટ—એટલેજે આપઅખતીઆરી તથા સંસારી સુખ મેલવવાને મજુરો અને કારીગરો દર વરસે ઊપાય લેતા જાયછે. એમાનો મુખીઅ ઊપાય "સટરાઇકસ" અથવા હડતાલો પાડવાનોછે. જો એક વરગના મજુરો પોતાની ફરીઆદની દાદ નહી મેલવી શકતો તેઓ એકદમ એકસંપીલા થઈ કામ કરવાને ના પાડેછે; અને પછી એવું બનેછે કે તેઓના શેઠ અથવા તેઓ પોતે ઠેકાણે આવે છે તાંહાંસુધી કાંમ બંધ રેહેછે. એવી વખતે દેખાતું છે કે શેઠો જેઓ દોલતમંદ હોયછે તેઓના કરતાં મજુરોને વધારે ખમવું પડેછે. પણ શેઠોની સામને પુરતી હરીફાઇ કરવાને મજુરો અને કારીગરો એકસંપીલા થઈ દરેક વરગને લગતી "સોસાયટી" અથવા મંડલી ઊભી કરેછે જે "ટરેડસ યુનીઅન" ને નામે ઓલખાયછે. એ મંડલીમાં જે શખસ સામેલ થાયછે તે દર અઠવાડીએ અથવા મહીને કંઈ લવાજમ આપેછે અને તે મંડલીના કાયદા પરમાણે ચાલવાને બંધાયછે.

એ મંડલીઓ કેવાં કદની હોયછે, તેનો વીચાર આઓ દાખલાપરથી મલશે. સાંચાનુ કામ કરનાર "એનજીનીઅરસ" ની મંડલી જે સઊથી મોટી ગણાયછે તે ૩૩,૬૦૦ શખસોનીછે જેમાં વરસ દાહડે ૨૦૦૦ થી ૩૦૦૦ શખસોની વધંતી થાયછે. દરેક મેમબર અથવા શખસ એક અઠવાડીએ એક શીલીંગ અથવા અરધા રૂપીઆનુ લવાજમ ભરેછે, એ મંડલીની વરસ દાહડાની પેદાસ ૧૮૬૫ માં રૂ૯,૪૧,૨૫૦ ની હતી અને બેંકમા "રીઝરવ ફંડ" એટલેજે જુદી સાચવી રાખેલી થાપણ રૂ૧૮,૬૭,૦૦૦ ની હતી.

એ મંડલીઓનું મુખીઅ કામ ચાર ભાગમાં વેંહચાઈ શકાયછે. પેહલું, મજુર અથવા કારીગરને એવી હાલતમાં રાખવો કે જેથી તે પોતાના ધણી સાથે છુટથી પોતાના કામનો કરાર કરે કે જેથી તેની ગરીબાઇને લીધે દોલતમંદ શેઠ તેની ડોકી કચડી નહી શકે. બીજું, જુદી જુદી જગાઓમાં ધંધાની હાલત કેવીછે અને બજાર પીઠ તથા મજુરી મોંઘી કે સોંઘી છે તે વીશે તેને વાકેફગાર રાખવો કે જેથી કરી તે વધારે પગાર માંગી શકે અથવા ઓછો કબુલ રાખે અથવા પોતાનુ રેહઠાણ બદલી બીજી જગોએ વધારે કમાવાને જાય. તરીજું, આજારી અથવા અશકત અથવા હડતાલ પાડનાર માણસોનું પોશણ કરવું, કે જેથી ગરીબ બીચારાં માણસો વાખાના ભોગ નહી થઇ પડે. ચોથું, મંડલીના શખસોએ કેટલું તથા કેવું કામ કરવું તે વીશેના ધારા પરમાણે ચાલવાની ફરજ પાડવી, કે જેથી પોતાના વરગના નબલા મનના અથવા નબલા શરીરના શખસને ઘણી હેજગારી નહી ખમવી પડે.



વેનીસ શેહેર તથા તાંહાંના રેહેવાસીઓ.

એવી મંડલીઓથી ખરાબી પણ થાયછે અને જો છેલી કલમ વીશે વીચાર કરીએતો મેહનતુ તથા બળવાન શખસો પોતાથી ઊતરતી શકતીના માણસોને માટે નુકસાન ખમેછે. વલી એવી મંડલીઓની વેલાતમાં કમીશનથી તપાસ ચાલવાથી કેટલીક કમકમાટ ભરેલી વાતો જાહેર પડીછે, જેવી કે એક ચોકસ વરગના મજુરોએ હડતાલ પાડેઆ છતાં કોઈબી શખસ પોતાનુ તથા પોતાના કંગાલ કબીલાનુ ગુજરાન કરવાને કામપર જાયતો તેનુ ખુન વટીક કરવામાં આવીઊંછે. તોપણ ગરીબડા મજુરને જોરાવર ધણી પાસથી પોતાંના હક મેલવવાને એજ ઊપાયછે એવું શીઆણા માણસો વીચારેછે. જેમ ગરીબ માણસોમાં કેલવણી ફેલાવો પામેછે તેમ તેમ એવી મંડલીઓની બદી દુર થાય છે અને થશે એમાં શક નથી. હમણા કેટલીક જે ખરાબ વાતો માલમ પડીછે તેનો તીરસકાર ઘણીએક મંડલીએ કીધોછે. પણ શું "ટરેડસ યુનીઅન" હમેશ સુધી ટકશે કે આદમી તેઓથીબી છુટો થઈ આગલ વધશે ?

જેમ જેમ ગ્નાન, સુરજની માફક આપણે માથે આવતું જશે અને તેના કીરણ ગરીબ તથા તવંગરને તીઆં એકસરખી રીતે પોતાના ભર બાહર પેસારો કરશે, તેમ તેમ આદમ વધારે છુટો થશે. તાબેદારી તથા મજુરી એક કોરે મેલશે, પુખત આપઅખતીઆરીના છાંયા તલે પોતાનુ બળ તથા મન કસશે અને જે સાહેબે તેને બનાવીઓછે તેને મથન કરશે. હાલ તરત મજુરી અને તાબેદારીથી એક પગલું આગલ વધવાની તપાશો ચાલેછે. એમાની એક એછે કે સેઠ અને ચાકરનું નાતું તોડી ભાગીઆનું નાતું બંધાયછે. જેઓ દોલતમંદછે તેઓ પોતાના પઈસાથી અને જેઓ કારીગર તથા બળવાનછે તેઓ પોતાની શકતીથી ભેગા મલી નફા લાયક કામ કરેછે. થોડાંક કારખાના હાલ ચાલેછે જેમાં પઈસાવાલો ધણી પોતાનુ નાણું રોકેછે અને મજુરો પોતાનો વખત રોકેછે. ગરીબ માણસને તેની મેહનતને લીધે ઠેરવેલું લવાજમ મલેછે પણ તે શીવાએ નફા તથા નુકશાન તેનો ભાગ હોયછે. એમ થયાથી, દરેક પોતાનુ કામ સમજી દીલસોજીથી મેહનત કરેછે અને પોતાને માટે પોતે તથા સરવે ભાગીદારો— એટલે મજુરો અને સેઠ મલીને—જે ધારા ઘડીઆ હોયછે તેને માન આપેછે. એ રીતથી આદમી, સરખા હક અથવા આપઅખતીઆરી ભોગવેછે અને કોઈ કોઈનો ચાકર કેહવાતો નથી. વલી કામ ઊલટથી થાય છે અને દરેક જણ પોતાનુ મન નવી શોધોમાં લગાડેછે.



## વેનીસ શેહેર તથા તાંહાંના રેહેવાસીઓ.

આ એકવાર નામીચા શેહેરનું ચીત્ર પાસેનાં પાના ઉપર આપીઉંછે અને તેને લગતો એક પારસી મુસાફર જે શને ૧૮૬૩ નાં વરસમાં પોતાની મુસાફરીમાં એ શેહેર જોઈ આવીઓ હતો તેની મુસાફરીની દરરોજની નોધ મધેથી શને ૧૮૬૬ નાં રાસત ગોફતારમાં પરગટ થએલો જાણવા જોગ અને તારીફ લાયક હેવાલ હમોએ નીચે ઉતારી લીધોછે.

તા૦ ૨ જી તથા ૩ જી અકટોબર સને ૧૮૬૩ અને શુકર તથા સનીવાર. વેનીસ. ગઈ રાતનાં હમો અતરે આવી પોહોંચીઆ, તારે રેલવેની ગાડી મધેથી ઉતરેઆ પછી હોટેલમાં જવા સારૂં હમોને ગાડી કરવી પડીતી નહી, ઈઆ પગે ચાલવું પડીઉંતું નહી. જે કોઈ શખસે પોતાનો સઘલો જનમારો વેનીસ શેહેરમાં કાહાડેઓછે તે ઘણી ગાડી તે શું ચીજછે, અને તેમાં ઘોડા તે કેમ જોતરતા હશે, હેવું સમજી શકવાનો નથી. વેનીસ શેહેર દુનીઆનાં તમામ શેહેરોથી જુદીજ ટપની બાંધણીનુંછે. તેમાં મોહોલાઓની જગોએ સમુદરછે, અને ગાડી અથવા ગાડાંઓને ઠેકાંણે "ગાનડોલા" નામના મછવાઓ ફરેછે. રેલવેમાંથી ઉતરેઆ પછી હમારો "ગાનડોલા" એક મોહોટા મોહોલામા તરતો ગએઓ, પછી એક નાંધલી ગલી તરફ હેરીઉં લીધું, અને જેમ બંદર મધે વાંહાંણ ઉપરથી મછવામાં બેશી કીનારે આવીએય તેમ હોટેલનાં દરવાજાની પગતીને અઠડીને તે ઉભો. વેનીસ શેહેર નાધલા સાંકલા ટાપુઓની ઉપર હેવી રીતે બાંધેલુંછે કે તેમાં ચાલવા હાલવાનાં શરેઆંમ રસતા બાંધવાની જોગવાઈ બની આવી નથી, તોપણ દરએક ઘરની પાછલી તરફ ઈઆ બાજુએથી એકથી તે બે વારની પોહોલી શેરી ઈઆ પગતીઓ રાખવામાં આવીછે, તે રસતેથી લોકો પગે ચાલી જાએછે, અને શાંકલા અથવા નાધલા મોહોલા મધેનાં એક બાજુનાં ઘરમાંથી નીકલીને શામણેની બાજુનાં ઘરમાં જો જવું હોએછે તો થોડે થોડે છેટે નાંધલા પુલો બાંધેલા હોએછે, તે ઉપર થાઈને જવાએછે. વેનીસ મધે માણુસોને ફરવા હરવાને સારૂં ચાર પાંચ વીઘા જમીન જેટલો એક બાગછે અને "સેંટ મારક" નામનો એક ખુશનુમાં ચોકછે, તે ચોકમાં અગર આરા—ઉભા પંદર પચીસ ફેરા ખાધા હોએતો અલબત એક માઈલ ઈઆ દોહોડ માઈલની મંજલ થાએ; પણ તે સીવાએ પગને કસરત આપવાની જગો એ શેહેરમાં બીજી કોઈ નથી, અને મુશાફરો મશખરીથી કેહેછે કે જે માણસને ચાલવા હાલવાનું ગમે નહી તેને રેહેવાને સારૂં વેનીસ જેવો બીજો મુકાંમ કોઈ નથી.* તેહેને એક ઈઆ બે માણસોનાં હલેસાંવાલો "ગાનડોલા" થોડા ખરચે નરમ બીછાનાં ઉપર લેટારીને એક મુકાંમથી બીજે મુકાંમે લઈ જવાને તઈઆરછે. વેનીસનાં લોકોના જોવામાં ગાડી અને ઘોડા આવતા ન

થી, એટલુંજ નહી પણ ખેતરોમાં અનાજ તે કેમ થતો હશે, તે પણ તેઓ જાણતા નથી; કાંએકે ઉપર કહેલી નોંધલી વાડી સીવાએ બાગ ઇઆ ખેતીવાડીને લાએક એ શેહેરમાં એકુ જમીનનો ટુકડો રહેઓ નથી. એ શેહેર ઘણાં પુરાતન જમાનામાં જારે જંગલી લોકો ઇટલી દેશ ઉપર વારેવાર ઉતરી આવતા હતા તારે માતબર લોકોનાં સંભાલને કીજે "આડરીઆટીક" સમુદરનાં ઓતર નાંકાં ઉપર દરીઆ મધે બાંધેઆમાં આવેઉં હતું. એ કારણસર એ શેહેર વસાવનારાઓને આસપાસ દરીઆવથી ઘેરાએલો એકુ મોહોટો જમીનનો ટુકરો મલી આવેઓતો નહી, તેથી તેઓએ આસરે ૫૦ ઘણાંજ નાથલા નાથલા ટાપુઓ જેઓ એક બીજાની પાસે આવેઆ હતા તે એ કારણસર પસંદ કીધા હતા. કેટલાએક ટાપુઓને તેઓએ પુરણીથી એક બીજા સાથે મેલવી દીધા હતા, અને બાકી રહેલી પાંણીની ખાડીઓને તેઓએ મોહોલાઓ તરીકે કાંમે લગાડીને ગોએઆ પાંણીની અંદરથી ઉગતાં હોએ હેવી પરકારે બંનો બાજુએ ઘરો બાંધી લીધાં હતાં. પાંણીનો મોહોટામાં મોહોટો મોહોલો "ગરાંડ કેનાલ" ઇઆને મોહોટી નેહેરને નામે ઓલખાએછે, તે કોઇ કોઇ જગોએ આસરે ૧૦૦ વાર સુધી પોહોલોછે, બાકીની ગલી ગુંચીઓ કોઇ એટલી તો સાકડી હોએછે કે બે નાથલા "ગાનડોલા" એક બીજાને અઠડેઆ વગર પસાર થઇ સકતા નથી. "ગરાંડ કેનાલ" મધે સઉથી મોહોટાં ઘેરો અને મોહોલો જોવામાં આવેછે.

વેનીસ શેહેર એકવાર દુનીઆં મધે ઘણી મોહોટાઇ ધરાવતું હતું. એશીઆ, અને ઇઉરોપખંડો વચેનો વેપાર એ શેહેરની મારફતે ચાલતો હતો, અને વેનીસનાં સવતંતર રાજની દરીઆઇ ફોજ આસપાસના મુલકો જીતીને કીમતી લુટ વેનીસમાં લઇ આવતી હતી. ને વખતના અમીર લોકોના તથા માતબર વેપારીઓના સેંકડો મેહેલો આજે "ગરાંડ કેનાલ" ઉપર જોવામાં આવેછે, તેમાં કેટલાએકની બાંધણીમા સંગેમરમર પુશકલ કાંમે લગાડેઓછે, અને બાંધણીની રોનક ગરીક તથા અરબ લોકો ઉપરથી લીધેલી જણાએછે. એ મેહેલોના બાંધનારા ધણીઓનાં કુટંબ આજે ગુંમ થાઇ ગએઆંછે, ઇઆ પડી ભાગાંછે. "હોટેલ ડ ઇઉરોપ" જે મધે હું ઉતરેગો હતો તે અસલમાં કોઈ અમીરનો મેહેલ હતો બીજા ઘણાંખરા મેહેલોમા પણ એમ મોઆફેક આજે હોટેલો કાહાડેલાંછે, તથા સીપાહીઓને કીજે "બરાક" દાખલ ઇઆ ચોકી તરીકે કાંમે આવેછે. વેનીસની મોહોટાઇ આજે તમાંમ પડી ભાગીછે. ઠેકાંણે ઠેકાંણે બેકાર અને ચીથરેહાલ તથા ભીખ માગતાં માણસો નજરે પડેછે. જે શેહેર પોતાની મોહોટાઇ ખોઇ બેસેછે, તેમાં રેહેનારાં માતબર કુટંબોની બીજી ઇઆ તરીજી ઓલાદની અવસથા ઘણી દએઆ ઉપજાવનારી થાએછે, તેવાં આબરૂવાલાં પણ લાચારીમાં આવી પડેલાં કુટંબો વેનીસ મધે ઘણાંછે. સેંટ મારક નામના ચોકમાં આગલા વખતમાં કરોડપતીઓ ભેગા થતા હતા, અને મહને જણાવેઆમાં આવેઉંછે કે આજ જીજ વરસની મુદતમાં પણ એ જગોનાં "કાફે" (આરાસતગાના મુકામ) આગલ દર સાંહાંજના હજારો માણસોનો મેલાવરો થતો હતો, અને તરેહવાર ખેલો થતા હતા, પણ ઇસવી સને ૧૮૫૯ માં ફરાંનસની મદતથી વીકટર ઇમાનુઅલે આશટરીઅન લોકો પાસેથી લામબારડીનો પરાંત લઇ લીધો; તારબાદ વેનીસમાં બલવો ઉઠવાની ધાસતીને લીધે જે થોડાંઘણાં માતબર કુંટંબો શેહેરમાં બાકી રહેઆં હતાં તેઓ પણ શેહેર છોડીને નીકલી ગએઆંછે. "સેંટ મારક" ના ચોકમાં સાંહાંજ પછી સારી રચનાં મારા જોવામાં આવી હતી. લોકો દુકાનોની બાહેર બેસીને કાફી પીતા હતા, ઇટાલીઅન ઓરતો તાંહાં આવીને ગાએન કરતી હતી, પણ લોકો માતરે વંચલે વાંચેના હતા, અને આગલા વખતમાં જેવો દબદબા ભરેલો અને ગીચ મેલાવરો થતો સાંભલેઆમાં આવેઓ હતો તેવો હતો નહી. વેનીસના લોકો આશટરીઅન રાજ ઉપર બેદીલછે, તેમાં, કસો સંધે નથી, અને ખરૂ ઇઆ ખોટું તેઓના શેહેરની પડી ભાગેલી હાલતનો ઠપકો તેઓ આશટરીઆની સરકારની ઉપર મેલેછે. વેનીસમાં તમાંમ વસતી ભાએગે એક લાખ જીવની હશે, પણ લોકો બલવો નહી ઉઠાવે એટલા માટે આશટરીઆની સરકારનું ૨૦ થી તે ૨૫ હજાર માણસોનું લશકર જાથુક શેહેરમાં તથા આસપાસના ટાપુઓ ઉપર પડી રેહેછે, અને એક ટાપુ ઉપર આશટરીઅનોએ તોપો હેવી રીતે ગોઠવેલીછે કે કાઇબી તોફાંન થાએતો તેઓને શેહેર ઉપર તુરત મારો કરવાને કાંમ આવે. શેહેરની રઇએતને કાંઇ સામાંન સુમાંન વેચવો હોએ ઇઆ હેવીજ બીજી જરૂર હોએ તે શીવાએ કોઇબી આશટરીઅન શીપાહી શાથે વાતચીત કરવાનો ઇઆ દોશતી રાખવાનો હુકમ નથી; અને કોઇબી શખસ સરકારની સાંમણે કાંઇ બોલેઓતો તેહેને ગુપચુપ પકડી લઇ જઇને બંધીખાને નાખેછે, તાંહાં મહીનાના મહીના તુલક માણસો વગર ઇનસાફે પડી રેહેછે. એક માંણસથી નવાલો નહી ખવાએ ઇઆ નહી પાછો કહડાએ તે માફક આશટરીઆની સરકારથી વેનીસ ઉપરની હકુમત નહી છોડાતી કે નહી સારી પરકારે રાજ થઇ સકતું ઇઉરોપ ખંડમાં આશટરીઆ વીસે હેવી ફરીઆદછે કે એ રાજ તમામ પુરાણાં અમલદારોથી ચાલેછે; તેઓથી નવી રીત પરમાંણે અને સમા મુજબ રાજ થાઇ સકતું નથી, ઇઆ લશકરી કારોબાર ચાલી સકતો નથી, તેથી જે કોઇ પરગણાનાં લોકો આશટરીઅન નથી તેઓ એ રાજથી બેદીલછે, અને લશકરી બાબતમાં મોહોટા લશકર છતાં આજ એઆર વરસની વાત ઉપર આશટરીઆની ગરૂરી ફરાસે તદન તોડી પાડી હતી. બેદીલ રઇએતનો હાકમ નબલોછે તે હાલત વેનીસ મધે આજ જોવામાં આવેછે, અને સઉ કોઇની ખાતરીછે કે જીજ મુદતમાં વેનીસ હમણાનાં કરતાં વધારે તારાજ થઇ જસે, ઇઆતો આશટરીઆની સાહેબી તે ઉપરથી નીકલી જશે.

વેનીસ મધે જે કાંઇ જગાઓ જોવા લાએકછે, તે મધે દેવલો મુખીઅછે. દોલત ગઇ પણ દેવલો રહેલાંછે; અને એ દેવલોની કારીગરી તથા તે માંહેનો સીનગાર આપણે જોઇએછે તો વેનીસનાં લોકોને પોતાની લાચારી જોવાથી કેટલું દુખ ઉપજતું હસે તેહેનો ખેઆલ થાઇ સકેછે. વેનીસ મધે "સેંટ મારક" નું દેવલ સઉથી મોહોટું અને નામીચું ગણાએછે. એ દેવલ આસરે ૮૦૦ વરસનું પુરાણુંછે, અને તમામ સંગેમરમરથી બાંધેલુંછે, એટલુંજ નહી પણ અંદરનાં થાંભલાં અને તે સાથે સીંગારખી સંગેમરમ

રનો તથા બીજા કીમતી પથરોનોછે. સંગેમરમર ઉપર કોતરી કાહાડેલા ચીતારો તથા જાલી અને કદેરાઓ અને બીજી જગોએ ઠેકાણે ઠેકાણે નકશીકામ એટલું તોછે કે તે જોતાં મહને ઘણી વખતે હેવું લાગેલું કે આટલી નકશી લાકડાં ઉપર કીધી હોએ તો મોહોટી દોલત ખરચાએ, તારે કઠણ પથર ઉપર કોતરતાં કેટલો મોહોટો દરવ લાગો હસે. દેવલની જમીન પણ સંગેમરમરની બનાવીછે પણ તેહેની સપાટી એકસરખી નથી, પણ દરીઆનાં મોજાની માફક ઉંચા નીચી બનાવીછે. દેવલની અંદર આરકાં વાલું ધથાલું તથા દેવાલો શુનેરી નકશી, અને ચીતારોથી ભરી કાઢેલુંછે, અને તેઓમાં સઉથી તાજુબ થવા જોગ "રોમન મોશાઈક" નાં ચીતારોછે. એ મોહોટાં ચીતારો સાધારણ ચીતારોની માફક ચીતારેલાં નથી; પણ બારીક બારીક તરેહવાર રંગના પથરના કટકાઓને દેવાલમાં હેવી રીતે જડી લીધેલાછે કે તે પથરાઓની જડત ચીતરોનો આકાર ઉપજાવેછે. ટકામાં રંગ લગાડેઆની જગોએ રંગીન પથરા દેવાલમાં ચોડી લઈને તશવીરો અને આકારો ઉપજાવેઆમાં આવેઆછે, કે જે ચીતારો જાંહા તુલીક દેવાલો સલાંમતછે તાંહાંસુધી ગુમ થવાની ફીકર નથી. એ "રોમન મોશાઈક" ચીતારો ઘણુંકરીને ઈસાઈ ધરમની તવારીખમાંથી ઉપજાવી કાહાડેઆછે, અને તેઓની બનાવટ ખરેખર અજાએબ સરખીછે. એ સીવાએ બીજાં સરસતા માફકનાં ચીતારો નામીચા કારીગરોની કલમથી બનેલાં એ દેવલ મધે જોવામાં આવેછે, પણ તેઓની સંખીઆ જાહાજી નથી. રોમન કાથોલીક ધરમનાં રવાજઆ પરમાંણે આગલા થાઈ ગએલા આચારીઓ તુથા ભગતોનાં હાથ, નખ, બાલ, લોહી, અને હેવીજ બીજી જીનસોનો સંગરહ આ દેવલનાં એક ઓરડા મધ્યે રાખેલોછે. નેપોલીઅન બોનાપારટે ઈસવી સને ૧૭૯૭ નાં વરસમાં જારે વેનીસ લીધું હતું તારે એ દેવલ મધેથી કેટલાંએક ચીતારો તથા એ દેવલના દરવાજાને મથાલે ચાર શુનેરી રંગના ઘોડા અને એ વગેરે બીજી કેટલીએક ચીજો તે પારીસ લઈ ગએઓ હતો, પણ નેપોલીઅનનું રાજ પડી ભાગા પછી સને ૧૮૧૫ માં એ સંગલી જીનસો વેનીસ ખાતે પાછી મોકલવામાં આવી હતી. એ ઘોડા દેવલ મધે પેસતાં બાહેરની બાજુએથી દરવાજાને માંથે જોવામાં આવેછે, અને કેહેછે કે વેનીસના લોકો ઈસવી સને ૧૨૦૫ નાં વરસમાં ઈશટમબોલથી તે લુટી લઈ આવેઆ હતા, અને પોતાના આ મોહોટાં દેવલને સીંગાર આપેઓ હતો. એ પરમાંણે બીજી ઘણી નામીચી ચીજો વેનીસીઅન લોકોએ પોતાના સારા વખતમાં આસપાસના મુલકોમાંથી લઈને પોતાના શેહેરને સોભા આપી હતી, પણ જારે તેઓનો વખત નબલો આવેઓ તારે નેપોલીઅન બોનાપારટે એ ચીજો તેઓ પાસેથી છીનવી લઈને પારીશ શેહેરને મોહોટાઈ આપી હતી, પણ પાછલથી એ માહેલી ઘણીખરી ચીજો પારીશથી વેનીશ ખાતે પાછી આવી હતી. એ દેવલની સાંમણે ૨૦૪ ફીટ ઉંચો ઘાંટનો એક મીનારોછે.

"સેંટ મારક" નાં દેવલ સીવાએ "સેંટ જાકરી" નું દેવલ, "માડલનડલા શાલુટે" નું દેવલ, "સેંટ જાન," અને "સેંટપાલ" નું દેવલ, "ફરારી" નું દેવલ, "રીડીમર" નું દેવલ, અને એ વતરીગ બીજાં એક બે દેવલો મેં જોએઆં હતાં. "સેંટ મારક" નું દેવલ જોકે સઘલાંથી સરસછે, તોપણ એ બધાં દેવલો જોવા લાએકછે. તેઓ ચીતારો અને નકશી અને શુનાકાંમ, અને એ વગેરે બીજા તરેહવાર સીંગારોથી ભરપુરછે, અને વેનીસ શેહેરમાં એક સમે દોલતની રેલછેલ કેટલી બેહદ હતી તે એ દેવલો બતલાવી આપેછે. "રીડીમર" ના દેવલને લગતું એક "કાનવેનટ" (મઠ) છે, જાંહાં સંસારનો તીઆગ કરીને "માનક" લોકો ખોદાતાલાની બકનીમાં પોતાનો સંઘલો વખત ગુજારેછે. એ "કાનવેનટ" નો થોહોડોએક ભાગ જોવાની મહને પરવાનગી મલી હતી. તેમાં રેહેનારા "માનક" લોકો દોલત દુનીઆ સઉ તજી દઈને તપકીરના રંગનો એક મોહોટો જામો પેહેરેછે, અને પગમાં આપણી તરફના મરાઠા લોકોની માફકના ચમપલ પેહેરેછે. વેરાગીની માફકના એ શખસોને ઓરડાઓમાં અને ખુણાંઓમાં બરાઈ માથું નીચું વાલી હાથમાં કાલા દાણાંની તસબી લઈ બંદગી કરતાં મેં જોએઆ હતા.

દેવલો સીવાએ વેનીસના આગલા હાકમો જે "ડોજ" ને નામે ઓલખાતા હતા તેઓનો મેહેલ ઘણો જોવા લાએકછે. એ મેહેલની એક બાજુ ઈટરડીથી બાંધેલીછે, બાકીનો ભાગ સંગેમરમરનોછે. તેહેની બારીઓ એજ પથરોનાં આરકાથી બનાવેલીછે. એ મેહેલમાં અંદરથી ચહડવાની સીડી મોહોટી અને નામીચી ગણાએછે. તાંહાં આગલા વખતનાં ૭૦૦૦૦) દફતરોનું એક કીમતી પુસતકખાંનુંછે. પરથવીના આકારના બે તરણ ગોલા એ જગોએછે, જે આજ ૩૦૦ થી તે ૪૦૦ વરસની વાત ઉપર બનાવેઆમાં આવેઆ હતા, અને તે જમાનામાં ભુગોલ વીદેઆનો એલમ કેટલો પરસીધ હતો તે એ ગોલા ઉપરથી દેખાઈ આવેછે. એ ગોલા ઉપર મેં "મુંબઈ" નું નામ સોધીઉં પણ તે મલેઉં નહી, કલકતાનું નામ પણ મલેઉં નહી, પણ આપણી તરફનાં ભરૂચ, શુરત, અને ખંભાત એ નામો જોવામાં આવેઆં હતાં. આપણી પરથવીનો એક પુરાંણો એરબી નકશો તથા એક ચીનાઈ નકશો તથા સને ૧૪૬૦ માં ફ્રામરોનો બનાવેલો દુનીઆંનો નકશો, તથા અરબ લોકોનું વરતારાનું એક પંચાંગ, તથા જોતીશ શાસતરના ગોલા, જુનાં ઘડીઆલ, ચીતારો અને એ વગેરે બીજી કેટલીએક પુરાંણી ચીજો એજ જગોએ જોવામાં આવેછે, અને આગલા વખતમાં એ ચીજોને લગતો કેટલો એલમ પરસીધ હતો તે આપણને બતલાવી આપેછે. આગલા વખતમાં વેનીસના રાજ કરનારા ૭૬ જુદા જુદા "ડોજ" ની તશવીરો એજ મેહેલમાં રાખેલીછે, તે માહેથી એક ડોજ નામે "મેરીનો ફલેઈરો" જેણે પોતાની રઈએત સાથે વીસવાસઘાત કીધો હતો તેહેની તશવીર આપી નથી, પણ તશવીરની જગોએ એક કાલો પરો ચીતારીને તેહેના વીસવાસઘાતની હકીકત જાહેર કીધીછે. એજ મેહેલની નજદીકીમાં ઘડીઆલનો એક મીનારો બાંધેલોછે. તે ઘડીઆલ હજુ તુલીક ચાલતુંછે, અને તેની ઉપર દર પાંચ મીનીટે તખતીઓ બદલાઈને દાહાડાના કલાક તથા મીનીટ જાહેર કરેછે, તથા તે સાથે જોતીશ શાસતરને લગતી એક તખતી પણછે. ડોજના મેહેલની હેઠલ એક ભયંકાર બંદીખાનુંછે, તે મુશાફરોને

જગેઆથી બતલાવેલામાં આવેછે. તે તમામ મજબુત પથરનું બાંધેલુંછે. ઘણીજ સાંકડી ગલીઓમાં થઈને તાંહાં જવાએછે. એ જગોએ તમામ અંધારી કોટડીમાં રાજ દરબારી બંદીવાનોને નાખતા હતા, અને દેવાલ મધે પાડેલાં એક નાંધલાં બગારાંની મારફતે ખોરાક પોહોંચાડતા હતા. એજ મેહેલની અંદરથી એક નાંધલા પુલ ઉપર થાઈને બીજા એક બંદીખાનામાં જવાનો મારગછે, પણ તે હવડાં આશટરીઆની સરકારના હસતેકમાંછે.

વેનીસના આગલા નાંમીચા ચીતારાઓ જેઓએ એ શેહેરને હુનરની બાબતમાં ઘણી મોહોટાઈ આપીછે તેઓની કારીગીરીનો એક કીમતી સંગરહ "આકાડમી" નામની જગોમાંછે. એ ચીતારા વીસે કેટલાએક વાકેફગાર લોકો કેહેછે કે તેવી ખુબસુરતી ભરેલા ચીતારો આજે બનતા નથી, એટલુંજ નહી પણ કેટલાએકની નકલ અસલ મુજબ થાઈ સકતી નથી, અને જે રંગ એ આગલા ચીતારાઓ વાપરતા હતા અને સેંકડો વરશો નીકલી ગએઆ છતાં, તે આજે તાજો માલુમ પડેછે, તે રંગ હાલમાં ગુમ થાઈ ગએઓછે. એ માહેલાં કેટલાંએક ચીતારો દુરથી સાધારણ રીતે કપડાં ઉપર પાડેલાં લાગેછે, પણ તપાસ કીધાથી તે લાકડાં ઉપર ચીતારેલાં માલુમ પડેછે. ચીતારોની સાથે જુજ પથર ઉપર કોતરી કાહાડેલાં પુતલાં પણ એજ જગોએછે. "કાનોવા" નામનો નામીઓ પુતલાં કોતરનાર આજ થોડાં વરસ ઉપર થાઈ ગએઓછે, તેહેની કારીગીરીથી વેનીસીઅન લોકો એટલાતો મગરૂરછે કે તેહેનાં મરણ પછી તેહેનાં જમણાં હાથનો પોંહોંચો કાપી લઈને તેઓએ એક વાસણમાં "ઈસપીરીટ" મધે મેલી સંભાલી રાખેઓછે, અને એ કોતરણી કરનાર જે નાધલા સલીઆથી કોતરણીનું કાંમ કરતો હતો, તે લોહોડાંનો સલીઓ પણ સંભાલીને એજ જગોએ મેલેઓછે.

વેનીસ રોમન કાથોલીક ધરમનું એક અગતનું મથક ગણાતું આવેછે, અને એ વાત એ જગોએ પુશકલ દેવલો હોવાથી તુરત દેખાઈ આવેછે. ઘણાંખરાં દેવલો આજે બીચામાર હાલતમાંછે, માતરે "સેંટ માર્ક" નાં નામીચાં દેવલને સંભાલથી રાખવાને કીજે આસટરીઆની સરકારથી લવાજમ મલેછે. દરએક દેવલ ઈશુ ખરીશટની માતા વરજીન મેરી, જેને રોમન કાથોલીક લોકો "માડોના" કરીને કેહેછે, તેહેનાં પુતલાં વગર ખાલી નથી. "મડોનાં" પોતાના બાલક ઈશું ખરીશટને હાથમા પકડીને બેઠેલી જોવામાં આવેછે, તેહેને સોહાજા અને ધોતાં કપડાં વારેવાર પેહેરાવેલ્યામાં આવેછે, અને ઉપર ટપકે જોતાં હીંદુઓ પોતાનાં દેહેડાંઓમાં પુતલાં રાખેછે, અને રોમન કાથોલીક લોકો "માડોના" અને તેહેનાં બચાંનું પુતલું રાખેછે, તેમાં ફરક દીસતો નથી. "મહોના" નું પુતલું દેવલ મધે જોવામાં આવેછે, એટલુંજ નહી, પણ જેમ હીંદુસથાંનમાં પીપલાનાં ઝાડની નીચે અને જગો જગોએ હનુમાન ઈઆ બીજાં પથરનાં પુતલાં ગોઠવેલાં દીઠામાં આવેછે, તેજ માંફક વેનીસ મધે મોહોલાઓને ખુંણે ખુંણે અને કોઈ જગોએ નાધલી ઓરડીઓમાં એ "માડોના" ના પુતલાં મુકેલાં માહારા જોવામાં આવેઆં હતાં. કોઈ જગોએ દેવાલમાં નાંધલી કાચની બારી બનાવીને તેહેની અંદર એ પુતલું મુકેલું જોવામાં આવતું હતું.

ઈટાલી દેશમાં જે મુશાફર ફરવા નીકલસે, અને તે મુશાફરે ઈંગલંડ અને ફરાંસ આગમનથી જોએઉં હસેતો એ દેશના લોકો ફરેંચ તથા ઈંગરેજોના કરતાં કેટલા ઉતરતાછે તે તેહેને તુરત દેખાઈ આવસે. ફરાંસ અને ઈંગલંડના જેટલી ઈટલીમાં દોલત નથી, અને સે લોકોની જહડપ, અને અંગસકતી પણ ઓછી માલુમ પડેછે. ગાએનમાં ઈટાલીઅન લોકો ઘણાં વખણાએલાં જણાએલાછે, તેજ આફ ચીતારોમાં અને પુતલાં કોતરવામાં તેઓની કારીગીરીની બરોબર બીજા દેશો આવી સકેઆં નથી. ઈંગરેજ ઈઆ ફરેંચ ગરહસથોને ઈટાલીઅન ચીતારોથી પોતાના દેવાંનખાનાં સીંગારવાં હોએછે તો તેઓ માઈલાન તથા વેનીસ મધેનાં નામીચા ચીતારોની આખી ઈઆ તે માહેલા થોડા ભાગની નકલ કરી મંગાવેછે, અને એ નકલો ઘણી સારી રીતે અને તે સાથે સસતી કીમતે ઉતારી આપનારા ચીતારાઓ સેહેલથી મલી આવેછે, અને કેટલીએક નકલોના જથો સદા વેચવાને મુકેલો જોવામાં આવેછે. ઈટાલીઅન લોકો જે માફક ચેહેરો ચીતારેછે તેવા ખુબસુરત ચેહેરા બીજા લોકોથી બની સકેઆ નથી, અને મહને ઘણી વેલાએ લાગુંછે કે ઈટાલીઅન લોકો ઓરતોના ખુબસુરત ચેહેરા ચીતારવાને કીજે વખણાએલાછે તે કાંમમાં તેઓના દેશની ઓરતોની ખુબસુરતીથી તેઓને મદદ મલેછે. ઈટાલીઅન ઓરતોના ચેહેરા ઉપર ઘણું કરીને ઈંગલંડની ઓરતોના જેહેવી ખુબસુરતી સાથે ગોલાબી રંગ ઈઆ ભરેલું મોહોડું જોવામાં આવતું નથી, પણ તેઓનો ઘાટ અને કલસો હેવો શોભામણો લાગેછે કે જે ઈંગરેજ અને ફરેંચ ઓરતોમાં નથી. ઈટાલીઅન ઓરતોના હોટની કાપણી કદાચ સંઘલાથી સરસછે, અને તેથી તેઓની ખુબસુરતી વધારે દીપી નીકલેછે. કોઈ કોઈ ઓરતો સેહેજ સાંમલા રંગની પણ હોએછે. કેહેછે કે વેનીસ શેહેર ખુબસુરત ઓરતોને કીજે આગલ ઘણું વખણાએલું હતું, પણ હું ધારૂંછું કે એ દરજો વેનીસનાં કરતાં માઈલાન શેહેરને આપવો હમણાં વધારે વાજબીછે.

## એક કંજુસની હકીકત.

વેનદીસ નામે ફરાંનસ દેશમાં એક મોટો કંજુસ રેહેતો હતો. તેની પાસે ભારે દોલત હતી પણ પઈસા ખરચવાને તેને જાણે ઈશવરને બારણેથી બંધી હતી. પેરીસ સેહેરની એક ગલીમાં તે રેહેતો હતો અને એક ટુક લવાજમ ખાવાને માટે એક સોને આપતો હતો. દુધ અને રોટી સીવાય તે બીજું ખાતો ન હતો. આતવારને દાહાડે એક ગલાસ હલકામાં હલકી વાઈન પીએ અને એક દુકાની ધરમને કાજે ખેરાત આપતો. જારે મરવા સુતો તાહારે હસાબ કાહાડતાં તે દીલગીર થયો કે આતવાર આતવારે ખેરાત આ-

પતાં નજદીક બાવીસ રૂપીયાની રકમ થઈ! બુલોન શેહેરની અંદર વગથી વેનદીલ મેજીસતરેટ થયો હતો પણ તાંહાંળી તે મફત ધાઇ મારવાને ચુકતો ન હતો. બજારમાં વેનદીલ ઊભો રહીને દુધ ચાખતો હતો કારણ કે તે તેની ફરજ હતી. પણ વેનદીલ એ રીતે પોતાનો છવનગારો કરી શકતો હતો. પાંઊનાં કટકા લઈ તે બજારમાં ઊભો રેહે અને તે ચાવતો જાય અને ઊપરથી મફતનું દુધ ચાખવાને મસે પુશકલ પીએ. આવી આવી કરકસર અને છવપર આફત ગુજારી તેણે એક બાદશાહી પુંજી એકઠી કીધી જે તે મોટે વચાજે સરકારને ધીરવા લાગો. બુલોન શેહેરથી જારે તે પેરીસ જવા નીકલયો તારે ગાડીને બદલે પાંઊં પેયાદે નીકલયો. રસતામાં રખે કોઇ લુટે તેની દેહેશતથી ગજવામાં બે આનાંથી વધારે રકમ તેણે રાખી નહી. રસતામાં તેને જારે પઈસાની જરૂર પડી તારે તે ભીખ માંગી પેદા કરવા લાગો. ૧૭૩૫ નાં શાલમાં વેનદીલ પાસે ૮૦ લાખ રૂપીયાની પુંજી ગણવામાં આવી. ૧૭૩૪ માં જાહારે કકડતો શીયાલો પડયો તાંહારે થોડાં લાકડાં લેવાને તેણે હીમત કીધી. રસતામાં કોઈ ડોસો લાકડાં વેચતો હતો તેની સાથે ઘણી રકજીગ કરી અંતે સઊથી ઓછે ભાવે તેણે લાકડાં પકયાં. પણ વેનદીલની કંજુસાઈ એટલીતો હતી કે ચોરી કરવાનેબી તેને લાજ લાગી નહી. લાકડાં ચોરયાથી તે એટલોતો મગન થયો કે તેના જુસામાં તેને તાપ ચહડી. પોતાના બાપ જનમમાં પેહલેજ એક વઈદને તેડવાને તેને ફરજ પડી. વઈદે સંગરા મુકવાને એક રૂપયો માંગયો પણ તે દામ ઘણું ભારી લાગાથી તેણે એક એપાથીકરીને બોલાવયો. એપાથીકરીબી પરવડયો નહી તેથી અંતે એક હજાંમને તેણે બોલાવી મંગાવયો. હજાંમે સંગરા મુકવાનાં બે આનાં પડયા જે વેનદીલે કબુલ કીધા. પણ તેને કહયું જે "ભાઈ મહને કેટલી વખત સંગરાહ મુકવી પડશે?" હજાંમે કહયું કે "તરણ વખત?". "તરણ વખત! તારે ભાઈ મેહેરબાંની કરી મહને કેહેનો કે તરણ વખત મલી કેટલું લોહી કાહાડશે?". "આસરે દરેક વખત આઠ આંઊસ કાહાડવું પડશે". "ભાઈ મંજુર કર" વેનદીલ બોલયો; "મહને જોવા દે. છ આનાંનો ઘણા થયા. ભાઈ કાંઇ ઓછું કર. એતો જુલમ થયો. વારૂં ચાલ ૨૪ આંઊસ એકદમ કાહાડ કે બે આનાંમાંજ કાસર પટે." હજાંમે ના પાડી કે એમ એટલું બધું લોહી એકજ વખતે કહડાય નહી; પણ પોનો કરોડ રૂપીયાનો ધણી વેનદીલ છ આંનાંને વાસતે માથું ફેરવીને બેઠો. તે કેહેવા લાગો કે "તહમે તમારા ઘરમાં આવતું જુવોય. પણ મહને માહારોબી હસાબ તપાસવો જોઇએ." અંતે હજાંમે ફસ ખોલી અને ૨૪ આંઊંસ લોહી કાહાડયું પણ વેનદીલે છ આનાં આપયા નહી. આટલું બધું લોહી ગયાથી વેનદીલને નાતવાની થઈ અને થોડા દાહાડામાં તે પોતાને મારગ લાગો. તેનાં મરણ પછી તેની બાદશાહી પુંજી સરકારને હસતક ગઈ.

---

## ગુજરાત તરફની મુશાફરીનો હેવાલ.

પેઆરા બેહેન બાઈજી,

### દાતારનો ડુંગર.

ગીરનારનાં ડુંગરની ઉપર જતાં જમણી બાજુએ ઉંચો ડુંગરછે જેને "દાતાર" નો ડુંગર કેહછે. હીઆ દાતાર નામે કોઈ મુસલમાંનોનો પીર થઈ ગએલોછે તેનું સથાનછે એ ડુંગર ઉપર જવાનો રસતો પણ સાકરો અને જાહાડી વાલોછે. પાહાડની ઉપર ચહડવાનો રસતો ગીરનારનાં જેવો ડરામનો નથી, સીતાફલ, આંમા તથા વાંસની જાહાડી તે ઉપર બહુછે. એ ડુંગર ઉપર ચહડતા હેડલ પર આણે વીસામાં વીગેરે મલેછે.

૧. ગાંમથી આસરે ૦ાા ગાઉ દુર એક તલાવ, જેને દાતારનો "છેલો" કેહછે.

૨. ચાર કુવાની જગા, છેલાથી ૦ાા ગાઉ.

૩. કોએલા વઝીર, ૧ ગાઉ ઉપર.

૪. તાંથી ૦ાા ગાઉ ઉપર "કદમનાં" પગલાં.

૫. શકર કુઈ, કદમથી ૦ાા ગાઉ ઉપર.

૬. દાતારની જગા, કુઈથી ૦ાા ગાઉ દુર.

શકર કુઈમાં મીઠાં પાણીછે. મુસલમાંન વતરોગે બીજી જાતથી તેમાથી પાણી કહડાતું નથી. એક મુસલમાન ડોલથી પાણી કાહાડેછે; તેમાથી હીંદુઓ પણ પાણી પીએછે!

દાતારની જગા આગલ એક મોહોટો ચોકછે; તે વટાવીઆ પછી એક નાંધલું બારણું આવેછે. તેમાં થઈ એક કતરનાં ચોકડામા પસાર થવું પડેછે; અને તેમાં ગયા કે એક ગોફો નજરે પડેછે. એ ગોફો નીચોછે, તેથી વાંકું ઉભું રેહવું પડેછે; તેમાં ૧૫ આણસથી વધારે માઈ શકતાં નથી. એ ગોફામાં એક ફકીર બેઠેલા હોએછે. તેની આગલ ઘીનો દીવો ટપર જેવો બલીઆ કરેછે, અને તેની પાસે એક ઓરડી જેવીછે, જે દાતારની જગાછે. (હીઆં કાંઈ કબર નથી, કેમકે દાતાર હીઆં મરી ગયા નથી, પણ મુશલમાંન લોકોનાં મત પરમાંણે ગોફામાં ચાલી અંદર ગયા

શીશુરગાનાં દાંતાં ટાંગેલાછે. ૨
બે ) એ ઓટલી ઉપર ૧૦ શીશુરગાનાં દાંતાં ટાંગેલાછે. પણ દાતારમા અં
બેવાલ કેહછે કે એ, ઓહેરે ગધેડા લાગેછે, પણ દાતારમા અં
૨૨ જવાનો હોકમ નથી.

દાતારને ફુલની ચાદર, કપડાંની ચાદર, નાલીએર, મી
દાતારને ફુલની ચાદર, કપડાંની ચાદર, નાલીએર, મી
હાઈ, ફુલ, વીગરેની માનતા ચહડેછે ! માનતા માનનારા
ઓ, હીંદુઓ તેમજ મુસલમાનો, દુરદેશથી હીઆં આવેછે.
ફુલની ચાદર ચહડાવતાં રૂ૧। પેસો ફકીર માંગેછે. એ ચહ
ડાવાની ક્રીરીઆની શરૂઆતમાં "બીસમલા" (બ ઈસમે
અલ્લા) બોલી દાઈ નાખેછે. પછી ચડાવાનું નાલીએર હા
થમા લઈને કતરનાં કટકા જે આગલ રાખેલા હોએછે, તેથી
ભાંગી એ કકડા કરેછે. પછી દીવામાં ઘી ચડાવાનું હોએ
તે નાખેછે. તેઆરબાદ કાંઈ બબરતો બબરતો પેલી ફુલની
ચાદર ઓટલીની ઉપર વાગ જડેલો હોએછે તે ઉપર નાખે
છે. પછી એક ફાલામાંથી "ભભુક" (રાખ) લેઈ કોપરાંની
એક કાચલીમાં નાખી માનતા માનનારને આપેછે. છેલે
દાતાર પાસે માંગેલી મુરાદ બર આવશે એવું પેસો ફકીર
માનતા માનનારને કેહછે, અને તે બર આવેથી કાંઈ દાતા
રને ચડાવાની પાછી માનતા કરાવેછે !

દાતારની માનતા માનીઆથી હરેક શંકટ જતું રેહછે, એવું તાહાંના ફકીરો કેહછે. એક મુસલમાન અને હીંદુ (દખણીએ) હમારા આગલ એવું કેહવા લાગા કે, એક રગતપીતનાં રોગ વાલો પોતાનાં દુખથી બહુ હેરાન થતો હતો. તેણે દાતારનાં ચમતકારની કીરતી શાભલીને એવો વીચાર કીધો કે તાંહાં જઈને પડું અને જો દાતાર નહી સારૂં કરેતો તાંહાંજ મરી જઉં. પોતાનાં છોકરાં બચાને છોડી દઈ એકદમ દખણથી તે માણેકવાડા (જે હીઆંથી ૧૫ ગાઉછે) તાંહાં આવી પોહોતો. રાતના તેનાં સવપનામાં દાતારે આવીને એવું કહીઉં કે તું તારા દેશમા પાછો જા, તારો મરજ દફે થાશે, અને તેઆરે તું મને માનતા ચહડાવાને આવજે. સવારનાં પોતાનાં સવપનાની વારતા બીજાઓને કહી, તે ઉપરથી સઘલાએ ભલાંમણ કીધી કે તું પાછો જા, દાતાર સારૂં કરીઆ વના રેહશે નહી. આ ઉપરથી તે પાછો ફરીઓ, અને પુરો પોંહોતો નહી એટલામાં તેનો દુશટ રોગ બીલકુલ જતો રહો !! પછી તે માનતા ચહડાવાને આવીઓ, તેઆરે પોતાને પાછો જવાની સલાહ આપનારાઓને સારૂં થવાની જાણ કીધી. રગતપીતનાં આસરે ૧૦ થી ૧૨ આજારીઓને એ પાહાડ ઉપર રેહલાં હમોએ જોઆ હતા, અને જોકે તેઓને બીલકુલ સારૂં થઈઉં ન હતું, પણ આગલ કરતાં વધારો ન હતો એવું તેઓએ કબુલ કીધું હતું. હું ધારૂંછું કે હવાની અસરથી કાંઈ તફાવત પડતો હશે.

એ રીતે દાતાર રગતપીત અને બીજાં દરદોને સારાં કરેછે એટલુંજ નહી, પણ હોનજણીને છોકરાં આપેછે, ગરીબને પઈસા બખશેછે, અને હરેક જાતનું દુખનું નીવારણ કરેછે. તેના ચોક આગલ કેટલીક પાતલી "બેડી" (કડાં) પડેલીછે જે ચોર માણશ પેહેરી ચાલવા જાએતો તે બેડી આખીજ રેહછે, પણ શાહુકાર પેહરીને ચાલેછે તો તે કટકા થઈ જાએછે ! એ ઉપરથી સંઘેવાલા ચોરને વારંવાર દાતાર પાસે ચોરી પકડી કાહાડવાને લાવેછે.

દાતારની જગાની જમનાં હાથ ઉપર એક દરવાજોછે તેમાં થઈ એક પાણીના ખબોચીઆ આગલ જવાએછે, તેને "ચશમો" કેહછે. દાતારને પગે પડીઆ પછી એ ચશમાં આગલ જવાની ખરી ફરજછે, એવું એ પીરને માનનારા શમજેછે. એ ચશમાં આગલ એક ફકીર રેહછે, જે ચશમામાં કોઈને હાથ અથવા વાશણ ઘાલવા દેતો નથી; તેની નજદીક બેસી કોઈ (પછી મુશલમાન હોએ કે હીંદુ હોએ) ખાતું નથી, અને ખાવા દેતા પણ નથી. એ ફકીર પોતે કાચલીથી સઘલાને પાણી પાએછે. જો એ ચશમામાંથી કાચલીનું પાણી પીવાને ના પાડી તો તેને કોહોર થઆ વના રેહતો નથી ! હમોએ તથા હમારા શાથનાં ઘણાએ કાચલીનું પાણી પીધું નહી, પણ આજ સુધી કોઈનેબી કોહોર થએઓ નથી, એ તાજુબી ભરેલુંછે. કદાચ પેલા ફકીરે હમોને અટકાવીઆ નહી તેથી તેને થએઓ હોએતો ખોદા માલુમ.

તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૬૫ ને દીને વંથલી જવા સારૂં જુનાઘડ છોડીઉં. રશતો ઘણો સારો હોવાથી બે કલાકમાં એ ૫ ગાઉને મુકામે પોહોંતા.

જુનાઘડથી ...... ૦॥ ગાઉ તીમબાવારી.
તીમબાવારીથી .. ૨ ગાઉ બેંગારવાવ.
બેંગારવાવથી .. ૨॥ ગાઉ વંથલી.

વંથલી જુનાઘડના નવાબને તાબેછે. વંથલી માહાલને તાબે આસરે ૧૬ ગાંમડાછે. તેમાં ૨૫૦૦ ઘરોછે; અને વાણીઆનાં ૧૦૦ ખોરડાંછે. આ ગાંમમાં સરાવક લોકોનું દેડાસર (સુરજ પરજુજીનું મંદીર), અને શુરજ કુંડ નાંમે વઈશનવોની તીરથની જગાછે.

બીજે દીને સવારનાં ૫ કલાકે કીસોદ જવા સારૂં વંથલી છોડીઉં. થોડો રસતો કતરવાલો હતો જેથી આચકા બહુ લાગા, અને એ ૭ ગાઉની મંજલ કરતાં હમોને ૬ કલાક લાગા હતા. હેઠલ પરમાણે ગાંમડાં તથા નદી મલી હતી

વંથલીના પાદર આગલ "વાલી" નદી.
વાલી નદીથી .. ૦॥। ગાઉ કંણજુ અને જામખું.
કંણજુથી ...... ૧ ગાઉ ગાદવ.
ગાદવથી ...... ૧॥ ગાઉ માણેકવાડા.
પછી સાબલી નદી.
માણેકવાડાથી .. ૧ ગાઉ અગતરાએ.
અગતરાએથી .. ૨ ગાઉ કીસોદ.

કીસોદ ૧૫૦૦ જુપડાનું એક ગાંમછે. મુખીઅ કરી લુહાના, ખોજા, તથા મેમન લોકોની વસતીછે. હીઆં નીલકંડ માહાદેવનું દેરુંછે. વાણીઆનું એક પણ ખોરડું નથી. રૂ, જુવાર, બાજરી કસોદ પરગણામાં પાકેછે. એ પરગણામાં ૧૨ ગાંમછે, અને તેની આએપત ૨ લાખ કોરી (૫૦ હજાર રૂપીઆની) છે.

કીસોદથી તા૦ ૨૫ મી જાનેવારીએ સવારનાં ૩॥ કલાકે નીકલીઆ, અને માગરોલ જે ૭॥ ગાઉછે તાંહાં ૧૧॥ કલાકે પોંહોંતા.

કીસોદથી.. .. ૨ ગાઉ ડોકાંમરડી.
ડોકાંમરડીથી.. ૨ ગાઉ શીમરોલી.

શીમરોલીથી .. ૨ ગાઉ ભોંએવાવ.
ભોંએવાવથી .. ૦ાા ગાઉ માનખેતરૂં.
માનખેતરાંથી . ૦ાા ગાઉ માંગરોલ.

શીમરોલી બેછે. આએ શીમરોલી બરામણ તથા બાહેનીછે અને બીજી તેનાથી ૦ાા ગાઉ દુર "બાવાઓ" નીછે.

## માંગરોલ.

માંગરોલ ગાંમ દરીઆની નજદીકમાંછે. શેહેરની આસપાસ ફરતો મજબુત કોટછે, તેનાં ૪ દરવાજાછે, પણ હાલમાં બે (પુરવ પશચીમમાં) વપડાએછે. કોટનો ઘેરાવ આશરે ૪ મઈલનોછે. કોટની બાહેર વસંતીછે, અને તેની આસપાસ કાચો ફતરનો કોટછે. આ શેહેરમાં આશરે ૧૫ હજાર માણશની વસતીછે. રસતા ઘણા સાંકડા, નર્જીસાટથી ભરેલા અને ધુલવાલાછે. ઘરો ઉંચાં બે તરણ માલનાં અને ફતરનાં બાંધેલાંછે. છાપરાને ઠેકાણે ધાબા ઘણાં હોએછે, કારણ ઘેરેઘેર ટાંકાં હોએછે તેમાં વરસાદનું પાણી લેવાને બની આવે. પણ ઘરોનાં દાદર અતીશે સાંકડા રાખવામાં આવેછે, કેટલીક દાદરબારી મુશકેલાઈથી ૩ ફુટ ઈરાકુએર હશે. સઘલા વાણીઆઓ કોટમાં રેહછે કોટના બેઉ દરવાજા શુરજ ઉગીઆ પછી હુંગડેછે, અને શુરજ આથમવા સાથે બંધ થાએછે. તેનું કારણ એવું કેહવામા આવેછે કે આસરે ૧૨ વરશ ઉપર એ ગામનાં કોઈ મકરાની જમાદારે ધાર પાડી હતી અને આશરે ૮ લાખ રૂપીઆનો માલ લુટીઓ હતો, માટે દરવાજા ઘાસતીથી રાત અગાઉ બંધ રાખવામાં આવેછે. શવારનાં દરવાજા આગલ શોએઓ લોકો હાથમાં લોટા લઈ બાહેર જવાનાં એરાદાથી એકઠા થાએછે, અને જેમ બંદીખાનામાંથી કેદી છુટવાની રાહા જુવે તેમ તેઓ દરવાજો હુંગડવાની રાહા જુએછે. પણ દરવાજાની કુંચી દરબાર (રાજ કરતા) પોતાના ઘોલીઆ તલે રાખેછે તે શુરજ ઉગીઆ પછી વખતે એક બે પોહોરે શીપાઈને આપવામાં આવેછે !!

માંગરોલનું નાહાનું રાજ જુનાઘડથી તદન સવતંતરછે. તે નવાબનાં હાથમાછે. તેનુ નામ શેખ બરામીઆં બદરૂદીનછે, અને હીઆના સઘલા નવાબને "શેખ" લખાએછે. એને તાબે ૨૫ ગાંમડાછે અને બીજા ૫૫ જુનાઘડનાં સાથે ભાગમાંછે. આ દરબારની કુલે આમદાની વરશ દાહાડે આસરે ૩ લાખ રૂપીઆનીછે, તેમા શેખનાં સગાઓનો પગાર તથા ખરચ બાદ જતાં આસરે ૧ લાખ રૂપીઆ દરબારના હાથમાં રેહેછે.

માંગરોલનું બંદર ગાંમથી આસરે ૧ ગાઉ દુરછે. બંદર ઘણુંકરી તરતુંછે: તાંહાં અઠવાડીઆમાં બે વાર મુમબઈની ઈશટીમર આવેછે. આગલ હીઆંથી ૧૫ થી ૨૦ હજાર ગાંસડી રૂ વાહાણે ચડતો હતો. પણ હાલ જુનાઘડનાં તાબાનાં ગાંમમાં પાકતો રૂ આ બંદરે લાવવાને તાંહાંના સતાવાલાઓએ મનાઈ કીધીછે જેથી માંગરોલનો રોજગાર તુટી ગઓછે. બંદર નજદીક માછીનાં આશરે ૫૦૦ જુપડાછે, અને શાહુકારોની દસ બાર વખારોછે. બંદર આગલ જંહાં ખરૂં પુછોતો બંગલા અને રેહવાનાં મકાનો જોઈએ, તાંહાં કબરસથાન અને મસાણની જગાછે !!

માંગરોલમાં પેહેલે વાઘેના રજપુતનું રાજ હતું. તે આરપછી મુસલમાન રાજાઓનાં હાથમાં ગઈઉં. પણ પેશવાની ચડતી થઈ તેઆરે પેશવાઈમાં તે દાખલ થયું. જે વેલા નાયખંડતાજી નામે રાજા રાજ કરતો હતો તે વેલા રઈઅત ઉપર જુલુમ ઘણો ગુજરવા માંડીઓ. તેથી કોઈ મલેક શાહાબુદીન તથા શેખ ફખરૂદીન નાંમે મુસલમાનોએ તલવારથી પોતાનાં હાથમાં લીધું. એ વાત માંગરોલના દરવાજા ઉપરની તખતીની નકલ ઉપરથી માલુમ પડેછે.

પણ ઉપલા મલેક વીગરેએ આશરે ૧૫ વરશ શુધી રાજ કીધા પછી જુલુમ ઘણો કરવા માંડીઓ, તેથી તેઓના ફોજદાર શેખ મીઆં નામે હતો તેણે મલેકને દરવાજા બાહેર કાહાડી મેલીઓ અને લશકર તેના ઉપર રાજી હોવાથી પોતે રાજા થઆ. તેની ચોથી પેહેડી અકસર હાલ રાજ કરેછે.

---

## બાહાદુર સવનતીબાઈ—એક વારતા.

(મીસ ફરીઅરની ઈંગરેજી વારતાઓમાંથી)

આંક ૨ માં—આંક ૧ લો.

આગરા બરમ નામે એક શેહેરમાં ઘણા વરસની વાત ઉપર સીઉ રાજા નામે એક રાજો રાજ કરતો હતો. રાજાને પેટે લોગીદાસ નામનો એક પુનમના ચાંદ સરખો એકપુરો બેટો હતો. લોગીદાસ પારબતી નામની એક ખુબશુરત સાહાજાદી સાથે પરણેલો હતો. એવું બનયું કે સીઉ રાજાના પરધાનને તાંહાં સવનતીબાઈ નામની એક ઘણીજ રૂપાલી અને ગુલાબ સરખી ખીલતી છોકરી હતી. લોગીદાસ શાહાજાદો આ છોકરી ઉપર પરશન થયો અને તેની સાથે પરનવાને ઠરાવ કીધો સીઉ રાજાએ આ વાત શાંભલી તેથી તે ગુસે થયો અને સાહાજાદાને બોલાવી મંગાવી કહયું કે "માહારા રાજમાં તુંને લીલા લેહેર કરાંઉંચ અને પારબતીબાઈ સરખી રૂપાલી શાહાજાદી સાથે તારાં લગણ કીધાં તોબી જો તુંને બીજી બાયડી જોઈતી હોયતો હું તુંને અપાઉં. આપણી પાસેના ગામના રાજાઓની શાહાજાદીઓ તારી રાણી થવા ઘર આંગણે ચાલી આવશે, પણ માહારા વજીરની છોકરી સાથે તું પરણે એનો મહને ખજાલત લાગે, અને જો તું તારી ગોહોસ પાલસેનો માહારાં રાજમાંથી હું તુંને હાકી મેલસ." લોગીદાસે બાપનું કહયું ન માની સવનતીબાઈ સાથે નેકા કીધા. રાજાએ સાભલતાંજ લોગીદાસને ગામ બાહાર કાહાડી મેલયો, પણ બાપને દીકરાની આગ બલી તેથી તેનો બાહાર ગામ દરજો જલવાય માટે હાથી, ઘોડા, ઉંટ, પાલખી અને પુશકલ સવારો આપયા.

શાહાજાદો પોતાની બે રાંણીઓને લઈ બાહાર પડયો. થોડુંએક ગયા પછી શાહાજાદાએ પોતાના રસાલાને રૂખશત આપી અને જે હાથી ઉપર પોતે સવાર થયો હતો તે, તથા બે પાલખીઓ જેમાં તેની બે રાણીઓ બેઠેલી હતી તે, તથા પાલખીને ઉંચકવાને જોઈતાં માણસો પોતા સાથે રાખયાં. ચાલતાં ચાલતાં લોગીદાસ જગા શોધવાને ખાતર

જંગલમાં નીકલી ગયો પણ તે રસતો ભુલયો તેથી જંગલમાં જ તેણે ગોતાં ખાવા કીધાં શાહાજાદીઓ નીતરોજ ઝાડના પાતરાં અને મુલયાં ખાઇ લોહીનો ગોટ ગવે. રાતરે વાઘ અને વરૂના પોકારથી તેમને ઉંઘ નહી આવે અને મેહેલે કીધેલી મોજના હાંફરા ચહડે. શાહાજાદો પણ નાશીપાસ થયો અને રાંણીઓની ખરાબ હાલત જોતાં તે ગોયા ગાંડો થઈ ગયો. તેણે એક રાતે ઉઠી પોતાનો પાહાદશાહી પોશાક ધુલમાં ફેંકયો અને જોગીનો વેશ લઇ સાહાજાદીઓને એખલી મેલી જંગલમાં નાહાશી ગયો.

થોડોવાર પછી વજીરની છોકરી સવંતીબાઈ ઉઠી પણ જોયચતો પારબતીબાઈ જાર બેજાર રડેછ. સવંતીબાઈ બોલી કે "કાંપરે બેહેન કાંય શુંછે." પારબતી બોલી કે "બેહેન મહને સપનો આવયો કે આપણો ભરતાર જોગીનો વેશ લઈ કરોધનો મારયો જંગલમાં જતો રેહેછે. હું જેવી સજાગરૂ થઇને જોઉંચતો ખરેખર તેમજ. આપણો ભરતાર કેથે જતો રહયોછે. આવાં રસતાબેજા થઈએચ તેના કરતાં બેહેતર કે આપણુ મરી ગયાં હોતે." સવંતી બોલી કે "બેહેન તું રડ ના. જો આએ પાલખીવાલા જાણુશેતો આપણુને બહુજ હેરાનગતી પડશે ઈશવરછે તો આપણો ભરતાર આપણુને પાછો આવી ભેટશે હું આપણા ભરતારના કપડાં પેહેરૂંછું અને સવનતી રાજાનું નામ ધારણ કરૂં છું અને તું માહારી ઓરત હોય તેમ દોલ ઘાલજે. પાલખીવાલા મહને જોઈ એમ સમજશે કે રાજાની બીજી રાણી કેથે ખોવાઈ ગઈ અને ઘણું કરીને તેને કોઇ જાનવરે મારી નાખી હોશે.

પારબતીએ સઘલું કબુલ કીધું અને હસતો ચેહેરો રાખયો. સવનતીબાઈ પોતાના ભરતારનો પાદશાહી પોશાક પેહેડી હાથી ઉપર સવાર થઈ અને હમાલોને પાલખી ઉંચકવા કહી કે પાછો જંગલમાથી કાંઈ રસતો સુજ પડે. પાલખીવાલાઓ પોતપોતામા બોલે કે "કેહેવા મોટા માણસો એખલપેટાછે. જુઓ આપણો રાજા વજીરની છોકરી ખાતર બાપીકું રાજપાટ છોડી આવયો અને હવે જારે તેની મુરાદ બર આવી તારે જોકે પોતાની મોહોરદાર વાઘને મોહોડે પડી તોપપણ જરાબી દીલગીર જણાતો નથી."

અંતે હાદેશા ભોગવીને સવંતીબાઈને એક શેહેર હાથ લાગું. શેહેરના લોકોએ પોતાના રાજાને કહયું કે એક જુવાંન ખુબસુરત રાજો હાથી ઉપર સવાર થઈ અને પોતાની શાહાજાદીને સાથે લઇ આપણા શેહેરમાં દાખલ થયોછે. રાજાએ સવંતીબાઈને તેડું મોકલયું અને તેણીને પુછયું કે તહમે કોણછો અને કાથી આવયાંછો. સવંતીએ કહયું કે "માહારૂં નામ સવંતી રાજાછે. માહારો બાપ માહારી સાથે ગુસે થયો તેથી તેણે મહને ગામ બાહાર હાંકી કાહાડયો; અને હું માહારી રાંણીને લઇ જંગલમાં ભુલો પડયો તે ભટકતાં ભટકતાં આ શેહેર હાથ લાગુંછે."

રાજા અને તેની દરબાર આવા એક હીંમતવાન અને માહાતાબ સરખા ખુબસુરત શાહાજાદાને જોઇ બહુજ ખુશી થયા. રાજાએ સવંતીને કહયું કે "જો તું માહારાં રાજના કારોબારમાં રેહેતો તુંને પુશકલ ખજાનાથી ભરપુર કરૂં." સવંતીએ કહયું કે "રાજા મેં કોઈની ચાકરી આજ દીન શુધી કીધી નથી પણ તુંએ મેહેરબાંની કરી તારાં શેહેરમાં હમને ઉભા રેહેવા દીધાંછે માટે જે ઓધો તું આપશે તે હું લઈશ અને તાહારી નીમખહલાલીથી નોકરી કરીશ." રાજાએ સવંતીને વરસ દાહાડે બે લાખ રૂપયાનો પગાર બાંધયો તથાં એક મેહેલ આપુંયો અને તેની ઉપર ઇતબાર રાખી રાજ દરબારી કામોસર તેની મસલત લેવા લાગો. સવંતીની બોલીમાં અને ચેહેરામાં મીઠાસ એટલો કે કોઇની આંખમાં અદેખાઈ આવી નહી અને આ બેહુ શાહાજાદીઓ બાર વરસ શુધી બહુ મોભાથી આ શેહેરમાં રહયાં. સવંતીને સઉ રાજાજ જાણે, અને સવંતીએ પારબતીને હુકમ કીધો હતો કે કોઇની સાથે ઘણી દોસતી માંડવી નહી; અને ધમકી આપી જે "જો કોઈનીબી આગલ તેં આપણો હેવાલ કહયોતો ઈયાદ રાખજે કે તું માહારી બેહેન સરખી છે તોબી હું માહારે હાથે તુંને કતલ કરસ."

હવે એવું બનયું કે શેહેરના રાજાનો મેહેલ જંગલની નજદીક આવેલો હતો. એક રાતે જંગલ આગલથી ભયંકર અવાજ નીકલયો તેથી રાણીએ રાજાને ઉઠાડી કહયું કે "આ ભયંકર અવાજથી હું બહુ બીહુંછું અને મહને ઉંઘ આવતી નથી. કોઈને મોકલી તલાસ કરાવો કે એ શું છે" રાજાએ પોતાના પોહોરેગીરોને હુકમ દીધો કે તલાસ કરે પણ ગથલાઓએ કહયું કે "હમુંને જતાં બહુ દેહેશત લાગેછે; પણ તમારો માનીતો સવંતી રાજો જે હમારા શઘલા કરતાં બેશુમાર મોટો પગાર ખાયચ અને જે ઘણો દલેરછે તેને મોકલો. આવી વખતે તે કામ નહી લાગેતો પછી તે મોટો પગાર શા કામનો ખાય ?" રાજાના હુકમથી સવંતીબાઈને ઉઠાડવામાં આવી તે ઉઠી અને પોશાક પેહેડી જંગલ તરફ દોડી.

એક દાહાડો અગાઉ જંગલમાં એક ચોરને ફાસીને લાકડે ચહડાવેલો હતો તેના મુરદાં આગલ એક રાખશશ ભમતો હતો તેના પોકારા સંભલાતા હતા. મુરદું ઘણું ઉંચું હતું તેથી રાખશશ કુદે કુદે ને નીચે પડે તેથી તે નાશીપાશ થઇ પોકાર કરતો હતો, પણ જાહારે સવંતીબાઈ તાંહાં જઈ લાગી તાહારે ફાંસીના લાકડાં ઉપર પવનથી મુરદું હીલતું હતું, અને નીચે એક જલકતી સારી પેહેડી એક ઘરડી ડોસી હાથના આંગલાં મરડતી હતી. સવંતીબાઈ બોલી કે "ડોસી શું છે"? પેલો રાખશશ જેણે શવંતીને જોઈ ડોસીનો અવતાર લીધો હતો તે બોલયો કે "અરે માહારો છોકરો ફાંસી ગયોછે અને ઘડપણથી હું એટલીતો કમરે વાંકી વલી ગઈછું કે તેનું મુરદું નીચે લાવવાને માહારામાં જોર નથી." સવંતીબાઈ બોલી કે "ગરીબ ડોસાં આવો માહારી ખાંધપર ચહડો અને તહમારા છોકરાના મુરદાંને નીચે લાયો." રાખશશ સવંતીની ખાંધ ઉપર ઉભો રહયો અને સવંતીએ તેને સારીના છેડાથી મકમ ધરયો. સવંતીએ જોયું કે ડોસાંને દોરડું કાપતાં પુશકલ વાર લાગો. એવામાં વાદલાંને ફારી ચંદરમાહા પરગટ થયા અને સવંતો ઉપર જોયચતો ડોસીને બદલે એક રાખશશ તેની ખાંધ ઉપર ચહડેલોછે અને પેલાં મુરદાંના માસમાં આંગલાં મારી જહુડપથી ખાયછે. હેબત ખાઈને સવંતીબાઈ પાછી હટી જેથી રાખશશ નીચે પડયો. જેવો પડયો તેવોજ તે ચીચારી પાડી નાઠો પણ સવંતીના હાથમાં તે જહલકતી સારી રહી ગઈ.

રખે રાણી બીહે એવા હેતુથી શઘસો હેવાલ સવંતીએ તેણીને કહયો નહીં; પણ કહયું કે ફાંસીના લાકડાં આગલ એક ડોસી પોતાના છોકરાને માટે કલાપીત કરતી હતી. ઘર જઈને સવંતીએ રાખશશની સારી પારબતીને ભેટ કીધી.

થોડા દાહાડા પછી રાજાની બે નાની શાહાજાદીઓ પારબતીને ભેટવા ગઈ. પારબતીના દીલમાં આ વખતે રાખશશની સારી હતી. શાહાજાદીઓ સારી જોઈને બહુ અજાબ થઈ ગઈ. ઘર જતાંજ તેઓએ પોતાની માને કહયું કે "મા! સવંતી રાજાની બાંપદીના દીલમાં એક સારી હતી તેનું તેજ એવું કે સુરજની સામું જોઈને જાણે આંખ દીપાવતાં હોઈએ. મા, બાવાને કહીને તહમેતો એક એવી સારી લઓ!"

રાણીએ આ હેવાલ રાજાને કહયો અને કહયું કે "તહમારી રાણી કરતાં તહમારા નોકરની બાયડી વધારે ઉંચી સારીઓ પેહેરેય. પારબતીની સારી જેવી મહને તહમે અપાવો નહીં તાંહાંશુધી હું મન મેલી ફરનાર નથી."

રાજાએ સવંતીને તેડાવી પુછયું કે "ભાઈ તાહારી રાણીના દીલમાં સારીછે તેવી એક માહારે જોઈએ." સવંતીએ કહયું કે "પાદશાહ એ સારીતો રાખશશના દેશમાંથી આવીછે અને બીજે કેયે મલનાર નથી; પણ જો મહને બાહાર ગામ જવાની થોડા દાહાડા મેહેનત આપોતો એવી સારી હું તહમને લાવી આપું." રાજાએ હા કહી તેથી સવંતીબાઈએ પારબતીને ખુબ ચોકશી રાખવા કહી, રાખશશના દેશમાં જવાને રૂખશત લીધી.

જંગલને રસતે બહુ દાહડા શુધી લાંબી લાંબી મંજલો કાપયા પછી સવંતીબાઈ એક ગામ જે નદી કાઠે આવેલું હતું તાંહાં આવી લાગી. શેહેરની દેવાલ ઉપર એક ધંધેરાનુ કાગજ મારેલું હતું કે જે કોઈ આ શેહેરના રાજાનું ટટુ જેર કરી આપે તેને રાજા પોતાની શાહાજાદીનો હાથ સપુરદ કરે.

આગલ લોકો ઉભાં હતાં તેઓને મોહોડેથી સવંતીએ શાંભળયું કે પાદશાહાનું ટટુ માહા જાલમછે, અને ઘણા ઘણાઓ તેને જેર લાવવાના મોતના પછારા ખારી ઠાકાછે. આ ટટુ જે દાહાડે શાહાજાદીનો જનમ થયો તેજ દીને પેદા થયુંછે અને એ જાલમછે તેથી શાહાજાદીએ બાધા ધરીછે કે જે કોઈ માહારા બાપના ટટુને જેર કરે તેની સાથે હું નેકા કરૂં.

આ વાત શાંભલી સવંતી પોતાને ઠામે ગઈ પણ સહુવાર પડતાં શઘલે પાધાંમ વાગવા લાગાં કે એક જુવાન છોકરો આજ દીને રાજાના ટટુ સાથે બાથ ધરનારછે. વખત થયો અને શઘલી આલમ નદી કાંઠા આગલ ભેગી થઈ. સવંતી મેદાન પડી પણ સામેથી ટટુ ચારો પગે દોડતું આવયું કે જાણે દુશમનને ચાંપી નાખું; પણ શાહાજાદીએ હીંમત ધરી ટટુને ઇયાલમાંથી ધરયું. ટટુએ છુટી જવા મહુજ પછારા મારયા પણ તેનું કાંઈ વલયું નહીં. અંતે સવંતી પીઠ ઉપર ચહડી બેઠી. ટટુ તરતજ નરમ પડી ગયું. પછી સવંતીએ એડી મારી ટટુને નદી પાર ઓલંગાવયું અને જોકે એ તફાવત તરણ માઈલ લાંબો હતો તોપણ તરણ વખત સવંતીબાઈએ ટટુ પાસે આવી કઠણ મેહેનત લીધી. શઘલા લોક ખુશાલીના પોકાર મારવા લાગા અને આ આદરમાનથી સવંતીને રાજા સનમુખ લઈ ગયા. રાજાએ કહયું કે "એ પઠાન તાહારી દલેરીથી તેં માહારી બેટીને જીતીછે," એમ બોલી રાજા સવંતીને પોતાના મેહેલમાં લઈ ગયો અને તેની આગલ અખુટ ખજાનો મેલયો. રાજાએ સવંતીના પોતાની શાહાજાદી સાથ બીજે દીવસે નેકા કરવાનું ઠરાવયું. પણ સવંતી બોલી કે "મેહેરબાન રાજા હમણા માહારા પોતાના રાજાના એક અગતના કામસર મહને જવું પડેછે માટે પેહેલાં મહને માહારૂં કામ સરનજામ પોંહોચાડવા દીઓ અને આવતી વખતે હું સાહાજાદી સાથે નેકા કરી માહરે ગામ પધારશ." રાજાએ એ વાત કબુલ કીધી અને શઘલાં લોકો હેતથી પોતાના હવે પછીના શાહાજાદાને બા આબરૂથી ગામ બાહાર વરાવી આવયા.

ચાલતાં ચાલતાં સવંતીબાઈ એક બીજાં ગાંમમાં આવી લાગી. આ ગામના રાજાની એકપુરી સાહાજાદી હતી જેહેને માટે રાજાએ એક જાહાબારત નાહાણી બાંધી હતી. એક મોટા દરીઆ સરખી તે પોહોલી હતી અને આસપાસ ચોમેર સગેમરમરની આસમાનને લાગે તેવી ભીંતો ઉઠાવેલી હતી જેઓની ઉપર પાસે પાસે લોહોડાંની અનીદાર ગરારો જડેલી હતી. આ સાહાજાદીએ એવું વરત લીધેલું હતું કે જે કોઈ તેણીની નાહાણી ઘોડાપર બેસી ઓલંગાવી જાય તેની સાથે તે લગન કરે. ઘણા વરસ લોકોએ મોહોતના ફાંફાં મારેલાં તેથી બુઢો રાજા અને રાંણી બહુ ફીકરમંદ હતાં કે કયારે શાહાજાદીના નેકા થશે. ઘણુંબી રાજા રાંણી સમજાવે પણ શાહાજાદી એકથી બીજી થાય નહી. રાજાએ તેથી એવું જાહેર કીધેલું કે જે કોઈ ઘોહેસવાર થઈ શાહાજાદીની નાહાણી કુદી જાય તેને સાહાજાદીનો હાથ મલે.

સવંતીબાઈએ સાંભલતાંવાર શઘલાંને પોતાની ખાહેશ દેખાડી અને સહવાર પડતાં નાહાણી આગલ અકોક લોકની ભીડ થઈ. સવંતીએ દુરથી પોતાનો ઘોડો જોંકાવયો અને એક પલવારમાં નાહાણીની એક પારથી બીજે પાર તે થઈ ગઈ. તરણ મરતબે સવંતીએ નાહાણી ઓલંગી જેથી રાજા રાંણી બહુ આનંદ પાંમયાં અને પોતાની શાહાજાદીને લાયક ભરતાર મલયો માટે શુકર ગુજારવા લાગાં. રાજાએ સવંતીને પુછયું કે એ લડાયક પઠાન તું કોણછે? સવંતીએ કહયું કે માહારૂં નામ સવંતી રાજાછે. હું એક દુરદરાજ દેશથી માહારા રાજાના ખાશ હુકમથી રાખેશશોના દેશમાં જાઉંછું. મેહેરબાંની કરી મહને માહારા કામ પર જવા દીઓ અને તે પાર ઉતારી આવતી વખતે સાહાજાદી સાથે હીયાં નેકા કરવા હું ખોટી થઈશ." રાખશશના ગામમાં દુરવેર રાજા પોતાની છોકરીને મોકલવાને નાખુશ હતો તેથી તેણે સવંતીબાઈનું કહયું કબુલ રાખયું અને સવંતીબાઈ લોકોની સલાંમ અકરાંમ લઈ આગલ વધી.

(અધુરૂં ચાંપણછે)

---

## ઘાટીગરાનાં કેશ ઊપર બે શખુન.

---

### લારડ સટોવેલે લગન તલાક સબંધી આપેલા એક ચુકાદાનો સાર.

રાંમ તથા લક્ષમણ જારે વનવાશી થવા ચાલીઆ તારે સીતાજીએ કહેલા-સખુન.

"સવામી તમે રે શુખી તો શુખ માહરે ॥ તમે દુખમાંતો દુખ મહારે દેહ; એમાં શો સંદેહ ॥ સાથે રાખો શનેહથી" ॥

"જે કોઈ પરણુયા પછી રહે પીયરમાં ॥ અવતાર બલો ધીક એહ; મુવા જેવી તેહ ॥ સાથે રાખો" ॥

આ ઘાટીગરાનો કજીઓ લોકોને મોહોડે એટલોતો ચહડેઓછે કે તે વીશે વધારે વીગત જણાવવાની કશી જરૂર રહી નથી; પણ પરતીવાદી બાઇએ સાસરે નહી જવાના જેટલા ચારા કીધા અને જેટલી લરત લરી તેટલી વેરથ ગઈછે અને ફોકટનાં ફાંફાં રદ ગીઆંછે તે વાંચનારી બાઈઓનાં મન ઉપર ઠસાવાનાં વીચારથી આ ઘરસંસારી કુડલાની બાબદ હમોએ હાથ ધરીછે.

એ માત્તી બઈએર વચે ઉઠેલા કજીઆના કારણો જોઇએ તે હોય તેની સાથે હમોને કાંઈ લાગતું વલગતું નથી પણ આ બાઇએ વરતમાંન પતરોમાં પરગટ થએલા વીચાર પરમાણે પુરતાં કારણો વગર પોતાના ભરથાર અને સાસરાંથી દુર રેહેવાના જેટલાં ફાંફાં મારીઆં અને ઇનસાફની અદાલતના થએલા ચુકાદા ઉપરાંત સાસરે નહી જવાને જે જે હલકી અને સ્રી પંથને નહી છાજે એવી યુકતીઓ કીધી અને આલમની સામે જે ધીકાર ભરેલો પોતાનો દાખલો ધરીઓ તે વીશે હમારે એટલુંજ કેહેવુંછે કે તેમાં એ બાઇએ કસો સાર કાહાડીઓ નથી અને બીજી કોઇબી બાઈ એવાંજ કારણો અને રીતથી કાહાડી શકનારબી નથી અને હમો આશા રાખીએછ કે કોઇબી પારસી સ્રી પુરતાં અને લાયક કારણો વગર ઇનસાફની દરબારમાં પોતાનો દેખાવ દેશે નહી.

આવા લખવાથી કોઇએબી એમ નહી સમજવું કે હમો નાજુક પંથનીઓ ઉપર જુલમ અને જાસતી ગુજરતી હોય અને જાંહાં તેઓ પોતાનાં ભરથાર સાથે સમાધાંની કરવાના સરવે ઉપાય અને ઇલાજો કાંમે લગાડીઆ છતાં નીશફલ થયાં હોય અને લાઇલાજ હોએ તારે તેવોને ઇનસાફ ચાહાવાથી બકાત રેહેવા ઇછીએછ. તેવી બાબદ દોસત અને શહીઓને વચે નાંખી બનતાં સુધી તે ગુચવારો પતાવવાની કોશેશ કરવી. એકવાર તેની વરાર બાહેર પડી કે પછે સમાધાંની કરવાનું કાંમ તદન દીકત થઇ પડેછે.

સર ઉલીઅમ સકાટ જે પાછલથી લારડ સટોવેલ થઓ અને જે ઓગનીસમી સદીની શરૂઆતમા ઈંગલંડની વડી કોરટનો એક મુખીઅ નેઆએધીસ થઓ હતો તે કારકીરદીમાં મી૦ ઈવનસ નામનંદ એક ગરહુસથની બાયડીએ પોતાનાં વર ઉપર ફરીઆદી માંડી હતી. આ વરની ઉપર એવો અનેઆએ મુકીઓ હતો કે તે તેણીની ઉપર જુલમાત ગુજારતો અને ઘણોજ ઘાટકી થતો હતો. એ અનેઆએ મુકી બાયડીએ જુદાં રેહેવાને અને બનેતો તલાક મેલવવાને ખુશી જણાવી હતી. એ કજીઆનો આ નાંમીચા નેઆધીસે જે ફડચો કીધો અને તે કરતી વખતે પોતાના જે વીચારો જણાવેઆછે તે ઘણાંજ મોતેબર અને જાણવાજોગછે એવું વીચારી સરવે વાંચનારી બાનુઓ તથા મરદોની સામે તેનો સાર મુકીએ છઇએ:

"આ કજીઆની કેફીઅત તથા દાખલા દલીલ બંધો બેરફુવાલા કાબેલ બારીસટરો તરફથી શાંભલીછે અને છેલે ચુકાદો કરતી વખતે મને કેહેવું જોઇએછે કે બંધોનાં મનને પુરતી કળ વલે એવી રીતનો ચુકાદો મારેથી થઇ શકતો નથી તેથી દલગીરછું. બંધો બેરફુવાલાંઓ દયા અને રેહેમ માંગેછે કે હમારો છુટક કરો. ઇનસાફની અદાલતમાં દયા એ બીજો દરજજો અને ખુબી ધરાવેછ પણ ઈનસાફ પોતે પેહેલો દરજજો ધરાવેછે. જો આ કાંમ દયા અને રેહેમ ઉપરજ ફકત આધાર રાખતું હુતેતો હું કહુંછ કે તેનો ફડચો તુરત થઇ ગયો હતે, કેમકે એવાં બેદીલ અને તુટેલાં દીલનાં જોડાંને છુટાં પાડવા સીવાએ બીજો કયો સરસ ઉપાયછે ? અને સરવે કોઇ એકજ આવાજે એમ બોલશે. પણ મારેતો ઇનસાફ આપવોછે અને ભલી સરકારનો કાયદો ફરમાવેછ કે માટી બઇએર વચે ફકત કાંઇ વાંધો પડીઓછ અને તેવો એક બીજા સાથે હલી મલીને રેહવાને ખુશી નથીતો તેટલાં ઉપરથીજ તેવોને જુદાં પડવા દેવાની રજા આપવી નહી; પણ જો તેવોની ગેરમરજીનો પાયો સરકારી કાયદામાં બાહાલ રાખેલાં કારણોથી મજબુતી પામેલો હોય તોજ તેવી રજા આપવી."

"કેટલીક વખત ચોકસ લોકોની ઉપર એવા કાયદાથી ભારે દુખ ગુજરેછ; પણ જારે જોઇએછ કે દુનીઆમાં પરણેલાં જોડાંની મોહોટી સંખીઆના સુખનો આધાર લ

એ ઉસતાદોછે કે તેને આધીન અને તાએબે થઈ રેહેવા વગર છુટક રેહેતા નથી. બીજા હાથ ઉપર લોકો જો એમ સમજતાં હતે કે માટી બઈએરની એક મેક ઉપર ગેરમરજી થઈ અને તેવોનાં દીલ તુટાંતો તુરત તેવોને સરકાર તલાક આપેછ તો શેંકહો બલકે લખો અને કરોહો કુટુંબો જે આજે સુખ અને ચેનથી વસેછે, પોતાનાં બચાંઓનું રક્ષણ અને પોશણ કરેછે, અને મંડલીનાં નીતીને લગતા કાયદા જાલવીને ફરેછે; તેવો દુખી થઈ જતે, બચાંઓ તથા વાહાલાંઓની ઉપરનો પેઆર ઉતારી નાંખતે અને અનીતીમાન અને બદફેલ થઈ ફરતે."

"જુલમાત અને ઘાટકીપણાંને માટે ફરીઆદ થાયછે પણ એનું માંપ કરવાને આપણી પાસે કયું હથીઆરછે? કેટલીએક વખત તનને હાંની નહી પોંહોંચાડવાનાં વીચાર છતાં મનનાં જુસાઓને, આકરાપણું, ચીરડાઉ સવભાવ, તોછડાઈ ભરેલી જબાંન, સાંબાના સુખ ઉપર ધેઆંન નહી આપવાથી અને ગોસે થઈ જવાથી, ઘાહ થાયછે, પણ ધારાની નજરમાં તે, સીકસા થવા લાયક જુલમાત અથવા ઘાટકીપણું નથી. આ દુરગુણો પરણેલી હાલતમાં નીતીભંગ કરવાની તકસીરમાં આવેછે અને તેથી સાંમાં ઉપર જુલમ ગુજરેછે ખરો પણ એ જુલમ કાંઈ એવો નથી કે જેમાથી સરકાર અને તેના કાયદા તમોને બચાવી શકે. આવી હાલતમાં જેની ઉપર દુખ ગુજરે તેણે અવીવેકી અને બેસમજથી આપેલા પોતાનાં લગનનાં કોલને તાબે થઈ લાયક રીતે જવાબ કરી, અથવા મીલનસારીથી મલી જઈ અને જો તેમ નહી બનેતો પછે બંધોએ મુંગે મોહાડે ખમવું જોઈએછે. એ ઉપરથી લોકો કેહેશે કે તારે ઈનશાફની દરબારો અસથાપવાનો ફાયદો શો! હું કેહેઉછ કે ઈનસાફની દરબાર મણુસજાત ઉપર પડતાં સરવે દુખનું નીવારણ કરવાનો દાવો નથી કરતી. માંણસોને પુણીઅવાંન અને સદગુણી કરવાનું કાંમ કાંઈ કોરટ દરબારનું નથી."

"હવે બીજી જાતનાં ઘાટતીપણાં અને જુલમાત વીશે વીચારીએ. જાંહાં તે ખુદરતી જુસાઓને દુખ નહી પણ માંણસોએ મંડલીમાં વસી પોતે મેલવેલી કેટલીએક રીતભાંત અને જુસાઓને દુખ થાયછે. જેમકે માંણસોએ પઈસાને જોરે અથવા મોહોટા ખેતાબો અને ઓધાથી મેલવેલી મોહોટાઈ અને રીતભાંતમાં જો કાંઈ તેવોને પાછલથી ભરથાર અથવા બાયડી તરફથી ઓછું પડેછેતો બુમ મારેછે કે હમારી ઉપર જુલમ ગુજરેછે. એવા જુલમનુંબી માપ અને તોલ કરવાને હમારી પાસે કાંઈ હથીઆર અથવા તરાજુ નથી. દાખલા તરીકે કહીએતો એક મોહોટાં માણસની બાયડી જે ગાડી ઘોડે ફરતી હરતી હોય તેને તેથી બકાત રાખવી, નોકર ચાકરો તેણીની સેવામાં હાજર થઈ ઉભા રેહેતા હોય તેનો અટકાવ કરવો એ એક જાતનો જુલમ ભરથારો ગુજારી શકેછે પણ તેવા જુલમનો અટકાવ કરવાને લગન તલાકની કોરટને શું સતાછે? એવા હકો ભોગવીઆ વગર પણ લગનનો કોલ પાલી શકાયછે અને તેમાં કાંઈ ખલલ થતી નથી તેથી સરકાર વચ્ચે આવી શકે નહી. એવી બાબદનાં ચુકાદા ઘેરમેલે થવા જોઈએછે."

"આવી બાબરોનાં કજીઆઓ આવેછે તેની શરૂઆત કેમ થાયછે તે વીચારીએ. બે જણાઓ પરણેછે, બંધો સારી ચાલનાં માંણસો ગણાયછે પણ તેવોમાં જુદી જુદી જાતનાં સવભાવ હોયછે. વર ઘણીક વખત બેદરકાર રેહેછે; બાયડીમાં વલી એક એવો જુસો રેહેછે કે જયાં સામાને તે દુખ કરેછે અને તેથી કેટલીક વખત પોતે પોતાપર દુખ ખેંચી પણ લીએછે. એમાંથી એકમેક ઉપર ગેરમેહેરબાંની થાયછે અને કજીઆનો આતસ જલદીથી ભભુક લેઈ ઉઠેછે. ઘરનાં માંણસો જે માંહો માંહે હોટ ફફરાવેછે તેથી પેલી બાઈ પોતાના ભરથારનાં નજીવાં બોલવાનેબી વજનદાર કરી તે ઉપર વીચાર કરતી બેસેછે અને પોતાની હાલત ઘણીજ બુરી સમજી ઘણીવાર આંખ પાંણી ભરેછે, અને એ રીતે ઘરના માંણસોથી તેણીનાં સગાં વાહાલાંઓમાં તે વાત જુદોજ આકાર લેઈ પસરેછે. એક બાજુનું ફકત સાંભલી લેઈ સગાં વાહાલાંઓ ઉશકેરાએછે અને પેલી બાઈની ઉપર દયા અને રેહેમથી જોવા જતાં તેણીના ભરથારની નાલેસી કરેછે. એ રીતે ગાંમમાં વાત પસરેછે અને એકબીજાને કાંને પહોંછે. માંટી બઈએરમાં તેથી ઝનુન ઉઠેછે અને નહી ઘટતા બોલો એકમેક ઉપર વરસાવેછે. ઘણીવાર એકમેકના બોલવામાં કાંઈ મતલબ અથવા સાર નહી હોય તે છતાં તેવો તેમાથી બુરી મતલબ અને સાર કાહાડેછે. એમ કરતાં કજીઓ વધી પડેછે, બંધો કંટાલી એકમેકથી છુટાં થવા ચાહેછે અને પછે જુલમાત અને ઘાટકીપણાની ફરીઆદીઓ મંડાએછે. એકવાર એટલાં આગલ દગલાં ભરવા પછે તેઓથી એક કદમ પણ પાછલ ભરાતું નથી."

"આ કજીઆમાં મી૦ ઈવનસની ચાલ બીલકુલ થપકા લાયક જણાઈ નથી અને તેને સઘલી બદનાંમીમાથી હું મોકલો કરૂંછ અને એમછે એટલા માટેજ હું આશા રાખુંછ કે તે વીવેક અને ડાહાપણ, ઉદાર અને સખી દીલ રાખી ચાલશે, કેમકે ઉદારતા અને સખી દીલ એ આવી બાબદમાં ખરૂં ડાહાપણછે. વલી મી૦ ઈવનસે આટલું યાદ રાખવું જોઈએછે કે **જેની** સાંમે તેને લડવું પડીઉંછ **તેની** ઉપર ફતે મેલવવી ખરેખર દુખદાયકછે, કેમકે એક માણસનું દીલ બીજાના દીલ સાથે બંધાય તેવાં સરવે બંધાંનોથી તે તેણીની સાથે જોડાયલોછે; તે બાઈ તેના બીછાંનાનો ભાગીઓ અને શરીકછે! તેના બચાઓની તે માંતાછે! અને જો તેણીએ ભુલ કીધી હોય, અને આ કજીઓ લાવવામાં તેણીએ ખચીતથી મોટી ભુલતો કીધીછે તોએ એ ભુલ કરનાર તકસીરવારની સાથે તેનો એવો સંબંધછે કે તે ઉપર દરગુજર અને ધાંક પીછોરો કરવાને તે બંધાએલોછે, એટલુંજ નહી પણ દુનીઆંની નજર આગલથીબી તે જેમ બને તેમ છુપાવીને રાખવાની તેની ફરજછે."

"હવે આ કજીઓ લાવનાર બાઈને માટે બેજ શખુન કેવાછે કે તેણીએ પણ ગઈ ગુજરી બાબદ તદન ભુલી જવી જોઈએછે અને હું આશા રાખુંચ કે તેણીને આટલું શીખાડવું નથી, પરવાનું કે પોતાના ભરથારને તાબે થઈ રેહેવાંમાં તેણીનો દરજજો કોઈબી રીતે ઓછો થશે, પણ ઓર એવી તાબેદારીથી તે દરજજો વધશે."

---

## રમુજે ફુરસત.

૧ લું.—સરવર સુંદર સાર, ભલું ત્યાં નીર ભરયુંછે,
નહી'આરો નહી પાળ, સ્થીર પણ ઠામ ઠરયુંછે;
વનસ્પતીથી વેલ, પાન વણ મૃગ ચરેછે;
તેને મારી બાણ, વીના કર[1] ચોટર[2] કરેછે,
તે મારનાર નથી દીસતો, મૃગ તેને મારી મરે;
કહે કંપ લાવ તું કામની દેખી મન મારૂં ઠરે;
બુધી પ્રકાસમાંથી.

૨ 'જું—સુંદર સરોવર એક, ભરીઉછે નીરમલ નીરે
પીપે નહી કો પંથી હંસ નવ બેસે તીરે;
તે સર સમીપે[3] જાય, બુડે જન જોતાં ઝાઝાં;
દુઃખ નવ પામે દેહ, રહે તરતી બે તાજાં.
કવી સામળ કેહે સર, કારમું, સોહાગીને મન વસે
સવામી લાવો સોહામણું, તો પુરણ સોળે[4] થશે.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧ લું.—જીભ.
૨ જું.—પઈસા (સીક્કો)
૩ જું.—પારસણ.

---

## ઈંગરેજ શરકારની ફતેહ. (ગીતિ વૃત્ત).

હે પ્રભુ શું ગુણ ગાવા, ઉદાર મનથી ઘણી ગરજ મારી;
રાણીનો જય કીધો, ચોળી નાખી સહજ અરિ કસારી. ૧.
દિનહિનના પ્રતિપાળૂ, સ્થિરતા સઘળે કરીથકિ પસારી;
બળતામાં તેં પાઈ, હમને શીતળ સુધા ગળી સારી. ૨.
બંડકરૂ મદમાતા, તાતા જેના સ્વભાવ તો ભારી;
મારિ કર્યા ચકચૂરા, હમે અનાથો થયાજ આભારી. ૩.
માન્ય વિનંતિ કરી તેં, ભૂલ્યો નહિં પણ તુ ગણિ સંભારી;
કોકયા કટાક્ષ લઈ, લઢા જઢા હતા બહુ સભારી. ૪.
થઈ હરિ પ્રસાદ શક્તી, રાણીદળબળતણી સુસહચારી;
થકવિ હરાવિ નસાડી, બંડકરને છુંદયા દુરાચારી. ૫.
લૂણહરામી બડા, કીધાથી જે થયા ખરેખર તેં;
સંહાર્યા હરિ દુષ્ટો, કીધી હમપર દયા ખરેખર તેં. ૬
રાણી વિજયી કીધી, સુખસાતા તે પ્રજા—સરવ જનમાં;
પાડ ન કો તોળીયે, ભજનમનનનાં ગજાસર વજનમા. ૭.
નર્મ કવિતા.

---

## પુસતકોની પોંહોંચ.

**અસતરીઓનું કાંમ શું ?** એવે નામનું એક નાંધનું ચોપાંનીઉ શેઠ કાવસજી જહાંગીર રેડીમનની તરફથી હમોને મલીઉછે તે વીશે એ શેઠનો ઉપકાર માંનીએ છઈએ.* એ ચોપાંનીઆમાં "લંડન સાટરડે રીવીઊ" મધે એક બાબદ લખાઇ હતી તેનો સારાઊંશ આપેઓછે

એ ચોપાંનીઆની શરૂઆતમાં કેહુછે કે "એ બીના જેહવી યુરોપીઅન બાંનુઓને તેહવીજ દેશી તેમાં ખચીત કરી પારથન બાંનુઓને લાગુ પડેછે." આ વીચારો સાથે હમો એકમલતા થઇ શકતા નથી કેમકે એ કાંઇ સરવે પારસી બાંનુઓને લાગુ પડી શકતા નથી પણ ફકત મોટે વાંધેની પારસી બાંનુઓને થોડું ઘણું લાગુ પડી શકેછે. એ વીશે હમારાં ખાસ ઈખ્તરવારીના ચોપાનીઆમાં "બાવરચીખાનું—ઓરતની ફરજ" એવા મથાલાંની એક બીનાં પરગટ કીધાંછે તેમા હમોએ આપેલા વીચારો ઊપર ધીઆન દોડાવા માંગીએ છઇએ પરખાટલો ચલાવામાં આપણી ગરીબ તેમજ ઘણીખરી વચલે વાગેની બાંનુઓ જોઇએ તે કરતા વધારે વધી તરૂ કરેછે એટલું છતાં તેવોને સર કામ નહી કરતાં અને મોટાઇ મારેછ એ બટો હમો લાગુ પાડવા દેનાર નથી.

જો શેઠ કાવસજીની મતલબ હેવી હોય કે આપણી તવંગર આલસુ બાંનુઓને એવી બાબદ ઊપરથી દાખલો આપવો અને કેટલીએક બાબદમાં જુદી જુદી કોમની, દેખાદેખીથી સારી માંઠી નકલ કરવાને હમણા આપણા લોકો તઇઆર થાયછે તેવા વખતમાં તેઓને સાવચેત કરવાં તો તે મતલબ સમજછે અને જો એવી નેમથી શેઠીઆઓ પોતાની કોમનું ભલું ઇછવાને બાહેર પડેતો તે ખરેખર મધન થવા જોગછે. બાકી એ ચોપાનીઆની બાબદ મજી અને મેહેનતુ પારસી બાંનુઓ જેવોની આગળ તવગર તથા આલસુ બાનુઓની શખીઆ કાંઇજ નથી તેવોને કોઇબી રીતે લાગુ પડતી નથી.

**ધરમ ઉપર વાહાજ**—ભાઇ જાંહાંગીર મેહેરવાંનજી પલીડરે મરહુમ શેઠ કાવસજી મેહેરામજીના આતસબેહેરામના મકાંન ઊપર શેહેરેવર મહીને અને અરદીબેહેશત રોજે જરતોસતી અંજુમન આગળ ધરમ ઊપર કીધેલી વાહાજનું એક ચોપાંનીઊં એ ભાઇની તરફથી હમોને મલીઊંછે તે માન સાથે કબુલ રાખીઊછે.

ધરમના ગ્નાનનો ફેલાવો કરવાને ખંતી ગરહસથીઓમાં ભાઇ જહાંગીર ઊંમેદવારોછે અને એવા કેળવણી પામેલા એક સાચા અને પરમાણીક જુવાંનીઆનો આવાં સુભ કાંમ સાથે સબંધ હોવાથી જે જુવાંનીઆઓ ધરમ શું છે તે સમજીઆ વગર તજી બેઠાછે તેવો ઊપર સારી અસર થશે એમા કાઇજ શક નથી અને એટલાજ માટે એવા જુવાનોને પુરતુ ઊતેજન આપવું ઘટેછે.

ભાઇ જાહાંગીરે કીધેલી વાહાજ એવીતો અસરકારક અને ઊતમ હતી કે તાહા હાજર થનારા સરવે ગરહસથો તરફથી શાબાશીના આવાજ નીકલેઆ હતા બુઢાઓ તરફથીજ શાબાશી મલી એટલુંજ નહી પણ જુવાંનીઆઓએ પણ તે શાબાશીમા ભાગ લીધો હતો તે ઊપરથી કેહેવાને બનેછે કે વાહાજ એવીજ ધરની, સારી એબારતની અને આજના જુવાનોના મન ઊપર અસર કરે હેવીજ હોવી જોઇએ ગોએઆ ભાઇ જાંહાંગીરે વાહાજ કરનારાઓને આ રીતે એક દાખલો આપીઓછે અને બીજા વાહાજ કરનારાઓએ તે ધીઆનમાં લીધાથી પોતાને તેમજ આલમને ફાયદો કરશે

આપણા દસતુર શાહેબો તથા ભાઇ જાંહાંગીર જેવા એક અરધો ડજન લાયક જુવાંનીઆઓ જો આવા સુભ કાંમમાં આવીજ ધપ અને રીતથી ભાગ લેશેતો આશાછે કે જરતોસતીઓની હાલત જે આજેછે તે થોડાં વરસમાં તદન ફેરવાઈ જશે. ભાઇ જાહાંગીરને તેની તારીફ લાયક વાહાજને માટે હમો હમારો આવાજ જરતોસતી આલમની સાથે શાબાશી આપવામાં ઊમેરોએ છઇએ અને આશા રાખીએછ કે એ જુવાન ગરહસથ પોતાની સુભ કોશેશ ચાલુ રાખશે. ધરમની બાહેધરીમાં નીકલેલા કેળવણી પામેલા જુવાંનો આગલ ચાલતા શુ કરી શકશે તેનો ખેઆલ આપણને અતીઆરથીજ આવવા માંડીઓછે

આ ચોપાંનીઆની કીમત આના ૦)≡ રાખીછે કે જેથી સરવે વાંચનારી આલમ તેનો લાભ લેઇ શકે.

---

૧, હાથ, ૨, ઘાવ; ૩, નજીક, ૪, સોળેસંણગાર

બે ઉસતાદોછે કે તેને આધીન અને તાબેએ થઈ રેહેવા વગર છુટક રેહેતો નથી.. બીજા હાથ ઉપર લોકો જો એમ સમજતાં હતે કે માટી બઈએરની એક મેક ઉપર ગેરમરજી થઈ અને તેવોનાં દીલ તુટાંતો તુરત તેવોને સરકાર તલાક આપેછ તો શેંકડો બલકે લખો અને કરોડો કુટુંબો જે આજે સુખ અને ચેનથી વસેછે, પોતાનાં બચાંઓનું રક્ષણ અને પોશણ કરેછે, અને મંડલીનાં નીતીને લગતા કાયદા જાલવીને ફરેછે; તેવો દુખી થઈ જતે, બચાંઓ તથા વાહાલાંઓની ઉપરનો પેઆર ઉતારી નાંખતે અને અનીતીમાન અને બદફેલ થઈ ફરતે. "

"જુલમાત અને ઘાટકીપણાંને માટે ફરીઆદ થાયછે પણ એનું માંપ કરવાને આપણી પાસે કયું હથીઆરછે ! કેટલીએક વખત તનને હાંની નહી પોંહોંચાડવાનાં વીચાર છતાં મનનાં જુસાઓને, આકરાપણું, ચીરડાઉ સવભાવ, તોછડાઈ ભરેલી જબાંન, સાંબાનાં સુખ ઉપર ધેઆંન નહી આપવાથી અને ગોસે થઈ જવાથી, ઘાહ થાયછે, પણ ધારાની નજરમાં તે, સીક્સા થવા લાયક જુલમાત અથવા ઘાટકીપણું નથી. આ દુરગુણો પરણેલી હાલતમાં નીતીલંગ કરવાની તકસીરમાં આવેછે અને તેથી સાંમાં ઉપર જુલમ ગુજરેછે ખરો પણ એ જુલમ કાંઈ એવો નથી કે જેમાંથી સરકાર અને તેના કાયદા તમોને બંચાવી શકે. આવી હાલતમાં જેની ઉપર દુખ ગુજરે તેણે અવીવેકી અને બેસમજથી આ પેલા પોતાનાં લગનનાં કોલને તાબે થઈ લાયક રીતે જવાબ કરી, અથવા મીલનસારીથી મલી જઈ અને જો તેમ નહી બનેતો પછે બંધેએ મુંગે મોહોડે ખમવું જોઈએછે. એ ઉપરથી લોકો કેહેશે કે તારે ઈનશાફની દરબારો અસથાપવાનો ફાયદો શો ! હું કેહેઉછ કે ઈનસાફની દરબાર મણુસંજાત ઉપર પડતાં સરવે દુખનું નીવારણ કરવાનો દાવો નથી કરતી. માંણસોને પુણીઅવાંન અને સદગુણી કરવાનું કાંમ કાંઈ કોરટ દરબારનું નથી."

"હવે બીજી જાતનાં ઘાટકીપણાં અને જુલમાત વીશે વીચારીએ. જાંહાં તે ખુદરતી જુસાઓને દુખ નહી પણ માંણસોએ મંડલીમાં વસી પોતે મેલવેલી કેટલીએક રીતભાંત અને જુસાઓને દુખ થાયછે. જેમકે માંણસોએ પઈસાને જોરે અથવા મોહોટા ખેતાબો અને ઓધાથી મેલવેલી મોહોટાઈ અને રીતભાંતમાં જો કાંઈ તેવોને પાછલથી ભરથાર અથવા બાયડી તરફથી ઓછું પડેછેતો બુમ મારેછે કે હમારી ઉપર જુલમ ગુજરેછે. એવા જુલમનું ખી માપ અને તોલ કરવાને હમારી પાસે કાંઈ હથીઆર અથવા તરાજુ નથી. દાખલા તરીકે કહીએતો એક મોહોટાં માણસની બાયડી જે ગાડી ઘોડે ફરતી હરતી હોય તેને તેથી બકાત રાખવી, નોકર ચાકરો તેણીની સેવામાં હાજર થઈ ઉભા રેહેતા હોય તેનો અટકાવ કરવો એ એક જાતનો જુલમ ભરથારો ગુજારી શકેછે પણ તેવા જુલમનો અટકાવ કરવાને લગન તલાકની કોરટને શું સતાછે ! એવા હકો ભોગવીઆ વગર પણ લગનનો કોલ પાલી શકાયછે અને તેમાં કાંઈ ખલલ થતી નથી તેથી સરકાર વચે આવી શકે નહી. એવી બાબદનાં ચુકાદા ઘેરમેલે થવા જોઈએછે."

"આવી બાબદોનાં કજીઆઓ આવેછે તેની શરૂઆત કેમ થાયછે તે વીચારીએ.. બે જણાઓ પરણેછે; બંધે સારી ચાલનાં માંણસો ગણાયછે પણ તેવોમાં જુદી જુદી જાતનાં સવભાવ હોયછે. વર ઘણીક વખત બેદરકાર રેહેછે, બાપડીમાં વલી એક એવો જુસો રેહેછે કે જેથી સામાને તે દુખ કરેછે અને તેથી કેટલીક વખત પોતે પોતાપર દુખ ખેંચી પણ લીએછે. એમાંથી એકમેક ઉપર ગેર મેહેરબાંની થાયછે અને કજીઆંનો આતસ જલદીથી ભભુક લેઈ ઉઠેછે; ઘરનાં માંણસો જે માંહો માંહે હોટ ફફરાવેછે તેથી પેલી બાઈ પોતાના ભરથારનાં નજીવાં બોલવાનેબી વજનદાર કરી તે ઉપર વીચાર કરતી બેસેછે અને પોતાની હાલત ઘણીજ બુરી સમજી ઘણીવાર આંખ પાંણી ભરેછે, અને એ રીતે ઘરનાં માંણસોથી તેણીનાં સગાં વાહાલાંઓમાં તે વાત જુદોજ આકાર લેઈ પસરેછે. એક બાજુનું ફકત સાંભળી લેઈ સગાં વાહાલાંઓ ઉશકેરાએછે અને પેલી બાઈની ઉપર દયા અને રેહેમથી જોવા જતાં તેણીના ભરથારની નાલેસી કરેછે. એ રીતે ગાંમમાં વાત પસરેછે અને એકબીજાને કાંને પડેછે. માંટી બઈએરમાં તેથી ઝનુન ઉઠેછે અને નહી ઘટતા બોલો એકમેક ઉપર વરસાવેછે. ઘણીવાર એકમેકના બોલવામાં કાંઈ મતલબ અથવા સાર નહી હોય તે છતાં તેવો તેમાંથી બુરી મતલબ અને સાર કાહાડેછે.. એમ કરતાં કજીઓ વધી પડેછે, બંધે કંટાલી એકમેકથી છુટાં થવા ચાહેછે અને પછે જુલમાત અને ઘાટકીપણાની ફરીઆદીઓ મંડાએછે. એકવાર એટલાં આગલ દગલાં ભરવા પછે તેઓથી એક કદમ પણ પાછલ ભરાતું નથી."

"આ કજીઆમાં મી૦ ઈવનસની ચાલ બીલકુલ થપકા લાયક જણાઈ નથી અને તેને સઘલી બદનાંમીમાથી હું મોકલો કરૂંછ અને એમછે એટલા માટેજ હું આશા રાખુંછ કે તે વીવેક અને ડાહાપણ, ઉદાર અને સખી દીલ રાખી ચાલશે, કેમકે ઉદારતા અને સખી દીલ એ આવી બાબદમાં ખરૂં ડાહાપણછે. વલી મી૦ ઈવનસે આટલું યાદ રાખવું જોઈએછે કે જેની સાંમે તેને લડવું પડીઉંછ તેની ઉપર ફતે મેલવવી ખરેખર દુખદાયકછે, કેમકે એક માણસનું દીલ બીજાના દીલ સાથે બંધાય તેવાં સરવે બંધાંનોથી તે તેણીની સાથે જોડાયલોછે; તે બાઈ તેના બીછાંનાનો ભાગીઓ અને શરીકછે ! તેના બચાંઓની તે માંતાછે ! અને જો તેણીએ ભુલ કીધી હોય, અને આ કજીઓ લાવવામાં તેણીએ ખચીતથી મોટી ભુલતો કીધીછે તોએ એ ભુલ કરનાર તકસીરવારની સાથે તેનો એવો સંબંધછે કે તે ઉપર દરગુજર અને ઢાંક પીછોડો કરવાને તે બંધાએલોછે, એટલુંજ નહી પણ દુનીઆંની નજર આગલથીબી તે જેમ બને તેમ છુપાવીને રાખવાની તેની ફરજછે."

"હવે આ કજીઓ લાવનાર બાઈને મારે એજ શખુન કેવાછે કે તેણીએ પણ ગઈ ગુજરી બાબદ તદન ભુલી જવી જોઈએછે અને હું આશા રાખુંચ કે તેણીને આટલું શીખાડવું નથી પરવાનું કે પોતાના ભરથારને તાબે થઈ રેહેવામાં તેણીનો દરજજો કોઈબી રીતે ઓછો થશે, પણ ઓર એવી તાબેદારીથી તે દરજજો વધશે."

## રમુજે ફુરસત.

૧ લું—સરવર સુંદર સાર, ભલું ત્યાં નીર ભરયુંછે,
નહીં આરો નહી પાળ, સ્થીર પણ ઠામ ઠરયુંછે;
વનસ્પતીથી વેલ, પાન વણ મુગ ચરેછે;
તેને મારી બાણ, વીના કર[૧] ચોંટ[૨] કરેછે;
તે મારનાર નથી દીસતો, મૃગ તેને મારી મરે;
કહે કંથ લાવ તું કામની દેખી મન મારૂં હરે;
બુધી પ્રકાસમાંથી.

૨ જું—સુંદર સરોવર એક, ભરીછે નીરમલ નીરે
પીયે નહી કો પંથી હંસ નવ બેસે તીરે,
તે સર સમીપે[૩] જાય, બુડે જન જોતાં આંજાં;
દુઃખ નવ પામે દેહ, રહે તરતી બે તાજાં.
કવી સામળ કહે સર, કારનું, સોહાગીને મન વસે
સવામી લાવો સોહામણું, તો પુરણ સોળે[૪] વસે.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧ લું.—જીભ.
૨ જું.—પઈસા (સીક્કો)
૩ જું.—પારસણ.

---

## ઈંગરેજ શરકારની ફ્તેહ. (ગીતિ વૃત).

હે પ્રભુ શૂં ગુણ ગાવા, ઉદાર મનથી ઘણી ગરજ મારી;
રાણીનો જય કીવો, ચોળી નાખી સહજ અરિ કસારી. ૧.
દિનહિનના પ્રતિપાળૂ, સ્થિરતા સઘળે ફરીથકિ પસારી;
બળતામાં તેં પાઈ, હમને શીતળ સુધા ગળી સારી. ૨.
બંડકરૂ મદમાતા, તાતા જેના સ્વભાવ તો ભારી;
મારિ કર્યા ચકચૂરા, હમે અનાથો થયાજ આભારી. ૩.
માન્ય વિનંતિ કરી તેં, ભૂલ્યો નહિ પણ તુ, રાખિ સુભારી;
ઠોકયા કટાક્ષ લક્ષે, લક્ષા જક્ષા હતા બહુ સુભારી. ૪.
થઈ હરિ પ્રસાદ શક્તી, રાણીદળબળતણી સુસહચારી;
થકવિ હરાવિ નસાડી, બંડકરૂને ક્ષુંદયા દુરાચારી. ૫.
લૂણહરામી બંડો, કીધાથી જે થયા ખરેખર તે;
સંહાર્યા હરિ દુષ્ટો, કીધી હમપર દયા ખરેખર તેં. ૬
રાણી વિજયી કીધી, સુખસાતા તે પ્રજા—સરવ જનમાં;
પાડ ન કાં તોળીયે, ભજનમનનના ગજાસર વજનમાં. ૭.
નર્મ કવિતા.

---

## પુસતકોની પોહોંચ.

**અસતરીઓનું કાંમ શું ?** એવે નામનું એક નાંધનું ચોપાંનીઊં શેઠ કાવસજી જહાંગીર રેડીમનની તરફથી હમોને મળીઊ છે તે વીશે એ શેઠનો ઊપકાર માંનીએ છઈએ. એ ચોપાંનીઆમાં "લડન સાટરડે રીવીઊ" મધે એક બાબદ લંખાઇ હતી તેનો શારાઊંશ આપેઓછે.

એ ચોપાંનીઆંની શરૂઆતમા કેહેછે કે "એ બીના જેહેવી યુરોપીઅન બાંનુઓને તેહેવીજ દેશી તેમાં ખચચ કરી પારશન બાંનુઓને લાગુ પડેછે" આ વીચારો સાથે હમો એકમલતા થઈ શકતા નથી કેમકે એ કાંઇ સરવે પારસી બાનુઓને લાગુ પડી શકતા નથી પણ ફકત મોટે વાંધેની પારસી બાનુઓને થોડું ઘણું લાગુ પડી શકેછે. એ વીશે હમારાં ખાસ રૈખરવારીના ચોપાનીઆમાં "બાવરચીખાનું—ઓરતની ફરજ" એવાં મથાળાંની એક બીનાં પરગટ કીધાંછે તેમાં હમોએ આપેલા વીચારો ઊપર ધેઆન દોડાવા માંગીએ છઈએ ઘરખરચો ચલાવામાં આપણી ગરીબ તેમજ ઘણીખરી વચલે વાગેની બાંનુઓ જોઇએ તે કરતા વધારે વહીતરૂં કરેછે એટલુ છતાં તેવોને સર કાંમ નહી કરતાં અને મોટાઇ મારેછ એ બટો હમો લાગુ પાડવા દેનાર નથી.

જો શેઠ કાવસજીની મતલબ હેવી હોય કે આપણી તવંગર આલસુ બાંનુઓને એવી બાબદ ઊપરથી દાખલો આપવો અને કેટલીએક બાબદમાં જુદી જુદી કોમની, દેખાદેખીથી સારી બાંઠી નકલ કરવાને હમણા આપણા લોકો તઈઆર થાયછે તેવા વખતમાં તેઓને સાવચેત કરવા તો તે મતલબ શુભછે અને જો એવી નેમથી શેઠીઆઓ પોતાની કોમનું ભલું ઇછવાને બાહેર પડતા તે ખરેખર મધન થવા જોગછે. બાકી એ ચોપાંનીઆની બાબદ ભણી અને મેહેનતુ પારસી બાનુઓ જેવોની આગળ તવગર તથા આલસુ બાંનુઓની શખીઆ કાઇજ નથી તેવોને કોઇભી રીતે લાગુ પડતી નથી.

**ધરમ ઉપર વાહાજ**—ભાઇ જહાંગીર મેહેરવાનજી પલીડરે મરહુમ સેઠ કાવસજી બેહેરાંમજીના આતસબેહેરાંમના મકાન ઊપર શેહેરેવર મહીને અને અરદીબેહેશત રોજે જરતોસતી અંજુમન આગલ ધરમ ઊપર કીધેલી વાહાજનું એક ચોપાંનીઊં એ ભાઇની તરફથી હમોને મળીઊં છે તે માન સાથે કબુલ રાખીઊંછે.

ધરમના ગ્નાનનો ફેલાવો કરવાને ખંતી ગહરસથોમાં ભાઇ જાંહાંગીર ઊંમેરાઓછે અને એવા કેળવણી પાંમેલા એક સાચા અને પરમાંર્થીક જુવાંનીઆનો આવાં સુભ કાંમ સાથે સબંધ હોવાથી જે જુવાંનીઆઓ ધરમ શુ છે તે સમજીઆ વગર તજી બેઠાછે તેઓ ઊપર સારી અસર થશે એમાં કાઇજ શક નથી અને એ લાભ માટે એવા જુવાંનોને પુરતું ઊતેજન આપવુ ઘટેછે.

ભાઇ જાંહાંગીરે કીધેલી વાહાજ એવીતો અસરકારક અને ઊતમ હતી કે તાંહા હાજર થનારા સરવે ગરહસથો તરફથી શાબાશીના આવાજ નીકલેઆ હતા બુઢાઓ તરફથીજ શાબાશી મળી એટલુજ નહી પણ જુવાનીઆઓએ પણ તે શાબાશીમા ભાગ લીધો હતો તે ઊપરથી કેહેવાને બનેછે કે વાહાજ એવીજ ધપની; સારી એબારતની અને આજના જુવાનોના મન ઊપર અસર કરે હેવીજ હોવી જોઇએ ગોએઆ ભાઇ જહાંગીરે વાહાજ કરનારાઓને આ રીતે એક દાખલો આપીઓછે અને બીજા વાહાજ કરનારાઓએ તે ધેઆનમાં લીધાથી પોતાને તેમજ આલમને ફાયદો કરશે

આપણા દસતુર શાહેબો તથા ભાઇ જાંહાંગીર જેવા એક અરધા દજન લાયક જુવાનીઆઓ જો આવાં સુભ કામમાં આવીજ ધપ અને રીતથી ભાગ લેશેતો આશાછે કે જરતોસતીઓની હાલત જે આજેછે તે થોડાં વરસમાં તદન ફેરવાઇ જશે. ભાઇ જાહાંગીરને તેની તારીફ લાયક વાહાજને માટે હમો હમારો આવાજ જરતોસતી આલમની સાથે શાબાશી આપવામાં ઊભેરીએ છઈએ અને આશા રાખીએછ કે એ જુવાંન ગરહસથ પોતાની સુભ કોશેશ ચાલુ રાખશે. ધરમની બાંહેધરીમાં નીકલેલા કેળવણી પાંમેલા જુવાંનો આગલ ચાલતાં શુ કરી શકશે તેનો ખેઆલ આપણને અતીઆરથીજ આવવા માંડીઓછે.

આ ચોપાંનીઆની કીમત આના ૦)≡ રાખીછ કે જેથી સરવે વાંચનારી આલમ તેનો લાભ લેઇ શકે.

---

૧, હાથ, ૨, ઘાહ; ૩, નજદીક; ૪, સોળેસણગાર.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૪૨ મું. · એપરેલ ૧૮૯૮ · આંક ૪ થો.


## નીંદાખોરી નીશાળ.

### નાટક પાત્ર.

| | |
|---|---|
| સેઠ ઓલીઆશા.. | એક તવંગર બુજરગ સોદાગર ને ગુલાબબાઈના વાલી |
| સેઠ દુલલાજી. .. | એક તવંગર બુજરગ સોદાગર. |
| સેઠ છપનજી.. .. | એક નીંદાખોર સેઠ. |
| ડોબીઆજી કાકા.. | સેઠ છપનજીના નીંદાખોર કાકા |
| સેઠ નીશાંબાજ... | એક છાકટા સેઠ. |
| પુરણુંીઆજી.. / દીવાલીઆજી.. | બે ભાઈઓ અને સેઠ દુલલાજીના ભતરીજા |
| સાપુર........ | સેઠ દુલલાજીનાં મરનાર ભાઈનો ચાકર |
| બેદરકાર ભાઈ. . | એક ફકર વગરના ભાઈ |
| મારવાડી... .. | એક વીઆજખોરો. |
| સરપશાહ.. .... | એક સાપના સરખો કાવાદાવાખોરો કારભારી |
| બોખ્ખાંબાઈ. .. | ઓલીઆશા સેઠના ઉડાઉ ધણીઆની. |
| ટચકાંબાઈ...... | એક નીંદાખોરા બાઈ. |
| અલગાંબાઈ.... | એક અલગા ને અલગા પણ નીંદાખોરા બાઈ. |
| ગુલાબબાઈ..... | એક ભલી મા બાપ વગરની છોકરી |

### અંક ૩ જો.

### પ્રવેશ ૨ જો.

#### દેખાવ ૧ લો—સેઠ ઓલીઆશાનું ઘર.

સેઠ ઓલીઆશા, સેઠ દુલલાજી અને શાપુર દાખલ થાયછે.

સેઠ ઓલીઆશા—પેહલે આપણે એને જોઇએ; અને પછી શરાબ બાજીની વાતો કરીએ: પણ સાપુર તાહારાં છટકાંની ગોઠવણ મહને સમજ પડતી નથી.

શાપુર—સેઠ, જે નાગા તાટ મહીઆરને માટે મે તહમને ખુલાશો કીધો તે એ છોકરાઓનો મા તરફનો સગો છે. કાશમીરમાં તેનો સીકો મશહુર હતો પણ વખતની ઘડીમાં બીચારાના હાલ હેવા કે ન બોલપાના સો ગુણ તેણે કાગલ પતર લખીને પુરણુંીઆને તથા દીવાલીઆને પોતાનો હેવાલ જણાવપોચ; પણ જાહારે પુરણુંીઓ આજકાલે કરી ખશી જવા માગેચ તાહારે દીવાલીઆએ પોતાના વખત પરમાણે મહીઆરને મદદ કીધી, અને જાતી મેહેનત ખેંચી દોશત આશનાવો પાસેથી બીજી રકમ વશુલ કરેચ. હવે મહીઆરને કોઇ નજરે ઓલખતું નથી, માટે દુલલાજી સેઠ જો મહીઆર થઇને એ પોરીઆઓ પાસે જાએતો બેહુની ચાલ ચલગત અને બેહુના ભીતરની ગુવાહી આપ જત તેમને મલે, અને ખાતરી રાખજો સેઠ કે જો કે ઉડાઉપણાથી દીવાલીઓ કરજના બંધાનમાં સપડાઈ તંગ થયોછે તોબી તેનું દીલ હજુ ગરીબને માટે ખોલ્લુંછે અને હાથ હજુ નાચારના આધાર માટે લાંબાછે.

સેઠ ઓલીઆશા—ઠર ઠર; પણ પાસે આપવાના ફુટપાં નહી હોય તાહારે સરવેનો હાથ લાંબો ને દીલ ખુલલું હોય. વારૂં, વારૂં, પણ તપાસ તો કરીએ. પણ સાપુર જે માણસને દીવાલીઆની નખે નખની ખબરછે તેને તું સેઠ દુલલાજી પાશે લાવયો હતો તે કયાહ ગયો ?

સાપુર—સેઠ તે નીચેછે. તે જાતે વયાજખોરોછે; પણ જો સાચું બોલીએ દુલલાજી શેઠતો એજ સખશે તહહમારા ભાણેજની આંખ ખોલીછે.

સેઠ ઓલીઆશા—તેને અંદર તો બોલાવ

સાપુર—અરે ખોશરો નીચે પેલા સરાફછે તેને અંદર બોલાવ.

સેઠ ઓલીઆશા—પણ સાપુર કેમ જાણ્યું કે તે આપણને બધી ખરીજ તેહેકીક આપશે !

સાપુર—સાહેબ મેં તેના કાન ખુલેલાછે કે જે રકમ તું દીવાલીઆને ધીરીય તેની ઉપર ભરતીનું પાણી ફરી વલેલું જાણજે; પણ જો સાચે સાચી વાત તું એ છોકરાના કાકા સેઠ દુલલાજીને જાહેર કરશેતો વયાજ શુધા તાહારૂં નાણું તુંને મલશે; માટે એ સરાફ જે કેહે તે સાચે સાચુંજ માણજો. ઓલીઆશા સેઠ, વલી પેલા સરપશાહની ગુવાહીથી તહમારી એ બાબદ ઉપર ખાતરી કરીશ; અને થોડા વીલમમાં દીવાલીઆ અને તહમારાં ધણીઆની વચેના સંબંધપર તહમને વસવસોછે તે પણ દુર કરી શકીશ.

સેઠ ઓલીઆશા—મેં એ બાબદ ઉપર ખુબ સાંભલેલુંછે.

સાપુર—આવો સરાફ સાહેબ; આવો મેહેરબાન.

[મારવાડી દાખલ થાયછે.

ખોખશંબાઈ—મનમાં મલીદા ના જમશો. પરખુશાહ સરખો સાહુકાર માહારે બારણે ધકેલા ખાતો હતો તે તહમારી મોહોકાનમાં માહારા પયારને મારે હાય મારતો રહી ગયો.

સેઠ ઓલીઆશા—બાઈ હવે અંત આવયો. તું દાહાજ વગરની અને નીમખહરામછે. કાંઈબી ખરાબ ચીજ તાહારીથી બની શકે. તાહારી અને દીવાલીઆ વચે કઈ પેરેની દોસતીછે તેની મહને હવે અછી સમજ થઈછે.

ખોખશંબાઈ—જબાં સંભાલો ઓલીઆશા; વગર કારણે માહારી દામણપર તહમને હુમલો કરવા દેનાર નથી.

સેઠ ઓલીઆશા—જોઈએ તો માહારી પાસથી ગુજરાણના પઈસા લે અને તાહારૂં કાલું કર; ઈયાતો એક દમ છુટા છેહેડા કર. હું માહારો તહરાસ બેસાડીશ કે હવે પછી ઘડપણમાં પરણેલાઓને રસતો સુજ પડે.

ખોખશંબાઈ—કબુલ, કબુલ ! પણ પયારા ભરતાર ચાલો આપણ પાછાં એકદીલ થઈએ. હા, હા, હા, ! વલી તમે ઓલીઆશા મીજાજ ખોયો ? વારૂં, વારૂં ! [જાયછે.

સેઠ ઓલીઆશા—દોજખનો ઠાર ! શું માહારામાં એટલીબી તાકાત નહી કે તેને ખીજવું ? અરે ! હું બહુ દુખી છું ! માહારા દીલના વાવટા જોઈએ ઉડો પણ તેના મીજાજનો પવન ધોબનાર નહી ! [જાયછે

## દેખાવ ૪ થો—દીવાલીઆનુ ઘર.

દીવાલીઓ, બેદરકાર ભાઈ, તથા સેઠ નીશાંબાજ ટેબલપર શરાબની લેહેરમાં બેઠાછે. એવામાં ચાકર શેઠ દુલલાજી તથા સરાફને દાખલ કરેછે.

દીવાલીઓ—આવો સરાફ સાહેબ આવો; આવો સાવકશા સેઠ આવો; મહને આપણા સરાફ સાહેબ કેહેતાજ હતા કે તહમે આજ શેવકને ઘર તજદી લેશો દોરાબ ગલાસ લાવ. સાવકશા શેઠ આ સલામતી શઘલા વયાજખોરાઓની. સરાફ સાહેબ હું તહમને બોહોંસ કરી શકતો નથી.

બેદરકાર ભાઈ—લે બચા દીવાલીઆ લે, બાપ મરે બમના લખી આપે તે જુવાન બચો તે ખરો. વયાજખોરા ન હોયતો જુવાનીના તનનેજ ધીકછે.

સેઠ દુલલાજી—લેઓ સાહેબ તમારા સખુનની સલામતી. [સઘલા પીયેછે

બેદરકાર ભાઈ—સાવકશા સેઠ બેઅદબી માફછે. એ રલોતો સેડ મારાં દુધમલ બાલકને આંગલી વટે રોજ ચટારૂંચ.

સેઠ નીશાંબાજ—સાવકશા સેઠ સહવારે હાથે કલમ ધરો ને રાતે હાથે ચુરા પેહેડો એ ઠીક નહી. શરાબ પીયે શુરા ને ન પીયે તે ઓલવે ચુરા. એમ બા હમારી કેહેવતછે.

બેદરકાર ભાઈ—સેઠ સાવકશા આ તંબલર લેઓ; નહીતો હમે એમ સમજશું કે તમે હમને હીણાય.

દીવાલીઓ—ચુબખો, કોઈતું ખમીર કેહેવું. સાવકશા સેઠને વધારે બોહોંસ ના કરો.

સેઠ નીશાંબાજ—તું તારા પરોણા સાથે માથું ફોર. ચાલ રે બેદરકાર આપણે પાસેના ઓરડામાં જઈ બેઘડી પાસા ફેંકયે. [બે જણા જાયછે.

સરાફ—દીવાલીઆ સાહેબ આ સાવકશા શેઠ માહારા મુરંબીછે. કોઈનું કામ હાથે ધરયું કે પાર. સાવકસા સેઠ આ હમારા——

દીવાલીઓ—છટ છટ ! સેઠ હમારો સરાફ ઘણો પરમાણીકછે પણ બેટીબાપ પાસે કામ થોડું ને વાત ઘણી. મુરંબી ને ખાનેઆબાદ ને એવી બીજી એની શરાહગાત અરધે કલાકે પુરી. થાય તાહારે વેહેવારની વાતો ચાલે. સાવકશા સેઠ લાંબી ટુકી છોડી દઈને હું તહમને એટલુંજ કહુંચ કે હું એક મોટો ઉડાઉ છોકરો છું. માહારા હાથમાં એક અરધી રહી શકતી નથી. અને મહને હાલ ઉછીના નાણાની ગરજછે અને હું ધારૂંચ કે તહમે બરા સમજુ અને ડાહાયા સરાફ છો કારણ તહમારી પાસે ઉછીનું નાણું આપવાનું ગરથછે. હું એવો મુરખછું કે સેકડે ૫૦ ટકા વયાજ આપવા તઈયાર છું; અને હું ધારૂંચ કે તહમે. એવા ઉઠાઉગીર ને મવલાના પીરછો કે સોએ સો ટકા લેવાને ચુકો નહીં. હવે સાહેબ આપણને પુરતી ઓલખાન પડી હવે મેહેરબાની કરી વેહેવાર મારગે પડો.

સેઠ દુલલાજી—સેઠ તહમે બહુ સાદાને ભોલાછો. તાજીમ તવાજના માણસ તહમે નહી.

દીવાલ.આ—સેઠ સારો વેહેવાર જેવો એકે નહી.

સેઠ દુલલાજી—એક બાબદમાં તહમારી ભુલછે. માહારી પાસે ઉછીકું આપવાને નાણું નથી. પણ તહમારી ગરજ સારવા એક દોસતને પગે અગે લાગી નાણું કહડાઉ કેમ સરાફ સાહેબ ?

સરાફ—હાજી વાત ખરી. તહમે જાણોચ તો ખરા કે જીઠાંનો હું કેહેવો વેરીછુ.

દીવાલીઆજી—હવે એમાં કાંઇ જીવ નહી. પણ સાવકશા શેઠ, કોઇ મુફત નાણું ઉછીકું આપનાર નથી.

સેઠ દુલલાજી—તેતો છેજ રે સેઠ; પણ તહમે જામીનગીરી શું આપશો ? ઘરબાર તો અખઈજ હશે.

દીવાલીઆજી—ઘરબારતો નહી પણ ઝાડના કુંડાં તો છેજ. પણ જરા ધીરા પડો. માહારો ઈરાનમા એક સોદાગર કાકોછે જે દખમાની પાલપર સુતેલોછે. કાલે ધપયો કે તહમારૂં નાણું પાછું ફરેલું છેજ. હુંતો તેનો માનીતો જ છું અને મે સાભલયુંચ કે તે બધું મહનેજ મુકી જશે.

સેઠ દુલલાજી—(મનમાં) વાહાવારે ભતરીજા !

દીવાલીઆજી—સાવકશા સેઠ માહારા કાકા મુંઆ પછી નાણું આપવાની બોલી; તોબી મારે કેહેવું જોઈએ કે મારા કાકાની મારી ઉપર એટલીતો મેહેરબાંનીછે કે તેવણના મરણના સમાચાર શાંભલી હું માથે હાઠ દઈ રહું.

સેઠ દુલલાજી—પણ ભાઈ તમારા કાકાતો સો વાસે બી મરે નહી. ને જો હું માંસ વરસે મરી ગયો તો નાણાની વાત ભસતાંમાં જોડું તેસતો.

દીવાલીઆજી—ભાઈ એમ બને ? આજ કાલ તેની તઈયારીછે. દુલલાજી કાકા મુંઆ કે બારવને આવી બારણે ઉભા રેહેજો. ઈરાનની હવાથી તેવણ. દદરી ગયાચ લોકોતો કેહેય કે એવાતો ફેરવાઈ ગયાચ કે સગો દીકરોબી નહી ઓલખે.

શેઠ ઓલીઆશા—માહારાં સરખો માણસ કોણ હારમાર થતો અને ખીજવાતો હશે ? જાણી જોઇને બેલ બની માહારી ઓરતના હોલમાં જોતરાયો તેટલાં વલી આ હટીલી દુકતીનો જુવાન ગબરૂ, બાપ જાણી જોઇને મરી ગયો કે એ દુકતીનોભી રહયો સહયો જુલમ હું ખમું. સામેથી માહારી ધીંગલીતો ખુશ મીજાજમાં આવેસ. કેહવો ખુશી થાઉં જો એના પયારમાં મહને થોહોજવાર લપરેતો.

[ખોખરાંબાઈ દાખલ થાયછે

ખોખરાંબાઈ—કેમ, સેઠ ઓલીઆશા, હું આશા રાખુંચ કે તહમે ગુલાબ સાથ વેંહેંચી લીધું નથી. જાહારે હું તહમારી પાસે નહીં હોવું તાહારે તહમે પાછી મીજાજ રાખો એ માહારી સાથ ઠીક ચાલ ચલાવતા નથી.

સેઠ ઓલીઆશા—અરે ! મને ખુશ મીજાજમાં રાખવાનું તમારા હાથમાંછે.

ખોખરાંબાઈ—મારા હાથમાં હોતતો હું મઘન રેહેત; કારણ હમણા તમને ખુશ મીજાજમાં રાખવાનો વખતછે. વારૂં ચાલો ખુશ મીજાજ રાખી મને બે હજાર રૂપયા આપોતો ?

સેઠ ઓલીઆશા—બે હજાર રૂપયા ! અને એ રકમ લીધા વગર ખુશ મીજાજમાં તમે મને રાખી ન શકો કે ! એવી કોઇ ચીજ નથી જે હું તમને ના પાડું. લેઓ (નોટ આપેછે) પણ મને મચકરો લખી આપો કે એટલા રૂપયા તમે મને દેવા છો.

ખોખરાંબાઈ—છીનતું લખત ચોખુંછે.

સેઠ ઓલીઆશા—થોડા વખતમાં તમને હું આ જાએબીમાં ગરક કરનારછું પણ મને કહો કે શું આવીજ રીતે આપણ દાહાડા ગુંમાવીએ ?

ખોખરાંબાઈ—જો તમે કહો કે તમે હારયા તો મારે કબુલછે. કાલથી કજીઆનું મોહોડું કાલું.

સેઠ ઓલીઆશા—વારૂં તારે હવે એવી હરીફાઇ કરીએ કે સઉથી અસીલ કોણ બનેચ.

ખોખરાંબાઈ—હું ખરૂં કહુંચ સેઠ ઓલીઆશા કે ખુશ મીજાજ રાખવો એ તમારો ખુ●તી ખવાશછે; અસલી સાલેસાઇએ ગોયા તમારી ઘણે વરશે ભેટ લીધીછે. પરણયા અગાઉ આ સામેના ઝાડો તલે બેસી નાનપણમાં તમે ઉંદરો તથા કસારીના કેવા કટ્ટા વેરી હતા અને તેઓ સાથે ઉડાવેલા જંગમાં તમે કેહવી દલેરી દેખાડી હતી તેનો રસ ભરયો હેવાલ મને સંભલાવવાને તમે કેહવી ઉલટ લેના હતા ?

સેઠ ઓલીઆશા—હા હા; પણ મારી પયારી તું બી કેહેવી ઉલટથી મહને સાંભલતી હતી !

ખોખરાંબાઈ—અને જારે મારી મહીઓ તમારા ઠઠા મજાખ કરતી હતી તારે તમારી તરફથી હું કેહેવી લડવા નીકલતી હતી ?

સેઠ ઓલીઆશા—ખરેખર. ખરેખર.

ખોખરાંબાઈ—અને જારે મારી પીતરાઈ બેહેન બોલવા નીકલે કે તમેતો પેટ ઉપસેલા, વાંદર સરખા, બાવલના ગાંઠો અને હુતો મારા બાપ સરખા બુઢેમીઆને પરણવા નીકલીઉં તારે હું હરદમ તહમારી તરફેણ ખેંચતી હતી અને કેહેતી હતી કે તહમેતો બરીઆબદાદના ઉગતા સેનારા છો.

સેઠ ઓલીઆશા—ઘણી મેહેરબાની થઇ.

ખોખરાંબાઈ—હુંતો કેહેતીજ હતી કે તહમારા જેવા ભરતાર થોડાજ થશે.

સેઠ ઓલીઆશા—ખાસી તરક બાંધી. હવેતો આપણે સઉથી સુખવાસી ઘણી ઘણીઆની થઇએ.

ખોખરાંબાઈ—અને કદી પણ વટવાદ કરીએ નહીં.

સેઠ ઓલીઆશા—નહીંજ; સેતાનને દાવો કરીએ. પણ પયારી જો તુંબી તાહારો મીજાજ સંભાલેતો ઠીક. જાહારે કાંઇ મીનાકેશો આપણી વચે ઉભો થાય તાહારે તેનું મુલ જોઇએતો તું.

ખોખરાંબાઈ—એબદબી માફછે ભરતાર; સેતાનને તેડનારા પેહેલલાતો તહમે છો.

સેઠ ઓલીઆશા—પયારી ખોખરી સંભાલ, સામા જવાબની ધારથી દોસતીનો ગાંઠ કતરાયા વગર રેહેતો નથી.

ખોખરાંબાઈ—પરીય ભરતાર તાંહારે તહમેબી સામા જવાબ ના વાલો.

સેઠ ઓલીઆશા—જો વલી તું ફાટી, એજ રીતના જવાબથી મહને કરોધ છુટેછે.

ખોખરાંબાઈ—જો વગર કારણે તહમે એમ ગુસે થશો કેનીતો—

સેઠ ઓલીઆશા—લે ! વલી તું છેરતી થોચેય.

ખોખરાંબાઈ—હું કાંઇ છેરતી થોધતી નથી; પણ તહમારો મીજાજબી હાથમાં રાખો.

સેઠ ઓલીઆશા—નહીં નહીં, શધળો વાંક તાહારા મીજાજનોજછે.

ખોખરાંબાઈ—આહુરી પીતરાઈ બેહેન કેહેતી તેમજ કેયું ખરૂં પડેય.

સેઠ ઓલીઆશા—તાહારી પીતરાઈ બેહેન એક બેબીએલ અને બડીએલ વાંદરીછે.

ખોખરાંબાઈ—માહારાં સગાંઓને નાહેકની ગાલ દેનારા તહમે બરા જબરા બુખખ છો.

સેઠ ઓલીઆશા—ફરીથી તાહારી સાથે દોસતી ખાંધે તેને કસમછે.

ખોખરાંબાઈ—જેવું જોઇતું તેવુંજ થયુંછે.

સેઠ ઓલીઆશા—બાઇ પેહેલેથીજ તહમે માહારી રતીભાર દરકાર કરતાં ન હતાં; અને માહારી આગરી ખસી ગઇ હતી કે તહમારા જેહવી કજીઆદસાલ જેની ઉપર તહમારા સઘળા અહોસી પહોસીઓએ પીઠ ફેરવેલી તેની જાલમાં ફસયો.

ખોખરાંબાઈ—અને માહારી પણ આગરી ખસી ગયલી હતી કે તહમારા સરખા માણસ જેની ઉપર ઘડપણ સુધી કોઈ નાજનીએ પોતાના હુસના ચેહેરાનો ચમકાટ નાખેલો નહી તેના છટકાંમાં હું સપડાઈ.

સેઠ ઓલીઆશા—પણ એમ કહો કે આગલ કોઈએ તહમારે માટે છટકું માડવાની તસદી વટીક લીધી ન હતી.

ખોખરાંબાઈ—મનમાં મલીદા ના જમશો. પરખુશાહ સરખો સાહુકાર માહારે બારણે ધકેલા ખાતો હતો તે તહમારી મોહોકાનમાં માહારા પયારને માટે હાય મારતો રહી ગયો.

સેઠ ઓલીઆશા—બાઈ હવે અંત આવયો. તું દાહાજ વગરની અને નીમખહરામછે. કાંઈબી ખરાબ ચીજ તાહારીથી બની શકે. તાહારી અને દીવાલીઆ વચે કઈ પેરેની દોસતીછે તેની મહને હવે આછી સમજ થઈછે.

ખોખરાંબાઈ—જબાં સંભાલો ઓલીઆશા; વગર કારણે માહારી દામણપર તહમને હુમલો કરવા દેનાર નથી.

સેઠ ઓલીઆશા—જોઈએ તો માહારી પાસથી ગુજરાણના પઈસા લે અને તાહારૂં કાલું કર, ઈયાતો એક દમ છુટા છેહેડા કર. હું માહારો તહરાસ બેસાડીશ કે હવે પછી ઘડપણમાં પરણેલાઓને રસતો સુજ પડે.

ખોખરાંબાઈ—કબુલ, કબુલ ! પણ પયારા ભરતાર ચાલો આપણ પાછાં એકદીલ થઈએ. હા, હા, હા, ! વલી તમે ઓલીઆશા મીજાજ ખોયો ? વારૂં, વારૂં ! [જાયછે.

સેઠ ઓલીઆશા—દોજખનો ઠાર ! શું માંહારામાં એટલીબી તાકાત નહી કે તેને ખીજવું ! અરે ! હું બહુ દુખી છું ! માહારા દીલના વાવટા જોઈએ ઉડો પણ તેના મીજાજનો પવન થોભનાર નહી ! [જાયછે.

## દેખાવ ૪ થો—દીવાલીઆનુ ઘર.

દીવાલીઓ, બેદરકાર ભાઈ, તથા સેઠ નીશાંબાજ ટેબલપર શરાબની લેહેરમાં બેઠાછે. એવામાં ચાકર શેઠ દુલલાજી તથા સરાફને દાખલ કરેછે.

દીવાલીઓ—આવો સરાફ સાહેબ આવો, આવો સાવકશા સેઠ આવો, મહને આપણા સરાફ સાહેબ કેહેતા જ હતા કે તહમે આજ શેવકને ઘર તજદી લેશો. દોરાબ ગલાસ લાવ. સાવકશા શેઠ આ સલામતી શઘલા વયાજખોરાઓની. સરાફ સાહેબ હું તહમને બોંહોંસ કરી શકતો નથી.

બેદરકાર ભાઈ—લે બચા દીવાલીઆ લે; બાપ મરે બમના લખી આપે તે જુવાન બચો તે ખરો. વયાજખોરાન હોપતો જુવાનીના તનનેજ ધીકછે.

સેઠ દુલલાજી—લેઓ સાહેબ તમારા સખુનની સલામતી. [સઘલા પીયેછે.

બેદરકાર ભાઈ—સાવકશા સેઠ બેઅદબી માફછે. એ દલોતો સેઠ મારાં દુધમલ બાલકને આંગલી વટે રોજ ચટારૂંચ.

સેઠ નીશાંબાજ—સાવકશા સેઠ સહવારે હાથે કલમ ધરો ને રાતે હાથે ચુરા પેહેડો એ ઠીક નહી. શરાબ પીયે શુરા ને ન પીયે તે ઓલવે ચુરા. એમ બા હમારી કેહેવતછે.

બેદરકાર ભાઈ—સેઠ સાવકશા આ તંબલર લેઓ; નહીતા હમે એમ સમજશું કે તમે હમને હીણોચ.

દીવાલીઓ—ચુબખો; કોઈનું ખમીર કેહેવું. સાવકશા સેઠને વધારે બોંહોંસ ના કરો.

સેઠ નીશાંબાજ—તું તારા પરોણા સાથે માથું ફોર. ચાલ રે બેદરકાર આપણે પાસેના ઓરડામાં જઈ બેઘડી [બે જણા જાયછે.

સરાફ—દીવાલીઆ સાહેબ આ સાવકશા શેઠ માહારા મુરબીછે. કોઈનું કામ હાથે ધરયું કે પાર. સાવકસા સેઠ આ હમારા——

દીવાલીઓ—છટ છટ ! સેઠ હમારો સરાફ ઘણો પરમાણીકછે. પણ બેટીબાપ પાસે કામ થોડું ને વાત ઘણી. મુરબી ને ખાનેઆબાદ ને એવી બીજી એની શરાહગાત અરધે કલાકે પુરી થાય તાહારે વેહેવારની વાતો ચાલે. સાવકશા સેઠ લાંબી ટુકી છોડી દઈને હું તહમને એટલુંજ કહુંચ કે હું એક મોટો ઉડાઉ છોકરો છું. માહારા હાથમાં એક અરધી રહી શકતી નથી. અને મહને હાલ ઉછીના નાણાની ગરજછે અને હું ધારૂંચ કે તહમે બરા સમજુ અને ડાહાયા સરાફ છો કારણ તહમારી પાસે ઉછીનું નાણું આપવાનું ગરથછે. હું એવો મુરખછું કે સેંકડે ૫૦ ટકા વયાજ આપવા તઈયાર છું; અને હું ધારૂંચ કે તહમે એવા ઉડાઉગીર ને મવલાના પીરછો કે સોએ સો ટકા લેવાને ચુકો નહીં. હવે સાહેબ આપણને પુરતી ઓલખાન પડી હવે મેહેરબાની કરી વેહેવાર મારગે પડો.

સેઠ દુલલાજી—સેઠ તહમે બહુ સાદાને ભોલાછો. તાજીમ તવાજના માણસ તહમે નહી.

દીવાલીઆ—સેઠ સાદો વેહેવાર જેવો એકે નહી.

સેઠ દુલલાજી—એક બાબદમાં તહમારી ભુલછે. માહારી પાસે ઉછીકું આપવાને નાણું નથી. પણ તહમારી ગરજ સારવા એક દોસતને પગે અગે લાગી નાણું કહડાઉ કેમ સરાફ સાહેબ ?

સરાફ—હાજી વાત ખરી. તહમે જાણોચ તો ખરા કે જીઠાંનો હું કેહેવો વેરીછુ.

દીવાલીઆજી—હવે એમાં કાંઈ જીવં નહી. પણ સાવકશા શેઠ, કોઈ મુફત નાણું ઉછીકું આપનાર નથી.

સેઠ દુલલાજી—તેતો છેજ રે સેઠ; પણ તહમે જામીનગીરી શું આપશો ? ઘરબાર તો અખઈજ હશે.

દીવાલીઆજી—ઘરબારતો નહી પણ ઝાડનાં કુંડાંતો છેજ. પણ જરા ધીરા પડો. માહારો ઈરાનમાં એક સોદાગર કાકોછે જે દખમાની પાલપર સુતેલોછે. કાલે ધપયો કે તહમારૂં નાણું પાછું ફરેલું છેજ. હુંતો તેનો માનીતાજ છું અને મે સાભલયુંચ કે તે બધું મહનેજ મુકી જશે.

સેઠ દુલલાજી—(મનમાં) વાહાવારે ભતરીજા !

દીવાલીઆજી—સાવકશા સેઠ માહારા કાકા મુંઆ પછી નાણું આપવાની બોલી; તોબી મારે કેહેવું જોઈએ કે મારા કાકાની મારી ઉપર એટલીતો મેહેરબાંનીછે કે તવણના મરણના સમાચાર શાંભલી હું માથે હાઠ દઈ રહું.

સેઠ દુલલાજી—પણ ભાઈ તમારા કાકાતો સો વરસે બી મરે નહી. ને જો હું પાંચ વરસે મરી ગયો તો નાણાની વાત ભસતાંમાં જોઉં તેસતો.

દીવાલીઆજી—ભાઈ એમ બને ! આજ કાલ તેતી તઈયારીછે. દુલલાજી કાકા મુંઆ કે બારવને આવી બારણે ઉભા રેહેજો. ઈરાનની હવાથી તેવણ. દદરી ગપાય લોકોતો કેહેય કે એવાતો ફેરવાઈ ગપાય કે સગો દીકરોબી નહી ઓલખે.

સેઠ દુલલાજી—હઃ હઃ એવોતો ચેહેરો નાખી દીધોય કે સગો દીકરોબી ઓલખે નહી.

દીવાલીઆજી—હા ! હા ! આ શાંભલી તમનેતો સાવકથા ગીલી ગીલી આવતી હશે.

સેઠ દુલલાજી—પણ વલી કોઇતો કેહેમ કે દુવલાજી સેઠતો આ શેહેરમાં છે.

દીવાલીઆજી—ભાઈ કોઇ કરતાં માહારા કાકાની ખબર મહને વધારે હોય. હમણા તો તે અલબુરજ પાહાડની બીજુ તરફ છે.

સેઠ દુલલાજી—હા, હા! માહારા કરતાં તહમને વધારે સારી ખબર હોય! પણ ભાઈ તહમારી પાસે કાંઈજ નથી કે હાલ તરત વેચી થોડુંક કાંઈ ઉભું કરયે? તહમારા બાપનો કાંઈ સુંના રૂપાંનો સટ હશેની !

દીવાલીઆજી—તેતો બા ખાઈને અટકારબી મારી ગયો.

સેઠ દુલલાજી—(મનમાં) તાહારા અવતાર બલ[illegible]રે પોરયા. (મોટેથી) કાંઇ ચોપડીઓ હશેની ચોપડી !

દીવાલીઆજી—ભાઈ એટલી અકલ તે મગજમાં સમાવવીબી જોઈએ કેની, આપણેતો ચોપડીઓ લીલાંઉવાલાને સવાધીન કીધી કે લોકો થોડી અકલ લેનો માહારા વડાવાઓને પુંન લાગે. ભાઈ થોડાં માહારી પાસે બાપ દાદાના ચીતરો વેચવાનાં છે.

સેઠ દુલલાજી—શું તહમારા બાપ દાદાઓનેબી બજારમાં વેચશો ?

દીવાલીઆજી—દરેક જણને; જે વધુ દામ આપે તેને માહારો સઉથી વહો દાદો મલે.

સેઠ દુલલાજી—(મનમાં) હવે પોરયો હાથથી ગયો (મોટેથી) ભાઈ તહમને તહમારા બાપ દાદાઓની આગ નથી.

દીવાલીઓ—આગ લાગે દુશમનને, હીંયાંતો લીલાં લેહેર.

સેઠ દુલલાજી—(મનમાં) હું એ ચીતરો વેચાતાં લઉં પણ એ ધાટકી છોકરા મેં તાહારી પરીક્ષા કરીછે. કદીબી તુહને હું માફ કરનાફ નથી.

(બેદરકાર ભાઈ દાખલ થાયછે)

બેદરકાર ભાઈ—સું ધાર વલી તાહારી ઉપર. કાંહાં ગુંમ થઈ ગયો. [દીવાલીઆને.

દીવાલીઆજી—જરા સબર; હમણા માહારા બાપ દાદાઓનું લીલાંઉ થનારછે.

બેદરકાર ભાઈ—તાહારા બાપ દાદાને ચુહલામાં ફેંક.

દીવાલીઆજી—તેતો પછી સાવકથા સેઠના હાથમાં છે. જોઇએ તો ચુહલામાં નાખે કે જોઇએ તો કુવામાં નાખે, ચાલ બેદરકાર તું આ ખુરસીપર ઉભો થઈ લીલાંઉં કર.

બેદરકાર—આએ દીવાલીઆનાં બપાવાના બપાવાના બાપ. સવાસો વરસે તરણુસો વરસની વાત ઉપર ગુરતમાન થયા. જે લેસે તેના નસીબમાં પથરા હોયતો જવેહેર થઈ જશે. આએ એકવાર; જો જાયચ, જો જાયચ; આએ બેવાર. આએ બેવાર. આએ બેવાર.

સેઠ દુલલાજી—(મનમાં) અરે સેતાનીઅતી રેવો.

દીવાલીઆજી—સાવકથા સેડ તહમે કાંઈ સારું કરતા નથી.

સેઠ દુલલાજી—સાટાં કરવા કરતાં હુતો રમુજમાં ભાગ લઉંચ. બાપ દાદાઓને લીલાઉથી વેચાતા તો આજે સાંભલયા. *

દીવાલીઆજી—સું કરે ભાઇ તીજોરીમાં કાણું પડે તાહારે બાપ દાદાઓની સાહેતા ચાહાવી જોઇએ.

સેઠ દુલલાજી—(મનમાં) હું કદી કદી એ છોકરાને માફ કરનાર નથી. કદી, કદી નહી. [છપના જાયછે.

# ઓરતોની મીજલસ.

## ભાશાણ ૨૭ મું.

### બચાંના દાંત ફુટવા વીશે.

બચાંના દાંત કેયારે ફુટવા માંડેછે, તે વખતે શું માવજત કરવી જોઇયે, તે વખતે શું અડચણો નડેછે, એ સઘલી બાબદનું ગ્યાન તમુને હોવું જોઇયે; કાંયેકે ઘણી વેલા એ વીશેના અંજાણપણાથી ઘણી ખરાબી થઈછે, કે જે જરા માહીતગારીથી અટકવાઈ શકાયેછે.

૧ બચાંને સાતમે મહીને પેહેલાં દાંત ફુટવા માંડેછે.

પેહેલા ૭ મહીના લગી બચાંને દાંતની કાંઈ જરૂર નથી; કાંયેકે એટલો વખત તદન માએના દુધ ઉપરજ તેને રાખવું જોઇયે. સાતમે મહીને દુધીયા દાંત ફુટવા માડેછે તે ઉપરથી સમજ પડેછે કે બચાંને માએના દુધ શીવાએ બીજા ખોરાકની જરૂરછે; પણ દાંત હમેશાં સાતમે મહીને ફુટતા નથી. કોઇને એક બે મહીના જલદીથી આવેછે અથવા એક બે મહીના વધારેવાર લાગેછે. કેટલાંએક બચાંને જનમથીજ એક બે અથવા સઘલા દાંત ફુટેલા હોયેછે. એમ કેહેછે કે આપણા જરથુસત પેગમબરને જનમથીજ સઘલા દાંત ફુટેલા હતા. એ દાંત ઘણાખરા પોતાની મેલેજ ખરી પડેછે. જો ધાવતાં બચું માએના થાનને ઈજા કરેતો એ દાંત કાહાડી નખાવવાની જરૂરછે. જો અડચણ માલમ પડે નહી અને દાંત મજબુત હોયેતો કદી પણ દાંત કહડાવી નાખવાની તજવીજ કરવી નહી. કોઇને દાંત દોહોડ અથવા બે અથવા તરણ વરસે આવેછે. એક જણને માટે કેહેછે કે તે ભરજુવાનીમાં આવીયો તોય પણ તેને એક પણ દાંત ફુટેલો ન હતો.

૨. દુધીયા દાંતની સંખીયા માતર ૨૦ હોયેછે અને તે બચું બે અથવા હઠી વરસનું થાયેછે એટલે સઘલા ફુટી રેહેછે.

દાંત એકેક પછી ફુટવા માંડેછે. પેહેલાં નીચેના આગલા ધારદાર બે દાંત નીકલેછે. તે પછી ઉપરના બે આગલા, તેની પછી એ ઉપરનાની આજુબાજુ એકક દાંત, પછી નીચેનાની આજુબાજુ એકક દાંત, એમ કરીને બચાંની એક વરસની ઉમર થાયે તેટલામાં આગલા ઉપરના ચાર અને નીચેના ચાર મલીને આઠ દાંત ફુટી નીકલેછે. એ પછી નીચા જડબામાં બેઉ બાજુએ એક દાંતનો ખાંચો રહીને

એક આગલી દાઢ ફુટેછે, તે પછી તેને મલતી ઉપરની ફુટે છે. પછી ચારો ગાલા એકક દાંતથી પુરાઈ જાયેછે. તે પછી નીચેની પાછલી દાઢ અને પછી ઉપરની પાછલી દાઢ ફુટેછે. એ પરમાણે બચું બે અથવા હડી વરસનું થયું એ ટલે બીજા ચાર દાંત ફુટીને સઘલા મલીને વીસ દાંત તૈયાર થાયેછે.

૩. જાારે પારા જરા સુજી આવે, લબ વધારે ગલે, અને ઘડી ઘડી માએનું થાન લેવા માંગે તારે સમજવું કે દાંત ફુટવાનો વખત આવીયોછે.

દાંત ફુટવાના હોયેછે તારે પારા સુજી આવેછે, કોઈ વખતે લાલ અને ગરમ થઈ આવેછે. મોહોડાં માહેથી લબ પુશકલ નીકલેછે અને સોખાર એટલીતો લાગેછે કે વારે ઘડીએ ધાવવા માંગેછે, પણ પારા દુખેછે તેથી તરત ધાવવાનું મુકી દેછે અને થોડા વખતમાં વલી ધાવવા માંગેછે. પારાની અંદર વવરાટ લાગેછે તેથી મોહોડામાં આંગલાં ઘાલેછે અથવા જે કાંઈ કપડું અથવા રમકડું હોયેછે તે મોહોડામાં ખોસેછે.

૪. બચાંને મોહોડામાં હાથીદાંત અથવા ધાતુના આંગલીયાં આપવાં ઘણુ ખરાબછે.

બચાંને દાંત આવતી વખતે પારાને દાબવાને માટે પોતાના આંગલાં અથવા હરેક કાંઈ ચીજ મોહોડાંમાં ઘાલેછે એ ઉપરથી માલમ પડેછે કે પારા દાબીયાથી બચાંને આરામ મલેછે, પણ પારા દાબવાને માટે કાંઈ પણ કઠણ ચીજ આપવી નહી કાંયેકે તેથી પારા ઉલટા જડ થાયેછે અને દાંતને બાહેર આવતાં મુશકેલી પડેછે. એટલા માટે જેમ બને તેમ નરમ ચાવવાને માટે આપવું, જેમકે રબરની જાડી વીટી અથવા સાફ સુમારો જાડા ચાંમડાનો કટકો અથવા બીસકોટ આપવી. બીસકોટ લબથી જલદીથી નરમ પડી જશે અને બચાંને તે ચુસવાને ખુશ લાગશે. ઘણી વેલા આપણાં આંગલાં પારા ઉપર ફેરવીયાથી બચાંને ખુશ લાગેછે, એટલા માટે દીવસમાં ઘડી ઘડી આપણું આંગલું પારા ઉપર ફેરવીયા કરવું.

૫. દાંત ફુટતી વખતે બચાંની માવજત ઉપર વધારે ધ્યાન આપવાની જરૂરછે.

બચાંને ખોલી હવામાં ફેરવવું અને તેને લાયેકની કસરત આપવી. પેટ હમેશાં ખોલાસથી આવવાં જોઈયે. જો કબજ હોયેતો અરધી અથવા એક ચમચી એરંડીયું તેલ પાવું. થાન વારેઘડીએ આપવું, પણ ઘણીવાર લગી આપવું નહી. તેથી તરસ મટશે અને પારા ભીંગાઈને નરમ રેહેશે. દરરોજ રાતરે બચાંને ફુકા પાંણીમાં એક બે મીનીટ બેસાડવું, કે જેથી પસીનો ખોલાસથી છુટશે. જો એ વખતે પેટ આવતાં હોયેતો તેને એકદમ અટકાવવાં નહી, કાંયેકે પેટ આવીયાથી પારાનું જોર નરમ રેહેછે. પારા ઉપર મધમાં થોડો સુરોખાર નાખીને ચોપડવું, તેથી વવરાટ નરમ પડશે. માએ પણ એ વખતે પોતાની તબીયત અને ખોરાકની માવજત કરવી.

૬. ઘણી વેલા દાંત આવતી વખતે બચું ઘણું હેરાન થાયેછે તેથી માએ તે વીશે કદી પણ નબરવશ રેહેવું નહી.

ઘણી વેલા દાંત ફુટતી વખતે પારા ઘણા લાલ થઈ, સુજી આવીને ગરમ થાયેછે અને એટલાતો દુખેછે કે ધવાઈ શકાતું નથી. પુશકલ લબ નીકલીયાને બદલે મોહોડું સુકાઈ જાયેછે, તાપ આવેછે, બચું બેચેન રેહેછે અને ઉંઘ માહેથી ચોંકી ઉઠેછે, ચેહેરો લાલ થઈ આવેછે, માથું ગરમ રેહેછે, ઘણી વેલા પેટ છુટી જાયેછે અને કોઈ વેલા ચમક થઈ આવેછે; એ સીવાએ બીજાં ઘણાં દરદો લાગુ પડેછે.

૭. જાંહાં ગરજ પડે તાંહાં બચાંના પારા ચીરાવવાની કાંઈ પણ આંનાકાંની કરવી નહી જોઈયે.

એવી હાલતમાં ડાકટરની તરત મદદ લેવી જોઈયે. ડાકટર ઘણી વેલા એ વખતે પારા ચીરવાની ભલામણ કરે છે. આપણા લોકોમાં બચાંના પારા ચીરાવવા દેવાની ધણી છીતછે. તેઓ સમજેછે કે તેથી બચાં ઉલટાં હેરાન થાયેછે અથવા તેઓના જાનની નુકસાની થાયેછે. એ વીચાર તદન ખોટોછે. પારા ચીરીયાથી બચાંને જરા પણ દરદ થતું નથી. વલી પારા ચીરીયાથી અને થોડું લોહી ગયાથી પારાનું જોર નરમ પડેછે, દાંત જલદીથી ઉપર આવેછે. ઘણી વેલા માલમ પડીયુંછે કે પારા ચીરીયા પછી બચાંને પેટ આવતાં બંધ થાયેછે, ચમક નરમ પડેછે, ઠાંસો નાબુદ થાયેછે ઈતીયાદી. પારા ચીરીયાથી કોઈ પણ બચું જાનની ધાસતીમાં આવી પડતું નથી. કદાચ જો મરણ થાયેછે તે પારા ચીરીયાથી નહી પણ દરદના સબબથીછે. પારા જેમ બને તેમ જલદીથી ચીરાવવા જોઈયે; જો દરદ વધી પડે અને પછી દાંત ચીરવાની વેતરણ કરેતો તેમાંથી કાંઈ ફાયેદો માલમ પડતો નથી.

એ સીવાએ એવી હાલતમાં બચાંને ફુકાં પાંણીમાં દર સહવાર રાત બેસાડવું.

---

## દયા.

### એક અસલી બરાહમણે દીધેલી સીખામણ.

"જેમ વસંતરૂતુના હાથથી મોહોર અને ફુલ જમીન ઊપર વીખરાયેછે, જેમ ઊનાલાની મેહેરબાનીથી પાકની ભરતી પુર થાયેછે, તેમ દયાનું હસવું કમનસીબના બચાં ઊપર આશીરવાદ દેછે.

"જે કોઈ બીજાની દયા કરે તે પોતે પોતાની ભલામણ કરેછે, પણ જે દયા વગરનો હોયેછે, તે એ ભલામણને લાએક નથી.

"કસાઈ મેંઢાના બરાડવાથી હાથ પાછો ખેંચતો નથી, તેમજ ઘાટકી માણસનું દીલ દુખથી પીગલતું નથી.

"પણ દયાલુના આંશું ગોલાબના ફુલ ઊપરથી

વસંતરૂતુની છાતી ઊપર દવના ટીપાં પડેછે તે કરતાં વધારે મીઠાસવાલાંછે.

"તેટલા માટે ગરીબના પોકારની સામણે તા રો કાન તું બંધ કરતોનાં; કે નહી બેગુનાહના દુખની સામણે તારૂ દીલ કઠણ કરતો.

"જારે બાપ વગરનું છોકરૂં તારી ઊપર માગ ણી કરે, જારે વીધવાનું દીલ દુખેલું હોયેછે અને તે દ લગીરીના આંસુથી તારી મદદની આજીજી કરે, તારે, અરે તું તેના દુખની ઊપર દયા લાવજે અને જેને મ દદ કરનારૂં કોઈ નથી તેને મદદ કરવાને તારો હાથ લાંબો કરજે.

"જારે તું રસતામાં કોઈ વસતર વગરનો ભટ કતો, થંડીથી ધ્રુજતો અને ઘરબાર વગરનો જુવે તારે સખાવતથી તારૂં દીલ ઊઘાડજે, સખાવતની પાંખથી તેને મોહોત માહેથી છાંયો કરજે, કે જેથી તારો રૂઊ સદા જીવશે.

"જારે ગરીબ માણસ દરદના બીછાના ઊપર બરાડા મારેછે, જારે કમનસીબ બંદીખાનાના કમકમા ટમાં રીબેછે અથવા જઈફીથી સફેદ થયેલું માથું દયા ને મારે તારી તરફ દુબલી આંખ ઊચકેછે, તારે, ઓ માનવી, તેઓની હાજતોની દરકાર કરીયા વગર, તે ઓના દુખ ઊપર દયા લાવીઆ વગર, તું નકામી મો જ મજાહમાં કેમ ગીરફતાર થયેલો રેહછે?"

## આ ર સી.

શીરીનબાઇને દીવસમાં કાંઈ પચાસ વખત પો તાનો ચેહરો આરસીમાં જોવાની ટેવછે; અને જેમ બને તેમ શુંદર દેખાવાની અને સાફ રેહેવાની તજ વીજ કરેછે. આતવારનો દીવસ હનો; સાવકશા ઘ રમાં હતા. શીરીનબાઈ બપોરનું ખાણું ખાધા પ છી પોતાનો ચેહરો ધોઈને આરસીમાં જુવેછે. સા વકશા કોચ ઊપર અરેતાયેલાછે. તેવામાં સાવકશા શીરીનબાઈને પુછેછે કે મારા મનમાં હાલ શું વીચા રછે તે કહી શકશો.

**શી૦**—તમારા મનમાં શુંછે. વલી તે દાહા ડાની રાતની મીશાલે તમે મને સવાલ પુછોછો તેનો હું જવાબ શું દેઊ? વારૂં જોઊ. હાલ હું આરસી માં જોઊછું અને કદાચ તમારા મનમાં આરસી વી શે કાંઈ ખેયાલ આવતો હશે. હા, બરાબર, વારૂં, આરશી, કેમ બનાવેછે અને આપણો ચેહરો આબે હુબ અંદર પડી કેમ રેહછે?

**સા૦**—જારે હું પુછુંછું તારે તમુને વીચાર ક રવાની સુધ આવેછે. આટલાં વરસ થયાં તમે આ રસી દરરોજ જુવોછો અને એક દીવસમાં કાંઇ પચાસ વખત અંદર ચેહરો જુવોછો, પણ તમુને એક ઘડી પલ પણ ખેયાલ આવીયો હતો કે જે ચીજ તમારી નજરે હમેશાંછે તે શુંછે અને તેની ખુબીનું કારણ શું હશે? અફશોસ જેવુંછે કે તમારી મીસાલે કાંઇ લખો બંદ મરદો અને ઓરતો વગર વીચાર કરવે કામ કરીયાં જાયેછે. હા, કદાચ તમે આરસી કદી જોઇ ન હતે અને આજે તમારી આગલ લાવીને મુકતેતો તમુને તે વીશે પુછપરછ કરવાનું સુહુજ પડતે, પણ એતો તમે તમારા જનમથી જોઈછે અને જે ચીજ હમેશ જોવામાં આવે તે શખસના મનમાં કુદરતી થ ઈ જાયેછે અને આરસીમાં મોહાડું દેખાવુંજ જોઈયે પછે એથી વધારે સવાલ કરવાની કાંઈ જરૂર દીશતી નથી.

**શી૦**—તમે કહોછો તે ખરી વાત પણ હું શું ક રૂં. તમે સીખીયાછો તેથી તમુને વીચાર આવેછે. મારી મીસાલે સીખેલા નહી હતેતો બોલોની તમુને કદી એવો વીચાર આવતે કે?

**સા૦**—(હસીને) વારૂ હવેતો સીખો.

**શી૦**—તમે નહી સીખવો તો પછી હમે કોહાં સીખવા જઈયે. વારૂ, મને સમજાવો કે આરસી કે મ બનાવેછે?

**સા૦**—એકસરખી જાડાઈનો સરખો અને સીધો અને બેઊ બાજુએ અછી રીતે સફાઈ કીધેલો કાચ લેછે. એક બાજુ ઊપર થોડોએક પારો પાંથ રેછે અને તેની ઊપર કલાઇનું પાતલું કાગજ જેવું પાનું ઊપર મુકીને એકસરખું દબાન કરેછે. પારો કલાઇ સાથે મલી જઈને કાચને મજબુત ચોંટી બેસે છે. એ પરમાણે તઈયાર કીધેલા કાચને આપણે આરસી કહીયેછે.

**શી૦**—પણ કાચની પછવાડે કલાઈ લગાડી યા પછી એવી ખુબી કેમ થાયેછે; પેહલાં કાચ માહેથી આપણું મોહાડું દેખાતુંતો નથી?

**સા૦**—એ બાબદ સમજવાને મારે રોશનીની

ખુબી તમુને જાણવી જરૂરછે. તમે જુવોછો કે આપણા ઘરોની બારીના કાચ માહેથી રોશની પસાર થાયેછે. પણ તમે કોઈ વખતે જોયું હશે કે આપણા સામણેના પડોશીની બારીના કાચ ઊપર સુરજનું તડકું પડેછે તારે કીરણ પાછાં મારીને આપણા ઘરની દીવાલ ઊપર અજવાલું આવીને પડેછે. વલી તમે જાણોછો કે આપણી સામણેના તરીજા ઘર માહેથી પેલો ચેરો છોકરો સુરજના તડકામાં આરસી ધરીને આપણા ચેહેરા ઊપર ઊજાસ નાંખીને કોઈ વખતે કંટાલો આપેછે. એ ઊપરથી સમજ પડશે કે રોશનીની આ બે ખુબીછે કે પારદરશક ચીજો માહેથી તે પસાર થઈને બીજી બાજુ ઊપર પડેછે અને ચલકતી ચીજો ઊપર પડીયાથી તે આરપાર પસાર થતી નથી. પણ પાછી મારેછે. જેમ એક દડો આપણે જોરથી પાટીયાની જમીન ઊપર મારીયે, અને સીધો અગવા આરો મારીયે તે પરમાણે તે સીધો અથવા આરો પાછો ઊછલેછે, તેજ પરમાણે રોશની સીધી અથવા આરી એક ચલકતી ચીજ ઊપર પડે તેમ તે સીધી અથવા આરી પાછી મારેછે. કાચની મોટી ખુબી રોશનીને આરપાર પસાર કરવાનીછે, પણ પોતે જાતે ચલકતો છે તેથી થોડી રોશની પાછી પણ મારેછે; પણ જો કાચની એક બાજુ ઊપર હરેક જાતની બટ ચીજ ધરવામાં આવેતો રોશની આરપાર જતાં અટકેછે અને સઘલી રોશની પાછી મારેછે.

શીo—તારે શું લાકડું અથવા આ ચોપડી પકડીયેનો શું આપણું મોહોડું કાચ માહેથી દેખાશે?

સાo—કાંયે નહી, તપાસી જુવોની?

શીo—હા, બરાબર, હુંતો એમ સમજતી હતી કે કલઈ હોયે તોજ દેખાયે.

સાo—જે ચીજ પોતે જાતે ચલકે, સફેદ હોયે અને કાચને બરાબર ચપત વલગે તે રોશનીને અછી રીતે પાછી મારેછે અને તેથી આરસીઓ એ પરમાણે કલઈ અને પારાની મેલવણીની બનાવવામાં આવેછે.

શીo—પણ આરસી રોશનીને પાછી મારેછે તે ઊપરથી મને સમજ નહી પડતી કે આપણો ચેહેરો શા માટે અંદર દેખાયેછે.

સાo—દરેક ચીજ ઊપર રોશની પડીયાથી તે આપણી નજરે પડેછે. જો રોશની નહી હોયે, એટલે અંધારામાં આપણને કાંઈ પણ ચીજનો આકાર નજરે પડતો નથી. દરેક ચીજ થોડી અથવા વધતી રોશની પાછી મારેછે અને તેથી તે આપણી નજરે પડેછે. હવે વીચાર કરો, કે જે ચીજો આપણી નજરની બાહેર મુકેલી હોયેછે તે આરસીની મદદથી આપણે જોઇ શકીયે છૈયે. હવે તે ચીજ કેમ દેખાયેછે? તે ચીજ ઊપરથી રોશનીના કીરણ જોકે તે આપણા નજરે નથી પડતાં તોયેપણ તે હરદમ આસપાસ નાખેછે. એજ પરમાણે તે આરસી ઊપર પણ નાખેછે. આરસી ઊપરથી તે કીરણો આપણી આંખ ઊપર પાછાં મારેછે અને તેથી તે ચીજના આકારનો ખેયાલ આપણા મન ઊપર થાયેછે. પણ તે ચીજ આપણને ખેયાલમાં કાંહાં માલમ પડેછે. જેટલી વેગલાઈએ તે આરસીથીછે તેટલીજ વેગલાઈએ તે જાણે કે આરસીની બીજી બાજુ ઊપર હોયે તેમ લાગેછે; એ આકાર માતરે ખેયાલીછે; તેની ખરેખર હસતી નથી. તેજ પરમાણે જારે આપણે આરસીને સામણે ઊભા રહીયેછ, તારે આપણા બદન ઊપરથી રોશનીના કીરણ આરસી ઊપર પડેછે અને તે આપણી નજર ઊપર પાછાં મારેછે અને આપણને આપણા બદનના આકારનો ખેયાલ આવેછે અને તે ખેયાલ આરસીની પછવાડે તેટલીજ વેગલાઇએ આકાર ઊભો હોયે એવો લાગેછે.

શીo—હા, હવે હું સમજી; કેવી રોશનીની ખુબીછે! એવી ખુબી વગર આપણે કદી પણ આપણો ચેહેરો અથવા હરેક કાંઈ ચીજ આબેહુબ જોઇ શકતે નહી.

સાo—આરસીમાં આપણે આપણો ચેહેરો જોઈયેછે તે કાંઈ આબેહુબ હોતો નહી.

શીo—અરે, કાંય, શું આપણો ચેહેરો આબેહુબ દેખાતો નથી, જાઓ, હવેતો તમે મારી મશકરી કરોછો.

સાo—નહી, મશકરી કરતો નથી. હું કહુંછું તે ખરૂંછે. તમારા ચેહેરા ઊપરના દરેક ભાગ આબેહુબ જણાયેછે ખરા, પણ તમારી તસવીર હમેશાં અવરી માલમ પડેછે. જુવો, આ તમારા જમણા ગાલ ઊપરનો કાલો તલ આરસીમાં પડેલા આકારના ડાબા ગાલ ઊપરછે.

શીo—હા, એતો તેના ડાબા ગાલ ઊપરછે,

તે વીશેનો મને કદી પણ વીચાર આવીયો હતોજ નહી; કેવું સેહેલાઈથી જણાઈ આવેછે. એ મને આગલ વીચાર કેમ નહી આવીયો હશે વારૂં.

સા૦—તમારો એમાં હું ઘણો વાંક કાહાડવા માંગતો નથી. મેં આગલ કહીયું તેમ કેટલીએક ચીજ આપણે દરરોજ જોઈયેછ, તે ઊપર વીચાર કરવો એવું આપણા મનમાં આવતુંજ નથી. વારૂં જુવો તેજ મીસાલે તમારો જમણો હાથ, જમણો પગ, જમણી આંખ ઈતીયાદી, તે આકારમાં દાબી તરફ જણાયેછે.

શી૦—કાંયે વારૂં એમ અવરી તસવીર કેમ પડેછે?

સા૦—આપણો આકાર જેમ આપણે ઊભાં રહીયેછ તેમજ તેજ બાજુએ આપણી સામણે નજરે પડેછે, કાંયેકે રોશનીના કીરણ આરસી ઊપર જે પડેછે તે પાછાં તેવીંજ રીતે આપણી આંખ ઊપર પડેછે. આપણા જમણા હાથ અથવા પગ અથવા આંખ ઊપરથી જે કીરણ પડેછે તે આરસીની દાબી બાજુ ઊપર પડેછે અને તેજ કીરણ આપણી આંખ ઊપર પાછાં મારેછે તારે તે જમણા હાથ પગ અથવા આંખને બદલે દાબી બાજુનો ખેયાલ આપેછે.

શી૦—હા. હું સમજી; પણ આપણે જારે આરસીની સામણે ઊભાં રહીયેછ તારે માતરે આપણો આગલો આકાર પડી રેહેછે અને આપણો પાછલો ભાગ આપણું આંગ મંડીયેછ તારે થોડું ઘણું નજરે પડેછે, હું ધારૂંછું કે એ પરમાણે પાછલો ભાગ આપણી નજરે બરાબર પડવો કઠીણછે.

સા૦—કાંયે વલી તમે વીસરી ગયાં, તે દાહાડે મેં તમુને જણાવીયું કે તમારી બોચી ઊપર એક કાલો તલ છે તારે તમે તે જોવાની ઈનતેજારી બતલાવી કાંયેકે તેની તમુને ખબર પણ નહી. તારે મેં તમુને આરસીમાં જોવા કહીયું અને મેં એક બીજી આરસી તમારી પછવાડે ધરી; અને તમે જે આરસીમાં જોતાં હતાં તેમાં બરાબર નજર કરીને જોવા કહીયું, થોડાવારમાં તમુને તમારી બોચી બરાબર દેખાઈ અને તે ઊપર કાલો તલ છે તેની ખાતરી થઈ.

શી૦—હા, હવે મને યાદ આવેછે, પણ એ કેમ બનીયું હશે?

સા૦—એ પણ એજ પરમાણે સમજ પડેછે. તમારી બોચી ઊપરથી રોશનીના કીરણ મેં આરસી પકડી હતી તે ઊપર પડીયાં. મેં આરસી એવી રીતે ધરી હતી કે તે ઊપરથી કીરણ પાછાં મારીને તમે આરસીમાં જોતાં હતાં તે ઊપર આવીને પડે, તે કીરણ તમારી આરસી ઊપરથી તમારી નજર ઊપર આવીને પડીયાં અને તેથી તમારી બોચીનો તમુને ખેયાલ આરસીમાં દુર બીજી આરસીમાં પડીયો હોયે એવો આવીયો.

શી૦—હા, હવે મને યાદ આવેછે, જારે મારી સહી——ને મલવા ગઈ હતી તારે તેવનના ઘરનાં મોટા હાલમાં આમણ સામણે દીવાલ ઊપર બે મોટી આરસીઓ મુકી હતી અને મને જાણે એક ઓરડાને બદલે દશ બાર ઓરડા બેઊ બાજુ ઊપર નજરે પડીયા. તમે સમજાવીયું તે ઉપરથી એની પણ મને સમજ પડી હા, જારે હું——સહીને તાંહાં જવશ તારે તેવનને પુછશ, કે તમારી આરસીમાં એટલા બધા ઓરડા શામારે દેખાયેછે; પછી જોઈયે તેવણ શું જવાબ દેશે.

સા૦—અરે, જવાબ શું દેશે તે હું તમુને હમણાથી કહું, તેવણ તમુને એમ કેહેશે, કે વલી આરસી સામણે સામણે મુકે તારે એમજ દેખાયેતો; વલી તેનું કારણ શું હોયે. જોજો તમુને એજ જવાબ મલશે.

શી૦—જારે હું તેવણને સઘલું સમજાવશ, તારે કેવાં ખુશી થશે. તમારા જેવા ભણેલા શીખેલાની હું બાયડીછું તેથી મને કેટલો હરખ ઊપજેછે. તમે મને ગ્નાન આપોછો તેથી મને સઘલાં ઘરણા ગાઠાં કરતાં વધારે ખુશી મલેછે. જારે મારી સહી જાણશે કે એવી અચરતી બાબદનું હું ગ્નાન ધરાવુંછું તારે તે મારી ઊપરં વધારે હેત કરશે અને મારી દોશતી જાલવવાને વધારે ખંતી રેહેશે.

---

## બાહાદુર સવંતીબાઈ—એક વારતા.

### ભાગ ૨ માં—આંક બીજો.

સવંતીબાઈએ પાછી મુસાફરી શહરૂ કીધી. ઘણા ઘણા દીવશો શુધી ભર જંગલો કાપયા પછી સરોવર કાંઠે ઉભેલાં એક સુંદર શેહેરમાં તે આવી લાગી જેની પાછલથી સુંદર ટેકડીઓ પોતાનુ સીર શેહેર તરફ કરી તોફાંની પવનને પોતાની પીઠ આપી શેહેરનો બચાવ કરતી હતી; અને નાના નાના બાગોમાં ઉગતાં દાડમો અને રંગબેરંગી ફુલો ખીલી રહેલાં હતાં.

સવંતીબાઈ બહુ થાકી ગયલી હતી તેથી એક માલીને ઘર ગઈ જાંહાં તેણીને ખોરાક અને રાતે સુવાને બીછાણું મલયું.

માલીને ઘરના છોકરાં ચુહલા આગલ બેસી પકવાનોની તઈયારી કરતાં હતાં, તાહારે સવંતીબાઈએ માલનને શેહેરની હકીકત પુછી. માલન બોલી કે "ગામમાં હાલ બહુ ગોંઘાટ મચી રહેઓછે. રાજાને એક સપનોં આવયોછે જેનો ખુલાસો કોઇ કરી શકતું નથી.' સવંતીબાઈએ પુછયું કે "રાજાને શું સપનો આવયો ?" માલન બોલી કે "તે દસ વરસનો હતો તાહારથી એક મોટા બાગમાં ઉગેલાં એક ખુબસુરત ઝાડનો સપનો જોયછે. ઝાડનું ઠર રૂપાંનુંછે, પાતરાં તમામ સુંનાનાછે અને મોતીના જુમખા તે ઉપર મેવા મીશાલ લટકેછે. રાજાએ બડે બડે ઓલમાઓને એ ઝાડ વીશે પુછયું પણ કોઈએ રાજાનો ભરમ ભાંજયો નથી. તેથી રાત અને દીશ તે હાય અફસોશમાંછે. વલી રાજાની છોકરીએ એવો ઠરાવ કીધોછે કે જે માહારા બાપને આ અજાએબ ઝાડ મેલવી આપે તેની સાથેજ નેકા કરૂં." રાતના ખાણું ખાધા પછી સવંતીબાઈએ પોતાની ચટાઈ ઘરમાંથી બાહાર કાહાડી અને સરોવર ગમનાં એક ખુણામાં પાંથરીને બીછાણે જયા અગાઉ પોતાના રાબેતા મુજબ ઈશવરની બંદગી ગુજારવા ઘુંટણ ઝંડીએ પડી.

પોતાની આંખો શીહા પાણીની સપાટી ઉપર ફેંકી આવી રીતે નીમાજ કરતી હતી તેવામાં એકાએક પાણીમાં ચલકાટ મચી રહયો અને થોડા વારમાં જુએચ તો પાણી કીનારેથી એક મોટો અજદા એક બેડાં જેવો મોટો હીરો જે ગોયા આકાશપરથી પડેલા સુરજ મુઆફેક ચકચકતો હતો તે પોતાના મોહોમાં લઈ તેની તરફ આવેછે. અજદા મોહોમાથી હીરો જમીનપર મેલી ખોરાક શોધવા કેયે બરાઈ ગયો. થોહોકવાર પછી તે પાછો આવયો, હીરાને મોહોમાં લીધો અને પાછો પાણીમાં ચાલી ગયો. પાછો બીજી રાતે એ ચમતકાર જોવાને સવંતીબાઈએ ઠરાવ કીધો.

તરણ રાત સુધી એજ મુઆફેક દેખાવ સવંતીબાઈની નજરે પડયો. પછી પેલા અજદાને ઠાર કરી હીરો જડપી લેવાનો સવંતીબાઈએ ઠરાવ કીધો. બીજે દીને સવંતીએ નઈ લુહુવારને તાંહાંથી એક છટકું લીધું જે એવુંતો ભારી કે બાર માણસ લાગે તાહારે ઉંચકાય. સવંતીબાઈએ સરોવર આગલ એક ઝાડ સાથે દોરડાં વટે તે છટકું બંધાવયું અને આસપાસ પમરતાં ફુલો પાંથરયાં જે ઉપર અજદાઓ ફીદા હોયચ. રાતને સમે સવંતી તે ઝાડપર ચહડી અજદાની રાહા જોતી બેઠી. બાર વાગતે અજદા ઉપર આવયો, પણ ફુલના પમરાટને લીધે તે ઝાડ આગલ આવયો. તરતજ સવંતીબાઈએ દોરડું છોડી દીધું અને અજદા છટકાં તલે ચંપાઈ ગયો.

સુરજ ઉગયો કે સવંતીએ પોતાના શેકારને બાહાર કાહાડયો. તેની મુવેલી લાસ પડેલી હતી પણ તેના મોહોમાં પેલો હીરો આફતાબ સરખો ચકચકતો હતો. રાતના ઉજાગરાને લીધે સવંતીએ સરોવરમાં અંગોલ કરવા તઈયારી કીધી, પણ પાણીની સપાટીને તેનું બદન લાગે એટલામાં તેનાં હાથમાંથી હીરો ગગડી પડયો અને જેમ જેમ તે ગગડતો ગયો તેમ સવંતીની નજરે એક રસતો પડયો જેની બેહુ બોરફુએ રોનકદાર મેહેલો અને ખીલેલા ખુશનુમાં બાગોની હાર લાગેલી હતી. સવંતી એ રસતે ચાલતી ચાલતી એક મેહેલને બારણે આવી ઉભી. માનવીના મેહેલો કરતાં હેજાર ઘણો રલીઆમનો આ મેહેલ હતો. ઉંચાં ઉંચાં દરખતોપર જાત જાતના મેવાની હાર લાગેલી હતી અને ડાલી ડાલીએ મેના સરખાં મીઠાં જાનવરો પોતાનું ગીત ગાતાં હતાં અને જમીનની ઉપર શુગંધી ફુલોના ગાલીચા પાંથરેલા હતા જેની ઉપર રંગ બેરંગી પટંગીઆં નાચતાં હતાં,

આ બાગના ચોકમાં વચોવચ એક ઝાડ હતું જે શઘલાનો સરદાર હતું, તેનું ઠર રૂપાંનું હતું, તેના પાતરાં તમામ સુંનાના હતા અને મોતીના જુમખા તે ઉપર મેવા મીશાલ લટકતા હતા. તેની ડાલીઓપર હીચકા ખાતી એક પરી સરખી સુંદર નાજની બેઠેલી હતી. સેતારા માફક તેની આંખો ચલકતી હતી; તેના સુંનેરી બાલોના ગુંચરાં તેના પગ આગલ પડતાં હતાં અને તે મનમાં ગાયન ગાતી હતી. સવંતીને જોઈ તે બોલી કે "હે સરદાર તું હીયાં કાં આવેછે ?" સવંતી બોલી કે "હે પરી તુંને જોવા ન આવું ?" પેલી નાજની બોલી કે "મેહેરબાન સાહેબ તહમારાં કદમ કાંહાંછે; પણ જો માહારા બાપની નજરે તહમે પડશોતો તે તહમને મારી નાખશે. હું અજદાઓના પાદશાહની બેટી લાગું અને રમવાને માટે માહારાં બાપે આ મેહેલ ઉડાવયોછે. ઘણા વરશ થયાં હું હીયાં એખલી રમત કરૂંછું કારણ માહારો બાપ મહને કોઈની નજરે પડવા દેતો નથી. મેં તહમારી અગાઉ કોઈબી આદમને જોયો નથી હે સરદાર તહમે કોણ છો અને હીયાં કાંહાંથી આવી લાગા અને તહમે કોણછો ? સવંતીબાઈ બોલી કે "હું સવંતી રાજા છું. એ પરીચેહેર દીલથી દેહેશત દુર કર. મેં તાહારા બાપ અજદાને જીવથી ઠાર કીધોછે." પેલી ખુબશુરત નાજની આ ખબર શાંભલી દીલથી બહુ હરખી અને બોલી કે "બાહાદુર સરદાર માંહારૂં નામ હીરાંબાઈછે અને માહારી પાસે આ સરોવરનો કુલે ખજાનોછે; હે દલેરખાં હીયાં ઠોલ અને આ દેશના રાજપાટની લગામ હાથમાં લે. હું તાહારી રાણી થવા તઈયારછું" સવંતીબાઈ બોલી કે "તેમ બને નહીં કારણ માહારા રાજાએ મહને પેગામે મોકલયોછે અને જાંહાં સુધી માહારી મુસાફરી સમાપત થાય નહીં તાંહાંસુધી માહારાથી હીયાં રેહેવાય નહીં. પણ જેમ હું તાહારી ઉપર ખુરબાન છું તેમ તું માહારી ઉપર હોયતો આવ માહારે દેશ અને તુંહને હું માહારી રાણી કરીશ." હીરાંબાઈ માથું ધુંનાવી બોલી કે "જીગરના હાર એમ બનનાર નહીં. જો હું તાહારી સાથ ફરૂંતો લોકો માહારૂં રૂપ જોઇ તુંહને મારી નાખે અને મહને ગુલામગીરીમાં વેચે; અને નાહેકની હું તુંને મુશીબતમાં નાખું. પણ આ સુંનેરી વાંસલી લે; અને જાહારે તું મહને જોવાને ઇચછે ઇયા માહારી મદદની તુંને ગરજ પડે તાહારે જંગલમાં જઈ આ વાંસલી વજાડજે અને આંખના પલકારા

માં તાહારી સનમુખ આવી હું ઉભી રેહેવસ. 'પણ માણસની વસતીમાં આ વાંસલીનો ઉપયોગ કરતો પરેહેજ રેહેજે." સવંતીબાઈએ પેલી વાંસલી પોતાના પોશાકમાં સંતાડી અને હીરાંબાઇને છેલી સલામ કરી રૂખશત લીધી."

જાહારે સવંતીબાઈ પાછી માલીના ઝુપડાંમાં આવી લાગી તાહારે માલને તેણીને કહ્યું જે "સેઠ આજ બએ દાહાડા થયા કાંહાં ફરોય ! હમે તો એમ સમજયાં કે તહમે બીજે ગામ પધારયા " સવંતીબાઈએ જવાબ દીધો કે "જરા બજારમાં માહારે કામ હતું તે રોકાવું પડીયું હતું. બાઈ મેહેરબાની કરી જરા ફેર કાહાડશો કે આ ગામનો વજીર પારકાઓની મુલાકાત કયારે લેછે ! હું બાહાર ગામ જાંઉં તેહેની અગાઉ માહારે તેની ભેટ લેવીછે." માલન બાહાર ગઈ કે સવંતીબાઈએ હીરાંબાઇને ખાતર અને શાસતરમાં લખેલાં ફરમાંનને લીધે પેલા અજદાને બાલી ખાખ કીધો. માલને ફેર દાહાડયાથી સવંતી બીજે દીને વજીરની મુલાકાતે ગઈ; વજીરે પુછયું કે "બાઈ તહમારે શું કાંમછે ?" સવંતી બોલી કે "માહારા રાજાના પેગામ સર હું આ ગામ રસતે જતો હતો અને તેથી તહમારી મુલાકાત લેવાને મેં દરૂસત ધારયુંછે." વજીરે આ સાંભલતાં સવંતીને આદરમાનથી બેસાડી અને શઘલી વાતો કીધામાં તે ગામના રાજાના અજાએબ સપના વીશે પણ કહી સંભલાવયું. સવંતીએ કહયું કે "વજીર સાહેબ સુખેથી તહમોએ તહમારા રાજાને કેહેવું કે હું તેહેની ખાએશ પુરી પાડીશ. પણ એવી કબુલાતથી કે એ ઝાડ એકજ રાત તેણે જોવું અને તેની ઉપર કશી રીતનો દાવો કરવો નહી." બીજે દીવશે રાજા, તેનો વજીર અને તેના સરદારોની દબદબા ભરેલી ઠઠ માલીના જુંપડાંમાં ભેગી થઈ. તરતજ સવંતીએ જંગલમાં જઈ પેલી વાંસલી વંજાડી અને હીરાંબાઈ પેલાં તવેસમતી ઝાડપર હીચકા ખાતી તેની નજરે પડી. સવંતીએ હીરાંબાઇને હેવાલ કહયો જેથી તે ઝાડ જંગલમાં રેહેવા દીધું, અને સવંતીએ રાજા તથા તેની દરબારને તાંહાં તેડી.

રાજા અને તેની દરબાર અચરતીમાં ગરક થયા. એક બોહોલાં જંગલની અધવચમાં તેઓની નજરે એક ખુબસુરત મેહેલ પડયો; જાંહાં હીરાઓથી મઢેલા ફુંવારાઓમાથી ભાત ભાતની રીતે ખુશબોદાર પાણી ઉડતું હતું અને જેમના ચલકાટથી શીહા અંધારી રાતે સુરજની રોશની સરખો ચમકાટ થઈ રહયો હતો. બેમાલુમ રીતે ગોપા કોઈ પરીઆના મોહોમાથી મધુર ગાયનના શરોદ નીકલતા હતા અને આ બાગે બેહેસતની વચોવચ એક ઝાડ હતું જેનું ઠર રૂપાંનું હતું, જેના પાતરાં સુંનાના હતાં અને જે ઉપર મોતીના જુંમખા મેવા મુવાફેક લટકતા હતા! બામદાદ પડતે આ સવપનો ઉડી ગયો. રાજા પોતાની કબુલાતંને સાબુત રહયો અને બોલયો કે "જે જંગલને બેહેસતનું રૂપ આપે તે ખરેખર માહારી બેટીના હાથને લાયકછે." રાજાએ સવંતીને પોતાનો જમાઈ કીધો અને તેને પોતાનું અરધું રાજપાટ સપુરદ કીધું. પણ સવંતી બોલી કે "રાજા સાહેબ, હાલ માહારા રાજાની ખીદમત સર માહારે જવુંછે માટે માહારૂં કામ સરંનજામ પોંહોંચાડયા બાદ હું હીંયાં આવી તહમારી શાહાજાદી સાથે નેકા કરીશ." સવંતીને રજા મલી અને મોટા મોટા ઉમરાવો તેને ગામ બાહાર વરાવા આવયા. પાછી લાંબી મંજલ કાપયા પછી સવંતીએ જંગલમાં વાંસલી વજાડી અને આગલ હીરાંબાઈ આવી ઉભી. સવંતી બોલી કે "દીલદાર માશુક ઘણા દીવસ થયાં આ જંગલમાં હું ગોતાં ખાઉંછું અને માહારા રાજાના કારણસર માહારે રાખશશોને ગામ જવુંછે, પણ મહને તેમનું ઠામ હાથ લાગતું નથી. મહને તું સાહે થા કે માહારી મુરાદ બર આવે." હીરાંબાઈ બોલી કે "પરીય ભરતાર તાહારીથી તાંહાં એકલી મુસાફરી થઈ શકનાર નથી. છ મહીનાનો રસતો દુરછે અને તે ગામમાં એવી બંધીછે કે ચલીઆંથીબી દાખલ થઈ શકાતું નથી. આદમીનો પગ તાંહાં પડયોજ નથી; અને આ પરૂથવીપર ઝાડ નહી હોય એટલા તાંહાં રાખશોનો પેહેરોછે. તેઓ વલી તુંને નજરે પડશે નહી, પણ તેઓ તુંને જોઇ સકશે અને તાહારા તુકડે તુકડા કરી નાખશે. તોબી માહારી સલાહ લે, રાખશોના રાજાની બેટી જે માહારી દીલોજાન સહીછે તેણે મહને આ વીટી ભેટ કરીછે જે હું તાહારી આંગલીએ ઓલવુંછું. એ વીટીથી તું કોઈની નજરે પડશે નહી. આ સામો પાહાડ દેખાયછે તે રાખશોના ગામની સરહદ ઉપરછે તે પાહાડના શોખરવેર તું ચહડજે, જાહારે તાંહાં તું આવી પુગે તાહારે આ વીટી તાહારી હથેલીએ ઘસજે અને તરતજ તું રાખશશના રાજાની દીકરીની હજુર ઉભો રેહેશે. પરીય ભરતાર તે શાહાજાદીને કેહેજે કે હું તાહારી ઓરત થાઉં અને તે તુંહને માહારે ખાતર માહાશે અને મદદ કરશે." સવંતીએ હીરાંબાઇના કહયા મુજબ કીધું અને તરતજ તે રાખશશના સુંનેરી મેહેલમાં ઉભી. મેહેલની વચોવચ સુંના અને હાથીદાંતનું એક તખત હતું જે ઉપર રાખશશની શાહાજાદી પુનમના ચાંદ સરખી પરકાસતી હતી. તે દીસે કદાવર હતી અને તેણીના બાલે બાલ મોતી પુરેલાં હતાં. ખરાં સુંનેરી તારનો તેણીનો જભો હતો અને તેની કમરે અમુલય હીરાઓથી મઢેલો કમરબંધ બાંધેલો હતો. વલી ગરદન અને હાથપર જહવાએરેનો ઠાગ ન હતો અને ચલકતા સેતારા સરખી તેની બે આંખો ચમકતી હતી. આસપાસ કરોડો રાખશોની ચોકી હતી પણ પેલી તલેસમાતી વીટીથી સવંતીને શાહાજાદી વતરોગે કોઈ જોઈ શકયું નહીં. શાહાજાદી ચમકીને બોલી કે "તું કોણછે અને હીંયાં કયાંહથી આવયોય ?" સવંતીબાઈ બોલી કે "હું સવંતી રાજા છું અને હું અજદાઓના રાજાની બેટી હીરાંબાઇનો ખાવંદ છું અને તેણીને તુંએ જે તલેસમતી વીટી ભેટ આપીછે તેની જાદુઇથી હું હીંયાં આવી લાગોછું." શાહાજાદી બોલી કે "તું આવયો તે ભલે પણ જાણ એ માનવ કે તાહારી હસતી હીંયાં માલમ પડીતો તુંને બચાવવાને માહારામાંબી તાકાત રેહેનાર નથી. મહને કેહે તું હીંયાં શા કારણસર આવયોય ?" સવંતી બોલી કે "હે રૂપાલી શાહાજાદી હું તુંને ખશુથ જોવા આવયોછું, મહને તાહારૂં નામ કેહે અને જણાવ કે આવી જગામાં એખલું રેહેવાનું તાહારૂં કારણ શું ?" તે બોલી કે "રાખશોના રાજાની હું એકપુરી છોકરી છું અને માહારૂં નામ તારાબાઈછે. માહારા બાપ

ની હું ઘણી માનીતીછું અને માહારે માટે તેણે આ મેહેલ બાંધયોછે અને કોઈ હીંયાં દાખલ થાય નહીં માટે તેણે હજારો મૈલ શુધી ચોકી પેહેરા રાખયાછે. હું ક્વચીતજ માહારાં માબાપને જોઉંછું અને ખરૂં બોલુ તો ઘણા વરશ થયાં મેં તેમને જોયાં નથી; પણ માહારા જાની દોસત હું તાહારી ઉપર ખુરબાનછું; માહારૂં દીલ તુંએ જીતી લીધુંછે, હું જાતે જઈ માહારા માબાપને પગે લાગી તાહારાં જીવતદાનની બખશેશ મેળવીશ." એમ બોલી સવંતીબાઈને એકલી મેલી શાહાજાંદી પોતાના માબાપ પાસે ગઈ.

તારાબાઈએ જઈ વીનંતી ગુજારી કે "ઓ માહારા પીતા ! હું તહમને આજીજી કરૂંછુ કે માહારે લાયક કોઈ શાહાજાદાને ચુંટી કાહાડી માહારા નેકા કરી આપો." રાજા બોલયો કે "બેટી હજી તું છોકરીછે તોબી જો કોઈબી શાહાજાદો પોતે હીંયાં આવી તાહારો હાથ માંગેતો હમો તેની ઉપર રાજી થઈશું." તારાબાઈ બોલી કે "વારૂં જો કોઈ દલેર અને ખુબશુરત શાહાજાદો તહમારા શઘલા પેહેરેગીરોની નજર ચુકવી આ મેહેલમાં દાખલ થાયતો તેહેને માહારે ખાતર જીવતદાન બખશશો ?" રાજાએ હા કહી તેથી તારાબાઈ દોડતી જઈ સરંતીબાઈને પોતાના પીતા આગલ લઈ ગઈ. રાજાએ કહયું કે "સવંતી રાજા માહારી છોકરી હું તુંને સપુરદ કરૂંછું. અને આવી ભયંકર જગા તુંએ તાહારી કરામતથી પસાર કીધી માટે હમે તાહારી ઉપર ખુરબાંન છઈએ. માહારી બેટીની અછી બરદાસત કરજે અને જો તહમને કશી અડચણ નડે તો શુખેથી હીંયાં આસરો લેજો." બાર દાહાડા શુધી લગનની ધામધુમ ચાલી અને પરૂથવીના દરેક ખુણામાથી અને માહાસાગરના પેટાંમાંથી લખો અને કરોડો રાખશો પોતાના રાજાની બેટીની શાહાદીમાં ભાગ લેવા આવયા. દરયો પુરાય એટલું જવાહેર અને હીરા અને માનેક અને મોતી સવંતીને રાજાએ બખશીશ કીધું, એટલું કે માણસને ગણતાં ગણતા સો વરસ નીકી જાય રાજાએ વલી પરાધમ પરાધ ચોકીદારો પોતાની છોકરીને આપયા અને દરેક ચોકીદારના હાથમાં જવાહેરનો એકેક ગાંસડો હતો અને એકેક ગાંસડો એકેક મોટી હવેલી સરખો મોટો હતો ! અંતે સવંતી શાહાજાદી સાથે ગામ બાહાર પડી.

તારાબાઈ જંગલમા પોતાના ચોકીદારોને લઈ ઉભી અને સવંતી જે રાજાએ રૂપાના ઠરનું ઝાડ જોયું હતું તેની શાહાજાદી સાથે નેકા કરવા ગઈ ઘણી ધુંમધામથી નેકા થયા અને રાજાએ પોતાના જમાઈને તથા પોતાની બેટીને પુશકલ જર આપી વદયા કીધાં. પછી સવંતી જે શાહાજાદીની સંગેમરમરની નાહાની કુડી ગઈ હતી તે શાહાજાદી સાથે નેકા કરવા તેને ગામ ગઈ, તરણ દાહાડા શુધી ધામધુમથી લગણ થયાં અને પુશકલ સરોપાવ સાથે સવંતી તે સાહાજાદીને લઈ બાહાર નીકલી; પછી સવંતી જે રાજાના ટટને તેણીએ જેર કરયું હતું તે રાજાને ગામ તેની શાહાજાદીને પરણવા ચાલી. પછી આ તરણુડે શાહાજાદીઓ તથા અનજદાઓની શાહાજાદી હીરાંબાઈ તથા રાખશોની શાહાજાદી તારાબાઈ તથા શઘલા રેસાલા સમેત સવંતીબાઈ પોતાના આગલા રાજાના ગામમાં ગઈ જાંહાં પારબતીને રાખેલી હતી.

રાજાને જેવી ખબર પડી કે સાંમેથી એક મોટું લશકર આવેછે એટલે તે ગભરાયો, પણ સવંતીએ તરત એક ચોબદારને મારતે ઘોડે મોકલયો કે હે રાજા તાહારે બીહીવું નહીં એતો સવંતી રાજા જે તાહારાં કાંમસર ગયો હતો તે પોતાનું કાંમ સરતજામ પોંહોંચાડી પાછો ફરયોછે. ઘણી બા અકરામથી રાજાએ સવંતીને દાખલ કીધી અને સવંતીએ રાણીની આગલ રાખશોની સાડીઓનો ઢગ ભરાવયો, પછી સવંતીએ રાજા તથા તેના વજીરને પુશકલ દરવીય આપયું.

પછી રખે ગામમાં દુકાલ ચાલે કરી સવંતીએ શઘલા રસાલાને ઈનામ આપી રૂખશત કીધો. સવંતીએ પેલી તરણુડે શાહાજાદીઓને પારબતીની સાથે રાખી, પણ હીરાંબાઈ અને તારાબાઈ પોતાનાજ મેહેલ બાંધી જંગલમાં રહયાં હતાં અને જેની ખબર સવંતી વગર બીજી કોઈને હતી નહીં. પછી તે ગામના રાજાની છોકરીબી સવંતીપર પરશન થઈ અને તેના લગન ધામધુમથી ગુજારવાને તઈયારી થવા લાગી.

એવામાં સવંતીએ પારબતીને રડતાં જોઈ. સરંતીએ પુછવા ઉપરથી બોલી કે "બેહેન તુંએ આપણી હોરમત અને દોલતમાં વધારો કીધો ખરો પણ કોણ જાણે આપણો ખાવંદ લોગીદાસ ફકીરી હાલતમાં ફરતો હશે અને તે ખેઆલથી હું ખાખાવરખી અને દેવાની બની જાંઉછું." પછી સવંતીબાઈએ કહયું કે "બેહેન જો હું આપણા ખાવંદને શોધી ન કાહાડુંતો માહારૂં નામ સવંતી નહીં" એમ કહી તે હીરાબાઈ પાસ દોડી અને તેને કહયું કે "માહારો એક દોસત આજ બાર વરસની વાત ઉપર ફકીર થઈ જંગલમાં ગેપ થઈ ગયોછે તેને શોધી કાહાડ." હીરાબાઈએ કહયું કે સરવેથી સરસ રીત એકે ફુલે ગરીબ આલમનો નીયાત કરવો અને તેમાં જરૂર તાહારો દોસત આવશે.

૭ મહીના શુધી જંગલોમાં ખાનાં ચાલયાં પણ લોગીદાસ ગલયો નહીં.

એક દાહાડે એક કાલો શીહા સરખો જોગી જેના હાથમાં એક લાકડાંનું વાસણ હતું, અને જેની અંદર રોટીના ટુકડા પડેલા હતા તેણે અચણુચી પારબતીને હાથ લગાડી કહયું કે "પારબતી, મહને ઓલખેછે ? હું તાહારો ભરતાર લોગીદાસ છું." લોગીદાસ એટલોતો બદલાઈ ગયો હતો કે પારબતી ઓલખી શકી નહીં, પણ આ બોલો સાંભલતાંજ તે રૂદન કરવા બેઠી. સવંતીએ પારબતીને કહયું કે "બેહેન તું રૂદન કરીશ નહીં. હું લોગીદાસની તપાસ તરત કરીશ અને તુંહને તેનું સેંવટ જણાવવા નહી ચુકીશ." તરત સવંતીએ હોકમ કીધો કે લોગીદાસને કેદ પકડી બંદીખાને નાખે. લોગીદાસે ઘણી વીનંતી ગુજારી પણ કાંઈ વલયું નહીં. રખે લોકો હશે ઈયા તેને દીવાનામાં ખપાવે માટે લોગીદાસ હું રાજી છું એમ બોલયો નહીં. ચોકીદારો બીચારા લોગીદાસને કેહેતા કે ઘણું કરી તુંને કાલે ગરદન મારવામાં આવશે.



રોમ શેહેરના ધુગારામાં નીરો પાદશાહની ભેટ.

ઘર જઈ સવંતીએ લોગીદાસને પોતાના મેહેલમાં મંગાવયો અને પોતાના ચાકરોને હુકમ કીધો કે એ ફકીરની હજામત કરાવે અને તેને અચ્છાં કપડાંથી સનગારે; પછી સવંતીએ વઈદોને બોલાવી એવી કબુલાત લીધી કે લોગીદાસને છ મહીનાંમાં તેઓ પાછો ખુબસુરત કરી આપે. રોજ સવંતી લોગીદાસની પુછપરછ કરે પણ લોગીદાસ એમજ જાણે કે સવંતી રાજા કોઈ પારકોછે અને માહારી કદર ખાયછે. પોહોરેગીરો વલી ઉલટો લોગીદાસને દમ આપે કે જેવો તું સારો થયો કે પાદશાહ તુંને પોતાની રસુમ ખાતર પોતાની વરસગાંઠને દીને ફાંસીને લાકડે લટકાવશે અને જેમ બીલાડી ઉંદરસાથ રમેચ તેમ હાલ તે તાહારી સાથ રમેચ.

સવંતીની વરસગાંઠને દાહાડે તેણીના રાજાની છોકરી સાથે નેકા થનાર હતા. જરાવના ભરેલા સુંનેરી તંબુઓની હાર લાગેલી હતી અને ગામમાં ભારી ધાંમધુમ મચી રહી હતી. સવંતીએ પારબતીને કહ્યું કે "બેહેન ઈશવર કરશેતો માહારી શાલગરેહને દીને તાહારો ભરતાર તુંહને હવાલે કરીશ." પણ પારબતી બોલી કે "બેહેન આપણો ભરતાર કોઈજ નહીં પણ પેલો ચીથરેહાલ ફકીરછે તે એઆલથી માહારૂં લોહી ઉકલી આવેછે."

સવંતી હસીને બોલી કે "ખરેખર; પણ બેહેન વઈદોની સલાહથી તેનામાં આસમાન જમીનનો ફરક પડયોછે. તે હજી જાણતો નથી કે આપણ કોણ છઈએ; પણ બેહેન હું તાહારી પાસે માગી લઉંછું કે હજી શુધી માહારો ભરમ તાહારે કોઈને જાહેર કરવો નહીં."

સવંતીના લગણમાં લોગીદાસના બાપ સીઉ રાજા તથા તેની રાણી તથા સવંતીનો બાપ સીઉ રાજાનો વજીર તથા તેની રાણી પણ નોતરાંને માન દઈ આવયાં હતાં. સવંતીબાઈએ પોતાની ડાબી બાજુએ એક તખત કરાવયું જે ઉપર પોતાના બાપને બેસાડયો, તેની પાસે પોતાની માને બેસાડી, તેની પાસે સીઉ રાજાને બેસાડયો અને તેની પાસે તેની રાણીને બેસાડી અને તાહાર પછી બીજાં રાજા રાણીને મારે તખત રાખયાં. વજીરને આ જગા મલેલી જોઈ શઘલા ઓચંબામાં પડયા. પછી સવંતીએ લોગીદાસને પોતાનો પોશાક પેહેરાવી બોલાવી મંગાવયો અને પોતે એક સારી પેહેડી આવી. પછી પોતા સાથે પેલી તરણ શાહજાદીઓ તથા પારબતી તથા પરી માફક ખુબસુરત તારાબાઈ અને હીરાંબાઈને લઈ આવી. પછી સવંતી લોગીદાસને પગે પડી અને બોલી કે "પરીય ભરતાર લોગીદાસ તાહારી ઓરત તરફ નેધાહ કર, જે ઓરતને બાર વરશની વાત ઉપર તુંએ જંગલમાં આ પારબતી સાથે છોડી દીધી હતી. આ સઘલી શાહાજાદીઓ, આ દોલત, આ ખજાનો, આ જવાહેર, આ રાજપાટ, હું પોતે, એ સઘલાં તાહારાંછે."

લોગીદાસની આંખોમાંથી હરખના આંસુ પડયાં. સઘલા રાજાઓ વાખવાખીના પોકાર મારવા લાગા અને બોલવા લાગા કે "પરૂથવીમાં કોઈએ એવી ઓરત જોઈછે?" પછી નહી બોલાય તેવી ખુશાલી સાથે લોગીદાસના આઠે સાહાજાદીઓ સાથે નેકા થયા, અને લોગીદાસ પોતાના મા બાપ સાથે હશી ખુશીથી પોતાને ગામ પધારયો અને ઘણા વરશ શુધી જાહોજલાલીથી પાદશાહી ભોગવી અને ખાઈ પીને મોજ કીધી. અને જેઓ આ વાત વાંચે તેઓબી ઈશવર કરે જાહોજલાલી ભોગવી ખાઈ પી મોજ કરે.



## રોમ શેહેરના ઈંગારામાં નીરો પાદશાહની ભેટ.

ઈસવી સન ૪૧ ના શાલમાં યુરપખંડના ઇટલી દેશના પાએતખત રોમ શેહેર ઉપર કલાદીઅસ નામે એક સેનશાહ રાજ ચલાવી ગયોછે. એ પાદશાહ મનશકતીમાં કુરબલ હતો તેથી ખુશામતીઆઓને રાજપાટ સોંપતો હતો. મીસાલીના નામની તેની રાણી ઈજત વગરની હતી અને રોમ શેહેરમાં ચલાવેલાં ઘાટકીપણાથી તેનું નામ મશહુર થયુંછે. પણ પાછલથી પોતાનાંજ કરતુક તેણીએ જોયાં અને કલાદીઅસ સાનશાહે તેને કાયસ સીલીઅસ નામના તેના ઈયાર સાથે કતલ કરાવી.

કલાદીઅસને નસીબે એગરીપીના નામની બીજી ઓરત ઠોકાઈ, જે એ સાનશાહનો જીવલેન થઈ પડી. એગરીપીનાને પેટે તેના આગલા ખાવંદનો નીરો નામનો છોકરો હતો જેને કલાદીઅસ પછી ગાદીએ બેસાડાવવા તે કલાદીઅસને બહુ દુખ આપતી હતી. કલાદીઅસ એટલોતો કંટાલી ગયો હતો કે તે વારેઘડીએ દારૂની બાહારમાં બોલતો હતો કે માહારાં નસીબમાં એવુંજ લખેલુંછે કે ઓરતોનું દુખ ખમવું અને તેમને પછી ગરદન મરાવવી.

આ વાત એગરીપીનાને કાણે પડતાજ પેહેલાં કલાદીઅસને મારી નાખવાની વેતરનમાં તે ફરી. લોકસતા નામની એક ખરાબ ઓરત એવો પેશો પકડી બેઠી હતી કે જે ઓરત પોતાના ભરતારથી વેગલી થવા માંગતી હોય તેની પાસથી ચોકસ દામ લઈ તેના ભરતારને વીખ દઈ મારતી હતી. આ ઓરતને એગરીપીનાએ હાથમાં લીધી. લોકસતાએ કલાદીઅસના ખાનાંમાં વીખ ભેલવું અને તરતજ ખાતાં પાદશાહે માથું નાખી દીધું. હજી તેનું મોત નીપજયું નહી તેથી એગરીપીનાએ એક વઈદને લાચ આપી જેણે પાદશાહને વામીટ કરાવા સારૂં તેના ગલાંમાં એક જેહેરી પીછ ફેરવયું જેની અસરથી પાદશાહ મરણ પાંમયો.

કલાદીઅસના મરણ પછી એગરીપીનાએ ગાદીપર પોતાના બેટા નીરોને નકી કીધો. આ પાસેના ચીતરમાં વચોવચના હાબાની આગલ મોટો જમો પેહેડી જે ઉભોછે તે એ સેતાનીઅતી દેવ નીરોછે. અને એગરીપીના સરખી ખુંની અને કંગાલ ઓરતને તાંહાં એક કંગાવજ બેટાનો જનમ થયો હોય એમાં આશચરય પામવા સરીખું નથી. નીરો નાનપણમાંતો ઘણોજ રેહેમદીલી હતો. ગાદીપર તરત આવવાબાદ એક ગુનેહગારને મારી નાખવાનું વારંટ સહી કરતાં તે બોલયો કે "અરે ઈશવરની મરજી એવી હોત કે હું લખનાંજ નહીં સીખયો હોતતો કેટલું સારૂં!" પણ જેમ જેમ વરસ વધતાં ગયાં તેમ તેમ નીરોનો ખવાસ બદલાતો ગયો. પોતાની માના અખતેઆરમાંથી નીકલી જવાને કાજ તેણે તેણીને પાણીમાં ડુબાડી મારી નખાવવાની કોશેશ કીધી, અને જાહારે તે ફાવયો નહીં તાહારે

તેણીને મેજાન કરવાનો તેણે હુકમ કીધો. તેની માના મુરદાંપર નજર કરી તે બોલયો કે માહારી માં આવી ખુબસુરત કોઈ દાહાડે દેખાઈ ન હતી. આ હેરેમંત ખશલતનો સાનશાહ એવી એવીતો બુરાઈ કરવા લાગો કે સાંભલીને બાલેબાલ ઉભા થાયછે.

આગલા વખતમાં ટરોએ શેહેરમાં મોટી આગ લાગી હતી અને તે આગથી બલી ગયું હતું તે વીશે તેણે શાંભલેઉં હતું અને તેવોજ બનાવ પોતાની નજરે જોવાને તે ઈછતો હતો તેથી રોમ શેહેર બલતાંમાં તે કેમ બલે અને લોકો આગના અંગારામાં કેમ લશાજ થાય તે જોવા કાજ તેણે રોમ શેહેરને બાલી નાખવાનો હુકમ કીધો. જેમ જેમ મોટી મોટી હવેલીઓ અને રોમ શેહેરના પુરાતમ મીનારાઓપર આગના ભભુકા ચાલતા ગયા અને જેમ જેમ લોક ચીઆરી પાડી હાય અને અફશોસ મારતાં ખાખાવરખાં અને બાવરાં થઈ દોડતાં, તેમ તેમ ચંડાલ નીરો પોતાની મેહેલની અગાસીપર ઉભો રહી તંબુરો વજાડી ટરોએ શેહેરની આગ વીસે જે ગાયન જોડેલું હતું તે ગાવા લાગો.

તે ઘણોજ અનીતીમાન હતો અને રાતની વેલા પાદશાહી મથક છોડી રૂમના જે અનીતીના મથકો હતાં તાંહાં ભટકતો હતો. તે ખેલાડીનો વેશ લેઈ કેટલીક વખત નાટકશાલાના તખતા ઉપર નાટક કરવા આવતો હતો. તે એટલોતો લખલુટ હતો કે સોનેરી કસબની જાલ લેઈ માછલી મારવા જતો અને એક વખત પેહેરેલો પોશાક ફરી અંગે લગાડતો નહી હતો. તેને માટે એક ભારી મેહેલ બાંધીઆમાં આવીઓ હતો અને તેના અંદરના ઓરડાના છાપરાંની ફરતાં આસમાનની માફક હીકમત કરી ફરતું કીધું હતું અને તે ફરવાથી ચોમેરથી ખુશબો ઓરડામાં પંથરાયે એવી હીકમત કીધી હતી. આ હીકમતથી બાહેરથી ખુશ ખુશબો અંદર જાતી હતી પણ તેમાં રેહેનાર ધણીની બદનીતી અને ઝુવાકી ચાલથી અંદરથી ગોએઆ કુંઅકમાટ ભરેલી લપટ નીકલતી હતી. જેમ આપણામાં કોઈ મોટા જુલમગાર વીશે બોલવું હોયછે તારે તે "ઝુવાકી બાદશાહી" કરેછે એવું બોલીએછ તેમ યુરોપખંડ વાલાઓ જારેબી કોઈ મોટા જુલમગાર વીશે બોલવા માંગેછ તારે "નીરોના જેવો ઘાટકી અને જુલમગાર" એવા બોલો બોલેછે.

પાસેના ચીતર ઉપરથી માલમ પડશે કે રોમ શેહેરમાં આગનો ધુંઓ હજી ચાલુછે અને સીપાઈઓ બલતી મસાલ લઈ નીરોના હુકમથી પોતાનું દોજખી કામ કરતા ચાલયાછે. ઘરોના ઢગમાં ઓરતો અને મરદો કચડાઈ મુઆંછે અને પાદશાહ પોતાના કરતુકનું પરીનામ ઘણી ખુશાલીથી જોતો ઉભોછે.

પોતા ઉપરથી તોપલો કાહાડી નાખી નીરોએ ખરીસટી લોકો ઉપર રોમને બાલી નાખવાનું બોહોતાન મેલયું. આ અનપાપસર બીચારા ગરીબડા ખરીસટીઅનોને કાંભલાઓ સાથે બાંધી તેમની ઉપર ચરબીના પડ કરી આગમાં જલાવી મુકયા અને જે ભભુકા ઉડયા તેથી શીહા અંધારી રાતે લંકાં લાગી રહયાં હતાં. સેનેકા નામના પુરવીન ફીલસુફ અને લુકાન નામના એક કવીને તેણે મારી નખાવયા. સેનેકાની ફસ ખુલી મેલવાથીબી જારે તે મરણ પામયો નહીં તાહારે જેહેર આપી તેને મારી નાખયો. પોલાઈના નામની સેનેકાની નેક ઓરતે પણ પોતાની ફસ ખુલાવી પણ તે ભલી બાનું પોતાના ભરતાર સાથ મરણ પામી શકી નહીં. પાઈસો નામના એક સખશે નીરો સામું બંડ ઉઠાવયું પણ તેનું ફલ એ નીપજયું કે ઘણાએક અમીરો નાહેક મારયા ગયા.

ગાલબા નામના એક સરદારે લશકર ઉભું કરી રોમ શેહેર તરફ રસતો ધરયો. નીરોને સુંફરાપર ખબર પડતાંજ તેને દેહેશત પેઠી. તેણે ટેબલને લાત મારી ઉંધી વાલી પોતાના કપડાં ફાડી નાખયાં, માથું કુટયું, પગ અફાડયા અને અંતે બેસુધ થઈ જમીનપર પડયો. ગામમાં બલવાનો પવન ફેલાયો અને નીરો મીસર દેશ તરફ નીકલી જવા મેહેલમાંથી નાઠો. દરેક ઘરના બારણાં નીરો સામું બંધ હતાં. આવા સમેમાં તેણે પોતાના નોકરને હુકમ કીધો કે મહને મારી નાખ, પણ તેણે હુકમ માનયો નહીં. પછી તાઈબર નદીમાં જોંકાવવા નીરો દોડયો પણ કયે મોહોડે ઈશવરની દરઘાહમાં ઉભો રહું તેના ખેયાલથી તે ડરગો. ફેઆન નામના તેના એક નોકરે પોતાનું ઘર જે ચાર માઈલ દુર હતું તે નીરોને આપવા કહયું જેથી તે ઘોડેસવાર થઈ તે તરફ નાહાસવા લાગો. ચાલતાં ચાલતાં તેને ધરતીકપનો આંચકો લાગો અને પછી વીજલીના ચમકાટથી આશમાન જહલકવા લાગું. રસતામાં ઘોડો ચમકયો અને નીરો પડી ગયો. તેણે લોકોને "નીરોની પુઠ ધરો" એવાજ પોકાર મારતા શાંભલયા. અરધે નાગે બદને તે ઝાડીઓમાં ભરાઈ ગયો. નીરોને થોડાવારમાં ખબર થઈ કે ગાલબાએ સેનશાહાત હાથ કીધીછે અને હુકમ કાહાડયોછે કે નીરોને પકડી તેને પીલોરીમાં ઉભો રાખી તે મરે તાંહાંસુધી તેને માર મારવો.

નીરોએ પોતાના માણસોને હુકમ કીધો કે પેહેલાં તહમે આપઘાત કરો કે તહમારા દાખલાથી મહને હીમત આવે અને હું આ ખંજર માહારા ભીતરમાં ભોકી ગાલબાના હાથમાંથી છટકું. એવામાં નીરોની શોધે એક લશકરની ટુકડી આવી જેમને જોઈ તેણે પોતાના ગલામાં ખંજર ભોકયું અને તેની આગલ ઉભેલા તેના એક રફીકે ખંજરને વધારે જોરથી અંદર મોકલયું. પોતાની કરણીનું ફેજ આ દુનીયાંમાંજ જોઈ આ કરપીણ પાદશાહ કુતરાંને મોહોતે ૩૨ વરસની ટુક જીંદગી ગુજારી મારગ લાગો.

⸻

# માહરૂં રેહેવાનું ઘર.

વાંચનાર રસને સેરીએ જતાં તેં ઘણીવાર નવી બંધાતી ઈમારત અને ઘર જોયાં હશે;—ઈંટ અને ચુનાથી બાંધેલી ભીંટ અને દેવાલ તને ખભરાએલી અને બેદોલ લાગી હશે, તેની આસપાસ બાંધેલી પરાંચ જોઈ તને કંટાલો લાગો હશે, અને તે ઘરની જમીન જેને હજુર કાબો કીધામાં નથી આએઓ તે ઊપર તને ચાલવાને નહી ગમીઊં હશે. તેમજ મા

નસ જાતના શરીરનું પાંજરૂ જે માસ અથવા ચાંમરાં વગર જારે આપણી નજરે પડેછે તારે તે જોવાને કંટાલો અને બેહામણું લાગેછે. તમોએ ઇસપીટાલમાં અથવા બીજી જગોએ મુએલાં માણસનાં શરીરનું આખું પાંજરૂ કદાચ જોઈશે હશે, નહીતર કોઈ ચોપડીમાં તેનો આકાર દીઠો હશે અને તે જોવાને તમોને પસંદ નહી પડીઊં હોયતો તેનું કારણ એટલુંજ કે એ ઘર તેનાં સીંનગાર વગર ખાલીછે.

હવે આપણું શરીર તે એક ઘરછે જેમાં આપણો જીવ વસેછે. શરીરનુ પાંજરૂં જે હાડકાંનુ બનેલુ છે તે ગોએઆ આપણા ઘરની ભીંટ અથવા દેવાલ સમજવી; અને જેમ ઘરને માટે ઈંટની જરૂરછે તેમજ શરીરમાં હાડકાંની જરૂરછે. એ હાડકાં આપણાંમાં સુમારે બસોને સાહાઠછે. તે જુદાં જુદાં કદ, આકાર, અને કઊવતનાં હોયછે; અને પોતાની થેડવેલી જગા અને કાંમને પુરતાં લાયકછે. તેમાંનાં એક વગર આપણું ઘર તકી શકે નહી; તેમાં એક જાસતી મુકી શકાય નહી; અને તે જે કઊવતનાં હોય તેથી વધારે કઊવતનાં જોઈએબી નહી. તેઓને જુદો આકાર આપી શકાય નહી; અને એક હાડકું બીજી જગાએ ચાલે નહી.

એ ઘરનો સામાન અને સીનગાર કેવા બંચાવથી મુકેલોછે તે જુવો. ભેજાંનાં બચાવને વાસ્તે માંથાની સખ્ત ખોપરીછે. ગરદન અને બરડાના કાંટાનું હાડકું નાંધલા નાંધલા ભાગનું બનેલુંછે અને તવો એક મેક સાથે એવાંનો મજબુત બંધાનમાંછે કે તેથી તેને આગલ પાછલ સેહેલાઈથી ફરવાને બનેછે અને સાથેલાગુ કુવત પણ ધરાવેછે. બધો ભાગ એવીતો રીતે બાંધીઓછે કે તેથી આદમીનુ શરીર હમેશાં સંમતોલ રેહેછે અને કદીબી એ ઘર લચી પડવાની ધાસતી રેહેની નથી.

આપણાં પાંજરાંનો આકાર અને તેની ઘપ એવીતો નાંદરછે કે તેમાં કોઇબી રીતનો હેરફાર સારો કેહેવાએજ નહી. જો આપણું મન માનસનાં જેવું અને શરીર નાહાના જીવજંતોના જેવું હનેતો આપણાથી એકથી બીજી જગા ઊપર સેહેલાઈથી અને જહડપથી દોડી કાંમ કરી શકાતે નહી; જો ચોપગાં જાંનવરોનાં જેવું શરીર હનેતો વલી ખોદાતાલાએ જે ઊપયોગી હાથ આપણને બખશીઆછે તેનો ઊપયોગ તદન જતો રેહેને. જે આકાર આપણને આપીઓછે તે કરતાં બીજો કોઈબી માફક આવી શકતે નહી. માનસને મોહોટું ભેજું અને તેના બંચાવને માટે ભારી ખોપરી આપીછે તે લેઈ કોઈબી પશુ અથવા બીજાં જાંનવરી આકારમાં તેનેથી સેહેલાઈથી ચલાતેજ નહી. વાસ્તે તે માહાબલ કારીગરે તેનું શરીર ઊભું, અને તેનાં ઊપલા ભાગ ઊપર માથું મુકીઊંછે. બીજાં જાનવરોની પેઠે માનસને તેનાં બંચાવને માટે કાંઈ સીંગડાં અથવા જાડું ઢાંકણ નથી અથવા ઊડી જવાને પાંખો નથી તેથી તેને ઊભું કદ આપીઊંછે જેથી તે લાંબે સુધી જોઈ શકે અને આવતી ધાસતીને માટે તઈઆર થઈ રેહે.

આ નવાઈ સરખાં ઘરની બાંધની અને તેનાં સોલેસીંગારનુ બેઆંન ટુક ટુક આપતા જઇશું જેથી વાંચનાર તારૂં પોતાનું ઘર કેવુંછે તેનું તને થોડું ઘણું ગ્યાન આવશે.



## પારસી બાંનુઓમા ખોટી છીટ—
## ઓરતોને એક સુચના.

આ બાબદમાં આજ હમારે થોડું બોલવુંછે.. હમોએ એ બાબદ ઉપર આગલ ઘણીવાર બોલયા છઈએ પણ દરરોજ બનતા નવા બનાવો અને આપણી જીંદગીમાં થતા હરરોજના ફેરફારથી બીજા કેટલાક વધારે વીચાર ઉતપન થાયછે.

મુસલમીનોની અંદર ઓરતને પરદામાં રાખવાની રસમછે તથા તે રસમ થોડીક ઉતરતી રીતે હીંદુઓમાં આમેજ થયલી દીસેછે. આપણા વડાવાઓએ આ સરજમીન ઉપર પગ મેલયો તાહારથી હીંદુ રસમની નકલ આપણ આબેહુબ કરતા આવયા છઈએ, પણ હીંદુઓનું રાજ ગુંમ થઇ ગયુંછે; અસલી બેહુંદા વીચારો નાબુદ થઇ ગયાછે; આપણ દીન ઉપર દીન આપણા વડાવાઓ કરતાં બુધી અને અજમાયસમાં વધતા જઈએછે અને તેમજ હવે પછેની ઓલાદ આપણ કરતાં વધારે અનુભવી થશે. સરવેથી પેહેલાં પુરવ તરફના ગ્યાનના ઉજાસથી પશચીમ તરફ અજવાલું થયું હતું; પણ પુરવ તરફ હાલ એ પરકાશ ઓછો થઇ જઈ પશચીમ તરફ પુર જોશથી પરકાશેછે; અને તેનો તેજ હીંદુસતાન ઉપર પાછો પરકાશી આપણને અગ્યાનપણામાંથી એકવાર ફરી બાહેર કાહાડેછે.

ધનય ઈંગરેજી રાજને કે તેના પરતાપથી આજ આપણી ઇજથીતીને પોહોંચયા છઇએ. મરદોના મગજ જેમ વેહેમની બંદમાંથી છુટાં ગયાં તેમ તેઓને અંદેશો ઉતપન થતો ગયો કે આપણી બાપડીઓ તથા છોડીઓના મગજની બેડીઓ પણ આપણ કાં ન તોડવે અને ઇનશાલા થોડા કેલવણી પાંમેલા મરદોની મેહેનતથી અને તેમની દીલસોજી

થી પારસી બાંનુઓને પણ અજવાળાંના મેદાનમાં આવવા
ને બારણાં ખુલપાંછે. આગલાં મા બાપો પોતાની છોડીઓ
ને શીખાડવાને લાજ સમજતાં હતાં તે આજના મા બાપો
પોતાની આયન ફરજ સમજેછે, જેવો પોતાના બચાંને ઘર
માં કેલવણી આપવાને ડરતાં હતાં તેઓ છડેછોક હવે જાહેર
નીશાલોમાં મોકલેછે. જે ઓરતો આગલ કેદીની મુઆફેક
ઘરના એકાંત ખુંણામાં ભરાઈ બેસતાં હતાં તેઓમાંની કેટ
લીએકો આજે પોતાના ભરતારોની સાથ જાહેરમાં ફરેછે.
ધનય ઈંગલંડ, ધનય તહને ! એ શઘલી તાહારાજ છાંપડા ત
લે મલેલી ઉમદા બખશેશછે. હવે આપણી ઓરતોમાં આ
મેજ થયલી કેટલીક છીટ વીશે જારે વીચાર કરપે છઇએ તા
રે હસવું આવયા વગર આપણને રેહેતું નથી. ઓરતો
પોતાના ભરતાર ઈયા પોતાના પીતાની સાથે બાજુએ બા
જી ખુલલાં મેદાનમાં ઈયા કોઈ જાહેર જગા જાંહાં
આબરૂ દરકારવાલાં માણસો ભેગાં થયાં હોય તાંહાં જાયતો
તેઓએ શું અણઘટતું કીધું, તેઓએ શું તકશીર કીધી,
તેનો ખેયાલ થઇ શકતો નથી. કોઈ નાજાં કાકી ઈયા ન
વાજ ડોસાં વલી કેહેશે કે 'મરે તેમાં મહલાજો નહી.' એ
નેક ડોસાં ! ઘરમાં વઢવાટ કરવો, ગલીચ શબદો બોલવા,
અધરમીપણે ચાલવું, ગીબતમાં જીભલી વાપડવી, સેવડાવો
ની સેવા કરવી, જોઈતાં વસતર વગર ઓટલા ઉપર બેસ
વું તથા ચાકરોમા ફરવું, એમાં મહલાજો હોય નહી. પો
તાના હકદાર ખાવંદની સાથે નીરદોશપણાથી ખુલલી હ
વામાં ફરવું જેથી પોતાની તંદરોસતીમાં તથા પોતાની મી
ઠી વાતોથી ભરતારને રંગીલો કરી તેની તંદરોસતીમાં વ
ધારો કરવો, વારે ઘડીએ ઘણીજ સાથે પરોટાઇ જયાથી એ
ક બીજાના પયારનો ગાંઠ વધારે મકમ કરવો, પોતાના ગ્યા
ની ભરતારને મોહોડેથી વીવેકની વાતો શાંભલી પોતાની
બુધીને તેજ આપવું, એને જો બીનમલાહજા ભરેલું કહી
એતો મલાહજો તે શાને કહીએ તેની સમજ પડતી નથી.
ગ્યાન તથા રમુજ મેલવવાની જાહેર જગામાં પોતાના ભર
તારની શાથે જઈ અંદાજા અને મલાહજાથી બેશવું એ
માંથી કોઈબી રીતના માઠા પરીણામની ધાસતી રેહેતી ન
થી. અને તે પુર મલાહજા ભરેલું ગણાયછે. ઘણી નેક
બાનુંઓ તથા તેમના ભરતારો એ પગલું ભરવાને ખંતી
હશે પણ પોતાના અસલી વીચારના વડીલોથી ઈયા કયારે
પેલો બાહાર પડેતો હું પડું એવા વીચારથી અટકી ગયાં હ
શે હમે તેઓને કહીએછે કે ધીરજ પકડો. વડીલોનો
તીરસકાર કરવો જોઈતો નથી. તેઓ નેક અને અજમા
સવાલાછે અને તેઓના દીલ દુખવવા જોઈતાં નથી. સ
હમજુતીથી, ધીરજથી, તકરારથી તેમને જીતી લઓ તેમની
તાબેદારી કરી તેમને તહમારી તરફ ખેંચો, ઉપરવારાં થઇ
ને એ પરીનામ કદી ઉપજાવનાર નથી. એમ કરતા જો
તેવો પોતાની અજમાએશનો અનુભવ આપેતો તે ઉપર પ
ણ ધેઆંન આપજો.

જીવો બાઈઓ લગણને ટાંકણે ભર મીજલસમાં વગ
ર અરથના બે તાલ અને બે શુર ગીતો ભોંકતાં ભોંકતાં પ
સાર થવું, ઈયા જમાઈને આપેલાં પતના વાસન તથા ધો
વીઓ હેવકરીઓને માથે આપી કથંગાં વજનતરોની સા
થ મોહોલલે મોહોલલે રખડવું, એ જોઈએતો મલાહજાથી
ઉલટું ગણોં; બાકી એક નાજની પોતાના ભરતારની સાથે
ગાડીમાં બેસી ધોરી રસતેથી પસાર થાય એ બેમલાહજા
ભરેલુંછે એમ બોલવું એ ઉલટું બેમલાહજા ભરેલુંછે.
જો એક મેક સાથે એમ ફરવા હરવાનો પડોસ હોયતો કે
ટલાં માટી બઈએર વચેનો મીનાકેશો ગુમ થાએ ?

વલી એક બીજી વાત,ધેઆનપર લેવા જોગછે. ઘ
ણીખરી પારસી ઓરતો હજુર પોતાના ધણીના નામ મો
હોડેથી બોલતી નથી. ઘણાએક ભરતારોને પણ સરમાવું
જોઈએ કે પોતાની ઓરતનું નામ લેવાને તેઓ છીટ રા
ખેછે. ડોસાં કાકી એમાંબી બેમલાજા ભરેલું ખરૂં કે !
પોતાની ઓરતને 'સીરીન' કરી હાંક મારવાને બદલે
ઘણા ભરતારો પોતાની છોકરીનું નામ બોલેછે, જેમકે 'દી
ન' હીંયાં આવોતો; ઈયા જો કોઈ આગલ બોલવું હોયતો
એમ બોલે કે "માહારા ખસરૂની માએ મહને કહયું."
જો કોઈ સીરીનબાઇ બોલવાના હોયતો એમ કેહે કે 'એવ
ણ' અથવા 'તેવણ' અથવા 'પેલા' પણ ખરૂં નામ બો
લતાંતો નાખ જતું રેહે. હવે નામ એટલે શું ? કોઇને
સીરીન કરી નામ આપવું એટલે શું ? એક માણસની સુ
રત ઈયા તેને વીશે વીચારો બીજાના મનમાં કોઈબી વખ
તે ઉતપન કરવા, ઈયા બીજા લોકોમાંથી તે ચોકસ સખસ
ને ધયાનમાં રાખવા અને બીજી ચીજોથી જુડો પાડવા
એક બોલ વાપડવામાં આવેછે જેને નામ કરી કહીએછે.
જો કોઇને કહીએ કે માહારી 'સીરીને' આ કામ કીધું,
એટલે તરત સાંભલનારના મનમાં ખેઆલ ઉતપન થાયછે
'કે ફલાણા કુટંબની ઓરત. તે પરમાણે જો સાવકશા પોતા
ની ઓરતને "સીરીન" કરી હાક મારવાને બદલે "માહારા
ખશરૂની માએ" એમ કરી કેહેતો તેબી એક અંતે નામ
જ થયું. એક બોલને બદલે તરણ બોલો સાવકશાને વા
પટવા પડયા. નામ જેમ બને તેમ ટુંક હોય તેમ સારૂં.
જો એક ટુકો રસતો છોડી કોઇ તરણ ઘણો લાંબો રસતો
ધરેતો આપણે તેને ગમાર કહીએ છઈએ; તો શાવકશા
એક બોલ છોડી જો ચાર બોલે પોતાના વીચારો જાહેર પા
ડેતો તેમને કયો લકબ લાગુ પાડપે ?

વલી ભરતાર સાથે ખાણું ખાવાની કેટલાંક કુટંબો
માં છીટછે. મરદ મુંગો મુગો એક ખુણે રોટલી ભાંજે
અને બાયડી મુંગી મંતર થઇ બીજે ખુંણે રોટલી ભાંજે
તે કરતાં સુફરા ઉપર સાથે બેસી ખાણું લીએ અને બેહુ
જણા પોતાના ઉપકારના અવાજ ઈશવરની જનાબમાં સા
થે ગુજારે તે કેટલું બેહેતર ? વઈદો આપણને કેહેછે કે એ
ક મેક સાથે હસીને તથા બોલીને ખાધાથી પાચન શકતી
બરાબર પોતાનું કઉવત વાપડી શકેછે. ખાતાં ખાતાં તરે
હવાર બાબદો ઉંચકાઈ શકાયછે. ધરમ સરખી ગંભીર
અને એક મેકના ખુશ ઠઠા સરીખી રંગીલી વાતો સુફરા
ઉપર બનેછે જાહારે સાથે ખાવાનું આવી રીતે ફાયદા
કારકછે, જાહારે તેમાં આટલી ફીલસુફીછે તાહારે તેવી બા
બદમાં નકામી છીટ શા કાજ રાખવી જોઈએ ?

હવે આ બાબદ સમાપત કરવા અગાઉ એક બીજી
બાબદ ઉપર હમોએ હમારી નેક વાંચનારીઓનુ ધયાન
ખેંચ્યુંછે. હાલ કેટલીક નાદાંન અને અનસમજુ બાનુ
ઓથી ઘરડા ડોસા ડોસીઓને તહરેવાર વસવસા ઉપજયા

છે જેનો પાયો ઘુલો નથી. ઓરતોમાં પુરતી કેલવણી ન હોવાથી કુદરતીજ રીતે નીશચય થાયછે કે તેમની ઈંગરેજ બેહેનપનીઓ જેટલું તેમને છુટાપણું મલી શકે નહી, અને વગર ભણેલી ઓરતો પોતાનું છુટાપણું બેસ મનથી બીજીજ હદ વુલીક લઈ ચાલેછે એજ ઘરડા ડોસા ડોસીઓની ફરીયાદનું કારણ છે. ઘુનરોગ લોકો જે કાંઈ બોલે પછી તે ગમે એવું અસલી વીચારનું હોય તેને દાંત દેખાડી હશી કાહાડવું, રસતામાં કુદકા મારતાં ચાલવું, બીજી કમનસીબ બેહેનોના ઠઠ્ઠા કરવા તથા તેમને ઉઘાડી રીતે અપમાન આપવું, જાહેર મીજલશોમાં ઘર સથપણાના કાયદાથી ઉલટી રીતે હસવું તથા મોટે મોટે વાતો કરવી, પારકા મરદો સાથ વગર વીચાર કરવે ગોફતેગો કરી, તરત બીતરાચારી પાડવી, એ જો એવી બાઈઓને મનસે સુધારો કીધો એવું હોયતો હમે કહીએછ કે એવી બાઈઓને કોઈ સુધારાવાલી બાઈ ગણનાર નથી, અને એવો સુધારો કોઈને જોઈતો પણ નથી. પારસી બાનુઓએ પુર છુટાપણું મેલવવા આગમચ તેઓના મનનો કાટ કાહાડવામાં મેહેનત લેવી જોઈએછે. કેલવણી વગર આગલ વધવું તે ગોએઆ બીન હડીઆરે ફાડી ખાનારા જાંનવરોનાં જંગલમાં જઈ વસવા સરીખુછે; તેથી હમારી બેહેનીઓને અરજ એટલીજછે કે તમે કાંઈબી માંગવા નીકલો તેની આગમચ તમારા હડીઆરો તઈઆર રાખજો નહીતર તે વગર કવચીત ફાવી શકશો નહી. કેલવણીથીજ તમારા વેહેમ અને છીટ દુર થશે.

---

## ભોજાઈને ઘર નણંદ પરોણા.

જા નાજા તારૂં કાલું કર અને ફરીથી તારો દેખાવ મને દેતીનાં હું તારેથી કનતરી ગઈછું; જા તારૂં રૂપ અને એકદમ કાલું કર; આવી રીતે જાઈજીએ ગોશામાં આવી પોતાની છોકરીને કહેઉં. આ બોલતી વખતે જાઈજી તપી ગઈ હતી અને ચોરડાઈ જઈ પોતાની છોકરીને નહી ધરતા બોલો બોલી, જેથી નાંની પીલી આંખમાં આંસુ લાવી માએ આગલથી તુરત નાહાસી ગઈ.

જાઈજી પુનામાં એક સારાં અને હવાવાલાં ઘરમાં રેહતી હતી અને તેનીનો વર સારી કેલવણી પાંમેલો હતો. જાઈજીની નણંદ ગુલબાઈ જે પોતાનાં વરની સાથે મુંબઈ રેહેતી હતી તે આ વખતે ચોમાસાંની ખુસ મોસમમાં હવા ફેરફાર કરવાને પોતાનાં છોકરાંઓને લેઈને ભાઈને ઘર થોડા દાહાડા આવી રેહી હતી. જાઈજીને અસલથી પોતાની નણંદ સાથે સારો ઘરોબો હતો અને બીજી નણંદ ભોજાઈઓની પેઠે તેઓ પીખાતી નહી હતીઓ.

નાંની પીલીને જાઈજીએ ગોશામાં આવી કેટલાક નાલાયક શખુનો ઓચરીઆ તે વખતે ગુલબાઈ તથા જાઈજી બંધો એક ઓરડામાં બેસી સીવતાં હતાં

જાઈજીને આકલી ભુત જેવી થએલી જોઈ અને આવા શખુનો બોલતાં શાંભલી ગુલબાઈ મનમાં કચવાઈ પણ તેણીને તપી ગએલી જોઈ તુરત ખાંમોશી પકડી સીવીઆ કીધું; અને થોડા વખત પછી સીવતાં સીવતાં બોલી, બેહેન જાઈ, પીલીને તેં થી તરેહથી હવેરી ખાખી અને કેવા સખુનો ઓચરીઆ ! જો તેં નરમાસથી ધમકી આપી હતેતો તારાં દીલમાં પછવાડેથી' કાંઈબી પસતાવો થતે વારૂં ?

પણ બેહેન તું જાંણતી નથી એ છોકરી મને કેટલો કંટાલો આપેછ અને ઉજરી ઉંચકી લેઈ જાએછે. સારો દાહાડો મારે મોહાડે ફીણ ચહડેછ; એકતો તમે જોઈઉં કે પેલો ચાકર મારૂં કેવું પાકવેછ અને માથું મગજ ખાખો દાહાડો ફેરવી નાંખેછ અને તમારા ભાઈને કાઈ કહેઉં હોયતો તેવણુનો મીજાજ જાયછે તેથી હું તે એખ્લી કોણ કોણને જવાબ દેવું. બેહેન હુંતો કનતરી ગઈછું અને જાંણે ઘરબાર મુકી નાહાશી જાઉં.

જાઈ ચાકરની વાતતો તું બોલજનાં બેહેન; પણ કરીએ શું ! આજે એવોનો જુલમ ભારીછે તે સાથે ખરૂં પુછોતો આપણા બઈરાંઓનો કસુર કાંઈ ઓછો નથી. ચાકર સાથે જેટલા મલાહાજાથી રેહેવું જોઈએ તેટલાં આપણુ રેહેતાં નથી અને કાંમ કેમ લેવું તેની પુરતી સમજણ રાખતાં નથી તેથી પાછલથી તેવો બેરદ થઈ આપણું પાકવેછ અને આપણાં બોલવાને તથા હોકમને જરા વજન આપતા નથી. આપણો કસુર પેહેલાંછે અને તે ઉપરાંત હાલ ઘણાં પારસી ચાકરો બીજે કાંમ ધંધે લાગી ગયાછે તેથી તેઓની ખુટ ઘણીછે અને એટલા વાસતેજ મોહોટા પગારો આપતાં મનપતીજનાં માંણસો મલતાં નથી.' એતો સંસારનો બોજ બેહેન જેમ તેમ નીબાવી ચલાવવોજ જોઈએ, એમ કનતરી જતાં કાંઈ પરવરીઉં. જો બેહેન હમણાં ગાંમમાં ધંધેરો પીતાવી જાહેર કીધું હોય કે "જે બાઈઓ સંસારી બોજા અને કાંમકાજથી કંનતરી ગયાં હોય તેવોએ થોડા દાહાડા બાહેર જઈ રેહેવું" તો બોલ આ પુનાંની નાંની વસતીમાંથી કેટલાં બઈરાં નીકલશે વારૂં ?

જાઈજી—હુંતો પેહેલીજ નીકલું બેહેન કેમકે મારાં જેવુંતો વલી કોઈજ કંનતારેલુ અને દુખી હશે.

ગુલબાઈ—નારે બેહેન નાં—અરે આખું પુનું ખાલી થઇ જાય અને ભાએગે એકબી ઘર બકાત રેહે. આપણને સંસાર છોડી, જવું કાંહાં રહેઉં, કેહેવતછે કે બઈરી "આપ ઘર કે બાપ ઘર" અને "ઘરેઘર માટીના ચુલા". બેહેન જો સંસારમાં સરવે સીધુંજ ઉતરેતો પછે તે ચલાવવામાં મોહોટી ઉકમાઈ શી ? દુખ ખમીએ, જંજાલ તાલીએ, બોજો ઉકાવી છાતી રાખીએ, હાદેસાઓ સોસીએ, નરમાસથી આસપાસનાંઓને તથા જુલમગારોને જીતી લેઈજીએ, તારેજ કેહેવાએ કે સંસાર સાગર તરીઆં અને ભવ સાગર પુરો કીધો, બાકી હેવાંનની પેઠે જીવવામાં કાંઈ મોહોટાઈ અથવા કીરતી નથી.

ખરૂં કહેઉંછ બેહેન જાઈ તારો સવભાવ ઘણોજ આકલોછે. જે બોલો તેં પીલીને ઓચરીઆ તે હેવાતો નડારાછે કે અબલા જાતીને તે છાજે નહી, પણ ભાડાં ભાએગે આપણી સંસારી હાલત હજુર હલકીછે અને તેથી આપણને માલમ પડતું નથી કે આપણે કેવી હલકાઈ વાપરીએ છઈએ. તેં જે સખુનો કહેઆ તેવી હાલતમાં આપણે કોઈ પારસી ઓરતોનું નાંમ શાંભલીએ છઈએતો કચવાઈ કકલીને મોહો ચમકાવીએ છઈએ અને આપણું આખું

આંગ કાંપેછે. તારે જે હાલતમાં આપણી કોમની એક તરાહેત સ્રીને જોવાને અથવા સાંભલવાને આપણું દીલ નહી માંને અને તેવાનાં પરછાએઆંથી દુર નાશીએ તેજ સખુનો વગર વીચારે આપણી પોતાની છોકરીને વાપરવા એતો બેહેન એક મોહોટી અફસોસની વાતછે. ખેર વખત હવે નજદીક આવતો જાયછે જારે આપણી ભુલ જલદીથી જોઈ શકશું. આ સખુનોને પરતા નાખી હું તને પુછું કે તારાં એકપુરાં બચાને કાલુ કરવા અને એકદંમ દુર થવા કહેઉં તેમ જો (ખોદા ન કરેને) બનેતો સું તું આવેજ મોહોડે બેસી સીવસે કે બેહેન ?

જાઈજી—વારૂં તારે ગુલબાઈ તમે તમારાં છોકરાંઓ સાથે કોઈ દાહાડે ગોશે થતાજ નથી અને એવા સખુનો બોલતાંજ નથી કે ?

ગુલબાઈ—હું આગલ એમ કરતી હતી, પણ હમણાં તે મેં બધું તજી દીધુંછે અને તે કેમ બનીઉં તે કહું તે શાંભલ.

ગુલબાઈ હાથમાંથી સીવવાનું દુર મુકી બોલીઆં, બેહેન મારા વર ધનજીશાહા જારે ચીન હતા તારે મોટાં મા એની બાજને દાહાડે હું દરાંન દમસેદ કરવા બેઠી હતી અને મારો શેરાબ જે તે વખતે ચઉદ વરસની વયનો હતો તે રાંધનીમાં આવી ધારીપોરી માંગવા લાગો. મેં નાં પાડવાથી તેને હુજત કીધી અને મેં ગોશાની ધુંડમા આવી હાથમાનો છુટો તવાથો ફેંકીઓ જે તેને બીલકુલ લાગો નહી અને મોહોડે છુટી ગાલો દીધી અને બોલી કે "તારૂં મોહો નીવાડ અને અહીંથી તારૂં કાલું કરી મર અને પાછો આવતો ના." શેરાબ ગોશાનો મારીઓ પોતાની ચોપડી લેઈ ઈશકોલે ગીઓ અને બપોરે ખાવા વટીક આએઓ નહી. આ વખતે મારો ગુશો ઉતરી ગએલો તેથી મારા જીવમાં બેચેની થવા માંડી અને ખબર કાહડવા એક ચાકરને મોકલીઓ, પણ શેરાબ ઈશકોલમાં મલીઓ નહી. મારી બેચેની વધતી ગઈ, મને કાંઈ સુજ પડે નહી અને મારા કાનમાં પેલા બોલો ગું ગું કરતા કોઈ બોલતું હોય એવું લાગું કે "તારૂં કાલું કરી મર અને પાછો આવતોનાં." એથી મારી છાતી ગુંચવાવા લાગી, આખું શરીર કાંપવા તથા ધ્રુજવા લાગું અને ચોતરફ આડોસી પાડોસીનાં માણસો મેં દોડાવીઆં.

એક માણસે આવી મને કહેઉં કે શેરાબતો બીજા છોકરાઓ સાથે મોટા કુવામાં તરવા ઉતરીઓ હતો તાંહા એક મેકને મશકેરીમાં ડુબાવા લાગા અને તેમાં શેરાબ નીચે ગીઓ તે પાછો આવી શકીઓ નહી તેથી છોકરાઓએ બુમ પાડી અને રસતેથી જતા એક ઈંગરેજ "સેલરે" તુરત કુડી મારી શેરાબને ખેંચી કાહાડીઓછે, પણ જીવ જાંન કાંઈ મલે નહી.

આ બોલો મેં શાંભલેઆ નહી શાંભલેઆ કરી જીવ લેઈ દોડી અને રસતામાં જોઉંછુંતો પેલો ભલો ઈંગરેજ "શેલર" ને પોતાના ગરમ દગલામાં વીંટાલી મારા શેરાબને ઘરભણી લાવતા દીઠો. મારી સુધ બુધ ઉડી ગઈ અને આડોસી પાડોસીઓ શેક પોત કરવા લાગાં. ડાકટરો આએઆ અને જોએછેતો હાથ તથા પગ થંડા કરાં જેવા થઈ ગયલા, નાડ હાથમાં આવે નહી અને તેવોનાં ચેહેરા તરફ જોઈ મારા હોશ કોશ ઉડી જવા લાગા અને મનમાં મારા જીવને સંતાપવા અને કહુવા દેવા લાગી કે મેં કહી ઘડીએ મારાં બચાંને આવા સરાપ દીધા. હવે ધંનજીશાને હું શું જવાબ દેવસ, એવા એવા વીચારો આવવા લાગા અને જમીનપરથી ગોએઆ હું ઉંચકાઈ ઉંચકાઈ જવા લાગી. શેક પોત કરતાં ઘણેવારે જરા દંમ ચાલવા લાગો અને જરા જરા હુશીઆરી આવવા લાગી, તેવુંજ મેં પુછીઉં "દીકરા શેરાબ આએ તારી આગલ કોણ ઉભુંછ." આસતેથી શેરાબ બોલીઓ "માએજી કાંઈ નહી એતો તમે છો." આટલા શખુનો શાંભલી હું હરખથી બેશુધ થઈ ગઈ અને તારપછે શું બનીઉં તેની મને જરાબી ખબર રેહી નહી. દવાદારૂથી મારા શેરાબને ઘણે દાહાડે ફેર પરીઓ અને તે દાહાડા પછે બેહેન મેં મારા મોહોમાંથી સઘલા હલકા શખુનો દુર કીધાછે તે આજની ઘડી સુધી, અને ઈશવર જોડે એવુંજ માહંગું કે તેજ રાહે હું ચાલીઆ કરૂં.

આ વાત કરતાં ગુલબાઈની આંખમાંથી આસુ ટપકવા લાગાં અને તે જોઈ જાઈજી ઉપર પુરે અસર થઈ. જાઈજીએ પોતાની પીલીને પાસે તેડી છાતીસે લગાડી અને પેઆરથી તેતીને પાસે બેસાડી. એ દીનથી જાઈજીએ પણ આવા શખુનો તજીઆછે અને આશાછે કે બીજી બાંનુઓ પણ આ વાત વાંચી તેણીનો દાખલો પકડશે.

—oooo—

## આંસુ.

વીદીઆ અને એલમના હાથમાં જે કાંઈબી ચીજ આવેછે તેને ચુંથી ચબરી તે શુંછે અને કેમ બની તેની પુરતી ખોલ કરેઆ વગર તેને મુકતી નથી તે વલી એટલા સુધી કે આંસુ જેવી ઘભીર ચીજથી પણ પહેરેજ રહેઆં નથી.

આ શું થોડી છાતીની વાતછે કે એક ગંમગીન અને દુખમાં પડેલાં રડતાં માણસની પાસે ધીરજથી બેસી તેના દુખ ઊપર બીલકુલ ધેઆન આપીઆ વગર તેના ખરતાં આંસુ ગરમ ગરમ ઊંચકી લેઈ સુકસ મદરસક યનતરમાં મુકી વીદીઆ અને એલમ તેની તપાસ કરે ! ખરૂંછે કે વીદીઆ અને એલમ હરએક ચીજની તપાસ કરતી વખતે તેનાં હાલ ઊપર નેગાહ નથી પોંહોંચાડતી, પણ **ઈનસાફ**ની પેઠે હાથમાં તરાજુ લેઈ તેનું બરાબર વજન કરેછે.

વીદીઆએ, આપણા શરીરમાં લોહી નામે જે રાતી ચીજ વેહેછે તેની તપાસ કીધીછે. એક નાજનીના બાલ તેણીએ પોતાની ચાલતી અને ચકચકતી કાતરથી કાતરી તે ઊપર મોહી પડનાર માણસોને તપાસ કરી બતલાવીઉંછે કે જેની તેવો સીફત ગાયછે તે

એક જાડી ખલરાએલી દોરીઓનો જુહુમખોછે. એ પરમાંણે માંનસોને તેવોના "મોતી જેવા દાંત," "હીરા જેવી આંખ" અને "ગોલાબના ફુલને રંગના નખ" મોટા કાચોમાં મુકી તેવોને ખરા આકારમાં દેખાડી આપીઆંછે.

એક દીવસે તેણીએ આંસુની તપાસ લીધીછે અને તે નીચે પરમાંણે તેનું બયાન આપેછે. આસુની મેલવણીમાં મુખીઅ જીનસ પાણીછે. એ પાંણીને છુટું પાડી જોતાં તેમાં થોડોક ભાગ કફ અથવા બલખાનો, થોડોક ભાગ નીમખ, "સોડા," "શાસફેટ આવ લાઈમ," અને "ફાસફેટ આવ સોડા" નો માલમ પડીઓછે.

આંખના ડોલાની ઊપરની બાજુ અને ઊપરના પોપચાં અથવા ટોપાંની નીચે તીકીટોની બાજુમાં એક કોથલી હોયછે જેમાં આંસુ બનેછે. એ કોથલીમાંથી છ, સાત બારીક મારગોછે જેમાંથી આ શુંદર વસતુ રાત દીન વેહેઆરના તલાવના પાણીની માંફક વેહેછે અને આંખને ચલકતી અને સાફ રાખેછે. આ પાંણી રાત દીસ ફુટેછે અને આંખને સાફ કરતાં કરતાં તેમાંનો કેટલોક ભાગ હવાના આકારમાં ઊડી જાયછે અને બાકીનો બે ગટરોને (નસકોરી) રસતે નીકલી જાયછે અને તે બાદ તેની નીઠ બનેછે. જારે આપણ રડીએ છઇએ તારે વારેઘડીએ આપણને નાખ સાફ કરવાને રૂમાલ વાપરવો પડેછે એ વાત સરવે કોઈ જાંણેછે અને તેનું કારણ પણ એજછે.

આંસુનો ઊપયોગ માણસોને તેમજ સરવે જાંનવરોને પણછે, પણ તે ઊપરાંત જે જાંનવરો પવનની અંદર ફરેછે અને તેથી વધારે ધુલધોયાં થાયછે તેવોનેતો આંખ સાફ કરવાને તે અતીઅંત ઊપયોગી થઈ પડેછે. જો એમ નહી હોતતો બારીઓના કાચ જેમ ધુલથી મેલા થઈ ખરાબ દીસેછ તેવી હાલત આંખની થતે અને તેના ઊપયોગમાં ખલલ થઇ પડતે.

આંખને સાફ અને સવછ રાખવાને થોડાં આંસુની જરૂરછે; પણ તે ખુદરતના શાહેબે એવીતો નાદર કારીગીરી કીધીછે કે જે વખતે આંખને વધારે પાંણીની જરૂર થઇ પડેછે તારે એજ નાની કોથલીમાંથી પુશકલ પાંણી પોતાની મેલે નીકલી પડેછે. જારે આંખમાં બારીક કાંકરી અથવા મછર જાયછે તારે એકદમ નલમાંથી પાંણી ફુટેછે અને તેથી દુખ ઓછું થાયછે, એટલું જ નહી પણ તે બારીક ચીજ તેના રોહમાં ઘસડાઈ ઊપર કહેલી ગટરો વાતે રસતો લેએછે. વલી જારે ધુંમારો, પુશકલ રોશણી, અને અતીઅંત થંડી આંખને આંખી કરી નાખેછે તારે પણ, આજ ખુદરતી પાંણી તેની મદદે આવેછે અને બચાવ કરેછે.

આંસુને વીદીઆબલથી તપાસીશું, હવે તેને નીતીબલથી તપાસીએ આ એક ટીપાંમાં આપણે કેટલુ વાચીએ છઇએ અને કેટલું જોઇએ છઈએ ? જતન અને પેઆરથી ઊધારેલાં બચાંઓના આફત ભરેલાં મરણથી તેના માત પીતા જે આંસુનો વરસાદ વરસાવેછે તેમાં કેટલું જાણવાજોગછે ! લડાયક સીપાહ અને બાહદુર મરદ તેની માનવંતી અને પેઆરી ઓહોરદાર ના મરણથી ઝુમાઈ જઈ આંસુ ટપકાવેછે તેમાં ખુદરતનું બલ કેવું દીસેછે ! નાદાંન બાલકો જે માં બાપ વગરના થએઆં હોય અને તેવો આંખમાંથી મોતી તપકાવે તેની કીમત આપણ કેટલી અને કેમ આંકીએ ? હીંદુની બાલક છોકરી નાનપણમાંથી રડાય અને તેણીનો આખો ભવ (તેવોની કરપીણરસમ મુજબ) રંડાપામાં જાય તેની કલાપીત અને ખરતાં આંસુ કઈ સંગીન છાતીવાલો સાંબાં આંસુ તપકાવીઆ વગર દેખી શકે ? આંસુ; તું આવાજ વગર ઘણું કહી શકેછે અને એક ફીલસુફ કેહેછે તેમ ઘાહેલ થએલાં શરીરમાંથી જેમ લોહી વેહે તેમ જખમી અને કાયલ થએલા જીવમાંથી તું પોતાની મેલે ઝડફેછે.

---

## ફકડ વીશે.

મનુશ જાતને ગ્નાન અને નીતી વધારંવાને ઇશ્વરે શકતી બખશેલીછે તે છતાં આ આલમનો મોહોટો ભાગ ફકડાઇ અને મોજમઝામાં પોતાની જીંદગી ગાલી નાખેછે અને તેમાંજ આ દુનીઆમાં અવતરવાનું સારથકછે એમ સમજેછે, આ કેવું અફસોસી ભરેલુંછે. આપણે ઘણા આદમી વીશે સાભલયુંછે અને ઘણાને આંખે જોયા પણ છે કે તેઓએ પોતાની આખી જીંદગી ઈશવરની બીલકુલ યાદ ન કરતાં મોજમજામાં ગુજારી અને આખરે કુતરાને મોતે મુઆ. જારે આ દુનીઆમાં અવતરીને કેટલે દરજે ઉપયોગી થવું અને ગ્નાન મેલવવું તે ન સમજયા તારે આ જીવતર સા કામનું. જુઓ પેલા ફકડાઈમાં એકકો કેહેવડાવનાર બરૂમેલના શા હાલ થયા.

આ પુરૂશ ગઈ સદીની આખરે જનમયો અને સોલ વરશની વયે લશકરી ખાતામાં નોકર રહયો, તે એવા વીચારથી કે એ ખાતામાં હેને હેના મન મુજબ કપડાં લતાં પે

હેરવાને બની શકશે અને તેમજ થયું. ઘણાજ થોડા દી
વશમાં એણે પોતાને સારૂ નવી નવી ઢપના પોશાકો બ
નાવયા અને તેમાં એક્કો કેહેવડાવા લાગો. એકવીસ
વરસની વયે બરૂમેલને તરણ લાખ રૂપીઆનો માયો મલયો
એટલે નોકરી ચાકરી છોડીને કપડાં લતાં વીગેરે મોજશો
ખમાં પઈસો ગુમાવવાનો ઠરાવ કીધો. આ કેવી બેવકુ
ફાઈ! જો હેને ભવીશયકાલમાં હેની શી હાલત થશે તેની
ખબર હોતતો આવો ધીકારવા લાએક પઈસો ગુમાવવાનો
રસતો તે કદી પસંદ ન કરત. બરૂમેલે પોતાનું તન, મન
અને ધન સારાં સારાં કપડાંલતામાં ખરચયું અને ફકડાઈ
માં ઘણોજ નામાકીત કેહેવડાવા લાગો.

એકસમયે એણે કપડાંલતાંની નવી નવી ઢપો કાહા
ડવામાં એવુંતો નામ મેલવયું હતું કે ગામના દરજીઓ
હેને તાંહાં આવીને હેની ખુસામદ કરતા હતા, એટલુંજ
નહી પણ શાહાજાદો જાતે બીજે તરીજે દીવશે હેને ઘેર
જઈ હેના પોશાકના વખાણ કરતો હતો. જેમ "વાટ"
વરાલના યંતરની સોધ કરવામાં પરખ્યાત હતો તેમજ બ
રૂમેલ કપડાંલતાંની ઢપની સોધમાં હતો.

બરૂમેલને શાહાજાદા સાથે એટલો બધો પરીચય થયો
કે અમીર ઉમરાવોને તાંહાં જવાની હેને છુટ મલી. ક
દી વખતપર ચાર સારા આદમીની મીજલસ મલતી તો
એના વગર તે અધુરી ગણાતી હતી. એક વખતે બરૂમેલ
ને એક જણે પુછયું કે એક જુવાનીઆને વરશ દાહાડે કપ
ડાંલતાંને સારૂ કેટલા પઈસા જોઈએ, તારે તેણે કયું કે કર
કસરની સાથે આઠસે પાંઉડ ઈઆ આઠ હજાર રૂપીઆ
જોઈએ.

બરૂમેલ ભુગોલ વીદયા તે શું તે જાંણતો નહી હતો.
એક વખતે એક શેહેરની સરહદ તેને પુછીતો તે તેને માલ
મ નહી હતી. ખાવા પીવામાં પણ એ ઘણોજ બેફીકરો
હતો. એક દાહાડે હેને કોઈએ પુછયું કે તને કંઈ શાક
બાજી ખાવાનો શોક છે, તારે એણે, એક જાણે મોહોટી વી
ચાર કરવા જેવી વ્રાત હોયે તેમ, થોડીવાર લગી ધારીને ક
હયું કે મને હેવું યાદછે કે મેં થોડા દીવશ ઉપર એક વટા
ણો ખાધો હતો.

બરૂમેલે એટલું બધું માન મેલવયું હતું કે અમીર
જાદા હેની સાથે ફરવા જવામાં મોહોટી આબરૂ માનતા હ
તા. અને અમીરના બઈરાંતો હેને દેખતાં કે ધ્રુજતાં કે
રખેને તેઓના પોશાકમાંથી એ કંઈ ખોડ કાહાડે. આ
વી રીતે જીંદગી કાહાડવી એ કંઈ શાબાશીનું કામછે? શું
આપણે એમ કહી શકીશું કે બરૂમલ સુખી હતો? ના!

તે પઈસાના મદમાં હેવોતો મગરૂર અને ફોકીએત
ખોર થઈ ગયો હતો કે એમજ સમજતો હતો કે તેના બા
રે દાહાડા સારી હાલતમાંજ જશે. પણ ઘણા થોડા દીવ
સમાં તેની મગરૂરીનો નાશ થયો અને તે સમજયો કે બ
ધું સુખ એક ઓલા માફક હતું.

આ વાત આટલેથી રાખી વાંચનારાઓનું ધેયાન
ફરાનસ દેશમાં ચીયર દેવા જેવો, લથડતે પગે એક ઘરહો
આદમી મેહેલે મેહેલે રખડતો હતો તેપર દોડાવા માંગીએ
છે. ગામના બધાં છોકરાંઓ તેની આસપાસ વીટલાઈને
મજાક મશકરી કરતાં, આ કોણ, આ કોણ એમ બુમ માર
તાં હતાં અને કેહેતાં હતાં કે આ આદમીના ચેહેરાપરથી
હેને આપણે ઓલખી શકીએ છઈએ અને હેના બોલવાપ
રથી એમ દીસેછે કે એ શખસ અગાઉ ઘણી સારી અવસ
થામાં હતો. વાંચનારાઓ એતો પેલો ફકડ બરૂમલ, દોલ
ત દુનીઆં ખોઈને આવી અવસથામાં આવી પડયોછે!

બરૂમલે પોતાની આવી હાલત જોઈને પોતાના દોસ
તોની મદદ માંગવાનો ઠરાવ કીધો, પણ તે બધા મોહોડાના
ઠરયા અને મદદ કરવાને બદલે ઉલટો હેને હાંકી કાહાડયો,
આ જોઈને તે ઘણોજ ખેદ પાંમેઓ અને ડચકે આંસુએ
રડયો.

આ વાતને ઘણા દીવશ નહી થયા એટલે એ બીચા
રા ઉપર બીજી આફત આવી પડી. પઈસો પાસે મલે ન
હી તેથી લોકોના નાણાં કરજે કાહાડેલાં તે અપાયાં નહી
તારે કેદ બેશવું પડયું. પણ સારે ભાગ્યે કેટલાએક હે
ના ઓલખીતા ઉદાર ગરહસથોને હેનાપર દયા આવી તેથી
કેદખાનામાંથીતો છોડવયો. આટલી આટલી આફતની
બીચમાં એણે પોતાની આદત નહીંજ છોડી. જે પાંચ પ
ઈસા હાથમાં આવતા તે હજુ લગી કપડાં લતાં પાછલજ
ગુમાવતો. પણ તેમ કરવામાં આખરે એવી નોબતે આ
વી પોહોચયો કે એક ધાંધીને શરણે જઈને રેહેવું પડયું.
જે દરજીઓ હેને તાંહાં સીખવા આવતા હતા તેની પાસે
હેના ફાટાં તુટાં લુગડાંને ઠીંગલાં મરાવવાનો વખત આએ
ઓ અને એટલોતો હેરાન થયો કે આખરે ભીખ માંગવા
ની ફરજ પડી.

કેટલીએક વખતે હેનો ચાકર હેના સુવાના ઓરડા
માં જઈને મજાકમાં કેહેતો કે ડેવનશાએરની ડચેસ તમને
મલવા આવયાંછે. આ સાંભલી તે તરત પોતાના બીછા
નામાંથી ઉઠીને ગાંડાપણામાં દીવાલને સલાંમ કરતો અને હ
વાની સાથે વાતચીત કરતો અને જારે થોડીવારે કલેજુ પા
છું ઠેકાંણે આવતું તારે પોતાના ગાંડાપણા ઉપર પોંકાપોક
મેલી રડતો.

આટલી આટલી આબ્દાથી પણ બરૂમેલના દુઃખનો
અંત આએઓ નહી. હેના નસીબમા આથી વધારે વેદ
ના વેઠવાનું હતું. હેની પડતી હાલતની સાથે ગઈ સારી
હાલતનો મુકાબલો કરતાં હેતું ભેજું બીલકુલ ફાટી ગયું અ
ને ગાડો થઈ ગયો, અને હેને બધાં ગાડાં લોકોની સાથે
રાખેઓ.

આ અભાગીઆને જો કદી ઈશવરનું નામ લેવું પડે
તો તાવ આવતો હતો. એક પાદરીએ એવું લખેયુંછે કે
બરૂમેલની મરવાની વખતે તેણે તેની પાસે બે ચાર ધરમના
બોલ બોલાવાને બહુજ માથું ફોડયું પણ તે બધું ફોકટમાં ગયું.

જુઓ આ ફકડ આદમીની શી દશા થઈ. જો કદી
આટલી બધી ફકડાઈ અને મોજમજાની સાથે એણે ઈશવર
ની પરારથના કીધી હોતતો આટલે બધે દરજે હેને દુઃખ સો
સવું નહી પડત. આ ઉપરથી આપણે સીખામણ લેવી જો
ઈએ કે આ દુનીઆંના સુખની સાથે ઈશવરની યાદ ઘણીજ
જરૂરનીછે, અને હરએક રીતની અનીતી એ પાપનું મુલછે.

(મલેલું.)

---

# પરચુટણ.

**તાણ અથવા આંકડી**—બચ્ચાંઓમાં, કોઇ વખતે પેટમાં પવન ભરાયાથી અને કોઇ વખતે દાંત આવતા હોયછે તારે તથા બીજાં કારણોથી હાથ પગ ખેંચાયછે. આ પરમાંણે જોવામાં આવેતો બચ્ચાંને તુરત ગરમ પાંણીમાં રાખવું અને માથે થંડું પાણી લગાડવું.

સરવોપયોગી સુચનામાંથી.

---

**કંઠરોધની એટલે ગળાનું બંધ થઈ જવું**—કોઇ વખતે કેટલાક લોકો જમતી વખતે મોહોટે મોહોટેથી હસેછે. તેમ કીધાથી ખોરાકનો કંઇ ભાગ હવાની નલીમાં ઘુસી જવાથી સવાસો સવાસ અટકી જાયછે, અને તેથી માણસ ડોલા ચહાવી દેછે. એક વોહોરો પોતાના કુટુંબ સાથે ખાતું ખાતો હતો તેવામાં પોતાના મોહોમાં ગોશનો કટકો મુકી હસતાંજ તે હવાની નલીમાં ઉતરીઓ, અને મરતતોવ થઈ ગયો. તેને ઇસપીટાલમા લઈ ગયા, અને હવાની નલીમાથી ઉતાવલે પેલો ગોશનો કટકો ખેંચી લીધાથી તેના જીવનો બચાવ થયો. માટે જાંહા આ પરમાંણે જોવામાં આવે તાંહાં આજારીને ડાકટરની મદદ મેલવવામાં વીલંબ કરવો નહી. સરવોપયોગી સુચનામાથી.

---

"સુખ પાછલ દુઃખ દેખીએ—દુખ પાછલ સુખ જોય,
દીવસ ગએ રાત્રી પડે—રાત્રી પછી દીન હોય."

---

"પીંપલ પાંન ખરંત, હસતી કુંપલીઆં
અમવીતાં તમ વીતસો, ધીરાં બાપડીઆં."

---

હીંદુસતાંનમાં ઓરીસા ખાતે જે મોટો દુકાલ પડીઓ હતો અને જેમાં હજારો માંણસોની ઘાત થઈ હતી તે વીશે લખતાં ઇંગલંડનાં એક પતરનો એક લખનાર એમ લખેછે કે "'ઓરીસા' ખાતે કોસટા તરફ રેહેનારાં લોકો જેવો દુકાલથી જહાબંદ મરી ગયાં તેવોને ખાવાને માટે માછલી પુશકલ મલી હતી; પણ તરકારી તથા ભાજીપાલા વગર ફક્ત માછલી ઉપર તેવો જીવી શકીઆં નહી અને જેમ ભુખમરાથી માંનસો મરી જાય તેજ હાલતે તેવો જહાબંદ મરી ગયાં." આ ઉપરથી આ લખનાર વૈદવાંનોનું ધેઆંન એ બાબદ ઉપર ખેંચવા માંગેછે.

---

**અલી મા જઈશ—પીટયા જઈશ**—એવી કાંહાંની ચાલેલીછે કે ખંભાતમાં એક બરાંહમણ રેહેતો હતો જેને કમનસીબે એક કલાંત બાયડી ઘર પડી. બરાહમણ જે કેહે તેથી બાયડી ઉલટું કરે. જો ખીચડી કરવા કહેતો રોટી કરે અને પાણી લાવવા કહેતો ઘીજ લાવે. બરાહમણ રોટી કરાવનાર હોયતો કહે કે અલી ખીચડી કરજે, અને બાયડી તેથી ઉલટું રોટી કરી ભોજન આપે. બરાહમણ બને તાંહાં સુધીતો ઉલટું કેહે પણ કોઇ દીવસે સુલટુંજ બોલાઇ જાયતો ઉલટું બનેલું જોઇ તે ઘણોજ ખીજવાય. અંતે બાયડીનો પીછો છોડવવાને તેણે એક તાલ કીધી. બેહુ જણા બાહાર ગામ જવા નીકલયાં તાંહાં રસતામાં એક નાલું મલયું. બાયડી મોહોડું ધોવા ઘુંટણ તુલીક પાણીમાં ગઈ તાહારે બરાહમણ બોલયો કે "અલી મા જઇશ". બાયડી બોહોસપર આગલ ચાલે અને કેહે કે "પીટયા જઇશ." જેમ જેમ બાયડી આગલ ચાલે તેમ તેમ બરાહમણ બુમ મારે અને અંતે એવું થયું કે ગલાં ઉપર પાણી બાયડીને આવયાં. બરાહમણ બુમ પારવાજ લાગો કે "અલી મા જઇશ" અને બાયડી ફજેત થયલી "પીટયા જઇશ" એમ બોલતી બોલતી આગલજ ચાલી. અંતે બાયડીનાં માથાપુર પાણી થઇ ગયાં અને તાનમાં તે ઘસડાતી ગઈ. "અલી વેહેલી જઇશ, અલી વેહેલી જઈશ, અલી પાછી મા ફરીશ, અલી પાછી મા ફરીશ" એમ બોલતો બોલતો બરાહમણ આગલ ચાલયો અને તાહાડે પાણીએ કાસર પટી તેથી ખુબ ખુશ થવા લાગો.

---

## રમુજે કુરશત.

૧ લું—આગલા જમાનાનું એક હથીઆર અને તે બે અક્ષરનું બનેલુંછું. મારા કારી જખમથી સરવેને હું વીંધી નાખુછ, પણ હુનરના વધારા અને સુધારાએ મને પછાત નાખી મારી જગાએ બીજાં તરેહ તરેહનાં હથીઆરોને જનમ આપોછે, તોએ આ જમાનામાં હું છેક વીસરઇ નથી ગયો. હું મારા એક ખવાસથી જખમ કરૂંછ, પણ બીજા ખવાસથી માંનસજાતને મારી તરફ બોલાવી ખુશાનમાં લેહેકી અને ચોખી હવા આપી તર કરૂંછ. જો મને ઉલતાવી વાંચોતો મોતીનાં ચોકરાં અને બાંગરી પેહેરનાર બાઇઓના મોતીનું બરાબર તોલ કાહાડી આપુંછ.

૨ જું—બે અક્ષરનો નાંનો બોલ છું. મને બોલતાંજ નાનાં મોહોટાં સરવે મારી તરફ પેઆર અને ખુશીથી દોડી આવેછ. વાંચનાર હું તારી સાથે સગાઇ ધરાઉછ અને મારા વગર તારૂં શું થતે જો કાંઇજ કેહેવાઇ શકાતું નથી. આ ઘડીએ બોલ હું હઇઆતછું કે નહી? જો હોઇશતો તું હરખથી "હા" કહીશ; પણ મોહાં ભાએગે નહી હોઇશતો ગુપચુપ માંથે હાથ દેઈ આંખમાંથી આંસુ ખેરવીશ; જેમ તે શાહેબનો હોકમ.

મારા ઉપલા ખવાસથી તમો મારાં છો પણ મારો જો બીજો અરથ કરોતો તમો સરવે બીહીને નાહાસવા માંડોછ. સમજુઓ મારો અટકાવ કરવા પેહેલેથીજ બીહીને ઇલાજ લેઇ રાખેછ પણ અનસમજુઓતો જહાબંદ મારા ભોગ થઈ પડેછ. પેલા ડાકટર જેનરનું શું ભલું થશે કે આખી દુનીઆમાંથી મારો તરાહશ કમતી કરી નાંખીઓ અને લોકોને સુખી કીધાં. બાઇઓ મારી માનતા જતી રેહી તેથી હું અફશોશમાં ગીરફતારછું નહીતો તમે લોખાંન મુકી કેવાં મારૂં નાંમ દેઈ નાંખ ઘસતાં હતાં.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧ લું—"કહેઉ સરોવર કોડીયું, મૃગ 'દીપક' ની જોત;
શતરૂ પવન પ્રજાલીને, પામે પોતે મોત."

૨ જું—"સજવા સોલે શોભતા, 'દરપણ' માં દેખંત;
બાંકાજન વાંકા થઇ, દેખો દીલ હરખંત."

## પતિવરત શણગાર વિશે ગરબી.

"મા પાવે તે ગઢથી ઉતરયાં મા કાળીરે" એ રાગનીછે.

એક સજ સુંદર શણગાર, સમજુ સોનીડા,
જોઇ ઉપજે પ્રેમ અપાર, સમજુ સોનીડા. ૧
ઘડિ આપ ઘણો શુભ ઘાટ, સમજુ સોનીડા;
જેને કદી ચડે નહિ કાટ, સમજુ સોનીડા. ૨
ન મળે દેતાં મહા મલ, સમજુ સોનીડા;
ત્રિભુવનમાં તેની તુલ્યે, સમજુ સોનીડા. ૩
જેનિ ઝગમગ થાતી જયોત, સમજુ સોનીડા,
અટકે નહિ કયાંઇ ઉદ્યોત, સમજુ સોનીડા. ૪
તેના તેજ તણી તે રીત, સમજુ સોનીડા;
નવ આવે આડી ભીંત, સમજુ સોનીડા. ૫
વિજળીથી તેજ વિશેષ, સમજુ સોનીડા;
પરકાશ પડે પરદેશ, સમજુ સોનીડા. ૬
હીરા મોતી કે હેમ, સમજુ સોનીડા;
કહિએ તે તુલ્યે કેમ, સમજુ સોનીડા. ૭.
જો પામું એનો જોગ, સમજુ સોનીડા;
અગણીત કરૂં ઉપયોગ, સમજુ સોનીડા. ૮
હરઘડીએ ધારૂં હાથ, સમજુ સોનીડા;
વળિ રાખું રૂદયા સાથ, સમજુ સોનીડા. ૯
ભવસાગર તરવા નાવ, સમજુ સોનીડા;
દુખ વખતે ફાવે દાવ, સમજુ સોનીડા. ૧૦
જે વશ કરવાનો જંત્ર, સમજુ સોનીડા,
મન ઇછા પૂરણ મંત્ર, સમજુ સોનીડા. ૧૧
રિપુ હણાવાનૂં હથિયાર, સમજુ સોનીડા;
વળિ નોધારાં આધાર, સમજુ સોનીડા. ૧૨.
અબળાની એતો આથ, સમજુ સોનીડા;
સ્વરગે પણ આવે સાથ, સમજુ સોનીડા. ૧૩
તે જોતામાં તતખેવ, સમજુ સોનીડા;
દિલડામાં રીઝે દેવ, સમજુ સોનીડા. ૧૪
કીમતનો કંઇ નહિ પાર, સમજુ સોનીડા;
ભાસે નહિ ભાર લગાર, સમજુ સોનીડા. ૧૫
તે ચોરિ શકે નહિ ચોર, સમજુ સોનીડા;
ફાવે નહિ ફાંશીખોર, સમજુ સોનીડા. ૧૬
રૂદયાનો ટાળે રોગ, સમજુ સોનીડા;
એવો એનો ઉપયોગ, સમજુ સોનીડા. ૧૭
અમરૂતની કુંપી એહ, સમજુ સોનીડા;
દીપે જેથી બહુ દેહ, સમજુ સોનીડા. ૧૮
સાસરિયાંનો સોહાગ, સમજુ સોનીડા;
પીયરનો પણ પોશાગ, સમજુ સોનીડા. ૧૯
મહા કિરતીનૂં તે મળ, સમજુ સોનીડા;
કહિ આપે બંને કૂળ, સમજુ સોનીડા. ૨૦
શાજે જેથી મહા રૂપ, સમજુ સોનીડા;
ભલભલા વખાણે ભૂપ, સમજુ સોનીડા. ૨૧
જો એ શણગારજ એક, સમજુ સોનીડા,
[illegible]
સંસાર તણા શ્રુંજનાર, સમજુ સોનીડા:
તું સજિ આપે શણગાર, સમજુ સોનીડા. ૨૩
જેનું પતિવ્રતાવ્રત નામ, સમજુ સોનીડા;
દુરલભછે દલપતરામ, સમજુ સોનીડા. ૨૪

---

## પુસતકોની પોહોંચ.

'શેકસપીઅર' ના નાટકોમાંની વારતાનાં પુસતકની એક નકલ શેઠ ખરશેદજી રૂસતમજી થાનેવાલા તરફથી હમોને ભેટ થઇછે તે મોહોટા માંન સાથે બાહાલ રાખીછે. આ વારતાઓ ઇંગરેજી પરથી ગુજરાતીમાં "બે પારસી વીદીઆરથી" ઓએ કીધીછે અને તેની કીમત રૂ૨॥ રાખીછે:

આ વીદીઆરથીઓ શરૂઆતમાજ કેહેછે કે 'સેકસપીઅર' જેવા માહા પંડીત લખનારનું લખાંન તેની અસલ ધપ મુજબ મુકવાનો તેવો જરાબી શંકો રાખતા નથી કેમકે આપણ જે વીચારી શકીયેછ પણ જણાવી અથવા લખી શકતા નથી તે તે શેકસપીઅરે લખેલુંછે અને એક પારકી ભાશામા તેવુંજ અસરકારક લખવાને તેનાં જેવો બીજો સખસ જોઇએ.

આ વીદીઆરથીઓની કોશેસ ઘણીજ નાદર અને સુબછે પણ આવાં એક પુસતકનો મુલ શબદો પરમાંણે તરજુમો કરવાનું છોડી દઇ મોકલી અને સેહેલી એબારતે ઇઆને છુટથી તરજુમો કરવો અને તેનાં તેના અસલ વીચારો તેમાં પુરતી રીતે જાળવી રાખવા વધારે બેહેતરછે કેમકે તેથી વાંચનારને સેહેલત મલે અને અસલ વીચારો તેના મન ઊપર તુરત ઠસતા આવે અને જેવી અસરકારક રીતે આ માહ પંડીતે લખેલુછે તેટલીજ નહીતો તેથી થોડીઘણીબી અસરકારક રીતે લખી શકાએ જોકે આ તરજુમો કાંઇ ઠીક મુલ શબદો પરમાણેજ કીધો નથી તોએ તે ધપ ઊપર વધારે ગયાથી અસલ મીઠાસ ખોઇ દીધાછે તેથી જે હોસે હોંસે વંચાએ તે કુચા જેવુ થઇ લાગેછે આટલી ખાંમી વગર આ પુસતક બીજી બધી રીતે તેની રચનામાં સરસછે અને આ વીદીઆરથીઓની મેહેનતનો બદલો પુરતો મલેલો હમો જોવાને રાજી છઇએ.

વીદીઆરથીઓ કહેછે કે જો શેઠ ખરશેદજી રૂશતમજી થાનેવાલાનો તેઓને આશરો નહી મલો હતેતો આ ચોપડી હઇઆતીમા આવતેજ નહી એ બચીત દલગીરી ઊપજાવનાર વાતછે આ જનાં વખતમા મરાઇની અને બીજી હલકી કીસમની કેટલીએક ચોપડીઓનો શારો ખપ થાએછે અને આવા પુસતકો આસરા વગર તવલે એ ખરેજ દેખાડી આપેછે કે આપણાં લોક હજુર હલકું અને ભારે તુપાસી શકતા નથી.

"હકીકતે દીલ પસંદ" ઇઆને રમુજ ગમત અને ચાનક આપનારી બાબદોનો શંઘરહ એવે નામની ચોપડીની એક નકલ હમોને મલીછે તે માંન સાથે કબુલ રાખીછે.

એક ઇગરેજ સ્ત્રીએ કેલવણી પામેલા જીવાનો જોગ ઇંગરેજીમાં લખેલો પતર જેની ઊપર મુંબઇ ટાઇમસનાં બનાવનારે કેટલાએક તેની તારીફમા જાનવાજોગ ટીકા કીધાછે અને તેમાં એ પતર હમારા "સ્ત્રીબોધ" ચોપાનીઆમાં ઊતારી લેવાની મજબુત ભલાંમણ કીધીછે તે ઊપર હમોએ ઘેઆંન આપેલુંછે પણ દલગીર છઇએ કે આ વખતના આકમાં પુરતી જગા નહી હોવાને લીધે તે સમાવી શકીઆ નથી પણ આવતામાં જરૂર તે સમાવીશું.

એ ઇંગરેજ સ્ત્રી પોતાની હીંદુસતાંનની બેહેનીઓના શાયદાને માટે જાહેર વરતમાન પતરમાં અથવા હમારી ઊપર જે કાંઇ લખી મોકલશે તેની હમો મોહોટી ખુશીથી હમારા ચોપાનીઆમાં જગો કરીશું.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. · મે ૧૮૬૮ · અંક ૫ મો.


## નીંદાખોરી નીશાળ.

### નાટક પાત્ર.

| | |
|---|---|
| સેઠ ઓલીઆથા.. | એક તવંગર બુજરગ સોદાગર ને ગુલાબબાઈનાં વાલી. |
| સેઠ દુલલાજી. :. | એક તવંગર બુજરગ સોદાગર. |
| સેઠ છપનજી.. .. | એક નીંદાખોર સેઠ |
| ડોલીઆજી કાકા.. | સેઠ છપનજીના નીંદાખોર કાકા. |
| સેઠ નીશાબાજ... | એક છાકટા સેઠ |
| પુરબુધીઆજી.. | બે ભાઈઓ અને સેઠ દુલલાજીના ભતરીજા |
| દીવાલીઆજી.. | બે ભાઈઓ અને સેઠ દુલલાજીના ભતરીજા |
| સાપુરે........ | સેઠ દુલલાજીનાં મરનાર ભાઈનો ચાકર. |
| બેદરકાર ભાઈ. .. | એક ફકર વગરનાં ભાઈ. |
| મારવાડી... .. | એક વીઆજખોરો. |
| સરપશાહ.. .... | એક સાપના સરખો કાવાદાવાખોરો કારભારી |
| બોબરાબાઈ.. .. | ઓલીઆથા સેઠનાં ઉડાઉ ધણીઆની. |
| ટચકાંબાઈ...... | એક નીંદાખોરા બાઈ. |
| અલગાંબાઈ..... | એક અથરાં ને અલગા પણ નીંદાખોરાં બાઈ. |
| ગુલાબબાઈ..... | એક ભલી મા બાપ વગરની છોકરી |

### અંક ૪ થો.

### પ્રવેશ ૪ થો.

### દેખાવ ૧ લો—દીવાલીઆજીનું દીવાનખાંનું.

દીવાલીઆજી, સેઠ દુલલાજી, મારવાડી અને બેદરકાર ભાઈ દાખેલ થાયછે.

દીવાલીઆજી—આવો મેહેરબાન, આવો સાહેબ; આ માહારા બાપદાદાના ચીતરોછે.

દુલલાજી—ઠીક સંગરહ કીરોછે.

દીવાલીઆજી—બેદરકાર, ચાલ ખુરસી ઉપર ચહડ; મુક માહારા બપાવાના કાકા ગુસતાદ પીલતનને; બસો વરસની વાત ઉપર સુલતાન દાઉદના બે હજાર ઘોડેસવાર લશકરને ગુસતાદ કાકાએ પોતાના બસો સુનંદા મેદલોથી તારાજ કીધું હતું અને રનના મેદાનમાં દસ ઘાહ ખાધા હતા. જો એકેક ઘાહના દસ દસ રૂપયા ગણ્યેતો મુંક બેદરકાર એ શુરા સીપાહીને ૧૦૦ રૂપીએ.

દુલલાજી—તાહારૂં સતયાનાશ દુકતા. ગુસતાદ કાકાની કીંમત એજ ? (મનમાં) ભાઈ એ દાંમ માહારે કબુલછે.

દીવાલીઆજી—બેદરકાર ગુસતાદ કાકાને ૧૦૦ રૂપીએ ઠોક. મુંક આ બીજું. ગુસતાદ કાકાના ૮૦ વરસનાં કુંવારાં બેહેન મકાઈ ડોસાં. ઈસતમબોલના સુલતાન અબદલાના ખાશ ચીતારાએ તેમને ચીતારયાંછે. એકેક વરસનો રૂપયો ગણ્યેતો ૮૦ રૂપયાતો ખરા. મુક જેને જોઈએ તે વધે.

બેદરકાર—મકાઈ ડોસાં ૮૦ રૂપયા; મકાઈ ડોસાં ૮૦ રૂપયા; ૮૦ રૂપયા એકવાર.

દુલલાજી—અરે ! ગરીબ મકાઈ ડોસાં ! કેહેવી તહમે જાહોજલાલી ભોગવી ! તહમારી આજે આ કીંમત ? (મનમાં) ભાઈ માહારે ૮૦ રૂપયે કબુલછે.

દીવાલીઆજી—બેદરકાર મકાઈ ડોસાંને ઠોક. હવે મુક આ માહારા માએના બપાવા અરદેશીર શેહેરીઆરને. સુરતમાં તેવણ દસ વરસ ઈનસાફની ખુરસીએ બીરાજયા હતા. સરાફ સાહેબ એની શું કીંમત ધારોછ !

મારવાડી—પચા રૂપયા ઠીકછે.

દીવાલીઆજી—જાઓરે માહારા સાહેબ; દસ વરસના પેનશનનું અરધ કરીએતો મોહો માંગયા ૨૦૦ આવે. બેદરકાર મુક રીકારડર સાહેબને ૧૦૦ રૂપીએ.

દુલલાજી—કબુલછે બા.

બેદરકાર—આએ તરણવાર—દુલલાજી શેઠ.

દીવાલીઆજી—હવે વાર ઘણોજ લાગેય બેદરકાર; બધાંને સામટાં મુક; એમાં બધાં પરચુટણ સગાંછે. જવા દે ૭૦૦ રૂપીએ.

બેદરકાર—પરચુટણ સગાં ૭૦૦ રૂપીયા. ૭૦૦ રૂપીઆ; આએ એકવાર; જો જાયય, જો જાયય; એવી તક ફરી નહી મલચે, આએ બેવાર; આએ બેવાર; આએ તરણવાર—દુલલાજી શેઠ.

દુલલાજી—પણ બાપુ આ સામેનું ચીતર મુકની; એ જઈફ કાકા કોણછે ?

દીવાલીઆજી—અરે એતો માહારા કાકા દુલલાજી

શેઠ; તેહેરાન ગયા તેની આગમચની તસવીરછે. એતો કદી વેચનાર નહી. દુલલાજી કાકાના તો પગ ધોઈ પીજ પે. જાંહાંશુધી માહારી પાસે જગાછે તાંહાસુધીતો એવણને માહારી આંખ આગલથી ખસાડનાર નહી.

બેદરકાર ભાઈ—દીવાલીઆ બચા તાહારો પાટલો ફાવનાર નહી. એ કાકાના દીલપરથીજ કહુંચ કે વ્રહને અરધી આપનાર નથી. અમથો સુજે ના લુખો મર. લે શુકું તાહારા કાકાને ચાલીશે ?

દીવાલીઆજી—નહી નહી; માહારા કાકાથી હું છુટો પડનાર નહી. દસ હજાર ઉપજે, પણ માહારે કામના નહી.

દુલલાજી—અંતે માહારો ભતરીજો ખરો (મનમાં). પણ સેઠ માહારો દીલો એ ચીતરમાં ભોબાઈ રહયોચ.

દીવાલીઆજી—સેઠ માથું ફોડી લોહી કાહાડયો પણ દુલલાજી કાકાને તહમારાં પાંખરાંમાં મુંકનાર નથી.

દુલલાજી—બધું એને માફછે (મનમા) વારૂ સેઠ હું એ ચીતરો એક બે દાહાડામાં મંગાવી લઈશ અને તહમારો અવેજ કાલનો કાલ વાલીશ.

દીવાલીઆજી—પણ સેઠ મેહેરબાની કરી તહમારી ગાડી મોકલજો હો; માહારા બાપદાદા પોતાના મરતબા પરમાણે ગાડી ઘોડે ફરનાર હતા.

દુલલાજી—વારૂં મેહેરબાન દરૂસતછે; સાહેબજી હવેતો હમો જઈશું. ચાલશો સરાફ સાહેબ !

બેદરકાર—ચાલો સાહેબ આપણેબી ઉઠીશું.

[દુલલાજી, બેદરકાર તથા સરાફ જાયછે.

દીવાલીઆજી—મેઘરાજાની પધરામનીથી પાછો તલાવ ભરપુર થયો; સગાં વાહાલાંઓનો બેહેશતમાં મુકામ હોજો, દોખમામાં સુતાં સુતાંબી તહમારા નોકરને ભુલયાં નથી એક તડાકે હજાર બાહારસોની રકમ આપીછે.

[શાપુર દાખલ થાયછે.

આવરે સાપુર તાહારા અસલી દોસતોની મુલાકાતતો લે !

શાપુર—સેઠ આવા વજલમાં તહમે કેહેવી ધીરજ ધરીછે.

દીવાલીઆજી—સાપુર તું કદાચ એમ સમજતો હશે કે માહારાં સગાં વાહાલાંઓની જુદાઈથી માહારા દીલને કાંઈ લાગતું નથી, પણ માહારીથી જુદાં પડતાં જાહારે તલોકો દીલગીરી બતલાવતાં નથી તાહારે હું શાને માટે માહારો જીવ બાલી ખાખ કરૂં ? શાપુર ઉઠતો આએ ૫૦૦) રૂપીઆ મહીઆરને આપી આવ. બીચારો એવાતો કાલાને વાલા કરતો ફરેચ કે માહારૂં લોહી પાણી થઈ જાયચ.

શાપુર—સેઠ ૫૦૦) રૂપયા ! વીચાર કરો કે——

દીવાલીઆજી—કે એની વાત નથી, હમણા કોઈ માંગનાર આવીને ઉલટી પડશે તો મહીઆર બીચારો વાત જોતો ડોસો થશે. ચાલ દોડ જલદી પછી બીજું તાહેલું.

[જાયછે.

---

દેખાવ ૨ જો—એક ઘર.

સરાફ અને સેઠ દુલલાજી દાખેલ થાયછે.

સરાફ—સેઠ એ દીલગીરીની વાતછે કે તહમારો ભતરીજો આવો ઉડાઉછે.

દુલલાજી—પણ મુઓ એવો કે માથું ફેરવીને બેઠો કે દુલલાજી કાકાની જુદાઈ ખમું નહી. દુલલાજી કાકાનું ચીતર વેચું નહી.

શરાફ—છાકટબી તેટલોજછે.

દુલલાજી—પણ કેહેજે દુલલાજી કાકાનું ચીતર વેચું નહી.

સરાફ—જુગારીબી તેટલોજ.

દુલલાજી—પણ કેહેજે દુલલાજી કાકાનું ચીતર વેચું નહી. સાપુર સાપુર કાંહાં દોડેચ !

[શાપુર દાખેલ થાયછે.

શાપુર—દુલલાજી સેઠ મેં સાંભલયું તહમે કાંઈ ચીતરો ખરીદયાચ ?

દુલલાજી—હા; દીવાલીઆએ બધા બાપદાદાને કાહાડી મેલયા જાણે ઘરનો કાટ.

સાપુર—પણ લેઓ મહને આ ૫૦૦) રૂપયાની નોટ આપીછે કે બીચારા માહારા સગા મહીઆરને આપજે.

સરાફ—આવું સખાવતી દીલ એજ અફસોસની વાતછે.

સાપુર—અને બારણે દરજી ને કણુપા બેઠેલાછે તેમનો છુટક તો એકકોરે રહયો.

દુલલાજી—વારૂં વારૂં એ પોરયાનું કરજ બધું હુંજ મુકવીશ. માહારા દુલલાજી કાકાને વેચું નહી એ બોલોએ માહારૂં દીલ જીતી લીધુંછે. પણ સાપુર હવે મહને પુરબુધીઆ આગલ લઈ જા. હું જાણે તેનો ગરીબ સગો મહીઆર છું.

[જાયછે.

---

દેખાવ ૩ જો—એક વાંચવાનો ઓરડો.

પુરબુધીઆજી ખુરસીપર બેઠાછે અને એક ચાકર આગલ ઉભોછે.

પુરબુધીઆજી—ખોખરાંબાઈનું કાગલ નહી !

ચાકર—નહી સાહેબ. (કોઈ બારણું ઠોકેછે) સાહેબ ખોખરાંબાઈજ બારણું ઠોકેછે.

પુરબુધીઆજી—સબુર ! પેહેલે જો કે કોણછે. જો માહારો ભાઈ હોયતો પાછો આવ; ઉંઘાડતો ના.

[ચાકર જાયછે.

ખોખરાંબાઈ જાણેચ કે ગુલાબપર માહારો વધારે માહાછે. પણ બનતાં શુધી એ વાત ખોખરાંબાઈ આગલ જવી જોઈતી નથી. જાહારે માહારા છટકામાં તે ફસે કે પછી ફકર નહી.

[ખોખરાંબાઈ દાખલ થાયછે.

આવો બાઈ; વચન પરમાણે વખતસર નહી આવવું એતો મોટે ઘેરનાં સપલછે.

ખોખરાંબાઈ—તહમે કાંઈ જાણોચ ? એોલીઆશા સેઠ માહારી ઉપર અને દીવાલીઆ ઉપર આસમાનનાં વાદલોનાં વાદલોજ ગગડાવેચ. હુંતો એમ ઈચછુંચ કે કયારે ગુલાબ દીવાલીઆસે પરણે કે બધુ સમાધાન થાય.

પુરબુધીઆજી—તાહારી બોલીપર આગ લાગે (મનમાં). હા બાઈ હું પણ એમજ ઈચછુંચ કે જલદી તહમારી ખાતરી થાય કે ગુલાબ ઉપર માહારો કેટલો ચાહાછે ?

ખોખરાંબાઈ—રાતને દાહાડો ટચકાંબાઇ માહારે માટે એટલું બોલેય કે જાણે સમજ વગરનો મહને ઉકલાટ થાયચ.

પુરબુધીઆજી—પણ બાઈ જહારે એક ભરતાર પોતાની બાયડી ઉપર કારણ વગર શકની નજરે જુએ તાહારે તો લગનનો કોલ તુટો અને બાયડીની ફરજછે કે કોઈબી રસતે ધણીની બુધી ઉડાવી દેવી.

ખોખરાંબાઈ—તાહારે તહમારૂં કેહેવાનું એમ કે જો ધણી વગર કારણે બાયડી ઉપર શક નાખે તો બાયડીએ ધણીને કારણ કરી આપવું.

પુરબુધીઆજી—બરોબર; જો ધણીને શક ઉપજતો બાયડીએ બેહેતર કે વરને રાજી રાખવા શક ઉતપન કરવો.

ખોખરાંબાઈ—તાહારે લોકો જો મહને બદ બોલતો માહારે ખરેખર બદ થવું અને લોકોની જીભ બંધ કરવી.

પુરબુધીઆજી—આજનને કાલતો બદ માણસોની જીભ બંધ કરવાને એજ નુશકોછે. [ચાકર દાખલ થાયછે

લુચા તાહારૂં હીંયાં શું કામ છે ?

ચાકર—ઓલીઆશા સેઠ આવેછે.

ખોખરાંબાઈ—ઓલીઆશા સેઠ ! અરરર ! હું મુઈ ! માહારૂં ખાનું ખરાબ !

ચાકર—સેઠ મેં નહી બારણું ઉઘાડયું.

ખોખરાંબાઈ—અરે મોહોત ! માહારૂં શું થશે ? અરે દાદર વાગેય ? હવે શું કરૂં—હુંતો પરદા પછવાડે ભરાઉંચ—ફરી જે એવી બેવકુફી કરે તેને—

[પરદા પાછલ ભરાયછે

પુરબુધીઆજી—(ચાકરને) પેલી ચોપડી લાવ; અને તું જા. [ચાકર જાયછે અને સેઠ ચોપડી વાંચેછે.

ઓલીઆશા સેઠ દાખલ થાયછે.

ઓલીઆશા—હમેશ વાંચતો; બેતીબાપ ચોપડી માંને ચોપડીમાંજ પુરો થશે. [પુરબુધીઆનું ખલુ ઠોકેછે

પુરબુધીઆજી—(ધબરાઈને) આવો ઓલીઆશા સેઠ ઘણી કરમબખશીશ થઈ. આએ એક ચોપડીની સુરખાઈ વાંચતો હતો. ચોપડી એજ તહમે જાણોયતો ખરા આપણું દાલ ભાત છે. આ ઓરડો આપણા ગજવાં પર માંણે સંગારયોચ; હું ધારૂંચ તહમેતો એમ આજેજ જોયો !

ઓલીઆશા—ઘણો મજાનો સનગારેલોછે, પરદાપર બી માપો ઓલવેલાછે, જાંહાં જોઈએ તાંહાં સાનને સાન નીજ વાત. [પરદા ગમ જાયછે.

પુરબુધીઆજી—(પરદા આગલથી તાલમેલથી ખશાડેછે) હાજી આ પરદાનોતો ઘણોજ ઉપયોગછે.

ઓલીઆશા—કોઈબી શેહેર જાણવું હોયતો લેહેજામાં માલમ પડી આવે.

પુરબુધીઆજી—(મનમાં) અને લેહેજામાં કોઈને સંતાડીબી શકીએ.

ઓલીઆશા—એક અગતની વાતછે પુરબુધીઆ; ખોખરાંબાઈની ચાલ ચલગતથી હું દુખી દુખી થઈ રીયુંચ.

પુરબુધીઆજી—હું અતીશ દીલગીરછું.

ઓલીઆશા—હેત પરીતતો બલયું પણ મહને સારી સતાથી ખબર મલીય કે કોઈ બીજા તરફજ ખોખરાંબાઈનું ધયાન દોડેય.

પુરબુધીઆજી—શું કેહોય ?

ઓલીઆશા—અને વલી તેબી એક આપણા માનોજછે.

પુરબુધીઆજી—કોણ વારૂં ? જલદી ખુલાશો કરો.

ઓલીઆશા—તહમારી ધારણામાં કોણ ઉતરેય ?

પુરબુધીઆજી—માહારાતો ખેઆલમાંબી એ વાત આવતી નથી.

ઓલીઆશા—વારૂં દીવાલીઓ હોયતો !

પુરબુધીઆજી—માહારો ભાઈ ! છટ !

ઓલીઆશા—તાહારી નેકીથી બીજાની બદીનો વીચાર થઈ સકતો નથી. હમારી ઉંમરમાં આટલો ફરક હોવાથી ખોખરાંબાઈનું માહારી ઉપર પરીત હોય એ ધારવુંજ અકલથી વીરૂધછે; અને દીવાલીઆ સરખા ખુબસુરત છોકરાથી તે લલચાઈ એમ પોકાર જો હું ગામમાં કરૂંતો લોકો મહનેજ ખાસડાં મારી માહારા વાવટા ઉરાડે કે શું માથું ફેરવા હું આટલી ધીંગલીને લઈ આવયો.

પુરબુધીઆજી—ખરેખર ગાંમ હસેતો ખરૂં.

ઓલીઆશા—હસે ! અરે બા એટલે એટલે માહારી વાતો ચાલે, ગોરાણીઓ ગીતો જોડે, છાપાવાલાઓ કાગજ ભરે, અને અનીખમા તારા વીંટે.

ઓલીઆશા—પણ જાહારે મહને એમ ઈયાદ આવેય કે માહારા જાણી દોસત સેઠ દુલલાજીનાં ભતરીજાએજ માહારી કબર ખોડીછે તાહારે મહને ચટકો લાગેય.

પુરબુધીઆજી—નીમખહરામીનું પાણી પાએલો તીર એવહો જેહેરીછે.

ઓલીઆશા—માહારા ઘરનાં દરવાજા એને માટે હમેશ ઉઘાડા હતા; માહારી ખાણાની મેજ એને માટે હમેશ ખુલલી હતી; માહારી સલાહ એને માટે હમેશ તઈયાર હતી; તેણેજ અંતે મહને વીંધીઓછે. પાલેલાજ કુતરાએ અંતે પગ કરડયોછે. દુધ ખીલાવેલા સાંપેજ દંખ મારયોછે.

પુરબુધીઆજી—સેઠ જાંહાંસુધી દાખલા દલીલથી માહારી ખાતરી નહી કરો તાંહાસુધી હું એ વાત ઉપર ભરોસો લાઉં નહી. પણ જો એ વાત ખરી પડીતો દીવાલીઓ માહારો ભાઇ નહી; એ માહારો સગો નહી; કારણ જે માણસ પોતાના દોસતની ઓરતને આડી નજરે જુવેછે તે દુનીઆમા ફેલાતો એક રોગછે.

ઓલીઆશા—જુવો ભાઈ ભાઈમાં કેટલો ફરક ! હું માહારી ઓરતથી એકદમ કાયર થયોછું. તોબી જુવો હું કેટલો ભલોછું. મેં નીશચય કીધોચ કે એ ગમે એવી બેઈમાની કરે પણ દર માસે માહારી હઈયાતીમાં એને હજાર રૂપયા આપું અને માહારાં મરણ પછી માહારી સઘલી દોલત એને સપુરદ કરૂં.

પુરબુધીઆજી—ખચીત સેઠ તહમે હાતમ દીલનાં છો.

ઓલીઆશા—તોબી એ વાત હજુ હું એને જણાવવા માંગતો નથી. પણ પુરબુધીઆજી હું એક વાતથી દીલગીર છું. ગુલાબને જીહીતી લેવા તહમે કમર બાંધતા નથી.

પુરબુધીઆજી—મેહેરબાંની કરીને સેઠ એ વાત બાહાર કાહાડશોજના. તમારા દુખમાં માહારા સુખની વાત શેલે ? આએતો બે ઘેરનો પરોણો ભુખો મરે એવું થાયચ (મનમાં).

ઓલીઆશા—અને જોકે તહમે ખણી ખુંટીને માહારી પુઠે લાગાય કે ખોખરાંબાઇને તહમારા ગુલાબ સાથેના વેહેવારની મુતલગ ખબર પડવા દેવી નહી, પણ માહારે તહમારી ભુલ ભાંગવી જોઇએ કે ખોખરાંબાઇ ઉલટાં એ બાબદમાં પોતાની મદદ આપવાને ખુશીછે.

પુરબુધીઆજી—સતયાનાશ. તરાપો બુડેચ (મનમાં). ઓલીઆશા સેઠ એ વાતને પડતી નાખો. કેમરે ?

[ચાકર દાખલ થાયછે.

ચાકર—સેઠ તહમારા ભાઈ રસતામાં કોઈ સાથે વાત કરતા ઉભાછે અને પુછેછે કે સેઠ ઘરમાંછે ?

પુરબુધીઆજી—બુખખ તું જાણતો નથી કે સેઠ ઘરમાં નથી ? સહવારના બાહાર ગયલાછે.

ઓલીઆશા—સબુર, સબુર ! એમ કેહે કે અંદરછે આવો. [ચાકર જાયછે

પુરબુધીઆજી—(મનમાં) કયારે આએ પાપો પતશે.

ઓલીઆશા—પુરબુધીઆ મેહેરબાની કરી મહને કેથે સંતાડ અને પછી તું દીવાલીઆને એજ બાબદ ઉપર સવાલ નાખ કે હું પણ માહારી ખાતરી કરી લઉં.

પુરબુધીઆજી—(ગભરાઈને) મેહેરબાન ઓલીઆશા આવી નીચ યુકતીથી શું હું માહારા ભાઈને ફસાંઉં ?

ઓલીઆશા—વલી વલી પુરબુધીઆ એટલું માહારૂં કહયું માન. મહને ખાતરી કરવા દે કે તાહારો ભાઈ બીનતકશીરવારછે. લે આ પરદા પાછલ કેહેતો ભરાંઉં, પણ અરે ! એ કોણ ભુત ? પરદા પાછલ કોઈ ભરાએલુંછે. હું સોગન લઉંચ કે મેં કોઈની સાડી જોઈ ?

પુરબુધીઆજી—(ઉડી ગયલા લોહીએ) હા, હા, હા, સેઠ ! જુવોની હમારી દરજન માહારી દગલીઓ વેતરી લાવી અને તહમે આવી ગયા તેથી સરમાઈને ભરાઇ ગઈ.

ઓલીઆશા—પણ આપણી બધી વાત એ ડાકણે સાંભલી લીધી હોશે ?

પુરબુધીઆજી—ટટ, ટટ, તે બીચારી પશુછે. તેને કોઈની તાહારી માહારીની દરકાર નથી.

ઓલીઆશા—તાહારે ઉભો રેહે આએ કરંડીઆમાં ભરાંઉં.

પુરબુધીઆજી—વારૂં વેહેલા જાઓ.

ઓલીઆશા—હું ભરાયો હો (અંદરથી).

પુરબુધીઆજી—ખરેખર છટકાંમાંથી બચયો. અરે કેહેવી માહારી કફોડી હાલતછે અને આએજ ઓરડામાં માટી બઈએરને એકમેકથી જુદાં સાંતપાંછે.

ખોખરાંબાઈ—(પરદામાંથી બીમાઇને) હું બાહાર નીકલી જાઉં ?

પુરબુધીઆજી—આસતેથી જીગરના હાર, જરાક ધીરજ ધર !

ઓલીઆશા—(કરંડીઆનું ઢાકણું આસતેથી ઉંચકીને) પુરબુધીઆ દાવપેચમાં લઈ એજ વાત તેહેને મોહોડે બોલાવજે.

પુરબુધીઆજી—ટાંકો, ટાંકો.

ખોખરાંબાઈ—(બીમાઇને) જો મહને બાહાર જવા દઓ.

પુરબુધીઆજી—દમ ધા, માહારા જીવ !

ઓલીઆશા—(પાછા ઢાંકણું ઉંચકીને) પુરબુધીઆ દરજન મુકેતો નહી કે ?

પુરબુધીઆજી—ખોદાખાતર જરા સબર કરો ઓલીઆશા.

ખોખરાંબાઈ—(હાકાવીને) બુઢાને છોડતા ના.

પુરબુધીઆજી—આસતે આસતે માહારા પરાણ !

ઓલીઆશા—(ઢાંકણું ઉંચકીને) જોઉંચતો પુરબુધીઆ એને મોહોડે બધું કબુલ કરાવજે. પણ પેલી દરજનને તપાસજો હો !

પુરબુધીઆજી—સેઠ તહમે બધો દાન બગાડશો.

ઓલીઆશા—વારૂં લે તું કેહે તેમ. પણ પેલી દરજનનું મોહોડું ચાંપજો હો. [દીવાલીઆજી દાખલ થાએછે.

દીવાલીઆજી—કેમ ભાઈ તહમારો ચાકર પેહેલાં તો ગલીઆં તલીઆં કરવા લાગો. કેમ કોઇ સાહુકાર બાહુકાર ભરાયોચ કે ? કેમ ઓલીઆશા સેઠ જતા રહયા કે મેં તેમને અંદર આવતાં જોયાની ?

પુરબુધીઆજી—તહમે આવવાનું સાંભલયું તે પછી હીંયાં ઠોભવાનું તેમને દરૂસત લાગયું નહી.

દીવાલીઆજી—કાંએ વેઆજ કહડાઉ કદાચ તેથી બીધા કે ?

પુરબુધીઆજી—ભાઈ હું દીલગીરછું કે તહમારી ચાલથી બીચારા ઓલીઆશા સેઠને બહુ ખેદ થાયછે. તેવણ એમ સહમજેચ કે બાઇ ખોખરાંબાઈ સાથે તહમે હદથી જીઆદા વેહેવાર રાખયોછે.

દીવાલીઆજી—છટ, છટ, છટ; પણ હું ખુશી થાઉંચ કે એ બુઢાની હવે આગરી ઠેકાંણે આવીચ કે એક બાલક સાથે તે પરણયોચ. ખાતરીથી જાણજો ભાઈ કે ઓલીઆશાનો ભરાંત તદન ખોટોછે.

પુરબુધીઆજી—વારૂં તાહારે આ ખુલાશો શાંભલી તેવણ ઘણાજ મઘન થશે.

દીવાલીઆજી—મહને તો ઉલટી એટલી ખબરછે કે તહમે બાઇ ખોખરાંબાઇના ઘણાજ માનીતા છો.

પુરબુધીઆજી—છટ, છટ, તહમે સુરખાઇ ભરેલું બોલોચ.

દીવાલીઆજી—તહમને ખબરછે મેં એક દીવસે તહમને હસતાં પકડયાં હતાં ?

પુરબુધીઆજી—(ગભરાઈને) છટ, છટ, છટ. તહમે જ તહમારી અસીલાઇ દેખાડોચ તે ઓલીઆશા સેઠ સાંભલેચ તેનું કાંઇ ભાનછે ? આ સામેનાં કરંડયામાં તેવણ બેઠેલાછે.

દીવાલીઆજી—(કરંડીઆને ઠોકરી નાખીને) આવો આવો ઓલીઆશા સેઠ બાહાર આવો; એ તહમને છાજે કે આવી કોઈની વાતો છુપી રીતે સાંભલો ?

ઓલીઆશા—લાવ તાહારો હાથ દીવાલીઆ. મેં તુંને ખોટો સનદેવીઓ હતો. તાહારા ખુલાશાથી માહરો તાહારે વીશે વીચાર એકદમ બદલાઇ ગયોછે.

દીવાલીઆજી—(પુરબુધીઆને કાનમાં) તાહારે એને પેલી ચોપરવાદી મેં કીધી તે બેહેરાએ સાંભલેલી નહી હો. એતો ઠીકજ થયું નહીતો મીજાજ જતે.

[ચાકર દાખલ થાયછે.

ચાકર—સેઠ ટચકાંબાઈ ગાડીમાં બાહાર ઉભાંછે અ ને ઉપર આવવા માંગેછે.

પુરબુધીઆજી—(ચાકરને) ટચકાંબાઈ! ખોદા ખાતર ના બોલાવ. પણ સબર—સેઠીઆઓ હું હમણા એક દોસ ત નીચેછે તેને મલી આવુંછું. (ઓલીઆશાને કાણમાં) સે ઠ પેલી દરજનનો એસારોખી કરશો ના હો. [જાયછે.

ઓલીઆશા—દીવાલીઆ જો તું બબે ઘડીએ તાહા રા ફરેસતા ખીસાલના ભાઈની ભેટ લેતો જાયતો એક ઓર જ તરેહનો માણસ થઈ પડે.

દીવાલીઆજી—અરે મુંઓ એ; જંગલનો સાધુ ભલો.

ઓલીઆશા—નહી નહી એમ નથી. એક એવી વાત કહું કે હસતાં હસતાં તારાં આંતરડાં તુટે.

દીવાલીઆજી—બોલો રે સેઠ.

ઓલીઆશા—જાહારે એણે મહને કરંડીઆમાંથી સોધી આપયો તયારે હું પણ એનો ફેસતો બતાઉં. એક દરજન પાસેના પરડામાં ભરાએલીછે.

(દીવાલીઓ ખીમાએચ તેને ઓલીઆશા પકડીને) દીવાલીઆ નહી નહી. જો પુરબુધીઓ જાણશેતો જેહેરે જ હેર ફાકશે. લેઓ એ આવયો.

[જેવો દીવાલીઓ પરદો ખચાડી નાખેચ તેવામાં પુરબુધીઆજી દાખલ થાયેછે]

દીવાલીઆજી—કરૂપા, કરૂપા! બાઈ ખોખરાંબાઈ ભરાયલાંછે.

ઓલીઆશા—શું ખોખરાંબાઈ!

દીવાલીઆજી—ઓલીઆશા સેઠ, આવી દરજનતાં મેં આજેજ જોઈ. શું અંદર તહમારી છુપી મતલબછે તે મહને સમજ પડતી નથી. બાઈ કાંઈ ખોલાશો કરશો? સેઠ કાંઈ ખુલાશો કરશો! બાઈ કાંઇ ખુલાશો કરશો? સેઠ હવે તો ઉજવાલાંમાંબે! કેમ શઘલાંને મોહાડે કેમ તાલાં પડયાં? બાઈ હું દલગીર છું કે આવા નેક માણસને તહ મે વસવસામાં નાખયાછે. ઓલીઆશા સેઠ સાહેબ મેહેર બાન; ફરેસતા ખશલતના માણસોનીજ દોસતી રાખો. [જાયછે.

પુરબુધીઆજી—ઓલીઆશા સેઠ જો સેવકને ધીર જથી શાબલો તો ખાતરી ભરેલો ખુલાશો તહમને કરી આપું. ગુલાબની સાથે માહારૂં કારજ કરવાને બાઈ ખો ખરાંબાઈ એવાંતો ખંતીછે કે વારેઘડીએ માહારી આગ લ આવી માહારી વાતો શાંભલેછે. આજે એવણ ભોગ જોગ હીંયાં આવી લાગાં અને તહમારૂં આવવાનું શાંભ લી મેંજ એવણને આ પરદા પાછલ સંતાઈ જવો ભલાં મણ કીધી હતી, એવા હેતુથી કે કદાચ તહમારી વચે વ ધારે બોલાચાલી થયાથી ખીનાકેશો વધી પડે. એજ મા હારો ખરો હેવાલછે.

ઓલીઆશા—ખતચીદ હેવાલ ઘણો ખરોછે. હું ધારૂંચ કે માહારાં સેઠાણી એની ગુવાહી પુરશે.

ખોખરાંબાઈ—એક બોલબી માનવા જોગ નથી. એક રતીની એમાં સચાઈ નથી.

ઓલીઆશા—બાઇ હું પણ એવુંજ માનુંચ.

પુરબુધીઆજી—(બાઈ ખોખરાંબાઇને મેરેથી) બાઈ મહને ગરદન ના મારો.

ખોખરાંબાઈ—ધુતારા સાહેબ તહમારી રજાથી એક બે બોલ બોલુંચ. સાંબલો ઓલીઆશા કે હું હીંયાં ગુલા બને મારેજ આવી. પણ આ કંગાલ સખસ એવી એ વી મીઠી બોલીથી મહને જીતી લેતો હતો કે હું એની જા લમાંથી અજબ રીતે છુટીછું નહીંતર કે તહમારી પણ આબરૂને જાંખ લાગયા વગર રેહેત નહી.

પુરબુધીઆજી—હું ધારૂંચ કે એ ગાંડી થઈ ગઇછે.

ખોખરાંબાઈ—નહીં સાહેબ એમ બોલો કે તેની સુ ધ પાછી ઠેકાણે આવીછે. ઓલીઆશા સેઠ માહારી ઉપ ર જે તહમારી પરતીછે તેની મેં ખાતરી કરી લીધીછે અને આ બનાવ નહી બનયો હતે તોબી હું માહારી હ વે પછીની ચાલથી ખાતરી કરી આપતે કે તહમારા બો લોએ માહારા જીગરમાં કેહેવી સારી અસર કીધીછે. જે ચંડાલ પોતાના એક ભોલા દોસતની બાંનુ ઉપર તરાપ મારવાને લજવાયો નહી તેની ઉપર હવે હું એવા ધીકા રની નજરથી જોઉંછું કે એવા અધરમીની ચુંગાલમાં હું થોડુંક શુકી ફસી તેને માટે હું માહારાં પોતાનાં તનને ધી કારીશ. [જાયછે.

પુરબુધીઆજી—આટલું છતાં, સાચો દાદાર, ઓલી આશા સેઠ જાણેય——

ઓલીઆશા—કે તું મોહોટો ચપરખંધી ચોરછે! તાહારાં હઈડાંનાજ દંખને હું તુને સોંપુંછું. [જાયછે.

---

## બચાંઓની કેળવણી—માબાપોની ફરજ.

પોતાના બચાંઓને એવી રીતે ઉઘારવાં કે તેઓની પાછલી જીંદગીમાં તેઓ પોતાનું આબરૂ દરકારથી પોશણ કરે, એટલુંજ નહી પણ પોતાના હજજાતીઓનું રૂડું કરવા માં ભાગ લઈ પોતાના તથા પોતાના માબાપને મરતબે પોં હોચાહે એ દરેક માબાપની ફરજછે; અને એ ફરજ આપ ણા માબાપો કેહેવી રીતે ઉતારેછે તેનો આપણે વીચાર ક રીએ. ઉપલી નેમ પુરી પાડવાને બચાંને કેલવણીની અ ગતછે. કેલવણી બે જાતનીછે. મનની અને તનની. મનની કેલવણીમાં મન ખીલે તથા તેને તાજગી મલે તથા તેની ઉપર નીતીના ધડાઓનો બરાબર છાપ ઉઠે એવાં સાંધણો જોઈએ. આપણા લોકો બચાંને કેલવણી આપવા માં ઘણા ખંતીછે પણ કેલવણી આપતાં તેઅને આવડતું નથી. પાહાડની ટોચ તેઓ જોઈ શકેછે પણ કયે રસતે તે ઉપર જઈ બેસવું એ તેમને ખબર નથી. તરણ ચાર વર સના છોકરાંઓને મેહેતાજીની નીશાલે મોકલવાને માબાપો તઈયાર હોયછે. "ડોસા કાકાનો સોહોલુ છ વરસે તરીજી ચોપડી પર પરં વાંચી જાયચ અને આપણું પાંચ વરસનું ગોધયું કકો ખબો જાણતો નથી" એ આપણા માબાપોનો વારેઘડીયે બલાપો હોયચ. "નવાજ કાકીનો પેસુ એવો સેઆન સોગતનો કે અખઈ રહયો આસતો પાંચ વરસનો છે પણ એક દાહાડે એમ નહીં કે ઘોડાદાવ રમયા. નવાજ કાકીના વરનો એવો ધાક કે બોટલા બાહાર એમ ફરૂરે શું. ને આપણો સાત વરસનો નવલુ સદરો પેહેરયો તો બી આખે દાદરપરથી પેલા ને પેલાપરથી ઓલા; બાપનો

જ ધાક મલે નહી તે વાંક કોણુનો કાહાડપે." એવા શબદો વારેઘડીએ ભોલી માતાઓનાં મોહોમાંથી નીકલેછે. દીલગીરી સાથે એવો એકરાર કરવો પડેછે કે એવાં ભોલાં માંબાપો પોતાના ફરજંદોના કટ્ટાં વૈરીછે. બચાંનું મન એટલું તો કોમલછે કે તે ઉપર જરા દબાંન કરવું જોઈતું નથી એવો યુરપના નામીચા અને ઓલમાં તબીબોનો એકજ અવાજછે. નાના બચાંના મનને સખત કસરત કરાવવી એ તેમના કોમલ પગને લાંબી મંજલ કરાવવા બરાબરછે. બચાંનું ખીલતું મગજ પોતાનીજ મેલે કુદરતનાંજ કાયદાથી આસપાસની વસતુ પોતાની તાકાદ મુજબ લીએછે. ભરેલી ઓજરીમાં ખોરાક દાખલ કરયાથી જેમ અજીરન થાયછે તેમ બચાંના તે વખતે તર થયલાં ભેજાંમાં વધારે બાબદ ભારથી સમાવવી એ ગોયા ભેજાંનું અજીરણુ ઉતપન કરયા બરાબરછે. નાનપણુથી બચાઓ પોતાની મેલેજ પુછપરછ કરેછે અને તે પુછપરછનો તેમને ગમતી રીતે જબાબ આપવો એજ તેમને મોટી કેલવણીછે. રંગીન ચીતરો, લાકડાંના રમકડાંઓ અને એવાં એવાં બીજાં હથીઆરોથી બચાંનું મન ઉઘરે તેવું મેહેતાજીની નેતરથી ઉઘરંતું નથી. આઠ વરસનું બચું થાય તાંહાંસુધી તેને મેહેતાજીની નીશાલે નહી મુકવું એવું હમારૂં મતછે. ઘરની અંદર મા અથવા બાપે ગમતથી કરી બચાંને ઉઘારવાં જોઈએ. પુશકલ સાધારણુ બાબદો જે હર પલે અને હર વખતે મલી શકે તેની સમજણુ બચાંને આપવી જોઈએ, એવી રીતે નહી કે તેથી કંટાલે, એવી રીતે નહી કે જેથી તે નાહાસ ભાગ કરે, એવી રીતે નહી કે જેથી તેને આંખે હાથ લગાડવાની ગરજ પડે; પણુ એવી રીતે કે તે ઉલટથી સાંભલે, ખુશીથી તે તરફ ખેંચાય અને વધારે જાણુવાની કોશેશ કરે. ઈંગરેજ માબાપોનેજ એવી કેલવણી આપતાં આવડેછે. આપણી ઓરતોથી એ કાંમ હાલ બનવું લાગતું નથી, પણુ મરદોએ પોતાના બચાંઓને પોતાના આસરા તલે લેવાં જોઈએ. બીજું બચાંઓમાં સારી ટેવ પાડવી અને નરસી ટેવ જરમેખથી ઉખેડી નાખવી જોઈએ. હટીલાઈ એ બચાંની બુરી ટેવછે અને માબાપોએ પેયાર અને મમતાથી અને ધડીબર કવલા દોલાથી એ ટેવ નાબુદ કરવી જોઈએ. વલી બચાંના મન ઉપર નીતીની અસર કરવી એના જેવો વારસો માબાપો બીજો એકે પોતાના બચાંને આપનાર નથી. ખોદાની દેહેસત તેના દીલમાં ઉઠાવવી જોઈએ. જુઠું નહી બોલવું, ચોરી નહી કરવી, અદેખાઈ નહી કરવી, કોઈ ઉપર હાય ઉંચકવો નહી, માબાપોના તાબામાં રેહેવું, રાત અને દીશ તે પરમ કરૂપાલું સાહેબની ખીદમતમાં હાથ ઉઠાવવા, એવી એવી બાબદો નાનપણુથીંજ, દાખલા દલીલથી, મીઠા શખુનોથી, લાલચથી, ઉલટથી, રાજા પાદશાહોની વાતોથી બચાંના મન ઉપર ઠસાવવી. મા બાપોએ એ બાબદોમાં પોતે પોતાની ચાલ ચલગતથી બચાંને દાખલા બેસાડવા. નાનપણુમાં બેઠેલી એવી એવી બાબદો મોહોત પણુમાં કદીપણુ પાછી ઉઠી શકતી નથી. બચાંનો પેયાર વળી મા બાપોએ એવી રીતે ખેંચી લેવો જોઈએ કે તેઓ તેમની આગલ બીહીને નાહાસવાને બદલે હરખથી સામાં દોડે, તાહારેજ બચાં માબાપને ખેદ કરતાં બીહે. ઘણુા સખત ધાકથી બચાંઓ ઉપર બહુ માઠી અસર ઉપજેછે અને તેઓ ઘુવડ સરખાં બની જાયછે. ચાર વરસથી બચાંને મોબેદોના કરદા ભણુાવવા એ જેવું ઘાટકી કામ બીજું એકે નથી. મોબેદો પોતે ભણેલા નથી અને તેઓથી બચાંને મલતી શીખશાથી બચાંઓને નાનપણુથીજ શીખવાને કડવું લાગેછે; અને એકવાર એ કડવાસ પેઠો કે ફરીથી તેનું જેહેર નીકલી શકતું નથી. એટલુંજ નહી પણુ આટલી સખત કસરતથી મન બહુ નબલું થઈ પડેછે અને આગલ ચાલતાં છોકરાં બોથર થયા વગર રેહેતાં નથી. જેમ ચીનીઓ નાનપણુથી પોતાની બેટીઓના પગને લાકડાંના જોડા ઘોકી વધતાં અટકાવેછે તેમ આપણા માબાપો છોકરાંઓના મગજના ઉઘરભાવને નાનપણુથી કસરત આપી બંધ પાડેછે. કેટલાંક માબાપતો એમ ખુશી કે તેમના છોકરાંઓ સહુવારે છથી તે સાંજે છ વેર નીશાલે જાયચ, રાતે પાછાં મોબેદોના પાઠ પઢેચ, એટલુંજ નહી પણુ આતવારેબી છુટી લેતાં નથી. એ ભોલાં માબાપો! તહમને ખુશી થવાનું કારણુ નથી. ઈશવર તહમને રૂડી સલાહ આપે અને એવા સરતાપા ખોટા વીચાર તહમારા મનમાંથી ગુંમ થાય. તહમારાં બચાંને તહમે કેલવણી આપતાં નથી પણુ તેમને જેહેરનું પપાલું પાવોછો જેથી તેમની હસતી કુનપામાં જલદી ખતમ થાય. તહમારાં ફુલ સરીખાં બચાં ખીલતાંજ કરમાઈ જાયછે તે જુવો; તેઓ મોબેદોના અને મેહેતાજીને બારણે રોએછે તેમને છોડવો. તહમારા પાંચ છ વરસના બચાંને પાનાના બંગલા બનાવવા દેઓ, નાસોગોસો આગલ રહી રમાડો, ઘટતી હદમાં રાખી દોડાવો, નચાવો, કુદાવો, અરે ઝાડપર જોઈએતો ચહડાવો. ખુલલી હવામાં તેમને ફરવા દેઓ, એટલું ધેઆનમાં રાખો કે શઘલું ઘટટી હદમાં થાયછે. તેમની આગલ તેમને લાયકની વાત કરો, જ્ઞાન અને નીતીના ધડા ગમત સાથ ભેલી આપો. એલીઆને બદલે સાકરના ગાંગડા આપો, તેમને ઈનામની લાલચ આપી સાધારણુ રીતે શીખવો. ઘરમાથી મોબેદ અને મેહેતાજીના પગલાંજ દુર કરો અને પછી જુવો તહમારાં છોકરાં કેહેવાં ઉઘરેછે. જે છોકરાંને નહી મોબેદની ધાક, જે છોકરાં પોતાના માબાપને જોઈ હરદમ ખુશી, જે પોતાના માબાપના ગેરરાજીપણાથી પાછાં તેમને ખુશી કરવાને પોતાની બનતી કોશેશ કરે, જે છોકરાં ખુલલી હવામાં ફરેલાં, તે છોકરાંના ગાલપર ગુલાબની લાલી કેમ નહી ચડે? રાતા ગાલ જેમાં જરીક ખારો નહી, જેમની બાજુ ભરેલી, જેમના તેટાંમાં જોર, જે હરદમ ખુશી, જેમનુ લોહી નીશાલની ચીંતાથી ઉકલતું નહી તેવાં બચાંની કેટલી ભાએગસાલી ઓરતો માતા હશે? પેલો ફુસક ફુસક રડતો, મેહેતાજીની સોટી ખમતો, ઘાહાનીમાં ગોયા પીલાયલો, પાંચ વરસનો પાંચ ચોપડી શીખેલો છોકરો, પેલા કુડકા મારતા, વાંદર સરીખા, રમતીયાલ, ગતમગુતમના, ફકા વગરના, છ વરસના છોકરા સાથે સરખાઈ શકાય? આગલો પાંચ વરસે પાંચ ચોપડીવાલો તે પચાસ વરસેબી પાંચજ ચોપડીવાલો રેહેશે એમાં કોઈએ ભરાંત આણુવો નહી. તે ગરીબ છોકરાનુ મગજ તેના મુરખ માબાપોએ ખરાબ કરી મેલયુંછે. તેનું મગજ ખીલતી કલીમાંજ કચડાઈ ગયુંછે અને હવે આગળ વધનાર નથી. તેનું બદન નાતવાન થઈ ગયુંછે અને પાંચ વરસની ઉમરે ૫·

આસ વરસની નાતવાની તેને મલીછે. તે હોલમાં જોતરા પલો આંખે પાટા બાંધેલો બલદછે. તેની ઈયાદદાસત ટુકી થતી જાયછે, આંગમાં બલ નહી તેથી ખુંણે ખંટોલે બેસેછે અને વીસ એકવીસ વરસે એક ધુરડ સરખો બની જાયછે.

પણ આપણા વાંદરને જુવો ! આઠ નવ વરશે તેનામાં પુશકલ બલ આવયુંછે. તનની સાથે મન પણ ખીલયું છે અને નીશાલમાં, દાખલ થતી વેલા એટલી તેનામાં વગર નીશાલે સમજણ આવીછે કે જટ તે કહેલું ધેઆનમાં રાખેછે. તેના મા બાપ હજી તેને ઘણી કસરત આપતાં નથી. નીશાલમાં તે શીખેછે અને એકાદ કલાક ઘરમાં પોતાનો પાઠ વાંચી પાછો નાચવા કુડવા મંડી જાયછે. જેમ તેનું આંગ પુષટી પકડેછે તેમ તેનું મનં પુષટી પકડેછે. નીશાલની તેને હાય દાય નથી.' ઉલટથી તે પોતાનો પાઠ શીખેછે અને એવી હોસ પકડેછે કે પોતાના પાઠ કરી જેમ બને તેમ પોતાના મા બાપ તથા શીકશકનો ચાહા મેલવવો તે નીશાલમાં આવો ચપલછે તોયપણ તેને રમવા અને ફરવાને પુશકલ ફુરસત મલેછે. આવા છોકરાનું દીનપર દીન ભેજું ખીલતું જાયછે અને જાહારે કલાથી ઉગાડેલાં ઝાહાડ ઉપર નેઆમત ફલોની હાર લાગેલી હોયછે, તાહારે બીન કસબી ખેડુત હાય મારેછે કે ઝાડનો છોડવો ફુટે નહી તેની આગમચ આટલી તરબીએત આપતાં અને પઈસાની ધુલ કરતાં માહારૂં ઝાડ વગર ફલે પડયુંછે, અને સામાં બેદરકાર ખેડુતના ઝાડ ઉપર ફલોની હાર લાગીછે, એમાં કાંઈ જ નહી પણ માહારાં હીંણુ નસીબ એ નીરાસ પામેલા' ખેડુત ! હાથે કરી તેં તાહારી ' ઉપર વીપતં ખેંચી લીધીછે. જાહારે ખાતરના ટગ તાહારાં કુંમલાં ઝાડ ઉપર તું મારતો હતો તાહારે તાહારી સુધ ઉડી ગઈ હતી કે રખે એજ ખાતર માહારાં ઠરને અંદરથી સડો લગાડે. એકવાર જે સડો લાગો તે ઝાહાડની રગેરગ ફેલાયોછે અને મુરખાઈથી નીપજેલાં પરીણામ ઉપર અફસોસ કરવાનું છોડી દઈ સાંમા ખેડુતને પુછ અને તેના ઝાડની ઉગમ ઈસથીતીનું કારણ સહમજી લે.

મુરખ ખેડુતના સરખોજ ઘણા માબાપોનો હેવાલછે અને ડાહયો ખેડુત પોતાના ઝાડની કેમ જાલવણી કરેછે તેનો હમે થોડોક સાર ઉપર કહયોછે. કેલવણી આપવાને શી તરબીએત જોઈએ તેહેનો દસગો ભાગબી હમે કહી શકયા નથી. હમે ગોયા એક સાંકલીયું ટાંકીયુંછે જેમાની એકેક બીના ઉપર પુશકલ વીચારો અપાઈ શકાય તનની કેલવણીની જરૂરીઆત ઉપર હમે ઘણું બોલયા છઈએ અને હમે દરેક ભરતારને ભલામણ કરીએ છઈએ કે પોતાની દરેક ઓરતને નામાંકીત ઈંગરેજ ગરંથકારોએ કેળવણી વીશે આપેલા વીચારો જાહેર કરવા અને એ કામ કરતાં તેઓ પોતાનાં બચાં તરફ એક ઉમદા ફરજ ઉતારયા શીવાય વધુ કરનાર નથી. એક ઈંગલંડનો નામાકીત ઉસતાદ જે હમણા આપણા કેળવણી ખાતાંનો વડો છે તેણે આપણા માંન પામેલા સખી સેઠ કાવસજી જાંહાંગીરજીને અરપણ કીધેલો કેળવણી ઉપર રસાલો સરવે સમજુ ઓરતના હાથમાં હોવો જોઈએ. હમો સેઠ કાવસજી જાંહાંગીરજીને અરજ ગુજારીએ છઈએ કે તે કીંમતી રસાલો પોતાની હંમેશની ઉદારતા મુજબ એકવાર ફરી છપાવી દરેક ઘરે વેહેચવો. જગાની કોતાઈને લીધે હાલ એ બાબદ ઉપર હમારીથી, ટુક એસારો કરવા સવાય વધારે થઈ શકતું નથી પણ બનતી જોગવાઈએ પાછી તે વાંચનાર સાંમું ધરવાની હમારી ખાએશ પુરી પાડીશું.



## રંગારી અને તેનું 'બાલાબીછ.

અમેરીકામાં એક હોટેલવાલો હતો તે એક રંગારીને તાંહાં ગયો અને કહયું કે માહારાં હોટેલની બાહાર માહારે પાટયું મારવુંછે જેની ઊપર એક એવું બાલાબીછ પાડી આપ કે લોકોની નજર તે ઊપર તરત ઘસડાય. રંગારીએ કહયું કે એવાં બાલાબીછતા તો ૧૫ ડાલર લઈશ.

હોટેલવાલો બોલયો કે "ભાઈ એતો કીંમત બહુછે. ટોમ લારકીન ૧૦ માંતો તઈયારછે.

રંગારીએ જોયું કે રોજી જાયચ તેથી બોલયો કે "વારૂં ભાઈ બાલાબીછ કેવું જોઈશે પાલેલું કે જંગલી ?"

"ખરેખર જંગલી."

"સાંકલ સાથે બાંધેલું કે છુટું ?"

"નહી છુટું."

"વારૂં તારે ૧૦ ડાલરે હું કબુલ થાંઊંચ."

બેહુએ હાથ ઠોકયો અને થોડા દાહાડામાં રંગારીએ પાટયું હોટેલવાલાને મોકલયું.

બાલાબીછ એવુંતો સરસ પાડેલું હતું કે ધુંમ લોકો હોટેલમાં ખેંચાતા હતા.

એક રાતે વરસાદ સમેત ભારી તોફાન થયું અને હોટેલવાલો જોયચનો પાટયું ઝોલા ખાતું હતું પણ બાલાબીછ કેથે નાહાસી ગયલું માલમ પડયું. હોટેલ વાલો તરત રંગારી પાસ દોડયો અને બધી બીના કહી.

રંગારી આસતે રહીને બોલયો કે "બા બાલાબીછ પાલેલું હતું કે જંગલી હતું ?"

"જંગલી હતું."

"સાંકલે બાંધેલું હતું કે છુટું હતું ?"

"છુટું હતું."

રંગારી બોલયો કે "એક તારે આવાં ભારી તોફાનમાં તહમે એક જંગલી બાલાબીછને છુટું મેલયું તે નાહાશી નહી જાયતો શું બેશી રેહે ?"

આ તકરારની સાંમે હોટેલવાલાથી બોલાઇ શકા

સું નહી. પછી તેણે રંગારીને ૧૫ ડાલર આપયા કે બા એક જંગલી બાલાબીબીછને સાંકલ સાથે એવુંતો મજબુત બાંધી આપ કે ફરીથી તોફાન થાય તાહારે જંગલમાં નાહાશી જાય નહીં."

એનો ભેદ એટલોજ હતો કે રંગારીએ પેહેલું પાટયું એવા રંગમાં રંગયું હતું કે તે ધોવાઈ જાય. ૧૫ ડાલરનું પીકચર તેણે પાકા રંગમાં રંગયું જે ઊપર પાણીની અસર થઈ શકે નહી.



## ઈંગલંડનો એક ઘાટકી નયાયધીશ લોરડ જેફરીસ.

થોડુંએકની વાત ઊપર ઈંગલંડના રાજા બીજા જેમસને ગાદીએથી ઊઠારી મેલીઓ હતો તેને માટે હમે થોડોક એસારો કીધો હતો તે દાનેશમંદ વાંચનારીઓના ખેઆલમાંથી ખશીઓ હશે નહી. એ રાજા રોમન કેથેલીક ધરમ પાલતો હતો તેથી પરોટેસટંટ લોકોનો તે કટરો વેરી થઈ લાગો હતો અને પરોટેસટંટ લોકોનો સમુલો નાશ કરતાં તેનો તથા તેના સાથીઓનો સમુલો નાશ થઈ ગયો હતો. પરોટેસટંટોને અદાલતમાં ઘસડી તેમને કઠણમાં કઠણ સજા કરાવવાના હેતુથી તેણે ઈંગલંડના વડા નયાયધીશની જંગા આદમના રૂપમાં એક લોહીના તરસયા હેવાનને આપી. એ કંગાલ નયાયધીશ આગલ બારીસટરનો ધંધો કરતો હતો અને તેનું નામ સર જારજ જેફરીસ હતું. ચોરો, લુટારાઓ અને વેશયાઓનો અદાલતોમાં બચાવ કરવાનો તેનો પેશો હતો અને એ પેશામાં મેલવેલી માહીતગારીથી સાખશીઓને ઊલટપાલટ તપાસી કજીઓ ઊંધા વાલવામાં ઘણો મશહુર થયો હતો. આગલ કજીઆઓને ઠીંગરાં મારનારો, નીરદોશોને તકશીરવાર ઠરાવનારો, અને ગુનેહગારોને ધારાની ચુંગાલમાંથી છટકાવનારો સર જારજ જેફરીસ ઈંગલંડની સરવેથી પવીતર ખુરશીએ બેઠો. ઈનસાફની ખુરશીએ બેસી તે એવીતો ચીસ મુકતો હતો કે જાણે કયામતને દાહાડે થતો ગગડાટ હોય. ગુનેહગારોના દીલ ધુજરીથી કંપે, તેમ તેમ આ નયાયધીશ ખુશી થતો હતો. જેમ જેમ ગુનેહગારની આંખોમાંથી આંસુઓ ટીપકાય અને જેમ જેમ તેઓ પોતાના હાથ આજુજી અને કાલાવાલાથી ઊંચા કરે તેમ તેમ આ કરપીન દેવને તાહાડક પડતી હતી. ગુનેહગારોને કેવું કેવું ખમવું પડશે તેનું દાસતાંન તે તેમની આખલ સવાદ લઇ લઈને કેહતો હતો. જારે કોઈ ઓરતને બાંધી મારવાની સજા કરતો તારે બોલતો કે "ફાંસીગર, આ બાઈ પર ખુબ ધયાન આપજે! સારીપેઠે સપાટા લેજે. ખબરદાર, જાંહાંશુધી લોહીના ફુંવારા ફુટે તાંહાં શુધી સપાટા લેજે! કરીસટમસના થંડા દીવસછે માટે સારીપેઠે બાઈના ખભાં ગરમ કરજે!" ઈનસાફની પવીતર અદાલતનો લોકો વાઘ ઈયા વરૂનો ગુશે સમજતા હતા. વાદી અને પરતીવાદી, બારીસટર અને વકીલ, સાખશીઓ અને જુરીના ધરસથી સઘલાંઓને તે ચાહે તેમ મોહોમાંથી એલફેલ બકતો હતો.

ઘર જતો તાંહાં દારૂની અંદર તે ચકચુર થતો હતો. હલકા બારીસટરો એકકમાં ગાલાગાલી કરી તેને રીજવતા હતા. તે છાકટો બની ગાતો હતો અને પોતાના નીચ દોસતોને કોટી કરતો અને ચુંમી લેતાં હતો. કોઈ વખતે કૈફમાંનો કૈફમાં તે ઈનસાફની ખુરશીએ આવતો હતો. એવે વખતે તેની આંખો ભુખા વાઘની માફક ઈયા કોઈ મગજથી ખસી ગયલાની માફક દેખાતી હતી. વલી જારે કૈફ ઊતરી જાય તારે જે દોસતોને રાતે તે કોટી કરતો અને ચુંમી લેતો હતો તેજ દોસતોની ભર કોરટમાં તે ઇજત લુટતો હતો. આ છાકટા જડજને વલી લોરડની પદવી મલી અને તે લોરડ જેફરીસને નામે ઓલખાવા લાગો.

કમનસીબે બેકસટર નામના એક બુજરગ લાએકીવાલા પાદરીએ જેમસ રાજાની કાંઈ ધરમની તકરારસર નાખુશી મેલવી. એ અનયાયસર લોરડ જેફરીસ સામું તપાસ લેવા તેને ઊભો કરવામાં આવયો. બેકસટરે એવી અરજ ગુજારી કે માહારો બચાવ કરવા મહને થોડોકવખત આપવો. પણ જેફરીસ ગુસાથી બોલયો કે "તારો જાન બચતો હોય તોયપણ એક મીનીટનો ખાંચો ખાનાર નથી. એક ગમ પીલોરીમાં ટાઈટસ ઓઆટીસ ઊભો રેહેશે અને બીજી ગમ તું ઊભો રેહેજે કે ગામના બે મોટા ચોરોની જોડ મલે." લોરડ લાનસડેલ કેહેય કે આ નાતરસી હેવાને આસરે ૭૦૦ બીનતકશીરવારોને શુલીએ લટકાવયા હતા.

લાંચ લેવાની પણ આ નીરદય નયાયધીશની ખોડ હતી. એડમંડ પરીડો નામનો શખસ એનો દલાલ હતો અને ખરા તકશીરવાર ઈયા બીનતકશીર



ક્રાંમવેલ અને ઇંગલંડની આમની સભા.

વાર પાસેથી પણ મોટી રકમ લઈ તેમને પોતાના પંજામાંથી છોડતો હતો.

પણ જુવાકી પાદશાહીનો આંતે અંત આવયો. જેમસ રાજાની સામે બંડ ઊઠયું અને તે બંડમાં એ જુવાકની જાહોજલાલી ધુલ મલી. જેફરીસ સંતાઈ ગયો પણ લોકોએ તેને શોધી કાહાડયો અને મરતેહલાઈ મારયો. તેના મોહોડાંપર રાખ ચોપડી અને લોકોએ તરેહવાર રીતે પોતાનું વેર લીધું. પણ અમલદારો વચમાં પડયા અને જેફરીસને ગાડીમાં નાખી બંદીખાંને લઈ ચાલયા. પણ ગાડીની પુઠે લોકોનું ટોલું વલગયું અને જેફરીસ ધાસતી ધાસતીએ અધમુવો થઈ ગયો. ગાલો ખમતો અને મોહોતમાંથી બચતો જેફરીસ બંદીખાંને પડયો જે બંદીખાંનામાં તેનાજ નીરદય હુકમથી હજારો લોકો હાય મારતા પોતાના દુનીઆમાં દુખના દાહાડા પુરા કરી ચાલતા થયા હતા. બંદીખાંનાની અંદર તેના હાલહવાલ થઈ ગયા અને પછી તેણે બાટલી સાથે દોસતી માંડી. છાકટાપણાથી તે દાહાડે દાહાડે નખાતો ગયો અને પોતાની કરણીના દંખથી અને ગરીબોની હાય સાથે ૪૧ વરસની ટુંક મુદતે મરી ગયો; અને બંદીખાંનાની પાસેનાજ એક દેવલમાં છુપી રીતે આ વરૂની ખાશીએતના નયાયધીશને દફનાવવામાં આવયો.

---

## કરાંમવેલ અને ઈંગલંડની આમની સભા.

ઈંગલંડના રાજા પેહેલા ચારલસના વખતમાં ઈંગલંડની અંદર લોહીની નદી વેહેતી થઈ, હતી. પાહાદશાહની સામે પારલીઆમેંટ થઈ હતી અને બેહુ બોરદુના લશકર વચે બે પારકાં રાજો લડાઈના મેદાન પડયાં હોય એવી ખુનંખાર લડાઈઓ થઈ હતી. પાહાદશાહ પોતે આપખુદ સતતા માગતો હતો અને લોકો એક તસુ પણ પાછલ હટવાને માથું ફેરવી બેઠાં હતાં. પારલીઆમેનટના લશકરનો એક ઓલીવર કરામવેલ નામે સરદાર હતો. એ સરદારની જીંદગીનો હેવાલ વાંચવા જોગછે. કરોમવેલના મામાપોએ તેને બારીસતરની તાલીમ આપી હતી. ૧૬૨૮ માં તે પારલીઆમેનટનો મેમબર થયો અને ઘણી બલતવારીથી પાદરીઓ સામું બોલયો. તેના મામાના ગુજરવાથી તેને ૫૦૦૦ રૂપયા મલયા પણ પરધાનોની સામે ભાંજગડ થયાથી તે અમેરીકા જવા વાહાણ ઊપર ચહડયો. પણ વાહાણને અટકાવવાથી કરોમવેલ ઈંગલંડમાંજ રહી ગયો. બાકી જો એ વાહાણ અમેરીકા ઊપરી ગયું હોતતો ઈંગલંડના ઈતીહાસમાનો એક સરવેથી અગતનો બાબ હસતીમાં આવત નહી. ૧૬૪૨ માં પારલીઆમેનટના લશકરની ટુંકડીની તેહેને સરદારી મલી અને ૧૬૪૪ માં મારસતનમુર નામની એક ભારે લડાઈ ચારલસ પાહાદશાહાના લશકરની સામું મેલવી. બીજી બીજી મોટી ફતેહાથી પાહાદશાહનું લશકરે એકદમ તારાજ થઈ ગયું અને કરોમવેલને પારલીઆમેનટે ૨૫૦૦૦ રૂપીયાનું વરશાન કરી આપયું. અંતે પાદશાહા ઊપર તરેહવાર આફતના વાદલો વીટયા પછી તે પારલીઆમેનટના હાથ ઊપર કેદ પકડાયો અને કરોમવેલની ઊશકેરનીથી તેને ફાંસી દઈ જબે કરવામાં આવયો. પાદશાહાના મરણ પછી પારલીઆમેનટ ઇયાને પરજાનું રાજ ચાલવા લાગું. પારલીઆમેનટે જે લશકર વરે પોતાનો સીકો બેસાડયો હતો તે લશકરને સંગરી રાખયું. લશકરના બલથીજ લોકો પારલીઆમેનટને તાબે રહયા. પણ અંતે લશકરેજ પારલીઆમેનટને ધુલ ફકારી અને વાણોતરને બદલે સેઠ અને સેઠને બદલે વાણોતર એવી ઈંગલંડની ઈસથીતી થઈ. પારલીઆમેનટે કરોમવેલને પોતાના લશકરનો વડો ઠેરવયો. આયરલંડના લોકોએ પારલીઆમેનટ સામું બંડ ઊઠાવયું અને કરોમવેલે એવીતો કતલ ચલાવી કે આપોઆપ તે કમનસીબ ટાપુ કરોમવેલને નમીયું. જાંહાં જતો તાંહાં કરોમવેલની ફતેહજ હતી. પોતાના લશકર ઊપર તેનો પુર વીસવાસ હતો અને તેમની કુંમક ઊપર તેના લોભનો પાયો વધતો ગયો. પારલીઆમેનટને હવે તે ગણકારવા લાગો નહી. ખરૂં બોલીએતો તે હવે રાજનો માલેક થઇ પડયો. જે પારલીઆમેનટે પાહાદશાહીને ગુંમ કરી પરજા સતતાક રાજ ઈસથાપયું હતું અને જે પારલીઆમેનટની મેહેરબાનીથી કરામવેલ મોટી પાહેરીએ ચહડયો હતો તે પારલીઆમેનટ કરોમવેલને કવાબમાં હાડકાં સરીખી લાગી. નવી પારલીઆમેનટ બોલાવવાને અને બુઢી પારલીઆમેનટને રૂખશટ આપવા તે ખુશી હતો. એક દીવસે થોડા ચુંનંદા શીપાઈઓને બાહાર રાખી તે જુંની આમની સભામાં

રાજાએ બોલયો કે "સુંદર નાજની તું સપનો જોતી નથી. પાસેના ગામનો હું રાજાછું. મેહેરબાની કરી મહને કેહેકે તું કોણછે?" સુરીયબાઈ બોલી કે "હું તો ગરૂડ પક્ષીની છોકરીછું" રાજા આ બોલો શાંભલતાં હસી પડયો અને બોલયો કે "નહી એમ હોય નહીં એ બાનું તું તો કોઈ શાહાંજાદીછે." તે બોલી કે "નહીં હું શાહાજાદી નથી. આ ઝાડપરના માલામા માહારો જનમ ગયોછે; હું તો ગરૂડનીજ બેટી છું." પછી રાજા બોલયો કે "નામવર બાંનું જો તું શાહાજાદી ન હોયતો હું તુંહને શાહાજાદી કરૂં; બોલ તુ માહારી રાણી થશે!"

સુરીયબાઈએ હા કહયાથી રાજા તેણીને પોતાને ગામ લઈ ગયો અને પોતાની રાણી કીધી. પણ રાજાની પેહેલી રાણી સુરીયબાઈની અંટસ કરવા લાગી.

રાજાએ સુરીયમાઈપર ઘણા માણસો રાખયાં. એક ડોસીનો સુરીયબાઈ ઉપર એટલો ચાહ હતો કે તે વારેઘડીયે તેણીને કેહેતી હતી કે "શાહાજાદી તું રાણી સાથે મીત રાચારી રાખીશ માં કારણ તે તુંહને હલાક કરશે." પણ સુરીયબાઈ તેણીને માને નહી અને તુચછકારીને કેહે કે "છટ એમાં બીહીવાનું શુછે: બેહુ જણ હમે બેહેનપણીઓ થઈ હલી મલી રહીશું." ડોસીના ચેતાવા ઉપરાંત વારેઘડીયે સુરીયબાઈ રાંણીને ભેટવા આવે અને રાંણી સુરીયબાઈની ભેટ લીએ.'

---

## "એક ઈંગરેજ સ્ત્રીનો પતર."

"એક ઈંગરેજ સ્ત્રી" એવે નાંગની સઈનો કેલવણી પાંમેલા ગાંમઠી જુવાનો જોગ એક પતર ચોપાંનીઆના આકારમાં છપાઈ ઈંગરેજીમાં પરગટ થયોછે. આ સ્ત્રી લખેછે કે તેણીને આ પતર લખવાનું કારણ એમ પડીઉછે કે મુંબઈના "ટાઈમસ આફ ઈનડીઆ" નામના પતરમાં એવો એક ફકરો પરગટ થઓ હતો કે "આપણી ટાપુના એક શેઠીઆએ 'આ જમાંનાની છોકરીઓ' એવે નામની એક બાબદ જે વેલાયતના "સાટરડે રીવીઉમાં" પરગટ થઈ હતી તેનો ગુજરાતીમાં પોતાને ખરચે તરજુમો કરાવી વેંહેંચીઓછે." આ બાબદમાં પેહેલાંથીજ ભુલ થઈછે; જે ભુલ 'ટાઈમસવાલાએ' પાછલથી કબુલ પણ કીધીછે. "સાટરડે રીવીઉ" વાલાએ "આ જમાંનાની છોકરીઓ" એવે મથાલે એક બાબદ લખવા પછે થોડે દીવસે "ઓરતોનુંકાંમ શું?" એવે નામની એક બીજી બીના પરગટ કીધી હતી આ છેલી બાબદનો ગુજરાતી તરજુમો આપણી ટાપુના સેઠીઆ શેઠ કાવસજી જાંહાંગીર રેડીમનીએ પોતાને ખરચે છપાવી પરગટ કીધો હતો જેનો તપાસ હમોએ "સ્ત્રી બોધ" ના આગલા એક આંકમાં લીધી હતી હવે એ તરજુમાને "ટાઈમસ" વાલાએ ભુલથી "આ જમાંનાની છોકરીઓ" ની બાબદનો તરજુમો થોકી બેસાડીઓ હતો અને તે બાબદ ઘણીજ કઠણ રીતે વેલાયતની સ્ત્રીઓની સાંમે લખાઈ હતી તેથી આ ઈંગરેજ સ્ત્રીએ બાહેર આવી પોતાની વેલાયતની બેહેનો વીશે ગાંમઠી બેહેનોના મનમાં હલકો વીચાર નહી બેશે એવા હેતુથી આ પતર ઈંગરેજીમાં લખોછે તેનો જાંણવા જોગ સાર હમો તેણીનાજ બોલોમાં મુકીએ છઈએ.

"કેલવાએલા ગાંમઠી બાઈઓ! હું ઓરત તરીકે જેમાં મનુસ જાતીનું ભલું થતું હોય તેવી બાબદ તમારી સાંમે ધરવાને જરાએ સરમાતી અને તેમજ અચકાતી નથી; કેમકે જાંહાં બાઈબંદુના ભલાંની વાત આવી તાંહાં સરવે કોઈને તે ઉપર બોલવાનો તેમજ સાંભલવાનો એકસરખો હકછે. પણ જારે એક બાબદ સ્ત્રીઓને 'પોતાને લગતીજ હોય તારે તે ઉપર સ્ત્રી વગર, વધારે સરસ રીતે કોણ બીજું બોલી શકે? ઓરત વગર બીજું કોણ તેવોની સરવે હાજતો સમજી શકે, અને તેવોને શું શું જરૂરીઆતછે અને કયો સુધારો તેવોમાં દાખેલ થઈ શકે તેની ખબર રાખે? નહી, કેટલીએક ઓરતો પોતે કેવા અંધારામાં ગોતાં ખાયછે અને તેથી પોતાના હકો ઉપર પાણી ફેરવેછે તેનો વીચાર રાખી શકતાં નથી તેવોનોબી હું એક ઓરત તરીકે બચાવ કરસ; અને હું ધીરજ અને પેઆરથી સમજાવીસ અને તે અંધારો ગાર છોડી તેવો ખુદાઈ રોશનીમાં અને અજવાલામાં આવે એ માટે સઘલી કોશેશ કરીશ. એ બાબદ હું જેટલી પછાત પડું તે સમજાવામાં હીંદુસતાંનનાં કેળવણી પાંમેલા જુવાનો મને તમારી શાહેતાની જરૂરછે. સાધારણ વેહેમો જે એકવાર મનમાં બેસી ગીઆ હોયછે તેવો મજબુત જર પકડેછે. તે વેહેમોની શરૂઆત જો કે ગેરસમજુતી અને એક મેકને નહી સમજવાથી થાયછે. તોએ જારે તેવો મગજમાં જડ પકડેછે તારે એકવાર તે બાબદ બરાબર સમજીઆ પછેબી લાંબો વખત શુધી તે વેહેમો આપણે પકડી રાખીએ છઈએ.

'આ જમાનાની છોકરીઓ' એવે મથાલે જે બાબદ લખાઈછે તે ઉપર વાચાર બાંધવા આગમચ તમો હમારી ઈંગરેજી રાહ રસમથી પુર વાકેફ હોવાં જોઈયે. એવી વાકેફી ફકત પાચ ચાર અઠવાડીઆં અથવા મહીના વેલાયતમાં રેહી આવવાથી મલતી નથી. તમો ઈંગરેજી ગંડલીઓમા તથા ઈંગરેજોનાં ઘરબાર અને સંસારમાં પુરેપુરી સામેલગીરી રાખવાથીજ હમારા રેવાજ રસમો બરાબર સમજી શકશો, બાકી ઉપર તપકે હમારા રેવાજ રસમ જોવાથી તમે જુદાજ વીચાર બાંધો તેમાં નવાઈ નથી. કેળવણી પાંમેલા ફરેનચ અથવા ઈટાલીઅનોનાં હાથમાં આવી બાબદ જાય તેનો હમોને થોડોજ અંદેશો હોયછે કેમકે તેવો હમારા રેવાજથી પુર વાકેફછે તેથી એવી બાબદ વાંચતાંજ તેવો તેને હશી કાહાડે. પણ તમો ગાંમઠી ભાઈઓતો ભુલાવાથી હમારી સાંબે એવી બાબદો વાંચી ઘણાંજ ઘાટકી વીચારો બાધોછ. તેમજ વેલાયતથી આવેલી ઈંગરેજ સ્ત્રીઓ જારે હીંદુ સ્ત્રીઓને પુરતાં કપરાં વગર ફરતાં જોયછે તારે તેવો ભુલથીજ એવો વીચાર બાધેછે કે તેવોમાં લાજ અને મરીઆદા છેજ નહી. પણ હમો જેવો લાંબો વખત થયાં તમારી સંફમાં વસીયે છઈયે તેવો એવા વીચારને હસી કાહાડીએ છઈએ, પણ તમો ભાઈઓ લાંબા વખતનો અનુભવ મેલવવા છતાં તમારા ખોટા વીચારો મનમાંથી દુર કરતા નથી એ અફસોસ કરવા જોગછે. તમો ઘણું કરીને હમારા વીવેક અને રીતોને ઉલતીજ રીતે સમજોછો. મરદોની સાથે હમો જે દીલખુલાસ રીતે વાતચીતનો વેહે

વાર રાખીએ છઈયે; જાહેર જગા અને મીજલસોમાં વારંમ વાર હમારો દેખાવ દઈએ છઈયે; અને ઘોડા ઉપર અસ વારી કરી ફરવાની હમારો થંડા મુલકની રસમ તથા ધમક ને હમો હઈઆં લાવીઆં છઈયે તે સઘલાંને તમો ઉલટીજ રીતે સમજમાં લેવોછો. એટલુંજ નહી પણ મારા સાંભલવામાં એમબી આવીઉંછે કે તમો હમારા પે હેરવાસની રીતો અને નાચવાની સંસારી રમુજનેબી ઉલટીજ નજરથી જુવોછો અને ઉલટોજ સાર કાહા ડોછો. ખરૂંછે કે છેલી બે બાબદો પેહેરવાસ અને નાં ચ જે રીતે હાલ ચલાવામાં આવેછે તે મને પોતાને પસં દ નથી, તેમજ બીજાં કેટલાંએકોનુંબી મતછે. તાએ તમો જે હમારી ઉપલી રીતોમાંથી સાર ખેંચી કાહાડોછો તે ખરે જ હમોને દુખકારક તેમ તમોને ભુલમાં નાંખનારોછે.

"હવે ઈંગરેજ સ્ત્રીઓ હાલ કેવીછે અને હોવી જો ઈએ તેનો ચીતાર હું તમારી સાંમે ધરૂંછું. તે એક ના ની છોકરી તરીકે પોતાનાં સુખી ઘરમાં પોતાનાં ભાઈઓ ના રમતીઆલ સાથી અને વીસવાસુ થઈ રેહેછે, અને તે નાં માબાપનું એક સુખ ગણાયછે. નાંની તેમ મોહોટી અને ઉપયોગી બાબદોનું તે માંબાપ પાસેથી ગનાન મેલવેછે; અને જો તે જરા ચપલ હોયછે તો તરેહ તરેહ બાબદની ખો લ કરી હુશીઆર થાયછે અને તેની મોહટી હોંસ કેળવ ણી પાંમેલા ધણીની ધણીઆની થવા માટે ગનાંન અને હુ સીઆરી મેળવવાની હોયછે. કેળવણીથી તે સીખેછે કે દુ નીઆમાં પોતે કેવી રીતે અને કેવા ઉપયોગને માટે રેહેવું છે અને તેથી તે પોતાની જીંદગીનાં દાહાડા સુખ અને સાં તીમાં કાહાડેછે. ગરીબ અને દુખીઓને મદદ કરવામાં તે પોતાની માએને મદદ આપેછે અને ઘણીવાર પોતાના બા પની સાથે ગનાંનની વાતોમાં મસગુલ થાયછે.

"હવે તેણીને પરણેલી હાલતમાં જુવો. જો ઈશ્વ ર કુરપાથી તેણીને લાયક ભરથાર મલેછે તો પછે આ ઈંગરે જી જોડાંનું સુખ જોઈજ લેવું. તે પોતાનાં છોકરાં અને ચા કરોની ઉપર વાજબી અને નરમાસ ભરેલી રીતે હકુમત ચ લાવેછે. તે પોતાના ભરથારને દેલાસો અને સલાહ આપ વાને ફકત ઇછા રાખેછ એમજ નહી, પણ તેમ કરવાને તે ણીમાં શકતી અને ગનાંનછે, અને તેથી તે દુખ સુખની ખ રી સાથીઅન થઈ પડેછે અને તેનો ભરથાર પણ સમજેછે કે તેણીમાં એટલું ગનાંન અને કવતછે કે તેથી તે તેનાં દુખનું નીવારણ કરી શકશે, તેથી તે પોતાના ખાંનગી બાબ દ પણ તેણીથી છુપાવતો નથી. તે બાઈ પોતાનાં બચાંને હીમતવાંન અને સાચાં, દીલથી ખરેખરાં ભલાં, પરમાંણીક, ઉદયોગી અને માયાલુ અને ખોદાને ચાહનારાં ઉચારવાની ઘટટી તજવીજ રાખેછે. આટલુંતો ખરૂંછે કે સદાકાલ કાં ઈ એકસરખો રેહેતો નથી, કોઈવાર દલગીરી તેણીની જીંદ ગી ઉપર કાલું વાદલ ઘેરેછે અને તેમાંથી તેણીનો છુટક થ તો નથી. એવી વખતે મેં ઉપર ચીતારેલી સ્ત્રી હીમતથી પોતાના આવતા ભવની આશા ઉપર ભરોસો બાંધી ધીરજ થી પોતાનું કાંમ બજાવતી જાયછે.

"જેમ ઈંગરેજ સ્ત્રીઓનો મેં ઉપલો ચીતાર આપીઓછે તેથી ઉલટો ચીતાર પણ તમારા દીઠામાં આવશે અને તેનો ખોલાસો એજછે કે સરવે જમાંના અને જાતોમાં મુરખ અ ને બીન કેલવાએલી સ્ત્રીઓ પોશાક અને ભપકો જાલવનારાં તેમજ તેવા મરદો પણ મલી આવેછે તેમ હમારામાંબીછે."

. . . . . . . .

ગાંમડાંઓની માં આપણી મેહેનતુ સ્ત્રીઓ વીશે કેટ લુંક આ ઈંગરેજ સ્ત્રીએ લખુંછે તારબાદ આગલા વખત ની તવારીખમાંથી સારી બાયડીનાં દાખલા બતલાવી વીદી આ અભીઆસ કરવાની જરૂર ઉપર થોડુંક લખુંછે.

એ સ્ત્રી કેહેછે કે, "ફકત વાંચવા લખવા, વાજાં અ ને વજનતરો વજાડતાં, અને ચીતારમાં રંગ પુરતાં સીખ વું એને હું કેળવણીનું નાંમ આપતી નથી, પણ તે કેળવ ણી કે જેથી મન ખોલું થાએ, જેથી અકલ વધે અને મ ગજ ખીલીને વીચાર કરતું થાએ અને ખુદાઈ રાહા પીછાં નવા શીકે અને તે પરમાંણે ચાલે તેવા કેળવણીનાં હરખ ને હું કેળવણી કેહેવા માંગુછું અને તેવી કેળવણી આપવા ને હું તમોને ભલાંમણ કરૂંછું. એમ કરવાને માટે ઈંગ રેજી જુબાંન જાંણવાની ભારે જરૂરછે કેમકે એ જુબાંનમાં હજારો અને લખો પુશતકો લખાએલાં આપણી પાસે મોજુ દછે અને તેમાંથી જે જોઈએ તે સંગરહ મલી શકે એવુંછે અને એથી ગાંમડી બાંનુંઓને પોતાની ઈંગરેજ બેહેનોની સાથે મલવા ભેટવાને બની આવશે અને પોતાના સારા રે વાજો જાલવી રાખી ઈંગરેજી બેહેનોમાં જે સારા રેવાજો હોય તે ચુંટી કાહાડવાને તેવોને બની આવશે."

"છેલે હું ભલાંમણ કરૂંછ કે આપણે જારે એક બીજાંને અરસ પરસ ભેટતાં મલતાં નથી તારે એક ચોપાનીઆની મારફતે સંસારી બાબદો ઉપર આપણાં વીચારો જણાવી મ લતાં ભેટતાં રહીએનો ઠીક, અને જો એવું ચોપાનીઉં સાર, પાયાપર ચાલીઉં તો તે અરસ પરસ ફાયદાકારક થઈ પડે.',

---

## ગુજરાત તરફની મુશાફરીનો હેવાલ.

---

પેઆરાં બેહેન જાઈજી,

ગાંમમાં દખશીણ બાજુ તરફ એક જુની ("જુંમાં") મસજીદછે જે હમો જોવાને ગયેઆ હતા. તેની લંબાઈ પુરવ પશચીમે ૨૧૭ ફીટછે; અને ઉત્તર દખણે પોહોલાઈ. ૨૧૨ ફીટછે. તેનો બાહેરનો દેખાવ ઘણો જુનોછે અને તેના પોરટીકોના થાંભલા નવાબે ઉખેરાવી મંગાવી બીજ કાંમમાં વાપડીઆછે. એ મસજીદમાં જવાનો દરવાજો ઉત્ત ર તરફછે. તેમાંથી અંદર ગયા કે એક મોટો ચોગાન મા લુંમ પડેછે અને તેની ચારો તરફ ફરતી ચેલીછે.

દરવાજામાં પેસતાં પુરવ તરફની ચેલી દીસેછે. તે ૨૧૨ ફીટ લાંબી, ૪૫ ફીટ પોહોલી અને ૧૮ ફીટ ઉંચી છે. એ ચેલીમાં ફતરનાં થાંભલાંની ૩ હારછે; અને એ દ રએક હારમાં ૩૬ થાંભલાંછે. તેના ઉપર એટલોજ લાંબો, પોહોલો, અને ઉંચો માળછે. એ માળનાં ભારવટીઆ, થાં બા, દરવાજાના ચોકડાં વીગરે ફતરનાજછે; અને તેના ઉપર ધાબુંછે. બેઉ બાજુની ચેહેલી, આ પુરવની ચેહલીની બાં ધણીને મલતીછે. દરએક આસરે ૧૦૦ ફીટ લાંબીછે, અ

ને તેના ઉપર ફરતો આર તથા ધાલુંછે. તેમાં ૨૫ થાંભલાની ૩ હારછે.

પણ આ મકાનનો સરવેથી જોવા લાએક ભાગ પશચીમ તરફનોછે. એ ચેલી ઉતર તરફની ચેલીની પેઠે આશરે ૨૧૨ ફીટ લાંબી અને ૫૦ ફીટ પોહોલીછે. પણ નજદીક ૨૦ ફીટ ઉંચીછે. તેમાં જવાનું આરકું ૧૯ ફીટ ઉંચું છે અને તેના ચોકઠાંના બે ફતર આસરે આઠ આઠ ફુટ ઉંચાછે. એ ચેહેલીને મથાલાં તરફ નજર કરતાં મોટા ફતરના ગોલ નકશીદાર ગુંબજો નજરે પડેછે; એવા ૯ ગુમજોછે. એ ચેલીને માંથે ધાલુંછે, અને તે ધાલું બીજી તરણ ચેલીના ધાબાની બરાબર ઉંચુછે. એ ચેહેલીમાં થાંભલાની ચાર હારછે, આગલી અને પાછલી હારમાં દરએકમાં ૪૦ થાંભલાછે, અને વચલી બેઉ હારમાં ચોવીસ ચોવીસછે. એ ચેલીના વચલા દરવાજાને માંથે ફતરની એક મેડીછે, જેના ઉપરથી બંદર, દરીઓ, તથા શેહેરનો સઘલો દેખાવ નજરે પડેછે. એ ચેલીના થાંભલા અને ગુંબજો ઉપર ઘણી બારીક નકશીછે; અને તે કેટલેક ઠેકાંણેથી ખોદી કાહાડેલીછે.

પશચીમ તરફની ચેલીની આગલ એક કુંડછે, જેને હીંદુ લોકો શુરીઅ કુંડ કેહેછે અને મુસલમાન લોકો "હોદ" કેહેછે. એ હોદની પુરવ બાજુ ઉપર ફતરની એક બેઠકછે અને તેના ઉપર ફતરની છતરછે તે ઉપર કેટલુંક કોતરકાંમ છે, તે ખવાઈ ગએલું અથવા ખોદી કાહાડેલું હોએ એવું છે, તોપણ કરશનના રાશની તશવીર તેના ઉપર ખુલી માલુંમ પડેછે.

મશજીદનાં ધાબાં ઉપર જવા શારૂં જુદે જુદે ઠેકાંણે ફતરની સાત સીડીઓછે. પથચીમ ચાલની જમની બાજુની સીડી ઉપર થઈને એક ઓરડામાં જવાએંછે, જેને મુશલમાન લોકો "જીનનું મકાન" કેહેછે. હીંઆં કોઈથી શુવાતું નથી, કેમકે જીન રાતનાં તેને લઈ જાએ એવી ધાસતી રેહેછે!

એ મસજીદ કોણની બંધાવેલીછે તે વીશે તેના ઉપર કોઈ બાજુએ હાલ લેખ મોજુદ નથી. જાંહાશુધી પકી ખાતરી થાએ તાંહાંશુધીતો મુશલમાન લોકોની બાંધેલી એવું કેહેવું જોઈએ, કારણ કે તે હાલમાં મસજીદને ઠેકાંણે કોઈ કોઈવાર વપડાએછે. તેના થાંભલા અને ગુંબજ ઉપરની કોતરની જોતાં, અને તેના કુંડ આગલની કરશનની રાશ કોતરેલીછે તે તથા તેના થાંભલાઓ ઉપર જુના શીંદુરના ડાગ છે તે ઉપર વીચાર કરતાં આગલ હીંદુ લોકોનું કોઈ મકાન બાંધેલું હશે એવું અનુમાન લઈ જવાને કારણ મલેછે. ગુજરાતની તવારીખ ઉપરથી આટલુંતો શાબેત થાએછે કે મુસલમાન રાજાઓએ હીંદુના મંદીરો વારંવાર ભાંજી તેની મસજીદો બનાવેલી હતી, તે માહેલી કદાચ આ પણ એક હોએ એવું લાગેછે. ઘણી શોધ કરતાં એવી ખબર મલી કે એ મસજીદમાં એક કોતરેલો ફતર હતો તે બીજી મસજીદમાં લઈ ગયાછે. તે ફતર ઉપર ફારશી હરફે કાંઇ કોતરેલુંછે. પણ એ વીશે દંત કથા એવું કેહેછે કે ફીરોજશાહાના વખતમાં એ મશજીદ સમસખાંને બંધાવી એ વાત ખરીછે. પણ તેનો સઘલો સામાન અસલ હીંદુના બંધાવેલાં મકાનને તોડી પાડી તેમાંથી લાવેલાછે. તે એમ કેહેછે કે એ મોટાં ફતરના મકાનનો બંધાવનાર "બાણજીધવા" નામે હીંદુ રાજા હતો. તેણે પોતાની પરણેલી બાએડી તજી બીજી સાથે પરણુવાનો વીચાર કીધો. તે વીશે બરામણોને મત પુછીઉં તેઆરે તેઓએ સલાહ આપી કે આ માહા પાપનું નીવારણ કરવા સારૂં તારે ૧૮૦૦ કનીઆઓને એક વખતે પરણાવી કનીઆદાન કરવું જોઈએ. તે ઉપરથી તેણે એક મોટું ફતરનું મકાન તઈઆર કરાવીઉં અને બરામણોના કહ્યા પરમાંણે સવંત ૧૨૬૪ માં ફાગન વદ ૩ ને રવીવારને દીને ૧૮૦૦ કનીઆઓનું દાન આપીઉં!

એ ગમેતેની બાંધેલી હોએ, પણ તેનું કાંમ ખરેખર જોવા લાએકછે. તેનો અસલ દમદમો કેહેવો હશે તેનો વીચાર તેને જોઆ વગર બરાબર આવી શકવાનો નથી. જે કોઈ પણ માગરોલમા જાએ તેને આ મસજીદ જોવાની ભલામણ કરીએ છઈએ. એવાં મોટાં અસલી મકાંનોને સારી હાલતમાં રાખવાને બદલે માંગરોલનાં રાજકરતા (શેખ) તેના થાંભલા વીગરે બીજાં કાંમો સારૂં કહડાવી મંગાવેછે, એ ખરેખર દલગીરી ભરેલુછે. ગાંમમાં એક બીજી નાધલી મસજીદછે જેને "રાવલી મસજીદ" કેહેછે. તેની બાંધની, ધપ વીગરે ઉપલી મોટી મસજીદને મલતીછે.

માંગરોલથી આસરે બે ગાઉને છેટે એક "નોલી" નાંમે નાધલી નદીછે તેનું પાણી ઉપર ઉંચી જમીનપર ચડે છે, એવું ઘણા રેહવાશીઓ માનેછે. તે કોતડા નાંમે ગાંમ આગલછે. એ નદીના પાણીને વાલીને બીજી તરફ તેનો એક ફાંટો કાહાડેલોછે, જેમાનું પાણી "સારન" નાંમે બાગમાં શીપવા સારૂં લઈ જવામાં આવેછે. જાંહાં નદી તથા ઉપલો ફાંટો બેઉ જુદાંછે તાંહાંથી જોતાં નદીની સપાટી કરતાં ફાંટાની સપાટી ઘણીજ ઉંચી લાગેછે, અને ફકત તેટલાંજ કારણથી લોકો એમ સમજેછે કે પાણી ઉપર ચડીઆ વગર ફાંટો જે ઉંચાણ જમીન ઉપરછે તેમાં પાણી શીતરે આવી શકે? પણ જે જગા ઉપરથી બેઉ જુદાં પડેછે, તાંહાંથી જોવાથી તે તેનો ખરો ખુંલાસો મલેછે. નદી ઉંચી જગા ઉપરથી વેહતી આવેછે અને જાંહાંથી પેલો ફાંટો કાહાડેલોછે તાંહાં એક પાર બાંધીને તલાવ જેવું કરેલુંછે જેને કરઈહ કેહછે, એ કરઈહ અને પેલા "સારન" તરફ જતાં નાલાંની સપાટી એકસરખીછે. પણ તાંહાંથી આગલ વેહેતી નદી નીચાણ જગામાં પડેછે તેથી લોકોમાં ઉપલો આશચરી અકારક વીચાર ઉતપન થાયેછે, તેનું ખરૂં કારણ સમજાવીઆ છતાં તેઓનાં મનમાં કાંઈ પણ અસર થઈ નહીં!! માટે આ "સારન" નદી જોવાની કોઈને ભલામણ થાએ તો ખાલી ફેરો ખાવો નહીં, કેમકે રસતો બહુજ ખરાબછે અને ઉપર આપેલા ખુલાસા સીવાએ તાંહાં કાંઈજ આશચરીઅ જેવું જોવાનું નથી.

એ નદીની નજદીક ભાદરેચા નાંમે દેરીછે. તે મીસરી લોકોની તીરથની જગાછે, અને કારતક શુદ ૧૫ ઉપર મોહોટી જાતરા ભરાએછે. હીઆં એક સોનાની દેરી હતી એવું કેટલાક લોકો કેહતા હતા! એ દેરીથી આસરે ગાઉ ઉપર કાંમનાથ માહાદેવનું દેરૂંછે, અને તાંહાં પદમકુંડછે જેમાં વઈશનવો પુંજા કરવા પેહલાં નાહેછે.

માંગરોલથી ચોરવાર જતાં હેઠલ પરમાણે ગાંમો આવેછે.

માંગરોલથી ૩ ગાઉ આરેણું.

આરેણાથી ૨ ગાઉ કુંકસવાર.
કુંકસવારાથી ૧ ગાઉ ચોરવાર.

આ રસતો સારોછે તેથી આસરે ૩ કલાકમાં એ મંજલ કપાએછે. ચોરવાર જુનાઘડના તાબાનું નાહાનું ગાંમછે. તેમાં નાશલાં ૬૦૦ ઘરોછે અને તેની આસપાશ ફરતો કોટછે. આ ગાંમ પાનને સારૂં પરખીઆતછે. પાનનાં વેલા માહા મહીનામાં રોપવામાં આવેછે. તેને જમીનમાં નાખતી વેલા બરાંમણો કીરીઆ કરેછે અને પાનનાં વેલાનાં અગતરાનાં જાહાડને તેની નજદીક રોપી તેની સાથે લગણ કરેછે, જેની ડાલી સાથે એ વેલા લપટાઈ ઉંચે ચડેછે. જો કીરીઆ કરીઆ વના વેલા રોપવામાં આવેતો તે બરાબર ઉગે નહી, એવું તાંહાંના લોકો માનેછે! ચોરવારના પાન બેઉ હાથની હડેલીને એકઠી ધાંકી નાંખે એટલાં મોહોટાં આવેછે, પણ તેનો રંગ લીલો હોએછે. સરકાર તરફથી પાનનો ઈજારો આપવામાં આવેછે, અને તેની ૮ થી ૧૦.હજાર કોરીની ઉપજ થાએછે.

ચોરવારમાં રાત વાસો કરી તા૦ ૩૦ મી જાનેવારી એ વેરાવલ તરફ કુચ કીધી. રસતામાં ગાંમો વીગરે આવે છે તે હેઠલ આપીઆંછે.

ચોરવારથી ૨ ગાઉ વીસણવેલ.
વીસણવેલથી ૧ ગાઉ ખરેડા નદી.
ખરેડા નદીથી ૫ ગાઉ વેરાવલ.

રસતો ઘણોજ કતરવાલોછે, જેથી ગાડીમાં અતીશે આંચકા આવેછે. વેરાવલ દરીએકીનારેછે. તેમાં આસરે ૩ હજાર ઘરોછે. વેરાવલનું બંદર તરતુંછે. જુનાઘડનાં તાબાનો રૂ આ બંદરથી મુંબઈ ચડેછે. હીઆં અઠવાડીઆમાં બે વાર ઈસટીમર આવેછે. સરકારે હમનાં બંદર ઉપર મોહોટો કતરનો ડંકો બંધાવાનું શરૂ કીધુંછે, તેને તઈઆર થતાં આશરે ૫ લાખ રૂપીઆ ખરચ થશે એવું તાંહાંનાં એક કારભારીથી માલુંમ પડીઉં હતું.

---

## ઈશવરની તારીફ ગાવાનું તેડું.

ઈસટરમ નામનો એક જરમન પંડીત નીચે પરમાણે ઈશવરની તારીફ ગાવાને તેડું કરેછે:—

"સાહેબ મોટોછે; ખોહોલું આકાશ એ તેનો તંબુછે; ગરગડતું વાદલ એ તેની ગાડીછે; અને વીજલી મસાલ મુઆફેક પાસે ચાલેછે.

"બામદાદનું તેજ એ તેહેનાં સાહાયાનો ગોયા ચમકાટછે, અને જાહારે ઈશવરની નુરાંની પુર ભલુકાથી બાહાર પડેછે તાહારે સુરીયનો ચમકાટ જાંખ મારેછે.

"આકાશના આતશો ગોલાઓ તે પરંમકરૂપાલુ દાતારની તારીફનાં ગીતો ગાવો. એ સુરીયના કીરણો પુર તેજ ધરી તે સાહેબની કીરતી દેખાડો. એ પરૂથવી તાહારો આવાજ ઈશવરનાં ગાયનમાં મેલવ.

"ઈસતુતી કર તે કીરતારની એ માહાસાગર; એ દરામના મોજા ઊછાછલ્લા મારી તેની સેવા કર; એ નદી વેહેતી વેહેતી તેની કીરતી ગાતી જા. એ જંગલનાં સીંહ માર તે સાહેબની વખાણના પોકાર; ગા એ પરંદાં ઈશવરની ઈસતુતીનાં ગાયન! ભીતને અઠડી પાછાં વાગો એ પ્રભુ ભકતીના શબદો! ખુદરતની શઘલી પેદાએશ એક હલક અને એક અવાજે તે રબની અખુટ શકતી અને અપાર દાહાપણનું વીસતાર કરો! અને એ આ પુરૂથવીંના આદમ તાહારો સાહદ શઘલાઓની ભકતીના અવાજમાં આમેજ કર! શઘલાના કરતાં તાહારાં સુખને ખાતર ઈશવરે વધારે કરયું છે. અમર આતમાંની તુંહને બખશીશ કીધીછે જેથી શરૂશટીની રચનાનો ખેયાલ તું બાંધી શકેછે અને ખુદરતનાં જહરાથી વાકેફ થઈ શકેછે.

"જાહારે આફતાબ તેહેનો આલસીઆ પલંગ છોડી પુરવ દીશાને સુંનેરી રંગથી રંગે તાહારે તે દયાલુ દાતારની તારીફના સબક કાહાડજે; કાહાડજે તેહેની તારીફનાં સબક જાહારે આફતાબના ખરતાં કીરણ પશચીમને ચકચકીત કરે. ચોમાસામાં કે ઊનાલામાં, તોફાનમાં કે શીરીન લેહેરીમાં, જંગલમાં કે નેઆમતના બાગમાં ઈશવરની આરાધનાં કરજે. માંગ તેની પાસે તાહારા કરતુકની માફ, માંગ તેની પાસે તાહારા જીવનું તારણ; જાહારે તાહારો જીવ તેની હજુરમાં ઊભો રેહેશે, તાહારે તારા જીગરમાંથી પાપ છુટું પડશે અને પછી નેક વીચાર અને નેક આતમાં સાથે તુ હરદમ રેહેશે."

---

## બામદાદ.

"જે ઊમદા દેખાવ હરરોજ સુરોય ઊગતે નજર પડેછે તે તહમે કદી જોયોછે? કે આલસાઈ ઈયા ઊંઘના પેયારમાં ઈયા બેપરવાઈથી ખુદરતનો એક રમણ્ય દેખાવ જોતાં રહી ગયાં છો? સુરોયના પેહેલાં કીરણો પુરવને ચકચકીત કરે તેને જોવાની મજાહ મેલી દઈ જે પુરૂશો થોડા કલાક ઊંઘમાં ગુંમાવવાને પસંદ કરેછે તે વરગને તહમો કદાચ લગતાં હશો; અથવા સુરીયની હસતી પરૂથવીને રોશની અને આનંદ આપવા માટેછે એમ જાણી જેઓ તેની હસતીનું કારણ જાણવાને કદી મેહેનત લેતા નથી તેવા માણસોના

વીચારના કદાચ તહમે હશો; અથવા જે લખો લોકો વ ગર ભાવે આ ચમતકારીક દેખાવ રોજ જુવેછે અને તે ઊપર મુતલગ વીચાર દોડાવા વગર રેહેછે તેઓની સંખ્યામાંના હશો. કોઈબી વરગના તહમે હોવો પણ હ વેં એ ઊંઘમાંથી પ્રરેગ થાવો અને શીખો કે બામદાદ ના દેખાવથી કેહેવા વીચાર તહમારા મનમાં ઊતપ ન થવા જોઈએ.

"ઊગતા સુરીયના સરીખો ખુદરતની અંદર વધારે રમનય અને દબદબા ભરેલો ખુદરતમાં એક દેખાવ નથી; કે જે દેખાવની આગલ આદમને હાથનો બનેલો પાહાદશાહી પોશાક અને માહાભારત મેહેલો ની રચના જાંખ મારી જાયછે. આકાશના પુરવ સં સથાનમાં જારે આતસીઆ માંડવ નખાયછે તારે માલ મ પડેછે કે સુરીય નારાયનની સવારી નીકલીછે. આ સતે આસતે આકાશ ગુલાબી રતાસથી છંટાયછે અને થોડા અરસામાં આતસના ભભુકા ઊઠેછે. કીરણો વા દલનું પેટું ફેરી બાહાર પડેછે, શઘલું આકાશી છતર ચકચકીત થઈ રહેછે અને આફતાબ આસતે આસતે નજર દીપે તેવા ભપકાથી ઊપર ચહડેછે. દરેક પરાં ણી નવો જીવ ગોયા લેતું હોય એમ ખુશ રહેછે; પરૂથ વી હસેછે અને પક્ષીઓ પોતાના મધુર અવાજથી હવા ને ભરપુર કરેછે. દરેક પરાંણી ગતીમાં પડેછે અને કુ ડકા મારી પોતાની ખુશાલી જાહેર પાડેછે.

"ઈશવર કરે તેના તખત આગલ દોડે માહારો જીવ, અને માહારાં ગીતનો શરોદ આકાશ ઊપર ચ હડે કે જે આકાશની અંદર તેનું ઘરછે, જેના હુકમે સુરીય પેહેલો ઊગયો અને જેના હાથથી તેહને ગતી મલી જેથી દાહાડો અને રાત અને રૂતુના ફેરફારો પુરૂથવી ઊપર થા યછે. એ માહારા જીવ ઊંચો ઊડ; ઊડ તે પરૂથવીના માં લેકની દરબારમાં અને તેની આગ્ના માન; એકરાર કર કે તાહારી ઊપરજ માહારો શઘલો આધારછે અને તેની ન જરમાં સારાં લાગે એવાં કામો કરી તેને રીજવ! જો! શઘલી ખુદરતમાં કેહેવો કાયદોછે. સુરીય અને સેતા રાઓ પોતાનો ફેરો ફરેછે; દરેક રૂતુ પોતપોતાના ફ લ આપેછે અને સુરીય હરદમ નવો દીવસ પેદા કરેછે. તાહારે શું આપણેજ એવા એખલા કે આપણી ચાલ ચલગતથી તે સાહેબની તારીફ ભુલયે? જીંદગી તુલીક નેકી કરી ઈશવરની સચાઈને વખાણયે અને નાસતી કને શીખવીએ કે જે ખોદાને તું ધીકારેછે તે ખોદા કેટ લાં માનને લાયકનોછે; અને બદ માણસની નજર ખો લીએ કે નેકી કેવી સરસછે અને જે સાહેબની આગ લ તું ધ્રુજેછે તે શાહેબ કેહેવો દયાલુછે. જેવી ખુદા આ પણી બરદાસત કરેછે તેમ ચાલો આપણે આપણા ભાઈ બંધોની મદદે જઈએ અને સુરીયની ચાલનો દાખલો લઈએ. જેમ તે બદ અને નેક ઊપર અજવાલું ફેં કેછે; જેમ તેહેનું કીરણ પાહાડની ખીણ તેમજ પાહાડ ની શીખરને સુંનેરી કરેછે, તેમજ આપણી જીંદગી પણ આપણા ભાઈબંદુઓની સેવામાં ગુજારીએ. ઈ શવર કરેને દરરોજ આપણા દીલમાં સખાવતના જ હરા વેહેતા થાય અને એવી રીતે રહીએ અને ચાલી એ કે માણસ જાતને આપણી જીંદગી એક આશીરવા દ થઈ પડે." ઇશરખ.

## મારૂં રેહેવાનું ઘર.

આ હાડકાંથી ઊભાં કીધેલાં ખાલી ઘરની અં દર દીલગુરદો, ફેફસાં, રગ તથા નેસ, માસનાં તંતુ તં થા ભેજાંને તેની બરાબર જગાએ ખોકલાસથી ગોઠવે લાંછે તે ધેઆંન પોહોંચાડવા જોગછે. આંખ, જે પો હારેગીર અને ચોકીઆંનનું કાંમ કરેછે તેની જગા ઊં ચા મીનારામાં કીધેલીછે જાંહાંથી તે ચોપાસની ખબ ર રાખેછે. કાંન જેનું કાંમ પણ ઊંચી જગાએછે તાંહાંજ સરીરનાં ઊપલા ભાગ ઊપર બે બાજુએ મુ કાછે. સવાદને માટે જીભ અને સુંગવાને નાંખને દાહાપણ ભરેલી રીતે ભેજાંની નજદીક મુકાંછે. હાથ એવી જગાએછે કે જાંહાંથી કાંમ પરે તુરત તઈઆર થ ઇ શરીરનો બચાવ કરે, અને પગ તુરત શરીરને લે ઇ જાંહાં જવાનો હોકમ થાય તાંહાં લેઈ ચાલે.

શરીરનાં મધીઅ ભાગમાં "હારટ" અથવા દી લગુરદો એક મોહોટાં ઈનજીનની પેઠે એક મીનીટમાં (૮૦) ફુંશરા અને દંમ ખેંચતું ઘુંમખાની મીસાલે રા ત અને દીન ચાલુ રેહેછે, એમાંથી એક નલી વાટે અંદરનું પાંણી ઈઆને લોહી બાહેર નીકલેછે અને બીજી નલી વાટે પાછું અંદર આવેછે. હવે એવાં ચમતકારીક સાંચાને પાંસલી અને તેની ઊપર માસનાં પર કરી મુકીઓછે તે કરતાં બીજી કહી વધારે બચા વ ભરેલી જગામાં મુકાય? એજ રીતે ફેફસાંને તેનાં હજારો નાનાં ફુકા જે ઘડી ઘડી ઊપસે અને ખાલી

થાય તે સાથે બચાવથી મુકેલાંછે. તાંહાંથી નીચે ચાલતાં આંતરડાંની જગા આવેછે જેનાં ગુંચરાંને એવી રીતે મુકેલાંછે કે તેથી શરીરની બંધો બાજુ સમતોલ રેહેછે અને તાંહાં તેવો પોતાનું કાંમ બરાબર કરીઆં જાયછે. હવે નાહાનાં મોહોટાં માસના તંતુ, નેસ, રગ, ધોરી નસ ઇતીઆદી જુવો તેવોને કેવી સંભાલથી મુકીઆંછે અને કેવાં મજબુત બાંધીઆંછે ? છેલે તે કાબેલ ઘર બાંધનારે જે ઊપરનું ઢાંકણ ચાંમરી આપી છે તેનાંમાં કેવા નાદર ગુણ મુકેલાછે કે જેમ આપણાં શરીરને મંડીએ અને ફેરવીએ તેમ તે જુવાબ આપી શકે અને વલી પાછું ખોલખાલ વગર સરવે જગાથી બંધબેસતી આવે.

તમો બાહેરગાંમ એક બાકસમાં બીલોરી સાંમન મજબુત પેક કરી મોકલોછો અને તે બાકસ લાંબી મંજલે જતાં અઠડાઈ પટકાઇને તેને મથક પોંહોંચતાં તેમાંનો કેટલોક સામન ભાગેછે. પણ આ શરીરનો બાકસ તે કારીગરે હેવીતો નાંદર રીતે ચરખી અને માસનાં પરોમાં પેક કરી આપીઓછે કે આપણી રોજની લાંબી મંજલો, નાચવું, કુદવું અને હજારો રીતે પડી અફડાવા છતાં અંદરનો કીમતી બીલોરી સાંમન જેમ'નો તેમ રેહેછે એ કેવું અચરત સરીખુંછે !

મજબુત હાડકાં પણ જો તેનો આકાર અને સાંધા જે રીતે બનાવીઆછે તે રીતનાં અને કમાંનની ખાસીયતનાં નહીં હનેતો-આવા અછાડા પછાડામાં કદી પણ થમી શકતે નહી. મોહોટા મોહોટા લોહોડાંનાં પુલ જેની મજબુતી ઊપર લખો રૂપીઆનાં દાંમ ખરચાએલાં તે કોઇવાર ફકત આગ ગાડીનાં એક ધપકારાથી શાંધામાંથી નીકલી જઈ કટકે કટકા થઇ જાયછે, પણ આ હાંડકાં એવી રીતે ગોઠવેલાંછે કે જેથી' તે મોહોટો બોજો ઊંચકી ખમી શકેછે એટલુંજ નહી, પણ આખા દાહાડામાં પચાસ જોહોક અને હનસેલા ખાધા છતાં પોતાની જગાથી એક ઇંચ બાર હટતાં નથી.

---

## એક માંગનાર વેચાયો.

૧૭૯૪ ના શાલમાં હોલંડ નામનાં એક સખશે "ડરૂરીલેન ઠીએટર નામની" નામીચી નાટકશાલા લંડન શેહેરમાં બાંધી હતી. એ નાટકશાલા તેણે નામાંકીત ગરંથકાર શેરીડનને પટે આપી હતી. શેરીડન હરદમ કરજમાંજ હતો અને હોલંડના હીસાબ કેતાબની વાત રોજ ખાંઈ જતો હતો. હોલંડે ઘણાબી ફાંફાં મારયાં પણ શેરીડન સાથે મુલાકાત થઇ સકે નહી; તેને ઘરે ધકેલા ખાય, નાટકશાલામાં જાય, હોટેલે હોટેલ ભટકે પણ શેરીડનની ઘન નસલ મલે નહી. પછી એક દાહાડે તે નાટકનાં તખતાનું બારણું ઊંઘાડી રખેવાલને એક કોરે મેલી અંદર દોડયો. શેરીડન કેટલાક ઘરસથો સાથે વાતો કરતો હતો. શેરીડન હોલંડને જોઇ સમસમીજ રહયો અને નાહાસવાનો દાવ ફાવયો નહી તેથી ધીરજ રાખી બોલયો કે "આવો રે દોસત હમણાજ મેં તહમને ઇયાદ કીધા કે હોલંડને મલું. બરાબર ટાંકણેજ આવી લાગા. હું ઘણો દીલગીરછું કે તહમે માહારે બારણે અમસથકા ફેરા ખાધા. ચાલો સાહેબ આ ઘરસથોની મુલાકાત પછી આપણે સાથે બેસી આપણો નીવેડો લાવીએ. આ ઘરસથો કેહેચ કે તહમારાં સુંદર નાટકશાલામાં એક મોહોટી ખોડ એછે કે બરાબર સંભલાતું નથી. ગેલરીમાંતો એટલું સંભલાતું નહી કે લોકો જે મોહોટો શોહોર ઊઠાવેચ તેનું કારણબી એજ."

હોલંડ આ વાત શાંભલી ઘણો અજાએબ થયો અને બોલયો કે "શું સાહેબ અવાજ બરાબર સંભલાનો નથી ? શેઠ જો એ વાત ખરી હોયતો માહારૂં નામ હોલંડ નહી."

શેરીડન બોલયો'કે "વારૂં ચાલો તાહારે આપણે તેની તપાશ કરીએ. હોલંડ તહમે ગેલરી ઊપર જઇ છેક પછવાડે ઊભા રહો અને હું તખતા ઊપરથી બોલું તે શાંભલો. પછી તહમારી ખાતરી થશે."

ગેલરીપર જવાને ઘણાક ઓરડાઓ ઓલંગતાં સારીપેઠે વાર લાગતો હનો. જાહારે ઠેઠ ઊપર હોલંડ પુગો તાહારે શેરીડને પોકારીને પુછયું કે "કેમ હોલંડ સંભલાયચ કે ?"

હોલંડ બોલયો કે "ઘણુંજ સરસ, મીસતર શેરીડન ઘણુંજ સરસ."

શેરીડન બોલયો કે "વારૂં તાહારે સાહેબ મેહેરબાન" એમ કહી હોલંડ ઊતરે તેની અગાઊ તે લાંબો રસતો માંપી ગયો અને હોલંડ નીરાશ થઈ ઊભો. એ બનાવ પછી ઘણુંએક હોલંડે શેરીડનને પોતાનાં સપાટામાં લીધો.

---

## મોટાં માણસોની અજાએબ ખોડ.

ઘણાં મોટાં માણસો જેઓ પોતાનાં લખાણથી અને ચંચલાઈથી જગતમાં માહા. પરસીધ્ધ થઈ ગયાછે તેઓમાં અજબ તરેહની ખોડ હતી. ડાકટર જાનસન નામનો એક માહા પુરવીન ઈંગરેજી લખનાર રસતામાં ચાલતાં દરેક શાણસનાં થાંભાને હાથ લગાડતો ચાલતો હતો. જો વચમાં એક થાંભાને હાથ નહી લાગે તો પાછો દોડી જઈ પેહેલેથી દરેક થાંભાને હાથ લગાડતો આવતો હતો. "બોલ્ટ કોરટ" નાં રસતા તરફ જતાં ફરસબંદીનાં દરેક પથર ઊપર અવાર નવાર એક એક પગ મુકીને ચાલતો હતો. જો બે મુકાઈ જાયતો તે દાહાડો અભાગચો ગણતો હતો. વલી ચાહા પીતાં તે અંદર કોઈ જોય નહી તેમ નારંગીની છાલ નીચવતો હતો.

બુશાન નામનો એક નામીચો ફરેંચ શઘલો પોશાક પેહેરે તોજ લખી શકતો હતો.

રોશીગ નામનો એક જરમન પરીક્ષક પોરટર દારૂનું માપટું પાસે હોય તોજ લખતો હતો.

શીબલ નામે એક રૂમી હાથમાં તપકીરની દાબડી હોય તોજ ભાષાંણ કરી શકતો હતો.

બેકન નામનો ઈંગરેજી ફીલસુફ લખવા અગાઊ ઘુંટણમંડીએ પડતો હતો.

બોસુએ નામનો એક પુરવીન વાયાજ કરનાર પોતાનાં ધરમ સંબંધી ભાષાણો ઘુંટણમંડોએજ લખતો હતો.

પોપ નામનો ઈંગરેજી સાહેર કવીતા લખવા આગમજ મોટેથી બુમ બરાડા પાડી પોતાની મનશકતીને તેજ આપતો હતો.

રૂસો નામે એક ફરેંચ લખનાર ખરી ફજરમાંજ લખી શખતો હતો, અને બાઈરન નામે એક ઈંગરેજી સાહેર મધ રાતેજ કવીતા લખતો હતો.

લુધર નામે એક જરમન પંડીત જેણે રોમનાં મોટા ધરમગુરૂની આપખુદ સતા પેહેલાં તોડી તે અભીયાસ કરતી વખતે હમેશ પોતાનાં પગ આગલ એક પાલેલો કુતરો રાખતો હતો.

કાલવીન નામે એક જરમન ધરમ ગુરૂ બીછાનામાં બેસે તોજ લખી શકતો હતો.

રોંચીલીઊ નામે એક ફરેંચ પરધાન ફુરસતની વખતે બીલાડીઓ સાથે હમેશ ગેલ કરતો હતો.

આડીસન નામે એક બાહોશ ઈંગરેજી લખનાર લખાનમાં મશકરો હતો અને ઘણીજ તારીફ લાયક રીતે લખતો હતો, પણ જાહેર મીજલસમાં તે મુગો મંતર થઈ બેસતો હતો.

---

## સંતોશ.

### એક અસલી બરાંહમણે દીધેલી સીખાંમણ.

"અરે માનવી, તું કદી વીસરતો ના, કે આ દુનીયામાં જે તારો દરજોછે તે પરમેસવરનાં દાહાપણથી નેમવામાં આવીયોછે; તે તારૂં દીલ પીછાણેછે, તે તારી સઘલી ઇછાનું છાલકાપણું જુવેછે, અને તારી માંગણી ઘણી વેલા તારી ઊપર દયા લાવીને ના પાડેછે.

"તોયપણ સઘલી વાજબી ખાહેશ, સઘલી ઇમાનદાર મેહેનતને માટે તેનાં પરોપકારણાથી દરેક ચીજની કુદરતમાંજ ફતેહ મેલેલીછે.

"જે બેદરકારી તુંને લાગેછે, જે કમનસીબને તું રડેછે, તે જે મુલ માહેથી તેઓ નીકલેછે તે જો, તે તારી પોતાનીજ બેવકુફી, તારી પોતાનીજ મગરૂરી અને તારા પોતાનાજ ઘેલા ખેયાલથી બનેછે.

"એટલા માટે ખોદાનાં કીધેલાં ઊપર બરબડતો ના, પણ તારા પોતાનાં હયાંને સુધાર; તું કદી પણ એમ બોલતોના, કે જો મારી પાસે દોલત અથવા અમલ અથવા ફરસદ હોયેતો હું કેવો સુખી રેહું; કાંયેકે તું જાણજે, કે એ સઘલાં તેઓનાં ધણીઓ ઊપર ખાસ બેચેની લાવેછે.

"ગરીબ માણસ માતબરનુ દુખ અને ફીકર જોતો નથી, તેને અમલનું સંકત અને ગુચવણ લાગતી નથી, કે નહી તે ફરસદનો કંટાલો જાણતો; અને એટલા માટે તે પોતાનાં નસીબને રડેછે.

"પણ હરેક માણસનાં સુખનો દેખાવ જોઇને અદેખાઈ કરતોના, કાંયેકે તું તેના છુપા દુખથી અંજાણોછે.

"થોડાથી સંતોશ પામવો સઊથી મોટું દાહાપણછે, અને જે પોતાની દોલત વધારેછે, તેની ફીકર પણ વધેછે; પણ એક સંતોશી મન એક છુપી દોલત છે અને અસંતોશ માણસને તે મલતી નથી.

"તોયપણ જો તું દોલતની લાલચથી રાસતી અથવા પહરેજગારી અથવા દાન ધરમ, અથવા નમરતા ભુલી જાયે નહીતો, દોલત કદી પણ તુંને દુખી કરશે નહી.

"પણ એથી તું સીખશે, કે સુખનું ખાલેસ અને વગર ભેલનું પેયાલું માનવીને માટે નથી.

"ખોદાએ તેને નેકીની સરત દોરવાને માટે નેમીચેછે અને તેની હદ સુખછે; અને જાંહાંસુધી તે પોતાની મંજલ પુરી કરતો નથી અને બેહેશતમાં તેને તાજ મલતું નથી, તાંહાંસુધી તે સુખની હદ લગી કોઇ પણ પોહોંચી શકતો નથી."

## રંગ.

સીરીનબાઇ પોતાના ધણી સાવકશા સાથે એક દીવસે સાથે વાતચીત કરતાં બેઠેલાછે, તેવામાં એક કાપડીઓ ચીનાઇ કાપડ વેચવાને માટે લેઇ આવીઓ. સીરીનબાઇને પોતાના બચાંને માટે એક ઝબલું અને પોતાને માટે એક સારી તથા ઇજાર વેચાતી લેવાની હતી, તેથી કાપડીયાને તરેહવાર જાતના અને રંગના કપડાં લાવવાને માટે કહીયું હતું. કપડાં તરેહવાર રંગના લાવીઓ હતો, અને, તે માહેથી સીરીનબાઇએ થોડાંક જોઇતાં ખરીદ કીધાં. કેટલાંએક કપડાંના રંગ પસંદ કીધા અને કેટલાંના રંગતો તદન પસંદ પડીયા નહી. કાપડીઓ ગયા પછી સાવકશા સીરીનબાઇને પુછેછે,

સા૦—"કેમ સીરીન, જોઇયે બોલો હાલ મારા મનમાં શું વીચારછે ?"

શી૦—"વલી બીજું શું, આ કપડાં વીશે હશે."

સા૦—"ખરૂં, હું કપડાંના રંગ વીશે વીચાર કરતો હતો અને એવો વીચાર આવીઓ કે તમે રંગ વીશે કાંઇ પણ સમજોછો કે નહી. દુનીયામાં દરરોજ આપણી નજરે તરેહવાર રંગ નજરે પડેછે, પણ એ રંગ પોતે જાતે કાંઇ ચીજછે અને અથવા તે ચીજની કાંઇ ખુબીછે એ વીશે થોડાજ જણ વીચાર કરેછે. વારૂ, તમે એક સારી સફેદ, બીજી લાલ, તરીજી પીલી, ચોથી બલુ અને એવી તરેહવાર રંગની જોઇ; હવે બોલો એ જુદા જુદા રંગછે તે શુંછે ?

શી૦—એમાં સમજવાનું શુંછે. વલી જુદા જુદા રંગમાં સફેદ સારીને બોરીયાથી તેના જુદા જુદા રંગ બનેછે.

સા૦—પણ સફેદ, લાલ, અને બીજા રંગ તે શુંછે ? તમે એક ચીજ સફેદ, બીજી લાલ, તરીજી બલુ ઈતીયાદી જુવોછો તેનું કારણ શું ?

શી૦—તમારૂં પુછવું મને કટંગું લાગેછે. વલી કુદરતે દરેક ચીજમાં જુદા જુદા રંગ મુકીયા, તેમાં તેનું કારણ શું એ પુછવું મારા મનસે કટંગું લાગેછે.

સા૦—હા, પેહેલાં કાબેલ શખસોને પણ એ કટંગું જ વાગતું હતું પણ જારે સર આઇઝાક નીયુટને રોશનીની ખુબી સોધી કાહાડી અને દુનીયાને જાહેર કીધી, તારથી એ બાબદ ઉપર લોકોનું મન વધારે લાગું અને હવે પછી રંગ વીશેનો સવાલ કાંઇ પણ કટંગો લાગતો નથી.

શી૦—એ રોશનીની ખુબીઓ શુંછે તે કેહેશો ?

સા૦—હા, રોશનીની મોટી તરણ ખુબીછે; ગરમી, રંગ અને રશાયણ ખુબી.

શી૦—ગરમી અને રશાયણ ખુબી બીજી વખતે સમજ શું પણ એ રંગને લગતી ખુબી શુંછે તે સમજાવો.

સા૦—રંગને લગતી ખુબી સમજવાને માટે તમુને એક સાધારણ દાખલો કહું. આપણા મુનલામપ માહેથી એક લુવક કાહાડી લાવો. હવે એને બારી આગલ સુરજની રોશનીમાં ધરો અને સામલેની દીવાલ ઉપર શું થાયેછે તે જુવો

શી૦—હા, શું સુંદર રંગો પડીયાછે. એવાતો આપણે વરસાદની કમાણમાં પણ જોઇયેછ.

સા૦—ખરૂં, એ બેઉ બનાવ રોશનીની ખુબીથીજ થાયેછે. એકમાં કાચથી અને બીજામાં વરસાદના ટીપાંથી બનેછે

શી૦—એ રંગ કેમ બનેછે ?

સા૦—રોશનીના કીરણની એવી ખુબીછે કે જારે તે હવા માહેથી પસાર થાયેછે તારે તેની ઉપર કાંઇ અસર થતી નથી, પણ વચમાં કાંઇ પણ ઘટ પારદરશક વસતુ આવી એટલે તે કીરણનો રસતો બદલાઇ જાયેછે અને વગર રંગના કીરણના સાત જુદાં જુદાં રંગના કીરણ છુટાં પડેછે.

શી૦—તારે શું રંગ પણ રોશનીના કીરણછે કે ?

સા૦—હા, તે રોશનીના કીરણના જુદા જુદા ભાગોછે. જે આપણે વગર રંગના કીરણ જોઇયેછ, તે આ સાત જુદા જુદા રંગના કીરણનું બનેલુંછે.

શી૦—તારે, એ ઉપરથી સમજ પડેછે, કે આપણી રોશનીમાંજ સઘલા રંગો આવેલાછે.

સા૦—હા, અને તે જલદીથી છુટા પણ પડી શકેછે; અને તે છુટા પડવાનું કારણ પણ છે, પણ તે સમજવું જરા મુશકેલછે. બીજી જોગવાઇએ સમજાવશ. પણ વારૂ, આ રંગ દીવાલ ઉપર પડેલાછે તે તપાસી જુવોની; તે કીયા રંગછે ?

શી૦—જુવોની, સઉથી નીચે રાતો રંગછે; પછી પીલો, તે ઉપર બલુ અને સઉથી ઉપર કાંઇ જાંબુરો જેવો દેખાયેછે.

સા૦—હા, બરાબર, પણ જો તમે વધારે ચોકસાઇથી તપાસી જોઇઓતો માલમ પડશે, કે એમાં જુદા જુદા સાત રંગછે. સઉથી હેઠલ રાતો, પછી નારંગીના જેવો, પછી પીલો, પછી લીલો, પછી બલુ અને તે પછી ગલીના રંગ જેવો અને સઉથી ઉપર જાંબુલના રંગને મલતો જેને ઇંગરેજીમાં વાયોલેટ રંગ કરીને કેહેછે.

શી૦—તારે શું સઘલા મલીને એટલાજ રંગ હોયેછે કે ? આપણેતો કાંઇ બેસુમાર રંગતો જોઇયેછે. સાતના કરતાં કાંઇ સાતમો જુદા જુદા રંગનો જોવામાં આવેછે.

સા૦—તમે કહોછો તે ખરી વાત, પણ તમુને જારે

કેહેવશ કે ખરા રંગ માતરે તરણછે તે સાંભલીને તમુને અચરતી લાગશે; પણ અચરતી લાગવા જેવું કાંઈ નથી. જરા આ સાત રંગ ધેયાનથી તપાસી જુવો. સઉથી હેઠલ રાતોછે, તે ઉપર નારંગીના રંગ જેવો અને તે ઉપર પીલોછે. હવે જારે તમે પેહેલાં એ રંગો જોયા તારે તમે મને લાલ પછી પીલો રંગ કહીયો હતો, તમારા ખેયાલમાં આ નારંગીનો રંગતો આવીયોજ નહી, અને તેનું કારણ એછે કે એ રંગ લાલ અને પીલા રંગની મેલવણીથી થયોછે અને એક તરફ તે લાલને અને બીજી તરફ પીલા રંગને એટલો તો મલતો આવેછે કે એ રંગ ભુલી જવાયે. એજ પરમાંણે પીલા અને બલુ રંગની વચે લીલો રંગ આવેલોછે અને એ રંગ પણ પીલા અને બલુ રંગની મેલવણીથી થયોછે. બલુ રંગની ઉપર બીજા બે રંગછે અને તે બલુ અને લાલ રંગની મેલવણીથી બનેલાછે. એ ઉપરથી સમજ પડશે કે અસલ રંગ માતરે તરણછે, રાતો, પીલો, અને બલુ અને તેઓની તરેહવાર વધતી અથવા ઓછી મેળવણી થયાથી તરેહવાર રંગો બનેયાછે. આએજ રંગોમાં નારંગીનો રંગ, લીલો, ગલીનો રંગ અને વાયોલેટ રંગ અસલ નથી પણ મેલવણીથી બનેલાછે.

શી૦—હા, હવે મને વીચાર આવેછે કે એ રંગોની જો જુદી જુદી રીતે મેલવણી કરીયેતા સાત શું પણ સાતસો રંગ થયા વગર રેહે નહી. જો લાલ અને પીલો રંગ મેલવીયેતા નારંગીનો રંગ થાયેછે, પણ જો લાલ રંગ વધારે હોયે અને પીલો થોડો હોયે અથવા પીલો વધારે હોયે અને લાલ થોહો હોયેતા જુદા જુદા રંગ પણ સેહેજ ફેરફારના થાયે. પણ વારૂ લાલ, પીલો અને બલુ સાથે મેલવીયેતા શું રંગ થાએ.

સા૦—વારૂ તમેજ વીચાર કરોની શું થાયે ?

શી૦—મારા ધેયાનમાં કાંઈ રંગ આવતો નથી.

સા૦—વારૂ, એટલું કેહેશો કે સફેદ કેઈ મેલવણીનો થાયેછે ?

શી૦—શું તમે એમ કેહેવા માંગોછો કે લાલ, પીલો, અને બલુ રંગ મલીયાથી સફેદ રંગ થાયેછે ! એતો મારા ખેયાલમાં આવતુંજ નથી.

સા૦—તમારી અટકલ બરાબરછે. એ અસલ તરણ રંગ મેલવીયાથી સફેદ રંગ થાયેછે અને તમે હાલ જોયુ કે સફેદ કીરણમાહેથીજ એ રંગ છુટા પડીયા.

શી૦—તારે મને હવે વીચાર આવેછે કે કાલો રંગ કેમ બનેછે ?

સા૦—કાલો જેવો રંગ છેજ નહી.

શી૦—એ તમે શું બકોછો, વલી કાલો રંગજ નહી હોય.

સા૦—વારૂ, તમે મને કેહેશો કે રાતરે અંધારૂં થાયેછે તેનું કારણ શું ?

શી૦—શું સવાલ પુછોછો, એક બચુંગી કેહે કે સુરજ અસત પાંમીયો તેથી અંધારૂં થયું.

સા૦—હા, હવે તમે પોતેજ કેહેશો કે અંધારામાં આપણને સઘલું કાલું કાલું કાંયે દેખાયેછે.

શી૦—કાંયેકે સુરજના કીરણ રાતરે પડતાં નથી તેથી.

સા૦—મેં તમુને હમણાંજ સમજાવીયું કે સુરજના કીરણમાંજ જુદા જુદા રંગની ખુબીછે. જારે એ કીરણ હોયેજ નહી તારે રંગ પણ હોયેજ નહી અને તેટલા માટે કાલો પણ કાંઈ રંગ નથી.

શી૦—તારે શું રાતરે મારી પીલી સારીનો રંગ પીલો રેહેતો નથી કે ?

સા૦—તમે અંધારામાં કેમ કહી શકો, કે આ ચીજનો ફલાણો રંગછે ! સુરજની રોશની વગર એક ચીજ ઉપર રંગ આવતોજ નથી.

શી૦—તારે શું ઝાડ પાનના લીલાં પાતરાં અથવા સફેદ, લાલ, પીલાં, બલુ ફુલ ઉપર રાતરે રંગ હોતોજ નહી કે ?

સા૦—અલબત, તમે અંધારાંમાં જઈને જુવોની એક રંગ બીજા રંગ માહેથી ઓલખાયેછે કે ? સઘલું કાલુ કાલું નજરે પડેછે.

શી૦—તારે શું તમે એમ કેહેવા માંગોછો, કે સુરજના કીરણ પડે તોજ સઘલી ચીજ ઉપર રંગ આવેછે ?

સા૦—હા, એમાં વલી શક શું રહેયો.

શી૦—એતો મારા માનવામાં વાત આવતીજ નથી. મારી લાલ અથવા લીલી સારી હમેશાં લાલ અથવા પીલીજ રેહેવી જોઈયે.

સા૦—એ પણ તમુને સમજાઉં. આપણે એક ચીજ પીલી અથવા લાલ જોઈછે તેનું કારણ શું ? દરેક ચીજમાં રોશનીને છુટી પાડવાની ખુબી હોયેછે. આ સારી લાલ કેમ દેખાયેછે ? જારે સુરજની રોશનીના કીરણ એ કપડાં ઉપર આવીને પડેછે તારે તરત તે રોશનીના રંગોને જુદા પાડેછે, પીલો અને બલુ રંગ પોતામાં ચુસી લેછે અને લાલ રંગ આપણી નજર ઉપર પાછો મારેછે, અને એ કારણને લીધે એ સારી લાલ રંગની દેખાયેછે: જારે એક ચીજ રોશનીના સઘલા રંગ ચુસી લેછે અને કાંઈ પણ રંગ પાછી મારતી નથી તારે તે ચીજ આપણે કાલી જોઈયેછ, એજ પરમાંણે જે ચીજ રોશનીનો એક પણ રંગ ચુસતી નથી પણ સઘલા પાછા મારેછે તારે તે ચીજ આપણે સફેદ જોઈયેછે.

શી૦—જરા મને સમજ આપશો. આ સારી લીલા રંગની કેમ જોઈયેછ.

સા૦—સેહેલછે, એ સારીમાં એવી ખુબીછે કે તે રોશની માહેનો લાલ રંગ ચુસી લેઈને બલુ અને પીલો પાછો મારેછે. હવે તમે જાણોછો કે બલુ અને પીલા રંગની મેલવણીથી લીલો રંગ થાયેછે.

શી૦—હા, હવે હું સમજી કે એક ચીજ લાલ અથવા લીલી અથવા પીલી શા માટે નજરે પડેછે.

સા૦—જો સફેદ રંગ સઘલા રંગની મેલવણીથી બનીયોછે તે સમજવાનું હોયેતો એક પપડી અથવા એક ગોલ જાડું કાગલ લેઈ તે ઉપર ઉપર જણાવેલા સાત રંગ જુદા જુદા પરમાંણ પરમાંણે લગાડીયા હોયે અને તે જોરથી ફેરવેતો જુદા જુદા રંગને બદલે માતરે સઘલું સફેદ નજરે પડશે.

શી૦—આ બાબદ જોકે પેહેલાં મને નજીવી લાગતી હતી તે હવે મને ઘણી અચરતી ઉપજાવેછે, અને જારે હું વીચાર કરૂંછું કે મારી કેટલીએક બેહેનપણીઓ મારા જેવીજ અનઘડ હશે અને તમારા જેવા સીખેલા, વીચારવાલા

અને પોતાની બાયડીને કાંઈ પણ નવું નવું સીખંવવા ઉપર ખંતી ધણીઓ તેઓને કદાચ નહી હશે, તેથી હું અફશોશ કરૂંછું. મારી ધારણામાં આવેછે કે ઈસકોલોમાં છોકરીઓને એવી એવી બાબદો વાતચીત કરીને સમજાવવી જોઈયે, કે તેઓને હરેક બીકત બાબદ વીશે પુછપરછ કરવામાં ઉલટ આવે.

**સા૦**—તમારા જેવી વીચારવાળી બાયડી જોઈને અને સીખવા ઉપર તમે ખંતી છેઓ તે જોઈને મને ઘણો હરખ ઉપજેછે.

---

## પરચુટણ.

**પસીનો લાવવાને એક દવા**—જેઓ ડાકટરપણાની પરીક્ષા આપવા જાયછે તેઓને કાબેલ અને કસાયલા તબીબો ઘણા કઠણ સવાલો પુછેછે અને એમજ બનવું જોઈએ કારણ જે જુવાનોને લોકો પોતાની જીંદગી સોંપે તેવા જુવાનોની કાબેલીઅત બરાબર કસવી જોઈએ. એવી એક પરીક્ષા આપવા એક જુવાન સખસ ગયો. પરીક્ષક જે પોતે એક કાબેલ વઈદ હતો તેણે સવાલ નાખ્યો જે વારૂં કોઈને પુશકલ પરસેવો લાવવા ચાહાતા હોવો તો કેઈ દવા ફરમાવો ? પેલા જુવાન સખસે ઘણી દવાના નામ કહયાં પણ તબીબજી સંતોષ પામયા નહી. તેવણ ફરી બોલયા કે "વારૂં એ શઘલી દવા તહમે કહી તેબી ફાવે નહીતો પછી કયો ઉપાય લેશો ?" નાનો તબીબ આકરો થઈને બોલયો કે "સાહેબ હું માહારાં ઘરાકને તહમારી આગલ પરીક્ષા આપવા મોકલું. પછી તેથી જો તેને પશીનો નહીં છુટેતો દુનીયાંમાં સાથી છુટે તે મહને માહીત નથી."

---

**એક અચછો ઠપકો**—એબરનેથી નામનો એક પંકાયલો ઈંગરેજ એક વેલા છોકરાઓને કેળવણી આપવા માટે વીચાર બાહાર પાડતો હતો તેમાં એમ બોલયો કે "ઈટન મદરેસા વીશે તહમારો શું વીચારછે ? હું ધારૂંચ કે માહારાં છોકરાંને હું તાંહાં ઘરસથપણાના કાયદા શીખવા મોકલું." એબરનેથીની બાયડી બોલી ઉઠી કે "પયારા માહારા, તહમે પણ તયાં ગયા હોતતો બેહેતર થાત."

---

**પંડીતજીના પોઠા**—એક પંડીત પોતાની ચોપડીમાં મશગુલ હતા તેવામાં એક નાની છોકરીએ આવી આતસ માંગયા. પંડીતજી બોલયા કે "બેટી હું આતસ આપું ખરો પણ તે લઈ જવાને તાહારી પાશે કાંઈ વાસણ નથી. પંડીતજી વાસણ લેવા ઉઠયા તેવામાં પેલી નાની છોકરીએ સુલાવાટી આગલ જઈ હાથમાં રાખ લઈ ઉપર આતસ મુકયા. પંડીતજી અચરત પાંમી બોલયા કે "આટલા પોઠા સાથે મહને આટલું ગ્યાન રહયું નહી."

---

**હસાબ કરશો ?**—એક નીશાલના સીખશકે એક સેલર (ખલાસી) ને પોતાની પતરાજી જણાવવા કહયું કે "દસ પેનસના અરધા તરતીઆંઉસની કીંમત કેટલી ?" સેલર બીચારો ભણેલો નહી તે વાત ઉડાવી બોલયો કે "પણ હું એક હસાબ કહું તે કરશે ?" શીખશક ગુસસાથી બોલયા કે "તાહારે જે જોઈએ તે પુછની ?" સેલર બોલયો કે "જો એક પતીરની ચાર પેનસ પડેતો ગાડાં ભરીને સલગમની કીંમત શું ?"

---

એક મોચીએ એક દીવસે એક કાબેલ સખશને કજીઆખોર બાયડી ઉપર કવીતા બોલતાં સાંભલયો. મોચીની બાયડી ઘણી કલાંત હતી તેથી આવી કવીતા તેણીની આગલ બોલવાને માટે તેણે પેલા કાબેલ સખશને કહયું કે "ભાઈ તાહારી કવીતાની એક નકલ મહને આપ." પેલો સખસ જે મોચીની બાયડીને ઓલખતો હતો તે બોલયો કે "ભાઈ તાહારી પાસે અસલ દસતાવેજછે તાહારે તહને નકલની શી જરૂર ?"

---

## રમુજે ફુરશત.

૧ લું—હું તરણ અક્ષરનો એક બોલછું. વેલાયત માહારૂં વતનછે અને માહારા વેલાયતનાં નામથીજ તહમે મહને ઓલખોછો. તરેહવાર કદ અને રૂપ ધરી હું હીંદુસતાંન આવું છું. ઓરતની ખુબશુરતીના જે બે મોટાં સાંધન તેમને વધારે રૂપ આપવાને અને ખીલવવાને હું એક મોટું હથીયાર છું. ગલીચી દુર કરવાનો માહારો ધરમ છે અને તરેહવાર વહીતરૂં તહમો માહારી પાસે કરાવો છો. આજ કાલનાં છોકરા છોકરીઓનો તો હું મોટો દોસત છું. બાબદાદ ઉઠતાંને વાર તેઓ મહને તેડું મોકલેછે. અરે કેટલાકતો એટલા મોહી મુજપર પડેલાછે કે ધંધે ધાપે જાય તોબી માહારી સોબત છોડતા નથી. ઘરડાઓબી કોઈ કોઈવાર તેડું મોકલેછે. જો મહને જાંહાં હું કારગત લાગુ તાંહાં શઘલા વાપરૂડતા હોયતો કેટલું સારૂં ! વલી મુરખ છોકરાઓ માહારો મુતલગ પીછો છોડતા નથી તેબી દરૂસત નથી. જેટલો તેઓ મહને ચાહેછે તેટલી પોતાની ચોપડીઓને પણ ચાહેતો માહારે ફરીયાદનું કશું કારણ નથી. વલી જેઓ મહને છેક નીવેડી મુકેચ તેઓને માહારે એલતેમાશ કરવીછે કે તહમો ઘરસથે સાથે લેલાવવાને લાયક નથી. વલી તહમારા ઘોડા કે કુતરાંની પણ ચાકરી કરવા હું તઈયારછું. જો માહારૂ ઘર કાહાડી નાખો તો નાતવાનીને દરે કરવાનો માહારાંમાં અકસીર ગુણછે. હીંદુ બાપડાઓ તો માહારૂ નામ પણ ન લીએ પણ તેમને ખબરછે કે માહારા વગર મોહોલતના બીછાણાપર કેટલા પડેછે ? બાઈઓ હવે કોઈ મહને ઓલખયો ?

૨ જું—કયું નાનુ જનાવર પોતાના નામમાંજ પોતાનુ ઠામ રાખેછે.

૩ જું—એકવાર લખાએલા આંકડાને ફરી મુકીઆ વગર, એકથી તે નવ સુધીના બધા આંકડાને એવી કોઈ રીતે મુકો કે તેનો સરવાલો બરાબર ૧૦૦) થાય.

૪ થું—ઓરતોનો એક પેહેરવાસ જે જુવાનોની બતરીસીમાં આવી રહેલોછે તેહનો પેહેલો અખશર; છોકરી

કેટલી વખત છોરવપોછે. કાંઇ નાણાં સેઠ ઝાડપરતો પાક તાં નહી હશે. પણ આપણી વાત કોણ માને ?

દુલલાજી—(મનમાં બચા) હુંતો નહીજ.

પુરબુધીઆજી—એ દેવાદાર ભાઈની લાજ રાખતાં માનજો મહીઆરજી બઈ હું હેવેતો નાહી રેહેલોછું કે તહમારા સરખા એક પેશાવંદને આવા વખતમાં ટેકો આપવાને માહારામાં તાકાત નથી.

દુલલાજી—અરે જવલાના પીર (મનમાં) તાહારે સેઠ મહને કાઈ આશા રહીં નહી.

પુરબુધીઆજી—હાલ તરતતો ભાઈ દીલગીરછું. સેઠ માનતા હોયતો માનજો એ બોલો બોલતાં મહને કેવો લોહીનો ગોટ ગલવો પડેછે. વારૂં ભાઈ ફીકર નહી. કાલ કોણે જોઈછે. જરા માંહારૂં ચકર ફરેતો ઘરબેઠાં તહમને આવી હું માહરીથી બનેએટલી મદદ આપીશ. દોરાબ ! સેઠને વાસતે બારણું ઉઘાડ.

દુલલાજી—અરે સેઠ એટલી તસદી નો લેશો.

પુરબુધીઆજી—સાહેબજી મહીઆરજીભાઇ જાહારે હીંયાથી પધારો તાહારે સુખેથી આવતા જજો. મોહોબત એ અનખ ચીજછે.

દુલલાજી—સુખ દેખીઓ તો ફીરકર આઈપો (મનમાં) વારૂં સાહેબ તહમારા સરખા મેહેરબાન હમારે માથે છે એજ મોટો સંતોશછે. [સાપુર દાખલ થાયછે.

સાપુર—સાહેબ મેહેરબાન પુરબુધીઆજી સેઠ. આ કાગલ લઈ માહારે આવવું પડયુંછે. [દુલલાજી જાયછે.

પુરબુધીઆજી—(વાંચીને) વા ! શુગરાનાં ! માહારા કાકાદુલલાજી સેઠ આવયાછે ! દોરાબ દોડતો પેલા મહીઆરેજીભાઈને થોલાવ.

સાપુર—તેવણતો કોણ જાણે કયાંહ નીકલી ગયા હશે. સેઠ તહમારા કાકા એવાતો પઠાન જેવા બનયાચ કે બે ઘડી જોપાચ કરીએ.

પુરબુધીઆજી—પંદરેક વરસ તાહારે કાહાડે ખરાં કે (મનમાં) શુગર, શુગર !

સાપુર—તાહારે સેઠ હું દોડતો જઈને દુલલાજી સેઠને હીંયાં મોકલુંચ.

પુરબુધીઆજી—હા, હા. કેહે કે હુંતો દેવાંનો બની ગયોચ. [સાપુર જાયછે.

અરે આવે વખતે એ બુઢાનુંબી આવવું થયું ! ઇશવર માહારી લાજ રાખે. [જાયછે.

---

## દેખાવ ૨ જો—સેઠ ઓલીઆશાનું ઘર.

બાઇ અલગાંબાઈ ઘરણા બારણાં આગલ દાખલ થાયછે.

દાસી—બાઈ માહારાં સેઠાણી હમણા કોઈની મુલાકાત લેતાં નથી.

અલગાંબાઈ—જા, પાછી જા ને કેહે કે તહમારાં સહી અલગાંબાઈ આવેલાંછે. [દાસી જાયછે.

હજુર અરધી વાત મહને ખબર પડી નથી. કાલને કાલ વરતમાન પંતરોમાં નામ નીશાન સુધાં મોકલીપેતો માહારો જીવ ઠરે. [સેઠ છપનજી દાખલ થાયછે.

આવોરે સેઠ છપનજી તહમે બુમારો સાંભલયોતો હશેજ.

છપનજી—બાઈ ખોખરાંબાઇ ને પુરણુધીઆ વીશેનો ?

અલગાંબાઈ—હા, હા.

છપનજી—ખરેખર અજાએબછે.

અલગાંબાઈ—ખચીદ હું દીલગીરછું કે આવાં સારાં માણસો લોકોની-આંગલીમા આવયાંછે.

છપનજી—હેમાં ઓલીઆશા સેઠનો વાંક નથી. તેવણ પુરણુધીઆપર એટલાતો ફીદા હતા કે મોટાં વડની કેહેવત મહને ઇઆદ આવેચ કે પાલેલો કુતરો પગને કરડે.

અલગાંબાઈ—પણ મેંતો સાંભલયું કે ખોખરાંબાઈની ફજેતીતો દીવાલીઆનાં ઘરમાં ઉંઘાડી થઈ.

છપનજી—નહીં, નહીં; એ બધું પુરણુધીઆનું કામછે.

અલગાંબાઈ—બેઅદબી માફછે. હું સોગંદ ખાઇને કહુંચ કે દીવાલીઆએ ખોખરાંબાઈને જાલમાં સપડાવયાંછે.

છપનજી—ચોકબાઈ ચાંદનનાએ કાણે સાંભલેલી તાહારે વાત ખોટી ?

અલગાંબાઈ—મરદોત બાઈ મેનાએ નજરે જોપલી વાત તાહારે ખોટી ?

છપનજી—પણ લેઓ સામાં ટચકાંબાઈજ આવેછે. એવણની ખબર પકીજ હશે.

[ટચકાંબાઇ દાખલ થાયછે.

ટચકાંબાઈ—પયારાં અલગાંબાઇ ગરીબ ઓલીઆશા સેઠનો કેસતો સાંભલયો.

અલગાંબાઈ—હાજી જીવોની કોઇએ સપનામાંબી ધારેયું હતું.

ટચકાંબાઈ—ચલકે તે બધું સુણુંજ ?

અલગાંબાઈ—પેહેલેથીજ એના ચારામારાથી મેંતો એવુંજ સેવટ ધારી મુકયું હતું; પણ બાઈ કાંઇ વધારે વીગત તહમે જાણતાં હશો.

ટચકાંબાઈ—મેંતો એમ સાંભલયું કે પુરણુ——

અલગાંબાઈ—નહીં નહીં દીવાલીઆનું એ કામ. પુરણુધીઆએતો બધું ભોપાલું ખોલલું કીધું.

છપનજી—ગમે તે હોય પણ હવેતો ઓલીઆશા સેઠનો ઘાહ રૂજાયતો ઠીક.

અલગાંબાઈ—ઘાહ ! ઘાહ શાંનો ? મેંતો કાંઈ એવું સાંભલયું નથી.

ટચકાંબાઈ—મેંબી નહીં.

છપનજી—ઓલીઆશા સેઠે પુરણુધીઆં સાથે તલવારથી કસાકસી કીધી અને કમનશીબે એ બુજરોગ ઘરસથને ભારી જખમ થપો. [ઠોલીઆજી દાખલ થાયછે

ઠોલીઆજી—છપન દીકરા તું ભુલેચ. મેંતો સાંભલયું કે પીસતોલથી મરાયા.

છપનજી—નહીં કાકા; એમછે કે તરવાર આબાદ કલેજાંમાં ગોપાઈ ગઈ.

ઠોલીઆજી—નહીં, નહીં, દોહોડસેર જેટલી ભારી ગોલી ધાપામાથી આરપાર ચાલી ગઈ.

છપનજી—કાકા તહમને ધુલની ખબર નથી.

ઠોલીઆજી—સમજયા વગર અમસપકી બરબદ ના

કર. વળી બાઈઓ એવું કેહેછે બનયું કે ગોલી થાપામાં થી પસાર થઇને ઠામલામાંથી આરપાર થઈ ગઇ, અને એક પોસટનો સીપાઇ ચાલતો હતો તેનો હાથ વીંધીને ગાડાંમાં જોડેલા એક બલના સીંગડાંને અથડી પાસે એક નાનો કુતરો પડેલો હતો તેના ભેજામાં પેવસ થઈ જેથી તેણે તતકાલ પરાંણ મુકયો. ઓલીઆશા સેઠપર ડાકટરોની હાર ઉભીછે. લેઓ સાંમાજ ડાકટર આવેછે.

[દુલલાજી સેઠ દાખલ થાયછે

છપનજી—કેમ ડાકટર સાહેબ કાંઈ આશાછે ?

અલગાંબાઈ—વઈદરાજ તહમારૂં ધરાક કેમછે ?

છપનજી—ડાકટર શું તરવારથી કલેજું વીંધાઈ ગયું નથી ?

ઠોલીઆજી—ડાકટર ગોલીના ભોકમાંથી લોહી ઘણું જતું હશે ? પગ કાપી નાખવાની ધાસતીતો નહીં ?

દુલલાજી—તરવાર શું ને ગોલી શું, ને ડાકટર શું, ને ધરાક શું ? તહમારી આગરી કેઠાંણેછે ?

છપનજી—તાહારે સાહેબ ડાકટર નહી હશો.

ઠોલીઆજી—ઓલીઆશા સેઠના એક મીતર હશે. સેઠ તહમારા દોસતની હાલત કેહેવીછે.

દુલલાજી—હું કાંઈ જાણુતો નથી.

અલગાંબાઈ—મરણના બીછાંણે બીચારા સુતાછે.

દુલલાજી—શું બકોચ તહમે લોકો ?

છપનજી—તરવાર આરપાર !

ઠોલીઆજી—દોહોડ સેરની ગોલી !

છપનજી—કમબખત પુરબુધીઓ !

ઠોલીઆજી—ચંડાલ દીવાલીઓ !

દુલલાજી—એ શું વાતછે. કોઈ આએ બોલેચ કોઈ તે બોલેચ એ બીના શું છે. પણ તાહારે આ વાતતો નકી કે સેઠ ઓલીઆશા ઘાયલ થયાચ.

સઘલાં એક અવાજે—એતો વાત નકીછે.

દુલલાજી—પણ મુરખો આંખ ફોડીને જુવો કે સામાં તેવણ ઠમુક ઠમુક આવેછે.

[સેઠ ઓલીઆશા દાખલ થાયછે

આવોરે ઓલીઆશા સેઠ કોઇએ તહમારા થાપામાં થી ગોલી આરપાર ચલાવી ને કોઇએ તરવારે કલેજું વીંધયું, ને વલી મહને સામેલ કરવા મહને વઈદરાજ ઠોકી બેસાડયો.

છપનજી—ઓલીઆશા સેઠ એ વાત સદનતર ખોટી પડી માટે હમારો હઈયાંનો હરખ સમાતો નથી. ખરં ખર જે પેલા લુચછાએ તહમારી ઉપર આફત ગુજારી માટે હમે તેની ઉપર તયાહારનો ફીટકાર ગુજારીએ છઈએ.

ઓલીઆશા—(મનમાં) વાત પવનપર આવી હશે ! શું નકારા લોકોછે.

ઠોલીઆજી—ઓલીઆશા સેઠ આવી ઉમરે તહમે પરણવા એજ મહને પુછો તો સરીઆમ મુરખાઈ હતી.

ઓલીઆશા—એમાં તહમને કેટલો જોખમ ? પાર કી પીડામાં આપણે માથું ઘાલવાથી સું વલે ? ભાઈ તહમારૂં કામ કરો.

અલગાંબાઈ—રાજા રાવન નહીં લાડ લડાવે એટલો ઓલીઆશા સેઠનો લાડ હતો.

ઓલીઆશા—બાઈએ કદર તહમારી પાસેજ રાખો.

છપનજી—લોકો ગમે એવી ઠેકડી કરે પણ તહમે સેઠ એવા ફરજો કે જાણે જાણતાજ નથી.

ઓલીઆશા—ભાઇ તાહારી સીખામણ તાહારેજ ઘર રાખ.

ઠોલીઆજી—કાંઈ ગામમાં એવું ચાલતુંજ આવેચ. એજ ઓલીઆશા સેઠને મહને પુછો તો મોરો સંતોશ.

ઓલીઆશા—ખોદા ખાતર તહમો હીંયાંથી નીકલો. માહારા ઘરપર તહમને કાંઈ સતા નથી.

અલગાંબાઈ—ચાલો ભાઇ આપણે જઈએ. બીચારાં અમીરાં લોકોનેતો ખબર કહીએ.

ઓલીઆશા—કાલું કરો તહમારૂં હીંયાંથી. સપાઇ ધકા મારી એ લોકોને બાહાર કાહાડી તાલું માર.

[દુલલાજી અને ઓલીઆશા વગર સઘલાં જાયછે.

જાઓ હીંયાંથી દઈતો, ડાકણો, નીકલો. તહમારાંજ જેહેરથી તહમેજ મરજો.

દુલલાજી—ખચીદ સેઠ આતો ગજબ થયો. ચાલો સેઠ આપણે એકમેલે બેસી વાતો કરીએ. [જાયછે.

---

# ભલો દલીદરી.

(જંમ અને દલીદરપણાને થયલી ગોફતેગો.)

અસલ લખાએલી આ વાતમાં હમારાં વાંચનારાઓને લાયક થઈ પડે એવો કેટલોક ફેરફાર કરી હઈઆં મુકીછે.

એક ગાંમમાં એક ખુશે સખસ રેહેતો હતો. તે ભલો હતો તે સાથે એટલોતો દલીદર હાલતમાં રેહેતો હતો કે તેનું નાંમ ગાંમના લોકોએ ભલો દલીદરી પારીઉં, અને એ નાંમ વગર તેને કોઈ ઓલખતું ન હતું. આ ગરીબ કંગાલ દોસો એક પોતાની જમાનાથી ખખ થઈ ગએલી જુહુપડીમાં રેહેતો હતો અને તેની આસપાસનાં મોહોટા ચોકમાં પેરનાં ઝાહાડ ઉગાડીઆં હતાં તેનાં પેર વેચી તથા ખાઈ પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક થંડીનાં દીવસમાં જે વખતે કરાં અને હીમ આસમાંનમાંથી નવખાર પડતાં હતાં અને રસતે ચાલનાર મુસાફરો તેવોના ગરમ વસતર સમેત બરફની માફક ટાહાડા હીમ જેવા થઈ બંધઈ જતા હતા, એવા સમામાં ખુશનમાં અને નુરાંની વાલા ચેહેરાના એક બે જવાંનો તે ગાંમમાંથી પસાર થતા હતા. તેવોએ ટાહાડ મટાડવાના વીચારથી એક મોહોટી હવેલીમાં જઈ તેનાં ધણી પાસે ઉતારો માંગીઓ. તે ધણીએ સાફ જવાબ આપીઓ કે બાપુ આ કાંઈ "ટાવરન" અથવા "હોટેલ" નથી કે તમોને હઈઆં ઉતારો જડે તેથી જાવો અને કોઈ તેવી જગા ગોહોધી કાહાડો અને તાંહાં જઈ તમારી ટાહાડ મટાડો. આવા જવાબ બે તરણ મોહોટી હવેલીનાં ધણીઓએ આપીઆ તેથી નીરાસ થઈ આગલ માલવા જતા હતા. એવામાં એક ગરીબ સ્ત્રી એક કુવા ઉપર ઉભી રેહી પાંણી ભરતી ભરતી આ મુસાફરોનો તમાસો જોતી હતી અને ટાહાડથી તે મુસાફરોનાં ડાચાં તથા હોટ જે ફરફર ઉડતાં હતાં તે જોઈ તેણીને દયા

આવી અને આગળ જઈ કહેઉં કે "ગરીબ મુસાફરો આવી સકત થંડીમાં મને બાહેર કાંમ કરતાં જોઈનેજ મારી હાલતનો તમને વીચાર આવશે; પણ ભાઈઓ મુફલેસ લોકોને નાચારીને લીધે સઘલી આદત પાડવી પડેછે અને તેથી મને હાલ જાહાજું લાગતું નથી, પણ તમોતો નાજુક બદનનાં અને શાહેબે શોખ જીંદગી ગુજારી હશે તેથી આ થંડી તમારેથી બરદાસત થતી નથી. ખરેખર હું દલગીરછું કે તમને આ મોહોટી મોહોટી હવેલીનાં ધણીઓએ જરાબી દયા દેખાડી નથી જોકે તેવોને તેમ કરવાને મવસર છે; પણ હું પોતેતો અતીસય લાચારછું તેથી મારો એક બુઢો પાડોસી જેને ભલો દલીદર કેહેછે તેની જુપડીમાં લેઈ જાઉં અને મારી ખાતરીછે કે તે તેની મવસર પરમાંણે તમારી બરદાસત કરશે." એમ કહી આ ભલી સ્ત્રી તેવોને ભલા દલીદરની જીહુપડીમાં લેઇ ગઈ અને તાંહાં તે જુવાંનોને માંટે કાંઈ સુકુ પાકુ ખાનું તઈઆર કરી આપીઉં.

પેલા મુસાફરોએ જે મલીઉં તે ગનીમત શમજી ખાઈ લીધુ અને રાત પડવા આવેલી તેથી બીછાનું મેલવવાની આશા રાખતા હતા. એવામાં ભલો દલીદર બોલીઓ કે ભાઈઓ મારે તાંહાં બીછાનાં જેવી કાંઈજ ચીજ નથી પણ આ ઘાંસની પુરીઓ પાથરી તે ઉપર આએ ધુજતા અને દુખતા સાંધાઓને હું હમેસ આરાંમ આપુછું તે ઉપર તમને સુવાને ઠીક લાગસે નહી.

મુસાફરોએ એટલા ઉપરથી એવું માંગી લીધુ કે તેવો બેસીને વાતચીતમાં પોતાની રાત ગુજારી શકશે અને એટલા માટે તેવોએ પોતાનાં મેજબાંનને કહેઉં કે ભલા બુધા તમારી જીંદગીનો કાંઈ હેવાલ કહો અને હમોને તેથી વાકેફ કરો. તે ઉપરથી બુઢો બોલીઓ ભાઈઓ મારી જીંદગીનો હેવાલ કાંઈજ નથી પણ આ માહારી પેરડીઓછે. જે ઉપર મેં વરસોનાં વરસો ગુજરાંન ચલાવીઉંછે અને દુનીઆમાં એજ મારી અસકેઆમતછે. એ પેરડીઓ ઉપરથી જરૂર આજે પેર તોડી તમને ચખાડતે પણ ગેઈ કાલેજ કોઇ ચંડાલ ચોરે મજ ગરીબની સઘલી અસકેઆમત ઝાહાડ ઉપરથી ચોરી લેઈ મારી લાચારીમાં ઉંબેરો કીધોછે તેનું મને ભારે દુખ થએઉંછે.

એ વાત સાંભલતાંજ એક મુસાફર બોલી ઉઠીઓ કે ભલા દલીદરી તમારે વાસતે હમો ઈશવરની ભકતી કરીશું. એટલામાં બીજો બોલીઓ કે તમારી કાંઈબી ખાએશ પુરી પાડવી હોયતો બોલી દેવો હમો હમારી બંદેગીમાં તે બોલશું. તે ઉપરથી બુધો બોલીઓ કે ભાઈઓ મને કાંઇ જોઈતુ નથી પણ મને એટલુંજ માંગવુંછે કે જે કોઇબી માણસ આ માહારી પેરડીઓ ઉપર ચહડવા જાય એટલે તે તાંહાંજ બંધાઇ જાય અને હું ઇછું તાંહાંસુધી તે ઝાહાડ ઉપરથી ઉતરી નહી શકે.

બીજે દાહાડે પેલા મુસાફરોએ રકસુદ લેઈ ચાલવા માંડીઉં અને બુધો બાહેર પાંણી લેવા ગયો એવામાં કાંઇ બાકી રહી ગયલા પેર જે બુધાનાં જોવામાં નહી આવીઆં હતાં તે ચોરવાને પેલોજ ચોર પાછો આવીઓ અને ઝાહાડ સાથે લટકી પડીઓ. જેવો બુધો ઘરમાં આવી પાણીનું માંટ ઉતારેછે તેવામાં તેની નજર પેલા ચોર ઉપર પડી તે ઉપરથી તે અચરત થઈ બોલીઓ "અરે ખોદા! પેલા મારા મેહેમાંનો કોણ હતા? તેવોનું કહેલુંજ થયું!" એમ બોલી પેલા ચોર તરફ જઈ બોલીઓ અરે લુચા તું હવે મારા હાથપર ખાસો સપડાયો, હવેતો હું જંગલમાં જઈ થોડાં લાકરાં લેઈ આવું કે તે નીચે સલગાવી તુંને તાપણું કરી આપું કે જેથી ફરીથી આ જગાએ તને પગલાં ભરવાની હીમત ન થાય.

બુટો જંગલમાં ગયો એટલામાં પેલો ચોર જે લટકી રહેઓ હતો તેણે બુમ પાડવા માંડી તેથી આસપાસના એક બે પાડોસીઓ તેને નીચે ઉતારવા મદદ કરવા ગીઆ અને ઝાહાડ ઉપર ચહડવા જાયછે એટલામાં તેવો પણ લટકી ગયાં. જેવો બુધો જંગલમાંથી પાછો ફરીઓ તેવો જોયછે તો બીજા બે નવાઓને દીઠા અને બોલીઓ કે સાબાસ પાડોસીઓ ગરીબના પેરો ચોરીજ પેટ ભરવાનો ધંધો કરોછો. તેવોએ ઉતરવાલીઓ કે ભાઈ ખરી વાત હમોતો દયા કરવા જતાં ફસી પડીઆ છઈએ. હવે એટલો હમારો છુટક કર કેમકે હમારાથી દંમ મારી શકાતો નથી. બુધાએ આ બે બીનતકસીરવારોને કહેઉં કે જાવો ભાઈ તમો ચોર નથી તમારે મારગે ચાલીઆ જાવો. તેવોજ તેવોનો છુટક થયો અને એ વાત ગાંમમાં પસરી, તેઆર પછે આ બુઢાના ઝાહાડોની નજદીક આવવાની કોઈએ હીમત કીધી નહી. પેલા ચોરે ઘણીએક આજેજી કીધી અને સોગન લીધા કે ફરીથી આ જગાની પડોસમાં વટીક હું આવીશ નહી અને તેનો છુટક થયો.

આ બનાવ પછે બુઢો રાબેતા પરમાંણે પેરની ઉપર પોતાનું ગુજરાંન ચલાવા લાગો અને એવા ખોરાકથી તે અતીસય નાતવાન થઈ રહેલો હતો. એક દીવસે કોઈએ તેનો દરવાજો ઠોકીઓ, તે ઉંઘાડી જોતાં લાંબી મુદતથી ધારેલો પરોણો નજર આવીઓ. તોએ આ વખતે આ પરોણો જીહુપડીની એટલો નજદીક આવી પોંહોંતોછે એવું બુઢાએ કવચીત વીચારીઉં નોહતું. આ પરોણાનું નામ મોહોત હતું અને તે દુર ઉભો રેહી કેહેવા લાગો કે ચાલો બા તઈઆરી કરો તમારો વખત ભરાઈ ચુકોછે.

જરાબી દલગીર અથવા અચરત થયા વગર બુઢો બોલીઓ કે આવ ભાઈ બેસતો ખરો; હુંતો તઈઆરછું કેમકે મારૂં દીલ સાફ અને સવચછછે; ચાલ બોલીજા તારે શું કેહેવુંછે.

મોહોત બોલીઓ શું? મારાથી રાજા રાવનથી તે ગરીબ કુનબી વટીક બીહીને થરથરી જાય અને તું ધીરે પેરે આવો બેસો કરી બોલેછે અને મારી બીલકુલ દરકાર કરતો નથી અને બીહીતો નથી!

બુઢો બોલીઓ ભાઈ મને સા સારૂં બીહીવું જોઈએ, મને આ દુનીઆમાં તે વલી કહી મોજમજાહછે? મને તું લેઈ જશેતો હું સુખી થવસ. જો કાંઈબી દલગીરી મને લાગસેતો આ માહારી પેરડીઓ વીશે લાગશે કેમકે એથી મારૂં ગુજરાંન અને પેટ ભરેલુંછે. ચાલ બાઇ વાતમાંતો વખત નીકલી જાયછે અને તું કાંમના માણસને મારેથી ખોટી નહી કરાય, તેથી તઇઆર થવા આગમચ એક ચીજ માંગી લેઉંછ કે મને મરવા આગમ

મ એક સારૂં જેવું પેર તોડીને ખાવા દે. મોહત બોલી એ કે આવી તારી નજીવી માંગણી મારેથી ના પડાતી ન થી તેથી જા સુખેથી ખાઇ લે.

બુઢો બાહેર પેરડી તરફ ચાલીઓ અને મોહત તેની પુઠે ચાલવા લાગો. ફરી ફરીને બુઢાએ એક પેર ઉપર ન જર ઠેરવી, અને બોલીઓ કે બાઇ પેલું પેર મને જોઈએછ તેથી આ તારા હાથમાનું ડાતરડું જરા આપ કે કાપી કા હાડું. મોહત બોલીઓ, અરે ભલા માણસ વલી કોઈ સી પાહબચો પોતાનું હથીઆર દુશમેનનાં હાથમાં આપતો હ શે ? તારૂં પેર તોડી લે પણ કદાચ તેમ કરતાં જમીનપર પ ડી પોચું થઈ જાશે તેથી ઉંચે ચહડી પારી લે.

અરે વલી મારામાં ઉંચે ચહડવા જેટલી તાકાતજ હોતતો તું વરી મને તેડવા શું કાંમ આવત! એટલા ઉ પરથી મોહોતે ઉંચે ચહડી પેર પારવાનું માંથે લીધું અને પેર તોડી નીચે ઉતરવા જતાં તાંહાંજ ચોહોંટી બેઠો અને ઉતરાયું નહી.

મોહત—એ ભલા દલીદરી આતે કેહી જાતનુ ઝા હાડછે ?

બુઢો—(હશીને) શું તારી નજર ફુટીય; જો એ પેરનું ઝાહાડછે.

મોહત—અરે તેતો ખરૂં પણ મારાથી હાત કે પગ હીલવાતા નથી તે શું છે ?

બુઢો—બાઈ એતો તારૂં કાંમછે એમાં મને કેટલો જોખમ?

મોહોત—અરે એ બુઢા શું જેનાથી દુનીઆ થરથરે તેનીજ સાથ તું મજાક કરવા બેઠોછે કે ! પણ તુને ખબર છે કે તું તેમ કરી કેટલો જોખમ માંથે ખેંચેછ તે ?

બુઢો—મારા જેવા બાવા નાહે ને તાપે;—જેનું નાંમજ દલદરીપણું તેને જોખમ ભારી; પણ બાઈ તુને ફસવાએલો જોઈ હું દલગીરછું; પણ મારા જેવા એક ગરીબ અને લા ચારની મુલાકાત લેવાને તમારા જેવા મોહોટાં માંણસની એકાએક શી ઈછા થઈ? હાલતો તમે મારા હાથપર સપડા યાચ તેથી જેઓ ઉપર આ ધરીએ તમે તરાપ મારવા જતે અને તાંહાં કકલાત અને માહેતમપોસી ચલાવતે તે કરતાં તો જરા હું તમને થોડો વખત અટકાંઉતો ખરો. તેથી હા વતો તમે અહીઆંજ બેસોતો ઠીક.

મોહત—(ઘબરાઈને) આતો મને કોઇ પલીત સાથ કાંમ પડીઉંછે. વારૂં એ ભલા દલીદરી, શું હું તારી સાથ આ ટલો નરમ રહેયો તેનો આ જસ આપેછે કે; પણ એ બાઈ ખોદાતાલાએ કોઈનીબી મારફતે તને એક મોટી શકતી આપી હોય તેનો ભુંડો ઉપયોગ મારી ઉપર ના કર અને વધુ પંચા તી કરવા વગર જે લેખ તારાછે તેને જલદીથી તાબે થા અ ને મને અહીથી છોર નહીતર તારાં ઝાહાડોને બાલી ભસમ ક રી નાખશ.

બુઢો—તારે જોઈએતો બાલી નાખ; હું કસમ લેઈ ક હુંછું કે મારા ઝાહાડ બલી ભસમ થવા છતાં તુંને છોડના ર નથી તે સત માંનજે કેમકે એમાં ખુદરતનો હાથછે.

મોહત—આજે ખરેખર હું કોણનું મોહોડું જોઈ તારા ઘરમાં પેઠો—બાઈ હવે ચાલ થોડામાં ઘણો સવાદ જ ને છોડ. ચોખંડ પુરૂથવીમાં મારૂં કાંમછે અને સુરજ અસ ત પાંમે તેની આગમચ મને મારૂં સઘલું કામ અતોપી લે વું જોઈએ. શું તું ખુદરતનું ચકર અટકાવા માંગેછ ? ચાલ મને છોડ નહીતર હું છુટા પછે બહુ ભારી પડશેજો.

બુઢો—અરે બાઈ જરા ધીરો થાઃ મને તારી જરા બી બીક નથી અને જેની માણસને મોહતની બીહીક નહી તેને આખી દુનીઆની ધમકીથી એક રતીભાર ધાસતી ઉ પજનાર નથી તે સત જાણજે. જારે ખોદાતાલાનો હોકમ થશે તારે હું તઈઆરછું.

મોહત—ઘણાં સારા વીચાર ! બાઈ આજે જાંનજે કે મોહતની ઉપર પેહેલી ફતે તેં દલીદરપણાંએ મેલવીછે જા મને હમણાં ખુદરતથી બસારત થઈછે કે તને છોડી દે વો અને જારે રોજે કેઆમત આવસે અને સઘલાં માણસો જારે આ મારાં ડાટરડાંથી કપાઇ ચુકાં હશે તારેજ હું ફરીથી તારી પાસે આવસ અને છેલો ઝહટકો તને મારશ તેથી આ દુનીઆનાં સઘલાં માંણસોની હસતી ખતમ થયેલી તું નજરે જોશે, વાસતે હવે મને છોડ કેમકે થોડેમેક છેટે એ ક રાંણી રીબતી મારી વાત જુએછે.

બુઢો—શું તું આ બધું સાચું કહેછે કે મને ઠગાવા ની વાત કરેછે.

મોહત—નહી હું ઠગાવતો નથી, ખરેખર સરવેથી છેલે આ ડાટરડું તને કાપશે. તું દુનીઆનું ફના થવું ઠેઠ સુ ધી નજરે જોસે.

બુઢો—જા બાઈ એમછે તો ઉતરી તારે રસતે ચાલીઓ જા.

મોહત ઉતરી ઝહડપથી એક પલમાં ઉડી ચાલતો થ યો અને તારબાદ દલીદરીએ મોહતને કદી જોયો નથી જો કે વારંવાર તેને વાસતે આસપાસનાં લોકથી તે શાભલેછે. ભલા દલીદરીની આજે ભારે લાંબી વય થઈછે અને તે હજુ ર જેમનો તેમ પોતાનાં ચીથરેહાલ કપડાં સાથે પોતાનાં પેર નાં ઝાહાડની નજદીક રેહેછે અને મોહતનાં વચન પરમા ણે દલીદરીપણું છેક દુનીઆ ફના થશે તાંહાંસુધી જીવસે

## લોહોચુંમબક.

બધી ધાતુઓમાં લોહોચુંમબકમાં ઘણા અજાએબ ત રેહના ગુણછે. લોહોચુંમબક કાલા ભુરા રંગનું લોહોડું છે અને લોહોડાંને પોતા તરફ ખેંચવાની તેમાં ખાશીએ તછે. ખેંચવાની શકતી તેના બે છેડાઓમાં હોયછે જેને બે દરૂવ કરી કેહેછે. અને જાહારે તેને દોરીએ કરી હ વામાં લટકાવયું હોયછે તાહારે હરદમ એક છેડો ઉતર દરૂ વ તરફ અને બીજો છેડો દખશીણ દરૂવ તરફ દેખાહેછે. ગમે તેવી તેને ચકરી આપો પણ પાછી પોતાની દસા તે છોડનાર નથી.

લોહોડાં સાથે લોહોચુંમબક ઘસડવાથી લોહોડાંમાં પ ણ ઉતર દખશીણ દેખાડવાની અને તીખાં લોહોડાંને ખેં ચવાની ખાશીએત આવેછે. આ શોધથી કમપાસ નીક લયોછે જે વાહાણ વાલાઓને દરીયો ખેડવામાં એક માહા બલવાન હથીયાર થઈ પડયુંછે. જે ચીજપર આપણી ન

જરૂર પણ ક્વચીત દોડે તેવી ચીજો દુનીયામાં બહુ ઉપયોગી થઈ પડેછે; જેમ જેમ આપણામાં ખુદરતનું ગનીયાન વધતું જસે અને ઈશવરની પેદાયસની મોટાઈનો આપણે અભયાસ કરીશું તેમ તેમ આપણી અકલ વધતી જાશે અને આપણા સુખમાં હુમેરો થશે.

લોહોચુંમબકના આવાં ગુણથી ફીલસુફો તેની બારીકીથી તપાસ કરવા લાગા કે તેનો ભેદ તેમને માલમ પડે અને તેની બીજી ખાશીએતો અજવાલામાં આવે, પણ આગલા કરતાં પાછલામાં તેઓ વધારે ફતેહ પાંમયાછે. તેઓએ શોધી કાહાડયું કે બધીજ વખતે અને બધીજ જગોએ લોહોચુંમબક ઉતર દશા દેખાડતું નથી, પણ વખતે તે પુરવ અને પશચીમ દશા દેખાડેછે. તેઓએ વલી બીજુ એવું શોધી કાહાડયું કે જો લોહોચુંમબક અને લોહોડાંની વચે એક બીજી વસતુ મેલી હોય જેવી કે બીજી ધાતુઓ, લાકડું, કાચ, પાણી, આતસ વગેરે તોયપણ તેની આકરશન શકતીમાં ઘટાડો થતો નથી અને એક લોહોચુંમબકનો ઉતર દરૂવ બીજા લોહોચુંમબકના દખશીણ દરૂવને ખેંચેછે અને ઉતર સાથે ઉતર દરૂવ અને દખશીણ સાથે દખશીણ દરૂવ એકેકને પાછા હટાડેછે. એવું અનુમાન કરયુંછે કે લોહોચુંમબક તેમજ લોહોડાંમાં પણ આકરશન શકતી હશે કારણ આકરશન ઈયાને ખેંચાન બેહુમાં અરસ પરસછે. એ સીધ કરવા તરાજુના દાંડાને એક છેડે લોહોચુંમબકને ટાંગો અને બીજે છેડે તેટલાજ ભારની એક વસતુ ટાંગો જેથી તરાજુ સમતોલ રેહુ. પછી એક લોહોડાંનાં કટકાને લોહોચુંમબકની તલે મુકો અને તરાજુ, લોહોચુંમબક તરફથી પોતાની મેલે નીચે ઉતરશે. વલી લોહુચુંમબકની જગોએ લોહોડાંને મેલયું હોય અને તેની તલે લોહોચુંમબકના કટકાને મેલયો હોય તોબી તરાજુ લોહોડાં તરફ જોંહોંક ખાઈ નીચું ઉતરશે.

ગમે એવા ચંમતકારીક ગુણો લોહોચુંમબકમાં આપણને માલમ પડે તોબી એક વાત ઉપર અખાડા થઈ શકતા નથી. તે એકે એ ગુણોનું કારણ શોધવા ઉપર બડે બડે ફીલસુફોએ પોતાનું ડાહાપણ અને કલા વયરથ ગુમાવયાંછે. (ઈસતરમ)

—∞∞—

## સંતોષ રાખવાના સબબ.

એ માહારા જીવ! સંતોષનો મીઠો સવાદ લે, કારણ ઈશવર કરૂપાલુછે. દયા અને પયાર તેની દરેક પેદાયશમાં ચલકેછે. તેની બેહદ ખુદરતનો ખેયાલ બાંધ; સારી પરૂથવી તેની કીરતી પોકારેછે; તેની પેદાયશ તેના નામને જેબ આપેછે.

આકાશ અને ધરતી તેની શકતીની સાબેતીછે, આફતાબ જે દાહાડાનો હાકમ અને માહાતાબ જે રાતની રાંણી, દરેક ચીજ જેને જીવ અને હીલચાલની બખશેશ છે તે મહા બલવાન દાતારની બુલંદી આશકારા કરેછે.

તેના હાથની કરાંમતનો વીચાર કર; આદમ અને હેવાન તેનો બેહદ કાબુ દેખાડેછે; ઘાસનું તનખું અને ધુલની રજ તે કરીમ કોણછે તેનુ ગનીઆન દીએછે.

પુછ પરવતોને અને ખીણોને, માર આકાશની ઉંચાઈ અને માહાશાગરની ઉંડાઈવેર પોકાર, સવાલ કર ફુકતા પવનને અને દરામણા તુફાનને, અને જમીનપર ચાલતા નજીવા કીડાને, અને તેઓ તે રહીમ દાદગરના અખુટ દાહાપણ અને બેહદ શકતીનું બયાન કરશે.

જે ઈશવરે આપણને જીવ અને હસતી આપી તે સાહેબની ઈસતુતી તે કેમ કરીયે? આપણું શરીર અને આતમાં તેહેના હાથની બખશેશછે; અને જાંહાંશુધી દીલનો ધપકારો ચાલે તાંહાંશુધી તેના પવીતર નામને આસીરવાદ દીજીએ.

દીસના તે આપણો વાલીછે; અને દર ઉગતી બામં દાદ ગુવાહી પુરશે કે શીહા અંધકાર રાતના પણ તે આપણો કેહેવો નેગેહબાન હતો. દરેક પલ જે કુચ કરેચ તે આપણને તેડેછે કે જે પરમ કરૂપાલુ ઈશવર આપણી જીંદગીનો ચેરાગછે તેને આસીરવાદ દે.

અભાગયે નસીબે આફતના વમલમાં આવી જો પડયે અને સંકટોના ભાર તલે કચડાઈ મરીએ તો જટ આપણો આકાશી મદદગાર તે બોજાને ટેકાવી લેવા આપણી કમરમે જોરના જહરા વેહેતા કરેછે. તેનો હાથજ તે બાહાર કાહાડેચ અને આપણા સંકટ સુરજના તેજ આગલ દવની મુઆફેક નાબુદ થાયચ.

હે આદમ ઉપલી વાત ના ભુલતો; ના બીહીતોં કે ઈશવર તુંહને નીવારી મેલશે, કારણ તેહેના પેયારનો રેલો આપણ તેના બચાં ઉપર હંમેશ વેહેતોછે. હંમેશ તેની પવીતર ઈચછાને તાબે થા, અને તેનીથી ' ઉતરતાં સુખ દુખને નમીને લે;. કારણ ઈયાદ રાખજે કે દયાનુ તે મુખય સથામછે, તેનું દાહાપણ બહુ અખુટછે, અને તેની શકતી અતી બેહદછે. (ઈસતરમ.)

—∞∞—

## છોકરીઓની કેલવણી.

સરવે સેઆની બાહાઓ જેવો પોતાની છોકરીઓની કેલવણીને માટે ખંતી હોયછે તેઓએ આટલું જરૂર ધેઆનમાં રાખવું કે ફકત નીશાલની કેલવણી તેઓની છોકરીઓને માટે બસ નથી. તેઓનાં પાછલાં સુખ અને જીંદગીને માટે બીજી એક વધારે ઓતમ ચીજની જરૂરછે. તે તેવોના લખશણ અને આચરણછે. નીશાલ કેલવણીથી તેઓના આચરણ અને લખશણ ઉપર ગમે એટલી અસર થાય તોયે છોકરીઓની ઉપર પોતાના ઘરના રેવાજ અને ચાલચલન ઈઆને માતા પીતાના દાખલાઓ ઉપરથી વધારે અસર થાયછે અને તેનો છાપ તેવો ઉપર જલદીથી ઉઠેછે. નીશાલ કેલવણી તેઓને સારી વલાંણ આપેછે, પણ જારે રાત દીવસ ઘરમાં પોતાના માતા પીતાને તેથી ઉલટીજ વલાંણથી ચાલતાં તેઓ જુએ તારે તેનો છાપ તેઓ ઉપર શું કાંમ જલદીથી ન ઉઠે?

સરવેથી ઉતમ તાલીમ છોકરીઓને એ આપવી જોયે કે સંસાર ચકરમાં તેઓ જેબી હાલતમાં પાછલથી આવી પડે તે હાલતમાં સંતોસથી રેહેવાને તેઓ સાંમરથવાંન થાય. આ તાલીમ આપવામાં મુખીઅ વાત એ ધેઆનમાં

રાખવી કે જેવી બાબદો દરરોજના સંસારમાં તેંઓ ઉપર આવી પડે તેને ધીરજથી તાપએ પતાં જવાંને સીખાડવું. વલી ફક્ત એવી હાલતને તાપએ થઈ પડી રેહેવામાં કાંઇ મોહોટાઈ નથી; પણ આપણામાં જેટલું સામરથ હોય તેટલું વાપરી આપણી હાલત સુધારવાંને તજવીજ કરતાં રેહેવું. એ સીખાડવાનું કાંઈ બોલો અને ચોપડીઓ છોકરીઓની સાંમે ધરીઆથી નથી બનતું, પણ તમારી સંસારી આરસી જે તમારોં હરંપલનો દેખાવ આપેછે અને જે તમારાં બચાં હર પલ જુવેછે તે સાફ અને સવછ રાખો ઈઆને તેઓની સાંમે તેવા દાખલા તમો ધરો.

જારે તમારા ઘરમાં મંદવાડ ચાલતો હોય, જારે તમારે માંથે નબલો દાહાડો આવી પડીઓ હોય અને ખાવાપીવાના વાખા પડતા હોય, જારે તમારાં છોકરાંઓના અંગ પર નાખવાને સારાં વસતર ખુટી ગયાં હોય, જારે સંસારી બોજા તલે તમો ચંપાઈ ગયાં હોવ, તારે જેમ કેટલીએક બાંનુઓ અકલાઈ આકલી પડી આખો દીવસ પોતાને તથા બચાંઓને કડુવા રેતી નીરાસ થઈ પોતાના પેદા કરનારને હલકા બોલો બોલી પોતાના બોજા તલે વધારે અને વધારે ચંપાતી રેહેછે અને આસપાસનાઓના સુખનો નાસ કરેછે તેમ કવચીત કરવું નહીં. એવી વખતે નાહાની છોકરીઓ પોતાની માને બારીકીથી તપાસેછે અને તેનો દાખલો ધરી વારંમવાર ચાલેછે જેથી પાછલી જીંદગીમાં તે પોતાના સાસરાં ઘરનાં સુખનો નાસ કરનાર થઈ પડેછે અને પોતે પણ દુખી થાયછે.

તમારી છોકરીઓ જેમ તમારા કરતાં ચહડતા દરજાના લોકોનો પેહેરવાસ અને રેવાજ જુવેછે તેમ તેઓની ખાલ નજર સાંમે તમારા કરતાં ગરીબોની હાલત નજર પાડો અને અવાર નવાર તે ઉપર ટકો આપો. ગરીબોની હાલત જોઈ તે ઉપર રેહેમ નજરથી જોતાં સીખાડો. સરવે મોહોટાં માંણસો તેવોના પેહેરવાસ અને ઉંચી રીતના રેહેવાસથી કાંઈ સુખી નથી હોતાં; પણ ખરી નેકી વાલાં માંનસોજ ખરાં સુખીછે એવું દુનીઆમાં બનતા દરરોજના દાખલા દલીલોથી બતલાવો.

નીશાલ કેલવણીથી મગજ ખીલેછે અને ઘર સંસારી ઉપર કહેલી કેલવણીથી નીતી મન ખીલેછે, તેથી તમારાં બચાંઓને ઉધારવામાં એ બંધેની એકશરખી જરૂરીઆતછે. હાલ છોકરીઓને જે આંપણી તરફ નીશાલ કેલવણી મલેછે તે તેવાના મન ખીલવે એટલી નથી; પણ અતીશય કંમછે તેથી જાંહાંસુધી તે પુખત પાપાપર આવે તાંહાંસુધી તમારી છોકરીઓની મન તથા નીતી કેળવણીનો મુખીઅ આધાર તમારી પોતાનીજ ઉપર રેહેશે.

---

## શીંધ હેદરાબાદ.

ઈશવી સંને ૧૮૪૩ માં ઈંગરેજ શરકારે આ પુરાંનુ શેહેર જીતી લીધું તે વખતથી એ શેહેરમાં મીર લોકોને નામે રાજ કરતાઓનો અંત આવેઓ. શર ચારલશ નેપીઅરની શીંધ સાથની લડાઈમાં આપણા હાલનાં આગાખાંને ઈંગરેજ શરકારને કાંઈક મદદ કીધેલી તેથી આપણી માંનવંતી શરકાર આ ખોજાનાં પીરને હજી કાંઈક લવાજંમ આપેછે.

કરાંચીથી હેદરાબાદ આસરે ૧૧૦ માઈલને છેટેછે, પણ એની અધવચમાં ઈઆ કરાંચીથી આસરે ૫૫ માઈલ એક ટાટા નામનું ઘણુંજ પુરાંણું શેહેર આવેછે. એ શેહેર ઘણું અસલીછે તે હાલ તથા કેટલાંક થએલી નવી સોધો ઉપરથી માલંમ પડેછે. હાલમાંતો એ શેહેર તદંન પડી ભાગુછે, એની વશતી ઘણીજ ટુક થઈ ગઈછે. અને ધંધો રોજગાર કાંઈ ચાલતો નથી તેથી ગરીબ ખેડુતો પોતાના નાહાના પાક ઉપર સંતોશ પાંમી વશેછે. મુખય વશતી પોકણા બરાંમણોનીછે તેથી દહીં દુધનો શુકાલછે. એ શેહેરમાં હજી સઉથી સરસ ચારસા રંગવામાં આવેછે. તે શીવાએ દાબડા, રેશમ વીટવાના કાટલાં તથા કલંમદાંન વીગરે તરેવાર, લાકડાંની શુંદર રંગત જીનશો બનાવામાં આવેછે. એઆંથી ૫૦ માઈલપર કોતરી નામે એક મથક આવેછે એ ઠેકાણે શીંધ રેલવેનો છેડો આવેછે. હીઆંથી ઉપર જવા શીંધુ નદીને મારગે ઈસટીમરમાં સવાર થંવું પડેછે, પણ કોતરીથી હેદરાબાદ જવાબી શીંધુ નદી વટાવવી પડેછે તેથી એ બેહુ કીનારે લઈજા લાવ કરવા એક નાધલી આગબોટ દર અરધે કલાકે આવ જા કરેછે.

એ ઈસટીમરમાં દર માણુશ-દીઠ અરધો આંનો આપવો પડેછે તે આપી પેલે પાર ઉતરેઆ કે એક મોટું બજાર આવેછે તેને ગીદુરનું બજાર કેહેછે, તેઆં અનાજ, રૂઉ તથા બીઆનો વેપાર ચાલેછે. તેઆંથી ગાડીમાં ઈઆ ઘોડા અથવા ઉંટ ઉપર તરણ માઈલ શુધી સવારી કીધી કે શીંધની રાજધાંની હેદરાબાદમાં આપણે દાખલ થઈએછે. એ શેહેરમાં પેસતાં તેનો સઘલો દેખાવ મટોડાંનો દેખાએછે કારણ અતરેની સઘલી ઈમારતો મટોડાંથી બાંધેલીછે. હાલે તે ઈંગરેજ શરકારના હાથમાં આવવા પછે તેંમાં કેટલાંક જાહેર બાંધકાંમો પથર તથા ચુનાંના બાંધવામાં આવેઆંછે, બાકી અશલના સઘલાં જાહેર બાંધકાંમો જેવ, કીલો તથા મીર લોકોના મેહેલો એ શરવે મટોડાં તથા કાચી ઈંટથી બાંધેલાંછે. એ શેહેર એક ટેકડી જેવી ઉંચી જગા ઉપર બાંધેલુંછે તેમાં કીલો ઘણીજ ઉંચી જગોએ આવેલોછે અને જોકે તે ઘણો અશલી વખતનો બાંધેલોછે તોબી તેનું બાંધકાંમ સારી રીતે ટકી રહેઉંછે. એ શેહેરમાં ફુલેલી નાંમની એક નેહેર શીંધુ નદીમાંથી લાવવામાં આવેલીછે તે મીર લોકોના વખતની બાંધેલીછે, તથા તેઓની જમીન સારી હોવાથી એ નેહેરની આસપાસ બાગ બગીચાની સારી રચનાં દીઠામાં આવેછે. એ શેહેરની બનાવટમાં મુખ્ય ભરતકાંમછે; તે રેશંમ અથવા જરીનુ બનાતા ઈઆ મખમલ ઉપર ભરવામાં આવેછે; તેમાં ટોપી, બુટ, સપાટ, કોર, ટેબલ કલાથ, ગાદી, તકીઆ વીગરે ઘણીક જાતનો સાંમાંન વાંચનારી બાઈઓએ જોઓ તથા વાપરેઓ હશે. અતરે જોવા લાએક મુખઅંકરી મીર લોકોની કબરોછે તેને કુબા કેહેછે, એ કુબામાં ઘણી ઉંચી કારીગરી તથા બનાવટ વાપરવામાં આવીછે અને તેની અંદર આગલ થઈ ગએલા રાજવંઉથી મીરોની ઘોરોછે. એ ઘોરો શઉથી સરસ સંગેમરમર પથરની બનાવામાં આવીછે ત

થા તેને જોતાં તે જોનારને અચરતી પમાડે હેવી નકશીદા
ર' બાંધીછે. જો કે આખુ શેહેર મટોડાંનુ બનેલુછે તોબી આ
કુબા જે આસરે ૧ દજંનથી વધારેછે તેમાં સઉથી સરસ
ચુનો તથા પથર વાપરવામાં આવેઓછે તથા તે ઉપર તરે
વાર ભાંતનો રંગ આપેઓછે જેથી જાંણે આબો કુબો કો
ડીકાંમનો બનાવેલો હોએ હેવો દેખાએછે. હેનાં ગુંબજ
ની તારીફ ઘણુંક કારીગરો કરેછે. એ શેહેરની આબોહવા
માં ગરમી દાહાડા ગરમી ઘણી તથા થંડી દાહાડામાં થં
ડી ઘણી પહેછે અને વરસાદ જાજો પડતો નથી, પણ મે,
જુન અને જુલાઈ માસમાં શીંધુ નદીનુ પાંણી ઉપર ચહ
ડેછે તેથી જમીન શઘલી તરબોર થઈ જાએછે અને નદી ઉ
તરી ગઈ એટલે તેમાં વાવવાનું કાંમ થાએછે તેથી પાક
સારો થાએછે ને આબાંદાંની રેહેછે. એ શેહેરની મુખીઅ
પેદાશ આગલનાં વખતમાં શીંધુ નદીમાં પલાનાંમની મા
છલી પાકેછે તેમાંથી થતી હતી એ માછલી અતરેના ભી
ગનાં જેવી દેખાએછે પણ તેમાં સવાદ તથા ચીકાશ ઘણો
હોએછે તથા તે જથાબંધ પાકેછે તે ઉપર ૧ નાંધલો કર
રાખેઆથી વગર ખરચે મોટી પેદાશ થાએ હેમા નવા
ઈ શીછે.

---

## ખુંનનો બદલો મોહોત—બલવાખોર સજાએ પોંહોંતા.

ઈંગરેજ બાહાદુરની હીંદુસતાનપર હકુમતમાં ઇસવી
સન ૧૮૫૭ તવારીખના સફા ઉપર લોહીના અખશરે લ
ખાયુંછે. વાંચનારી બાંનુઓને ખબર હશે કે એ વરસમાં
આપણા દેશમાં એક ખુનખાર બલવો થયો હતો. બંગા
લાની મુસલમીન અને હીંદુ રીજમીટોને બંદુક સારૂં નવાં
કારતુસ આપયાં હતાં, પણ કેટલાએક શખશોએ જટ વા
ત બાહાર પાડી કે હલકાં જનાવરની ચરબી કારતુસમાં
આવી માટે ઈંગરેજ સરકાર શઘલાંને વટલાવી ફીરંગી ક
રવા માંગેછે. નાહાના સાહેબ અને તેનાજ વરગના બીજા
ઓ કાંઈક મુદતથી ઈંગરેજ સરકાર ઉપર નાખુશ હતા અ
ને એ બેદીલી આખાં ભરતખંડમાં પજરી હતી તેવામાં
કારતુસની ચીંગારી તક સર લાગી અને બલવાનો ભયંક
ર ભભુકો ચોમેર ફેલાઈ ગયો. જોકે કેટલાક ઈંગરેજી લખ
નારાઓએ બલવાની હકીકત આપતાં કાગનો વાઘ કરી બે
સાડયોછે, અને જાણીજોઈ ઈંગરેજોને કાલા લોકો સાથે વેર
વસાવયુંછે, તોપ પણ, એટલી વાત સીધછે કે આપણા દેશ
માં ઈંગરેજો પર ન લખાય એટલું ઘાટકીપણું ગુજરયુંછે.
દેશી શીપાઇઓએ ઈંગરેજના હાથ તલે કવાયદ લીધેલી અ
ને જાતે અપટ અને વગર ભણેલા તેથી તેમના જુસસા એ
ટલાતો હદથી બાહાર ઉશકેરાયા કે ઈંગરેજોની સાંમે એક
ભયંકર સતરૂ સામો થયો. બલવાખોરોએ ગુજારેલી જાસ
તીનું વરણન થઈ શકનાર નથી. મરદોના હાથ પગ બાં
ધી તેમના દેખતાં તેમની ઓરતો પર સેતમ ગુજારયોછે, અ
ને ઓરતોના દેખતાં તેમના મરદોને તરવારે જબે કીધાછે.
નાના ગુલાબ સરખાં ખીલતાં બાલકોને હવામાં ઉરાડી તેમ
ને ભાલાની અણીપર ઝીહીલીયાંછે, અને ઘરેઘરથી અને ખું
ણે ખુંણેથી ઈંગરેજો તથા તેમની પણ ઓરતો અને બચ્ચાં
ઓને ચુંટી ચુંટીને ઠાર કરયાંછે. બોટમાં મરદો અને
ઓરતોને બેસાડી અધવચ નદીએ તેમની ઉપર પીસટોલનો
મારો ચલાવયોછે, અને પાંણીમાં પછારા મારતાં લાચાર અ
ને લાઈલાજ ઈંગરેજોને જોઇ તેઓ મનથી હરખાયાછે.
પોતાના ભાઈબંદુઓ તથા તેમની ઓરતો અને બચ્ચાંઓ
કેવે ખરાબ મોહોતે ભરતખંડમાં મારયાં ગયાં એવી ખબ
ર ઈંગલંડ પોંચતાંજ તાંહાંના લોકોમાં ભારી શોહોર મ
ચી રહયો. હીંદુસતાનને આગના ભભુકામાં મેલી પાછા
ફરો, દેશીઓના લોહીથી આ જમીન તર કરો, દેશીઓને
તોપને મોહાડેથી ઉરાડી નાખો, એવા એવા વીચારો કેટ
લાક ઈંગરેજો મગજ ફેરવી આપવા લાવા. પણ બલવા
ખોરો તો જંગલી હતા તેથી ઈંગલંડે કાંઈ જંગલી રીતે
વેર લીધું નહીં. ઓરત અને બાલક ઉપર ઈંગરેજ શુરા
એ બંદુક નેમી નહીં. ગરગડાટ શુરા ઈંગરેજ સીપાઈઓ
પોતાના હમજાતીઓનું વેર લેવા નીકલી પડયા અને એ
વું તો વેર લઈ પોતાનું નામ બેસાડયુંછે કે બલવો થયાથી
ઈંગરેજનો હીંદુસતાનમાં પાયો ધસીયાને બદલે વધુ મક
મ થયોછે. બાઈઓ ઈશવર આગલ આપણે કેટલી પરા
રથના કરવી જોઈએ ? કે બલવાખોરો તારાજ થયા અને
માયાકુલ ઈંગરેજ સરકારનું પનોતું રાજ પાછું આપણે
માથે થયું ! શું બલવાખોરોના બચ્ચાં છોકરાંને મારી નાખ
વાનું ઈંગરેજમાં સામરથ ન હતું ? પણ ઈયાદ રાખવું કે
ઈંગરેજ કદી હીચકારી રમત રમતો નથી.

આ પાસેનું ચીતર ૧૮૫૭ નો બલવો દેખાડેછે. જે
મ સાંહેર કોઈ નજીવી ચીજને જીવ આપી આપણા મન
માં જોઈતા ખેયાલ ઉભા કરેછે તેમ ચીતારો પોતાની પી
છીથી કરેછે. દાબા હાથ ઉપર મસીદના એક ગુંબજનો
ભાગ તથા એક મીનારો નજરે પડેછે જે હીંદુસતાન દે
ખાડેછે. જે બંગાલાનો ખુંની અને હીચકારો વાઘ દે
ખાયછે તે બલવાખોરોછે જેણે ઓરતો અને છોકરાંઓને
જબે કીધાંછે જેઓની લાસ આગલ પડીછે. વાઘને મારના
ર ઓરત તે ' બરીતેનીઆ ' ઈયાને ઈંગલંડછે જેણે ખુ
નમાં આવી વાઘને ગરચીમાંથી પકડયોછે અને બીજે હા
થે તરવાર ભોકી દેવા ઉંચકીછે અને ગોયા જાણે મોહામાં
થી બોલેછે કે " ખુંનનો બદલો મોહોતજછે."

---

## નાની સુરીયબાઈ.

(મીસ ફરીઅરની વાતોમાંથી.)

આંક ૨ માં—આંક ૨ જો.

મેહેલના ચોકમાં એક તલાવ હતો જાંહાં રાજાના
માણસો અંગોલ કરવા આવતાં હતાં. સુરીયબાઈ તથા રા
જાની પેહેલી રાંણી એક દીવશે આ ચોકમાં ઉભાં હતાં
તેવામાં રાંણીએ કહયું જે " બેહેન તાહારાં ઘરેણાં કેવાં રૂપા
લાંછે ! એક પલ મહને પેહેરવા દે અને જોકે મહને કેહેવાં
બીરાજેય."



ખુનનો બદલો મોહોત—ખુનવાઆર સજાએ પોહોતો.

પેલી ઘરડી દાસી જે પાસે ઉભેલી હતી તેણીએ સુરીયબાઇના કાણમાં ફુક મારી કે "ખબરદાર. તાહારાં ઘરેણાં આપીશ નહી." સુરીયબાઈ બોલી કે "છાંણી બેસ ડોશી. તેહેમાં મહને શી હરખત થનારછે ?" એમ કહી તેણીએ રાંણીને ઘરેણા ઉતારી આપયાં પછી રાંણી બોલી કે "જોની વારૂં મહને એ ખોલેચ કે ? ચાલ બેહેન તલાવના નીતરાં પાંણીમાં જોઇએ કે આ ઘરેણાનો કેવો ઠાઠછે !"

ડોસીની આજુજી છતાં સુરીયબાઈ રાંણી સાથે તલાવ આગલ ગઈ. જેવા બેહુ જણા પોતપોતાનું મોહોડું જોવા લાગાં તેવોજ રાણીએ સુરીયબાઈને એક આંચકો મારયો અને તે તરત ડુબી ગઈ અને જે જગોએ તે ડુબી તે જગોએ એક સુંનેરી સુરજનુ ફુલ ઉગી નીકલયું.

રાજાએ થોડોવાર પછી સુરીયબાઈની તલાસ કરાવી પણ તે કેથેથી જડી નહી. રાજાએ રાણીને ખુબ દમ આપી પુછયું પણ રાણીએ પેલી ગરીબ ઘરડી દાસી ઉપર ઘોરવયું કે કદાચ તેણીએ તેનો નીકાલ કીધો હોશે. એ ઉપરથી રાજાએ દાસીને કેદખાને નાખી.

જાંહાં જાય તાંહાં રાજાની નજરે સુરીયબાઇનો ચેહેરો સામો આવે; જાંહાં શાંભલે તાંહાં તેણીનોજ અવાજ સંભલાય, ઘણુંખી રાજા વીસરવા માંગે પણ દીલથી ગમ છુટે નહી. રાજાએ ખાવા પીવાનુ તમામ છોડયું અને લોકો કેહેવા લાગાં કે એ ગમમાંનો ગમમાં મરી જશે.

એક દાહાડે તલાવપર. નેઘાહ કરતાં રાજાની નજરે એક અતી શોભાયમન સુંનેરી ફુલ પડયું જે પોતાનું માથું નાખી નમસકાર કરવા લાગું. રાજાએ તેના પાદડાંઓને સુંમીઓ લીધી અને ઈયાદ કીધી કે માહારી સુરીયબાઇ પણ એવી નાજુક અને ખુબશુરત હતી. નીતય રોજ રાજા ફુલને જોય. રાણીએ સાંભલતાંજ નોકરોને હુકમ કીધો કે પેલાં ફુલને જડ મેખથી ખોડી કાહાડી જંગલમાં લઈ જઈ બાલી ભશમ કરવું. બીજે દીવસે તે ફુલને ન જોવાથી રાજા ઘણોજ દીલગીર થયો પણ કોણે એ દુશટ કરમ કીધું તેનો પટો મલયો નહી.

પછી જે જંગલમાં પેલાં ફુલની ખાખ પડી હતી તે જગાએ એક નાનું આંબાનું ઝાડ ઉગી નીકલીયું. તે એવુંતો સીધું હતું અને એટલુંતો જલદી વધતું હતું કે ગામમાં તારીફ થવા લાગી. પછી તેની સઉથી ઉંચેની ડાહાલી ઉપર એક મોહોર ફુટી. પછી તે મોહોર ફાટી અને આસતે આસતે એવુતો એક નામીચું ફલ થવા લાગું કે ગામના લોકો જોવા ખાતર ભેગાં થતાં.

કોઇએ પણ તે કેરી તોડવાની હીંમત કીધી નહી કારણ તે રાજાને માટેજ રાખવી હતી. એક દાહાડે સુરીયબાઈની મા પેલી ગવલન દુધ વેચી ખાલી તાંમરે આવતી હતી. ઘણીજ થાકી જવાથી તે પેલાં આંબાના ઝાડ તલે સુતી અને ઉંઘાઈ ગઈ. થોડેક વારે તેણીના તાંમરામાં પેલી તલેસમતી કેરી પડી. જાહારે ગવલન ઉઠી અને જોયું કે શું બીના બની તાહારે તે ઘણીજ બીધી અને મનમાં વીચારવા લાગી કે આ તલેસમતી ફલ જે લોકો રાજાને ખાતરજ વગર તોડવે જોયા કરતાં હતાં તે માહારી પાસે જોઇને લોકો મહને ચોરમાં ઠેરવશે અને નાહેકની તુરંગ આપશે. પણ એ ફલ પોતાની મેલે માહારા તાંમરામાં આવી પડયુંચ વાસતે શા સારૂં પાછું હીયાં મેલું. બેહેતર કે જલદી ઘર લઇ જઈ માહરાં છોકરાંને વેહેંચી આપું.

ગવલને ધાકી ધું'કી કેરી ઘર શુધી પસાર કીધી. ૬ ખુણામાં તે તાંમરાને હથેલાવી મેલયો અને તેની ઉપર દસબાર તાંમરાની ચોર ચહડાવો. પછી અંધારૂં થયા બાદ તેણીએ પોતાના વર તથા વડા છોકરાને (કારણ તેણીને પેટે છ સાત છોકરાં હતાં) બોલાવીને કહયું જે વારૂં કોઇ કેહેશો આપણાં આજ કેહેવાં નશીબ જાગયાંછે.

પછી ગવલને શઘલી વાત કહી અને ભરતારને કહયું કે બધાં છોકરાંને બોલાવો અને વડા છોકરાને હુકમ કીધો કે તાંમરામાંથી કેરી કાહાડ.

દીકરો બોલયો કે "મા તહમે મશકેરી કરતાં હશો." માં બોલી કે "નહી રે બેટા એક કલાક આગલ મેં એ તાંમરામાં કેરી સાંતી."

દીકરો બોલયો કે "તાહારેતો આવીને જુવો હીયાંતો કાંઇ બીજુંજછે."

ગવલન જુવેછે તો કેરીને બદલે તાંમરામાં એક નાની છોકરી સુંનેરી પોશાક પેહેડી બેઠીછે અને તેનુ માથું હીરા મુંઆફેક ઝલકેછે.

ગવલન બોલી કે આ આતો કાંઇ કઉતકછે. જનમમાં એવુંતો કોઇ દીને સાંભલયું નથી ! પણ જાહારે એમજછે તાહારે હું એની માહારાં પોતીકાં ફરજંદ માફક સંભાલ લઈશ.

દહાડે દહાડે તે છોકરી મોટી થતી ગઈ અને પછી તે બઈરીની અવસથાએ પોંચી. તે ઘણીજ નાજુક અને મનમોહન હતી પણ ઘણીજ ચુપકીદી અને ગમખાર હતી. તે કેહેતી કે માહારૂં નામ સુરીયબાઈછે.

એક દહાડે સુરીયબાઈ કુવાંમાથી પાણી કાહાડતી હતી તેવામાં રાજાનું તાંહાંથી જવું થયું. રાજાએ જોતાંજ તે બોલયો કે "હા માહારી ઓરત એજછે." એમ કહી તેની પુઠે પોતાનો ઘોડો ફેંકયો. સુરીયબાઈ બીહીને દોડતી આવી ઝુપડીમાં ભરાઈ ગઈ અને રાજા જઈને જોયચ તો બારણામાં ગવલન વગેરે કોઇ ઉભું નથી.

રાજાએ ગવલનને કહયું કે "ડોસી મહને આપી દે તાહરો તે ઉપર હક નથી, તે માહારીછે તે માહારીછે !"

ડોસી બોલી કે "તહમે કોણ દેવાના છો ? તહમે શું બકોચ તેની મહને ખબર પડતી નથી."

રાજા ફરી બોલયો કે "બુઢી માહારી આંખ વીચાવવાની તજવીર કરીશ નહી. માહારી ઓરત તાહારાં બારનામાં પેઠી અને તેને હું શોધુંછું."

ગવલન બોલી કે "તહમારી ઓરત ? તહમારી ઓરત ? શું માહારી છોકરી જે કુવા પરથી પાણી લઈ આવી તે ? તહમારા મેહેલના તહમે રાજા; પણ માહારે ઘરનો રાજા હું છું. શું તહમારે કહીયે માહારી છોકરી તહમને આપી દેશ ? ચાલીયા જાયો નહીતો તહમારી દહાડીના બાલેબાલ પીખી નાખસ." એમ કહી તેણીએ એક મોહોટી લાકડી ધરી રાજા ઉપર હુમલો કરયો અને પોતાના ભરતાર તથા છોકરાંઓને બુમ મારી મદદે તેડયાં.

રાજા સવારોને મુંકી આવેલો અને જોયું કે વખતસર તેની નજરની ભુલ હોય તેથી પાછો ઘોડો મારી મેહેલ તરફ ફરયો.

તે લાગલો સુરીયબાઇની બુઢી દાસીના બંદીખાનામાં ગયો. રાજાની ખાતરી થઇ કે દાસી બીનતકસીરવારછે અને ઘણુ કરી બધું રાણીનુંજ પાપછે. રાજાએ દાસીને છુટી કીધી અને ગવલનના ઘરનો ગર લાવવાને હુકમ કીધો.

દાસીએ ગવલન પાસથી દુધ વેચાતું લીધું અને પછી વાતચીત કરવા માંડી.

ગવલને પછો દાસી સાથે ખુબ દોસતી ગાંડી.

દાસીએ પોતાપર વીતેલી બધી વાત કહી અને ગવલને ફેરીનો ભરમ ખુલપો. પછી ગવલને સુરીયબાઇને પોતાની હજુર તેડી અને દાસીનું દીલ જોતાંજ અંદરથી ખુશીથી ધપકવા લાગું. પણ તેણીએ ચુપકીદીજ પકડી કારણ તે જાણતી હતી કે સુરીયબાઇ તો ડુબી મુઇછે.

ગવલને સુરીયબાઇને કહયું કે "બેટી તેં હમારી સાથે ઘણા દીવસ ગુજારયાછે પણ આજ શુધી તાહારી હકીકત મેં માંગી નથી કે રખે તુંહને ખેદ થાય. પણ જો તુંહને ફરૂસત લાગતું હોયતો કેહેકે હું શાંભલું."

સુરીયબાઇ બોલી કે "મા તહમે ખરૂં બોલોછે. માહારી તવારીખ વીપતની ભરેલીછે. માહારી ખરી માં તહમારા સરખી એક ગરીબ ગવલન હતી અને એક દહાડે જાહારે હું દુધમલ બાલક હતું તાહારે મહને સાથે લઇ બજારમાં દુધ વેચવા ચાલી. થાકી જવાથી એક ઝાડના છાંયા તલે તે બેઠી પણ તરત એક મોટું ગરૂડપખશી પોતાની ચાંચમાં મહને પકડી ઉડી ચાલયું. પણ જે મા અને બાપે મહને લાડ લડાવપો તે બે ગરૂડપકશી હતાં."

તરતજ ગવલનને માલમ પડયું કે ઘણે વરસે તેની ખોબાયલી છોકરી હાથ લાગીછે.

પછી ગવલનના ઘરમાં ખુશાલીની રચના મચી રહી.

પછી સુરીયબાઇએ પોતાની અનીથી તે પની શુધી શઘલી હકીકત કહી જે શાંભલી પેલી બુઢી દાસી તેના પગને મુંમાં લઇ બોલી કે "અરે માહારાં વાહાલાં સેઠાણી આખરે તહમારો મેલાપ થયોછે." હરખમાંને હરખમાં દાસી મેહેલ તરફ રાજાને વધામણી કેહેવા દોડી.

પછી સુરીયબાઇને ભાઇઓ તથા બેહેનો પુછવા લાગાં કે "બેહેન તાહારે તું રાજાને કેહેતી કાં નથી કે તું તેહેની રાણીછે?"

સુરીયબાઇ બોલી કે "કોણ જાણે? વડી રાણીએ રાજાના કાન ભરયા હોયતો તે મહને ઠાર કરે. માટે દેહેસત ભરેલા મેહેલમાં રહમા કરતાં વગર ચીંતાની આ જુહુપડી ભલી."

ગવલન બોલી કે "અરે હું કેહેવી મુરખણું કે એક દાહાડે રાજા તુંહને શોધતો હીયાં આવયો પણ મેં અને તાહારા બાપે તેને નહસાડી મેલપો કારણ મહને શું ખબર કે તું તેહેની રાણી હશે?"

એવામાં રાજા મારતે ઘોડે આવી લાગો. રાજા અને રાણી બેહુ પાછાં ભેટયાં અને એકેક કરતાં એકેકનો હરખ સમાય નહી.

પછી રાજા ગવલન તરફ ફરીને બોલપો કે "ડોસી તું માહારી આગલ અસતંપ બોલી કે માહારી રાણી તાહારા ઘરમાં નથી." ગવલન બોલી કે "હા ખુદાવંદ પણ એ માહારી પોતાની છોકરી થાય." પછી રાજાને શઘલો હેવાલ માલમ પડયો.

પછી રાજાએ ગવલી તથા ગવલનને ગામડાં જાગીરમાં આપયાં અને દાસીને પણ પઇસે ટકે સુખી કીધી.

રાજાએ પેહેલી રાણીને જનમ કેદખાનું આપયું અને સુરીયબાઇએ પોતાના ભરતાર સાથે જીંદગી તુલીક ખુશીના દાહાડા પુરા કીધા. પછી સુરીયબાઇની ઇયાદગારીમાં રાજાએ મેહેલની આસપાસ સુરંજના ફુલોની હાર ઉગાડી અને આંબાઓનો માંડવ લગાવપો.

―∞∞―

## સાધારણ જ્ઞાન.

### જાણવા જોગ ચીજો.

એક ચીજને બીજી સાથે જોડવા અથવા વલગાવાને માટે જે ચીજો આપણે કાંમે લગાડીએ છીયે તે તરેહવાર હોયછે. એવી ચીજોને સનેહી બોલ લાગુ પાડીએતો તે ચાલી શકે; કેમકે હરએક બે છુટી અથવા ભાગેલી ચીજો જોડાય એટલે તેવો વચે સનેહ અથવા દોસતી થઇ એમ કેહેવાઇ શકાયછે. તેથી સનેહી બોલ આ બાબદમાં બધી જગાયે વાપરવામાં આવશે તાંહાં તેને જોડનાર સમજવો.

એ સનેહી ચીજો ઘણુ કરીને નરમ અથવા ખીર જેવી હોયછે. લોહોડાની નલીનાં સાંધા અને બાફના સાંચાના ચકરની ઉપર નીકલી આવેલી કીનારી અથવા ધાર સાંધવાને માટે ઘંધક, "મીઉરીએટ આવ એમોનીઆ" તથા લોહોડાંની બારીક કરચોના મેળવણી વાપરેછે. કાચની બારીને કાચ બેસાડવાને માટે લાંમી વાપરેછે તે ચાકનો ભુકો તથા અળસીના તેલની મેળવણીછે. ગરમી લગાડી સુકો કીધેલો "પલાસટર આવ પારીસ" ને પાંણીમાં અથવા રાવ અને મીણમાં મેલવી સંગેમરમરના અને એવાજ બીજા પથરોની જીનસો સાંધવામાં વાપરેછે. કોતવા તથા ઉતારવાના ચરક વાપરનારાઓ જે ચીજ સંઘાડા ઉપર કાંતવા મુકેછે તેને થંબ અને સથીર રાખવાને માટે ઇંટની ભુકી અને રાવ અથવા તારની મેળવણી કરી વાપરેછે. તેલ નાંખેલો સાધારણ સફેતાનો રંગ ચીનાઇ કોરી તથા કાચકાંમ જોડવામાં વાપરવામાં આવેછે. "પુરૂફ ઇસપરીટ" અથવા પાંણીમાં પગલાવેલો "માસટીક" અથવા "શેલાક" નામની ચીજો અથવા "આઇસીંગલાસ" પણ એવાંજ કાંમમાં વાપરવામાં આવેછે. ચોપડી બાંધનાર અને ભીંટને કાગજો લગાડનાર આટાની લાહી પોતાના કાંમમાં લેછે. પરબીડાં ઉપર લગાડવાનાં તરેહવાર રંગના બારીક "વેફર," ઘંઉનો આટો, આઇસીંગલાસ, ખમીર, અને ઇંડાની સફેદીની મેળવણીથી બનાવેછે. એ મેળવણીને પતરાંની ઉપર પતલી પાંથરેછે અને સુકાયા પછે તેને "વેફર" ના આકારમાં હથીઆર વટે કાપી કાહાડેછે. સીલ કરવાની લાખ; "શેલાક" અને રાવની બનેછે અને તેને હીંગલાથી રંગ આપેછે. સરસ એ લાકડકાંમ અને બીજી સુરાખદાર વસતુઓ જોડવામાં કાંમ આવેછે.

બાંધકાંમમાં જે સનેહી ચીજો વપરાયછે તે ઘણું કરીને ચુનો અને રેતીની મેળવણીછે. ચુનાનો પથર, સંગેમરમર, ચાક, અને સીપ અથવા કોટલાં, " જેમાં કારબા

નીક આસીડ" ની સાથે ચુનો ભેલાએલો રેહેછે તેને બાવીને કળી ચુનો મેળવેછે. એ કળી ચુનાને પાંણીથી ભીનવેછે તેથી તે ઉભાઇને ફાટેછે. - જો બાંધકામના કાંમમાં લેવો હોયતો તુરત તેને રેતી સાથે ભેલેછે નહીતર હવામાંથી ફરીથી તે "કારબાનીક આસીડ" ચુસી લે. એ પરમાંણે બનેલો સનેહી પદારથ બાધકાંમને ખુબ મજબુત કરેછે અને લાંબી મુદત સુધી તે સનેહ જવાબ આપેછે.

એ વગેરે બીજી ઘણીએક જાતની સનેહી ચીજોછે જે કોઈ બીજી જોગવાઈએ વાંચતારની સાંમે ધરીશું.



## પોતાની માતાની ઘોર આગલ એક પાપી બેટાનો પસતાવો.

ઈંગલંડની અંદરના એક ગામડાંની કબરસથાનમાં એક ઈંગરેજ ફરતો હતો તેવામાં તેની નજર એક જુવાન પુરૂશ ઉપર પડી જે એક હાથ એક પથરના કટકા ઉપર મુકી અને બીજો આકાશ તરફ ધરી જારબેજાર રડતો હતો. આવી આ પુરૂશની હાલંત જોઈ તે ઈંગરેજ ઘરસથે તેને દીલાસો દીધો જે ઉપરથી તે જુવાન પુરૂશ નીચે મુજબ બોલયો. "એ સાહેબ કોઇ દીવસે પસચાતાપનો ચટકો તહમે ખમયો છે ? તહમે જાણોચ કે બદ કાંમની જીંદગી ગુજારી આંખ ચોલી જોવું કે હવે વખત વહી ગયોછે તે કેવું લાગેછે ? એવીજ માહારી હાલત છે અને માહારા સરખા જો રેમંદ માણુસને ઓરત મીસાલે રડતો જુવોછો તેનું પણ કારણ તેજછે.

"આ જે પથરછે તેની તલે માહારી મરનાર મા જાવેદાંનની નાંદમાં પડીછે. મારી મા સરખી મા થોડાંજ ફરજંદોની મા હશે. ફરેસતા સરખું તેનું રૂપ હતું; અને જાહારે હું નાનો છોકરો હતો અને માહારી માની મીઠાસ અને હેત ભરી આખો માહારી ઉપર વલતી હતી તે આંખોનો ખેપાલ વારેઘડીયે માહારા સવપનામાં આવેછે. માહારો બાપ મહને મુકી મરી ગયો હતો અને હું તેણીનો એકજપુરો છોકરો હતો. અરે ! કેવી તે મહને ચાહાતી હતી ! તેણીનો સઘલો ખેપાલ, તેણીનો સઘલો જીવ માહારામાંજ ભરયો હતો. કંગાલીઅત તે વખતે હમારે તપાંહ વસતી હતી તેથી કોઈ વખતે તે પોતાની ભુખ મારતી હતી કે રખે મારા ખોરાકમાંથી એક નવાલો કમતર થાય. જારે ઉનના કપડાં પેહેડી સોદાગર મુઆફેક હું બાહાર રમતો અને કુડતો તાહારે માહારી હેતવંતી મા કકડતા શીયાલામાં આંગ ઉપર એક ફાટું ચીંઠડું ઘાલી ઠઠનતી હતી. પણ હું મોટો થતો ગયો તેમ ના ફરમાની કરતો ગયો. આલસે માહારામાં ઘર કીધું અને જાહારે મેં નીશાલ છોડી દીધી તારે મારા મગજમાં ધુંન આવી 'કે માની આગ્રા પાલવીતો બાપલાનું કાંમ છે.' તે જરા લગામ નાખતીતો હું રાતો પીલો થઈ જતો અને માહારી શઘલી મોંજ મજાહમાં માહારી માને ફતરો સમજતો હતો, કારણ છાકટા અને આલસુ દોસતો સાથે મેં મોહોબત પાડી હતી" હીંયાં તે છોકરો પાછો ડુસક ડુસક રડવા લાગો. પણ થોડોવાર રહી પાછો બોલયો કે "એક દાહાડે હું એટલોતો આજારી પડયો કે ઘોરની પાલ ઉપર આવી સુતો હતો. માહારી માએ માહારી અતીઘણી ખીદમત કીધી જેની ઈયાદદાસત કદી માહારાં દીલમાંથી ભુસરાઈ જનાર નથી. હજુર તેણીનો થંડો પણ નરમ હાથ ગોયા માહારી ઉપર ફરતો લાગેછે જે હાથમાં વઈદોના શઘલાં વસાણા કરતાં વધારે ગુણ હતો. એ વખતે માહારૂં દીલ પગલી ગયું હતું; અને માહારી માને મેં સારી ચાલ ચલાવવાને ખુબ વચનો દીધાં હતાં. આંખમાં આંસુ લાવી મેં તેની માફી ચાહી અને તેના મોહોડાંપર પાછું પાંણી આવવા લાગું અને હું સાંભલતો હતો કે મહને સુખાકારી થતી ગઈ તેમ તે ઈશવરના ઉપકાર માનતી હતી. પણ અફસોસ ! એતો માતર મોહોતથી બીધેલાનાજ ફાંફાં હતાં ! પાછું માહારામાં કઉવત આવતાં આગલોજ રસતો મેં ફરી ધરયો. છાકટા દોસતો સાથ પાછો પીઠાઓની મુલાકાત લેવા લાગો. માહારી માને લાગેલા ગમનું બયાન કોઈ શબદોથી થઈ શકનાર નથી, હું ધારૂંચ કે માહારી ખરાબ ચાલથીજ તેણીનું દીલ ફાટી ગયું તેણીના ગાલમાંથી રતાસ ગુંમ થઈ ગયો, રડતાં તેણીની પરીતવંતી આંખનું તેજ ઝાંખ મારયું, અને તેણીના સુંદર બાલ ઉપર રૂપેરી દોર ચહડયો. માહારા પારપડોસીઓ માહારી માની ડુબતી હાલત વીશે બોલે પણ તેમને હું ગુસાથી કેહેતો કે ઠાલી સીપલાસ ન કરો.

"એક દાહાડે રાતે હું પીધેલ થઈ ઘરમાં આવયો અને બીજે દાહાડે રાતે હું પાછો બાહાર જતો હતો એવામાં માહારી માએ મહને વીનંતી કરી કે 'આજ રાત માહારી સાથે રેહે. જો બેટા તાહારે સારૂં ભડીમાં મેં કાંઇ મેલયું છે તે તુંને પસંદ પડશે માટે આજની રાત માહારે ખાતર માહારી આગલ બેસ" એમ માહારી ફરેસતા ખસલતની મા બોલી. પણ તે રાતે માહારા છાકટા સોબતીઓ સાથ હું પીઠે પીઠે ફરનારો તેથી મેં ટચકો કરી તેણીને કોહુ દીધું નહી. અંતે તેની આંખમાંથી પાંણીની સેર છુટવા લાગી અને તેના મધુર અવાજે તે બોલી કે,

'બેટા આ દુનીયામાં હું વધારે વખત કાહાડું એમ મહને લાગતું નથી અને કદાચ આ તુંને માહારી છેલલી અરજ હોય'

"અરે શરાબ, દોજખી તાહારો દોર ! તાહારી બેડીમાં માહારા હાથ થોકાયલા તે કાંહાંથી જઈ માહારી હેતવંતી માને ગલે લાગું, કાંહાંથી જઈ તેણીના પગસે માહારૂં માથું મેલવું ! હું બાહાર નીકલુંછું તેવામાં માહારી મા બારણાની વચે ઉભી અને પોતાનો નરમાસ ભરયો હાથ મુજપર મેલી બોલી કે 'બેટા, નહી, તું આજે ઠોભ !'

"ગુસસામાં આવી એક જોસથી ધકેલો મારી હું બાહાર નીકલી પડયો અને એકવાર પાછું પણ તેણીની તરફ જોયું નહી.

"માહારૂં હઈયું એટલું સુંન મારી ગયું હતું કે મારી હીનપસતી ભરેલી ચાલનો મહને જરા પણ વસવસો થયો નહી અને માહારા નીશાંબાજ સોબતીઓના હસવામાં અને દારૂની કેફમાં માહોરી ગરીબ માની ઈયાદદાસત ખોવાઇ ગઈ. એવામાં એક માહારી માના પડોસીએ આવી મહને ગોયા જાગરૂત કીધો અને મહંને વીનંતી કીધી કે માહારી માને જીવતી જોવી હોયતો ઘર ચાલવું. એ પછી શું થયું

તેની મહને ભાન નથી માહારી નાડી ગોયા ધપકતી બંધ થઈ ગઈ હતી. જાહારે હું પાછો હુશીયાર થયો તીયારે હમારા પાદરીની સાથે માહારી મરતી માના ઓરડામાં હું ગયો. નહી બોલાય એટલી દીલગીરીથી હું તેણીની ઉપર વાંકો વલયો અને દર પલે તેણીના મોહોતનો પેગામ આવયો એમ ડરતો હતો. મેં તેણીને બોલાવી, તેણીની માફી ચાહી, તેણીને માટે ભકતીમાં માહારો તમામ જીવ રેડયો——પણ વખત વહી ગયો હતો. ફરીથી તેણીનો દુનયામાં સાધ સાંભલવાની મહને સરજત નહી ! જેઓ તેણીના બીછાણા આગલ હતા તેઓએ તેણીમાં એકાએક ફેરફાર જોયો; તેણીએ દીલગીર પણ હેત ભરી આંખો ઉંઘાડી માહારામાં જડી અને તે દેખાવ મરીશ તાંહાં લગી ભુલનાર નથી. બીજીજ પલે તે જમને તાબે થઇ, તેણીની આંખો વીચાઈ અને આ દુનીયાંના દુખ અને દુનીયાંના સુખમાંથી ચાલતી થઈ.

"એ બનાવ પછીની મહને પુરતી ઈયાદદાસતો નથી. મહને ખબર પડી કે માહારી મા મરણ પામી અને મેંજ તેણીનો જાન લીધો ! માહારી નાફરમાની ભરેલી ચાલથી તેના દુખનું મેં મંડાંન કીધું, અને ગુસાથી જે મેં તેણીને ધક્કો મારયો હતો તે ધકાથી મેં તેણીના દુખનો અંત પણ આણુયો. ઘણા દાહાડા શુધી હું આ અને આવતી દુનીયાં વચે ડોલતો રહુયો. માહારી માની ઘોર ઉપર મેં કસમ લીધા કે ફરી શરાબનું નામ લેવું નહી, જે શરાબથી આજ હું આવી ફેજે પોતો છું અને જે શરાબથી આ દુનીયાં અકારી કરી જમને તેડુંછું કે માહારાં હઈયાંના દંખમાંથી વેગલો થાઉં. માહારી માની તસવીર માહારા બીછાણાના તકીયા આગલ મેલીછે અને કંજુસ પોતાનું સુંનું નહી તપાસે તેટલી જતનથી તેણીને હાથના ચીથરાંના કટકા વટીક મેં સંગરી રાખયાછે. જે માન તેણીના જીવતા જીવત આપવું જોઈતું હતું તે માન તેની નેક ઈયાદને આપુંછું. જે જગામાં તે મરી ગઈ તે જગામાંથી નીકલી હું ઘણા વરસ બાહાર ભટકયો છું. પણ આ મુલાકાત પાછી માહારી નાનપણની જીંદગી નજર ધરેછે. અને જો કે હમણા એક નેક ઓરત અને ગુલાબ સરખાં બાલકોથી માહારૂં ઘર ઘણું મોઠુંછે તોબી માહારી માના મોતનો દાઘ માહારાજ મોહોતથી ફીટશે. માહારી હાલત ઘણી સારીછે, પણ માહારી માને એક કલાકજ આ દુનીયાંમાં જીવતી જોવા માહારી શઘલી અશકેઆમત આપવા હું તઈયાર છું. માહારી કરણી તરફ જોતાં ઈશવરની માહારી ઉપર અપાર રેહેમ છે ! અરે ! એ ભલા ઘરસથ તહમે કોણ છો તેની મહને ખબર નથી; પણ જો જુવાનીઆઓ તહમારો બોધ માનતા હોયતો માહારી વાત તેમને કેહેજો. દુનીયાનો સાગરજ પાર કરવા માગતા હોવો, જો મનની અને દીલની શાંનતી ભોગવવા માગતા હોવો તો, અરે સેઠ કેહેજો જુવાનીઆઓને કે શરાબથી અને બદ સોહોબતીઓથી દુર રેહેજો અને ઈશવરની સરવેથી પવીતર બખશેશ તે જે પોતાની માતા ! તેને આદરમાન આપવાને હરદમ સાવધ રેહેજો. ઘણી ચીજો ઈશવર એ વખત આપેછે પણ માતા—હેતભરી માતા કદી કદી આપતો નથી."

## માહરૂં રેહેવાનું ઘર.

આપણા સરીરનું એક હાડકું લેઈએ અને તપાસી જોઈએ કે તે સાનું બનાવેલુંછે. તેને અગનીમાં નાખો અને તમોને માલમ પડશે કે તે કાલું થઇ ગયુંછે, કેમકે તેની ઉપરનું પતલી ચામડીનું પર બલીને કોએલો થઈ જાયછે. એ હાડકાંની ખાંચોમાં જે તેલ રેહેછે તે એ વખતે બાહેર ઉભાઈ આવી તદન બલી જાયછે; અને હાડકું પાછું સફેદ માલમ પડેછે અને તાર પછે તમે ગમે એટલો વખત તેને અગની લગાડો તોયે તે જેમનું તેમ રેહેવાનું. હવે એ હાડકાંને જોખીઉં હોયતો તેના અસલ વજન કરતાં અરધો અરધ કંમ માલમ પડશે, અને તેના ચીવટપણાના જે સાંધણો તે બલી ગયલા તેથી તેને ભાંજવા માંગીશુંતો હવે શેહેજમાં કટકા કરી શકીશું.

હાડકાંની સપાતી ઉપર નાની નાની ઘણીએક ફાટ તથા ચીર હોયછે તેમાં હાડકાંને જાલવનારી ચીજ રેહેછે અને તેના અંદરના ખાડામાં ગુર રેહેછે જે હાડકાંને તેલ પુરૂં પાડેછે. આ બલી રહેલાં હાડકાંને જો રસાયન શાશતરીને તપાસવા આપીઉં હોયતો લેવો કેહેશે કે તેમાં મુખીઅ કરીને હવે "ફાસફેટ આવ લાઈમ" અને "કારબોનેટ" કરીને રહેલીછે. એ બે ચીજો "ફાસફરસ," કોયલો, ચુનો, અને "આકસીજન" હવાથી બનેલાંછે.

હવે એક બીજું હાડકું લેઈ તેની જુદી રીતે તપાસ કરીએ;—તેને "મીઉરીઆટીક આસીડ" માં થોડું પાંણી નાખી બોરીએતો તેનામાં વલી એવી ખુબીછે કે જે આપણે ઉપર જોયું કે આતસથી બલતું નથી તે સઘલું આ આસીદમાં પગલી જવાનું અને જે આતસથી બલી ગયલું તે આ આસીદમાં જેમનું તેમ રેહેછે. એથી જારે હાડકાંમાંનો "ફાસફેટ આવ લાઈમ" અને "કારબોનેટ" નીકલી જાયછે તારે તેજ કદનું નરમ અને મરડાઈ સકાય એવી ચીજનું હાડકું બાકી રેહી જાયછે. એ ચીજ "જીલાટીન" અને "આલબુમેન" (ઈંડાની સફેતી) ની બનેલીછે.

એ ઉપરથી માલમ પડેછે કે હાડકાંમાં બે જુદી જુદી જાતના ભાગોની મેલવણી કીધીછે. શું ફકત એકથી કાંમ નહી ચાલતે ? લોહોડાંના જેવી સકત ચીજનું બનાવીયું હતેતો તે ચાલતે કે નહી ? નહીજ ચાલે:—કેમકે આપણને મજબુતી સાથે ચીવટપણાની જરૂરીઆતછે અને તે આ બંધો સાધણોના મેલાપ વગર બની શકે નહી. હવે દુનીઆંની અગનીત ચીજોમાંથી આ બે વસતુને કોણે કાંમે લગાડી અને તેની ખુબી જાંણી ? તે ખુદરતનો મોહોટો શાહેબ, તે મોહોટો રસાયની, તે મોહોટો કારીગરી જેની કારીગરીના બેહદ દાખલા નીત રોજ આપણી નજરે પડેછે તે વગર બીજું કોણ બનાવી શકે !

શું તમે ઘાંસનાં એક તનખાંમાં કાંઇ અચરત થવા અને વખાણવા લાયક જોયુંછે ? એક ધણીને ખુદાની હસતી નાકબુલ રાખવાના વાંકને બાંહાંને કેદ નાંખવામાં આવીઓ હતો અને જારે તેને બંદીખાંનામાંથી તેની તપાસ કરવાને બાહેર લાવીઆમાં આઓ તારે તેનાં ડગલાની ઉપર એક ઘાંસનુ તનખું વલગેલું હતું તે ઉપાડી બોલીઓ કે "શાહેબો જો આ દુનીઆમાં ખુદાની હસતી કબુલ રા

ખવા શીખાડવાને માટે બીજું કાંઈજ નહી હોયતો આ ઘાંસનું તનખું બસછે." ઘાંસ અંદરથી પોકલ હોવાને લીધે વધારે મજબુતી અને કુવત ધરાવેછે અને એજ કારણસર પખશીનાં પીછ તથા કુવીલ પણ મજબુત ગણાયછે. મોહોટા મોહોટા અને નાંમીચા ઇજનેરોએ લોહોડાંનાં થાંભાને વધારે મજબુત કરવાને માટે તેને સંગીન અથવા પોકલ રાખવા એ વીચે ભારે તજવીજ અને જુસતેજો કીધીછે અને ઘાંસનાં તનખાં જેવી ચીજને નજીવી ગણી પોતાની સોહોધ દુનીઆને બીજે છેડે સુધી જઈ કરી આવીઆછે. પણ બ્રાએનદે આએજ ખુદરતનાં નમુનાંને પસંદ કરવાની તેવોને ફરજ થઈ પડીછે અને તે પાયા ઉપર હાલ થાંભો બનાવેછે. હવે એજ ઉપરથી આપણે કહી શકશું કે આપણાં હાડકાં પોકલ હોવાથી તે કેટલા અગનીત ફાયદા ધરાવેછે.

---

# ઓરત કેવી જોઈએ.

### તે ઉપર શેખસાદીનાં "એલમના બાગમાં," આપેલા વીચાર.

ખુબશુરત, તથા ફરમાંબરદાર, અને પરહેજગાર ઓરત, દરવેશ મરદને પાદશાહા કરેચ (ઈઆને ઊપર કહા તે તરણ શેફતવાલી ઓરતનો ખાવંદ અગરં મોફલેશ હોએ તોબી તે ઓરતને લીધે તે શરવેથી ખુશહાલ હોએ) જો તાહારી બગલમો પોતાની ઓઆફેકની ઓરત હોએતો, જા તું પાંચ વખતની નોબત પોતાનાં દરવાજા ઊપર ઠોક. (ઈઆને જેમ પાદશાહોનાં દરવાજાં ઊપર હમેશ પાંહાંચો વખત ખુશીની નોબત વાગેચ, તેમ તુંબી હેવી નેક ઓરત મલેઆથી ખુશી થા.) જે કોઈનુ કે ઘર આબાદ અને પોતાની ઓરત દોશતદાર હોએતો ( જાંણ કે) ખોદાતાલાની મેહરબાંનગીની નજર તેહની ઊપરછે. જેહની કે ઓરત ખુબશુરત તથા પરદેદાર અથવા પરહેજગાર હોએતો તેહનાં દીદારથી તેહનો ખાવંદ બેહશતમોછે. (ઈઆને હેવી ઓરતથી તેહનાં ખાવંદને દોશતી તથા આરાંમ તથા દોલત હાંશેલછે) જે શખશની શાથે પોતાની ઓરત એક દેલછે તે શખશ જેહાંનમોથી પોતાનાં દેલની મોરાદે પોંહાંચેઓ. અગર, ઓરત પરહેજગાર તથા ખુશ બોલનારી હોએતો તેહની ખુબશુરતી અથવા બદશુરતી ઊપર તું નેગાહ નો કર (ઈઆને ખુબશુરત તથા બદશુરત ઓરત જોવાની કંઈ જરૂર નથી, પરહેજગાર તથા ખાવંદ શાથે દોશતીની રાખનાર જોઈએ) ખુબશુરત (ઓરત) કરતાંને ખુશ ખશલતની તથા દેલ લગાડનારી ઓરત ઘણી બેહતરછે કાંએકે તાબેદારીછે તે એબોંને ઢાંકેચ. (ઈઆને બદકાર ખુબશુરત કરતાંને બદશુરત પણ શારી ખશલતની અને ખાવંદની તાબેદાર ઓરત હોએ તે બેહતેરછે કાંએકે તાબેદારી કીધાથી તે ઓરતની બદશુરતીની એબ છુપાઈ જાએચ.) જે ઓરત કે ખાવંદે હાથથી આપેલા શરકાને અથવા હલકી ચીજને હલવાની મીશાલે ખાએ તે, જે ઓરત કે ખાવંદે આપેલો હલવો ખાએ અને મોહડું ખાટું કરે તેહનાં કરતાંને બેહતરછે. પરી ચેહરાની પણ ભુંડી ખશલતની ઓરત કરતાંને દેવ શુરતની (ઈઆને બદ શુરતની) પણ ખુશ ખશલતવાલી ઓરત દડી લઈ જાએચ (ઇઆને નેક કેહવાએચ.) નેક ચાહાનારી ઓરત દેલને આરાંમ આપનારીછે પણ ભુંડી ઓરતથી ઓ ખોદાતાલા દુર રાખજે. જાહારે પોપટનો મલી બેશનાર કાગડો થાએ (ઇઆને એક પીજરાંમો પોપટ તથા કાગડો શાથે હોએ તારે તે પોપટ) પેલાં પીજરાંમોથી છુટવાનું ગનીમત જાંણે. (તે મીશાલે તુંબી હેવી ઓરતથી) માંથાંને જેહાંનમો (ભટકતું) રાખ (ઇઆને દેશ છોડીને પરદેશ ભટક કે તેથી તું ખલાશી પાંમશે) અગર નહીતો લાચારીથી દેલને (તેહની આગલ) રાખ. ઘરમો ભવાંની ઊપર ગાંઠને જોએઆ કરતાંને (ઇઆને બદકાર ઓરતનો ઘુંમટો તથા કુંજરૂં મોહડું જોએઆ કરતાંને) કાજીનાં બંદીખાંનાંમો કેદ પડવુ બેહતરછે. જેહના કે ઘરમો ભુંડી ઓરત હોએ તેહનાં ખાવંદને શફર જાવું જશંન (શરીખું) છે, (ઈઆને ભુંડી ઓરત જેહનાં ઘરમો હોએ તેહનો માટી જો દેશ છોડી જાએતો શુખી થાએ.) જે ઘરમોથી ઓરતનો આવાજ મોહોટેથી બાહેર નીકલે તે ઘરનો ખુશીનો દરવાજો બંધ કર (ઈઆને જે ઘરમોથી હમેશ ઓરતનાં કજીઆનો પોકાર બાહેર નીકલે તે ઘરમો કધી ખુશી હોએજ નહી). જે ઓરત કે જાહેલ અને બદકારછે તેહને તુંએ કાંઇ ઓરત નથી કીધી, પણ પોતાનાં માથાંની બલા કીધીચ. તે બંદાની ઊપર હકતાલાએ મેહરબાંની કીધીચ કે જેહની શાથે (પોતાની) ઓરતનુ દેલ તથા હાથ શીધાછે (ઇઆને ખાવંદની તાબેદાર) તથા એનેકાદવાલી ઓરતછે.

---

## કાંમ.

ટોમસ કારલાઇલ નાંમનો નાંમીચો લખનાર જે હાલ હયાતછે અને જેનાં લખાંનની મોહોટી તારીફછે તેનાં લખાંણમાંથી, કાંમ ઊપર, એક સરસ વીશયનો સાર નીચે ઊતારી લીધોછ તે વાંચવાની સરવેને હમો મજબુત ભલાંમણ કરીએ છઇએ.

**કાંમ**માં એવાતો વીચીતર ગુણછે કે પવીતરાઇ અને ભલાઈએ પોતાનું તેમાં જાથુકનુ મથક કીધુંછે. પોતાની ફરજો ભુલી ગયલો અને તેની આંખો ઊપર શીહા વાદલોનો પરદો ગમે એવો ફરી વલેલો, એવા એક માંણસમાં, જો તે ખરેખરી રીતે અને દીલ લગાડી કાંમ કરનાર હોયતો આશા રેહેછે. તે પાંચ દહાડે મોડો વેહેલો પોતાની ભુલ જોસેજ **જોશે. કાંમ**, ગમે એવું તે હલકા ધંધાને અથવા પઇસાના લોભને ખાતરબી હાથ ધરેલું હોય, તોબી તેનો તાલુકો ખુદરત સાથેછે. એક કાંમને, બરાબર હાર પારવું, એવી જે ઇછા ધરાવનાર તે પોતાની ગ્નેલે વધારે અને વધારે સચાઇ અને ખુદરતના નીયમો તરફ ખેંચાતો જાયછે.

આજે દુનીઆમાં મોટો ધરમ એ માનવામાં આવેછે કે "તારૂં કાંમ તું બરાબર સમજ અને તે તમાંમ કરી હાર પાડ." માંણવી તું સત માંણજે કે તું ગમે એવુબી દીકટ કાંમ, કરી તથા જાબજા બજા લાવી **શકશે**, તેથી મોટાં રાખશશી બલથી તેની પાછલ તું લાગ.

એવું કેહેવાયછે કે "કાંમની અંદર કાંઈ અનંત અરથછે." બીહાંમનાં જંગલો સાફ કરી તેમાં ખેતરો બનાવી લોકો વસેછે, અને તે એક સુંદર શેહેર બની રેહેછે, તેમજ માણસ કાંમથી જંગલી હાલતમાંથી નીકલી સારી અવસથામાં આવેછે. હલકામાં હલકી જાતનુ કાંમ, જેવું તેં શરૂ કીધું કે તે માણસના જીવને તર કરેછે અને તેને ખુશી રાખેછે. જેમ દરએક માણસને આશા, શોક, દલગીરી, પશચાતાપ, ગુસો અને નીરાશા અથવા નાઊમેદી આ સંસારમાં વલગેલાં રેહેછે, તેમજ તે ગરીબ કાંમ કરનાર મજુરને પણ વલગેલાંછે; પણ જેવો તે પોતાના પુર બલ અને દીલથી કાંમ પછવાડે લાગો કે આ બધા રોગો પોતાના દુર રેહેઠાનમાં નાહાસી જાયછે, અને તે મેહેનતુ માણસનો પીછો છોડેછે. હવે મેહેનતથી, જે તેનાં મોહોડાં ઊપર નુરાંની આવેછે તે શું, જેહેર અને દુરગંદીને બાલી નાંખીઆ બાદ જે ખાલેસ અને પવીતર આતસ રેહેછે તેનાં જેવી નથી ?

નશીબ ઊપર ભરોસો બાંધી બેસી રેહેઆથી આપણ કદી પણ આગલ વધી શકીએ નહી. જો આપણી દુનીઆં ફરતી બંધ પડેતો પીછે તેનું શું થાય? આપણી, ખુધી દુનીઆં, જાંહાંસુધી તે પોતાનુ રાબેતાનુ ચકર પુરૂ કરેછે તાંહાંસુધી તેમાં કાંઇબી ખલલ તથા હીલોહરકત તેને નડનાર નથી. તેમાં કાંઈબી ફરક અથવા તફાવત, બેરેવાજ તથા બેકાયદે ચાલતું નજરે પડનાર નથી; પણ તેથી ઊલટું જેબી તેનાં વંમલમાં બેકાયદ અને બેરેવાજનું આવે તે તેનાં ફરવાથી કરી પાછુ સુલટુંજ નીવડેછે.

અરે ! માણવી, અસલી અને છેક નબી તથા પેગાંમબરોના જમાંનાથી ચાલતા આવેલા કુંભારના માન પાંમેલાં ચરક ઊપર તેં નજર પુગાડીછ ? કુંભારની માટીનો એક બેડોલ ઢગલો, ફકત ગોલ ચકરાવામાં ફરી ફરીને તેની કેવી એક સુંદર રકેબી થાયછે તે સેહેજેજ જોઈ હશે. કુંભાર, ગમે એવો મેહેનતુ હોવાં છતાં તે પોતાના ચરકા વગર શું કરી શકવાનો ? ઘણુ થશેતો તે માટીને ગુંદી ગુંદીને ભુજસે પણ આખર તે માટીનો બેડોલ ઢગલો કેહેવાશે. અને જો ઈચ્છેતો સુનેરી વરખ લગાડો, કે જોઇએ તે સીનગાર આપો પણ આખર તે માટીનો ઢગલોજ. તેમજ નશીબ ઊપર આધાર રાખી થંભ બેસી રહેલા શખસનો હાલ સમજવો.

ખોદાની મેહેરબાંની અને બખશેશ તેની ઊપર જ ઊતરી કે જેને કાંમ મલીઊં; તેને બીજી મેહેરબાંનીની જાહાજી હાજત રેહેનાર નથી. જેમ એક પાંણીનો વેહેતો કટરો લીની કાદવવાલી અને ગંધાતી જગામાંથી જોરથી પસાર થતાં તાંહાંનો કાદવ તથા વાસ પોતાના જોસ સાથે ઘસડતો લેઈ ચાલીઓ જાયછે અને તે જમીનને, તેને ઠેકાંણે એક રસાલ જમીનનો દેખાવ આપેછ અને ખીલવેછ તેવો હાલ મનુસનોછે. મેહેનત એ જીંદગીછે; મનુસના અંદરના જીગરમાંથી મેહેનતનો ખુદરતી જુસસો નીકલેછે અને તેથી તે બધી રીતનું ગ્નાન મેલવેછ.

બોલ માણવી, તેં સબુરી તથા ધીરજ, હીમત, ખંતીપણું, અને અજવાલાંની કીમત જાંણીછે, અને

તારી ભુલ તુરત કબુલ કરવાની અને તેવી ભુલ ફરી નહી થાય એવી રીતે આગલ વધવાની કીમત પીછાંનીછ ? એમાં સઘલો ભેદ ભરમ જાણ; એમાંજ મોહોટાં મોહોટાં કાંમોના મંડાન તથા સમાપતી પીછાન; દુનીઆની મોહોટી મોહોટી ઈમારતો, દેવલ, દેહેરાં, ગોશ, પુલ, મીનારા, એ સઘલાં શું બતલાવેછ ? જે કાંમ પેહેલાં નહી બને એવાં લાગતાં તે તુને કેહેછે કે ભાઈ જરા 'શીચું' જો, અને સાંભલ કે હમોને જેવોએ હાથમાં લેઇ શરૂ કીધાં હતાં, તેવોની લોકો હશી કરતાં હતાં; બાહાદુરીથી કાંમને આરંભી, તેને સરનજાંમ પોંહાંચાડવાને વાસતે વખનાયલાઓમાંના એક બાહાદુર, દરીઆઇ કપતાન, અને બાદશાહ, નહી, તેથીબી આલે, રાજવંસી દરીઆઈ શાહાનશા; કોલંબસ; મારા ખરા પેહેલવાંન, તું કેવો ચોગાંન રીતે ઊંડાં પાંણીથી ઘેરાયલો, તારી આસપાસ નાહીમત થઈ પાછા ફરવાને તયાર થયલા ખલાસીઓ, તારી પાછલ સરમાંનદગી અને પાયમાલી તુને પાછો ફરેલો જોવાને ઇનતેજારીથી નજર ટાંકીને ડાગરે દોરે વાત જોતાં બેઠેલાં, તારી સાંખે બોહાલો વગર ખેડેલો અને અંધકાર દરીઓ;—એ શું થોડી સુશીબત ! ભાઈ ઊંચા આસમાંને લાગતા અને પાછા જમીન બરાબર થઇ જતા ઊછલતા દરીઆઈ પાંણીનાં પાહાડો કાંઈ તારે ખાતર નહી હતા, કે તુને તેરવી આગલ રસતો આપે; અને મોહોટા પવનનાં સુસવાટા જે દુનીઆને એક છેડેથી બીજે છેડે પોતાનું કાંમ કરતા ચાલીઆ જાયછે તેને થોડીજ દરકાર હતી કે તારાં નાંનાં સરખાં ફુકારીઆં વાંહાંણનાં સરનાં પેટામાં ભરાઇ તુને આગલ પાડવો. એવા અઇઆમમાં આ વગર જુબાંનનાં મોજા અને પવનને તેં સબુરી, તથા ધીરજ, હુસીયારી તથા ચતુરાઈથી પોતાનાં દોસત કરી લીધા અને તેવોને તારાં અકલ બલે કરી તારા ફરમાબરદાર કરી રાખેયાં; તેં બાહાદુર સરદાર, જેમ દરીઓ પોતાના પેટામાં સઘલું મુંગે મોહોડે સમાવેછ તેમ ધીરજથી ખમીઊં, તારાં ઊંડાં પેટમાં સઘલુ સમાવીઊં, તે હમો સારીપેઠે જાણીએછ કે તારૂં આરંભેલું કાંમ પાર પાડવા. અમેરીકા ખંડ સાથે તેં તારૂં અમર નાંમ જોડી નાંખીઊં, તે હમેશાં કાયમ રેહેસે.

સાચાં કાંમ, કીરીઆ, મેહેનત એ સરવે મણુસ જાતીનો ધરમછે, જે ધરમમાં એ નથી તે ધરમ મણુસનો નહી જાણવો. વાસને જાંહાંબી તને અજ્ઞાનપણુ, મુરખાઇ, જંગલીપણું માલમ પડે તાંહાં તું તારાં કાંમથી તેને ઊખેડી નાંખવાને ધસારો કરતો રેહેજે, અને તેની પછવાડે થાકીઆ વગર દાહાપણથી લાગુ જ રેહેજે અને તેનો પીછો છોડતોનાં.

આવનો જમાંનો જે ગુપચુપ પગલાં ભરતો તારી ઊપર ધસારો કરતો આવેછ તે તું જો; અસલી અને જમાંનાથી ખાખ થઈ ગયલી ગોહર તથા કબર જે જમીનની મટી સાથે મલી ગઈછે તે મુંગે મોહોડે તુંને શું કહેછે તે સાંભલ; ફરતાં આસમાંન તરફ નેગાહ કર અને જો, કે તારા ધરેહ, ચાંન, સુરજ એ સરવે તને શું બતલાવેછ; દીવસ કેહેવાયછે તાંહાંસુધી તારૂ કાંમ કરી લે કેમકે રાત પરતે માણસ કાંમ કરી શકતો નથી. સાંચાકાંમ; તાંમે ધરમીછે. મેહેનતનો વીસતાર દુનીઆની પોહોલાઇ જેટલોછે, અને તેનું સીખર છેક આસમાંનને લાગેછ. સરીરનાં તથા ભેજાંના અને દીલના ખરા પરસેવની મેહેનતમાં, કેપલર વીદવાંનની બધી ગણતરીનો, નીઊટનનાં વીચારોનો, બધી વીદીઆ, પેહેલવાનગીરી, ઈતીઆદીનો સાર આવી ચુકો. બોલ ભાઈ એમાં બધી ભગતી અને બંદગી આવી ચુકી કે નહી, જો નહી કરી કેહેનો હું કહુંછ કે ભગતી અને બંદગી શું કાંમની ? આ તારી મેહેનતુ જીંદેગીને વાસતે તું ફરીઆદ કરેછ તે કોણછે ? ફરીઆદ ખામોસ કર. મારા કંટાલેલા ભાઈ ઊંચે જો, ખોદાની હમેસગીનાં રેહેઠાંનમાં તારા ભાઈબંદુઓને કાંમમાં વલગેલા જો. જો કે આસમાંનનુ ચકર તારી ઊપર જરા ભારથી ફરેછ તોબી તે તારી ઊપર મેહેર બાંનછે. તે તારી માતાછે.

---

## કુટંબ—કબીલા.

જો ઇંગરેજોની સંસારી હાલતનો હીંદુસતાનના રેહેવાશીઓની સંસારી હાલત સાથે મુકાબેલો કીધો હોયતો બેહુ હાલતોમાં એક મોટો ફેર માલમ પડે છે અને તે કુટંબ સમેત ઇયાને કબીલામાં રેહેવાની રસમ છે. ઈંગરેજોમાં બાલ લગનની બુરી રસમ નથી પણ એ ભુંડી રસમ હીંદુસતાનમાં આમેજછે અને તેથીજ કદાચ કુટંબ સમેત રેહેવાની ઘણે દરજે અગવડ ભરેલી રસમ આપણામાં કાયમછે. કુટંબ સમેત રેહેવું તથા નહી રેહેવું એ બેહુના ચોકસ ફાયદા

તેમજ ઘેરફાયદાછે, પણ જેમ વીચાર ને લાંબી મંજલ આપીએ તેમ ખાતરી થાયછે કે કબીલામાં નહી રેહવું એના ફાયદા કબીલામાં રેહવા કરતાં વધારેછે અને તેટલા માટે પાછલ કરતાં આગલી રસમ વધારે બેહતરછે. એક મોટાં ઘરમાં એક બુજરગ મોટાબાવા તથા બુજરગ મોટીમાએ પોતાની પાંખ તલે પોતાના વસતી વેલાને લઈને વસે એ બેશક ઘણોજ આનંદકારક દેખાવછે. એવો મોટો કબીલો દુનીયાંના દરેઆવમાં લઈ ચલાવવાને હંસી વરસના તોફાન અને વરોલીયા પાર કીધેલા મોટા બાવા સરખા બીજા સરસ આરકાટી કાંહાંથી મલે? ઇસપનીતીના ઘરડાએ મરણ કાંઠે પોતાના છોકરાઓને જાહારે છુટી છુટી લાકડીઓ ભાંગી નાખતાં અને લાકડીઓનો બાંધેલો ભારો કટકા કરતાં પોતાની શકતીથી હાર ખાધેલા જોયા હશે તાહારે શું કુટંબ કબીલાની ફીલસુફી તેના મનમાં ન હશે? એક મોટાં કુટંબના શઘલાં માનસો પોતાના એકંદર બલથી પોતાના કુટંબને તેરવી કાં ન શકે? એક દુખેતો બીજાની મદદ, એક થાકે તો બીજાની મેહેનત, એક કાહેલી તો બીજો તંદરોસત. દુખનો બોજો સઘ માંથું આપી હલકો કરે, સુખનો કટકો સઘ ભાંજી ભાગ લીએ. પણ એવાં ભાએગશાલી કુટંબોનો ખેયાલ બાંધવો એ માણસની તકલીદી નેકીના પાયા ઊપર એક ભારી ઈમારત ઊઠાવયા ખરાબરછે. જાંહાં એકજ ઓરડામાં ઘણા માણસો વસતાં હોય તાંહાં ખુદરતીજછે કે સપ બરાબર કાયમ રહી શકતો નથી. એકને ધાંકેલી બારી પસંદ તો એકને ઊંઘાડી, એકને ઊંઘ ભાવે તો બીજાને જાગરત રેહેવા ગમે; એક રમવા માગે તો એક વાંચવા માગે, અને એવી એવી રીતે જુદા જુદા વીચારોથી સંપનો દોરો કતરાયછે. જેમ માણસના ચેહેરા ખુદરતી કરાંમતથી એક મેકથી જુદાછે તેની તાજુબી નથી, તેમજ માણસના વીચાર એક મેકથી જુદા હોય તેમાબી તાજુબી નથી, કારણ તેબી ખુદરતનીજ કરાંમતછે. ઘણાજણા બીચારી ઓરતોને કજીયાનુ ઘર કહેછે અને એક મોટાં કુટંબનો માલો ખોલી નાખવાનો દોશ તેમને શીરે મુકેછે. જો કે ઓરતોના હાલના અજ્ઞાનપણામાં એ બરાથી તેમનો બંચાવ કરવાને બનતું નથી તોયપણ એટલું માલમ પડેછે કે તેમની થોડી ઘણી હીંમાયતી થવી જોઈએછે. મરદો આખો દાહાડો બાહાર ફરતા હરતા હોવાથી અને જુદે જુદે ધંધે લાગાથી સાંજ પડી કે પાછા પોતાના ઘરમાં ઘણા હેતથી મલેછે, કારણ જુદાઈ એ ગોયા સંપ સાથે બેહેનપનું ધરાવેછે. દીલ તુટેલા દોસતો ઘણા વરસની જુદાઈથી પાછા હાથ મેલવેછે કારણ જુદાઈ એ કુસંપ અને કલેશનું જેહેર ધોઈ નાખવાની અકસીર દવાછે. બાહાર ગાંમ વસેલો મરદ પોતાની બાનુંને હેત ભરયાં કાગલ લખેછે, અને સાથે વસતો તાહારે જો રોજ હાથોહાથ થતો હતો તોબી દુરદરાજથી પોતાનો જાન ખુરબાન કરવાને પણ લખેછે. ઘણા જણાઓએ એ અજમાયશ પોતાની જીંદગીમાં મેલવી હશે. સાસુ, વહું, નણંદ, ભોજાઈ, દેરાંણી, જેઠાણી હરદમ સાથે વસયાથી ઊપર કહેલી ઊંઘાડી અને બંધ બારીની લડત લઈ બેસેછે અને સઘ સઘના ખુદરતીજ જુદા વીચારો હોયાથી કંકાસનુ મુલ નખાયછે. અદેખાઈ અને હસદ એ મોટાં કુટંબોનો સરાપછે. એક મા બાપના બેટા બેટીઓ પોતાનાં છોકરાં સમેત એકજ ઘરમાં વસે તેઓની સલાહ સંપજ મારે લોકોને ગમે એવો ખેયાલ રહે પણ ઘણા જણાને અજમાયશ હશે કે દરેકના દીલમાં જુદાજ વીચાર હશે. જુદા વસયાથી એક મેકના વીચાર અકડી શકતા નથી અને વખત વખતેજ મુલાકાત કરયાથી સંપ જલવાઈ શકાયછે. વલી મા બાપનાજ પઈસા ઊપર પોતાનો આધાર બાંધવો અને પરૂથવીને પોતાની મેહેનતનો લાભ ન આપવો એ પરૂથવીને ઠોકર ભારે મારયા બરાબરછે. જો છુટું ઘરબાર માંડી રહેતો સઘ સઘને પોત પોતાના ચુહુલા ફુકવાની કાલજી રેહેછે અને તેથી પરસેવો ઊતારી રોટલી પેદા કરવી પડેછે દરેક જણ એકેક કરતાં સરસ થવાની યુકતી કરેછે અને એ રૂડી કાલજીને કોઈ પણ અદેખાઇ કેહેશે નહી. વલી એ ચાલથી બાલ લગનની માઠી રસમ અટકયા વગર રેહેજ નહી. કારણ એક પુરૂશને જો બાયડી મેલવવાને પોતાનાજ સાંધા કરવાની ફરજ હોયતો તે પુખત ઊમરે પુગે તાંહાંશુધી લગનના બંધાનમાં પડે નહી. ઈંગરેજનો છોકરો ઘણું કરી એકવીશ વરસનો થયો અને ધંધો રોજગાર કરવા લાગો કે બાપનો આધાર તજેછે અને જાતી મેહેનતથી પોતાનુ અને પોતાની બાયડીનુ રક્ષણ પેદા કરેછે. આપણા લોકોમાં તો બાપ દીકરાને પરનાવી આપે અને તેમનું રક્ષણ કરે. એટલુજ ન

હી પણ તેમના છોકરાંના પણ કેહેવત મુજબ માંથાં ધોઈ હલકાં કરે. એ રસમથી છોકરાં માબાપ પરજ જનમ શુધી આધાર રાખેછે અને દુનીયામાં પોતાનો મારગ ધરતાં તબે ન હોવાથી ગોયા લંગડાયછે. મોટાં કુટંબના છોકરાંને એથી સવતંતરપણું આવડતું નથી. મોટાં કુટંબમાં ખરચ વધુ થાય કે કમતર તેની ગણતરી કરવા હમે માંગતા નથી, પણ હમારી દાનેશમંદ વાંચનારી બાઈઓએ જોયું હશે કે મોટાં કુટંબમાં રેહેવાના ફાયદા એટલા સરસ નથી કે તે રસમ હજી શુધી વલગી રેહેવી જોઈએ. આપણ વારેઘડીએ જોઈએછે કે કોઈ કુટંબનો બુજરગ પરમુખ પોતાનો વાસો ઊઠાવી જાયછે તો તે કુટંબ પાછલથી વીખરાઈ જાયછે અને એમાં કાંઈજ નહી પણ એક કુદરતી કાયદોછે. પોતાના મુરબીના આસરા તલે થોડી મેહેનતે રેહેવું સરવેને ખુશ લાગેછે અને એકબારગી તે ન લાગે તોયપણ તેમની ધાકથી એક મેકથી જુદા ખવાશો પોતાની ખાશીએત બદલી નાખી એક થઇ જાયછે અને જાહારે તે ધાક નીકલી જાયછે તાહારે તેજ મલેલા ખવાશો પાછા છુટા પડેછે અને કુટંબ વીખરાઈ જાયછે. દુરને દુર રહયાથી સઉ એક મેકસેં હલતાં મલતાં રેહેછે અને સંપ અને સલાહથી જોકે જુદાં તોયપણ એકંદરજ ગણાયછે. હમે એમ કેહેવા માંગતા નથી કે મોટાં કુટંબમાં રેહેવુંજ લાજમ નથી. હમે તો ઊલટા કહીએછે કે એ રસમમાંબી ઘણા ફાયદાછે. જેઓ મોટાં કુટંબમાં રેહે અને સલાહસંપજથી ચાલે અને અદેખાંઈના આતસને બુજાવે તેઓ જેવાં ભાએગસાલી બીજાં કોણ? કુટંબમાં રેહેવાના અને નહી રેહેવાના એ બેહુ ફાયદાનો એવા સંપજવાલાં કુટંબમો સંગરહ થાય. પછી એવાં કુટંબના માણસોની કેટલી વખાણ થાગ? બાઈઓ તહમો સલાહ સંપજંથી રહો; એક મેકની તકશીર ક્ષમાં કરો, નરમ ગરમ સવભાવ રાખો; અને તહમારી ભલી મુગાદમાં ઇશવરની સાહેતા ચાહો. જેવું તહમે લોકો પાસથી મેલવવા માંગતા હોવો તેવું તહમે તેમને આપો અને સંતોશની માલા હાથમાં ધરી સંપ દેવની ભક્તી કરતાં રહો.

---

## ખોજાઓની સ્ત્રીઓની હાલત અને રીવાજ.

શીરીનબાઇ એક વખતે પોતાંના ભાઈ ખરશેદજીની પાશે સાંજને વખતે વાત કરતાં બેઠાં હતાં તેવામાં શીરોનબાઈએ પોતાના ભાઈને કહું કે "તમો જેમ દરરોજ મને તરેવાર બાબતોનું ગીનાન આપોછો તેમ આજે પણ મેહેરબાની કરીને મને કાંઈ નવી વાત કેહશો?"

ખરશેદજી—હા. તમોને ખબર હશે કે હું જયારે તીયારે મારા ખોજા મીતરોને ઘરે જાંઊ છઊં. તેવોની પાશેથી શાંભલીને અને કેટલુએક નજરે જોયાથી ખોજાઓની સ્ત્રીઓની હાલત અને રીવાજથી હું ઘણેક દરજે વાકેફ થીયો છઊં તેથી આજે તમોને એ બાબતશર કાંઈક શમજણ આપીશ.

શીરીનબાઈ—ખોજાઓની સ્ત્રીઓનો પેરવાશ કેવો હોએછે?

ખરશેદજી—ખોજીયો આપણી માફક માથુબાણું બાંધતીયો નથી તેથી બાલની કુદરતી ખુબસુરતી તેઓને સારી શોભા આપેછે. તેઓ હમેશાં પછેડી ઓઢેછે, અને થોડાક વરશની વાત ઊપર એ લોકોમાં ઘાઘરા પેરવાનો ચાલ હતો તે હમણાં હમણાં ઘણો ઓછો થઇ ગીયોછે. હાલમાં તેઓમાં ઈજાર પેરવાનો રીવાજ વધારે થતો જાએછે. તેઓમાં આપણી માફક ચોલી કે પેટી કોઈક પેરેછે, પણ ઘણીખરી સ્ત્રીઓ કપડાં પેરેછે. કેઇ મલવા હલવા કે ફરવા જાએછે તો કાપડાં ઊપર રેશમી રંગીન પેરાણ પેરેછે. પેહેરવાશમાં શફેત કપડું તેઓ મુદલ ઊપીયોગમાં લાવતાં નથી. હમણાં હમણાં કેટલાએક સુધરેલા મરદોની સ્ત્રીઓ બદન અને ઈશટાકીન પેહેરવા લાગીયાંછે. પગમાં ઘણીખરી શપાટ પેરેછે, મેં માતર એક વખત એક ખોજીને બુટ શાથે જોઈ હતી. જુઓ બુટનો પેહેરવાશ કેવો પશંદ કરવા જોગછે, બુટ પેહેરવાનાં ફાએદા વીશે તમોને શમજાવવાની અગત નથી કેમજે તમોને એ વાતનો ઘણો અનુભવછે.

શીરીનબાઈ—જયારથી હું બુટ પેરૂ છઊં તીયારથી મનેનો શપાટ જોવા ગમતી નથી. બુટ શાથે ચાલતાં પગને જાણે દોડવાની ઊલટ છુટેછે. મને પુછવામાં આવેનો, હું શરવે વરણની ઓરતોને બુટજ પેરવાની ભલામણ કરૂં. વારૂ પણ તેઓ જે ઘરેણા પેરેછે તે શું અમારા જેવાંજછે કે?

**ખરશેદજી**—તેઓમાં આપણાં લોકોની પેઠે હાથમાં કાચની તથા સુનાની બાંગડી પેહેરવામાં આવેછે અને બીજા હાથનાં ઘરેણાં ઘણાંખરા મલતાં છે તેમ ડોકનાં ઘરેણાં પણ ઘણાંખરા આપણા જેવાં છે. આપણાં લોકો નાકમાં વાલી અથવા નથ પેરતાં હતાં તેમ ગુજરાત તરફની ખોજીયો હાલ વાલી પેરેછે તેને તેઓ નથ કીયેછે, પણ કછ તરફની ખોજીયો નાકમાં જાડી શુનાની વાલી પેરેછે તેને તેઓ વીંડો કીયેછે, તેનું વજન કોઈ વખતે બાર તોલા શુધીનું પણ હોએછે. એ વીંડો ભારી હોવાથી નાક ટુટી જતું અટકાવવાને ખાતર કેટલીક સ્ત્રીયો માથાનાં બાલ અને વીંડા શાથે દોરો બાંધીને વીંડાને લટકાવી રાખેછે તેથી તેઓ ખરેખર બદસુરત દેખાયછે.

**શીરીનબાઈ**—હીંદુ લોકોની સ્ત્રીયોને પગમાં ઘરેણાં પેહેરેલી મેં જોઈછે તેમ એ લોકમાં પેહેરાએછે કે નહી.

**ખરશેદજી**—હા. એતો હું તમોને કેહતાં વીશરી ગીયો, એ લોકોમાં હીંદુની રશમો ઘણી આમેજ થઇ ગયલીછે. ખોજીયો પગમાં જે ઘરેણાં પેરેછે તેનાં થોડાંક નામ તમોને કહું છઊં. કડલાં, કાંબી, અઠાશીયાં તોડા, લંગર અને કડાં. કડલાં અને કડાં કોઈ વખતે તરણશો તોલાથી વધારે વજનમાં હોએછે; એ રૂપાંની બેડીયો ઘણીજણીયો બહું ખુશીથી પેરેછે. મારો એક ખોજો મીતર મને કેહતો હતો કે તેના સ્ત્રીના કડલાં ડોઢશો તોલાનાંછે તે ભંગાવીને તે અઢીશો તોલાના કરાવી આપવાનોછે. અઠાશીયાં જેવું અવગુણ ભરેલું અને અજાએબ ઘરેણું એક પણ હશે નહી. તેની ઊપર કાંટાદાર આકાર પાડેલો હોએછે, તેને તેઓ નકશી શમજેછે, તે કાંટા એવાતો છેકે અંનજાણે જો હાથ કે પગ લાગો હોએતો લોહી નીકલા વગર રીહે નહી. લંગરની શાથે ઘુઘરીઓ જડેલી હોએછે, તે ચાલતી વખતે ખુબ ઝણઝણાટ કરેછે.

**શીરીનબાઈ**—એ લોકના પગના ઘરેણાનું બીયાન તમોએ કીધું તે શાંભલીને મને ઘણું હશવું આવેછે. શું એ લોકોને તે કાંઈ ખુબસુરતીની શમજ હશે કે નહી જે આવાં કઢંગાં ઘરેણાં પેરેછે.

**ખરશેદજી**—ખુબસુરતી કાંઇ ઘરેણામાં નથી, પણ વીચાર કરવાથી માલુમ પડશે કે મનમાંછે. કુંકણીયાંણીયો, મેમણીયાંણીયો, અને વોરીઓ નાકની વચે ગોલ સુનાની વીટી પેરેછે, તેમ હીંદુઓ કાંનમાં અકોરી પેરેછે તે જો તમો જુઓ તો ખચીત તેઓ જંગલી લોકો છે એવું ધારવા વગર રીયો નહી, પણ તે લોકોમાં તેવાં ઘરેણા પેરવાનો રીવાજ હોવાથી તેઓને તે બેડોલ લાગતાં નથી. હમણા કેલવણીના સુરજે અજવાલું કરવા માંડ્યુંછે તેથી ખોજાઓ શું કે બીજા નાતવાલાઓ એવા બેડોલ ઘરેણા પોતાની સ્ત્રીઓને પેરવા આપતાં નથી.

**શીરીનબાઈ**—તેઓ બોલીતો આપણા જેવીજ બોલતાં હશે નહી વારૂં.

**ખરશેદજી**—ગુજરાત તરફના ખોજાઓનાં ઘરમાં ગુજરાતી બોલી બોલાયછે અને કેટલાએકતો શુધ ગુજરાતી બોલી શકેછે, પણ કછી લોકોની ભાશા કછી કેહેવાએછે, તેઓનું બોલવું તમે શમજી નહી શકો તેમ કછથી નવું સવું માણસ આવેલું હોએ તે તમારી બોલી શમજી નહી શકે. કછી બોલીમાં તું તાંની મારફે તોછડું બોલવાનો ટેવ વધારેછે, જોકે કછી લોકો ઘરમાં કછી ભાશા બોલેછે તો પણ કાગલ લખતી વખતે અશુધ ગુજરાતી ભાશામાં લખેછે.

**શીરીનબાઈ**—છોકરીઓની કેટલીએક નીશાલમાં હું ફરી આવીછું પણ તાંહાં મેં કોઈ ખોજાની છોકરીઓને જોઈ નથી તે શું એ લોકો ભણવામાં કાંઇ અવગુણ શમજેછે કે તેઓને કાંઈ ધરમની અડચણછે.

**ખરશેદજી**—એ લોકોમાં અગઊ એવો વીચાર હતો કે સ્ત્રી જાત શીખેથી નઠારી નીવડેછે, પણ હમણા કેટલીએક ઓરતો શમજેછે કે ભણવું શારી ચીજછે. તમે નીશાલોમાં કોઈ ખોજાની છોકરીને જોતાં નથી તેનું કારણ હું તમોને જણાવું. એ લોકોમાં જેઓ પઈસાવાલાં તેઓ પોતાની છોકરીઓને નીશાલે મોકલવાને કાંતો શરમ ભરેલું સમજેછે અને કાંતો નાણાની ગુમમાં એ અગતની કેલવણી તેઓને યાદ આવતી નથી. જો વીલાતની પેઠે અતરે, ભણેલી સ્ત્રીઓની, પરણવાને વધારે માંગણી થતી હોય તો પછે આપણા દેશીયોને પોતાની છોકરીયોને ભણાવવાની ફરજ પડે.

**શીરીનબાઈ**—તમારૂં કેહવું ખરૂં છે; પઈસાવાલા પોતાની છોકરીઓને ભણાવવાની ઝાઝી દરકાર કરતાં નથી એમાં ખરૂં બોલીએતો નુકશાન તેવોનેજછે પણ તીયારે શું ગરીબની છોકરીયો ભણવા જાએછે.

**ખરશેદજી**—નહી ગરીબ લોકોનો મોટો ભાગ અ

ગનાનછે તેઓને કેલવણીના ફાએદા માલુમ નથી, ઊપરાંત તેવો વેહેમી પણછે ખરાં તેથી ફાએદાને બદલે કેલવણીથી નુકશાન શમજેછે, બાકી તેઓના ધરમમાં મનાઈ કીધેલી નથી.

**શીરીનબાઈ**—ખોજાઓની બઈરીયો કેથે નાટકમાં કે જાહેર મેલાવડામાં જોવામાં આવતીયો નથી તે શું એ લોકોને ઘરમાંથી બાહેર નીકલવાની બંધી હશે.

**ખરશેદજી**—એ બાબત મેં મારા ખોજા મીતરને એક વખત પુછી હતી તો તેણે કહ્યું કે "અમે લોકો જોકે મુશલમાન કેવાઈએ છઈએ તોપણ સુરત મુસલમાનોની માફક પોતાની બઈરીયોને પરદેપોશ રાખતા નથી, પણ તેઓને અમારી શાથે બાહેર લઈને નીકલીએ તે અમોને ધરમથી ઊલટું લાગેછે." એવું જેણે કહ્યું તે લગરીક જુનાં વીચારનો માણુશ હતો, પણ એક શીયાંણા મીતરે મને કહ્યુ કે "અમો અમારી સ્ત્રીને સાથે લઈને ફરતાં નથી તેનું કારણ એછે કે અમારા લોકોમાં સ્ત્રી કેલવણીનો પરસાર બીલકુલ થીયો નથી તેથી અભણ ઓરતને વધારે છુટ આપવાને હમો ધાશતી ભરેલું શમજીયે છઈએ."

**શીરીનબાઈ**—જીયારે ખોજીયો કેલવણીથી બેનશીબછે તીયારે તેઓ પોતાનો વખત કેમ ગુજારતાં હશે તેની મને સમજ પડતી નથી.

**ખરશેદજી**—ખરેખર કેલવણી વગરની સ્ત્રીઓ પોતાનો વખત કેમ ગુજારતીઓ હશે એ વીચાર આપણુને પોતાની મેલે ઊગી આવેછે. હું મારા મીતરોને ઘરે જાઊં છઊં તો ઘણી વખતે ચાર પાંચ બાઈયો એકઠી મલીને યાં તીયાંના ગપાટા હાંકતી માલુમ પડેછે અને ફલાણીની ફલાણી જાતની પછેડી ઊપર ચીનાઈ કોર ઘણી શોભતી હતી અને ફલાંણી બાઈએતો હમણા ઈશટાકીન પેરવા માંડ્યાછે વીગેરે વગર સવારથની વાતોથી વખત ફેકટમાં ગુમાવેછે અને થોડો વખત ઘરના ધંધા ઊપર ધીયાન આપેછે. કોઈ વખતતો એક પછેડાની કોર કાઢી બીજી ઊપર શારી લાગશે એમ ધારી તે ઊપર ચડાવવામાં અને બીજી ઊપરથી તીજી ઊપર ચડાવવામાંજ વખત ગુમાવેછે.

**શીરીનબાઈ**—ખરેખર આએ બધી વાતો જાંણીને મારા મનમાં એમ થાએછે કે મારાથી જો બનતું હોએતો હું તેઓને કેલવણીના ફાએદા અને વખતના કીમતીપણા વીશે શમજણ આપું. એ લોકોના અજાએબ ઘરેણા અને તેઓની રીતભાંત નજરે જોવાની ને ઘણી મરજી થાએછે.

**ખરશેદજી**—ઠીકછે તીહારે હવે હું મારા એક ખોજા મીતરને ઘરે જાઈશ તીયારે હું તમોને ભેલી તેડી જાઈશ, એ મારા મીતરના ઘરના માણશો મીલનશાર અને ભલા શવભાવનાછે તેથી તમોને રમુજ પડશે.

---

## શુમાતરાનું ટાપુ.

ભરતખંડની દખશીણે આવેલા હીંદુ માહાશાગરમાં પડેલાં ટાપુઓમાંનું શુમાતરા એક મોહોટું ટાપુછે, તે પોહોલાઈમાં ૨૧૦ માઇલછે અને તેની લંબાઇ ૯૦૦ માઇલથી વધારેછે. શુમાતરાનો પશચીમ કીનારો પાહાડીછે, એ પાહાડો જોકે ઘણા ઊંચાછે તોએપણ તેમણી ટોંચ ઊપર બરફ જોવામાં આવતો નથી. "ઓફર" નામનો શરવેથી મોહોટો પાહાડ ૧૨૮૪૨ ફીટ દરીઆની શપાટીથી ઊંચોછે. શુમાતરા પરૂથવીના જેહેવા ભાગ ઊપર આવયુંછે તે ઊપરથી જેહેવી ગરમી આપણ ધારીએ તેહેવી ગરમી તયાંહાં પડતી નથી, કારણ તેહેની પોહોલાઇ ઘણી થોડી હોવાથી દરીઆની થંડી લેહેરી શંઘલે પંથરાએછે અને તેની માટીની જમીનથી ગરમી ઘણી કમતર થાએછે. શુમાતરાના થોડાએક ભાગ ઊપર વલંદા લોકોનું રાજયછે અને બાકીનો ભાગ તયાંના દેશીઓનાજ કાબુમાંછે. તાંહાંના દેશીઓ કેટલાએક મહમદી મજહબ પાલનારાછે અને કેટલાએક મુરતી પુંજકછે; તેઓનાં ગાંમડાં ઘણું કરી નદી અથવા શરોવંરને કાંઠે બાંધેલાં હોયછે, ઘરો બાંબુનાં હોયછે અને જમીનથી આશરે આઠ ફીટનો ગાલો રાખીને બાંધવામાં આવેછે, કારણ તયાંનાં જંગલી જનાવરની ઘણી ધાશતીછે. છાપરૂં આવલીનું દીકામાં આવેછે. શુમાતરાના લોકો બાલકના કાંન ખેંચીને લાંબા કરેછે અને તેમના નાક ચપટાં બેશાડેછે જે તેઓમાં ખુબશુરતીની એક ઈંધાણીછે. શુમાતરાના લોકોનો રંગ પીલાશપર હોયછે, તેઓની આંખ કાજલ શરખી હોયછે અને બાલ પણ કાલા હોયછે જેને કોપરેલથી હંમેશાં ભીના રાખેછે કે ગરમીના શબબથી ખરી પડે નહી. લાકડાં અને હાથીદાંતનું કોતરકાંમ તથા ટોપલી બનાવવાને શુમાતરાના લોકો શારીપેઠે જાંણેછે. રેશમ અને શુતરના તેઓ

ભાત ભાતના રંગ બેરંગી કપડ,બનાવીને પેહેરેછે, જો
કે તેઓ પાશે શુધરેલી જાતના વણવાના શંચા નથી;
દરએક દેસી ચોખા ખાધા વગર રેહેતો નથી. એક
બાંબુના પોલા વાશણમાં ચોખા રાંધવામાં આવેછે અ
ને એકવાર રાંધીઆથી તે વાશણ રદ થાએછે કારણ
બાંમબુ આગની અંદર બલી જાએછે.

સર "ઈસટામશેરડ રેફલસ" નામના એક ઈંગ
રેજ ઘરસથે શુમાતરામાં પુસકલ સેલધા કરીછે, તે કે
હેછે કે "યુરોપના ફુલો અને ઝાડો શુમાતરાના ઝાડ
પાંન આગલ વટાવમાં જાએછે. શુમાતરાનાં જંગલી
ઝાડ આગલ ઈંગલંડનું પાદશાહી એક બચાં શરખું
લાગેછે, તે ઝાડો બશો ફુટ શુધીની ઊંચાઈએ ઊગેછે
અને એકના થડનો ઘેરાવો મહને ભરતાં ૯ વાર મા
લમ પડયો." શુમાતરાના વેરાનમાં જંગલી પરાણીઓ
ની ઘણી પેદાશછે, હાથીઓનાં ટોલાંબંધ ટોલાં ફરતાં
ફરેછે અને જે ખેડુતના બાગમાં તેઓ શેહેલ કરવા ની
કલેછે તેની ખરાબી કરી મુકેછે, કારણ તેના ખાધા
કરતાં તેમના ભારથી ઝાડપાન કચડાઈ જાએછે. ગેણ્ડો
પણ છુટો છવાઓ ફરતો માલમ પડેછે, પણ શરવેમાં ઘા
શતી ભરેલું પરાણી નાંહાંનો વાઘછે જે ઘણો કદાવર
હોયછે, તેના પંજાનો એક જટકો ઘોડા કે પારાનો પ
ગ ભાંગી નાખવાને બશછે, ઘણા લોકો એ જહતુંની
પશુના ભોગ થઈ પડેછે.

પણ શુમાતરાના લોકો વેહેમથી કરી એ પરા
ણીને બનતાં શુધી મારવાની કોસેશ કરતા નથી. વલી
હરણ પણ એ વેરાનમાં દીઠામાં આવેછે. વલી એક ઘ
ણુજ શોભાએમાંન પરાણી જે લંબાઈમાં શોલ આંગ
લથી વધારે હોતું નથી અને જેહેને કાંનચીલ હરણ
કરી કેહેછે તેની પણ હઈઆં વશતીછે. વાંદરાં, સીઆલી
આં, ખીસકોલી અને બીજા પરાણીઓ પણ સંખયા
બંધ એ જંગલોમાં વશેછે. નદીની અંદર પુશકલ શોશ
વાટ રેહેછે, પણ દરીઆઈ ઘોડો તેમનો સેકાર કરી એ
ઊપદરવ ઘણો કમતી કરેછે. શુમાતરાનાં જંગલોમાં પે
હેલાં યુરોપીયન જે ફરવા ગઓ હતો તે ઊપર જ
ણાવેલો ઘરસથ શર "ઇસટાંશેરડ રેફલશ" હતો, આ
ઘરશથની શાથે તેની ઓરત પણ મુશાફરી કરતી હતી;
એક વખતે એક ઘરમાં આ બાહાદુર ઓરતને એક
લું રેહેવું પડયું હતું જે વેલાએ દરવાજાની ચોકી ક
રવાને એક દેસીને રાખીઓ હતો, પણ શુમાતરાના દે
સીઓ એક શફેત ચાંમડીના આદમીને જોવાને ઘણા
આતુર હતા તેથી જોર જુલમથી ઘરમાં પેઠા. લેડી રે
ફલશે ઘણી વીનંતી કરી કે હવે તમો શધાવો, પણ તે
ઓ હઠ પકડી બેઠા કે 'શફેત ચાંમડીના માંણશ તે કેમ
શુતાં હશે તે હમારે જોવુંછે, આખી રાત તેઓ તયાંહાં
રહા અને કોઈ હીયાંથી ચીમાઇને અને કોઈ તયાંહાં
થી ભરાઈને લેડી રેફલશને સુનેલી જોતા હતા. વલી
લેડી રેફલશને કેટલાક લોકો પોતાનાં છોકરાં ઊપર હા
થ ફેરવવાને અરજ કરતા હતા કારણ તેઓમાં એવો
વેહેમ હતો કે સફેદ ચામડીનાં માંણસનાં હાથથી દુખ
દરદ નાહાસેછે.

## પરચુટણ.

શેખશાદી કેહેછે કે,જે કે હમેશે તાહારા ઉપર મેહે
રબાંનગી અને નવાજેશ રાખે, તે ઘણી, ઉમરમો એકવાર
કદાપી તાહારા ઉપર એક શેતમ કરેતો તે રવા રાખવો જોઈએ.

નશકોરી ફુટવી—નશકોરી ફુટેછે એટલે નાંકમાંથી લોહી
નીકલેછે તે. કોઈ વખતે તે ઘણુંજ નીકલેછે. નાકને દા
બી રાખીઆથી લોહી ઠરી જાયછે, અને એમ થવાથી વ
ધારે લોહી નીકલવું બંધ થઈ જાયછે. માંથાં તથા ચેહેરા
ઉપર થંડું પાણી રેડવું. નશકોરામાં વાદલીના ઇયા કપડા
નાં કટકાના ડુચા મારવા, અને તે બે તરણ દાહાડા સુધી
કાહાડવા નહી. તે છતાં પણ લોહી નહી અટકશેતો ડાક
ટર આવી બીજા ઉપાયો કામે લગાડશે
"સરવો ઉપયોગી સુચનાં" માંથી.

"પગ ગરમ રાખવાને માટે હમેશ રાત અને દાહા
ડો પગમા ઈસટાકીન રાખવાં કે નહી? રાતના ઈસટાકીન
પેહેરી સુતાથી ઇજાછે ઇયા ફાયદોછે? સટાકીંગજથી પગની
સફાઈ તેમ ગરમી સમવાએછે, તેથી હમેશ રાત દાહાડો પે
હેરી રાખવાં. જો બીછાનામાં પગ વીટાલીને સુવાની ટેવ
હોયેતો સટાકીંગજ પેહેરવાની કાંઈ જરૂર નથી, પણ પેહેરી
ને સુતાથી કાંઈ ગેરફાયદો પણ નથી, કાયેકે ઘણી વેલા એ
વું બનેછે કે ઓઢણું ઉંઘમાં નીકલી જાયછે અને પગ ઉઘા
ડા પડેછે અને તે વખતે જો તે ઉપર પવન ફુંકેછે તો નુક
સાન કરેછે. કોઈ સવાલ કરે, કે કાંઇ લખો માણસો સટા
કીંગજ જેવી ચીજ કાંઇ જાણતાંજ નથી અને તેવોનાં પગ
ની ગરમી કેમ સચવાયેછે? યાદ રાખવું કે "ટેવછે તે બી
જી કુદરતછે," અને વગર સટાકીંગજ વાલાને તે વગર કાં
ઈ અડચણ પડતી નથી; પણ જે શખસને સટાકીંગજ પે
હેરવાની ટેવ હોયે તેણે એ વીષેની સંભાલ રાખવી જરૂરછે.
"તનદરોસતી" ચોપાંનીઆ ઉપરથી.

અગર કોઈ પાદશાહનો ખેદમતગાર બે દાહાડા સહારો ખાઝદાદને વખતે ખીદમતને જાપતો તરીકે દીને અવખતે પાદશાહ તેહેની તરફ મેહેરબાંનગીથી નજર કરે. ઉમેદછે કે સાચા દેલથી ખોદાએતાલાની પરશતેશનાં કરનારાએ ખી ખોદાતાલાની દેવડીથી નાઉમેદ થાઇ પાછા નહી ફરે.

કબીતો ફુલ ખીલેચ અને કબીતો સુકાએચ. જાહાડ કોઈ વખતે નાગું હોએછ અને કોઈ વખતે ટાંકેલું હોએછે.

અગર મહને દુનીઆદારી નહી હોએતો તેહેનુબી દુખછે, અને અગર હોએતો તેહેની માએઆમાં ફશુચ. એ જાંહાંન જેવી દુખની આપનારી બલા બીજી કોઈ નથી, કાં એકે દુનીઆદારી છતેબી દુખ દીએછે અને અણુછતેબી દુખ દીએછે.

અગર તુંને તવંગરી જોઇએતો તું શંતોસ અને કનાઅત પકડ કે તે જેહેવી શરશ બીજી કોઇ દોલતં નથી. તવંગર નાંણુંથી કબી તારો ખોલો બરે તે કાંઇ તેહેનુ સવાબ કરી તું નો ધારતો. હુંએ બોજોરગોથી ઘણું કરીને સાંભલુંછે કે તવંગરના ખરચવા કરતાંને ઈઆને બખશેશ કરતાંને ફકીરની સબર ભલીછે.

અગર બેહેરાંમગોરે એક ગોરખરને ભુજીને લોકોને વેહેચી આપેઉ હોએ તે એક ટીડનો પગ જે કીડીએ શોલેમાંનને લાવી આપીને આભાર કરેઓ તેહેને નહી પોંહોચે.

શેખશાદી.

---

## રમુજે ફુરસત.

૧ લું—જમતા હતા, બે આરબ,
આવી બેઠો, તાંહાં "દારબ".
પેહેલા પાસે, પાંચ રોટલી,
બીજા પાસે, બે ઓછી.
"દારબ" હતો, ભુખો મારે;
જમવા બેઠો, તેમની સાથે.
સરખું ખાઈ, થયા તર;
છુટા પડા, નમાવી સર.
જતી વેલા, આના આઠ,
મુંકી ચાલીઓ, પોતાની પછાત.
બીજો બોલીઓ, "સાંભલ ભાઈ";
"શરમ સઘલી, છોડવી આંહી".
"મુંગા મુંગા, વેહેંચી લઈએ";
"પછે આપણે, મકાને જઈએ".
"માટે એમાંથી, અરધો ભાગ";
"મને આપીને, રસતો કાપ".
પેહેલો કહે, "એમ નહી બને";
"સાત આના, પુગે મને".
"એકજ આનો, તારો ખરો";
"અકલથી તમો, વીચાર કરો".
મારામારી પર, આવીઆ બંને;
ઠેરાવ કીધો, મારો શાસ્ત્રી કને.
શાસ્ત્રી બાએ, કીધો ઈનસાફ;
પેહેલો આરબ, લે આના સાફ.
બીજાને મલીઓ, આનો એક;
કહો તેનું કારણ, બાનુંઓ નેક.

"કએખુશરો."

૨ જું—હીંદુસથાનની એક પરણેઆ વગરની જાણીતી છોડીનું મહીરૂં દરીઆ વચે આવેલુંછે તે છોડીનું નામ કેહેશો ?

---

## ખોલાશો ગઈ વેલાનો.

૧ લું—બારસં. ૨ જું—ઉંદર. ૩ જું— ૧૫
૪ થું—મા બાપ (ભાણુબાનું, બાલી, પરદો). ૩૬
૪૭
૯૮
૨
૧૦૦

---

## ભુંડી નાર.

ભુંડી નારે ભવ બળયોરે બાપજી
કરમ ફુટી આ રોહો રળયોરે બાપજી
ડુંગરા છે દુરથી સોભતારે બાપજી
આગળ જતાં દીલ ડોવતારે બાપજી

તેનું દીઠું રૂડું રૂપ રે બાપજી
પાસે આવીને થયો ચુપરે બાપજી
ગોરી ગોરીને ગોળ મુખનીરે બાપજી
દીઠી નારી કોમલ કુખનીરે બાપજી

પાસે જતાં જોયું બગણુંરે બાપજી
પેસાડે ચાંચ ભરતાં ડગણુંરે બાપજી
દીઠી સરવ સરખી સીધીરે બાપજી
હોંસે કરી ઝીલી લીધીરે બાપજી

જોતાં નીકળયો સીધો સાપરે બાપજી
અડતાંજ આપે દંખ છાપરે બાપજી
ડાહીને ડોહોરી દીઠી પેહેલારે બાપજી
હુંપા હરખ્યાં મારા વેહેલારે બાપજી

જાણ્યું જગતમાં હું જીત્યોરે બાપજી
લંકાનો લુમકો લુટયોરે બાપજી
દોડી ધાંમીને ઘર લાયોરે બાપજી
મનમાં મગન બહું થાયોરે બાપજી

પછી જોઈ પસ્તાયોરે બાપજી
ગળાંમાં ગાંઠ ગુંચવાયોરે બાપજી
મીઠી કહેતાં છકી ચડે છાપરેરે બાપજી
કડવી કહેતાં છેડાઈ બને પાપરે બાપજી

મનનું ગમેલું સૌ કરેરે બાપજી
સોનાને ધુળમાં ભરેરે બાપજી
કહેતાં કહેવાય નહી બોલરે બાપજી
બોલ્યા તો ઉતરી ખોલરે બાપજી

ડાઈ પડે જેવી રીછણરે બાપજી
ાગા કહાડે જેવી ડાકણરે બાપજી

મોંડે માંગ્યું જોપે તુરતરે બાપજી
નહી તો જોઇ લેવી સુરતરે બાપજી
ધુમટો તાણી ખુણે બેસેરે બાપજી
નહી રૂએ નહી હસેરે બાપજી
ગાલે ચડાવે મોટો થોથરોરે બાપજી
મોડું કરે જેવો તોબરોરે બાપજી
માથું ખોરી ધચ ધવરેરે બાપજી
કેસ ચારેમેર સવરેરે બાપજી
દીથે બેઠું જેવું ભુતરૂંરે બાપજી
ભોંસે જોઇ ઘરનું કુતરૂંરે બાપજી
દેખીને દીલ બળી જાયરે બાપજી
નિતે ઉઠી કોને કહેવાયરે બાપજી
ગળામાં ગાંઠ દઈ જાવુંરે બાપજી
બાહેર પડી પસ્તાવુંરે બાપજી
જો બોલ ઉપર બે બોલાયરે બાપજી
તો પુરી ફજેતી થાયરે બાપજી
પાડે બુમો ઘરી ધાસોરે બાપજી
નાનાં બાળક કહે નાહશોરે બાપજી
ભાંજી સઘળું ભુકો કરેરે બાપજી
મોંડે માંથે ધુળ ભરેરે બાપજી
એવા તે ભોગ કોના જાગેરે બાપજી
કે એવી ભુંડી હાથ લાગેરે બાપજી
કેમ કરૂં ને કોને કહુંરે બાપજી
કરમ કયા તે શું લહુંરે બાપજી
કિયાં જાઉં ને કિયાં ઠરૂંરે બાપજી
કેમ જીવું ને કેમ મરૂંરે બાપજી
એવી ભુંડી કેમ વેહુંરે બાપજી
સદાનું સાલ એતો પેહુંરે બાપજી
શું મરદ બનીને નિતે રોયેરે બાપજી
નાનાભાઈ એવી બઈરી ન જોયેરે બાપજી.

---

## પોંહોંચ.

**બરજો નામું**—આ પુશતકનુ પેહેલુ દફતર યુનીઅન પરેસના માલિકો તરફથી હમોને મલીઉછે તે ઉપકાર સાથ કબુલ રાખતી વખતે તે ઉપર બે બોલ લખવા વગર હમોને ચાલતુ નથી. તે એટલા માટે કે આ અસલ ફારસી પુશતકનો બનાવનાર **શાહેર અબુતાયર તરશુશીએ** એવીતો રંગીન અને અસરકારક ભાશામાં તે રચીએછે કે આજે લાંબી મુદતે પણ તેના જેવુ કોઇ રસીલી એબારતનું પુશતક માલમ પડતું નથી.

એમ કેહેછે કે શાહાનામાના બનાવનાર **ફીરદોસી તુસીએ** શાહાનામામા જે એબારતબદી, તથા રંગીન અને રસીલી તથા અસરકારક ભાશી વાપરીચ તેને મલતુ અને તેની બરોબરી કરતુ આજ કોઈ પણ પુશતક દીઠામા આવતું નથી. એ નામીચા શાહેરની તારીફ શાભલીને તથા તેના લખાણની ખુબી પીછાનીને શાહેર અબુતાયર તરશુશીએ બરજો નામુ લખવાને કોશેશ કીધી હતી એવું કેહેછે. શાહાનામાં સાથે સરખાવતાં તેમાં જે જે ફેર નજર આવતો હોય તે છતા આ બરજો નામાનાં લખનારની કલમની તારીફ કરીઆ વગર ચાલતું નથી.

આવાં સુંભાશીત લખાણનો આજ કેટનાક વરસોની વાત ઉપર કોઇએક પારસી ગરહસથને હાથે ગુજરાતી તરજુમો થયો હતો અને એ પુશતકની અસલ રચના તથા એબારતબદી એવી હતી કે તે વખતે ગુજરાતી ભાશાનો એકે સારો કોશ હોવા ન છતા તથા બોલીનો એટલો વધારો ન છતાં તેના તરજુમા કરનારે પોતાના ફારસીનાં બલથી રસીલો અને વાચવાને ખુશ લાગે એવો બનાવાને પુરે તજવીજ કીધેલી લાગેછે. તે પુશતકો આજ મલી આવતા નથી અને આજ આપણા લોકોમાં કાહાણી કથા વાચવાનો શોખ વધતો જાયછે તેવા સમામાં યુનીઅન પરેસનાં માલિકોને સારૂ સુજ પડીયું કે આની કીશમના પુશતકો થોડા વરસમા નાબુદ થઈ જાય તેથી ફરીથી છાપી તેમા ચાલુ વખતની એબારતબંદીના કાયદા મુજબ જોઈતો સુધારો તથા વધારો કરી તલપતી આલમની સામે એકવાર ફરી આ રંગીન એબારતનાં પુશતકો ધરવા.

આ પરમાણે એ "પરેસનાં" માલિકોએ બરજો નામાનુ પેહલું દફતર સારી અને સુદર છપાઈ તથા બાંધનીથી બંધાવી આલમની સામે ધરીઉંછે. જોકે એમાં જે કાંઈ વાચવામાં આવે તેને તવારીખ નહી ગણવી તોપણ એટલું ધીઆદ રાખવું કે તેનો પાએઓ તવારીખ ઉપરથી લીધામા આવીઓછે. શાહેરોની શરાહગાત સરવેને રોશનછે. ફરસુદને વખત એવાં એક પુશતકને ધ્યાનથી વાચવાથી ગુજરાતી એબારત સુધરેછે અને ખુદરતના રમણીઅ દેખાવોના ચીતાર કલમથી ચીતારવાને માણસ સીખી શકેછે. એક ગુજરાતી જાહેર લખનારે પોતાના એક મીતરને કહેઉં હતું કે તેને પોતાની ગુજરાતી એબારત બરજો નામુ વાંચવાથી સુધારી હતી.

આ પુશતકની કીમત રૂ૩) રાખીછે અને જલદીથી એ પુશતકના બીજા દફતરો છપાવી બાહેર પાડવાની પરગટ કરનારાઓએ કબુલાત આપીછે. હમો આશા રાખીએછ કે આપણા ઈરાંની લોહીની ખુબી પીછાનવાને અને ફરસુદનો વખત શેહેલથી ગુજારવાને માટે આપણા સરવે ગુજરાતી વાચી જાણનારા લોકો આ પુશતક પોતાની પાસે રાખશે.

એવાં ગુજરાતી પુશતકો ડુબટ ખાતે પરે એથી હમો તથા કોઈબી જાહેર લખનાર ખુશી દેખાડનાર નથી. આગલ લખાએલા સારા પુશતકોની હસતી આજે કમતર થતી જાયછે એ અફસોસકારકછે. એમ થતા નવાં પુશતકો તેઓની જગા બરાબર રાખતા હોયતો તે વીશે જાહાજુ કાંઈ બોલવાનુ નથી; પણ માઠા બાએગે તેવી ખુટ પુરાવા વગર પેહલા પુશતકો ડુબત ખાતે જાય છે. વલી જે પુશતકો એવી ખુટ પુરી પાડી શકે એવાં પરવરતાવે છે તેવાને બીલકુલ સારો આસરો મલતો નથી તેથી તે પણ ડુબત ખાતે જાયછે.

હમો જોઈને દલગીર છઇએ કે "બાલ મીતર" જેવી સુંદર એબારતની અને સરસ રીતે રચેલી ચોપડી જે જુવાન શીકનારને હોંશે હોશે વાંચવા ગમતી તે આજે નીશાલોમાંથી કાહાડી નાખીછે એટલુજ નહી પણ તે આસતે આસતે નાબુદ થવા માડીછે. જોકે એ "બાલ મીતર" પેહેલા ફરેંચ ભાશામા લખાયલી હતી તે ઉપરથી તેનો ઇંગરેજીમા અને ઇંગરેજી ઉપરથી મરાઠીમાં અને મરાઠી ઉપરથી ગુજરાતીમાં તરજુમો થયો તે છતાં તે અસલનો રસકસ એવીતો રીતે તરજુમો કરનારે જાલવી રાખેછે કે આજે આગલા કેલવણી પામેલા જુવાનો જેવો ચાલીસથી પીસતાલીસની વયમા આવયાછે તેવો એ પુશતક વાંચવાને હજુર હોંશ બનલાવે છે. એ પુશતક ગુજરાતીમા બાલબોધ અક્ષરે લખાએલુછે તેને હાલ શેહેજમા ગુજરાતી હરફે છાપી શકાએ. એવા બીજાં થોડાં એક પુશતકોછે જે આજે આપણા પુશતકોની હારમા બીરાજી શોભા આપતા જોવાને સરવે સમજુ લોકો રાજીછે.

---

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. જુલાઈ ૧૮૫૮ આંક ૭ મો.

## નીંદાખોરી નીશાળ.

—ooooo—

### નાટક પાત્ર.

સેઠ ઓલીઆશા.. એક તવંગર બુજરગ સોદાગર ને ગુલાબબાઈના વાલી.
સેઠ દુલલાજી. .. એક તવંગર બુજરગ સોદાગર.
સેઠ છપનજી. .. એક નીંદાખોર સેઠ.
ડોસીઆજી કાકા.. સેઠ છપનજીનાં નીંદાખોર કાકા.
સેઠ નીશાંખાજ... એક છાકટા સેઠ
પુરબુધીઆજી.. } બે ભાઈઓ અને સેઠ દુલલાજીનાં ભતરીજા.
દીવાલીઆજી.. }
સાપુર........ સેઠ દુલલાજીનાં મરનાર બાઈનો ચાકર.
બેદરકાર ભાઈ. .. એક ફકર વગરના ભાઈ.
મારવાડી... .. એક વીઆજખોરો
સરપશાહ.. .... એક સાપના સરખો કાવાદાવાખોરો કારભારી
ઓખરાંબાઈ. .. ઓલીઆશા સેઠના ઉડાઉ ધણીઆની.
ટચકાંબાઈ...... એક નીંદાખોરા બાઈ.
અલગાબાઈ..... એક અલગાં ને અલગાં પણ નીંદાખોરાં બાઈ.
ગોલાબબાઈ.... એક ભલી મા બાપ વગરની છોકરી

———

### અંક ૬ ઠો.

———

પ્રવેશ ૧ ઠો.

દેખાવ ૧ લો—સેઠ ઓલીઆશાનું ઘર.

સેઠ ઓલીઆશા, શેઠ દુલલાજી તથા સાપુર દેખાયછે.

દુલલાજી—શાપુર જેમ આપણે તલાવત કરી હતી તેમ બેહુ માહારા ભતરીજાઓની પરીક્ષા કરીછે.

સાપુર—ઓલીઆશા શેઠદુલલાજી શેઠની ખાતરી થઇછે હો કે અંતે તહમેજ ખરા પડયા!

દુલલાજી—પુરબુધીઓ તો જુવાંનીઆંઓ કાજ એક નમુનોજછે. એક વીટીપરનું રતનજ ખરૂં. કેમ ઓલીઆશા શેઠ તહમે કાંઈ તહમારા પયારા પુરબુધીઆજીની તારીફને ટેકો આપતા નથી.

ઓલીઆશા—દુલલાજી આ દુનયાંજ પાપીછે માટે જેટલી થોડી તારીફ કરીએ એટલી બેહેતર.

સાપુર—ઓલીઆશા શેઠ તહમારા વીચાર ફરતા જોઈ ઘણો અચંબો લાગેછે!

ઓલીઆશા—સાપુર હવે કરકરા છોડ. મહને ખબરછે કે તહમે લોક નખરાં કરોછો અને તહમે શઘલી વાતથી વાકેફછો.

સાપુર—શેઠ હવે ખરૂં કહીએતો શઘલી વાતથી હમે વાકેફ છઈએ. રસતામાં મહને ઓખરાંબાઈ મલયાં પણ એવાંતો માખન થઈ ગયલાં કે મહને કાલાવાલા કરવા લાગયાં કે જો સાપુર માહારી*તરફના બે સખુંન ઓલીઆશા શેઠને કેહેજે.

ઓલીઆશા—પણ શું દુલલાજી શેઠ બારીકે બારીક વાતથી માહીતછે?

દુલલાજી—પરદાની અને દરજનની વાત શુધાં.

સાપુર—ચાલો શેઠ ખાવાનો વખત થયોછે માટે શઘલી વાતો તયાંહ કરીશું. [જાયછે.

———

દેખાવ ૨ જો—એક દીવાનખાનું.

ટચકાંબાઈ અને પુરબુધીઆજી દાખલ થાયછે.

ટચકાંબાઈ—એવું હવે બને કે ઓલીઆશા શેઠ ગુલાબને દીવાલીઆ સાથે જવાને વાંધો લે નહી. માનજો પુરબુધીઆજી કે એ બેયાલથી હુંતો અરધી દેવાની બની જાઉંછું.

પુરબુધીઆજી—બાઈ એકવાર એમબી કહો કે માહારી ભુલ થઈ; કે પાધરો રસતો છોડી આડે વાટે ચાલયો પણ તેથી શું એમ ધારોચ કે આપણે હારયાં?

ટચકાંબાઈ—કાંઈબી નહી.

પુરબુધીઆજી—બાઈ હું ધારૂંચ કે સરપસાહ હજી આપણા હાથમાંછે. જો એમજ હોયતો એ એમ સોગંદ ખાઇને કેહેશે કે દીવાલીઆએ તહમારી સાથે પરણવાનો કોલ આપયોછે. અને વલી બીજો મુદદો જોઇશેતો એના તહમારી ઉપર લખેલાં કાગજ આપણ પાસે કયાં નથી. (એવામાં બારણું ઠોકવાનો અવાજ આવેછે) પણ સબુર કરો. બાઈ સો વસાતો માહારા કાકા દુલલાજી બારણું ઠોકેછે. પેલા ઓરડામાં મેહેરબાંની કરી બેસો. એમના જવા પછી હું તહમારી સાથે ગોઠવણ કરસ.

ટચકાંબાઈ—પણ એવામાં આપણોબી ખોખરાંબાઇ સરખો હાલ થાયતો ?

પુરબુધીઆજી—તેની કાંઇ દેહેસત નહી. એવાતો દુલલાજી સેઠને હાથમાં લઉં કે પોતાનીજ આબરૂ ખાતર આપોઆપ જીભ બંધ કરે.

[ ટચકાબાઇ પાસેના ઓરડામાં ભરાયછે

ગમે તે થાઓ પણ દીવાલીઆ કરતાં હજી માહારી આબરૂ મોહોટીછે. અરે ! આએતો દુલલાજીને બદલે વલી પેલો નખોત ગયલો મહીઆરજી મહને ઘેરવાને આવેચ.

[ દુલલાજી સેઠ દાખલ થાયછે.

મહીઆરજી ભાઇ હમણા તહમે રૂખશત લઓ. એમ વારેઘડીએ મને કંટાલો આપશો ના.

દુલલાજી—સેઠ મેં એમ સાંભલયું કે દુલલાજી સેઠ હીંયાં પધારનારછે માટે તેમને ભેટવા કાજ આવયોછું.

પુરબુધીઆજી—જાઓ સેઠ. હું તહમને કહુંછું કે અબ ઘડી હીંયાંથી નીકલો. હીંયાં આવ દોરાબ એને માર હંસેલા (ધકા મારેછે.)

[ દીવાલીઆજી દાખલ થાયછે.

દીવાલીઆજી—સબર ! સુંછે. એતો માહારો દલાલછે. કેમ સાવકશા સેઠ શુંછે ?

પુરબુધીઆજી—તયાહારે તાહારી પાસેબી આવી ગયો ખરો કે !

દીવાલીઆજી—પુરબુધીઆ તહમેબી ઉછીકો લેવાનો સરાફી ધંધો ચલાવયો કે ?

પુરબુધીઆજી—હમણા કાકા આવતા હશે અને હું એવણને કહુછું કે તહમે પછી આવજો તે એવણ માનતા નથી.

દીવાલીઆજી—હા સાવકશા સેઠ હું પણ એમજ ધારૂંછું. તહમે હમણાતો પધારો.

પુરબુધીઆજી—સાવકશા સાવકશા શું કરેચ ? એવણનું નામતો મહીઆરજીછે એવણ આપણા માંના કટમીઆંછે.

દીવાલીઆજી—કાકાતો તયારે પોતાના વરસ પરમાણે નામબી બદલતા દેખું.

પુરબુધીઆજી—મહીઆરજી હવે તહમને કહુંછું કે હમારો પીછો છોડો.

દુલલાજી—સાહેબ——

દીવાલીઆજી—લે ચાલ હવે ભટાઇ છોડ.

દુલલાજી—સાહેબ એતો જુલમ જાસતી થઇ.

દીવાલીઆજી—ગમે તે હોય હવે નીકલ.

[ધકકા મારી કાહાડેછે

ઓલીઆશા સેઠ, બાઇ ખોખરાંબાઇ, ગુલાબબાઇ, અને સાપુર દાખલ થાયછે.

ઓલીઆશા—અરે એ કમબખતો ! શું વફાદાર ભતરીજાઓછે કે ઘણે વરસે ભેટ લેવા આવેલા બુઢા કાકાને હંસેલા મારી બાહાર કાહાડેછે ?

સાપુર—દુલલાજી સેઠ મહીઆરજીના નામે તહમને કાંઇ બંચાવ મલયો નહી.

દુલલાજી—અને વલી સાવકશાએ તે શું પાર કીધો. મહીઆરજી મરી મરીને તવલી ગયો તો એક અરખી વલી નહી, અને જેમ માહારા વડાવાઓને નાહેક ધકા મારી બાહાર કાહાડી મેલયા તેમજ સાવકશાના પણ હાલ થયા.

પુરબુધીઆજી—દીવાલીઆ !

દીવાલીઆજી—પુરબુધીઆ !

દુલલાજી—ઓલીઆશા સેઠ માહારા વડા ભતરીજાને જુવો. તહમે જાણોચ કે એ મહને કેટલો આભારીછે ? માહારી અરધી પુંજી એને સપુરદ કરતે પણ જોઇને હું નાસીપાસ થયોછું કે એનામા સચાઇ, ધરમ, અને વફાદારીનું એક તણખું પણ નથી.

ઓલીઆશા—જો હું એને નહી ઓલખતો હોત કે એ એખલપેટો, ઠગાબાજ અને મકકરે પુરછે તો તહમારી બોલીથી અજબ થાત.

પુરબુધીઆજી—કાકા જરા મહને સાંભલશો ?

દુલલાજી—ચુપકીદી પકર. તાહારી લુચાઇને જો તું સંકટના વખતમાં હવે છોડી દેવા માંગતો હોયતો તાહારામાં કાંઇજ સાર હોવો જોઇએ નહી. ઓલીઆશા સેઠ આં નાના પોરીયાએતો પોતાના વડાવાઓનેજ હંસેલી મેલયા. કાંઇ કાંઇ લડાઇઓના પેહેલવાનોતો એને મનસે ભાગેલો કાટ.

દીવાલીઆજી—કાકાજી સાહેબ હું કબુલ કરૂંછું કે હું તકશીરવારછું. પણ માહારી મુરખાઇનો પસતાવો કરતાં એક વાતથી આજ મહને સંતોશ ઉપજેછે કે માહારા બાપ સરખા વાલીના દીદાર મેં આજ ઘણે વરશે પાછાં જોયાંછે.

દુલલાજી—દીવાલીઆ તાહારી સચાઇપર મહને ઇતબારછે. લાવ તાહારો હાથ.

ખોખરાંબાઇ—એજ હાથ દુલલાજી સેઠ એક બીજા હાથ સાથ જોડો કારણ તે બેહુ ભેટવાને ઘણું થયું તલપેછે.

ઓલીઆશા—બેટી ગુલાબ તાહારે જે બોલવું હોય તે બોલ.

ગુલાબ—માહારે થોડુંજ બોલવુછે. એ (દીવાલીઓ) સુખી હોશેતો હું પણ સુખી હોઇશ, પણ માહારા કરતાં એક બીજી ઓરતનો એના ઉપર વધારે દાવોછે માટે ખુશીથી હું તે દાવો કબુલ કરૂંછું.

દીવાલીઆજી—કેમ ગુલાબ ?

ઓલીઆશા—શું વાતછે ! અરે જાહારે સરાફોની ચોકી એને બારણે હતી તાહારે તું તાહારો હાથ સપુરદ કરવા તઇયાર હતી અને હવે જાહારે શઘલો મામલો ફેરવાઇ ગયો તાહારે તું છટકવા માંગેચ.

ગુલાબ—દીવાલીઓ અને ટચકાંબાઇ એનું કારણ સારી પેઠે સમજેછે.

પુરબુધીઆજી—બાઇ ટચકાંબાઇની ઉપર ગેરઇનસાફી ગુજરે માટે માહારીથી જેવાઇ શકાતું નથી.

[બારણુ ઊઘાડેછે, અને ટચકાબાઇ દાખલ થાયછે.

ઓલીઆશા—લે વલી એક બીજી દરજન !

ટચકાંબાઇ—નગુણા દીવાલીઆ ! જે વીશવાશઘાત તેં માહારી સાથે કીધોછે તેની આવી વખતે તુંહને ઇયાદ આપવી કદાચ ઘણી કઢંગી લાગે.

દીવાલીઆજી—કાકા વલી આ તહમારોજ એક મનસુબોછે. આ બાઇ શું બોલેછે તેની મહને સમજ પડતી નથી.

પુરબુધીઆજી—એક બીજી સાહાદત આવવેથી કદાચ તેની ઈયાદ તુંહને આવે. સરપશાહને કોઈ બોલાવશો ?

[સાપુર જાયછે અને તરત સરપશાહને લઈ દાખલ થાયછે.

સરપેશાહ—પુરબુધીઆજી સેઠ અને બાઈ ટચકાં બાઈ તહમારા ગરીબડા સેવકને દરગુજર કરવી. તહમારી તરફથી જુઠું બોલવાને માટે મહને જે રકમ તહમોએ આપી તે કરતા તહમારી સામું સાચું બોલવાને મહને એ ઘણી રકમ મલીછે માટે માહારે કેહેવા વગર ચાલતું નથી કે જે દાવો તહમે દીવાલીઆ ઉપર લાગુ પારવા માગોછો તે તમામ ગલતછે.

ટચકાંબાઈ—સેતાનનો હવાલો તહમને હોજો !

ખોખરાંબાઈ—બાઈ સબર કરો ! તહમે ને પુરબુધીઆએ માહારે નામે દીવાલીઆ ઉપર કાગલો લખયાંછે અને તેનો જવાબ પણ તહમેજ વાલયોછે માટે હું ઘણી ઉપકારી થઈછું. પણ જે મદરેસાના તહમે પરમુખ ખપોછો તે મદરેસાના નીંદાખોર અધીકારીઓને માહારી ઘણાઘણી સલામ કેહેજો અને કેહેજો કે બાઈ ખોખરાંબાઈને તહમોએ મેહેરબાનગીથી આપેલી સનદ તહમારી સાથે પાછી મોકલીછે કારણ લોકોની આબરૂ મારવાનો પેશો તેવણે મેલી દીધોછે.

ટચકાંબાઈ—તહમેબી બાઈ માહારાં ભરતમાં ? વારૂં તહમારા ઘણી બીજા પચાસ વરસ જીવો ! [જાયછે.

પુરબુધીઆજી—મહને ખબર નહી કે બાઈ ટચકાં બાઈએ આવાં કાવતરાં કીધાંછે. એ કીનાની મારી માહારા ભાઈને હેરાન કરશે માટે એની પુઠ ધરૂં. [જાયછે.

સરપશાહ—સેઠ આટલી કરમબખશીશ માગુંછું કે એ વાત બાહાર પડે નહી.

ઓલીઆશા—મુરખ ઉલટો ખુશી થઈ જાહેર કર કે તાહારી આખી જીંદગીમાં તાહારે હાથે એકબી કાંમ સારૂં નીપજયું

સરપશાહ—સેઠ જો ગાંમમાં એકવાર આશકારા થયું કે સરપ પરમાણીક થઈ ગયો તો દુનયાંના માહારા મીતર શતરૂ થઈ લાગશે. [જાયછે.

દુલલાજી—માલ દીવાલીઆ તાહારા આવતી કાલના વીવાહની તઈયારી કર.

દીવાલીઆજી—કાકા હું તમારો ઘણો ઉપકારી થયોછું.

ઓલીઆશા—પણ એખલપેટા ગુલાબની મરજીતો પુછ ?

દીવાલીઆજી—કાકા ગુલાબની મરજી મેં કયારની પુછી લીધીછે.

ગુલાબ—શરમછે દીવાલીઆ ! ઓલીઆશા સેઠ એક બોલ પણ માહારા મોહોમાંથી નીકલયો નથી.

દુલલાજી—વારૂં ચાલ તારે જેમ બોલ થોડા તેમ બેહેતર. ઈશવર કરેને તમારો પયાર ઘટે નહી.!

દીવાલીઆજી—શાપુર હું દીલોજાનથી તાહારો ઉપકાર માનુંછું કારણ મહને ખબરછે કે હું તારો કેટલો આભારીછું.

ઓલીઆશા—હંમેશ શાપુર એમ કેહેતો હતો કે દીવાલીઓ અંતે સીધેજ રસતે ઉતરશે.

દીવાલીઆજી—કાકા ગઈ વાત ગુજરીજ જાણજો. આ મનમોહનની (ગુલાબ) આંખોમાંથી જે આકારી રોશનીના કીરણ નેકીનો રસતો દેખાડેછે તેજ રસતો હું તેજ કીરણના તેજથી હરદમ સોધતો રહીશ. મેં આ નાજનીના પયારમાં ઘર કીધુંછે અને એના મીઠા શબદ અને નેકીની આસપાસ એવો જબર કોટ બનેલોછે કે મુરખાઈ અને નાદાંનીઅત માહારી પુઠ ધરી ગમે એવા બાંનો મોકલે તો મહને પાછો પોતાની મંડમાં જહીતી લેનાર નથી.

સમાપત.

---

## બરાહમણ, વાંઘ, અને છ નયાયધીશો.

(મીસ ફરીઅરની વાતોમાંથી.)

એક સમયે એક બરાહમણ રસતેથી ચાલયો જતો હતો તેની નજર એક લોહોડાંના પીંજરાં ઊપર પડી જેની અંદર પાસેના ગામડાંના લોકોએ એક વાઘને પકડી કેદ કીધો હતો.

વાઘે બરાહમણને હાંક મારી કહયું કે "હે બરાહમણ ભાઇ, હે બરાહમણ ભાઈ, ગરીબ ઊપર દયા કરો અને એક પલ મહને પીંજરાંમાંથી કાહાડો કે પાણી પી તરશ મટાડું, કારણ હું તરશથી મારયો જાઊંછું." બરાહમણ બોલયો કે "નહી હું કાહાડનાર નહી કારણ જો પાંજરાંમાંથી તહને છોડયોતો તું માહારો ભક્ષ કરયા વગર રેહેનાર નહી."

વાઘ બોલયો કે "ઓ દયાલુ સેઠ એ કામ હું કદી કરનાર નહી. એવો નગુણો હું થનાર નહી. મહને છુટો કર અને પાણી પી હું પાછો હીયાં કેદ થઈશ" બરાહમણે દયા કરી પાંજરૂં ઊઘાડયું પણ તરત વાઘે બરાહમણ ઊપર તરાપ મારી અને કહયું કે "પેહેલે ખાઊં તુંહને ને પછી પીયું પાણી." બરાહમણ બોલયો કે એટલી ઊતાવલ કરી મહને મારીશ નહી. આપણે છ જણાનું મત લઈએ અને બધા એમ કેહે કે તું મહને મારે તે વાજબીછે તો હું મરવાને તઈયારછું." વાઘ બોલયો કે "વારૂં ચાલ જેમ તું કેહે તેમ. પેહેલે આપણે છ જણાના મત લઈએ."

આ કારણસર બરાહમણ અને વાઘ ચાલતા ચાલતા એક વડના ઝાડ આગલ આવી પુગા. બરાહમણ બોલયો કે "વડના ઝાડ, વડના ઝાડ, સાંભલ અને ચુકાદો કર." વડ બોલયું "શાનો ચુકાદો કરાવેછે?" બરાહમણ બોલયો કે "આ વાંઘે મહને વીનંતી કરી કે હું પાનીનો પેયાશો છું માટે માહારૂં પાંજરૂં ઊઘાડ અને હું તુંહને ખાઈશ નહી. મેં એને છુટો કીધો તેથી તે મહનેજ ખાવા માંગેછે એ શું હકવાજબીછે?"

ઝાડે જવાબ દીધો જે "માહારા થંડાં છાયા તલે સુરજના તડકાંમાંથી માણસો વારેઘડીયે આસરો લીએછે, પણ તેમની ગરજ સરી એટલે તેઓ માહારી ડાંખલીઓને ભાંગી તુકડા કરેછે અને માહારાં પાતરાંનો નાશ કરેછે. ખારે વાઘ માણસને કારણ તેઓ નીમકહરામછે." આ બોલો શાંભલતાંજ વાઘે બરાહમણને તત કાલ મારી નાખયો હોત; પણ બરાહમણ બોલયો કે "વાઘ મહને ના ખાતો પણ તાહારૂં વચન પાલજે કે છ જણાનો અભીપરાય સાંભલવો." એ ઊપરથી તેઓ આગલ ચાલયા અને રસતામાં તેમને એક ઊંટ મલયું. બરાહમણ બોલયો કે "ઊંટ સાહેબ, સાંભલો અને ચુકાદો કરો." ઊંટ બોલયું "શાનો ચુકાદો કરાવેછે?" પછી બરાહમણે માડી મેલી વાત કહી અને ઊંટ નીચે મુજબ બોલયું, "જાહરે હું નાનું હતું અને જુવાંનીનું લોહી હતું અને ઘણું વહીતરૂં કરતું હતું તાહારે માહારો શેઠ માહારી ઘણી બરદાસત લઈ સારો ખોરાક આપતો હતો; પણ હવે માહારાં વલતાં પાણી થયાં તાહારે તે મહને ભુખે મારેચ અને વગર તરસે હાડકાં ભાંગેચ. ખારે વાઘ માણસને કારણ તેઓ ઘાટકી અને બેઈનસાફીછે."

વલી બરાહમણપર વાઘે તરાપ મારી હોત પણ બરાહમણે તેને તેના વચનની ઇઆદ દીધી. વલી આગલ ચાલતાં રસતામાં પડેલો એક બલદ તેમને મલયો. બરાહમણ બોલયો કે "બલદ ભાઈ બલદ ભાઈ, સાંભલ અને ચુકાદો કર." બલદ બોલયો કે "શાનો ચુકાદો કરાવેછે?" બરાહમણે શઘલી હકીગત કહી જે ઊપરથી બલદ બોલયો કે "જાહારે હું વેઠ કરતો હતો તાહારે માહારો શેઠ માહારી મદારત કરતો હતો પણ હવે માહારી બુઢી અવસથા થઇ તેથી મહને રસતે ખરક મરવા મુંકેલોછે. ખારે વાઘ માણસને કારણ તે નાતરસછે."

છ માના તરણેતો બરાહમણનો ઘાટ ઘડયો પણ હજી તેણે હીમત મેલી નહી. પછી હવામાં ઊડતું એક ગરૂડ પક્ષી તેઓએ જોયું જેને થોભાવીને બરાહમણે કહયું કે "એ મેહેરબાન ગરૂડ સાંભલીને ચુકાદો કર." ગરૂડ બોલયો કે "શાંનો ચુકાદો કરાવેછે?" બરાહમણે શઘલી વાત કહી પછી ગરૂડ બોલયું કે "જાંહાં મહને માણસો જોયચ તાંહાં માહારી સામે બંદુક ધરેચ; ટેકડાઓપર ચહડીને માહારાં બચાંને કાહાડી લીએચ. ખારે વાઘ માણસને કારણ તેઓ પરૃથવીના દઈતછે."

વલી વાઘે પોકાર મુંકયો પણ બરાહમને તેનુ વચન ઈયાદ દેવડાવયું. પછી ચાલતાં ચાલતાં તેઓએ એક સોસવાટને જોયું જેને બરાહમણે કહયું કે "સોસવાટ કાકા, સોસવાટ કાકા, સાંભલીને ચુકાદો કરો" સોસવાટ બોલયું કે "ભાઇ શાનો ચુકાદો કરાવેછે?" બરાહમણે આશા ભર પોતાનો હેવાલ કહયો પણ સોસવાટ બોલયું કે "જાહારેબી હું પાણીમાંથી ડોકું બાહાર કાહાડુંચ કે માણસો મહને હલાક કરેછે અને મારી નાખવાની વેતરન કરેછે. ખારે વાઘ માણસને કારણ જાંહાંશુધી તેઓ જીવતાછે તાંહાંશુધી આપણા જીવને કરાર નથી."

બરાહમણે કપાલ સાથે હાથ ઠોકયો પણ નોખી વાઘને વીનંતી કીધી કે વચન મુજબ છઠા જણનુ મત લેવું. છઠો નયાયધીશ એક કોહોલું નીકલયું. બરાહમણે પોતાની શઘલી હકીકત કહી અને પુછયું કે "કોહોલાં કાકા, કોહોલાં કાકા ચુકાદો કરો." કોહોલું બોલયું કે "કજીયો થયો પેહેલાં તહમે બેહુ કેહેવી રીતે અને કઈ જગાએ ઊભા હતા તે જોઊં નહી તાંહાંશુધી ચુકાદો કરવો મુનાશેબ નથી." વાઘનાં પીંજરાં આગલ શઘલા ગયા પછી કોહોલું બોલયું કે "બરાહમણ તું કયાંહ ઊભો હતો?" બરાહમણે જગા દેખાડી કહયું કે "હીયાં કોહોલાં કાકા" કોહોલાંએ પુછયું વાઘ કયાંહ હતો? વાઘ બોલયો કે "આ પીંજરાંમાં." કોહોલું બોલયું કે "પીંજરાંમાં? પણ તાહારૂં મોહોડું કેમ હતું?" વાઘે તરત પીંજરાંમાં કુડકો મારી કહયું કે "વલી આએ એમ?" કોહોલું બોલયું કે "પાંજરૂં બંધ હતું કે ઊંઘાડું?" બરાહમણ બોલયો કે "કાકા બધરે; ને વલી સાંકલ મારેલી." કોહોલું બોલયું કે "તાહારે બંધ કરીને શાંકલ દેજોઊં?"

વાઘ પાછો કદ પડયો ને કોહોલું બોલયું કે "એ ઘાટકી અને નીમકહરામ વાઘ! ગરીબડા બરાહમણે તાહારૂં બારણું ઊંઘાડયું તે શું પોતાનો જીવ આપવા? તાહારા જનમ શુધી હીયાંજ મરજે ને કોઇ તાહારી કદર ખાઇ તહને બાહાર કાહાડનાર નથી. બરાહમણ ભાઈ તું તાહારે રસતે જા ને હું આએ માહારે રસતે ચાલયો." એમ કહી કોહોલું અને બરાહમણ વાઘને તેની કરણીનો વીચાર કરતો મેલી ચાલતા થયા.

## "આંગલો સાકસન" સ્ત્રીઓ. †

ઈસવી સનની પાંચમી સદીમાં, સાકસન લોકો ઈંગલંડમાં ઉતરી પડીઆ, અને જે અસલી રેહેવાશીઓએ તેમને મદદને માટે બોલાવીઆ હતા, તેઓનાજ સરદાર થઈ પડીઆ. બીચારા અસલી રેહવાશીઓને એક ખુણામાં (વેલસ પરાંતમાં) ઘાલી, પોતે બધેબધ પોતાની જાતનુ રેહઠાણુ કરી બેઠાં અને હમણાના આપણા ઈંગરેજ ભાઈઓના વડાવા થયાં. હાલના ઈંગરેજો પોતાની ઉતપનતીમાં એ સાકસનોનું લોહી કબુલ રાખેછે; સાકસનોનાજ શબદો પોતાની ભાશામાં ઘણા વાપરેછે, સાકસનોનીજ રીતભાંત કેટલીક રીતે રાજદરબાર તથા વેહવારમાં રાખી શકીઆછે. માટે એ સાકસનોની સ્ત્રીઓની હાલત, જે વખતે ઈંગલંડમાં આવી વશીઆ તે વખતે, કેવી હતી, એ જાણવાને સ્ત્રી બોધની વાંચનારી બાઈઓને ગમશે, એવું સમજી, નીચે થોડોક હેવાલ જાહેર કરીએ છઈએ.

વેલાતમાં આંગલો,સાકસન આવી વશીઆ તે વખતે ઘરમાં બાપ આખાં કુટંબનો ધણી ગણાતો હતો અને પોતાના છોકરાંનો તેની મરજી પરમાણે નીકાલ કરતો હતો. તે પોતાની છોકરીઓને લગનમાં અને છોકરાઓને ગુલામગીરીમાં વેચી શકતો હતો. અસલી કવીતાપરથી તથા ધારાના ખરંડાપરથી માલમ પડેછે, કે સ્ત્રી એક મીલકતની માફક ગણાતી હતી. બાપ પોતાની ખુશીથી જેને ચાહે તેને આપતો હતો, અને છોકરીને બોલવાનો હક હતો નહી. ધણી, ધણીઆણીનો માલેક ગણાતો અને જે ચાહે તે કરી શકતો. "ઈથેલબરટ" નામના સાકસન રાજાના કાયદામાં એક કલમ હતી, કે "જો કોઈ શખસ એક કુમારી સ્ત્રીને જુલમથી લઈ નાહસી જાએ તો તેણીના બાપને રૂ૨૫) નો દંડ તેણે આપવો અને પછી તેણીને બાપ પાસથી ખરીદ કરવી." બીજી એક કલમ એવી હતી, કે "જો કોઈ શખસ એક છુટા ધણીની ધણીઆણીને લઈ જાએતો, તેણે પોતાના પઈશાથી બીજી સ્ત્રી ખરીદ કરી, પેલા ધણીને સવાધીન કરવી." એવા ધારાથી જે શખસ એક સ્ત્રીની સાથ મોહબતમાં પડીઓ, તો તેણીને લઈ જવાને ડરતો નહી. સ્ત્રીના શગાંઓ તેની પછવાડે લાગતાં, અને જો તે સપડાયતો, નાણું આપી છુટતો થતો. એવી રીતે સ્ત્રી કાહડી લઈ જવામાં હીમત ગણાતી હતી. આ સ્ત્રી ચોરી લઈ જવાની ચાલ પછી, સ્ત્રી ખરીદ કરવાનો વેહવાર વધતો જોવામાં આવેછે.

ઢોરો આપી, છોકરી ખરીદ કરવાની ચાલ હતી. તે એટલાં સુધી કે રાજા વટીક પોતાની રાણીને એવીજ રીતે ખરીદતો. આસતે આસતે રાજનો વેહવાર વધતો ગયો, તારે રાજા પોતાની છોકરીઓને વેચવાને બદલે, બીજા રાજાઓની સાથ રાજયના કારણો માટે, પરણાવી આપતો હતો; પણ છોકરીઓની ખુશી ;સુદ્ધાં પુછવામાં આવતી ન હતી. બાપ પોતાની છોકરીને નાહનપણમાં પરણાવતો, અથવા મઠમાં ધરમઆચારના કારણ મારે અરપણ કરતો. જેમ બને તેમ ધરમ ગુરૂઓ બાપનો તથા ધણીનો ટેકાવ તોડવાની તજવીજ કરતા હતા. અને આસતે આસતે એવું બનીઉં કે ઈશવી સનની ૧૦ મી સદીમાં સ્ત્રીઓ પોતાની મરજી પરમાંણે ધણી પસંદ કરવાને હીમતવાન થતી ગઈ. બાપ, એક ધણીને વાસતે, છોકરીને કેહવા લાગો અને છોકરી, પોતાની ખુશી અથવા નાખુશી જણાવવા લાગી.

અસલ લગનની કીરીઆ ઘણીજ સાદી તથા સેહલ હતી. જેમ આપણે હાથ પર તાલી મારી વચન આપીએ છઈએ, તેમ વર તથા કનીઆ પોતાના હાથ જોડી, જાહેર કરતાં, કે આજથી અમે ધણી ધણીઆંની થયાં છઈએ; અને ધણી પેલી સ્ત્રીને સારી રીતે રાખવાને અને પોશણ કરવાને કબુલાત કરતો, અને ધણીઆંની પીઆર રાખવાને અને ધણીનો હુકમ બજાવવાને કબુલ કરતી. સ્ત્રીના સગાંવાહલાં તે વખતે હાજર રેહતાં અને બાપ અથવા છોકરીનો રખેવાલ ઠેહરેલા પઈસા લઈ છોકરીને ધણીના સવાધીમાં આપતો. એવી રીતના કબાલામાં બાપ, પોતાની છોકરીના ગુણોની વખાણ કરી, વધારે પઈસા મેલવવાની તજવીજ કરે, અને પછવાડેથી છોકરી તેવી નીપજે નહી, એવું વારંવાર બનતું હતું. ઈથેલબરટને એ વીશે એક ધારાની કલમ એવી હતી કે "જો એક માણસ, ઢોરો આપી, એક છોકરીને ખરીદ કરે, અને તેમા જો કઈ ઠગાઈ ન હોયતો, તે કબાલો સાબેત રેહ, પણ જો કંઈ ઠગાઈ માલમ પડી, તો ધણીએ પેલી છોકરીને પાછી આપવી અને તેણીના બાપ અથવા વાલી પાસથી નાણા પાછાં લેવાં." પણ એક ધણી કેટલું સુધી એક સ્ત્રીને રાખી પાછી પોતાના બાપને સવાધીન કરી શકે, તે જણાતું નથી. આસતે આસતે એવી રીતના કબાલાનું નામ નીકલતું ગયું, અને બાપને, છોકરીના પોશણ અને કેલવણી માટે, બદલો આપવામાં આવતો હોય,એમ ગણાવા લાગું.

એ પછી છોકરીઓને અદરાવાની ચાલ નીકલી. છોકરીનો બાપ તેણીને નાહાનપણમાંથી અદરાવતો, અને પણનાર શખસ પાસથી પઈસા આગલથીજ લેતો. અદરાવાનો કાયદો એવો હતો, કે અદરાવીઆ પછી જો છોકરી દશ વરશની વયની અંદર હોય અને પોતાના ઠેહરેલા વર સાથે પરણવાને નારાજી હોય, તો તે કાજ તુટે, પણ પણનાર શખસે, અદરાતી વખતે આપેલા રૂપીઆ, તેને પાછા મલે નહી. જો છોકરી દશ અને બાર વરશની વચેની વયમાં હોય, અને નારાજી દેખાડેતો બાપને દંડ કરવામાં આવે. બાર વરશ પછી જો નારાજી દેખાડે, તો બંને બાપ દીકરાંને શીખશા કરવામાં આવે. એવા ધારાથી એક બાપ પોતાની ખુબસુરત છોકરીને, દસ વરશની આગલ, તરણ ચાર ઠેકાણે કાજ કરી, પઈસા મેલવે, એ દેખાઈતુંછે. એવી રીતની ઠગાઈ ઘણી થવી જોઈએ, કારણકે પછવાડેથી માલમ પડેચ, કે અદરાવતી વખતે છોકરીના બાપને પઈસા નહી આપવા, પણ પરણાવતી વખતે આપવા, એવો ઠેરાવ થયો હતો.

ધરમગુરૂઓ લગનની સાદી કીરીઆમાં વધારો કરતા ગયા. અદરાતી વખતે, હાથ જોડણી વગેરે, ભેટ કરવાની ટેવ ચાલી. વર કનેઆને એક વીટી પેહરાવતો. જે લગન થાય તીઆંસુધી, કનીઆ પોતાના જમણા હાથપર રાખતી, અને લગન થયા પછી, ડાબા હાથના પેહલાં આંગલાં

† "સંડનર" માંથી.

પર રાખતી. વલી અદરાતી વખતે, વર, કનીઆ, એક બીજાનુ ચુબન કરતાં, કે જેથી તેઓનો સબંધ પરમી ગણાતો હતો. લગન થતી વખતે, બાપ, પોતાની દીકરીને, વરના સવાધીનમાં આપતો, અને તે વખતે તેને બીજા પઈસા મલતા. બાપ છોકરીને આપતી વખતે, તેણીના જોડો લઈ વરના હાથમાં આપતો, અને વર તે જોડો પોતાની કનીઆના માંથાપર મેલતો, જેથી કનીઆ તેને તાબએ થઈ, એવું સમજાતું હતું. પરણેતાં એક જોડાં પછવાડે એક જોડો ફેંકવાનો હમણાનો ઈંગરેજોમાં રેવાજ એ પરથીજ નીકલીઓ હશે. એમ કેહવાયછે, કે એક શેઠ ગોલામને મેલવતી વખતે, તે પોતાનો પગ તેની ગરદન પર મેલતો, કે જે તે ગુલામની તાબેદારીની નીસાન ગણાતી હતી. એ પરથી આએ જોડો કનીઆને માથે મુકવાનો ચાલ નીકલીઓ હતો. કેહછે કે, રાતના સુતી વખતે, એક જોડો ધણીના માથાં આગલ મેલતા હતા, અને જો કોઈ સ્ત્રી કલાંક મળીતો, કોઈ મશકરો સખસ હસવાને કાજે, અરખશે જઈને, સ્ત્રીની બાજુપર મેલતો. લગનની રાત પછી, બીજી સવારના ધણી પોતાની ધણીઆણીને પેહરામણી કરતો, કે જેની ઉપર તેનો તે દીવસ પછી કંઇ પણ હક રેહતો નહી હતો. એવી પેહરામણી, આસતે આસતે લગન કરવાની આગમચજ, કબુલ કરાવવામાં આવી. એ પેહરામણી કંઇ જેરી તેવી ગણાતી ન હતી. મોટા લોકોમાંતો મોટી મીલકતોની ભેટ થતી હતી.

સ્ત્રીની તાબેદારી વીશે આટલી બધી કીરીઆ હોવા છતાં સ્ત્રી જાતની મોટાઈ કંઇ ખરેખર દબાઈ રહે, એવું ધારવું અકલથી ઉલટુંછે. જોકે ધણીને તાબએ રેહવાને, ધણીઆણી, કબુલ રેહતી, તો બીજા હાથપર, ધણીએ, તેણીનું પોશાણ કરવાને, માંથે લીધું હતું. વલી ઉપર લખેલી, પરણેઆ પછીની બીજી પેહરામણીથી, સ્ત્રી જાત વધારે આપઅખતીઆરી ભોગવવા લાગી. વખત જતો ગયો, તેમ સ્ત્રી જાતની હાલત સુધરતી ગઈ. એક ધારો સાકસનોમા આસતે રહીને એવો પેવસ થયો, કે જેથી સ્ત્રીને વધારે હક મલવા લાગો, તે એકે ઘરને લગતી કુંચીઓ ધણીએ ધણીઆણીને સવાધીન રાખવી, અને જો ધણી, નહી આપે, તો ફરીઆદી માંડીને, તેની પાસેથી મેલવવી. એ ધારો પસાર થયાંથી, એક બીજો ધાટકી ધારો હતો, તેનું કવત ટુટું. તે એ હતો, કે જો ધણી ચોરી કરેતો, ધણી, ધણીઆણી, છોકરાં, બચાં, સરવે ગુલામગીરીમાં વેચાઈ જાય. પછવાડે એક ડાહયા રાજાએ ઠેડવીઉં, કે જો ધણીઆણીએ જો ચોરાયલી ચીજ પોતાની કુંચી તલે લીધી હોય, તો તેણીને વરનો ગુનાહ લાગુ પડે.

સ્ત્રી જાત ઘર રાખનારી ગણાતી હતી. ખાણું પકાવવાને, તથા પોતાના ધણીનુ સુખ જોવાને, તેણીની ફરજ હતી. કાંતવાનું, વણવાનું તથા ભરવાનુ કામ પણ તેણીનું હતું. આંગલો સાકસન સ્ત્રીઓના ભરતની ઘણી વખાણ થતી હતી. એવાજ વણવાના તથા ભરવાના હુનર પરથી, તેઓને ભપકા ભરેલા પેહરવાસનો શોખ હતો. સાતમી સદીનો એક લખનાર કેહેછે, કે તેઓ સાંકરી, બાંગડી, અને હીરાની વીંટી, પેહરવાનો ઘણોજ શોખ ધરાવતાં હતાં. પોતાના ગાલોને રંગતાં, બાલોને વાલતાં, અને તરેહ તરેહના રંગના કપડાં પેહરતાં હતાં. કપડાં ઉન, સણ, તથા રેસમના વપરાસમાં હતાં. સ્ત્રીઓનો પેરવાસ એવો હતો, કે તેઓનું આખું સરીર, માથાંથી તે પગ સુધી, ઢંકાતું હતું. માથે એક જાતનો ફેંટો; આંગમાં એક બદીઆન, અને તેની ઉપર એક લાંબો જબો, પગની ઘુંટી સુધી પોંચે તેવો, કમરે તેની ઉપર પટો, અને વલી ખાંધ ઉપર સેલો રાખતાં હતાં.

આંગલો સાકસન સ્ત્રીઓ, પોતાના બાલ, જીઆંસુધી કુમારી રેહતી, તીઆંસુધી છુટા રાખતી હતી, અને પરણેઆ પછી, અમોરો બાધતી હતી. છુટા બાલથી, એમ જણાતું, કે એક સ્ત્રી કુંમારી તથા પાક દામાનનીછે. જો કોઈ સ્ત્રી ગુનેહગાર થડતી, તો તેણીના બાલ કાપી નાખવામાં આવતા હતા; તેજ પરમાંણે, મરદ ગુનેહગારના બાલ પણ કાપવામાં આવતા હતા અને આપણે હજુ સુધી જોઈએછે, કે આપણા કેદીઓના બાલ બોરી નાખવામાં આવેછે.

એજ સ્ત્રીઓ જોડા પણ પેહરતી હતીઓ. જોડા તરેવાર રંગના, ઘુંટીવેર આવે તેવા, અને પાટલી ઉપરથી વાધરીએ બંધાય તેવા હતા. મરદ અને સ્ત્રીના જોડાઓમાં કંઈ ફરક ન હતો. મોટા લોકના જોડા ઉપર તરેવાર જાતના આકાર પણ છાપવામાં આવતા હોય એવું માલમ પડેછે, તથા તલીએ ચુંક મારતા હતા એમ પણ જણાયછે.

આંગલો સાકસન સ્ત્રી તથા મરદો પગના તથા હાથનાં મોજાં પેહરતાં હતાં; પણ તે સાના બનાવતાં હતાં, તે માલમ પડતું નથી. ચીતરો પરથી માલમ પડેછે, કે મરદોના પગના મોજાં, તરેવાર રંગીન હતાં. એવું પણ માલમ પડેછે કે તેઓ હાથના મોજાંને "હાનડ શુ" એટલે કે હાથના જોડા કેહતાં હતાં.

આગલ કહેઆ પરથી જણાશે, કે સ્ત્રી પોતાના ધણીને તાબએ ગણાતી હતી, તોપણ ઘરના સંસારમાં પેહલો વગ ધરાવતી હતી. અલબતાં, ધણી, માલેક ગણાતો, પણ ઘરમાં, જો કોઈ પહરાણો આવે, તો તેનો આસના વાસના સ્ત્રી કરતી હતી. પોતાને તાંહાં જમવાને જો દોસતોને તેડીઆ હોય, તો સ્ત્રી સાથે બેસતી એટલુંજ નહી, પણ કંઇ જોઈતું કરતું પોતે ઉઠીને લાવી મેલતી. એક સરદારની ધણીઆંણી, પોતાના ધણીના હાથ નીચેના માણસોને, પોતેજ બખશીસ આપતી હતી.

હમણાનો જે "લારડ" અને "લેડી" નો ખેતાબ મોટાં માણસો ધરાવેછે, તે શબદો પેહલાં કેમ વપરાસમાં હતા, તે જાણવા જોગછે. જે ધણી પાસે રોટીનો જથો હોય, તે ધણી મીલકત ધરાવનાર કેહવાતો. રોટીના માલેકને "†લાફ—આરડ" કેહતા હતા. સ્ત્રી, રોટી પોતાના માણસોમાં વેહચનાર ગણાતી, તેથી તેણીને "લાફ ડીગ" કેહતા હતા અને રોટી ખાનાર અથવા જેઓના આધાર "લાફ આરડ" પર હતો તેઓને "લાફ ઈટાસ" કેહતા હતા. "લાફ આરડ" અને "લાફ ડીગ" પરથી "લારડ" અને "લેડી" થઈ ગયાં.

એવું પણ જણાયછે, કે સાકસનોમા એકથી વધારે બાઈરી કરવાનો ચાલ હોય; પણ ખારીસતી ધરમ તેઓમા

† એ "લાફ" પરથીજ "લોફ" એટલે પાઊ થયલ હશે

પસાર થયા પછી, તે ચાલ ટુટવા લાગો. વલી.એક રીત
એવી હતી, કે જો ઘરનો ધણી, બીજી બઈરીની હઈઆતી
મા મરણ પાંમતો, તો તેનો પેહલી બઈએરને પેટનો છોક
રો, સાવકી માએ સાથે, પરણતો. જેણે કે, જેમ બાપની
મીલકત તેની થતી, તેમ તેની બઈરી પણ થતી. એ રીત
નવમી સદી સુધી જોવામાં આવેછે. તારપછી, ખરીસતી
લોકોના પાદરીઓ તેનો અટકાવ કરવા લાગા અને સાક
સન રાજાઓને સજા અથવા ધમકીથી અટકાવી શકતા હુ
તા. કેનટનો સાકસન રાજા ઈથેલબરટ ખરીસટી ધરમમા
વટલીઓ હતો, તેની પેહલી રાણીના મરણ પછી, તે બી
જી બરથા નામની શાહજાદી સાથ પરણેઓ હતો. ઈથેલ
બરટ, એ રાણીને મુકી ૬૧૬ માં મરણ પામીઓ. તે વખ
તે તેનો છોકરો, ઈડબાલડ, ગાદીએ આવોઓ, અને ખ
રીસતી ધરમ તજીને, સાવકી મા સાથ લગન કીધાં. પ
ણ પછવાડેથી, તે પાછો વટલેલો માલમ પડેય, અને પો
તાની પરણેલી સ્ત્રીને તજી દીધી હતી. ઈ૦ સ૦ ૮૫૭
માં, ઈથેલબાલડ નામનો રાજા, પણ પોતાની સાવકી માએ
સાથ પરણેઓ હતો અને ખરીસતી ધરમના ઉપાધીઆ
ઓ તેની સામે થયા હતા.

પાદરીઓ પોતાનો વગ અને અમલ વધારવામાં, સ્ત્રી
ઓની મદદની જરૂર જોવા લાગા. તેઓએ જોયું, કે સ્ત્રી
ઓના નરમ સવભાવ તથા તેઓના નીરદોશ મન ઉપર ઘ
ણી જલદી અસર થઈ શકેછે. માટે જેમ બને તેમ ધણી
ઓના તાબા તલેથી તેઓનો છુટકારો કરી, પોતાના તાબા
તલે લેવાને મેહનત કરતા હતા. સ્ત્રીના સમજાવીઆથી
કેટલાક ભરતારોએ ખરીસટી ધરમ કબુલ કીધો હતો, એ
સારીપેઠે પાદરીઓને માલમ હતું. આસતે આસતે પાદ
રીઓ મઠ સથાપતા ગયા, અને સ્ત્રીઓને " નન " એટલે
મઠવાસી કરતા ગયા. એક છોકરીને, જો બાપનો ઠેડવેલો
વર, પસંદ નહી પડે, તો તે મઠમાં જતી. ધણી ધણીઆ
ણી જો છુટાં થયાં, તો સ્ત્રી મઠમાં વાસો કરતી. ધણી પ
ણીઆણી ઘણાં સેહલથી છુટાં થઈ શકતાં. જો બન્ને બાજુ રાજી
હોય, તો છુટા છેડા કરી, ફરીથી બીજે ઠેકાણે પરણી શકતાં.

ધરમ ગુરૂઓનો જુલમ વધતો ગયો હોય, એમ લા
ગેછે. તેને લીધે, ઘણી વખતે, લોકો તેઓની સાંમે થતા
હતા. પાદરીઓએ એક ધારો કાહાડીઓ હતો, કે સગાં
સાથે પરણવું નહી, તે એટલા સુધી, કે પાંચધણી દુરની
સગાઈવેર પરણાય નહી. " એલફગીવા " નામની રાંણી
પરના તેઓના જુલમપરથી, માલમ પડશે, કે પાદરીઓ કે
ટલો પોતાનો પગદંડો વધારતા ગયા. " એડવી " નામ
ના રાજા સાથે, " એલફગીવા, પરણી હતી; પણ, જે સ
ગાઈમાં પરણવાની છુટ ન હતી, તેવી રીતની તેઓ સગા
ઈ ધરાવતાં હતાં. એ શું સગાઈ હતી, તે ખબર નથી.
રાજા, ગાદીએ બેઠા પછી, કેટલાક દાહાડા સુધી, મોજ મજાહ
મેહલમાં ચાલુ રેહતી હતી. તે વખતે, તેણે હાંજર રેહ
વું જોઈએ, એવી રીત હતી, પણ એક દાહડે, એવી મોજ
થી કંટાલીને, પોતાની રાંણીના ઓરડામાં તે ગયો. તે
ની પછવાડે પાદરીઓ તેની શોધમાં ગયા, અને રાંણીના
ઓરડામાં, જંગલી ચાલ ચલાવી, અંદર પેઠા; અને તી
આં રાજાને, પોતાની બઈરી સાથ, તેણીની માએની હા
જરીમાં, ખેલતો જોઈ, તેઓએ મા દીકરીની હુરમત લી
ધી; અને રાજાને ઘસડીને, પાછા મોજના ઓરડામાં લા
વીઆ. રાંણીને અપમાન મલવાથી તે પાદરીઓની સામે
થઈ; અને અમીરોની મસલતથી, એકને દેશનીકાલ કરા
વીઓ. એ પરથી ધરમ ગુરૂઓનો મીજાજ ગયો. તેઓ
એ પોપનો હુકમ મેલવીઓ, કે રાજા તથા રાંણીના લગ
ન કાયદાથી ઉલટાં હતાં અને તેથી રદબાતલ થયાં. 'રા
જા તે ધારાને માન નહી આપતે, એવું ચોકસ હતું, અ
ને પરજા તેની તરફ પણ થતે, એબી ચોકસ હતું; પણ
વડા પાદરીએ, એકાએક, ઘણાએક માણસો મોકલી, રાણી
ને ધરી મંગાવી, અને તેણીના ચેહરા તથા હોટપર ગર
મ લોઢાંથી ડામ મુકીઆ; એમ કરી તેણીને આયરલાંડ
ગોલાંમ તરીકે મોકલી દીધી. આયરલાંડમાં થોડુંક વેર
રહેઆ પછી, રાણી પાછી સારી થઈ, અને ગલાઉસટરમાં
આવી પોંચી. પણ તીઆં વડા પાદરીના માણસોને માલ
મ પડીઆથી, તે બીચારીના પગના ટેટાં કાપી નાખીઆં,
અને બીજી એવીજ રીતની ઈજા કીધી, કે જેથી તે થોડા
દીવસમાં મરણ પાંમી

ધરમ ગુરૂઓના વગથી, સ્ત્રીઓને મઠમાં મોકલવાના
ચાલથી, કંઈ ફાયદો થયલો હોય, એમ નથી દેખાતું. એ
ર એવી રીતના મઠમાં ખરાબી અને બદી વધારે ચાલુ થઈ
અને જે બાપ તથા વરના ઘરમાં, બનવું મુશકેલ તે, મઠ
માં સેહેલ થઈ પડીઉં.

આંગલો સાકસન સ્ત્રીઓ મીજાજમાં નરમ જણાયછે.
જોકે એક પરજાની ચાલચલણ વીશે આપણે બોલીએ, તો
આપણે ઈઆદ રાખવું જોઈએ, કે તેમાં સરવેજ માણસો
સારાં હોવાં જોઈએ, એવું બનવું મુશકેલછે. તવારીખ પર
થી સાકસન સ્ત્રીઓમાં બે દાખલા આપણને ખરાબ મલેછે.
એક શાહજાદી ઈડબરગા અને બીજી રાંણી એલફથરીડાનો
છે. એલફથરીડાને વાસતે એમ જણાયલુંછે, કે તેણીએ,
પોતાના સાવકા છોકરાનું ખુન કીધું હતું. ઈડબરગા, રા
જા એડવરડ સાથે, પરણી હતી; અને રાજાની સાથે, તેણી
ને પણ, તખત પર બેસાડવામાં આવી હતી, તો જો કે એ
વી ચાલ સાકસનોમાં જોવામાં આવતી નથી એમ રાજા
ની સાથે, તખત પર બેસાડવાનું કારણ, તેણીનો રાજા ઉપર
નો વગ હતો. એ વગ, ઈડબરગાએ સારી રીતે કદીબી
વાપરીઓ હોય, એવું દેખાતું નથી. જો કોઈ શખસ, દર
બારમાં રાજાની મેહરબાંની તલે આવીઓ, અને જો રાજા
તેને ચાહવા લાગો, તો એ સ્ત્રી તે શખસને જેહર આપી
મારી નખાવતી. " વાર " નામનો એક જુવાંન ઉમરાવ
પોતાના સારા ગુણ અને દેખાવથી રાજાનો માનીતો થયો
હતો. ઈડબરગાની ચાલ પરમાંણે તેણીએ તેને વાસતે એક
જેહરનું પીઆલું તઈઆર કરાવીઉં; પણ તે રાજાના તથા
ઉમરાવના બંનેના પીવામાં આવીઉં, તેથી તેઓ મરણ પાં
મીઆં. આ કરતુકને લીધે, પરજા અતીશય ગુસે થઈ અ
ને તેણીને દેશનીકાલ કીધી. તાર પછી તેઓએ ઠેડાવ કી
વો, કે રાજાની બઈરીને કદીબી તખત પર રાજા સાથે બેસાડ
વું નહી અને તેણીને રાંણી ગણવી નહી, પણ માતર એ
ક " લેડી " દાખલ ગણવી. ઈડબરગા ઘણીક દોલત લઈને
નાહાસીને ફરાંક લોકના રાજા શારલમેનને આસરે જઈ

પડી. શારલમેનનો ડોલો ઇંગલંડમાં જઈ દોલત મેલવવા નો હતો, માટે તેણીની સાથે પોતે અથવા પોતાના છોકરાને પરણવાની મરજી દેખાડી. ઇડબરગાને જારે પુછવા માં આવીઉં, તારે તેણીએ જવાબ દીધો, કે બુઢાપા કરતાં જુવાનીને હું વધારે પસંદ કરૂંછું. એવી રીતના જવાબથી શારલમેનને ગુસો લાગો અને તેણે જવાબ વાલી ઓ કે, તારે અને બંનેમાથી એકુ પણ નહી જલશે. તાર પછી, તેણીને મઠની ઉપરી ચેડવવામાં આવી, પણ તેણીની બદી એટલીતો જાહેર થતી ગઈ, કે રાજાએ પોતાના રાજમા થી હાંકી મેલી, અને ઇટલીમાં એક રાજાની છોકરી, અને બીજાની બાઈરી તે ભીખારી હાલતમાં મરણ પાંમી.

એવા ખરાબ દાખલાની સામે, સારા દાખલાઓ ઘ ણા મલેછે. ઇથેલબરગા નામની બે સ્ત્રીઓ પોતાના ભલા ગુણોને વાસતે વખણાયલીછે. સેકસબરગા નામની રાણી નો દાખલો પણ તેવોજછે; વલી એલફગીવા નામની સ્ત્રી, જે એડગાર રાજાની મા એ હતી, તેની નેકીને માટે તેણીની પુંજા થવા લાગી હતી. ઇથેલફલેડા, બીજી એવીજ એક સ્ત્રી હતી. "એડવરડ ધી કનફેસર" રાજાની બાઈરી એડી પોતાની ખુબસુરતી, નેક ગુણો, અને કેલવણીને માટે ઘણી વખણાયલી હતી. ઇનગલફ નામનો ધરમગુરૂ પોતે જારે નાહનો છોકરો હતો, તારે એ નેક સ્ત્રી તેની કેવી ખબર લેતી હતી, તેનો થોડોક હેવાલ આપેછે. તે કેહછે કે "હું, જારે છોકરો હતો, અને મારો બાપ જે રાજાની દરબારમા રેહતો, તેને મલવા જતો હતો, તારે, હું તેણીને વારંવાર જોતો હતો. અને વારેઘડીએ, જારે હુ નીશાલેથી ઘેર જ તો, તેણીને મલતો, તારે અને વીઆકરણ સંબંધી તથા ક વીતા સંબંધો તે સવાલો કરતી, વીઆકરણપરથી, તે તરક શાસ્ત્રપર ઉતરી પડતી, અને પોતાની ચંચલ તકરારથી મ ને હરાવી નાંખતી. તારપછી હમેશ મારા હાથમા તરણ કે ચાર શીકા ગણી આપતી અને પછી મેહલમાં ખાવાને મોકલતી. જારે હું ખાઈ પીઈને આસુદો થતો, તારે મને ઘેર જવાની રખસદ આપતી."

સાકસનો પોતાની છોકરીઓને નામ આપતાં તે પર થી, નરમાસ તથા નેકીની આશા રાખતા હોય, એમ જણા યછે. જેમકે, "ઇડબરગા" એટલે સુખાકારીનો કીલો; "ઇ થેલબરગા" એટલે બુનીઆદીનો કીલો; "ઇથેલફલેડા" એટ લે બુનીઆદીનો ઝહરો; "એલફગીવા" એટલે પરીઆંની બખશેસ; "એલફથોડા" એટલે પરીઆંનુ કવત, "ગાડીવા" એટલે ખોદાની બખશેસ. અને એવીજ તરેહના બીજાં ના મો આપતાં હતાં.

આંગલો સાકસન સ્ત્રીઓ ઘોડાપર સવારી કરતી હતી એવું પણ માલમ પડેછે તથા ગાડી હાંકવાને પણ આંચકો ખાતી ન હતી.

એવી માંતાઓથી, હાલનો ઇંગરેજ બચો પેદા થયોછે, અને દુનીઆમાં પોતાની નેકી, બાહદુરી, અને લાયકીથી, સરવેથી સરસ ગણાયછે. ખોદાની મેહરબાનીથી, એજ હીંદુસથાનનો દાહડો વાલે એવી હીંદની પરજાની બંદગી જોઈએ.

---

# રાક્ષી ચંડાલો.

શને ૧૫૮૪ નાં શાલમાં ઈરાંન દેશની ગાદી એ શાહા "આબાશ" નામે એક શેનશાહા ચડીઓ હતો જેની કરૂરતાથી દરએક જણને તે અકારો થ ઈ પડીઓ હતો. અમીરો લોકે તેની શાંમે શંપ કરી ઓ અને તેના બેટા મીરજાના ઓરડામાં એક પત ર છુપી રીતે ફેંકાવીઓ અને મીરજાંને રાજ લગાંમ આપવાની લાલચ નજર કીધી. મીરજાં આ યુકતી ઊપર હેપ દેખાડી પોતાના બાપ પાશ દોડીઓ જે પોતાના બેટાની રાજય ભકતી અને પરેમ જોઈ બ હુ હરખ પાંમીઓ, પણ એ ફીતનાની ઘાશતીનો શ મુલો નાશ કરવા શારૂ મીરજાંનો જાંન લેવા તેને ખી આલ ઊતપન થઓ. ચાર બેટાઓ જેઓમાંનાં તર ણને હેવાજ ખીઆલ શર "આબાશે" ઠાર કરીઆ હના, તેમાંનો મીરજાં એક હતો. એ કરપીણ કાંમનો નીકાલ લાવવાનું કાંમ તેણે "બીખત" નાંમે એક કાંમદારને શોપીયું. મીરજાં એક ખચરપર એકજ ગુ લાંમની શાથે શવારી કરતો હતો, તેવાંમાં "બીખતે" ખચરની લગાંમ પકડી અને તેહેને કહું કે હેઠલ ઊત ર તાહારો બાપ તાહારા લોહીનો પીઆસોછે એમ કહી "મીરજાંને" જમીનશે પછાડીઓ, મીરજાં મરૂ તયુકાલે બોલીઓ કે હે પરભુ હેવો કઈ મજની બ દકાર ચાલને હાવું શાશન મલીયું ? શરાપ હોજો તે રાજય શતરૂપર જેણે આ ઊશકેરણી કરી. હે દેવ આ વીજ તાહારી ઈછા છેતો હું હાથીનછું ? તરતજે "બી ખતે" મીરજાંને નીરજીવ કરી મેલીઓ.

આ અઘોર કરમની વાત ફેલાતાંજ શંખીઆ બંધ લોકો રાજવાડાના દવાર ઠોકવા લાગીઆં અને એ ખુંનીઓ કોણછે તે જાંણવા માગીયું. રાંણીને માલ મ પડતાંજ તે શેનશાહના ઓરડા મધે પેવસ થઈ અને ઘણા તુંચછ શબદો બોલી પોતાના નખવતે તે ના બાલ ફેડી નાખીઆ. "આબાશ" પોતાના કર તુંકની ક્ષમા માગી દસ દીવશ શુધી શુધરતું રૂખ જોયુ નહી. એક માસ અપવાશમાં કાહાડીઆં. એક વરસ શો કનુ કફન પેહેરીયું અને જે મેહલમાં મીરજાં મારી ઓ ગઓ હતો તે ઘરને ભકતી ઇસથલ કરીયું. મીર જાંના મરણ પછી દશ દાહડે જે શખશોએ "આબા શને" ઊશકેરણી કરી હતી તેમને "આબાશે" જી

આપત આપવા તેડાવીઆ અને તેમનાં શરાબમાં શો મલ ભેલી તેમને પોતાની નજર હજુર વગર સવાશે પડેલા જોઆ. વલી "બીબત" ને હુકમ કીધો કે તાહારા છોકરાને તાહારે હાથેજ કતલ કર અને તેનું સીર માહારી શાંમુ લાવી મેલ. જારે "બીબને" પોતાના બેટાનું ધડ "આબાશના" પગ આગલ મુકીઊં તાહારે આબાશ બોલીઓ કે કેમ "બીબત" તાહારી શી તરબીએત ? "બીબત" બોલીઓ કે હે માહારાજ હું તો માહારાહઈઆંના દંખથી મશાંણ કાંઠે શુતોછું.

એક દીવશે વાલું કરીઆ પછી "બીબતે" હાથ ધોવા પાંણી માંગીઊં પણ ગુલાંમે હેવું ખખડતું ગરમ પાંણી રેડીયું કે "બીબતે" તેનો જાંન લેવાની ધમકી આપી. ગુલાંમે પોતાના જાંનની શલાંમતી શારૂ બીજાઓની શાહેતાથી જાહારે "બીબત" શરાબના અમલમાં હતો તાહારે તેને મારી નાખીઓ.

એક દાહાડો પોતાના એક મંતરી ઇયાને પરધાનને પોતાની એક રાંણી શાથે ગુજ કરતાં જોઈ "આબાસે" બેહુ જણને તેજ જગોએ જીવતાં લુમીદ કરાવીઆં. એક ગાંમના હાકેમને તેણે ચાંમડાંમાં સીવડાવીઓ અને શુરયના તડકાંમાં મેલાવીઓ. જેમ જેમ ચાંમડું ખેંચાતું ગયું તેમ તેમ તે હાકેમ દુખી થઈ અંતે મારગ લાગયો.

એક પદર જેણે ગરીબોને રોટી વેચવા ના પાડીયું તેને તેનીજ ભઠીમાં ફેંકી જહલાવી દીધો, અને એક ખાટકી જે ખોટાં કાટલાંથી ધંધો કરતો હતો તેને ભર બજારમાં ફાંસી દેવડાવીઓ.

"આબાશ" પછીનો રાજા પણ એક ચંડાલ નીવડીઓ. તેણે શઘલાં ખેશાવંદોની હશતી નાબુદ કરી પોતાના બે કાકાઓની આંખો ફેડાવી નાખી અને પછી તેમને ખડક પર પછાડી મારો નાખીઓ. પોતાની કાકીને તયાંહ તરણ છોકરાઓનો જનમ થઓ હતો અને એક દીવશે એ કાકીએ રાજાને હશવામાં તાંણો મારીઓ કે તું તો વાંજીઓછે. આ ઊપરથી એ ખવીશને જવાહલા ઊઠી અને બીજે દીવશે પોતાની કાકીને ખાંના ઊપર તેડી અને તેણીના તરણે છોકરાંઓના માંથાં વાંણી દાખલ પીરશાવીઆં. પોતાની રાંણીના પેટમાં છરી ભોકી અને દાદ ફીરીઆદ વગર શરવેને શુલી મલવા લાગી. એ કંગાલ રાજાએ ૧૩ વરશ લગી રાજપાટની ધાંમધુંમ ભોગવી, અને એનો પવીતર યાને છોકરાનો છોકરો શોલીમાન પણ એક બીજો દઈત માલમ પડીઓ. એક ગવઈઆની મોરલીએ તેને ખાંપણ લાગવાથી તેણે તાબરતોબ તેનું મશતક બદનથી વેગલું કરાવીયું અને જાંણે કાંઈ બનીયું ના હોય એમ ગાદી તકીઆ મંગાવી હુંગના ગુરગુરા ચહડાવવા લાગીઓ. પોતાની એક ઓરત ઊપર કશ થવાથી તેણે તેણીના એક ગરીબ બાપડા શાથે લગન કરાવી આપીઆં, પણ એ જોડું શુખથી દીવશ ગુજારવા લાગીયું તેથી રાજાની આંખમાં શનીસચર આવીઓ અને તેથી તેણે પેલા ગરીબ બાએડાને પોતા આગલ બોલાવી મંગાવીઓ. રાજાએ તેને પુછીયું કે તારા વીવાહ ઊપર તેં કેઇપેરની ધુંમ મચાવી હતી ? તે ગરીબ બાપડો બોલીઓ કે હે ગરીબપરવર મજના વીવાહ ઊપર કનીરની પણ રોશની હાવી ન હતી. પાદશાહા બોલીઓ કે ચાલ તારે તારાં બદનથી રોશની કરીએ. એમ કહી તે રાંક પુરૂશના બદનમાં જગે જગ શુરાખ પડાવી તેની અંદર તેલ રેડાવીયું અને કાકરા ખોશી શલગાવી મેલીયું જેની અશરથી તે તમાંમ થઈ રહો.

વલી આરાકાંનના એક રાજાની હકીકત ઊપરથી માલમ પડેછે કે તે કાંઇ ઓછો રાક્ષશ ન હતો. પોતા ઊપર એક મોટું વીઘન વીતનારછે હેવા વેહેમથી તેણે એક ધુતારા જાદુગરની શલાહ પુછી, જેણે પોતાથી બીજા ધરમ પાલનારાઓ ઊપર પોતાનો ખાર લેવા રાજાને હેવો ભમાવીઓ કે છ હજાર કાફરો, ચાર હજાર ગણીઓ, અને બે હજાર ખબુતરનો ભોગ આપયો; અને એક પોતા ખાતર હેવો મેહેલ બંધાવવો કે તેના પાઆમાં ગરભવાલી ઓરતોને પુરવી. હાવી કમકમાટ ભરેલી સીખાંમણ પર આ ગાંડુ રાજાએ લક્ષ દીધું અને પોતાનો એક કોડીનો જીવ શંભાલવા હરાડ હજાર આદમનો અમુલો જીવ બરબાદ કીધો.

---

## તંન અને મનનો બંધ પડેલો વેપાર.

શર "આશટલી કુપર" નામનો માહાપુરવીન ઇંગરેજ તબીબ જે થોડુંક થયું થઈ ગઓછે તેણે આ નીચે જણાવેલો આશચરયકારક દાખલો પોતાના એક ભાશણમાં કહી જણાવીઓ હતો:—

જે હકીકત હાલ હું તમારી આગલ મુંકનારછું તે કોઇબી રીતે જોતાં ચમ[illegible] અને વર્[illegible]

દક શાસ્ત્ર શાથે તે એટલો તાલુકો રાખેછે કે લોકોનું જોઈતું ધીઆન તે ઊપર ખેચાયું નથી માટે મહને તાજુબ રેહેવું પડેછે.' ભુમધય શમુદરમાં એક મનવાર ફરતી હતી તેના એક ડોલ ઊપરથી એક માંણશ પડી ગએો અને તેને ઊંચકવામાં આવયો, ત્યારે તે બેભાન હતો જીબરોલટરનું બંદર, કરતાં આ કમનસીબ શખશને તાંહતી એક ઇશપીટાલમાં મોકલાવયામાં આવયો, જયાં તે કેટલાએક મહીના શુધી બેશુધ હાલત માંજ રહ્યો. પછી જીબરોલટરના બીમારખાંનામાંથી એને ડેપતરશેરડ શેહેરમાં લાવી રાખયો. પછી આ જ ગોથી એને સેંટ થોમશની ઇસપીટાલમાં મીશતર "ક લાઇન" ની બરદાશ હેઠલ રાખયો. મેં જયારે એને પેહલાં જોયો તારે તે પોતાની પીઠ ઊપર પડેલો હતો; ઘણી મેહેનત વીગરે તે સવાસ લેતો હતો, અને તેહની નાડી બરાબર ચાલતી હતી; તેના હાથ પોહોલા કરેલા હતા અને તેહના રૂદહયના ધપકારાની ચાલ પરમાંણે તેના હાથનાં આંગલાં હીલતાં હતાં. જયારે તેને ખોરાકની હાજત થતી હતી તારે પોતાની જીભ અને હાથ હેલાવવાની તેનાંમાં સકતી હતી; જેવી આ ઇશારત થતી તેવા તેની આશપાશનાં માંણશો એ હાજત પુરી પાડતા હતા.

મીશતર "કલાઇન" ને તપાશ કીધા ઊપરથી માલમ પડયું કે તેના માથાંમાં દેખાઇતો ખાડો પડેલો હતો, અને આ ઇતેશાક બનીઆ પછી તેર માશે તેના માથાંની હાડકી ઠેકાંણે લાવવા માટે વઇદોએ વાહાડકાપ કરવાની ફરજ જોઈ. વઈદો પોતાનું કાંમ કરતા હતા તયારે એ પુરૂશના આંગલાં હીલચાલ કરીઆજ કરતાં હતાં; પણ જેહવી હાડકી દુરશત કીધી કે તે હીલચાલ બંધ પડી. બપોરે એક કલાકે વાહાડકાપનું કાંમ શરૂ થયું હતું અને શાંજે ચાર વાગતે હું ફરતાં ફરતાં એ દરદીના બીછાંના તરફ ગએો તયારે તેને ઊઠેલો અને જાગરૂત જોઈ હું આશચરય પાંમયો. તે તકીઆને હઠેલીને બેઠેલો હતો. મેં જયારે તેને પુછયું કે તુંહને કાંઇ દુખેછે, તયારે તેણે પોતાનો હાથ માથાં તરફ દેખાડીઓ. ચાર દાહાડામાં બીછાંનું છોડવા અને વાતચીત કરવાને તે શામરથવાંન થએો; અને થોડા દાહાડામાં તે કાંહાંથી આવીઓ તેની હકીકત આપવા લાગયો, પણ જયારથી તે પડીઓ તયારથી તે શુધમાં આવયો તયાંશુધી જોકે તેર માશનો અંતર હતો તોયપણ તેને કશી વાતની ખબર ન હતી. ખરૂં કહીએતો તે મુવેલાઓમાંથી શજીવંન થએો હતો, કારણ તેનું મન તથા તેનું તન બેહુ પોતાની હીલચાલ ખોઇ બેઠાં હતાં, અને એક કરવતથી કરી એક હાડકાંની કગરશ કાહાડી નાખયાથી પાછી તેમને નવા જીવ શાથે તાજગી મલી હતી.

---

## બચાંઓની માહાવજત.

બચાંઓની માહાવજત ઊપર હમે ઘણું બોલયા છઈએ અને હજી વધારે બોલવાની હમારી ખાયશ છે. એ બાબદ ઊપર બાંનુઓનુ ધયાન ખેંચવાની અતીશય અગતછે, કારણ જાંહાંશુધી તેઓ એ બાબદને હઇયે ગોખે નહી તાંહાંશુધી ઈશવરે મુકેલી તેમની ઊપરની ફરજ તેઓ અદા કરી શકનાર નથી. બચાં અવતરયાં તાહારથી તે તેઓ પાકી ઊમરે પુગે તાંહાંશુધી તેમની માહાવજત કેમ કરવી એ ઘણીખરી ઓરતની પવીતર ફરજછે, અને બચાંના તન અને મનને તાજગી આપવી અને નીરોગી કરવાં એમનો મુલ પાયો માતા ઊપર રેહેછે. એ ફરજો આપણી પારસી બાંનુંઓ કેમ ઊતારેછે તેનો ચીતાર હમે વારંવાર નજર ધરયોછે અને તેમને ખાતરી કરી દેખાડી આપયુંછે કે બચાંની માહવજત કરવાના તેમના અસલી વીચાર સરતાપા ખોટાછે, અને વગર કેલવણીઇયાને અપટાઈપણાથી તેઓ ખુદરતી કાયદા તોડેછે, જે કાયદા ખુદરતી સજા વગર તોડાઈ શકાતા નથી. કેલવણી એ અગ્નાનપણાના અંધારામાં મુકેલો રોશન ચેરાગછે, જેની મદદથી ખુદરતે માણસની નજરથી છુપાવેલાં કીમતી જવાહેરો મલી આવેછે. દરયાની અંદર છુપાયલા ખડકો પસાર કરી માતર અકસમાતથી એક વાહાણ સહી સલાંમત કદાચ નીકલી જાયતો કોઈ એમ કેહેનાર નથી કે તે ખડકની હસતીનું જોસ તેજો અને અવલોકન કરી ગ્નાન રાખવું, એ બેદરકારપણા અને આલસાઈથી તેની હસતીથી નાવાકેફ રેહેવા કરતાં બેહતર નથી. જે ખડક તે વાહાણ આજે સહી સલાંમતીથી વટાવી ગયું તે ખડકપર તે કાલેજ પાછું અથડે, કારણ તે ખડકનું કપટાનને ગ્નાન નથી. તેજ મુઆફેક અનસમજુ અને વગર ભણેલી માતાઓ ખુદરતી કાયદા સમજવા વગર કદાચ



બચ્ચાંની માવજત.

અકસ્માતથી પોતાના બચાંને શીધારી શકે, તોયપણ દર
પલે તેઓ કાયદા તોડી તેની સજા ખમવાને તેમને કેટ
લી ધાસતીછે, જે ધાસતી ખુદરતી કાયદાથી વાકેફ માતા
ને પા હીસેબી રેહેતી નથી. ખુદરતી કાયદો એટલે
શું તેનો કદાચ કોઇને વસવસો હશે, તો એક દાખલાથી
હમે તે દુર કરવાં માંગીએ છઇએ. નાના બચાંને તા
જી હવામાં ફેરવવું અને બારી બારણાં બંધ કરી
કેદ ન રાખવું, એને એક ખુદરતી કાયદો કહીએ. પા
સેના ચીતર તરફ નજર કરો અને જુવો, તેથી તહ
મને શું ખેયાલ આવેછે. એક દરદી બચાંની માવ
જત કરતી એક સમજુ અને ચબરાક ઓરત માલમ પ
ડેછે. ચીતારાએ શબદોથી જાહેર કરયે તે કરતાં
આલે પોતાની પીછીથી એક આબેહુબ દેખાવ ચીતાર
યોછે. આગલા વખતનાં એક સુધરેલા દેશના એક
મેહેલનો નહી પણ એક ગરીબ ઘરનો ઓરડોછે. વ
ગર અરથના સામાનની ગપચી નથી. જે જોઈએ તે
તઈયારછે. વઇદને માટે પાસે ખુરસીછે. દરદી બ
ચાંને માટે થંડા દેશ મુજબ ગરમ બીછાણુંછે. બી
છાણાની પછવાડે ઓશડની સીસી પડેલીછે. અબ
રાઈ ઊપર ઘર ખપની ચીજોછે. સામેની સઘડી ઊ
પર એક ડોસી કાંમકાજ કરેછે. એક બચું હાથમાં અ
ને બીજું બાજુએ ઊભુંછે અને ઘણા આતુર ચેહેરા
થી મા પોતાના બાલક તરફ જુવેછે. ઘરમાં કાંઈ ઘ
ભરાટ નથી. આસીકાકી અને મકાઈડોસાં બચાંના
બીછાણાપર ચહડી કાગડાનું ઘર કરી મેલતાં નથી.
સંતોશ અને ધીરજ રાખી પેલી મા માવજત કરતી
બેઠીછે અને એવો ગંભીર, એવો અસરકારક, એવો
આબેહુબ અને એવો ખરો ચીતાર આપયોછે કે દરેક
બાનુંએ ચીપી ચીપીને તે જોઈ ચીતારાના અર
થ ઊકલાવવા જોઈએછે, કારણ ચીતારાએ "બચાંની
માહવજત" ઊપર એક ઊખયાણું ગોઠવયુંછે જે પાર
ખવાને તેઓએ પોતાની અકલ વાપડવી જોઈએ. હ
મે થોડો સાર કહયોછે અને હવે ચીતારાએ ચીતરેલો
રસાલો તેઓએ ઊભો કરવો જોઈએ.

---

## માંગ અને તે આપશે.

ઈશવરના પાડનો માનવી ઊપર અંત નથી. જે
પશુ પરાણીને તું હરદમ તાહારી દરશટીએ જુવેછે, તે
પરાણી કરતાં ઈશવરે તને જ્ઞાનનું ઊમદા જવાહેર બ
ખસી શદનતર બીજુંજ પરાણી કરીયુંછે, એજ ખીઆ
લ તહને નીતરોજ થતો હોયતો ઈશવરની ભકતી ક
રવાને તહને કારણ બશછે. જે તે સાહેબનું શમરણ ક
રેછે તેને તે દાતાર ભુલતો નથી. આ નીચે બનેલા
એક ખરા દાખલા ઊપરથી શીખ થાએછે કે કંઈ કં
ઈ પેરે તે પરભુ પોતાના બચાંની અરજને બાહાલ
રાખેછે.

ઈશકોટલંડની એક પાહાડી ખીણમાં એક ભર
વાડની વીધવા અને તેનાં છોકરાં વસતાં હતાં. ઘરનો
પરમુખ એક તોફાની રાતે મેંઢાની શોધમાં નીકલી
ઓ હતો. કરાંનો વરશાદ પડતો હતો; અને ભરવા
ડની હેતવંતી ઓરતે પોતાની નાહાની બારીમાં ચે
રાગ મેલીઓ કે તેની રોશની તેના ભરથારના પગ
લાં ઘર તરફ ફેરવવાને મારગ દેખાડે. ભરવાડ ગઓ
તે ગઓ. પાછાં તેના કદમ ઘર તરફ પધારીઆં ન
હી. બરફના દરંગમાં તે કચડાઈ ગઓ હતો.

પેલી ગરીબ વીધવાએ પોતાના દુખનો બોજો
શંતોસથી ઊઠાવીઓ, પણ બીજો સીઆલો આવીઓ
એટલે તે ઘરમાં કંગાલીઅતે પોતાનો નેહેશ દેખાવ દી
ધો હતો.

કકડતી થંડીનો એક દીવશ હતો, અને ખુદરતે
ગમગીનીનો શાહાયો પેહેરીઓ હતો. પણ પેલા વગર
વશતેવના વીધવાના ઝુપડાંમાં થંડીની અશર વધુ હ
તી. હાથમાં રડતું નાહાનું બાલક તરફડી તરફડી પો
તાની વીધવા માની છાતીએ વલગતું હતું, પણ એક
પણ દુધનું ટીપું તેના સુકાઈ જતા કોકરાને બીજવતું
ન હતું. વડો છોકરો માની ગરદનપર હાથ નાખી ડુશક
ડુશક બોલતો કે મા મહને બહુ ભુખ લાગીછે; જો હું શે
રાં ન કાહાડુતો શુતાં પેહેલાં એક રોટીનો ટુકડો આ
પશો?

. વીધવા માનું દીલ આ બોલવાથી વીંધાઇ ગયું;
પોતાના દુધમલ બાલકને પાલણાંમાં શુવાડી વડા છો
કરાનો હાથ લઈ તે બોલી કે, ચાલ બેટો હાથ જોડી
તે પરભુની પરારથના કરીએ. 'માંગ અને તે આપશે'
એ ધરમનો કોલછે અને એ વાતમાં મહને જરાએ સંશ
અ નથી. રાત પડી ગઈ તયાંશુધી પેલી ઝુંપડીમાં
પેલી લાચાર વીધવા પોતાના બીન વાલી છોકરાની
શાથે ઘુટંનમંડી ઈશવરની દાદ ચાહતી રહી. અંતે

બારણુ' આગલ ખખડાટ થઓ અને બેહુ ઊઠીઆં કે તેમની ગરીબ બીલાડી બાહાર હીકડમાં દુખી થતી હશે તેને અંદર લઈ દુધ નહી પણ જરા ગરમ જગા આપીએ. છોકરાએ બારણું ઊંઘાડીઊં અને બીલાડીની પાશે એક નાહાના સસલાનો સીકાર દીઠો.

કોણ કેહેશે નહી કે તે પરમ કરૂપાલું દાતારે તે ગરીબ વીધવાની અરજ બાહાલ રાખી? તે ઈશવરે એક મુંગા હેવાંનની મારફતે પોતાની ભેટ મોકલી અને વીધવાના બોલો ખરા પડીઆ કે ઈશવર પાશે 'માંગ અને તે આપશે.'

## ગટાપરચા.

થોડાંજ વરસ થયાં ઊપલા પદારથથી આપણ વાકેફ થઓ છંઇએ. એક મોહાટું ઝાડ જે શીંગાપોર તથા મલાઈ કોશટા ઊપર ઊગેછે તેનો નકર રશ તેને આપણ ગટાપરચાના નાંમથી ઓલખીએ છઈયે. ગટાપરચા એ બે મલાયન શબદોથી બનેલો છે. ગટા એટલે જમાવેલો રૂશ અને પરચા એટલે જે ઝાડમાંથી તે નીપજેછે તે ઝાડનું નાંમ, એ પદારથ મેલવવા કાજ મોટાં મોટાં ઝાડને કાપી નાખી તેની છાલ કાહાડી નાંખવામાં આવેછે. પછી ઝાડના છીદરમાંથી દુધ શરખો રશ ઊભરાઈ આવેછે, જેને એક ખાડામાં એકઠો કરવામાં આવેછે, જ્યાં શુરજના તડકાંથી તેના જડ કટકા બની જાએછે. પછી એક પઈડું જેમાં તરણ ધારદાર છરીઓ ગોઠવેલી હોયછે, જે એક મીનીટે ૩૦૦ ચકરાવા લીએછે, તેની મદદથી પેલા જડ કટકાઓની બારીક કાતરી કરવામાં આવેછે, પછી એ બારીક કાતરીઓને ગરમ પાંણીમાં બાફી કાહાડેછે અને પછી એક શંચામાં નાખી તેમને વધારે નરમ કરેછે. આ શંચામાથી પાછી તે બારીક કાતરીઓને ગરમ પાંણીમાં બોલેછે અને ગુંદી ગુંદીને લાહી શરખી બનાવેછે; પછી એને બે મોટી ગરમ વેલણોમાંથી પશાર કરી તાર કાહાડેછે, પછી તે એકશરખા કુમાશનો પદારથ થાએછે અને વપરાશમાં આવેછે. કલોરોશરમ, નખતેલ, ઈસપીરીટ ઓફ ટરપેનટાઈન અને બીજા તેજાબોમાં ગરમીની મદદથી ગટાપરચા પીગલી જાએછે. એક પોહોલી રકાબીમાં ઊપલી રીતે પીગલેલા ગટાપરચાને રેડી ખુલું મુકીયું હોયતો શઘલો પરવાહી પદારથ વરાલના આકારમાં થઈ ઊડી જાએછે અને રકાબીમાં શફેદ ગટાપરચાનો શંગીન કકડો નીકલી આવેછે, જેના ગુણ ખરા ગટાપરચાના શરખાજ હોયછે. કેટલા કેટલા રતલના સંગીન કકડાઓ બાહાર દેશાવર જાએછે, પણ મલાઈ લોકો વજન વધારવા માટે માંટી, પથર અને એવીજ બીજી ભેલશેલના કાવતરાં કરેછે. ગટાપરચા પાંણીને તથા વીજલીને પેવશ થવા દેતું નથી. આ કારણશર વીજલીના ધાતુના તારોપર ગટાપરચાનું પડ કરવામાં આવેછે. અમેરીકાથી તે ઇંગલંડ શુધી જે શમુદર તલે તારનું દોરડું ગોઠવવામાં આવીઊંછે તે ચમતકાર ઘણેક દરજે ગટાપરચાથી પાર પડીઓછે. પાંણીમાં તરતાં બેહીઆં તથા લાઈફ બોટો, યાને તુફાની દરીઆમાં વગર દેહેશતે ઝોકાવનારા મછવાઓનો ઓજાર પણ ગટાપરચાનો બનેછે. વલી શુધરેલા દેશના ખેડુતો પોતાના શાંચાકાંમમાં એ જણશનો ઊપીઓગ કરેછે. ઘરની ભપકાદાર કારનીશો તથા બીજા ઘરના શણગાર શારૂં શીલપ શાસ્ત્રી યાને ઘર બાંધની જાણનાર ગટાપરચાની મદદ લીએછે, તથા વીજલીના અખતરા કરવામાં વીદવાનોને એ પદારથ બહુ ઊપીયોગી થઈ પડીઓછે. બેહેરાને વાશતે અછી ભુંગલીઓ પણ એ વસતુની બનેછે, અને છાપાખાંનાંમા ચીતરો ઊઠાવવા પણ તે કારગત લાગેછે. વલી દંત વઈદ ગટાપરચાથી દાંતને બેસાડેછે; અને રશાએણીઓને તેજાબોને રેડવાને અને રાખવાને માટે એ ઘણો ફાએદાકારક માલમ પડીઓછે, કારણ એથી ધાતુ ઇઆ કાચ ઊપર તેજાબની અશર લાગુ પડી શકતી નથી. વલી એ વતરોગે ગટાપરચાના ડગલા, જોડા, લાકડી, ચાબુક અને બીજી ઘરખપનો તરેહવાર શાંમન બનાવામાં આવેછે.

ઈશવી શન ૧૮૪૩ માં શોશાઇટી ઓફ આરટશ નાંમની એક ઈંગલંડની શભાને ગટાપરચાનો જમાવ થએલો રશ દેખાડવામાં આવીઓ હતો, પણ તયારબાદ બે તરણ વરશ ઊપર એ જણશની ખુબી ઊપર લોકોનું ધીઆંન ખેંચાયું. શને ૧૮૪૫ માં ઈંગલંડમાં ગટાપરચાની ૨૦૫૦૦ રતલની આયાત હતી અને શને ૧૮૪૮ માં એ શંખીયા ૩૦૦૦૦૦ રતલ શુધી વધી ગઈ. શને ૧૮૫૨ માં તેની આયાત ૩૦૫૮૦૪૮૦ રતલ હતી.

ગટાપરચાનું ઝાડ ૫૦ થી તે ૭૦ ફીટ ઊ

ધી ઊંચું હોયછે અને તેના થડનો ઘેરાવો ૩ થી તે ૪ ફીટ શુધી માલમ પડેલોછે. પાહાડને તલીએની બીની જમીન એ ઝાડના ઊછરભાવને માટે જોઈએ છે. એ ઝાડની છાલ ઊપલા ભાગો તરફ ફીકા લીલા રંગની હોયછે, અને તેના નીચલા ભાગ ઊપર રાતા બુરા· રંગના રૂવાં દેખાએછે. એ ઝાડનું લાકુડું નરમ છે અને તેના-રશમાં રબરના ઘણાક ગુણછે.

એ ઊપઓગી વશતુની ખાશીયતેનો આશકારા કરવાનું પેહલું માંન "દીઆલમીદા" અને "મોંટગોમરી" નામના બે વઈદોને ઘટેછે. પાછલો ઘરસથ જે બંગાલના વઈદક ખાતાંની નોકરીમાં હતો તેની નજરે મલાઈ લોકોએ ગટાપરચાના બનાવેલા છરીના હાથા પડીયા, જે ઊપરથી તેણે તલાશ કરવા માંડી અને શીંગાપોર ખાતેથી થોડોક ગટા પરચા તેણે વીલાએત મોકલીયો અને તેનો શું શું ઊપયોગ થઈ શકે તે જાહેર કરીયું. આ ઊપરથી "મોંટગોમરી" ને શોશાઈટી ઓફ આરટશે એક શુનેરી ચાંદ ભેટ કીધો. વલી શીંગાપોરના એક વઈદ નામે ઓકશલીએ એક શોધ કીધી કે ઊતરી ગએલા શાંધાઓને બેશાડવાનાં કાંમમાં ગટાપરચા વપરાઈ શકાએ જેથી વઈદને જેમ ઓછી મેહનત પડે તેમ દરદીને પણ દુખનું થોડુ નીવારંણ થાએ. હજુ શુધી વઈદો ગટાપરચાને ઊપલી રીત મુજબ વાપરેછે અને કોણ જાંણે હવે પછી એ ચીજના હજી કેટલા ગુપત ગુણ અજવાલામાં આવશે.

---

## ચઊદમાં શઈકામાં યાઊધીઓ ઊપર વીતેલો શેતમ.

હીંદુ રાજાઓનાં ઘાતકીપણાની વાત શાંભલી જે આપણને ધીકાર અને કરોધ ઊતપન થાએછે તે જારે હવો વીચાર કરીએ છઈએ કે તેઓ વગર ભણેલા અને અપટ હતા તયંરે કમતર થએઆ વગર રેહેનો નથી;' પણ તવારીખનાં શફા ઊપર યુરોપ શરખા વીદયાનાં ઠાંમે એવુંતો જંગલી જહનુન દેખાડીયુંછે કે આપણને ચાજાઓની લાગીઆ વગર રેહેતી નથી

યુરોપમાં ઊપલા શઈકામાં "બલેકદેથ" ઈયાને કાળા મોહોત નામની એક માહા દુશટ મરકીએ પગ મેલીઓ. યાઊધીઓએ કુવાને જેહેર પાએઓછે હવો શોહોર મચી રહો અને આ ગરીબ બાપડાઓને આતશની ચેહમાં ધુમધોકાર બાલી મુકીઆ. એ પવન યુરોપમાં ચોમેર ફેલાતો ગએઓ અને કરીસટી લોકો ધરમ પોથી ઊપર શપત લેવા લાગયા કે જાંહાં યાઊધી મલે તેહને નાંમ નીશાન શુધાં જડમુલથી ઊખેડી નાખવો ! બાલી નામના શેહેરમાં યાઊધીઓંને શંખયા બંધ એક લાકડાંનાં ઘરમાં પરેજ કીધા અને પછી તે ઘરને બલતાં ચહરાવી દીધાં. કરોધનાં મારેલા કેટલાએક યાઊધીઓ પોતેજ આપઘાત કરતા અને કેટલાક શાંમા થઈ પોતાનાં જીવનો અંતકાલ સુધી બચાવ કરતા, પણ તેમને પોતાનો અશલી ધરમ હવો વાહલો હતો કે ઓરતો પોતાનાં છોકરાંઓને આતશની ચેહમાં નાખી પોતે ઊપરથી પડતી હતી યાઊધીઓ કરાલીઆમાંથી, ઘુવડમાંથી, જેહેરી શાપોમાંથી વીખ કાહાડી કરીસટીઓ મારેછે એવા એવા હશવા શરીખા અને કલપીત તોહોમતો ગરીબડા યાઊધીઓ ઊપર જોડાવવા લાગયાં, પણ અંતે આસટરીઆનો રાજા "ડીયુક આલબરટ" અને જરમનીનાં શાનશાહ ચોથા "ચારલશે" એ હીન નસીબનાં ટોલાને પોતાની પખસ આપી અને તેમનાં ઊપર ગુજરતા ગંજબનું થોડુંક નીવારણ થયું. યાઊધી ઊપર થોડાક વરશ અગાઊ પણ યુરોપમાં ભારી જુલમાત હતો અને હજુ પણ જેમ મારવાડીઓ આપણને અકારાછે તેમ તેઓ યુરોપીયનોને અકારાછે. ઈંગલંડે હમેશની ઊદારતા માફક એ કંમ તાલેનાં વરગને એકદમ છુટ આપીછે અને ઈંગલડનાં રાજયનો હાલનો વડો પરધાંન યાઊધીઓની ઓલાદનોછે.

---

## પરાણીઓની ભાશા.

ઘણી તપાશ ઊપરથી વીદવાંન લોકોને માલમ પડયુંછે કે પરાણીઓમાં એકબીજા સાથે વેહેવાર રાખવામાં કાંઈ પણ રીતીછે. નાના જંતું ઈઆને કીડો પરાંણીઓમાં શરવેથી નીચલા વરગનોછે અને એ વરગમાં એક મેક સાથે વેહેવાર ચલાવવાની શકતી માલંમ પડીછે. એ કીડાઓનો ગુંગતો અવાજ જે આપણ વારેઘડીએ શાંભલીએ છેઈએ તે કાંઈ એમની બોલવાની ભાશા નથી, પણ એઓ એક મેકને શપરશ કરેછે તેમાં એમની ભાશાના ભરમછે. મધમાંખી

અને કીડીઓ પોતાની શુન એક મેક શાથે ઘશડતાં વા રેઘડીએ આપણા દીઠામાં આવેછે. વીદવાનો હેવું અનુમાન કરેછે કે પાછલી રીતે કીરો એક મેક શાથે શંધેશો ચલાવેછે. "ફરાંકલીન" નામના ફીલશુફની અભરાઇ ઊપર ગોળનું માટ પડેલું હતું જે ઊપર કીડીઓ લાગુ પેડી. "ફરાંકલીને" કીડીઓને નશાડી મુકી અને માટને સીલીંગથી જુહુલતી દોરીએ ટાંગયું, પણ હેવો એતેશાક બનીયો કે માટમાં એક કીડી રહી ગઈ. ફરાંકલીને આ કીડીને દોરી ઊપરથી પશાર થઈ પોતાંના દર તરફ જતાં જોઈ. એક અડધા કલાકના અરશામાં કીડીઓનું ટોલું દરમાંથી બાહાર આવીશે અને સીલીંગ ઊપરથી દોરી ઊપર ઊતરી ગોલ ઊપર પાછું મોજ મઝા કરવા લાગયું; એક ટોલું ખાઇ જાએ કે બીજું આવવા લાગયું. એ ઊપરથી ફરાંકલીનને સીધજ થયું કે પેલી એક કીડીએ બીજીઓને કાઈબી પેરે ખબર કીધી કે ગોળનું માટ પાછું હાથ લાગયુંછે.

કીડીઓને વાશતે હેવું કેહેછે કે જારે તેઓ કાંમમાં મશગુલ હોયછે તયારે તેમનો શરદાર પોતાના માલાની દેવાલ ઊપર પોતાની શુંનને ઘશેછે, જે ઊપરથી શઘલી જાતની કીડીઓ એકશરખો અવાજ કાહાડી વધારે દીલશોજીથી પોતાના કાંમ ઊપર વલગેછે. એજ પરમાંણે જયારે કીડીઓ સીપાઈઓની માફક કુચ કરેછે તયારે તેમના શરદારના અવાજ ઊપરથી શઘલાં જહડપથી કદમ ભરેછે. જયારે કીડીઓ કોઈ જગા ઊપર હામલો કરવાને ધારેછે તીઆરે છુટી છુટી કીડીઓને ભેદુ કરીને આશપાશની જગાની ખબર લેવા મોકલેછે. ભેદુઓના આવવા બાદ શઘલું લશકર કુચ કરેછે. કુચ કરતાં આગલી અને પાછલી હરોલમાં શંઘેશા ચાલેછે. જયારે દુશમન શાથે લડાઈ કરતાં લશકર મારીયું જાએછે તયારે તરત હલકારાઓ નીકલી બીજી ફોજને નજદીકના મથક ઊપરથી લઈ આવેછે. વલી કીડીઓ ચેતવનીનો અવાજ ઊભો કરેછે જેથી શઘલા નાહાશ ભાગ કરી શહીશલાંમત જગાનો આશરો લેછે.

મધમાંખીઓ પણ પોતાની શુન મારફતેજ વેહેવાર રાખેછે, જયારે એક જગા ઊપર એક ટોલું જવા માગતું હોય તયારે પેહેલે ભેદુઓને મોકલવામાં આવેછે કે જગા જવા લાએક અને ધાસતી વગરનીછે કે નહી. કીડીઓ અને મધમાંખો બીજાં પરાણીઓ કરતાં જુદાજ ખવાશનાછે. તેઓ હમેશ શંખયા બંધ રેહેછે અને કીડા અથવા મધમાંખીની શરદારી હેઠલ એક રાજ ગોયા હોયછે. હાવા શંબધથી તેમનામાં વેહેવાર જારી રાખવા માટે કાંઈબી જાતની ભાશાની અગત જોઇએ અને આપણી અજમાએશ ઊપરથી માલમ પડેછે કે તેમનામાં ભાશા શરખી ચીજછે જે તેઓ પોતાની શુંનની ભાતભાતની હીલચાલથી બાહાર પાડી શકેછે.

વલી મધમાંખ અને કીડીઓથી ઊતરતે દરજે ભાશા શરખી ચીજ બીજા પરાંણીઓમાં જોવામાં આવેછે. ચોકશ વખતે દેડકાઓ બોલેછે, શાંપ ગુંગેછે, પખશીઓ ગાએછે, ગધેડાં ભુંકેછે, વાઘ બરાડા પાડેછે ઈતીઆદી; પણ એ તેઓની ભાશાજ હોવી જોઇએ એમ આપણથી જેમ કીડીઓ વીશે કહું તેમ નકી કરી સકાતું નથી; તોપણ વીદવાનો કહેછે કે પખશીઓમાં ભએ દેખાડવાની નોશાંનીછે. જેહેવો એક ચોકશ જાતનો અવાજ થએઓ કે શઘલાં પખશીઓ ભેગાં થાએછે અને દરેક જણ દુખનો અવાજ કાહાડી ઝાડીઓમાં ભરાઈ જાએછે. વલી મુરઘી પોતાના પીલાંઓને એકઠાં કરવા માટે એક શાદ કાહાડેછે જેનેબી આપણે એક જાતની ભાશા એમ કહી શકીએ. એક ઘરહસથ નીચે પરમાંણે એક દાખલો આપેછે:—

એક ખેડુતનાં બબરચીખાનામાં એક ઘરડું હાંશ શેવણ બેઠું હતું. એવામાં એક દીવશે તે એકાએક ઘણી માંદગીમાં આવી પડીયું. તરતજ તે માલો છોડી બાહાર ગયું અને પોતા શાથે એક જુવાંન હાંશને લઈ આવયું તે જુવાંન હાંશ માલામાં પેઠું અને ઈંડાં ઊપર શેવણ બેસીને બીજાં હાંશ પેદા કીધાં. જેવું પેલા જુવાંન હાંશે શેવણ બેસવાનું માથે લીધું તેવુંજ પેલું બુઢ્ઢું હાંશ માલા બાહેર બેઠું અને થોડાક વખત પછી મરણ પાંમયું. પેલાં જુવાંન હાંશને કોઈબી વખતે બબરચીખાનામાં આવવાંની ટેવ ન હતી તે ઊપરથી એટલોજ શાર નીકલેછે કે પેલાં બુઢાં હાંશે પેલા જુવાંન હાંશને પોતાની ચીંતા કોઈ ભાશાથી જાહેર કીધી હશે.

વલી એક બીજો દાખલોછે તે નીચે મુજબ:—

એક શલગમનાં ખેતરમાં ગાએનું ટોલું ચરતું હતું. તેમાંથી એ હેવીતો મસત થઈ ગઇ કે પોતાની રાંક શહીઓને લાત અને માથાં મારી દુખ આપવા લાગી. ઘણો વખત શુધીતો સઘલાંએ મુંગે મોહોડે

ખમીરું. પણ અંતે ગરીબડી ગાઓએ પોતાનાં માથાં એકેક શાથે અથડાવીને એક જાતનો ઠરાવ કીધો. તરતજ તેઓએ શામા થઇને પેલી બે મશત ગાઓ ઊપર આબાદ ધશારો કીધો અને તેમને ખેતરમાંથી હાંકી કાહાડી.

હવે કોઈબી જાતની ભાશા વગર આ ગાઓએ પેલી મશત ગાઓને હાંકી કાહાડવાનો ઠરાવ કેમ કીધો હશે? હવે જો એમ ધારોએ કે પરાંણીઓમાં કોઈબી જાતની ભાશાછે અને એમ માનવાને આપણી પાશે ઊપર દેખાડીયું તેમ પુરતાં કારણોછે તો એક શવાલ એ ઊભો થાએછે કે જુદા જુદા પરાંણીઓની જુદી જુદી ભાશાછે કે શઘલા પરાંણીઓની ભાશા એકજછે. આ નીચેના દાખલા ઊપરથી પાછલી વાત વધારે ખરી લાગેછે.

એક બુઢી ઘોડી, એક ગાએ, અને ચાર પાંચ વાછરડાઓ એક ખેતરમાં ચરતા હતા જાંહાં પુશકલ ચારો ન હતો. એક ભાગી તુટી વાડથી છુટું પાડેલું પાશેનું ખેતર લીલોતરીથી તમામ ભરાઈ ગયું હતું. આ વાડમાંથી શરીને તેઓ બીજા ખેતરનો પુશકલ ચારો ખાઈ મોજ કરતા હતા. રોજ આ ખેતરનો ઘાંણ નીકલતો તેથી એક પુરૂશને તેનું કારણ શોધી કાહાડવા રાખયો. પણ આ પુરૂશને તે દીવશે પરાંણીઓનાં દાહાપણનો એક અચરત શરીખો દાખલો મલયો. ઘોડી રોજ ખેતરમાં રહાથી કંટાલી ગઈ હતી તેથી એ જગોએથી છટકી જવાને પેરવી કરવા લાગી. તે વાડની આશપાશ ગેલ ફરીને એક ગાબરૂં શોધી કાહાડીયું જેમાંથી તે પોતાનો રશતો લઈ શકે. આ શોધથી તે દોડતી આવી અને ગાએની પીઠને પોતાનું માથું અને પોતાની ખરી લગાડવા લાગી. ગાએ ઘોડીની શાથે ગઈ અને પાછાં બેશી જણ ખુશ થતાં પોતાના બીજા મીતરો આગલ આવયાં. તરતજ શઘલાં ફરીઆં. પેહલે ઘોડી અને પછી શઘલાં એક પછી એક ગબારામાંથી કુદી જઈ છુટાં થએઆં.

ઊપલી હકીકતો ઊપરથી આપણી ખાંતરી થાએછે કે પરાંણીઓમાં પોતપોતાનાં વીચાર જાહેર પાડવાની શકતીછે પણ એ શકતી કઈ પેરનીછે તેનો કોણ ખુલાશો કરી શકે?

---

## જંગલમાં તરશીયાની હાલત.

મોનસીઓર બેલઝોની નામે એક મુશાફર નીચે મુજબ ઊપલી હાલતની તેહકીક આપેછેઃ—

"ઘણાં જણાં બલતી તરશના ભોગ થઇ પડેછે. એક પાંણીનું પીઆલું તારે ખરી કીમતથી અંકાએ છે. એક આખી વનજારનો તવંગર માલેક એક પાંણીના પીઆલા માટે ટલવલે એતે શી હાલત? પોતાની આખી વનજાર આપવા માંગેછે પણ કોઇ તેને પાંણીના પીઆલાંથી ખરીદનાર નથી. ઊંટ ઘુંટણ નાખી નીરજીવ જેવું પડેછે અને જે હમણા પાંણીથી જીવ ઊગારેછે તે હજાર કદમ ચાલી જીવ મુકેછે.

"શમુદર જો દરાંમણો હોયતો ઓછાં દરાંમણાં જંગલ નથી. શમુદરના જેમ ભઅંકર તુફાંનની આફતછે તેમ જંગલમાં શુકા કુવાની ભયંકર આફતછે. ચાંચીઆ ચોર જાજની પુઠ પકડેછે અને તેહેને તાબે કરી શઘલાને ઠાર કરેછે, પણ જંગલમાં પીંડારાઓ મુશાફરની વંજાર અને તેનું પાંણી લુટી લઈ તેને જીવતો મુકેછે પણ કઈ પેરની જીંદગી? રીબી રીબી, ટલી ટલવલી, આંગલે આંગલ મરવાની જીંદગી! જંગલમાં પાંણી વગર રેહેવું, જાંહાં શુરય નારાએણ પોતાનું બી રાજ ચલાવી લીએ, તે જેહેવી દરાંમણી હાલત બીજી એકે નહી; અને માણશ ઊપર પડતા મોટા ગજબોમાંનો એક મોટો ગજબછે. આંખો ઊપશાઈ આવેછે, જીભ અને હોઠ શુજી આવેછે, કાંનમાં ગુંગતો અવાંજ આવેછે અને બેહેર પડી જાએછે, અને ભેજું કઠણ થઈ ફુલેછે. વલી ડુબતી આંખે એક કઊતુક નજરે પડેછે. એક ખોટો ચમકાટ હોશ ભરયા મુશાફરને છેતરી દોડાવેછે કે શામો એક પાંણીનો ચશમોછે, અને જારે તરશથી બીમાર થએલો માંણશ પાંણીથી છલછલતાં પીઆલાંને હોઠ આગલથી છટકી ઢોલાઈ જતાં જોય તીઆરે તેની કંમબખતીની શી મણા? તરશથી હારેલા મુશાફરની કોઈ શંગત કરતું નથી. દોશતો કે ખીદમતગારો શઘલા તેને મુકી જાંન લઈ કુવાની શોધમાં નાહાશેછે કે રખેને તેમની પણ તેવી દશાથીતી થાએ."

બેહેનો! તરશયાની તરશ મટાડજો, ભુખીઆની ભુખ ભાંજજો, વગર ઢંકાએલાને ઢાંકણ દેજો. એ વચનોને કદી વીશરશો નહી, પણ હઈઆંની અંદર એવે લેખે કોતરી રાખજો કે મોહોતનાજ હાથે તે લીપાઈ જાએ.

# દોહોડશા વરસનું પંચાંગ.

## ઈસવી સન ૧૭૫૨ થી તે ઈસવી સન ૧૯૦૦ શુધીના વરસોનાં આઠવાડયાં અથવા મહીનાનો કોઈબી દાહાડો તુરત જોઈ કાહાડવાની સેહેલી રીત.

### સાધારણ વરસનો કોઠો. / મહીનાનો કોઠો.

| | | | | | | | | | | | | | | | | | જાનેવારી. | ફેબરવારી. | મારચ. | એપરેલ | મે. | જુન. | જુલાઈ. | ઓગસ્ટ. | સપટેમ્બર | અકટોબર | નવેમ્બર. | ડિસેમ્બર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭૬૧ | ૧૭૬૭ | ૧૭૭૮ | ૧૭૮૯ | ૧૭૯૫ | ૦૦ | ૧૮૦૧ | ૧૮૦૭ | ૧૮૧૮ | ૧૮૨૯ | ૧૮૩૫ | ૧૮૪૬ | ૧૮૫૭ | ૧૮૬૩ | ૧૮૭૪ | ૧૮૮૫ | ૧૮૯૧ | ૪ | ૭ | ૭ | ૩ | ૫ | ૧ | ૩ | ૬ | ૨ | ૪ | ૭ | ૨ |
| ૧૭૬૨ | ૧૭૭૩ | ૧૭૭૯ | ૧૭૯૦ | ૦૦ | ૦૦ | ૧૮૦૨ | ૧૮૧૩ | ૧૮૧૯ | ૧૮૩૦ | ૧૮૪૧ | ૧૮૪૭ | ૧૮૫૮ | ૧૮૬૯ | ૧૮૭૫ | ૧૮૮૬ | ૧૮૯૭ | ૫ | ૧ | ૧ | ૪ | ૬ | ૨ | ૪ | ૭ | ૩ | ૫ | ૧ | ૩ |
| ૧૭૫૭ | ૧૭૬૩ | ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૭૯૧ | ૦૦ | ૧૮૦૩ | ૧૮૧૪ | ૧૮૨૫ | ૧૮૩૧ | ૧૮૪૨ | ૧૮૫૩ | ૧૮૫૯ | ૧૮૭૦ | ૧૮૮૧ | ૧૮૮૭ | ૧૮૯૮ | ૬ | ૨ | ૨ | ૫ | ૭ | ૩ | ૫ | ૧ | ૪ | ૬ | ૨ | ૪ |
| ૧૭૫૪ | ૧૭૬૫ | ૧૭૭૧ | ૧૭૮૨ | ૧૭૯૩ | ૧૭૯૯ | ૧૮૦૫ | ૧૮૧૧ | ૧૮૨૨ | ૧૮૩૩ | ૧૮૩૯ | ૧૮૫૦ | ૧૮૬૧ | ૧૮૬૭ | ૧૮૭૮ | ૧૮૮૯ | ૧૮૯૫ | ૨ | ૫ | ૫ | ૧ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ | ૫ | ૭ |
| ૧૭૫૫ | ૧૭૬૬ | ૧૭૭૭ | ૧૭૮૩ | ૧૭૯૪ | ૧૮૦૦ | ૧૮૦૬ | ૧૮૧૭ | ૧૮૨૩ | ૧૮૩૪ | ૧૮૪૫ | ૧૮૫૧ | ૧૮૬૨ | ૧૮૭૩ | ૧૮૭૯ | ૧૮૯૦ | ૦૦ | ૩ | ૬ | ૬ | ૨ | ૪ | ૭ | ૨ | ૫ | ૧ | ૩ | ૬ | ૧ |
| ૧૭૫૨ | ૧૭૫૮ | ૧૭૬૯ | ૧૭૭૫ | ૧૭૮૬ | ૧૭૯૭ | ૧૮૦૯ | ૧૮૧૫ | ૧૮૨૬ | ૧૮૩૭ | ૧૮૪૩ | ૧૮૫૪ | ૧૮૬૫ | ૧૮૭૧ | ૧૮૮૨ | ૧૮૯૩ | ૧૮૯૯ | ૭ | ૩ | ૩ | ૬ | ૧ | ૪ | ૬ | ૨ | ૫ | ૭ | ૩ | ૫ |
| ૧૭૫૩ | ૧૭૫૯ | ૧૭૭૦ | ૧૭૮૧ | ૧૭૮૭ | ૧૭૯૮ | ૧૮૧૦ | ૧૮૨૧ | ૧૮૨૭ | ૧૮૩૮ | ૧૮૪૯ | ૧૮૫૫ | ૧૮૬૬ | ૧૮૭૭ | ૧૮૮૩ | ૧૮૯૪ | ૧૯૦૦ | ૧ | ૪ | ૪ | ૭ | ૨ | ૫ | ૭ | ૩ | ૬ | ૧ | ૪ | ૬ |

### અદીક દીવસના વરસનો કોઠો.

| | | | | | | જાનેવારી. | ફેબરવારી | મારચ. | એપરેલ | મે. | જુન. | જુલાઈ. | ઓગસ્ટ | સપટેમ્બર | અકટોબર | નવેમ્બર. | ડિસેમ્બર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭૬૪ | ૧૭૯૨ | ૧૮૦૪ | ૧૮૩૨ | ૧૮૬૦ | ૧૮૮૮ | ૭ | ૩ | ૪ | ૭ | ૨ | ૫ | ૭ | ૩ | ૬ | ૧ | ૪ | ૬ |
| ૧૭૬૮ | ૧૭૯૬ | ૧૮૦૮ | ૧૮૩૬ | ૧૮૬૪ | ૧૮૯૨ | ૫ | ૧ | ૨ | ૫ | ૭ | ૩ | ૫ | ૧ | ૪ | ૬ | ૨ | ૪ |
| ૧૭૭૨ | ૦૦ | ૧૮૧૨ | ૧૮૪૦ | ૧૮૬૮ | ૧૮૯૬ | ૩ | ૬ | ૭ | ૩ | ૫ | ૧ | ૩ | ૬ | ૨ | ૪ | ૭ | ૨ |
| ૧૭૭૬ | ૦૦ | ૧૮૧૬ | ૧૮૪૪ | ૧૮૭૨ | ૦૦ | ૧ | ૪ | ૫ | ૧ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ | ૫ | ૭ |
| ૧૭૮૦ | ૦૦ | ૧૮૨૦ | ૧૮૪૮ | ૧૮૭૬ | ૦૦ | ૬ | ૨ | ૩ | ૬ | ૧ | ૪ | ૬ | ૨ | ૫ | ૭ | ૩ | ૫ |
| ૧૭૫૬ | ૧૭૮૪ | ૧૮૨૪ | ૧૮૫૨ | ૧૮૮૦ | ૦૦ | ૪ | ૭ | ૧ | ૪ | ૬ | ૨ | ૪ | ૭ | ૩ | ૫ | ૧ | ૩ |
| ૧૭૬૦ | ૧૭૮૮ | ૧૮૨૮ | ૧૮૫૬ | ૧૮૮૪ | ૦૦ | ૨ | ૫ | ૬ | ૨ | ૪ | ૭ | ૨ | ૫ | ૧ | ૩ | ૬ | ૧ |

### ખુલાસો.

સને ૧૭૫૨ થી તે સને ૧૯૦૦ સુધી કોઈબી દાહાડો અથવા વાર આ પંચાગથી નીચેની રીત મુજબ સેહેલથી માલમ પડી આવશે.

દાખલો—૧૮૧૫ ની ૧૮ મી જુને 'વાટરલુ' ની લડાઈમાં ફરેંચ લોકોનો સેનપતી નેપોલીઅન બોનાપારટ ઈંગરેજોના હાથમા કેદ પકડાયો હતો તે દાહાડે કયો વાર હતો? એ જાણવા માટે વરસના કોઠામાથી ૧૮૧૫ નું વરસ શોધી કાહાડવું. વરસના બે કોઠા આપવામાં આવ્યાછે એક સાધારણ વરસનો અને એક અધીક દીવસના વરસનો. અધીક દીવસનું વરસ* એટલે જે વરસનો ફેબરવારી માસ ૨૯ દીવસનો હોય એ વરસ દર ચાર વરસને અંતરે આવેછે. આ ચાલતુ વરસ અદીક દીવસનું વરસછે. એ વરસને ઈંગરેજીમા 'લીપઈઅર' કહેછે.

હવે ૧૮૧૫ એ સાધારણ વરસછે માટે સાધારણ વરસના કોઠામાં તે છે અને તે ૮ મા ખાનાની ૬ ઠી હારમાં માલમ પડેછે. એ શોધ થયા પછી હવે મહીનાના કોઠા તરફ ફરવુ અને આપણા દાખલા માટે જુન મહીનાનુ ખાનુ લેવુ કારણ ઊપલી લડાઈ જુન મહીનામા થઈ હતી હવે જુન મહીનાના ખાનાની જે લીટી ૧૮૧૫ ના વરસની લાટીની સાથે એકજ હારમાં હોય તે લીટી શોધી કાહાડવી. એ છઠી લીટીછે; અને તેની ઊપર ૪ સંખ્યા માલમ પડેછે. હવે દાહાડાના કોઠા તરફ ફરવુ અને જે ખાના ઊપર ૪ સંખ્યા માલમ પડેછે તે ખાનામા ૧૮ મી તારીખ શોધી કાહાડવી, કારણ ઊપલી લડાઈની તા૦ ૧૮ મી હતી હવે ૧૮ ની સામે 'રવી' માલમ પડેછે માટે 'વાટરલુ' ની લડાઈ જે ૧૮૧૫ ની ૧૮ મી જુને થઈ હતી તે દીવસે 'રવી' ઈયાને આદીતવાર હતો.

# દાહાડાનો કોઠો.

| ૧ | | ૨ | | ૩ | | ૪ | | ૫ | | ૬ | | ૭ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સોમ | ૧ | મંગલ | ૧ | બુધ | ૧ | ભરેસપત | ૧ | શુકર | ૧ | સનેઊ | ૧ | રવી | ૧ |
| મંગલ | ૨ | બુધ | ૨ | ભરેસપત | ૨ | શુકર | ૨ | સનેઊ | ૨ | રવી | ૨ | સોમ | ૨ |
| બુધ | ૩ | ભરેસપત | ૩ | શુકર | ૩ | સનેઊ | ૩ | રવી | ૩ | સોમ | ૩ | મંગલ | ૩ |
| ભરેસપત | ૪ | શુકર | ૪ | સનેઊ | ૪ | રવી | ૪ | સોમ | ૪ | મંગલ | ૪ | બુધ | ૪ |
| શુકર | ૫ | સનેઊ | ૫ | રવી | ૫ | સોમ | ૫ | મંગલ | ૫ | બુધ | ૫ | ભરેસપત | ૫ |
| સનેઊ | ૬ | રવી | ૬ | સોમ | ૬ | મંગલ | ૬ | બુધ | ૬ | ભરેસપત | ૬ | શુકર | ૬ |
| રવી | ૭ | સોમ | ૭ | મંગલ | ૭ | બુધ | ૭ | ભરેસપત | ૭ | શુકર | ૭ | સનેઊ | ૭ |
| સોમ | ૮ | મંગલ | ૮ | બુધ | ૮ | ભરેસપત | ૮ | શુકર | ૮ | સનેઊ | ૮ | રવી | ૮ |
| મંગલ | ૯ | બુધ | ૯ | ભરેસપત | ૯ | શુકર | ૯ | સનેઊ | ૯ | રવી | ૯ | સોમ | ૯ |
| બુધ | ૧૦ | ભરેસપત | ૧૦ | શુકર | ૧૦ | સનેઊ | ૧૦ | રવી | ૧૦ | સોમ | ૧૦ | મંગલ | ૧૦ |
| ભરેસપત | ૧૧ | શુકર | ૧૧ | સનેઊ | ૧૧ | રવી | ૧૧ | સોમ | ૧૧ | મંગલ | ૧૧ | બુધ | ૧૧ |
| શુકર | ૧૨ | સનેઊ | ૧૨ | રવી | ૧૨ | સોમ | ૧૨ | મંગલ | ૧૨ | બુધ | ૧૨ | ભરેસપત | ૧૨ |
| સનેઊ | ૧૩ | રવી | ૧૩ | સોમ | ૧૩ | મંગલ | ૧૩ | બુધ | ૧૩ | ભરેસપત | ૧૩ | શુકર | ૧૩ |
| રવી | ૧૪ | સોમ | ૧૪ | મંગલ | ૧૪ | બુધ | ૧૪ | ભરેસપત | ૧૪ | શુકર | ૧૪ | સનેઊ | ૧૪ |
| સોમ | ૧૫ | મંગલ | ૧૫ | બુધ | ૧૫ | ભરેસપત | ૧૫ | શુકર | ૧૫ | સનેઊ | ૧૫ | રવી | ૧૫ |
| મંગલ | ૧૬ | બુધ | ૧૬ | ભરેસપત | ૧૬ | શુકર | ૧૬ | સનેઊ | ૧૬ | રવી | ૧૬ | સોમ | ૧૬ |
| બુધ | ૧૭ | ભરેસપત | ૧૭ | શુકર | ૧૭ | સનેઊ | ૧૭ | રવી | ૧૭ | સોમ | ૧૭ | મંગલ | ૧૭ |
| ભરેસપત | ૧૮ | શુકર | ૧૮ | સનેઊ | ૧૮ | રવી | ૧૮ | સોમ | ૧૮ | મંગલ | ૧૮ | બુધ | ૧૮ |
| શુકર | ૧૯ | સનેઊ | ૧૯ | રવી | ૧૯ | સોમ | ૧૯ | મંગલ | ૧૯ | બુધ | ૧૯ | ભરેસપત | ૧૯ |
| સનેઊ | ૨૦ | રવી | ૨૦ | સોમ | ૨૦ | મંગલ | ૨૦ | બુધ | ૨૦ | ભરેસપત | ૨૦ | શુકર | ૨૦ |
| રવી | ૨૧ | સોમ | ૨૧ | મંગલ | ૨૧ | બુધ | ૨૧ | ભરેસપત | ૨૧ | શુકર | ૨૧ | સનેઊ | ૨૧ |
| સોમ | ૨૨ | મંગલ | ૨૨ | બુધ | ૨૨ | ભરેસપત | ૨૨ | શુકર | ૨૨ | સનેઊ | ૨૨ | રવી | ૨૨ |
| મંગલ | ૨૩ | બુધ | ૨૩ | ભરેસપત | ૨૩ | શુકર | ૨૩ | સનેઊ | ૨૩ | રવી | ૨૩ | સોમ | ૨૩ |
| બુધ | ૨૪ | ભરેસપત | ૨૪ | શુકર | ૨૪ | સનેઊ | ૨૪ | રવી | ૨૪ | સોમ | ૨૪ | મંગલ | ૨૪ |
| ભરેસપત | ૨૫ | શુકર | ૨૫ | સનેઊ | ૨૫ | રવી | ૨૫ | સોમ | ૨૫ | મંગલ | ૨૫ | બુધ | ૨૫ |
| શુકર | ૨૬ | સનેઊ | ૨૬ | રવી | ૨૬ | સોમ | ૨૬ | મંગલ | ૨૬ | બુધ | ૨૬ | ભરેસપત | ૨૬ |
| સનેઊ | ૨૭ | રવી | ૨૭ | સોમ | ૨૭ | મંગલ | ૨૭ | બુધ | ૨૭ | ભરેસપત | ૨૭ | શુકર | ૨૭ |
| રવી | ૨૮ | સોમ | ૨૮ | મંગલ | ૨૮ | બુધ | ૨૮ | ભરેસપત | ૨૮ | શુકર | ૨૮ | સનેઊ | ૨૮ |
| સોમ | ૨૯ | મંગલ | ૨૯ | બુધ | ૨૯ | ભરેસપત | ૨૯ | શુકર | ૨૯ | સનેઊ | ૨૯ | રવી | ૨૯ |
| મંગલ | ૩૦ | બુધ | ૩૦ | ભરેસપત | ૩૦ | શુકર | ૩૦ | સનેઊ | ૩૦ | રવી | ૩૦ | સોમ | ૩૦ |
| બુધ | ૩૧ | ભરેસપત | ૩૧ | શુકર | ૩૧ | સનેઊ | ૩૧ | રવી | ૩૧ | સોમ | ૩૧ | મંગલ | ૩૧ |

(ચાંદન ઊપરથી.)

## ઉતમ લોકનાં ઉતમ વચન.

શુંનેરી દોરથી, અથવા ખુશનુમાં રંગથી, અથવા નાદર કોતરકાંમથી વાંહાંણ શારૂં કેહેવાતું નથી; પણ જે ચાલમો ઝડપશર હોય, જે પાંણી લેતું ન હોએ; અને જે તોશાંની દરીઆ શડસડાટ પશાર કરતું હોય તે વાંહાંણની તારીફછે. તરવારની પરીખશા તેનાં પાનાંની ધાર અને પાણીથી થાએછે, નહી કે તેની મીઆંનપર જડેલાં રતંનથી; તેમજ ધન દોલતથી નહીં પણ નેકીથી માણશ મોટું ગણાએછે—શેનેકા.

હરીફની હારપર જે ન હશે તે પુરૂશે ખરી પરીખશા આપેલી જાણવી—આઈકીન.

મરદો કરતાં ઓરતોમો ભાશણ કરવાની વધારે શકતીછે. ઓરતો આંશુની ધાર ઘણી વખતે ફતેથી વાપડી શકેછે અને મરદો એવાં દીલને ઊશકેરનારા શાધનોમાં પછાતછે—ઇંશપેકટેટર.

તાહારી જબાંન બંધમાં રાખ નહીતર તે તને બંધમાં નાખશે—કેહેવત.

ખરચયા પેહેલાં તાહારાં ગજવાને પુછ—કેહેવત.

હઇઆંનાં દંખનો દારૂ નથી—કેહેવત.

જેમ ઊભરાતી તાડી તલીઆનાં ઠરાને ઊપર લાવેછે તેમ વગર માપે પીધેલો શરાબ દીલની અંદર ખાંનેની ગુપત વાતો બાહાર લાવેછે—ગોનતેન.

ગજવાંને થએલા ખહીની દવા નથીઃ ઊછીકાં નાંણાંથી તે જીંદગીમો દુખી દોરો વધારી મોતનું બીછાણું શેવેછે, પણ આકેબત તે જમને તાબે થાએછે—શેકસપીઅર.

મેહેનતનું મુલ ઘણું કડવુંછે પણ તેનું ફલ ઘણું મીઠુંછે—કેહેવત.

ચાડીઆને ચાર નજરથી જોજે અને તેની ઊપર વીશવાશ રાખનોનાં—કેહેવત.

તાહારા હવશોની આશપાશ જ્ઞાનની પાલ બાંધી લેજે—કેહેવત.

જીભનો જખમ વખતે શમશેરનાં જખમ કરતાં વધારે જેહેરીછે—કેહેવત.

ખરડેલા હાથે બીજાને ડાઘ દેખાડતો ના—કેહેવત.

ઠાલી ખકખકારો કરનારા ડોલેઘાલું દેશહીતકારીઓ કરતાં, જે પોતાને શુધારેછે તે પરજાની વધારે શેવા બજાવેછે—લાવેટર.

નસીબનું ચકર હરદંમ ફરેછે અને કોણ ખાતરીથી કેહેશે કે આજે હું ઊપર રહીશ?—કોનફુસીઅસ.

કદી નહીં પડવું એમાં આપણી ઘણી કીરતી નથી; પણ દર વખતે પડીએ કે ઊઠવું એમાં મોટી કીરતીછે—કોનફુસીઅસ.

પોતાનાં કુટુંબપર હાકમી કરવા અગાઊ માણશે પોતાના ઊપર હાકમી કરવી; અને રાજદરબારમાં હાકમી ભોગવવા અગાઊ પોતાનાં કુટુંબ ઊપર હાકમી ભોગવવી જોઈએ—રાલે.

---

## બુઢા બાપની અકલ.

ફરાંનસ દેશનાં લાએનશ નામે શેહેરમાં એક શોદાગર રેહેનો હતો જેને તાંહાં બે છોકરીઓની બખશેશ હતી. બેહુ દીકરીઓને પરણાવીને શોદાગરે તેમને પોતાની શઘલી અસકેઆંમત વેંહેંચી આપી; એવી કબુલાતે કે એક દીકરી બાપને હુંનાલામાં અને બીજી દીકરી તેને શીઆલામાં પોતાને તાંહાં બાપની દોલત અને આબરૂ મુંજબ રાખે. પેહેલું વરશ વીટે નહી એટલામાં બુઢા બાપે ધારીયું કે માહારી અકલ મેં વેચી. કારણ છોકરીઓ અશલનું હેત વીશરી જઈ બાપને મરવાની ઈઆતો કેથે બુરે પડવાની વાત જોવા લાગયાં. તોપણ ઘરડાએ ધીઓનને એકંદર ચીત કરી એક તાલ કીધી. તેણે એક બીજા શોદાગર દોસતને પોતાનો હેવાલ જાહેર કરીઓ અને તેની શાથે શમજુતી કરી પચીશ હજાર રૂપીઆને આશરેનાં "લીવ" નામનાં ફરેંચ સીકા ઊછીકા લીધા. બીજે દીવશે પેલા ઘરડા બાપે એક ભારી ધુંમધાંમથી ખાનું કીધુ અને પોતાની બે છોડીઓને તથા તેમનાં ભરથારોને પણ નોતરૂં દીધું ખાનું પુરૂ થઇ રહીઊં કે તરતજ પેલો બીજો શોદાગર જેણે પેલા રૂપીઆ ધીરીઆ હતા તે દોડતો અને ગભરાતો આવયો, અને પેલા ઘરડા બાપ પાશથી પચીશ હજાર રૂપીઆ ઊછીકા માંગયા. ઘરડો બોલયો કે પરીય દોસત એ કરતાં બમણા જોઈએ તો તાહારે માટે તઈઆરછે, એમ કહી પેલી ઊછીકી લીધેલી રકમ પોતાની છોકરીઓનાં દેખતાં પેલા શોદાગરને ગણી આપી. છોકરીઓ તો જોઈ

ને દંગ થઈ કે હજી બુઢા બાવા ગખરછે અમે તેમને જો છેડયા અને તેમનું ગેરરાજપણું ખેંચી લીધું તો હજી એક મોહોટી દોલત હાથથી જતી રેહેશે. માટે તે દાહાડેથી છોકરીઓએ પાછી બાપની મદારત જાદે સીરૂ કીધી અને એકને તાંહાં વધારે રેહતો બીજી અદેખી થઈ બાપને પોતાને તાંહાં લાવી રાખતી. હવી તાલથી બુઢો જીંદગી શુધી આનંદકાર રહો. પણ બાપનાં મરણ પછી છોકરીઓએ તેનાં વસીઅતનામાંમાં એક ફુટી બદાંમ પણ લખેલી જોઈ નહીં પણ શાંમે તેમનાં બાપનાં હાથનો તેમની નીમકહરાંમી માટે લખેલો શખત ઠપકો વાંચયો.

---

## મોત અને ડાકટર.

કેટલાંક વરશની વાત ઉપર, એક ગાંમડાંના દારૂવાલાને તીઆં એક છોકરો ચાકરી રેહેઓ હતો. એ છોકરાના ધણીની દુકાનમાં એક જાતનો એવો તો સરસ સવાદદાર દારૂ બનતો હતો, કે તેવો બીજે કેથે પણ મલે નહી. તેથી જારે પેલો છોકરો પોતાના ધણીની ચાકરી છોડીને જવાનો થયો, તારે પોતાના પગારને બદલે, તેણે દારૂનું એક નાહનું પીપ શીવાએ બીજું કંઈ પણ લેવાને ના પાડીઉં: પેલા ધણીએતો છોકરાની મરજી પરમાંણે કીધું. હવે પેલો છોકરો પીપ પોતાની ખાંધ પર મારી ચાલતો થયો, પણ રસતો ઘણો લાબો અને પીપનો બોજો ભારી, માટે જેમ જેમ આગલ ચાલતો ગયો, તેમ તેમ તે છોકરો થાકી ગયો, અને આખરે રસતામાં પીપ મુકીને, આસપાસ જોવા લાગો કે જોઇએ કોઈ આવેતો, તેની સાથે દારૂ પીઇને પીપ થોડુંક ખાલી થાયતો પછી એટલો બોજો ઉંચકવો નહી પડે. ઘણોએક વખત પછી, જોતાં જોતાં એક બુઢો લાંમબી ડાહાડી વાલો માણસ મલીઓ.

"સાહેબજી" બુઢા દાહાડીવાલા કાકા બોલીઆ.

"સાહેબ મેહેરબાંન" છોકરાએ જવાબ વાલીઓ.

"કીઆં જાઓછો?" બુઢા કાકાએ પુછીઉં.

"હું કોઈ માણસને શોધુંછું કે તેની સાથે આ દારૂ પીઇને જરા મારૂં પીપ હલકું કરૂં." છોકરો બોલીઓ.

બુઢા કાકા—તારે કોઇને બદલે હું ચાલું કે નહી! મેં ઘણી લાંબી ફેરી મારીછે અને હું થાકી ગયો છઉં, એટલુંજ નહી પણ મને તરસ પણ બહુ લાગીછે.

છોકરો—સારૂં તારે, તમેબી ચાલશો પણ મને કહો કે તમે કેવી જાતના માણસછો અને કીઆંથી આવીઆછો?

બુઢા કાકા—હું 'ખોદાતાલા' છઉં અને બેહસતમાંથી આવીઓ છઉં.

છોકરો—તારેતો તારી સાથે હું દારૂ પીવાનો નથી, કારણ કે આ દુનીઆંના માણસોમા એટલો તું તફાવત રાખેછે અને એટલીતો તરફદારી કરેછે કે કોઈ તવંગર બનેછે અને કોઈ ભીખારી. ના! તારી સાથેતો હું નથી પીનાર.

એમ કહીને નાહનું પીપ ખાંધપર મારીને છોકરો ચાલતો થયો.

તે જરા આગલ ચાલીઓ અને પીપતો એવું ભારી લાગવા લાગુ કે તે વીચારવા લાગો કે હવે કોઈ પણ મલે તો ઠીક; નહીતો મારીથી વધારે દુર લઈ ચલાશે નહી. વારૂં, થોડાક વખતમાં એક બીજો બદસુરત, પતલો, તવાઇ ગયલો માણસ દોડતો અને ડરામણા દેખાવ સાથે આવી મલયો.

માણસ—સાહેબ મેહેરબાંન.

છોકરો—સાહેબજી.

માણસ—કીઆં જાઓછો?

છોકરો—હું કોઇ માણસને શોધુછું કે તેની સાથે આ દારૂ પીઇને જરા મારૂં પીપ હલકું કરૂં.

માણસ—તારે કોઇને બદલે હું ચાલુ કે નહી! મેં ઘણી લાબી મુસાફરી કીધીછે અને થાકી ગયોછું; એટલુંજ નહી પણ મને તરસ પણ બહુ લાગીછે.

છોકરો—સારૂં તારે, તમેબી ચાલશો, પણ તમે કોણછો અને કીઆંથી આવીઆછો?

માણસ—હું કોણછું! હુંતો દેવછું અને દોજખમાંથી આવીઓછું. હુંતો તીઆંથી આવીઓછું રે ભાઈ!

છોકરો—નહી, તારેતો તારી સાથે હું નથી પીનાર. તુંતો માતર ગરીબ લોકોને પીડેછે અને દુખ દેછે. જો કંઈબી રીતનું તેઓમાં દુખ આવી પડેછે, તો તે તારા વાંકથી થયું, એમ તેઓ કેહછે. તારી સાથેતો હું નથી પીનાર!

વલી પેલો છોકરો ચાલતો થયો. તે ચાલીઓ ચાલીઓ ઘણોજ દુર નીકલી ગયો; પણ આખરે ખાંધપરનો બોજો એટલો ભારી લાગો, કે તેણે વીચારીઉં, કે હવે મારીથી આગલ ચલાસે નહી. તે પાછો આસપાસ જોવા લાગો કે જોઇએ કોઇ આવેચ કે તેની સાથે દારૂ પીઇને પીપ હલકું કરૂં. કેટલોક વખત ગયા પછી, બીજો એક માણસ આવી લાગો. તે એટલો તો નાતવાન અને માંસ વગરનો હતો કે તેનાં હાડકાં કેમ ટકી રહેઆં હશે તેનો વીચાર પણ નહી થઇ શકે.

માણસ—સાહેબજી.

છોકરો—સાહેબ મેહરબાંન.

માણસ—કીઆં જાઓછો?

છોકરો—હું કોઇ માણસને સોધુછું કે તેની સાથે આ દારૂ પીઇને જરા મારૂં પીપ હલકું કરૂં.

માણસ—તારે કોઇને બદલે હું ચાલું કે નહી!

છોકરો—હા! નહી કાંય? પણ તમે કેવી જાતના માણસછો?

માણસ—મારૂં નામ મોતછે.

છોકરો—વાહા! જે માણસ મને જોઈતો હતો, તે જ મલીઓ. તારી સાથે હું ખુશીથી પીવશ.

એમ કેહતાં કેહતાં ખાંધ પરથી પીપ ઉતારીને દારૂ કાહડવા લાગો અને એક જામ ભરી. છોકરો બોલીઓ કે તું સાચો અને વીસવાસુ માણસછે, કારણ કે તું ગરીબ અને તવંગરને એક સરખાં ગણેચ.

પછી છોકરાએ મોતની તનદરોસતી ચાહી. મોતે છોકરાની ચાહી, અને એ પરમાંણે જાંમ પર જાંમ ભરાતી ગઈ, અને મોતને દારૂં ઘણોજ સવાદદાર લાગીઓ, અને છોકરો મોતને ચાહવા લાગીઓ, તેથી એક પછી એક જાંમ ઉડતી ગઈ, દારૂ ઓછો થતો ગયો અને પીપ હલકું થયું.

આખરે મોત બોલીઉં—"સાબાસ ! મેં એવો દારૂ મારા જનમમાં ચાખીઓ ન હતો અને તમે જે દારૂ આ પીઓછે તેથી મને મઝા પડીછે તેવી કોઈ વખતે પડી ન હતી અને તેના બદલામાં શું આપવું, તે મને સુઝતું નથી." આખરે વીચાર કરી કરીને મોત બોલીઉં કે "આએ પીપ કોઈ દાહાડે ખાલી થશે નહી, અને એમાનો દારૂ સઉથી સરસ દવાઈનું કાંમ કરશે, અને કોઈબી ડાકટરની બીજી દવાઈ એની આગલ કુચ કાંમની નહી થઈ પડશે, અને દરદી માણસ એ દારૂથી ઘોડા જેવો બનશે." તેણે વલી કહીઉં કે "જારે કોઈ દરદી માણસને તું જોવા આવશે, તારે હું હમેશાં તાંહાં આવશ, અને જો હું દરદીના બીછાના પાસે તેના પગ તરફ દેખાવશતો તું ખચીત જાણજે કે તે માણસને તારા દારૂથી સારૂં થશે, પણ જો તેના માથાં આગલ હું દેખાપોતો દવાદારૂથી તે કંઈ સારો થવાનો નથી, કારણ કે તે મોતનું માણસ થશે."

પેલો છોકરો વખણાતો ગયો. જીઆં કોઈથી નહી સારૂં થાય તીઆં તે પોતાની દવાઈથી ઘણાને સારાં કરતો ગયો. લોકો લાંબેથેરથી તેને તેડવા આવવા લાગાં અને નામીચા ડાકટરો તેની આગલ કુચ બીસાદમાં નહી રહેઆ. જારે તે દરદીના ઓરડામાં આવતો તારે તે મોતને તીઆં જોતો, અને આગલથી કેહતો, કે તે જીવશે કે મરશે અને તેની વાંણી હંમેશ ખરી પડતી. તે ઘણો તાલેવંત અને મોભાવાલો માણસ થયો, અને એક દાહાડો તેને દુનીઆંને એક છેડેના દેશના રાજાની છોકરીને સારૂં કરવાને બોલાવવામાં આવીઓ. તે છોકરી એટલીનો મરવાતોલ પડી હતી, કે સરવે ડાકટરોએ તેણીની આશા મેલી હતી, અને વીચારતા હતા કે તેનીથી કંઈ સારૂં થશે નહી માટે જો તે છોકરીનો તે જાન બંચાવે, તો જે માંગે તે તેને આપવાને તેઓએ કબુલ કીધું.

હવે જારે તે શાહજાદીનાં ઓરડામાં આવીઓ, તારે તેણે મોતને તેણીના માથાં આગલ બેઠેલું જોયું; પણ તે મોત બેઠું બેઠું ઉંઘનાં જોંકા ખાતું હતું અને તેટલો વખત તે છોકરીને ચેન પડતું હતું.

"હવે" આપણા ડાકટર સાહેબ બોલીઆ કે "આ એતો જોખમની નીસાનછે, અને એમાંથી છુટવાની કંઈ આશા નથી."

પણ રાજાએ કહીઉં, કે ગમે તે ખરચ થાય, જે દેશ જોઈએ તે લે, પણ છોકરીને તેણે સારી કરવી જોઈએ. ડાકટર સાહેબનો વીચારમાં પડીઆ, અને એક વખત ફરીથી મોત તરફ નજર કીધી. મોતતો બેઠું બેઠું જોકા ખાતું હતું, તેવામાં તેણે તરતજ ચાકરોને નીસાન કરીને પેલી છોકરીનું બીછાનું ફેરવી નાખવા કહીઉં, કે જેથી કરીને મોત પગ આગલ આવી ગયું, અને તરતજ ડાકટરે દરદીને દારૂનું એક પીઆલું આપીઉં અને તેણીનો જાંન બંચાવીઓ.

મોત બોલીઉં—"વારૂં તારે ! હવે તમે જારે મને ઠગીઓછે, તો આજથી આપણા કોલકરારનો અંત આવીઓ."

ડાકટર—"હું શું કરૂં ! મને તેણીને બંચાવવાની ફરજ પડી. નહીતો જમીન અને દેશ હું ખોતે."

મોત—"જમીન અને દેસથી કંઈ તમને ફાયદો પનાર નથી. તમારો વખત પુરો થયોછે, અને હવે તમે મોતણી મીલકત થયાછો."

ડાકટર—"સારૂં તારે, જે થવાનું હોશે, તે થશે; એમાં કોઈનો ઈલાકો નથી. પણ ખુદાની બંદગી હું વાચું, તેટલો વખત મને આપો."

મોત—"હા બેલાશક તેટલા વખતની તને છુટછે."

પણ ડાકટર સાહેબતો સરવે કાંમકાજ કરવા લાગા, જે જોઈએ તે વાંચવા લાગા, પણ ખોદાની બંદગીનો એક શબદ પણ તેવણનાં હોટમાંથી પસાર થયો નહી. એમ કેટલોક વખત ગુજરીઆ પછી આખરે ડાકટર સાહેબે વીચાર કીધો કે મોતતો ઠગાયું અને જાંહાંસુધી બંદગી વંચાય નહી, તાંહાંસુધી તેનું કંઈ ચાલનાર નથી, પણ મોતે જારે વીચારીઉં, કે ડાકટર સાહેબે તો ઘણા દાહાડા કાહાડી નાખીઆ, અને મનેતો ઘણો વાર ખોટી રેહવું પડીઉંછે, તારે એક રાતનાં ડાકટરનાં ઘરમાં જઈ જે બીછાનાંપર તે સુતો હતો, તેની સાંમને એક મોટું પાટીઉં ખોદાની બંદગીથી ચીતરેલું ટાંગીઉં. ડાકટર સાહેબ જેવાજ સવારનાં ઉઠેચ, તેવીજ તેની નજર પાટીઆં ઉપર પડી, અને છેક પેહલેથી તે છેલે વેર વાંચી રહેઆ તાંહાંસુધી તેને સમજ પડી નહી કે શું છે. પણ હવેતો તે બંદગી વંચાઈ, માટે કંઈ ઉપાય રહેઓ નહી અને આખરે ડાકટર સાહેબ મોતનાં પંજામાં સપડાયા.

—oooo—

## પરચુંટણ.

એક મુરખ, એક હજાંમ અને એક તાલક પડેલો શખસ મુસાફરી કરવા નીકલયા. ચાલતાં ભુલા પડયા તેથી તેઓ એક મેદાનમાં સુતા; અને એવું પોતપોતામાં ઠરાવયું કે દરેક જને વારાફરતી ચોકી કરવી. પેહેલી વારી હજામની આવી, જેણે બીજા તેના સોબતીઓ ભર ઉંઘમાં પડયા બાદ મુરખનું માંથું બોરી નાખયું. પછી થોડેકવારે તેણે મુરખને ઉઠારયો કે હવે તાહારી વારી આવીછે. મુરખ ઉઠયો પણ પોતાનું માંથું ખુજવાવતાં તે બોલયો કે "ભાઈ હજામ તેંતો જબરી ચુક કીધોછે. મહને ઉઠારવાને બદલે તેંતો તાલક પડેલાને ઉઠારયોછે, માટે હવેતો તેની પછી હું પોહોરો ભરીશ" એમ કહી પાછો સુઈ ગયો.

એક દોસત બીજાને મલતાં બોલયો કે "કાલે રાતે દોસત મેં સપનામાં તુંને હાંક મારયો." બીજાએ જવાબ દીધો જે "બેઅદબી માફછે દોસત; મેં તે સાંભલયું નહી."

એક બેટો લડાઈ પર જતાં પોતાના વાહાલા બાપને કેહેવા લાગો કે "બાવા હું જરૂર એક દુશમનનું માથું તમારે માટે લઈ આવીશ." બાવા બોલયા કે "દીકરા માથાં વગર આવશે તે જોઈ હું ખુશી થઈશ પણ તું સહી સલાંમત આવજે."

એક માણસે પોતાનો એક દોસત જે બીજે ગામ રેહેતો હતો તેને લખ્યું કે થોડીક ચોપડીઓ માહારે માટે ખરીદીને મોકલવી. દોસતથી આલસાઈને લીધે એ કામ બનયું નહીં તેથી તે પોતાના કાગળમાં વાતજ ખાઈ ગયો. પણ થોડા મહીના પછી તેઓ બેહુ જાહારે મલ્યા તાહારે પેલો દોસત આકલો થઈને બોલયો કે "પેયારા મીતર જે ચોપડીને વાસતે તહમે મહને કાગલ લખ્યું તે મહને પોતુંજ નહી!"

---

એક માણસ જે દરીયામાં નાહાતાં ડુબી જતો હતો તેણે કાંઠે આવી સપત લીધા "કે જાંહાંશુધી મહને તરતાં આવડે નહીં તાંહાંશુધી પાણીમાં પડવું નહી!"

---

ઈંડાં તાજાં રાખવાની રીત—એક રતલ સુકા ચુનાને પાંચ બાતલી પાણીમાં ભીજવવો અને સારીપેઠે કાલવવો. પછી બીજે દીવસે ઉપર તરી આવેલું પાણી એક બરનીમાં નાખવું અને તેની અંદર ઈડાં મેલવાં. એ રીતે તેઓ છ મહીના શુધી તાજાં રેહેશે.

---

એક અચછો જવાબ—એક દીવસે એક ડોસી ગધેડાં ચરાવવા જતી હતી. તેવામાં એક છોકરાએ તેણીને કહ્યું કે "સાહેબજી ગધેડાંની મા", ડોસી બોલી કે "સાહેબજી માહારા દીકરા"

---

માણસ કરડે કે કુતરો!—વેલાતનું એક વઈદક પતર લખેછે કે લંડનની ઈસપીટાલનો બે મહીનાનો હસાબ જોતાં માલમ પડેછે કે ૧૧૯ જણને કરડવાના સબબથી દાખલ કરેલા હતા. એમાં ૮૫ જણને કુતરાએ, ૧૮ જણને માણસે, ૧૨ જણને ઘોડાએ, ૧ જણને વાંદરે અને ૧ જણને ગધેડાએ કરડેલા હતા. ૨ જણને કોણે કરડયા તે માલમ ન હતું. માણસના કરડેલા ૧૮ એ સંખયા મોટી છે અને બીમારાં હેવાંનો કરતાં તેમની બુધીનો વધારે ઉપયોગ થઈ શકયો નથી એ બેજાલત પોંહોંચાડનારી બીનાછે.

---

કુતરાંના હરખાં દંખનો ઉપાય—મોરોકોમાં જો કોઈને હરખાં કુતરાએ દંખયો હોયતો એક અજબ ઉપાય કામે લગાડેછે. પેહેલાં ઘાહને એક છડીથી ચીરેછે અને પછી તેમાં બંદુકનો દારૂ ચોલી ચોલીને ભરેછે એવી રીતે કે ઉપર થોહો ટેકહો ઉપસઈ આવે. પછી એ ટેકડાને દીવાસલીથી સલગાવી દીએછે જેથી જેહેરનો જેમ ઉપાય થાયછે તેમ ઘાહાથી વેહેતું લોહી પણ બંધ થાયછે.

---

એક કરાંમતી મુરદાંની પેટી—અમેરીકામાં એક સખશે એક જાતની મુરડાંની પેટી બનાવીછે જેમાં એવી કરામત કીધીછે કે મુરદું જો પાછું શુધીમાં આવે (અને એવા ઘણા દાખલા બનેછે) તો જીવતાં જીવત દટાઈ રેહેવાને બદલે પાછું ધરતી ઉપર આવી પોતાને ઘર જઈ શકે. કફનમાં હવા આવ જાવ કરવાને ગોઠવણ રાખીછે અને વલી એક વાઈનની બાટલી તથા કાંઈ ખાવાની પણ ગોઠવણ રાખીછે. તેનો બનાવનાર ઘણા જણાઓની હજુરમાં ડટાયો હતો અને એક કલાક પછી પાછો ઉપર આવી શકયો હતો. પઈસા લઈને એ કરાંમત દેખાડવાનો હાલ તે ધંધો લઈ બેઠોછે; અને પોતાના કફનથી પઈસા કમાયછે.

---

એક મુરખ ઝાડપર ચલીઆં જોઈ હીલવવા લાગો અને તોપી કાહાડીને ઉભો કે જેવાં તેઓ પડે તેહેવાં ઝીલું!

---

સંવાલ જવાબ—એક હોલીઓ રાતે ઈંગલંડની એક ભાગરમાથી પસાર થતો હતો તેને પોરેગીરે ઠકરાવીને પોકારી પુછ્યું કે "તાહારૂં નામ શું"

હોલીઓ બોલીઓ "પાંચ શીલીંગ (હડી રૂપયા.)

"તું કાંહાં રેહેચ?"

"પાહાદશાહાના રાજમાં નહીં"

"કાંહાંથી આયો?"

"જાંહાં જવાને તું મરી ફીરે"

"કાંહાં જાયચ?"

"જાંહાં તું જાયતો તાહારા કાણ કપાય"

પોહોરેગીરે હોલીઆને આવા જવાબોનેસર કેદ પકડયો અને બીજે દાહાડે મેજીસતરેટ આગલ ઉભો કીધો. બંધવો બોલીઓ કે સાહેબ મેં પોરેગીરને સવાલનાં જવાબ આપયાછે અને મેં તેમાં કાંઈ ગુનાહ કીધો નથી. પેહેલા જવાબનો અરથ એજે માહારૂં નામ ધામસ કરાંઉનછે. (કરાંઉનની ૫ શીલીંગ થાયેછે.) બીજો એજે હું "લીટલ બરીટનમાં રહુંછું. તરીજો એજે મેં એક દોસત સાથે પીઠાંમાં દારૂ પીધો હતો. ચોથો એજે હું માહારી બાયડી પાસ જતો હતો." મેજીસતરેટે આ ખુલાશો સાંભલી પોરેગીરને ધમકાવયો અને હોલીઓ મોહો મલકાવતો પોતાને ઘર ગયો.

---

## રમુંજે ફુરસત.

૧ લું—પાંખ વીના હું ઉડુંછું,
પગ વીના હું કુદુંછું,
તેજી ટોંચ રાખુછું,
લાલ પાંણી ચાખુછું.

૨ જું—વખતનો કયો કટકો ઉલટો કે સુલટો લેઓતોબી એકસરખોજ બોલાયછે?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧ લું—શાસ્ત્રીબાએ કીધેલો ઈનસાફ કાંઈજ નહી પણ વાજબી હતો, કારણ કે તેઓ ત્રણેએ એકસરખું ખાધું હતું. પેહેલા આરબ પાસે પાંચ રોટલી જે દરએકના તેણે તરણ તરણ કટકા કીધા હતા. બીજા આરબે પણ તેજ રીતે પોતાની તરણ રોટલીનાં નવ કટકા કીધા હતા. બધા મલી (૨૪) કટકા થયા તે સરખે હીસસે એક એક જણે (૮) વેહેંચી લીધા. પેહેલા આરબે પોતાના (૧૫) કટકામાંથી (૮) કાહાડી લેઈ બાકીનાં (૭) દારબને આપા. બીજા આરબે પોતાના (૯) કટકામાંથી (૮) કાહાડી લેઈ (૧) દારબને આપો. એ રીતે પેહેલા આરબને આનો (૭) અને બીજાને આનો (૧) મલવો જોઈએ.

ને કહો કે મહને શા વાસતે બોલવાયોચ ? તહમારી તર બીએત કેમછે ?"

તે જરા ગુસે થઇ બોલયો કે "ખોદા માહારૂં ભલું કરે ડાકટર ! હું ધારૂંચ કે વખતતો તહમે ગુમાવોછો ! શું આજ સહવારે તહમારી આંખો ફુટી ગઇ ? શું તહમે એવું કેહેવા માંગોચ કે દુનયાંમાં નહીં સંભલાયલો એવો ફેર ફાર માહારાં બદનમાં થયો નથી ?"

વલી હું ધીરજથી બોલયો કે "ફરીથી દોસત વીનંતી કરૂંછું કે દીલ ખોલી વાત કરો. એવું ફાટું ફાટું શું બકોચ ?"

"ફાટું ફાટું ! અરે ડાકટર ફાટું ફાટું તો તહમે બોલોચ ! માહારી ઠેકરી ના કરો ! શું માહારૂં માથું ફરેલું નથી ?" એમ કહી તે માહારી તરફ ટીકી ટીકી જોવા લાગો."

હું હસીને બોલયો કે "ખરેખર માહારૂં કોઈબી ધરાક આવી વીગતે હકીકત આપતું નથી !"

"ડાકટર ઠઠા છોડો. માહારા જીવના કસમ માહારીથી ખમાંતું નથી ! માહારૂં દુખજ બસછે !"

"દોસત——"

"દોસત ગર્યો જહાંનમમાં ! —ડાકટર તહમે મહને ઘેલો કરશો ! શું તહમે જોતા નથી કે માહારૂં મોહોડું માહારી પીઠ પર—આગલનું પાછલું થઇ ગયુંછે ! અફસોસ ! અફસોસ !"

હું ખરખર હસી પડયો.

"ડાકટર સાહેબ તહમારો હમણા હસવાનો વખત છે ! પણ જાણજે કે તાહારૂં અગડબગડ ચાલનાર નથી ! મેં તુંને સલાહ આપવા બોલાવીઓ, નહી કે વાંદરની માફક માહારા બીછાણા આગલ હસવા ! એકવાર ડાકટર સાહેબ ફરી તહમુને પુછુંચ કે ગંભીરાઈથી તહમે માહારૂં ઓસડ કરશો કે નહી ? જો નહીતો માહારો ચાકર તહમને કેહો તારે દરવાજો દેખાડશે." તે એવીતો ધપથી બોલયો કે તેને ખરેખરજ દીલથી લાગતું હોય એમ સંધે રહયો નહી. દેવાનું નહી પણ તેના મન પર કાંઈ અસર થઇચ એવી ધાસતીથી મેં તેને પટાવવા ફુસલાવવાંને ઠરાવ કીધો. તેથી સમો તપાસવા હું લાગો. હું બોલયો કે "દોસત બેઅદબી માફછે. જેવો હું ઓરડામાં દાખલ થયો તેવી મેં તહમે કેહોચ તેમ તહમારી દરામણી હાલત જોઇ પણ હું સમજયો કે માહારા ઠઠા કરવા માટે શકતી એંચી તમે તમારી દોકી મરડવાની ઠગાઇ કીધી હશે તેથી તહમારે હાથે હું ઠગાયો નહી જાઉં તે કારણસર આટલો વાર મેં ચાલા કીધા. દોસત સાચેમાચ શું આ આફત બનીચ ?"

"સાચેમાચ ડાકટર ! તાંહારે શું તહમે એમ સમજયા કે મેં ઢોંગ કીધો ? છટ, છટ."

"અરે નહીરે નહી ! એ એક કુદરતી ચમતકારછે અને જેઓ સપનામાં બીહી ઉઠેચ તેઓને એમ લાગેચ."

"છટ, છટ, ડાકટર;—હેમકાઇ !—શું તહમારે મનશે હું બચુંછું કે આવી વાત સમજાવા બેસોચ ? ડાકટર સાહેબ હું તહમને ફરીથી કહુંછું કે માહારી નાડ ઠેકાણેછે અને માહારૂં મગજ જેવું આગલ હતું તેવુંજ સાબુતછે. હું તહમને ખાતરીથી કહુંચ કે માહારૂં માથું ફરેલુંજછે."

"ખરેખર દરદ ઘણું ચમતકાર તરેહનું અને ઘણુંકરી નહી બને એવુંછે. પણ તોબી તેનો ઉપાય કરવાને હું હારી ખાતો નથી. મેહેરબાની કરી જરા મહને કહો કે એ બનાવ કેમ બનયો ?"

દોકી નાખી દઈ નીશોશ મેલીને તે બોલયો કે "હા સાહેબ મોટી ખુશીથી. આજ પાછલી રાતે એવો સપનો આવેચ્યો કે હું વેસટ ઇનડીસનાં બારબેડોસ નામનું ટાપુ જાંહાં માહારા મરનાર કાકાએ મહને બખશેલી જાગીરછે તાંહા જઇ પોંહોતો. માહારા ખેતરમાં હું ચોકસી કરતો હતો કે ગુલામો બરાબર કામ કરેચ કે નહીં. પણ તાંહાં કોઈ દાહાડે જાણે નહી એવો તુફાની પવન નીકલી આવયો જેથી ઝાડો, સેરડીનાં ખેતર, જુહુપડાં અને જે સપાટામાં આયું તે ફના થઇ ગયું. જે તરફ બધી ચીજો ઉડતી હતી તે તરફ જોવા મેં દોકું ફેરવયું પણ હેવામાં પવનને સપાટે—એ ખોદા !—માહારૂં ઘર જાંહાંસુધી પીઠ તરફ મોહોડું થયું તાંહાંસુધી ખભાં ઉપર તમામ ફરી ગયું. ઘણીબી મેં કોશેશ કીધી કે દોકને ફેરવું પણ બધી ફોકટ ગઈ અને જાહારે હું સજાગરૂ થયો તાહારે મહને માલમ પડયું કે સપનો તો ખરો હતો અને માહારી ઉપર આ આફત વીટીછે. એ ઇશવર શું એવી માહારી તકસીર કે આવો ગજબ મુંજપર ગુજારયોછે !"

હજુ મેં ધીરજથી ગંભીરાઇનું દોલ ઘાલયું. મેં તેની નાડ જોઇ, જીભ તપાસી અને વઇદને જેમ ઘટે તેમ તનદરોસતીને લગતી બીજી હકીકત પુછી. પછી તેની દોકને ખુબ તપાસી, એવી રીતે કે તેની ખાતરી થાય કે હું દોક સીધીજ કરવાને કોશેશ કરૂંછું. તેં મનમાં બરબડતો હતો અને નસીબને કહુવા દેતો હતો કે આવી આંફતમાં નાખયા કરતાં તેને મોતને હવાલે કેમ ન કીધો ! ઘણીજ મુશકેલીથી મહને ઘણું હસવું આવતું તે હું દાબતો ગયો અને કાંઇ ઉપાય શોધતો હોઉં એમ વીચારમાં બેઠો.

એકાએક હું વીચારમાંથી બોલી ઉઠયો કે "ઉપકાર તાહારા ઓ પરમેશવર ! મહને મલયું મહને મલયું !"

તે ઘણીજ આતુરતાથી બોલયો કે "શું, શું, ડાકટર ? શું તહમને મલયું હ· ?

"ઇશવરની રેહેમથી એક મહને ઉપાય સુજયોછે તે તહમારાં દરદનો ઇલાજછે."

"શુકર દાદાર તાહારા ! પયારા ડાકટર જો તહમે મહને જરા આરામ કરોતો તહમારો ઉપકાર માનુવા હું જે કરસ તેનું હજાર રૂપયા બેચ્યાનું જાણજો."

મેં જરા બારી રાખી કહયું કે "આપણે ફતેહ પામશુંજ એમ માહારીથી ખાતરીથી કેહેવાય નહી. પણ તોબી ચોવીસ કલાક શુધી એ ઓશડની અજમાયસ લઇએ. પણ એ દવા કયારે કરૂં કે તદન અંધારા ઓરડામાં તહમે એકલાં આરામ કરો. બોલો કબુલછે ?"

"અરે, હા—હા—હા !—પયારા ડાકટર ! એ કેઇ એ કીમતી દવા છે ? એ જીવ ઉગાડનારી દવાનું નામ મને કહો તે કહો. હું કદી કદી તે કોઇ આગલ બોલકું કરનાર નથી !"

હું ગંભીરાઈ પકડીને પાછો બોલયો કે " માહારા ધયાનમાં તમને એ દવાનું નામ હમણા કેહેવાને દરૂસત લાગતું નથી, પણ જો માહારી પુર આશા પરમાંણે આપણે ફતેહ પાંમયાતો હું તમને માહારા નામથી વચન આપુંચ કે તે દવાથી તહમે અણજાણયા રેહેશો નહી."

"પણ ડાકટર પીવાનું ઓશડછે કે બરવાનું ? એટલુંતો કહો ?" મેં તેને કહયું કે બેહુ જાતનું. હવે વાંચનાર જાણવા માંગશે કે માહારી દવા શું હતી. કાંઈ જાણે શુણ તેમ કાંઈ નુકસાન નહી કરે તેવી તરણ ગોલીઓ દર કલાકે મેં ગલવા ફરમાવી, તથા સાંજે તેને નીરાંત થાય માટે લાડેનમની પીવાની દવા આપી, અને ગરદનની ઉપર એક મોટી પોલટીસ બાંધવા ફરમાવી કે જગા નરમ થાયતો ગરદનને પાછી ફેરવી સીધી કરીએ ! અને એકવાર ગરદન ઠેકાંણે આવે કે થોડા દાહાડા એક પલાસટર મારવું પડશે એમ પણ મેં જણાવયું ! આ દવા તે કમતાલેનાં શખસને સમજાવવાને ખાતર મહને શોધવી પડી અને માહારા ધંધાની માહીતગારી મુજબ હું એવી રોલથી ફરમાવવા લાગો કે માહારા દોસતની ખાતરી થઈ કે મેં તેની ફરી ગયલી ડોકીનાં દરદને પીછાનયુંછે અને તેનો ઉપાય કરવા દીલોજાનથી લાગોછું ! માહારી તાલ કારગત લાગશે અને સહવારે બધું પાર ઉતરશે એવી આશા બાંધી મેં માહારા દોસતની રજા લીધી અને તેને કહી ગયો કે સહવારનાં હું તહમારી પેહેલી મુલાકાત લઈશ. બાહાર રસતાપર જઈ જેમ જેમ મહને બધું ઈઆદ આવતું ગયું તેમ તેમ માહારી લેગામ છોડી હું હસવા લાગો અને રસતે ચાલતાં લોકો જોઈ બુમારોબી ઉરાડવા લાગાં કે માહારા ઘરાકને પઈસે વલી તેમને હું હસુંછું.

માહારો દોસત અસલથીજ હરભંગ જેવો હતો અને મેં ધારયું કે જો તેનો ખેયાલ કાયમ રહયો કે માહારૂં માંથું ફરયુંછે તો તરેહવાર બીજી ગાંડી ગાંડી વાતો કરશે. તેની અકલથી અને તેની આસપાસના સઘલાઓના એક સરખાં કેહેવા ઉપરાંત એ બેહુદો ખેયાલ કેમ તેને કબુલ રેહે એ મહને ઘણુંજ અજાએબ જેવું લાગું. જોકે માહારી આબરૂ ગોયા કમતર થાયછે તોય પણ માહારે કબુલ કરવા વગર ચાલતું નથી કે માહારા દોસતને છોડી હું એક બીજા ઘરાકની મુલાકાતે ગયો જે એક ઓરત મરવા તુલીક હતી અને જેના બીછાણા આગલ પાછી મહને ફરેલાં માથાંની ઈયાદ આવયાથી મહને એટલીતો હસવાની તલપ થઈ કે માહારો દમ રૂંધતાં રૂંધતાં માહારા દીલની કોઈ રગ ફાટી જાય તેની ધાસતીમાં આવી પડયો !

બીજે દીવસે સહવારે અગીઆર કલાકે હું માહારા દોસતની બીજી મુલાકાતે ગયો. નેમબોએ બારણું ઉઘાડયું પણ તેના ચેહેરા પરથી પાંમી ગયો કે વલી કાંઈ ધાન બગડયોછે.

નેમબો હસતાં હસતાં ગોયા ફાટી જતો હતો. તે હલુએ હલુએ મહને હસીને કેહેવા લાગો કે " હી, હી, હી !—માસા સીર ફીસ !—હી, હી, હી !—" અને પોતાનું બદન અને સુરવાલ એવુંતો મરડી મરડીને ફેરવવા લાગો કે હું તેનો અરથ સમજી શકયો નહી. હું ઓરડામાં દાખલ થયો અને માહારા દોસતને એક બીજા મીતર સાથે નાસતાની ટેબલ ઉપર એક એવી વેઠેલો જોયો કે હસતાં હસતાં માહારો દમ આખેર થઈ ગયો. ખુરસીની ઉપર ડાબો હાથ મેલી તેણે પોતાનું માથું ટેકાવયું હતું. ગલેબંદ બોચી આગલ બાંધેલો હતો અને બદીઆનના બટન પીઠ આગલથી પોયલાં હતાં. પાટલુંન પણ ઉંધું પેહેરેલું હતું અને પોતે ઓરડાના બારણા તરફ મોહોડું નહી પણ પીઠ કરીને બેઠેલો હતો. નાસતાપર બેઠેલો તેનો મીતર પણ ધુંમ હસતો હતો અને મહને જોઈને હમે બેહુ જણે હરખી જાદે હસવાનું છોડી મેલયું. લોહી નીકલે તાંહાંશુધી મેં હોઠ દાબયો પણ માહારાથી ઠોબાયું નહી.

અંતે માહારો દોસત ગુસાથી ઉઠયો અને હમારાં હસવાનું કારણ પુછવા લાગો. હું હસતાં હસતાં દેવાનો બનયો હતો અને મેં તેના પોશાક તરફ આંગલી દેખાડી જણાવયું કે તે હમારા હસવાનું કારણછે. તે પગ અફાડવા લાગો અને હમુંને મોહોમાંથી કહુવા દેવા લાગો. પછી ઘાંટથી ચાકરને બોલાવી હુકમ કીધો કે હમુંને બેહુને રસતો દેખાડ. એકની એક ચીજ જોયાથી ગમે એવો જે રાવર જુસાઓ અંતે ધીમાં પડેછે અને તેજ માફક માહારૂં અને બીજા બેઠેલા ઘરસથનું હસવું ધીમું થયું. જોયું કે માહારાં દોસતનો મીજાજ ખુબ ગયોછે તેથી હું બેઠો અને તેની તરબીએતની પુછપરછમાં ગુંતાયો; પણ આખો વખત માહારૂં બદન ઘણા હસવાથી દુખતું હતું. તે મહને કેહેવા લાગો કે માહારૂં ઓશડ માતર ઢોંગ છે અને નીમહકીમોનો ટુચકોછે. અને પોતાની ગરદનને વાસતે કેહેવા લાગો કે " આ જે પુડીંગ તેં બંધાવયુંછે તે ખાલી સોંગછે અને માહારી પુર ઈચછા થાયછ કે નેમબો એ મેહેનત લઈ બાંધયું માટે એ નેમબોનેજ ખવડાઉં "

તરતજ તે નીચોશ થઈ દીલગીરી ભરેલા વીચારોમાં પડયો. તે કેહેવા લાગો કે " ગતી શું તે હવે મહને લાગતું નથી. એકવાર આગલ ચાલવાનું મન થાય, કે તરત પાછલ હટવાનુંબી મન થાય અને તેથી હું પડી રહયો છું. હવે તો હું કરચલાંની માફક એકદમ બધી ગતીએ ચાલસ. આ તફાવત વધતો કે પેલો તેની મને સમજણ નથી. જારે આવી ગરદનજ ફરી ગઈ તારે નેસોમાં લોહી તે કેમ ફરતું હશે ને ઘાંટીમાંથી દમ તે કેમ પસાર થતો હશે ? " મેં માહારો એક હાથ તેના નાંક પર મેલયો અને એક હાથ તેની છાતી ઉપર અને તેને પુછયું કે શું તેઓ એકજ હારમાં નથી ? તેણે હાથ છંછેરી નાખયો અને સઘલી તરફ દીલગીરી ભરેલી આંખો ફેંકી બોલયો કે " જો જનમ શુધી આ દરદ મહને છોડનાર નહી તો હું જાણુંચ તેનો ઉપાય કેમ કરવો." મેં બજીદ થઈને પુછયાથી તેણે પોતાના વીચાર જાહેર કીધો. તે બોલયો કે "ખોદા ન કરેને મહને ફાંસી દીએતો કેવું લાગે? બાંધેલા હાથ એક તરફ અને ડોક બીજી તરફ ? લોકો મહને કેવી આતુરતાથી જોય ! જો મહને જાહેરાંતમાં બાંધી મારે તો હું શઘલું જોઉં કે ફટકા તે કેમ પડેચ ? પણ હું ઘોડેસવાર કેમ થાઉં હ: ? મોહોડું પુછડી તરફ કરૂં કે ઈયાલ તરફ ? અરે માહારૂં શું થશે ? લોકોમાંથી હું રદબાતલ થયો ! હું તો કાંઈ ઉધોન બની ગયો ! ખમીદ નસીબને તાબેન થ' જોઈએ. તમે જોછે તે ઓર ચીજછે. તમે પ

-ડી કે પછી કાંઈજ નહી." ખુદરતી તપે માફક તે બધી ચી જ કરતો હતો પણ તેણી તે એમજ જાણતો હતો કે બેચી ને ઓહોડાંએ જગા બદલીછે. એક મહીનો દાહાડો શુધી તે એવા ખેયાલને આધીન રહ્યો. એક પાદશાહને એક વેલા એવો ખેયાલ આયો કે માહારૂં નાખ્ય ઘણુંજ મોટું થઈ ગયુંછે તે વેલા એક ડાહાયા ઈંગરેજ લખીએ જે ઉપાય કામે લગાડયો હતો તે મહને બાએગસાલીએ ઈયાદ આવયો. વીજલી એ મોટો તલેસમ હતો! તેની સાથે જીકર કરી વીજલીનો અખતરો તેની ઉપર કરવાને મેં એક સાંજે ઠેરવયું; સાંજે સાત કલાકનો અમલ હતો અને ચાર મીનબતીઓ માહારા દોસતના ઓરડામાં બલતી હતી. માહારી સાથે બે વઈદો હાજર હતા જેઓ વીજલીના સાંચાની દોરી પકડી ઉભા હતા. નેમખોએ પોતાનાં સેકની ગરદન પરથી કપડું કાહાડી નાખયું હતું અને તે આગલ ઉભો હતો. ઘણી મુશકેલીઅતે માહારા દોસતે આંખે પાટા બંધાવવા દીધા. કારણ જો એ તજવીજ નહી રાખી હોતેતો માથું ફરતું નથી એમ તેને લાગતે તેના હાથ પણ મેં સીકરી લીધા અને જે સોંગ હમે લઈ બેઠા હતા તે જોઈ હમારામાનો કોઈનો કોઈ વચોવચમાં હસી પડવા વગર રેહેતો હતો નહી. નેમખોને બાહાર કાંહાડી હમે હુ મારૂં કામ સહરૂ કીધું. વીજલીનો પેહેલો આંચકો તેની ગરદનને આપપાથી તે ચોંકીને ખુરસી ઉપરથી ઉઠયો. થોડી પલ પછી તે બોલવા લાગો કે "હા માહારી ગરદન નરમ થતી જાયચ." જે ઉપરથી બીજો વધારે જોરાવર આંચકો ખાવાને તે તઈયાર થયો. જેવો આંચકો લાગો કે મેં જડફથી તેની દોકને તે બુંમ બરાડા મારે તાંહાંશુધી દાબી બેરડુએ ફેરવી અને માહારા બીજા વઈદ મીતરે તેના તાલક ઉપર જોરથી ફટકો મારયો.

હમે આશાભર બોલયા કે "શુકર દાદગર?"

માહારો દોસત આ કઠણ ઉપાયથી ગભરાઈ ગયો હતો તેથી ઘણાજ સુસત અવાજે બરબડયો કે "કેમ શું ખલાસ થયું?

હું બોલયો કે "હા! શુકર ઈશવરના. હમે તહમારૂં માથું પાછું ફેરવયુંછે અને અસલની જગાએ લાવી મેલયુંછે."

"અરે પાટો છોડો—પાટો છોડો! કોઈ આરસી લાવો કે માહારી નજરે જોઉં!"

"જરા સબર કરો દોસત! તહમારી ગરદને પાટો બાંધવા દીઓ."

ડાકટર બીજું પેલું પુડીંગ કે હું?"

"નહી નહી, એક પલાસટર મારવુંછે કે આમરી એચાતી અટકે" પલાસટર લગાડી પાટો બાંધયા બાદ હમે તેની આંખને મોકલી કીધી. ઉઠીને તે આરસી તરફ દોડયો અને બુમ બરાડા પાડી બોલવા લાગો કે "આનંદ, આનંદ, આનંદ! માહારૂં માથું ઠેકાણે આવયુંછે."

હું બોલયો કે "પધારો દોસત એટલી હીલચાલ હાલ તરત કરોના નહીતર ફરીથી સાંધા ઉતરી જશે."

"હઃ એવુંછે કે? તાહારેતો બા હું આધીને સુઈ જઉંચ. પણ મેહેરબાની કરી સહવારે જરૂર ખબર લેજો."

હું બીજે સહવારે તેને ઘર ગયો અને તે સુતેલોજ હતો. મેં પુછયું કે "કેમ દોસત આજ તરબીએત કેહેવીછે?"

થોડો ઘબરાઈને તે બોલયો કે "છે; ઠીકાઠીકજછે. ડાકટર મેં આખી રાત વીચાર કીધો પણ મહને ઘણોજ વેહેમ જાયચ કે——"

મેં જોયું કે નખોદ. વલી પાસો ઉંધો વલયો.

"મહને એવો વેહેમ જાયચ ડાકટર કે——"

મેં જોયું કે ઠગાઈ તેણે જાણી તેથી જરા સરમાઈને બોલયો કે "શું વેહેમ જાયચ, શું દોસત?"

"મહને વેહેમ જાયચ કે માર્થાને ઠેકાણે માહારૂં બેજું ખસેલું હતું—ઘણોજ બેવકુફણું હું; ઘણોજ બેહુંદો બનાવ બનયોછે."

તરત બધો બોલાશો થયો અને માહારો દોસત એટલોતો સરમાઈ ગયો કે તરતજ તે ઈસકાટલંડનાં પાહાડો તરફ હવાની ફેરબદલી કરવા ગયો અને તાંહાં પોતાનાં ફરેલાં માથાંની શઘલી વાત ભુલી ગયો.

ઉપલી માહારી વાતને એક લખનાર મનની કલપના કેહેછે પણ તેણે જાણવું જોઈએ કે તેનાં કરતાં વઈદો વધારે જાણેછે; અને એવા દાખલા વઈદક શાસતરમાં વારેઘડીએ મલી આવેછે. ચારલસ વેસલી નામનાં સખસનાં મનમાં ઘણું શુધી એવો ખેયાલ હતો કે હું 'તીપાત' છું.

લીનકન શાએરનો એક વઈદ એવું થોડું સુધી માનતો હતો કે હું એક મોટો દગલો બની ગયોછું!

મી૦ નીકેલસ નામનો સખસ એવું માનતો હતો કે હું બુટમાં આવી ગયલોછું અને તેથી તે લોકોને વીનતી કરતો હતો કે મહને જેમ બને તેમ સરદીમાં ચલાવશોના.

એક મેં સ્ત્રીને જોઈ હતી જે એવું કેહેતી હતી કે "હું ઘણા અઠવાડયાં થયાં મરી ગઈછું અને સેતાન માહારા દીલમાં ભરાઈ મહને ખવાડેછે, પીવાડેછે, બોલાવેછે અને જીવાડેછે, પણ ખરી જીંદગીની મોજ મહને મલતી નથી."

એવા ઘણા બનેલા દાખલાઓમાંથી મેં થોડા રજુજી ટાંકયાછે, અને વાંચનાર જો તું વઈદક શાસ્ત્ર પટેલો નહીં અને તોયપણ માહારી વાતમાં સંશય રાખતો હોયતો પુછ કોઈ તાહારા વઈદ મીતરને અને પછી ખાતરી કરી લે કે હું તુંને કલપનાની વાતથી ભમાવતો નથી.

## હીંદુશતાનના જોગીઓ.

હીંદુશતાનની અંદર એક ચમતકારીક એલો મલી આવેછે જેને શરવે ફકીર ઈઆ જોગીને નાંમે ઓલખેછે, એ લોકો જીંદગીના શુખનો તીઆંગ કરી પોતાના બદન ઊપર અનેક પરકારના શેતમ શેવયછાથી ગુજારેછે. વડના ઝાડનો છાંઓ એ તેમનું ઘર છે, ધરમના જહનુંનથી બેખીઆન થઈ તેઓ શમજેછે કે પોતાની કાઆને દુખી કરવી એમાં મોહોટું પવીતરપણુંછે અને જે શંતોશથી પોતાનું દુખ શહંન કરેછે, તેથી મુરખ લોકો તેમની દવ લખે પુંજા કરેછે,

કેટલાએક જોગીઓ હાથ લાંબા કરી જોરથી મુઠી વા
લેછે અને વખતના વેહેમાં તેમના નખ માશમાં પરવે
શ થાએછે અને કશરત વગર લોહીનું ફરવું અટકી
આથી હાથ ઈસથીર થઇને નીરજીવ થઇ પડેછે.

એક મુશાફર કેહેછે કે મેં એક જોગીને સુરીય
તરફ મોહો ફેરવી એક ઠેકાંણે ઈસથંભ ઊભેલો જોઓ હ
તો, અને ૧૬ વરસ પછી પણ તેજ જગાએ અને તે
જ રીતે તે તપશચરીને જોઈ હું આશચરીય પાંમયો
હતો. કેટલાકો દીવશના દીવશ શુધી જમીનમાં ડટાઈ
રેહેછે અને એક નાંહાનાં છીદરમાંથી શવાશ લીએછે,
કેટલાએકો કલાકના કલાક શુધી નીચે મુડી અને ઊપ
ર પગો કરી રેહેછે અને આશપાશ ફરતી આતશની ચે
હ શલગાવેછે. કેટલાએકો પગપરજ ખરા ઊભા રેહેવા
નું વરત લીએછે અને રાતને શમે કાંઈ ઝાડને હડેલી
ઊભા ઊભા ઊંઘેછે. કેટલાએક પોતાની ડોક ખાંધની
એક બાજુ ઊપર ફેરવી રાખેછે અને વખત વીતયા
પછી તેવોનો બીહાંમણો આકાર રહી જાએછે. કેટલાએ
કો પોતાની આંખો પોતાની નાકની ટીચકી ઊપરજ
રાખેછે એવા હેતુથી કે ફરીથી આંખથી બીજી વશતુ
નીરખવાને શકતી રેહે નહી. આ પાછલા વરગના જો
ગીઓ એવું બાંકું ફુંકેછે કે તેઓની નજરે હંમેશ દેવ
તા દેખાએછે, પણ મુરખ લોકોને ગ્નાન નથી કે જયારે
આંખને રોગ થાએછે તયારે એ કરતાં વધારે ચમત
કાર દેખાએછે. ટુકમાં એટલું કેહેવું બશછે કે બદન ઊ
પર જે જે વીપતી ગુજારવાની માંણશમાં સકતીછે તે
સકતી એ જોગીઓ પુરેપુરી વાપડેછે.

કેટલાએક જોગીઓ વગર વસતરે ફરેછે, કેટલા
એક પોતાના બાલને ખુદરત વધારે તયાંશુધી વધારે
છે જેથી હેવું કદરબીહાંમણું રૂપ દેખાએછે કે તેમને
માંણશાઈના વરગમાં દાખલ કરવા કે નહી તે સવાલ
કદાચ ઊભો થઈ શકે.

ઝાડનો પાલો એ તેમનો ખોરાકછે અને તે પં
ણ એટલા થોડા જથામાં કે માંનમાંન જીંદગીને આ
ધાર મલી શકે.

વલી એક જોગીઓનો બીજો ફીરકોછે જે લાં
બી લાંબી અને દેહેસત ભરેલી મંજલો કાપી હીંદુના
પવીતર શેહેરોમાં જાતરા કરવાને પોતાનો ધરમ જાં
ણેછે. અશલી વખતોમાં એ જાતરાલુઓ દશથી બાર
હજારની શંખયા થઇ જે દેશમાંથી પ્રશાર થતા તે
દેશ ઊપર ચેરો નાખતા હતા. જયારે બે ટોલાં શાંમા
શાંમી થતાં તયારે ભારી લડાઈઓ થતી અને ઘણા
આતમાંઓનો ઘાત થતો.

હીંદુશતાંનનાં મોગલાઈ વંશના પાદશાહા અઊ
રંગજીબના કાળમાં ઊપલા કહેલા ધુતારા જોગીઓ
એ એક એવું મોહોટું બંડ ઊઠાવીયું હતું કે તવારીખે
પોતાના દફતર ઊપર તેની નોધ ટાંકવાને અગતય
નું ધારીયુંછે.

બીશતાંમીઆ નાંમની એક ઘરડી ઓરત હતી
જેણે બાપદાદેથી મલેલા પઈશા ઘણી કરકશર કરી
વધારી એક મોહોટી દોલત ભેગી કરી હતી. એકદમ મ
નમાં ધુંન આવયાથી તે પઈશા ફનાશટ કરવા લાગી.
ફકીરો અને બીજા ભીખશુકો ધરમના શાહયામાં લુચા
ઈને શંતાડી જથાબંધ તેણીની આશપાશ ભેગા થવા
લાગયા, અને બીશતાંમીઆની શખાવત આશરે પાંચ
હજાર ફકીરોનાં હાથમાં પડવા લાગી. આ હરાંમનો પ
ઈશો ખાઈ પોતાના બદનનું જોર તેઓ પાશેના ગરી
બ લોકો ઊપર લુટશંટ કરી કાહાડવા લાગયા. લોકો
આ વાટપાડાઓ ઊપર ઊલટીઆ પણ કમનશીબે દ
ર વખતે પરાજય પાંમયા. અગ્નાન લોકોમાં એવો ખી
આલ પરવેશ થઓ કે બીશતાંમીઆ જાદુઈ ચલાવેછે
અને હેવા ખીઆલથી તેમની હીમત ટુટી જઇ તેઓ
એ દીલથી હાર ખાધી. મારવાડનો રાજા બીશતાંમી
આના લસકરની શાંમુ થઓ પણ તે પણ હારથી ની
રાશ થઈ પાછો બેઠો.

આ હારથી હેવો ધુમારો ચાલયો કે બીસતાં
મીઆ એક શતરૂના માંથાની ખોપરીમાંથી ઘુવડ, વા
ગલાં, શરપ, ઘલોડી અને આદમના માશના ભેલભાલ
કરી એક વશાંણુ બનાવેછે કે જે તેવું લશકર ખાઇ અ
જીત બનેછે, એટલુંજ નહી પણ વારેઘડીએ દુશમન
ની નજરે પડી શકતું નથી. દર પલે લશકર વધતું ગ
ઈઊં અને વીશ હજાર ધુતારા જોગીઓને માંથે થઈ
બીશતાંમીઆ મોગલાઈ પાએતખત દીલલી શેહેર તર
ફ ધસી. અઊરંગજીબે જોયું કે મામલો ધાશતી ભરે
લો થઈ પડયોછે, કારણ તેના પોતાના શીપાઈઓના
મન ઊપર બદ અશર થએલી હતી અઊરંગઝીબે
શુજાઈત નાંમના એક ચુનંદા શરદારને પોતાના લશક
રની હાકમી આપી. પોતે એટલો ધરમાતુમાં ખપતો કે
તે વીચારનો લાભ લેવા [illegible] તક છો[illegible]ડી. કેટલા

ેક કાગલો ઊપર તેણે ઠાલા અખશરો લખી પોતા ા લશકરની હજુરમાં ધુતમ ધાતમના ખોલો ખોલી મં ારીઆ, પછી દરેક ટુકડીની હરોલમાં એક સીપાઈ ાલા ઊપર તે કાગલને ઊંચકી ચાલવા લાગયો, જે ો સીપાઈઓનાં મન ઊપર પુખત અશર થઈ કે શાં ાં લોકોની જાદુઈ ચાલી શકનાર નથી. ફકીર લોકો ાતાના બલ ઊપર અને આગલ મેલવેલી ફતેઓ ઊ ાર મુશતાક થઈ આગલ વધતા ચાલયા, અને બીશ ાંમીઆને હીંદુશતાનની રાંણી ધુમધાંમ અને પાદશા ી દબદબાથી પોકારી; પણ તેઓની ખુસીની કેફમાં અઊરંગઝીબનો શરદાર આવી લાગો અને રંગમાં ંગ થઓ. મગજથી ખીશેલા હોય તેમ ફકીરો પો ાની રાંણી તરફ લડયા, પણ જે દેહેશતે મારવાડના લશકરને લુલું કરીઊં હતું તે દેહેશત અઊરંગઝીબના લશકરમાંથી ગુમ થઆથી ફકીરોનાં દુખદાએક હાલ થઆ. લડાઈ નહી પણ એક મોહોટો કોપ તેમના ઊ ર ઊતરીઓ અને મોગલાઈ લશકરે ચુંટી ચુંટીને ફકીરોના પરાંણ લીધા. ફકીરોનો ટોલો વીખરાઈ ગ ઓ અને જયારે શુજાઈત ફતેહના દમાંમમાં શેહેરમાં દાખલ થઓ, તયારે અઊરંગઝીબે તેને આદરમાનથી લીધો અને હસીને કહું કે "જેમ પાદશાહામાં ધરમ થોડો હોવાથી દેશને ધાશતીછે, તેમ ગરીબોમાં ધરમ હધથી જાદે હોવાથી પણ મોટો ધાતછે."



## મેનટીશ ઈઆને ઊગતું પાંદડું.

ઊપલાં નાંમનું શુદર જંતુ ઈઆને કીટક બહુ ચમતકારીકછે. એને ચાર પાંખો અને છ પગો હોય છે. બે આગલા પગ કરવતનાં દાંતા શરખા વેહેરેલા અને તેના છેડા ઊપર એક એક નખ હોયછે. આ પગ એ પરાંણીને હીલ ચાલ કરતાં પોતાનો બચાવ કરવા માટે કીધા હોય એમ લાગેછે. ચાર પાછલા પગના ઊછાલાથી તે ઘણી બેઢંગી રીતે ચાલેછે, પાંખ ઊપરની ચાંમડી એક સુકા ઝાડના રગને એટલીતો મલતી આવેછે કે તેથી આ પરાંણી ઊગતાં પાંદડાંને નામે પણ ઓલખાએછે. પણ આ કીટકનો ચમતકાર તેના માથાંમાંછે. જેમ બીજા કીડાઓની ડોક જડ હોયછે તેમ આ કીડાની નથી પણ તે શઘલી બાજુએ ફરી શકેછે.

આ કીડાનાં જાતી ખવાશ લોકો કલપનાથી એટલાતો અજાએબ તરેહેના ધારેછે કે મુરખ લોકો એને દેવ શરખો જાંણેછે. તે પોતાનું માથું હેવી ગંભીર રીતે હીલવેછે, દેખાવ હેવો ડાહાપણનો દીએછે કે લોકો તેને મેનટીશ એટલે ભવીશય ભાશી ઈઆને જોશીને નાંમે ઓલખેછે. એક પરાંણી બેશતું હોય તેમ તે પોતાના પાછલા પગ ઊપર બેશેછે, અને પછી પોતાના અણીદાર પગ હેવી રીતે ઊભા કરેછે કે એક માણશ પોતાના આંગલાંથી કાંઇ ચીજ દેખડાવતો હોય હેવી ધપ લાગેછે. કોઇ વખતે અજ્ઞાનો એમજ ઠોકી બેશાડેછે કે તે અગમચેતીથી કરેછે. ફરાંનશની દખશીણ તરફ એ કીટક બહુ મલી આવેછે અને જો કોઈ ખેડુત વાટમાં ભુલીપોતો ઝાડી ખોલવા મંડી જાએછે કે જો મેનટીશ મલેતો પાછો શીધો રશતો મલે. કોઈ વખતે જયારે તેને પકડવાને પરયતન કરવામાં આવેછે તાહારે તે કોઈ યુકતી કરી માણગની નજર ચુકાવી ગુમ થઈ જાએછે. એ ઊપરથી તેને અદરશય ઈઆને ગેબી કેહછે. તે ઘણો વખત શુધી ખોરાક, રોશની અને હવા વગર જીવી શકેછે અને તેટલા માટે તેને અમરના નાંમથી પણ ઓલખવામાં આવેછે.

ડાકટર વાલશ જેની વીગત ઊપરથી હમે લખીએ છઈએ તે કેહેછે કે જે જે અજાએબી ભરેલા હેવાલો મેં શાંભલીયા તે ઊપરથી મેનટીશને જોવાની તથા તેના ખવાશને તપાશવાની મને ઘણી ખાએશ થઈ, જાંહાં જાંહાં મહને તે મલતો ગઓ તાંહાં તાંહાં મેં તેની તપાશ કીધી; એક મહને એસીઆ માઈનરના ઈફીસસ શેહેરમાં મલયો. તુરકી લોકની એક ટોલીએ હમોને કેદ પકડયા અને નદીકાંઠે હમને કબજામાં રાખીયા. એ શમએ અકશમાતથી ચીંગારી લાગીયાથી પાશેની ઝાડીઓ શલગી ઊઠી; ભભુકા ઊઠતા ગયા તેમ તેમ માહારા ધારવા મુજબ ઘાસ અને પાંદડાં ચાલવા લાગીયાં. આ તલેશમ જોવા હું આગલ ગઓ, પણ મહને માલમ પડયું કે જેને હું પાલો જાંણતો હતો તેતો જીવજંતુ હતાં. કેટલાંક બીજાં જંતુઓમાં મેનટીસ પણ હતાં. મેનટીશની હીલચાલ ઘણીજ ગંભીર અને ઠાવકી હતી. જરા આગલ ચાલી તેઓ ઊભાં રેહે અને પાછલ ફરી જુવે કે બલતાં વધેછે કે નહી. મેં એક મોહોટા મેનટીશને પકડયું જેનો આકાર એક નાંહાંની ડાલીની આશપાશ

બે પાંદડાં-ઊગયાં હોય હેવો આબેઊબ હતો. કોઈ વખતે પોતાના આગલા પગો ઊંચા કરે અને માથાંને પણ પાછું ધલાવે, જેથી તે બંદગી કરતું હોય એમ ખેયાલ ઊતપંન થયા વગર રેહેજ નહી. કોઈ વખતે વલી તેજ ધપ ઊપરથી મને એમ લાગે કે જાંણે તે મહને કાલાવાલા કરેછે કે ભાઈ હવે મહને વીહીલો મુંક. વલી મારમરાના દરીયા માંહેલા એક ટાપુમાં એક શનોબરના ઝાડ ઊપર મેં એક મેનટીશને પકડયું હતું જેનામાં શાદ પારખવાની શકતી હતી, કારણ મધુર રાગોથી તે ખુશીથી આગલ ચાલતું હતું અને કઠોર રાગોથી નાહાશતું હતું. જાહારે એક સ્રીએ પીઆનાશરટ વજાડી તાહારે તે ટેબલની ઊપર ઊભું થયું અને તે જાંણે શાથે વગાડતું હોય તેમ આગલા પગો ઊંચકી મેલી શરવેને હેરત કીધા. એક વેલાએ માહારા ઓરડામાં આ જંતુ હું એક દોશતને દેખાડતો હતો અને તેનું ધીઆન એક ચોકશ ધપ ઊપર ખેંચવા મેં મોહાડું ફેરાવીયું, એટલા અરશામાં કોણ જાંણે તે કઈ પરકારે માહારી નજરથી ગુમ થયું. ઘણીબી શોધ કીધી પણ તે મલયું નહી, જો કે તે એક પંખેરાં શરખુ મોહાટું હતું. થોડા દાહાડા પછી દેવાલ શાથે ટીગાએલું મેં તેહને જાયું.

જુદાં જુદાં દેશના મેનટીશોમાં જુદી જુદી ધપછે. હેવું કેહેવામાં આવેછે કે પુરવ તરફનાઓ રશતો દેખાડવાને કાંમે આવતાં નથી, પણ પશચીમ તરફનાઓ રશતો દેખાડેછે. એક વેલા હું બરેજીલમાં ભુલો પડયો. હીઆં ઘણા શુંદર મેનટીશો મલી આવેછે જેને પકડવાને હબસીઓ જાલીઓ લઈ બાહાર પડેછે. હું એક ગુલાંમની ટોલકીને મલચો અને તેમને રશતો પુછયો. એક જણે મહને ઈશારતથી કહું કે આ મેનટીશને પુછ. મેં તેમ કીધું અને મેનટીસે પોતાનો એક આગલો પગ એક દીશાએ દેખાડયો. હબસી જે ભાંગી તુટી પોરટુગીજ બોલેછે તેણે એ ઊપરથી કહું કે "ઓં" જેનો અરથ અચછું થાએછે. મેં તે દીશા લીધી અને મહને ખરો રશતો જડયો. આ એક માતર અકશમાત કે શું તે હું કહી શકતો નથી.

કાલા સમુદરના કીનારા તરફના એક પાહાડ ઊપર એક મેનટીશને મેં પકડયું. મેં તેને એક પેટારામાં ગોંધયું અને પાછલથી ભુલી ગઓ કે મેં તેને કયાં મેલયું. ઘણાક મહીના પછી મેં તે પેટારો ઊંઘાડયો અને અંદર જોઊંછું તો મેનટીશ જેવુંને તેવું તંનદરોસત બેઠેલું હતું. એક વરસ શુધી મેં તેને ભુખું તરશયું રાખયું. હું તેહને કોઈ દાહાડે બાહાર કાહાડતો નહી કે રખે તેના માજી ભાઈબંધની માફક ગુમ થઇ જાએ. એજ પેટારામાં મેં તેને ઈંગલંડ ખાતે એક મીતરને મોકલી આપયું કે તે એ ચમતકાર શઘલાને દેખાડે. જેમ બીજા પરાંણીઓને દરીઆઇ શફર માફક નથી તેમ હોવો, ઇઆતો વાંહાણનું ભોર એક કારણ હોવો, ઈઆતો તેની ઊમરની હદ આવી હોવો, ઈઆ કોઇ બીજું કારણ હોવો, પણ જયારે મારા મીતરે તેના બંદીખાનાનુ બારણું ઊઘાડયું તાહારે, પેલું ગરીબ, ડાહયું અને અમર મેનટીશ મરણ પાંમેલું હતું.

મેનટીશ એ ઘણું ખાઘરું છે અને ખરેખર જોતાં તેમાં કાંઈ તલેસમતી ગુણો હોતા નથી. વગર દયાએ તે દરેક જીવતા કીટકને ગલી જાએછે. વલી હવુંતો કજીઆખોરછે કે ભાઇબંધો એક મેકને જોતાંજ લડાઇ પર ઊતરી પડેછે. પોતાના આગલા પગો તરવાર માફક ફેરવેછે અને જપોજપ કાપાકાપ કરેછે, અને એક મુંવો કે બીજો તેને ખાઇ જવા તુટી પડી લુટાલુટ કરેછે. ચીના લોકો મરઘાં માફક તેની લડાઇ કરાવેછે.

ગનાનનું પેહેલું કદમ એક જુદાઈને શોધી કાહાડી તરક કરવી. એ રીતે આપણે દાહાડે દાહાડે ડાહયા થઈએ છઇએ. અપટાઈ અને વેહેમની કાંહાંણીઓ નાબુદ થતી જાએછે અને ઇશવરે તેના પરાંણીઓમાં જે ગુણો મુકયાછે તેમનેજ, આપણી તરફથી જરા પણ વધારા વગર, વખાંણવાને આપણી પાશે પુરતાં કારણો છે. દરેક પરાંણીને તેને લાએકના ગુણ બખશવા એ તે પરમ કુરપાલુ દાતારની મોહોટી રેહેમછે અને તે પરાંણીઓને જોઇએ તે કરતાં વધારે ગુણ આપણે ધારીને આપવા એ તેના અખુટ ડાહાપણપર શુકંન નાખવા બરાબરછે.

---

## એક ચંચલ† ભાઈ.

એક દીવસે તરણ ભાઇઓ શેકાર કરવાને નીકલીઆ. એઓમાંનો નાનો ભાઈ ચંચલ હતો, અને તેનાપર બાપનો પીઆર, માટે મોટા ભાઇઓ તેનો ભારે ધીકાર કરતા હતા. જંગલમાં શેકાર કરતાં તેઓ પોતાનો રસતો ભુલીઆ. તેઓએ નાહાનાં ભાઇને જાહાડપર ચહડાવી રસ

† ઇટાલીઅનોમાં આણું વારતા.

તો જોવાને કહીઉં. તેને એક સોભાયમાન રોશનીથી ભપકાદાર મેહેલ નજરે પડીઓ. તેઓએ એ મેહેલ તરફ પોતાનો રસતો લીધો. મેહેલ આગલ આવી પોહોંચવા પછી તેઓએ દરવાજા ઠોકીઆ, પણ કંઈ જવાબ મલીઓ નહી. તેથી તેઓ પોતાના જોરથી દરવાજા ભાંગીને અંદર પેઠા. તેઓ એક મોટા ઓરડામાં આવી પોંહોંચીઆ, અને જોયું છેતો એક ટેબલ બીછાવેલી હતી જેનીપર તરણ ખાણાની રકાબીઓ, અને તરણ ગલાસો હતાં અને તેનીજ પાસે તરણ ખુરસી પણ હતી. આખા દાહાડાની કસરતથી તેઓ થાકી ગયા હતા, એટલુંજ નહી પણ તેઓને ભુખ પણ ઘણી લાગી હતી, તેથી તેઓ એકદમ ખાણાપર બેશી ગયા અને ખાઈ પીઈને તનદરોસત થયા પછી તેઓ પાસેના ઓરડામાં ગયા, જીઆં તરણ બીછાનાં હતાં, તેપર તેઓએ આશાએસ લીધી. બંને મોટા ભાઈઓતો ઉંઘાઈ ગયા, પણ નાનો ભાઈ ડાહાપણવાલો હતો માટે જાગરૂત રહેઓ.

બીજી સવારે તેઓ ઉઠીઆ પછી સરવેથી મોટો ભાઈ મેહેલમાં ખાનું પકાવવા રહેઓ, અને બે ભાઈઓ બંદુક લઈ શેકારને માટે બાહેર નીકલીઆ. મોટો ભાઈ જારે એકલો ખાનુ પકાવતો હતો, તેટલામાં એક મોટો રાખશી કદનો માણસ આવી લાગો અને પેલાને જોઈને ઘણો ગુસે થયો. એવી રીતમી હુલડાઈને માટે પેલા રાખશી કદનાં માણસે તેને એક વરસમાં જેટલા દાહાડા હોયછે તેટલા ફટકા મારીઆ અને પછી ચાલતો થયો. મોટા ભાઈના પાસરાં સજડં શેકાયલાં માટે જારે બીજા ભાઈઓ આવીઆ તારે ફીકોફચ દેખાતો હતો; પણ તેનીપર શું આફત આવી હતી તે તેઓને કહીઉં નહી, પણ એમ કારણ જણાવીઉં કે રાંધતાં રાંધતાં એકાએક તે આજારી પડેઓ હતો.

બીજે દાહાડે બીજા ભાઈની વારી આવી, અને તે ઘરમાં રહેઓ, અને બે ભાઈઓ શેકારને માટે નીકલીઆ. બીજા ભાઈની પણ પેલા રાખશી કદના માણસે ભેટ લીધી, અને તેને બે વરસમાં જેટલા દાહાડા હોયછે, તેટલા ફટકા ગણીને લગાવીઆ, અને પછી ચાલતો થયો. જારે ભાઈઓ ઘરમાં આવીઆ તારે, મોટો ભાઈતો સમજી ગયો, કે બીજા ભાઈની અવસથા પણ તેનાજ જેવીજ થઈ હતી. તેઓએ એક બીજાને આંખમીચામણાથી ઇસારત કીધી, જે ચંચલ ભાઈએ જોઈ લીધી. જારે રાતના સુવાને ગયા, તારે નાનો ભાઈ જાગરૂત રહેઓ; અને થોહોકવાર પછી બંને ભાઈઓ સમજીઆ કે તે ઉંઘાઈ ગયોછે; તારે બંનેએ એક બીજાનો ખોલાસો કીધો. નાના ભાઈએ બધુ સાંભલી લીધું.

તરીજે દાહાડે તેની વારી આવી, અને ઘરમાં રહેઓ. પેલો રાખશ વલી પાછો આવીઓ, અને તરણ વરસમાં જેટલા દાહાડા હોયછે, તેટલા ફટકા મારવાને કહીઉં. પણ નાનો ભાઈ તેથી બીધો નહી, અને જવાબ આપીઓ કે રાખશે પોતેજ છ વરસમાં જેટલા દાહાડા હોયછે તેટલા ફટકા ખાવાને તઈઆર થવું. રાખશે કહીઉં કે "હું તારા કરતાં ઘણો મોટો છેઉં" પણ નાનો ભાઈ એક ખુરસીપર ચહડી ઉભો થયો. તેથી રાખસે પોતાની ડોક લાંબી કરી તેનીથી મોટો થયો. નાનો ભાઈ ટેબલપર ચહડી ઉભો. રાખશે પોતાની ડોક હજીુર લાંબી કીધી. નાંના ભાઈએ ટેબલપર ખુરસી મુંકી ઉપર ઉભો થયો. રાખશે વલી પોતાની ડોક ઉંચી કીધી તેવાંમાજ નાના ભાઈએ એક તલવારના જટકાથી તેના હોકમાંથી બે કટકા કરી નાખીઆ. પછી તેના નાહાના નાહાના કટકા કરી એક કુવામાં નાખી દીધા અને નાના ભાઈની ફતેહ થઈ.

એજ કુવામાંથી પેલો રાખશ બાહર નીકલતો હતો, તેથી જારે તેના ભાઈઓ ઘેર આવીઆ, તારે પોતે તે કુવામાં ઉતરવાની તેઓને ખાએશ જણાવી. એક દોરડાંએ વચોવચ એક ઘાંતરડી બાંધી; તેણે નીચે ઉતરવાની ગોઠવણ કીધી; અને પોતાના ભાઈઓને જણાવીઉ કે "જારે હું ઘાંટરડી વજાડું, તારે દોરડું ખેંચી બાહેર કાહાડજો, અને તરણ દાહાડા વેર જો હું તેમ નહી કરૂતો, સમજવું કે મારા આવરદા પુરા થયાછે." ભાઈઓએ મોટી ખુશીથી કબુલ કીધું.

નાનો ભાઈ કુવાને તલીએ પોંચીઆ પછી જોયચતો, એક મોટું મેદાન ફુલોથી ભરેલું નજરે પડીઉં. વચમાં એક બદસુરત બુઢી બેઠી હતી અને મોટાં તપીલામાં તેલ ઉકાલતી હતી. પેલા નાના ભાઈએ પુછીઉં કે "ડોસી એ તું શું કરેછે?" ડોસીએ જવાબ વાલીઓ કે "મારા છોકરાનાં કોઈએ કટકા કરી મારી નાખીઓછે, તેને આ વાસણમાં ઉકાલી પાછો સજીવણ કરૂંછું." નાનો ભાઈ સમજી ગયો કે એ પેલા રાખસની મા હશે; માટે તરતજ તેણીને ઉંચકીને બલતાં તેલમાં નાખી દીધી, જેમાં ચરણાઈને મરી ગઈ. પછી તે આગલ ચાલીઓ. એક મેહેલ આગલ આવી તેણે બારણું ઠોકીઉં પણ બારીવાટે એક ખુબસુરત સ્ત્રીએ તેને જણાવીઉં કે "જો અંદર આવશેતો તને બે સરપ જે આ ઘરમાંછે તે ખાઈ જશે અને મારો વર જે જાદુગરછે તે પણ ઘરમાં સુતેલોછે, અને જો જાગીઓ તો તેપણ તને ખાઈ જશે." પણ નાહના ભાઈએ તેની દરકાર કીધી નહી, અંદર પેસી બંને સાપના તથા પેલા જાદુગરનાં ડોકાં જડપથી ઉડાવી નાખીઆં, અને તેઓનુજ ભોજન કીધું. જાદુગર પેલી સ્ત્રીને જુલમથી કાહાડી લાવીઓ હતો, માટે તે પોતાનાં વરના મરણથી ઘણી ખુશી થઈ અને પેલા જુવાન સખસ સાથે જવાને અરજ કીધી, પણ નાના ભાઈએ તે કબુલ રાખી નહી. યાદદાસતને માટે તેણીએ એક વીટી આપી તે લઈને ચાલતો થએો.

આંગલ ચાલતાં એક બીજો મેહલ મલીઓ, તીઆં પણ એક જાદુગર અને બે સંહીઓ હતા. જેઓનાં જાન લીધા પછી તે જાદુગરની સ્ત્રીએ એક યાદદાસતને માટે રૂમાલ આપીઓ. રૂમાલ લઈ આગલ ચાલીઓ અને તરીજા એક મેહલમાં આવી પોંહચીઓ, તીઆં એક જાદુગર અને બે વાગો હતા, જેઓનાં પણ તેણે જાન લીધા. એ છેલા જાદુગરની સ્ત્રી ઘણીજ ખુબસુરત હતી, તેનીથી ઉતરતી ખુબસુરત બીજી સ્ત્રી હતી, અને તેનીથી ઉતરતી પેહલી હતી. એઓ તરણે બેનો હતીઓ અને એઓના ચેહરા એક બીજાને મલતા આવતા હતા.

તરીજી સ્ત્રી જેણે તેને એક કીમતી ઝવેર આપીઉં હતું, તેને સાથે લઈને તે પાછો ફરીઓ. પછી રસતામાંથી પેલી બંને બેનોને સાથે લઈને કુવાને તલીએ આવી

પોંહચીઓ. 'ઊઆંથી તેણે ઘાંતરડી વગાડી, અને દોરડાં છેડે સઉથી ઉતરતી ખુબસુરત સ્ત્રીને બાંધી, જેને પેલા ભાઈઓ જોઈ, અતીશે મોહ પામીઆ. પછી એમજ બીજી સ્ત્રીને ખેંચી લીધી. અને પછી તરીજીને; જેને જોઈને બંને ભાઈઓ વચે કજીઓ ચાલીઓ, કે તેણીને કોણે લેવી. હજુર નાનો ભાઈ નીચે હતો; પણ તે પોતાના ભાઈઓનું તેનાપર કેવું હેતછે તે જાંણતો હતો; મારે દોરડાં વટે બંધાવાને બદલે તેણે એક પથર બાંધીઓ. પેલા ભાઈઓ સમજીઆ કે એ નાનો ભાઈ હશે, મારે અધવચમાંથી દોરડું છોડી દીધું; અને પથરો ધપ દઈને નીચે પડીઓ. જેથી નાના ભાઈની ખાતરી થઈ કે હું જો બંધાતે તો મારા દાહાડા આજેજ પુરા થતે. પેલા ભાઈઓ તો એમજ સમજીઆ કે નાનો ભાઈ મરી ગયોછે; મારે વધારે ખોલ કરેઆ વગર ચાલતા થયા.

પેલો નાનો ભાઈ એખલો પડી ગયો અને શું કરવું તે તેને શુજીઉં નહી. બેઠો બેઠો તે પેલી સ્ત્રીએ આપેલું ઝવેર ઘસવા લાગો. તરતજ પેલાં ઝવેરે તેને પુછીઉં કે "શું જોઈએચ ?" પેહલાં તો તેણે કુવામાંથી બાહેર નીકલવાની મરજી દેખાડી. તે પરમાંણે બનીઉં. પછી તેણે એવી મરજી દેખાડી કે "દુનીઆમાં સઉથી ખુબસુરત, ભણેલો, બાહદુર, અને ચંચલ મને કર." તેમ પણ થયું. પછી તે પાછો મુસાફરી કરવા લાગો અને ચાલતાં ચાલતાં પેલી તરણ સ્ત્રીઓ, (જેઓનો તેણે છુટકારો કીધો હતો,) તેઓના બાપના રાજમાં તે આવી લાગો. પણ તે શેહેરમાં તે રાજાની છોકરીઓના લગનની એટલીતો ધુમધામ ચાલી હતી અને એટલોતો મેલાવડો થયો હતો કે રેહેવાને તેને કોયે જગા મલી નહી. આખેર એક મોચીએ તેને પોતાના ઘરમાં વાસો કરવા દીધો. પણ કહીઉં કે મારે તાંહાં કંઇ ખાવાનુ મલશે નહી. પેલાએ ઝવેર ઘસીઉં અને એક મોટા કુતરાને બોલાવીઓ. તે કુતરાને ફરમાવીઉં કે રાજાને તીઆં જઈ તેના ખાણાની ટેબલ ઉંધી વાલ. કુતરાએ તેમ કીધું. રાજા ઘણો ગુસસે થયો: અને માણસોને ફરમાવીઉં કે ફરીથી તે કુતરાને મેહેલમાં આંવવા દેવો નહી. બીજે દાહાડે નાના ભાઈએ વલી એક તેથી મોટા કુતરાને બોલાવીઓ, અને તેને પણ તેમજ કરવા કહીઉં. કુતરાએ તેમ કીધું. રાજા તો ઘણો ચીરડાયો અને તેના ધણીને પકડી લાવવાનો હુકમ કીધો. માણસોને તપાસ કરતાં માલમ પડીઉં કે પેલા મોચીના ઘરમાંથી કુતરો આવેછે મારે તેને પકડવા લાગા. પણ નાનો ભાઈ તરત બાહેર પડીઓ, અને કહીઉં કે કુતરો મારોછે, વાસતે મને ધરી લઈ જાઓ.

રાજાએ હુકમ કીધો કે "એને તરત ફાંસી દેઓ," પણ પેલા નાના ભાઈએ બે બોલ બોલવાની રજા માંગી, જે આપવામાં આવી. પછી રાજાની છોકરીઓ, જેઓના લગન પેલા બે મોટા ભાઈઓ સાથે થવાની ધુમધામ ચાલતી હતી, તેઓની હજુર નાના ભાઈએ પુછીઉં કે "આએ વીંટી કોણની ?"

પેહેલી છોકરી—"મારી."

નાનો ભાઈ—"આએ રૂમાલ કોણનો ?

બીજી છોકરી—"મારો."

નાનો ભાઈ—"આ ઝવેર કોણનું ?"

તરીજી છોકરી—"મારૂં."

એ પછી રાજાની આગલ છોકરીઓએ પોતાના છુટકારાનો હેવાલ કહેઓ અને નાના ભાઈએ તેઓને છોડવીઆં હતાં એવું જણાવીઉં. રાજા સાંભલીને ઘણો ખુશી થયો. પોતાની સઉથી ખુબસુરત છોકરી સાથે નાના ભાઈના લગન કરી આપીઆં અને પેહલા અને બીજા ભાઈઓને ફાંસી દીધી. તારપછી નાનો ભઈ અને ખુબસુરત સ્ત્રી સાથે સુખે રહેઆં અને ખાઈ પીઈને મોજ મજાહા કીધી.

—∞∞—

## વીજલી અને ગગરાટ.

આ વરસનાં જુન મહીનામાં એક રાતે મોટું વીજલી અને ગગરાટનું તોફાણ થઈ આવીયું હતું; વીજલીનો ચમકાટ એટલોતો આસમાનની ચોમેરથી પડતો હતો, જાણેકે આખી દુનીયાં ઉપર આતસ ફરી વલીયો હોયે એવું લાગતું હતું, અને ગગરાટના ધડાકાતો એવા જોરાવર હતા, કે જાણે ટોપખાનું છુટું હોયે અને દુનીયાની આખેરી આવતી હોયે એવું લાગીયું હતું. દરેક જણ અચબુચાં ઉંઘમાહેથી જાગી ઉઠીયાં હતાં અને મા પોતાનાં નાહાનાં બચાંઓને પોતાની ગોદમાં અને બીહીકણી ઓરતો પોતાનાં ભરતારનાં પાસરામાં ભરાઈને જાણે એ દેખઈતી આફતથી બંચવા માગતાં હોયે એવો હીંગામ થઈ ગયો હતો. શીરીનબાઈ અને સાવકશા પેહેલા કડકાએજ જાગી ઉઠીયાં અને આસપાસનો દેખાવ જોઈને કાંઈપણ વાતચીત કરીયા વગર મુંગા બેસી રહેયાં. શીરીનબાઈનું ઘણું મન થયું કે સાવકશાને એ વીજલી અને કડાકા સાથી થાયેછે તેનું કારણ પુછે, પણ તે વખતનો હીંગામ જોઈને ચુપકીદી રહી હતી. સહવારે ઉઠતાંને વાર શીરીનબાઈનો ચેહેરો જોઈને શાવકશા બોલીયો;

સા૦—હા, તમારા ચેહેરા ઉપરથી માલમ પડેછે કે તમે મને કાંઈ પુછવા માગોછો અને તે હું સારીપેઠે સમજુછું. ગઈ રાતનો દેખાવ કેવો હતો વારૂં !

શી૦—ખરેખર જંગલી મન ઉપર ભયે ઉપજાવે એવો હતો ખરો, ખચીત અગનાન લોકો એવું વીચારે કે કાંઈ ખોદાનો આ દુનીયા ઉપર કોફ થયોછે અને તેને ફણા કરવા માંગેછે.

સા૦—ખરી વાત, પણ તમારાં મન ઉપર શું અસર થઈછે તે હું જાણવા માંગુછું.

શી૦—વીજલી અને ગગરાટ એ કુદરતનાં બનાવો છે એટલું હું સમજુછું, તેથી ખરાબી પણ થાયેછે એ પણ હું સમજુછું, પણ તે શા કારણથી બનેછે તે હું બરાબર સમજતી નથી.

સા૦—વારૂં, હું તમુને એક સવાલ પુછું. તમુને વીજલી અને ગગરાટ વચે કાંઈપણ સંબંધ હોયે એવું માલમ પડેછે ?

શી૦—વીજલી થયા પછી થોડેવારે ઘણું કરીને ગગ

રાટ સંભળાયેછે ખરો, પણ કોઈ વખતે નથી સંભળાતો, તેથી કરીને હું ચોકસથી કહી શકતી નથી.

સા૦—પેહેલાં તમુને જાણવું જોઈયે, કે વીજળી અને ગગરાટમાં ખરેખર સંબંધછે અને તે તમે જલદીથી જાણશો, પણ તમુને બીજો સવાલ પુછુંછું. કાંઈ વીજલી અને વાદલાંમાં સંબંધછે?

શી૦—તમે મને સમજાવીયાને બદલે સવાલ પુછીયા કરોછો, તેથી મને શું સમજણ પડવાની.

સા૦—જુવો, કેટલી વખતે સવાલ કરીને પછી સમજાવીયાથી જલદીથી સમજ પડેછે.

શી૦—હા, લોકો એમતો કેહેછે કે વાદલાં એકમેક સાથે અફડેછે તેથી ચમકાટ પેદા થાયેછે અને ગગરાટ આપણે કાને સંભલાયેછે.

સા૦—હા, પેહેલાં સઘલાને એવોજ વીચાર આવીયા વગર રેહે નહી, પણ એ ખરેખરી બીના નથી. વીજલી વાદલાં સાથે સંબંધ રાખેછે ખરો, પણ તે જુદીજ રીતેછે. તમુને પેહેલાં એક દાખલો આપીને સમજાઉં. તમે આપણે તાંહાં વીજલીના સાંચાોછે તે જોયેછે, તે ઉપરથી તમુને માલમ પડીયું હશે, કે કાચ અને રેસમને સાથે ઘસીયાથી વીજલી પેદા થાયેછે, એ વીજલી એ સાંચાનાં આગલા ગોલ પીતલના હાથામાં આવીને એકઠી થાયેછે; હવે જારે એ હાથા આગલ તમે તમારા આંગલાંનું તાંચું પકડોછો તારે જાણે આતસની ચીણગારી નીકલેછે અને હાથને આંચકો લાગેછે. એજ મીસાલે હવામાં હમેશાં વીજલી રેહેછે. હવે જારે હવામાં ફેરફાર થાયેછે તારે તેની વીજલીની હાલત પણ બદલાયેછે અને વાદલાં કે જે માતરે પાણીના બાફ છે તેઓમાં પણ વીજલીનો ફેરફાર થાએછે. હવે જારે વાદલાં, જુદી જુદી હાલતની વીજલીના, એકેક સાથે મલેછે તારે વીજલી જુદી પડીને મોટો ચમકાટ થાયેછે. એ રોશનીનો રસતો આપણી જમીન તરફ થાયેછે અને તેને આપણે વીજલી પડી એમ કરીને કહીયેછે.

શી૦—તારે શું આએ સાંચામાહેથી પેદા થતી વીજલી અને આસમાન ઉપરથી આવતી વીજલી, એટલે જુદી હાલતનાં વાદલાં એક મેક સાથે મલીયાથી પેદા થતી વીજલી, શું એકસરખીછે કે?

સા૦—હા, એ બેઉ વીજલીમાં કાંઈ ફરક નથી, એકનો જોર ઘણોછે અને તે ભયંકાર આકારમાં નજરે પડેછે. બીજાનો જોર કમતીછે અને તેની અસર આપણી ઉપર સેહેજ થાયેછે.

શી૦—જારે આપણુને આએ સાંચાની વીજલીથી આંચકો લાગેછે તારેતો આસમાન ઉપરની આવી જોરાવર વીજલીનો આંચકોતો બહુ હોવો જોઈયે, પણ તેતો આપણુને લાગતોતો નહી.

સા૦—કાંયે તમે વીસરી જાઓછો કે વીજલીથી કેટલી ખરાબી થાયેછે તેનો દાખલો આપણે એ વખતે મુંબઈમાંજ જોયોહતો. એક બે ઘરને નુકસાન થયું હતું, એક વાહાણના રેવના કટકે કટકા થઈ ગયા હતા અને સાંભલવામેલે એક માણસને સેહેજ સાહાજ આંચકો લાગાથી હેરાનગતી પુગી હતી.

શી૦—તારે થોડાને નુકસાની પુગેછે અને બીજાને કેમ નહી પુગતી.

સા૦—તમે એમ ના સમજતાં કે આસમાન ઉપર આપણુને વીજલી દેખાઈ એટલે તે મુંબઈ તરફજ રસતો કરેછે. તે કાંહાંને કાંહાં રસતો કરતી હશે તે આપણુને માલમ પણ નથી પડતું. તે જો ખાલી જમીન તરફ જાયેછે તો કાંઈ પણ નુકસાની કરતી નથી. પણ જો તેના રસતા વચે કાંઈ પણ ચીજ આવેછે તો તેને તોડીને કટકે કટકા કરીને લાગલો જમીન તરફ રસતો કરેછે, તેના રસતામાં કોઈને પણ આવવાની અને બચી જવાની તાકાદ નથી. તે ઝાડ, ઘર, ઈતીયાદી તોડી ભાંજીને રસતો કરેછે અને જો તેવામાં માણુસ વચમાં આવીયુંતો તેની અંદરથી પસાર થાઈને જમીન તરફ જાયેછે; અને પસાર થતાં માણુસને એટલોતો આંચકો લાગેછે કે તે તરત મરણ પામેછે.

શી૦—તારેતો હમેશાં આપણા ઘરો ધાસતીમાં રેહેછે.

સા૦—તેમાં શું શકછે. તમુને ખબર હશે કે મોટી અને જાહેર ઈમારતોને એ વીજલીથી થતી ખરાબી માહેથી બચાવવાને માટે તરાંબાનાં તાર ઈમારતને મથાલેથી તે છેક જમીન લગી મુકેછે, કાંયેકે વીજલી ધાતુ માહેથી સેહેલથી વગર અડચણ કરવે પસાર થઈ જાયેછે.

શી૦—તારે આપણા ઘરમાંતો એવા તાર મુકેલા નથી!

સા૦—મુંબઈ શેહેરમાં વીજલીનું તોફાન વારેઘડીએ થતું નથી એટલે વીજલીનો જોર ઘણો નથી હોતો; તેથી લોકો નબરવસ રેહેછે, પણ એટલી કમસમજને લીધે કોઈ કાલ પસતાવો કરવો પડે તેમાં કાંઈ શક નથી.

શી૦—હા, હવે હું બરાબર સમજી કે આસમાન ઉપરની વીજલી તે કેમ પેદા થાયેછે. પણ વલી વીજલી સાથે ગગરાટ થાયેછે તે શું હશે.

સા૦—વારુ જોઈયે તમે કેહો કે એ ગગરાટ શું હશે?

શી૦—આપણી ભોલી ઓરતોનો વીચારતો એછે કે ખોદાને બાર પાણીના હાંલાં ફુટેછે, પણ તે હું એક પલ પણ માનતી નથી. મને એવો વીચાર આવેછે કે કદાચ જારે વાદલાં એક એક સાથે અથડેછે તારે એવો આવાજ નીકલતો હશે.

સા૦—પણ આપણે આવાજતો કેટલોએક વાર લગી ચાલુ સાંભલીયા કરીયેછે. જો વાંદલાં અથડેતો માતરે તોપની મીસાલે એક આવાજ નીકલીને બંધ થાઈ જાયે.

શી૦—કદાચ એકક ઉપર વાંદલાં અથડીયાજ કરતાં હશે તેથી આપણે ચાલુ આવાજ સાંભલીયેછે.

સા૦—પણ તારે શું વાંદલાં એકક પછી અથડીયા કરેછે કે; સઘલાં એકજ પલે કાંયે નહી અથડે અને એક મોટો ભયંકાર અવાજ કાહાડે; પણ એવુંતો આપણે જોતા નથી.

શી૦—તારે મારો વીચાર મનેજ ખોટો લાગેછે, મને ગગરાટની બરાબર સમજ પડી શકતી નથી.

સા૦—જુવો હું સમજાઉં; પણ જરા વધારે ધેયાન આપજો. તમે દીવાલીના અથવા બીજા તેહેવાર ઉપર બાણ ફુટતાં જોયાં હશે. હવામાં જોરથી એક આતસના જેનો ગોલો જાયેછે અને તે વખતે એકસરખો સરરરર દેઈને



મી૦ કરસનદાસ મુળજી.

આવાજ નીકલેછે. હવે એ આવાજ શુંછે તે તમે મને કહી શકશો ?

શી૦—મારેથી કાંઈ પણ અટકલ થઇ શકતી નથી.

સા૦—અને દશ હજારમાં એક માણસ પણ એનું કારણ કેહી શકશે નહી, અને જોકે એ બનાવ દરરોજ તેઓની નજરે પડેછે.

શી૦ એમાં હમારો શું વાંક, તમારા જેવા સીખેલા ભરથારે હમ જેવી સ્ત્રીઓને એ પરમાણે સમજાવવું જોઇયે.

સા૦—વારૂ, સાંભલો; જારે હવા માહેથી કાંઈ પણ ચીજ પસાર થાયેછે તારે હવાના બે ભાગ થાયેછે અને તરત એ ભાગો પાછા મલી જાયેછે. એ હવા પાછી મલતી વખતે એકેક સાથે અથડેછે અને તેથી આવાજ નીકલેછે. હવે જેમ એક ચીજ પસાર થતાં વખત લાગેછે તેમજ હવાને પાછી સાથે મલતાં વખત લાગેછે; અને તે એકેક પછી મલીયાથી એક ચાલુ આવાજ નીકલેછે. હવે જારે વીજલી આસમાન ઉપરથી જમીન તરફ આવેછે તારે તે હવા માહેથી પસાર થાયેછે અને તે હવાના બે ભાગ કરી નાખેછે; એ ભાગ વીજલી પસાર થઇ એટલે તરત પાછા મલેછે; એક વખતેજ નહી પણ જેમ વીજલી પસાર થતી જાયે તેમ તે પણ મલતી જાયેછે. એ હવાના ભાગ પાછા મલીયાથી એ ગગરાટના સરખો આવાજ નીકલેછે.

શી૦—મને થોડીઘણી સમજ પડેછે ખરી. પણ વારૂ વીજલી પડીયા પછીતો આપણે ઘણેવારે ગગરાટ સાંભલીયેછ તેનું કારણ શું ?

સા૦—તમુને એટલી વાત ધેયાનમાં રાખવી કે આપણા કાન ઉપર દુરથી આવાજ આવતાં વખત લાગેછે. એમ કેહેછે કે આવાજને પાંચ માઇલ આવતાં એક મીનીટ લાગેછે, હવે વીજલી એક સેકંડમાં દસ લાખ માઇલ પસાર થઈ જાયેછે, એ ઉપરથી શમજ પડશે કે જારે વીજલી પસાર થાયેછે તારે આવાજ પેદા થાયેછે ખરો, પણ તે આપણા કાન ઉપર આવતાં વીલમ લાગેછે.

શી૦—હા, હવે હું સમજી. આજદીને મને ઘણી અજાયેબ તરેહેની અને જાણવાજોગ બાબતોનું ગ્નાન મલી ચુકેછે તેથી હું ઘણી મગન થઇછું. હું તમારો ઘણો આભાર માણુંછું. મને દલગીરી લાગેછે કે જોકે તમારા જેવા સીખેલા શખ્સોતો ઘણા હશે, પણ તેઓ પોતાની ધણીયાનીઓને કાંઈ પણ બાબદ સમજાવવાને કેટલા બેદરકાર રેહેછે, અને તમારા જેવા વીચારવાલા ધણીની હું બાયડીછું એવું જાંણીને મને ઘણો હરખ ઉપજેછે.



## મી૦ કરસનદાસ મુલજી.

આ ચાલતા અંક સાથ આ જાંણીતા હીંદુ સુધારાવાલાના એક તસવીર અમારાં વાંચનારાંઓ આગલ રજુ કરીએ છઈએ. આ સ્ત્રીબોધ ચોપાંનીયામાં યુરોપનાં ઘણાક લાએકીવાલા અને વખનાયલાં પુરૂશો અને સ્ત્રીઓની તસવીરો તથા જનમ ચરીતરો પરગટ થઇ ચુકયાંછે, પણ જોવાથી દલગીરી ઊપજેછે કે આપણો પોતાનો દેશ જે વખનાયલા માણસોથી ખાલી નથી, તેઓની પુરતી નોધ અમારી કરારોમાં લેવાને જાજી જોગવાઈ કદાચજ મલી આવેછે. તેવાં માંન પામેલા પુરૂશોની સંપમાં બીરાજવાને આપણો એ હઈઆત હીંદુ સુધારાવાલો મી૦ કરસનદાસ મુલજી કેટલો લાએકછે, તે એ ગરહસથનો જે થોડોક હેવાલ હેઠલ ઊતારીયોછે તે ઊપરથી માલમ પડશે. કેટલાકો ધારતા હશે કે માહારાજ લાઈબલ કેસમાં હીંદુ માહારાજોની અનીતી સાંમે લડવાની જોગવાઇ મલવાથીજ મી૦ કરસનદાસ જાંણુમાં આવયાછે, એટલે કે એ ગરહસથ હાલ જે માંન અને ઇજતે પોહોંચયાછે, તે ફકત એક અકસમાંત રીતથી થયુંછે. જે નઠારા માંણશો ખોદાઈ માંણનો દાવો કરે તથા જેઓ ધરમનું બાંહાનું વચે લાવી પોતાનાં સેવકોનાં ધન દોલતજ નહી પણ તેઓની બાયડી અને બેટીઓની લાજ વટીક લુટે તેઓને આખી નાંતનો કોપ ખેંચી લઇ ઊંઘાડા પાડવા, અને તેમાં શેવટે ફતેહ મેલવવી એ એકજ કાંમ આખી જીંદગી સુધી વાખવાખી અને નામદારીની મોટી હવેલી ઊઠાવવા માંટે બસછે. પણ નીચલા સબબ બતાવી આપશે કે મી૦ કરસનદાસ મુલજીને એક ખરા સુધારાવાલા તરીકે જે ઘટતું માંન મલેછે તે એકલા માહારાજ લાઈબલ કેસને લીધેજ નથી. પણ પોતાનાં જાતભાઈઓનું કલેઆંણ થાય એવાં જાહેર કાંમોમાં એ ગરહસથે પોતાનો આખો જનમારો ગુજારયોછે અને હજી ગુજારેછે; લોકોનાં ફાયદાને માંટે એ ગરહસથે ઘણાં શંકટો સેહવીયાંછે અને હજી સેહવેછે, તથા એ સરવે જાહેર હીમતને માંટે તેને સમજુ અને વીચારવંત લોકો તરફથી ઘણું માંન મલયુંછે અને હજી મલેછે.

આપણાં એ જવાંન મીતરનો જનમ મુંબઇમાં તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૩૨ ને દીને થયો હતો, જેથી હાલ એમની ઊમર ૩૬ વરસનીછે. એમનાં પીતાનું મુલ વતન કાઠીયાવાડમાં મવા ગાંમની પડોસમાં વડાલ નાંમે હતું, પણ એમની ઘણીખરી જીંદગી એમનાં મોસાલ એટલેકે મમાવાનાં ઘરમાં ગુજરી હતી. એ ઘર મુંબઈમાં "નવલખી" ને નાંમે મોટું અને પરસીધ હતું, તથા શેઠ નાગરદાસ હીરજી મોદીનાં નામથી ને જણાયલું હતું. એઓએ ચાર વરસ એલફીનસટન સકુલમાં તથા હડી વરસ એલફીંનસટન કાલેજમાં ઈંગ



મી૦ કરશનદાસ મુલજી.

પરગટ કીધું, પણ તે દીસેથી લખી મોકલતાં હતા.

દીસાની હવા માંફક નહીં આવવાથી ૧૦ માસમાં મીο કરસનદાસને પાછા મુંબઈ આવવું પડયું; અને સતીય પરકાશ પાછું સવાધીન લઈ શુધારા સંબંધી કોશેશ પાછી ચાલુ કીધી. દીસેથી આવયાબાદ તરતજ મીο કરસનદાસને એક બીજો અગતનો શુધારો કરવાની તક મલી. એમની આગલી સ્ત્રી મરણ પાંમવાથી બીજીવાર લગન નીકલયાં. લગનને લગતા ખરચમાં ઘટાડો કરવા વગેરેનાં શુધારા ઊપરાંત કસબી વાગો પેહરીને ઘોડે બેસી પરણવા જવાની રીત ઊપર પણ એ જવાંને વાંધો કાહાડયો. એમના શાસરીયાં તરફથી પેગામ આવયો કે જો ઘોડે બેસી આવશે, તોજ પરણાવીશું નહીતો વેશવાલ તોડીશું. પણ મીο કરસનદાસતો સાજનમાં સાદે કપડે ચાલીને ગયા તથા ઠરાવ કીધો કે જો સાંમેવાલાં વાંધો લેતો લગન કીધા વગર પાછા ઘર આવવું આ હીમતથી સાંમેવાલાં સરવે દબી ગયાં. તેઓએ ગાલો દેવા છતાં તથા બીજી ઘણી ગેરસલુકાઇ છતાં લગન કરી આપયાં.

સન ૧૮૫૮ માં ચાબુકનાં અધીપતી મરહુમ નવરોજજી દોરાબજી ચાંનદારૂ ઊપર મીο લખમીદાસ ખીમજીએ લાઈબલની ફરીઆદી માંડી, તે વેલા પરતીવાદીએ માહારાજો ઊપર સાહેદી સમન કાહાડયા, તે ઊપરથી ઘબરાઈને વઇશનવોનાં દરસણ અટકાવવાને મંદીરનાં બારણાં બંધ કરી બેઠા અને એક ગોલાંમી ખત બુનાવયું, તેમાં એવું લખયું કે કોઈએ માહારાજને સમન કરવો નહી, અને કોઇપણ વઇશનવે માહારાજ વીશે વરતમાંન પતરમાં છાપવું નહી, અને જે છાપે તેને તેની નાંતે સજા કરવી. આ લખત અકસર કરીને મીο કરસનદાસની સામે થયું હતું, કેમકે તેઓ માહારાજની સાંમે લખતા હતા, પણ તેની મનાંઇ કરવાનાં આ લખત ઊપર સઘલા શેઠીયાઓએ સહીઓ કરી હતી, તેથી આપણા હીંદુ અધીપતી ઊપર શંકટનું વાદલ આવી પડયું હતું. જો તે માહારાજો સાંમે લખેતો તેને ખચીત નાત બાહાર થવાની ધાસતી હતી અને તેની મદદે આવે એવા શેઠીયા કોઈ નહી હતા. પણ એ ધમકી અને ધાસતીથી આપણો સુધારાવાલો હટયો નહી. તેણે ઊપલા અટકાવ છતાં માહારાજો સાંમે લખવાનો ઠરાવ કીધો અને પેહલ વેહલી જે બાબત લખી તે એ ગુલાંમી ખતનીજ સાંમે લખી. તે બાબત ઘણી શખત હતી અને હવે અળીયો કરશણ નાત બાહાર મેલાશે એમ સરવે કોઈ ધારવા લાગા, પણ ધાસતી ખોટી ઠરી અને સતય પરકાશની જીહીત થઈ.

પણ એતો માહારાજોનાં દોરની સાંમે હરીફાઈ ચલાવાની માતર પેહલ હતી. માહારાજો સાંમે બીજી વધારે મોટી લડાઈ ચલાવાનું કાંમ પણ મીο કરસનદાસનેજ પરમેસવરે લખી આપેલું હતું, માટે ઊપલું પેહેલું વાદલ તેવણને માંથેથી વીટવા પછે સને ૧૮૬૧—૬૨ માં માહારાજ લાઈબલ કેસનું વાદલ તેવણને માંથે આવયું. એ મુકદમાંની સઘલી હકીકત વાંચનારાઓને ખબર હશે. ઊપલે વખતે જદુનાથજી નાંમનો એક માહારાજ ગુજરાતથી મુંબઈ આવયો. તેણે પેહલાં તો છોકરીઓની નીશાલોની ભેટ લીધી તથા સુધારા સંબંધી ઘણીક ઊલટ દેખાડી, પણ પછે માલમ પડયું કે તે એક ઠગારો હતો, અને અનીતીવાંન પાપમાં ફસેલો હતો. માટે મીο કરસનદાસે પોતાનાં સતય પરકાશમાં તેનાં ઊપર શખત હોમલો કરી તેને ઊંઘાડો પાડયો અને તેથી પોતાની લાજ ઢાંકવા સારૂ મીο કરસનદાસ ઊપર આબરૂની ફરીઆદી માંડવાની એ માહારાજને ફરજ પડી. તેણે આબરૂનાં નુકસાંનનો રૂ૫૦૦૦૦ નો આંકડો મુકી ઈનસાફની અદાલતમાં કામ ચલાવયું. મીο કરસનદાસે પણ આ વખતે તેને તથા તેનાં ભાઈબંધ માહારાજોને ઊઘાડા પાડવાની આ તક સઉથી સરસ ધારીને સાંમો કજીઓ ચલાવયો, અને તે કજીઓ નવ દસ મહીનાં સુધી કોરટમાં જારી રહયો. તે કાંઇ સાધારણ કજીયા જેવો કજીયો નહી હતો. મીο કરસનદાસે બીજા સુધારાવાલા મીતરોની મદદ લઈ હીમતથી જાહેર કીધું કે મેં જે કાંઇ છાપયુંછે તે ખરૂંછે અને હું પુરવાર કરી આપસ. હીંદુ માહારાજો ગરીબ બીચારા વઇશનવ હીંદુઓને ઠગેછે તથા લુટેછે અને ધરમને બાંહાને ધોકરવા જોગ પાપ તથા બદી ચલાવેછે, એ શરવે વાત— મીο કરસનદાસે છાતી ઠોકીને કહયું કે—હું પુરવાર કરી આપશ.

પોતાનો એ વચણ આપણાં મીતરે પાર પાડયો. તેને તેનાં કાંમથી પાછો હઠાવા માહારાજોની તરફથી જહનુની લોકોએ કાંઈપણ ઊપાય બાકી રાખયો નહી. મીο કરસનદાસનાં તરફથી કોઈએ શાખસી આપવા જવું નહી એવા તેઓએ એકરાર કરયા, તારે જે શેઠીયા

આ તે એકરારમાં આગેવાંન હતા તેઓને પકડી મી૦ કરસનદાસે સેસનમાં જુરીની સાંમે ઊભા કરી દંડની સજા કરાવી. તેની જાતવાલા વેહેમીઓ મી૦ કરસનદાસને મારવા સારૂં તપી રહયા, બલકે એક વખત તેઓએ તેને માર પણ મારયો, તારે એ ગરહસથને પોતાની સાથે "બાડી ગારડ" રાખીને બાહાર ફરવું હરવું પડયું. મી૦ કરસનદાસને પોતાની કોમનાં વેહેમી સખસો સાંમે લડવું હતું અને ધરમના જહનુન સામે થવું એ સેહેલ વાત નથી. મી૦ કરસનદાસ તથા તેમનાં બે તરણ મીતરો એક તરફ અને તેની આખી નાંત બીજી તરફ થઈ ગઈ મહીનાંનાં મહીનાં સુધી આપણાં એ મીતરને ઊંઘ તથા ભુખ ખોહોવી પડી અને જે કજીઆની વાત સાંભલતાં આપણ પોતે બીહીતા હતા તેવા કજીઆમાં પડેલા ધણીની હાલત કેવી હોય તે વીચારવું સેહેલ નથી. પણ તોબી આપણો એ સુધારક હટયો નહી. મુકદમાંની તપાસની વેલા હજારો લોકોની ઠઠ થવા લાગી. દાહાડા ઊપર દાહાડા ગુજરી જવા લાગા, અને હીંદુ માહારાજોનાં નીરલાજરાં તથા અફસોશ કરવા જોગ ભોપાલાં નીકલવા લાગાં અંતે સતય પરકાશનું સતય પરકાશી નીકલયું અને ઈંગરેજી ઈનસાફની અદાલતનાં બે ઘણાં વીદવાંન નેઆએધીસોએ ચુકાદો કરયો કે કરસનદાસનું બોલેલું સઘલું સાબેત થયુંછે, વાદી જદુનાથજી માહારાજ ઘણો નઠારો પુરવાર થયોછે, અને માહારાજોનો પથ પાપીછે.

આ જીહીતની સાથે મી૦ કરસનદાસની મેહેનત અને શંકરોનો છેડો આવયો નથી. એ જવાંન મીતરે બે વાર યુરોપની મુસાફરી કરીને ઇગલંડ જઈ આવનારા પેહેલ વેહેલાં હીંદુઓમા તેવણ એક ગણાવા લાગા; પણ વલી ફરાંનસ, ઈટલી, પરૂશીઆ અને જરમનીનાં ઘણાંક શેહેરોમાં જઈ આવનારતો એજ પેહેલ વેહેલો હીંદુછે. આ મુસાફરીથી કરીને મી૦ કરસનદાસે પોતાને માંથે નવું વાદલ ખેંચી લીધુંછે. વેહેમી હીંદુઓમાં એવો વેંહેંમછે કે તેઓ દરીઆ ઓલંગીને બધા મુલકોમાં જઇ આવેતો ચીંતા નહી, પણ ચીન કે વીલાત ગયાતો નેઆત બાહાર થવું પડે! મી૦ કરસનદાસને નાંતનાં એ જુલમની ખબર હતી, પણ તેઓ જાંણતા હતા કે એ માંતર એક વેહેમછે, માંટે વેંહેમને ખાતર સુધારાને દાબવો નહી એમ વીચારી તેઓએ આ મુસાફરીઓ કીધીછે. પણ યુરોપ જઈ આવયા પછી તેવણ સાથ વેહેવાર રાખવાનો જેઓએ ભરૂસો આપયો હતો, તેવા તેમનાં મીતરો અને સગાઓ દુર જઈ બેઠાથી મી૦ કરશનદાસને કેટલીક અગવડો ખમવી પડીછે! સજા થવાની ધાસતીને લીધે જોકે તેમનાં નાતીલાઓ તેમને નાંતબાહાર મેલી શકયા નથી, તોપણ તેઓ પોતાનાં વેહેંમને લીધે એ ગરહસથ સાથ વેહેવાર રાખતા નથી, માંટે તેઓ એકલા પડી ગયાછે. પણ સાબાસછે તેમની હીમતને કે હજી તે નાંતનાં આ જુલમથી દર કરતા નથી. જો એઓ મુછ બોડાવી પરાયશચીત લીએ એટલે કે હીંદુઓનાં ધારા પરમાંણે ગાયનાં છાંન અને મુતરની ગોલીઓ ખાઈ પસતાવો કરેતો આજે તેવણનાં નાતીલાઓ તેવણ સાથ વેહેવાર રાખે. પણ એ કોંમ હીચકારાઓનુંછે. એમ તો માહારાજ લાઇબલ કેસની વખતે પણ જો તેઓએ પોતાનાં પતરમાં માંફીનાં બે બોલ લખયા હતેતો બધી મેહેનતમાંથી તેવણ છુટી જતે. પણ તે જીવ સટોસટને વખતે તેવણે માંફ નહી માંગી તો હમણા માંગે એવી આશાજ રાખવી નંહી. જેમ સુધારાનાં ઊપલાં સઘલાં કાંમોમાં એ જવાંન ગરહસથ ફાવયોછે, તેમજ આ વખતે હીમત રાખવાથી, પણ તેવણની ફતેહ નજદીક આવીછે, કેમકે કાઠીયાવાડ જેવાં અને પરગણામાં તેવણ હાલ સરકારી નોકરીમાંછે, તાંહાંના હીંદુઓ પોતાની ખુશીથી ચાલી ચલાવીને પોતાની નાતનાં એક જમનવાડમાં એઓને બોહોસ કરી તેડી લઈ ગયા તથા સઘલી વરણનાં બે હજાર વાંણીયાઓ તેવણ સાથ જમયાછે, એવી ખુશ ખબર હમણાજ આપણે જાંણીછે. એ કાંઈ સુધારાની થોડી ફતેહ નથી.

આ સરવે હેવાલ ઊપરંથી માલમ પડેછે કે આપણા આ વાંણીયા સુધારાવાલાને લોકો ગમે એવું બુરૂં બોલે તોપણ સુધરેલાં અને સમજુ લોકોએ તેવણને જે કાંઇ માંન આપયુંછે તે વાજબીછે. પેહેલે ધરથી આજસુધી એ ગરહસથ આપણી સેવા બજાવેછે. સન ૧૮૫૨ પછે કોઈ પણ વરસ એ ગરહસથનાં એકુ ભાશાંણ વગર ખાલી ગયું નથી. મુંબઈમાં એઓએ સઘલાં મલી આસરે ૨૦ ભાશાંણો કરયાંછે, દીસામાં ૫, અમદાવાદમાં ૨, રાજકોટમાં ૨, વેરાવલમાં ૧, અને વીલાતમાં ૨, મલી ૧૬ વરસમાં તેવણે ૩૧ ભાશાંણ કરયાંછે. એ ઊપરાંત એઓએ ચાર પાંચ પુસત

કો બાહાર પાડયાંછે, તેમાંનું "ઇંગલંડમાં પરવાસ" નામનું ગુજરાતી પુસતક તથા માહારાજોનાં ધરમ વીશેનું ઇંગરેજી પુસતક મોટાં, કીમતી અને વાંચવા જોગ છે. એઓએ ૫॥ વરસ સુધી સતય પરકાશ પતર ચલાવયું, ૨॥ વરસ સુધી રાસત ગોફતાર ચલાવયું તથા બે વરસ સુધી આ સીબોધ લખયુંછે. એઓને સરકારે જસટીસ આફ ધી પીસ ઠરાવી માંન આપયુંછે, તથા કાઠીઆવાડમાં માંન ભરેલો હોધો આપયોછે. વીલાતની રાએલ સોશાઈટીએ એઓને મેમબર ચુંટી કાહાડી માંન આપયુંછે. મુંબઈમાં જુદી જુદી પરસંગે એઓને પાંચ માન પતરો મલયાંછે, તથા તેમાનાં કેટલાંક માંન પતરો વાંચી સંભલાવતાં સર અલેકજાનડર ગરાંટ બેરોનેટ, ડાકટર વીલસન અને બીજા વીદવાંન ગરહસથોએ એઓની તારીફનાં ભાશાંણો કરેલાંછે. એ ઊપરાંત લોકો તરફથી રૂ૫૦૦૦) થી વધારે રકમની એક "પરસ" એઓને ભેટ મલીછે, ખોજાઓએ આ સરે રૂ૧૦૦૦ ની જુદી "પરસ" ભેટ આપીછે, એક પારસી ગરહસથે એઓને એક સુંદર રૂપાંનું "ફલાવર વાસ" ભેટ કીધુંછે, તથા છોકરીઓની એક નીશાલમાં એઓને નામની સકાલરશીપ સથાપીછે. વાંચનારી બાઇઓ, આ સીબોધ ચોપાંનીઊં તમે ભાવથી વાંચો છો, તેમાં એ લાએકીવાલા વાંણીયાએ તમારી ઘણી સેવા બજાવીછે, માટે ઊમેદછે કે તેનું આ ચીતર જોઈ તમે ખુશી થશો તથા એ જવાંન જીવતો રહી એવાંજ રૂડાં કાંમ કરતો રેહે અને એવાંજ રૂડાં માંન મેલવતો રેહે એવી તમો સરવે જણ દુવા દેશો.

---

## વણજાર.

વણજાર એટલે વેપારીઓ અથવા હાજીઓ અથવા એ બેઊની એકંદર ટોલી જે આફરીકા અને એસીઆનાં વેરાંનોમાં ચોરીની ઇઆ જંગલી પરાંણીઓની દેહેશતથી વેપાર ઇઆ ધરમને કાજ શફર કરે છે. ઇંગરેજીમાં વણજારને "કેરેવેન" કરી કેહેછે જે ફારસી લબજ "કારવાંન" એટલે ધંધાદારી ઊપરથી નીકલીઓછે.

દરએક વણજાર ઊપર એક જણ શરદાર હોય છે જે આગાને નામથી ઓલખાએછે. આગાનાં હાથ તલે પુરતા સીપાઇઓ હોયછે જેવોને તક મલવે કવાએદ આપવામાં આવેછે. ઘોડા અથવા બીજા પરાંણીઓ કરતાં ઊંટને બોજો લાધવા કામે લગાડેછે. કારણ એ જાનવર જાજું થાકતું નથી, ખાવે થોડુંછે અને તરણ ચાર દીવશથી અધીક પાંણી વગર જીવણ ચલાવેછે. એક વણજારમાં માણસ કરતાં ઊંટની શંખયા વધારે હોયછે.

પુરવ તરફનાં અને આફરીકાનાં લોકો પોતાનો વેપાર કોઈક શદીઓ થઈ વણજારની મારફતેજ ચલાવેછે અને તેનું કારણ એકે શરકારનો એટલો બંદોબસત નહી કે વેપારીઓ પોતાનો રોજગાર વાટપાડાઓની બંદી વગર ચલાવી શકે.

વલી મુશલમાંનોનાં પેગંબર મહમદની જનમ ભુમી તથા ઘોર જોઈ પવીતર થવા જે મુશલમાંનોનો મેલાવરો આરબશતાંનના કોસટા ઊપર ભેગો થાએછે તેથી પણ વણજારની રસમ ચાલુછે. જુલાઈ માશની શરૂઆતમાં ગરીબ ભીખસુકોથી ને ખડેખડે તાલેવંત મુશલમાંન અમીરો શુધી, મકાનાં પવીતર શેહેરમાં ભેગાં થાએછે અને એક મોટો મેલો ભરાએછે, જાંહાં શંખયાબંધ વણજારો તરેહેવાર શોદો કરી વેપારનાં મુબારક કદમ આગલ વધારેછે. આફરીકાનાં ઊતર કોશટા તરફથી ઊનનાં વશતરો; યુરોપનાં તુરકી દેશ માંથી જોડા, લાખંડકામ, મીઠાઈ, કેરબો, યુરોપની કરાંમતો, રેશમી કપડાંઓ; ઈરાંનથી કાશમીરી શાલ અને તોફા ગાલીચાઓ એમ લઈ આવેછે, અને બીજા દેશનાં લોકો પણ પોતપોતાની કરાંમતી ચીજો વેચી જાએછે.

દર-વરશે મકામાં જે મુખય વણજારો જાએછે તે દમાશકશ અને કેરોનીછે પેહેલાંમાં યુરોપ અને એશીઆના પસચીમ કોશટાનાં હાજીઓ હોયછે અને બીજામાં આફરીકાનાં દરેક ભાગના મુશલમાંનો હોયછે. પેહેલી વણજારની શરદારી દમાશકશનો રાજો પોતે લીએછે, આગલ અને પાછલ ઘોડેશવારો ચાલેછે, રાતરે મશાલ શલગાવી વણજાર મંજલ કાપેછે અને ગીતો ગાઈ ઊલટ લીએછે. શાંજના તરણ વાગતાંથી તે ચાલવા માંડેછે ત બીજે દીને શુરજ ઊગીઆબાદ એક બે કલાક ધામો નાંખી વીશાંમો લીએછે. વણજાર બે જાતની આવેછે, ભારી અને હલકી; ભારી વણજારનાં એક એક ઊંટ ઊપર ૫૦૦ થી તે ૭૦૦ રતલ શુધીનો બોજ લાધવામાં આવેછે. હલકી વણજારનાં ઊંટનો બોજ

એથી અડધો હોયછે. ભારી વણજાર રોજના આસરે અઢાર માઈલ કાપેછે અને હલકી વણજાર એકવીશ માઈલથી જતી નથી.

વણજારની શલાંમતીનો આધાર તેના આગા ઊપર રેહેછે. તુરકી પાદશાહો આગાનો હોધો વેચેછે અને આગા જો લુચો હોયતો વાટપાડાઓ શાથ શંપ કરી પોતાની વણજારને લુટાવા દીએછે અને લુટમાં પોતાનો હીશો ખીશે ઘાલેછે.

પણ શરકારની પરવાંનગી વનાં તરણ ચાર વેપારીઓ એકઠા થઈ એક આગાની શરદારી હેઠલ એક વણજાર ઊભી કરી શકેછે. ટપે ટપે ભાગી તુટી ઈમાર તો મલી આવેછે જેને ઈંગરેજીમો "કેરેવેન શરાઈ" ઈઆને ધરમશાલાઓ કેહેછે. એ ઈમારતોમાં શુવા બેશવાને કાંઈ હોતું નથી પણ વણજારાઓને પોતાનો શાંમન મેલવાને તથા તડકામાંથી આરામ લેવા બની આવેછે, કોઇ વખતેતો એજ ઠેકાંણે શોદા થાએછે. એ જગાએ ટાંકીઓ બનાવેલી હોયેછે જેમાં ઘણે ખરચે અને મેહેનતે દુરને ઝુણેથી પાંણી પોહાંચાડવામાં આવે છે. એ ટાંકીઓમાંથી ઊંટો પણ પાંણી પીઈ તાજગી મેલવેછે.

જંગલી દેશો જાંહાં માલમતા અને જીંદગીની શલાંમતી નહી તાંહાં વણજાર શુધારાનું એક મોટું હથીઆરછે કારણ તે વેપારને વધારેછે. થોડાં વરશોની વાત ઊપર બોરઘાટ ઊપર જે વણજારાઓનાં ટોલાં મલતાં હતાં તેનો પા હીશો પણ હાલ મલતો નથી કારણ આગ ગાડીથી વેપારને બહુ શેહેલ થયુંછે.

## તંબાકુ.

અમેરીકા ખંડમાં ઊગતો એક રોપો જેને વઈદક ગાસતરમાં "નાઈકોસીઆનાતબાંકમ" ને નાંમે ઓલખેછે તે રોપાનાં શુકવેલાં પાંદડાં તે તંબાકુછે. એ રોપો હવે અઘલે દેશ ઊગાડી સકયાછે.

તાજા પાંદડાંઓમાં ઝાઝો સુવાસ અને શવાદ હોનો નથી; પણ શુકાં થયા પછી તેનો સુવાસ ઘણો વધેછે. માણશને બેશુધીમાં નાખવાનો ગુણ હસતીમાં આવેછે, અને સવાદ, જાલીમ કડવો અને તલખ થાએછે. પાંદડાંઓને બરાબર શાફ કરયા પછી તેમનો રંગ લીલા પીલાશ ઊપર આવેછે: તેમનો અરખ કાહાડવામાં આવેછે જે એક જાતનું કડવું જેહેરછે. પાંદડાંઓનો ઘણી પરકારે ઊપીઓગ કરવામાં આવેછે. કોઈ તેમને ચાવેછે, કોઈ તેમની બીડી પીએછે, અને કોઇ તેમને વાટી તપખીર બનાવી શુંઘેછે.

૧૬ મી શદીમાં યુરોપ શેહેરમાં તંબાકુનો રોપો ઊગયો. જીન નાઈકટ નામનાં પોરટુગાલમાં રેહેનારા ફરેંચ એલચીએ પોતાની રાંણી કેથેરાઇન ડી. મેડીસી ઊપર તંબાકુનાં બીઆં ભેટ મોકલયાં અને નાઇકટ ઊપરથી વનસપતી વીદયામાં તંબાકુનાં રોપાને 'નાઇકોસીઆનાં' નામ મલયું. અમેરીકાનાં જંગલી દેશીઓ જે નલી વાટે તંબાકુની ધુંઈ લેતા હતા તે. નલીને "તંબાકો" કેહેતા હતા. પણ સપેન દેશમાં એ નાંમ નલીને બદલે પાલાનેજ લગાડયું. શર વાલટર રાંલે જે અમેરીકામાં 'વરજીનીઆ' ને ૧૫૮૬ માં વશાવવા ગયો તે તાંહાંથી પાછો ફરતાં આ રોપો ઈંગલંડ શેહેરમાં લઈ આવયો.

તંબાકુનો વપરાશ જયારે યુરોપમાં શાધારણ થઈ ગએઓ તારે એ જેહેરી જીણશની શાંમું બોલનાર ઘણા મોટા પુરશો નીકલી આવયા. રોમનાં પોપો ૭ માં અરબેન અને ૧૧ માં ઈનોસંતે જાહેરનાંમું કાહાડીયું કે જે તંબાકુનો ઊપયોગ કરે તેને નયાત બાહાર મેલવા. શુલતાંન ૪ થા આમુરાથે અને ૨ જા શાહા આબાશે તબાકુનાં અમલવાલાને રીબી રીબીને મોત મલવાની સીક્ષા કીધી. માઇકલ ટુરીએફે હુકમ કીધો કે પેહેલા અપરાધને માટે ગુનેહેગારને ડાંગથી ખુબ મારવો, બીજા અપરાધે નાક કાપી નાખવું અને તરીજા અપરાધ માંટે મશતક ઊરાડી દેવું. પુરૂસીઆ અને ડેનમારકનાં રાજાએ ફકત બાંધી કીધી અને ઈંગલંડના પેહેલા જેમસ રાજાએ ઘણા શખત બોલોમાં તંબાકુની શાંમે લખયું. પણ જયારે પાદશાહોએ જોયું કે શખત સીક્ષાઓ છતાં તબાકુનો ખપ થાએછે તાહારે તેઓએ સીક્ષા કાહાડી નાખી તંબાકુપર જગાત નાખી પોતાનાં ગજવાં ભરવાનો ઊપાય શોધી કાહાડયો. હાલ પરૂથવીનાં ઘણાંખરાં દેસોમાં તંબાકુ ઊપરની જગાતથી શરકારને શારી આઓપત ઊપજેછે.

સપેન, ફરાંસ, જરમની, હોલંડ, સવીડંન, ડેનમારક, અને રસયા દેશોમાં તંબાકુનો હુકો પીવાની ચાલ અદના અને આલા, પઢેલા અને નહી પઢેલા,

શઘલાઓમાં એકશરખી રીતે આગેજછે. અમેરીકાના યુનાઈટેડ સટેટસમાં તે તખે હદથી જાદે જોવામાં આવેછે. તુરકી લોકોનાં મોહાડામાં હરદંમ નલી જોવામાં આવેછે. યુરપથી પુરવનાં મુલકોમાં મરદ તેમ ઓરત તંબાકુનાં હુકા ચલાવેછે. ચીનમાં આઠ નવ વરશની છોકરીઓ હુકાની તખે રાખેછે. મોગોલ લોકોનો પેહેરવાશ તંબાકુની કોથલી વગર હોતો નથી. હીંદુસતાંનમાં બીજા દેશ જેટલો તંબાકુ પીવાનો હલખરો નથી તોએપણ મરદ તેમ ઓરતોને એ અમલ કરતાં દીઠામાં આવેછે. ઈંગરેજોની ઓરતો એ અમલ કરવાને શરમ ભરેલું ગણેછે.

હુકો પીધાથી તંદરોસતીપર કેહવી અશર થાએછે તે ઉપર વઇદોનાં તડાં પડયાંછે, પણ એટલુંતો શીધછે કે તંબાકુથી પાચંન કરનારા અવયવોમાં આગ ઊઠેછે અને શુશતી પેદા થાએછે. વલી જેને ઘણું વયસન પરાપત કીધું હોય તેના હાથમાંથી નલી ગઆથી ઊલટી વધારે ખરાબી થાએછે. તંબાકુની અશર ઊપર હમે વઈદ દાખલ મત આપતા નથી કારણ તે હમારૂં કાંમ નથી, પણ એટલું ખરૂછે કે તંબાકુ ખાવો, હુકો પીવો અને તપકીર શુંઘવી એ ઘણાં ભુડાં વયશનો છે જે જરૂર શરીર ઊપર પોતાની બુરી અશર કરેછે અને જીંદગીના દોરાને ટુંકો કરેછે. કેટલાએકો તંબાકુની પીચકારી મારયાજ કરેછે પણ તેથી થુક જે ખોરાકને હજમીએત કરવાને અતી ઊપયોગીછે તેની ખુટ પડેછે અને બેહજમીએતીનાં દરદ ઊતપન થાએછે.

દમ વાલાં માણસોને વઇદની સલાહથી તંબાકુનાં ગુરગુરા ઘણો ફાએદો આંણેછે: પણ જેઓ વગર રોગે રોગ ઊતપન કરવા એ અમલ કરેછે તેને હમારી એજ વીનંતીછે કે તેઓ ઈશવરી કાયદો તોડેછે માટે તેઓએ એ અમલ છોડી દેવો જોઈએ. તંબાકુ ઈશવરે કેટલાએક રોગોની શાંમે લડવા માણસનાં હાથમાં એક હથીઆર મેલયુંછે. નહી કે તે જાંણી જોઈ એક હવશ પુરો પાડવા આપણા શરીરમાં એક રોગ ઊભો કરવા. તપખીરની પણ કેટલીએક ખુબીછે, પણ હદથી જાદે અને વગર અરથે તેના ફુચા નાખમાં ખોશવા એ ભેજાંને ઘણું નુકશાંનકારકછે, અને એકવાર જાણવા છતાં કે હીયાં કુઇછે તોએપણ તેમાં ઝોકાવવું એને કોઇ અકશમાતી નહી પણ આપઘાત કેહે.

## ઈસપીતઝ બરગનના ઊજડ ટાપુ ઊપર ચાર રૂશીઆન ખલાસીઓનુ ઊતરવું.

પરૂથવીના નકસા તરફ નેગાહ કરતાં ઉત્તર દરૂવને છેડે ઇયાને આરટીક સમુદરમાં ઈસપીતઝ બરગન નામનું ટાપુ નજરે પડેછે. જો ખરૂં બોલીએતો એ ટાપુ છેક પરૂથવીને છેડે આવયુંછે અને તેટલા કારણસર તાંહાં માણસની ખમવાની શકતી ઉપરાંત થંડી પડેછે. ઘણા વરસોની વાત ઉપર શીયાલાના દીવસોમાં ઉપલાં ટાપુ આગલ એક રૂશીઆન વાવટાનું વાંહાંણ લાંગરયું. બરફના તરતા ડુંગરો જમાવ થવા લગા અને આસતે આસતે શઘલું વાંહાંણ તેમનાથી ઘેરાઈ જવા લાગું. રખે બરફના દરંગમાં શઘલા ચંપાઈ મરે તેની દેહેસતથી કાંઠે જવાનો મનશુબો થવા લાગયો અને અંતે એક ઠરાવ કરવા વાંહાંણ ઉપર કપતાનથી તે ખલાશી શુધાંની એક સભા મલી. સભામાં માલમે અભીપરાય આપયો કે થોડુંકની વાત ઉપર એજ ટાપુમાં આપણા સરખા કેટલાક કમનસીબ લોકોને ઉતરવું પડયું હતું અને માહારા સાંભલવામાં તેઓએ એક નાનું ઝુપડું બાંધયુંછે. આ વાત શાંભલીને એકમતથી હેવો ઠરાવ થયો કે માલમ જેણે ઉપલો ખુલાસો કીધો હતો તે તથા બીજા તરણ ખલાશીઓને પેહેલાં ખોલ કરવા મોકલવા. પણ તે ટાપુ ઉપર કોઇબી આદમ સવાસ લેતું ન હતું તેથી એવું પણ ઠરાવયું કે તેઓએ કાંઇબી પરકારે તઈયાર થઈ જવું. બરફના બે માઈલ શુધી લાંબા કટકા જે પાણી ઉપર ઉછલતા હતા અને જે એક મેક સાથે અથડી ભાગી જતા હતા તેવા કટકાપર તેઅને રસતો લેવો હતો. તેથી તેઓએ પોતાની સાથે એક નાની બંદુક, થોડોક બંદુકનો દારૂ, ગોલી, એક કોરાડી, એક નાની કીટલી, એક વીસ રતલ આટાની કોઠલી, એક છુડી, એક દીવાસલીનો દાબરો, થોડોક તંબાકુ, અને સઉ સઉની પાઇપ સીવાય બીજો વધુ સામાણ લીધો નહી.

તે ચારો જણા વાંહાંણ ઉપરથી નીકલયા પણ તેમને થોડીજ ખબર હતી કે તેમની ઉપર શું શું વીપતો ગુજરનારછે. તેઓએ ધુંડીને પેલું લાકડાંનું ઝુપડું સોધી કાહાડયું તો ખરૂં. તે ૧૮ ફીટ લાંબું, ૧૮ ફીટ ઉંચું અને ૧૮ ફીટ પોહોલું હતું. એક નાની સરખી સગડી અંદર હતી, પણ તે સીવાય તેહેમાં બીજું કાંઇબી હતું નહી, જોકે ઝુપડું ઘણી ખરાબ હાલતમાં હતું તોયપણ આ ખલાસીઓ પોતાની શોધથી ખુશી થયા અને તે રાત તાંહાં ગુજારવાનો તેઓએ નીશચય કીધો.

સહવારના ઉઠતાંજ તેઓ કીનારા તરફ ધસયા કે તેઓના શોબતીઓને તેઓ આ લુંમકો જણયો તેથી વાકેફ કરે અને જોઈતા સાંમાણ વાંહાંણ ઉપરથી લઈ આવે કે શોધાલો વીરે તાંહાંશુધી શઘલા કાંઠે આવી પેલાં ઝુહુપડાંમાં રેહે. પણ તેઓ જોઇને હેબતીજ ગયા કે દરીઆમાં બરફ હતો નહી અને વાંહાંણ પણ કેયે ગુંમ થયું હતું. તેઓના મનમાં વસવસો ઉભો થયો કે કદાચ તુફાનના સબબથી બરફના કટકાઓએ વાંહાંણને અથડી ડુબાડી નાખયુ હોય ઇયાતો તે કેયે પાણીના રેહમાં ખેંચાઈ ગયું હોય.

ગમે તે બનાવ બનયો હોય પણ વાંહાણુ તેમને જડયું નહી અને પાછલથી ઘણા વરસ વીટયાં તોયપણ તેની ખબર મલી નહી, તેથી એવુંજ ઠરેછે કે તે વાંહાણ શઘલાં માણુસો સહીત ડુબી ગયું હોશે.

જનમ સુધી આ ઉજડ ટાપુ ઉપર તેમને કેદ રેહેવું પડશે એવા બીહામણા વીચારથી તેઓ માથું કુટતા પાછા પેલાં જુહુપડાંમાં આવી પડયા.

પેહેલતો પોતાના ખોરાકની વેતરણ કરવી અને પછી ઘરને સમારવું એ ચીંતા તેમને ઉતપન થઈ. બંદુકથી તેઓએ બાર હરણ મારવાં, કારણ એ જનાવર એ ટાપુમાં ઘણ મલી આવેછે. તેમના ઘરમાં ઘણે ઠેકાણે ફાટ હતી જેહેમાંથી થંડી હવા દાખલ થતી હતી, પણ લાકડુ સલાંમત હતું કારણ થંડાં દેશોમાં લાકડાંને ઉધાઈ જલદી લાગુ પડતી નથી. તેઓએ પોતાની કોરાડી વડે થોડું ટીપટાપ કીધું અને લીલથી કરીને ફાટો પુરી નાખી. ઘણી થંડીને લીધે એ ટાપુ ઉપર ઝાડ પાન થતાં નથી અને એક પણ પાતરૂં નજરે નહી પડવાથી આ બીચારા ખલાસીઓને ઘણી ફીકર ઉભી થઇ.

આતસ વગર બદનને ગરમી તે કેમ આપે અને લાકડાં વગર આતસ તે કાંહાંથી મેલવે ? તોયપણ દરીએ કાંઠે ફરી ફરીને તેઓએ થોડાંક લાકડાં પેદા કીધાં જે કોઇ ભાગેલાં વાંહાંણના હોવો કે કોઇ બીજા દેશથી તરતાં તરતાં આવી પડયાં હોવો. બંદુકના દારૂનો આંકો આવયો અને હરણ કેમ મારવાં તેનો ખેયાલ કરતા હતા તેવામાં દઇવ જોગે કાંઠેથી થોડાક ખીલા, એક હુક અને લોહોડાંના ભાગા તુટા કટકા મલયા; અને એક કમાનના સરખું લાકડું મલયું. આ લાકડાંને છુડીએ કાપી કાપીને તેઓએ એક કમાન બનાવી, પણ તીર અને દોરી કાંહાંથી મેલવે ? અને સફેદ બાલાબીછની તેમને હરરોજ ધાસતી હતી, તેની સામે શું હથીયાર રાખે ? ભાલો બનાવો કે તીર બનાવો તોબી હથોડીતો જોઇએ, તેથી તેઓએ પેલા લોહોડાંના હુકને અફાડી અફાડી પોહોલો કીધો અને તેમાં એક આંધરૂ હતું તેને ખીલો મારી મારી મોટું કીધું. એ આંધરાંમાં એક લાકડાંનો કટકો ખોશી હાથો કીધો અને પેલા હુકને એક છેડે ગોલ બટન બેસાડી હથોડીનું માંથું કીધું. હરણના વલી સીંગડાંને પણ કામમાં લીધું અને લોહોડાંના કટકાઓને એક મોટા પથર ઉપર પેલી હથોડી વડે તીપી અને પથર ઉપર ઘસી અનીદાર કીધા પછી એ અનીદાર કટકાઓને લાકડાંની ચીરો સાથે હરણના ચામડાંની તાતથી બાંધયા અને એ ભાલા ઉભા કીધા. પછી આ ભાલાથી તેઓએ એક સફેદ બાલાબીછની પુઠ પકડી અને ઘણી જેહેમત ખેંચી તથા પોતાના જીવ જોખમમાં મેલી થોડા દાહાડાનો ખોરાક શોધી કાહાડયો. આ પરાંણીનું ગોશ તેમને ઘણુંજ લેહેજતદાર લાગું કારણ તે ગાયના ગોસને મલતું હતું. આ પરાંણીના બદનમાંથી તેઓએ પુશકલ તાંત મેલવી જેથી તેઓને પોતાની કમાન માટે દોરીની ગરજ સરી. જે મેહેનતથી તેઓએ ભાલા ઉભા કીધા હતા, તેજ મેહેનતથી તેઓ તીર બનાવવાને સામરથવાન થયા, અને પેલી તાંતે કરી પંખેરાંના પીછ તીરપર બાંધીને તીરકાંમઠાંનું ઘણું ઉપયોગી હથીયાર તેમને મલી શકયું. આ હથીયારથી તેઓએ જાંહાંસુધી તે ટાપુ ઉપર રહયા તાંહાં સુધી ૨૫૦ હરણ અને તે વતરોગે ઘણા કોહોલાંને મારયાં. આ પરાંણીઓના માંસથી તેમને ખોરાક મલયો અને તેમના ચામડાંથી તેમને વસતર મલયાં. નીમખ અને રોટી વગર અને વારેઘડીએ કાચુંને કાચું માસ ખાવાની તેમને ફરજ પડી હતી. ઘણીજ કકડતી થંડીના સબબથી ગોસને રાંધવાને બનતું ન હતું. વલી કરાંનો જાહારે વરસાદ પડતો હતો તાહારે એટલી થંડી પડતી હતી કે માણુસની કાયામાં તે ખમવાની તાકાદ ન હતી, અને એવે સમયે સુંનાની માફક કીમતી લાકડાંને આતસમાં મેલી બદનને ગરમી આપવી એ ખાનું પકાવવા કરતાં વધારે બેહેતર આ લાચાર ખલાસીઓને લાગું હતું. ગોસ સદનતર કાચું નહી ખાવાને તેઓને એક ઉપાય સુજયો અને તે એ હતો કે સુકા દાહાડા ઉપર ખુલલી હવામાં તેને સુકવવું અને પછી પોતાની સગડીના ધુંમારા આગલ ટાંગી મુકવુ આ સુકાં અને ખરૂં બોલીએતો થથરી ગયલા ગોસને એઓ રોટી મુઆફેક વાપડતા હતા અને કાચાં ગોસને એક વાંણી ગણતા હતા. જુહુના જહરાઓમાંથી અને પીગલતાં બરફમાંથી તેમને પાંણીતો મલતું હતું. વલી તેમને એમ સુજયું કે જો માઠાંભાએગે તેમનો આતસ બુજાઈ જાયતો ફરીથી તેને પેદા કેમ કરવો ? અને આતસ વગર તેમના હાલ કેવા બુરા થાય ? કેહેવતછે કે ગરજ જેછે તે શોધની માતાછે અને તેમજ આ કમનસીબ ખલાશીઓને ફરતાં ફરતાં એક જાતની ચીકની મરોડી મલી જેનું તેઓએ એક વાસણ બનાવયું, અને એ વાસણમાં જે પરાંણીને તેઓ મારે તેની ચરબીને હરદમ સલગાવા લાગા કે દીવાની જોત હંમેશ મલી આવે. પણ કમનસીબે તેમને માલમ પડયું કે ચરબી તવાઈને વાસણમાંથી ગલી પડવા લાગી. આ અડચણ ટાલવા માટે તેઓએ એક બીજું વાસણ બનાવયું, તેને હવામાં પુશકલ સુકવયું, પછી સગડીમાં ભુંજયું અને પછી કીટલીમાં આટાની લાહી બનાવી અંદર બોરયું. આવી રીતે બનેલાં વાસણની પાસ તેઓએ પોતાના કપડાંની કીનારીઓ ફારી આટાની લાહીથી વલગાવી. હવે તે વાસણ ગલવા લાગું નહી અને પછી તેમાં તદબીરથી કપડાંના કાકરા ખોસીયા અને એક નાનું સરખું ફાણસ ઉભું કીધું. એકવાર ફતેહ મલવાથી તેઓએ બીજુંબી ફાણસ ઉભું કીધું, કારણ આતસ ઉપર તેમની જીંદગીનો દોરો ટકેલો હતો.

કપડાંને ફારતાં ફારતાં તેમના અંગ ઉંઘાડાં પડતાં ગયાં. વલી તેમના બુટનો બાંકો આવતો ગયો અને જેમ જેમ પાછો શીયાલાનો વખત આવતો ગયો તેમ તેમ તેઓ ઘબરાવા લાગા. હરણના ચામડાંતો પુશકલ હતાં પણ તેમને સોહોરીને તઇયાર કેમ કરવાં ? ઘણો વીચાર એક બેક સાથે કરયા પછી તેઓએ નીચલી યુકતી કીધી—તેઓએ ચાંમડાંને જાંહાંસુધી બાલ નીકલે તાંહાંસુધી તાંજા પાંણીમાં ભીજવી રાખયાં. પછી તેમને પોતાને હાથથી ઘસી ઘસીને પાછાં સુકાં કીધાં, અને એ સુકેલાં ચાંમડાંમાં તાવેલી ચરબી ખુબ પચાવી. આ રીતે ચામડુ જેવું જોઇએ તેવું નરમતો થયું, પણ બુટ બનાવવાને રોંચણું અને કપડાં સીવવાને સોય હતી નહી. વલી પાછાં પેલાં લોહોડાંના કટકાને તેઓ

ઘસવા મંડી ગયા અને ટોંચણું અને સોપો ઉભી કીધી. પછી સોપોને અકર વકરે આંધરાં પાડયાં અને છડીને કાતરને ઠેકાણે ચલાવી. હરણની તાંત તેમને દોરા માફક કાંમ લાગી અને ઘણી જેહેમત ખેંચી તેઓએ પોતાનાં વસતર અને બુટ ગરજ સરે તેમ.બનાવયાં. એક દાહાડે આ ચાર જણમાંનો એક બહુ દુખ ખમી મરણ પાંમયો જેને તેના સોબતીઓએ બરફની અંદર દાગ્યો. છ વરશના પછાડા આ દરામણાં જંગલમાં આ અભાગયા ખલાસીઓએ મારયા પણ ઇશવરે તેમના ઉપર મેહેરબાંની કીધી અને અકસમાતથી એક વાહાણ તાંહાં આવી લાગું જેણે તેઓને તેઓના વતનમાં પુગાડયા.

આફતના વખતમાં ધીરજ અને દાહાપણ અને પરમેશવર પર શુકરગુજારપણાથી માણસ કેમ ફાવી શકેછે તેનો ઉપલો બનેલો હેવાલ અછો ચીતાર આપેછે.



## હીંમત, અકલ, અને સમયસુચકતા.

એક અમીર અને અમીરજાદી જરમની દેશનાં ઊતર ભાગમાં રેહેતાં હતાં. હુંનાલાનાં વખતમાં તેઓ પોતાનાં એક એકાંત મેહેલમાં રેહેતાં હતાં જે તરફ વસતીની ગીરદી હતી નહી. અમીરને કાંમસર જવું પડયું તેથી થોડા માણશને પોતાની બાયડી આગલ રાખી ગએઓ. અમીરજાદી ઘણી ખુબશુરત અને જવાંન હતી, પણ જે જગા ઊપર તેઓ રેહેતાં હતાં તે તરફ કોઇ દાહાડે ચોરનું નાંમ સાંભલેલુંજ નહી તેથી તેણીનાં મનમાં પોતાનાં ખાવીંદની ગેરહાજરીથી દેહેશત ઊપજી નહી.

અમીરનાં ગયા પછી બીજી રાતરે અમીરજાદી તરતની શુતેલી, તેવામાં તેણીએ પાશેનાં ઓરડામાં ચીચાડી અને પોકાર શાંભલયા. બુમ પાડી અને જવાબ વલયો નહી. પોકાર વધતા ગયા તેથી તે બીછાંણામાંથી કુદી પડી અને બારણું તરત ઊઘાડયું પણ તેણીની નજરે એક ઘણો ભયંકાર દેખાવ પડયો. બે તેનાં નોકરો લોહીનાં જજરતા પડેલા હતા અને તેની પોતાની દાશી ખુનીઓનાં ટોલાંને આજીજી કરી જીવતદાંન માંગતી હતી. હીંમતવાંન માણશ પણ આ વખતે કંપે. એક અલશાતુ ઓરત બેશુધ થઇ ગઈ હોત, ઈઆ ખુનીઓને કાલાવાલા કરત, પણ અમીરજાદીને બીજાજ વીચાર સુજ પડયા. હેરીતો ધપથી તે બોલી કે ખુનીઓ દંગ થઈ ગયા. તે બોલી કે "અરે ભલે તમે આવયા કારણ તમારા દીદાર જોવાને હું ઘણું થયું આતુરછું." એક જણ તલવાર ઘુમાવતો બોલયો " કે શું તું આતુરછે ?" બીજો બોલયો કે "શબર શબર એનો ખુલાશો આપણે શાંભલીએ. બોલ બાઇ તારે શું બોલવુંછે."

અમીરજાદી બોલી કે "બાહાદુર મરદો તમારી ઇછાને હું એકમતછું. માહારા દીલ માફક મહને માણસ મલયાંછે અને માહારા કહેઆ મુજબ ચાલશોતો—".

શરદાર બોલયો કે "બોલ, બોલ, કારણ હમે કોઈ સાથ તાજીમ તવાજની વાત રાખતા નથી."

અમીરજાદી બોલી કે "આ શેહેરનાં શરવેથી તવંગર અમીરની ઓરતછું, પણ શરવેથી કંગાલ ભીખારીની ઓરત પણ માહારા કરતાં શુખી હશે. મારો ભરતાર ઘણો લોભી અને અદેખોછે. તે મહને ફેકટ ભારછે અને તેનાં તાબામાંથી છુટું એ માહારા દીલની મોહોટી ઊમેદછે. છટકવાનાં મેં છટકાં માંડયાં પણ હું ફાવી નથી. જેહેર પણ અજમાવવાને મેં વીંચાર કરયો, પણ માહારા નોકરો ઊપર મહને વીશવાશ ન હતો. તેઓ શઘલા માહારા ધણીનાં ભેદુછે અને આ માહારી દાશી જે તેની કરણીએ મુઇછે તે અબલા જાતને હીનપસતી લગાડનારીછે. માહારી વીસ વરશની ઊમરછે અને લોકો ખુબશુરત ધારેછે, પણ માહારા ધણીનો પીઆર આ કરપીણ દાસી ઊપર હતો જેણે માહારી ઊપર દુખ વીતાડવામાં કશો આંચકો ખાધો નથી. જો કોઈ તમારામાંનો મને પોતાનાં આશરા તલે લીએતો હું તેનાં દુખ શુખની ભાગીએણ થાઊં. ઝાડા તલે રાતરે શુવું અને પીઠામાં દીવશ કાહાડું. તમારી મદદથી માહારા ઘાતકી ધણી ઊપર વેર લઊં. માહારો જીવ બચાવો અને ઇઆદ રાખો કે માહારો જીવ તમને ભારી પડશે નહી."

અમીરજાદીની બોલવાની ધપ, તેનાં મધુર અવાજ, અને માહાતાબ શરખી ખુબશુરતીથી ખુનીઓ જેઓનાં હાથ માણશનાં લોહીથી હજુર રંગાએલા હતા તેઓ ઊપર અજાએબ અશર થઈ. તેઓ સામટા થઈ વીચાર કરવા લાગયા. જોકે નાહાસી જવાની તક હતી તોયપણ અમીરજાદી ઊભી રહી. ખુનીઓનાં શરદારે ઊલટ પાલટ તપાસી, પણ અમીરજાદીએ એકજ જવાબ આપયો કે " હું માહારા ધણીને છોડી દઈ તમારા લોકોને નીમકહલાલીથી વલગી રહીશ." સરદારે તેણીને કોટી કીધી અને કહું કે "ચાલ તારે તારા ખાવીંદનું ધન હમને શપુરદ કર. અંમીરોપર હમા

રો એતેકાદ નથી પણ એ વેલા મેલીએ છઈએ. પણ ઈઆદ રાખજે કે જરા હમને ઊલથાપ આપી તો તાહરૂં મસતક તાહારા બદનથી જીદું જછે."

અમીરજાદીએ હાથમાં દીવો પકડયો અને તેઓને દરેક ઓરડે ફેરવયા. વગર પુછવે તે તેમની આગલ કબરોની કબરો ઊઘાડવા લાગી. તેઓનાં ગાંશડા પણ તે બાંધવા લાગી અને તેમની શાથે ઠઠા મશકરી પણ ખુશ મીજાજથી કરવા લાગી.

બધા ગાંસડા બંધાઈ રહા પછી સરદારે નાહાશવાની નીશાન કીધી, પણ અમીરજાદીએ તેનો હાથ પકડી કહું કે માહારા વચન પરમાંણે નહી ચાલું, જો માહારા ધણીએ છુપાવેલું ધન તમને નહી દેખાડું. તેણીએ પોતાના ધણીની એક પેટી ઊઘાડી, એક છુપી કમાંન દાબી અને નગદીનાં છ મોટા લાકા તેમને મલયા.

સરદાર બોલયો કે "ખરેખર હવે માહારી ખાતરી થાયછે કે માહારી ઓરત થવાને તું લાએકછે." અમીરજાદીએ શરદારને હેતથી કોટી કીધી અને કહું કે "માહારા ધણીનાં શરાફે છ હજાર રોકડા દકત પરમદાહાડે મોકલીઆછે તે હું તમને હવે બતાવું. તે હમારાં ભોંયરાંની તીજોરીમાં મેલેલાછે માટે માહારી પુઠે ચાલો." ખુનીઓ ખુબ ચોકાસી રાખતા ચાલયા. ભોંયરાનાં દાદરને માથે તેઓએ એક જણને હથીઆર બંધ ઊભો રાખયો. ભોંયરામાં શઘલા ઊતરીઆ અને શરદારે તીજોરીને કુંચી લગાડી પણ તે લાગી નહી. શરદાર હધોરો પડયો. અમીરજાદીએ પોતે કુંચી લીધી પણ તરતજ તે તચાકરી ફેરવા મ ડી ગઇ અને બોલવા લાગી કે માફ કરજો ભરથાર ખોટી કુંચી ભુલથી લવાઈ, હું હમણા બીજો જુમખો લઈ આવું." એમ કહી તે દોડતી ઊપર ચહડી અને થોડા વારમાં "મલી મલી" એમ બોલતી અને કુંચી હાથમાં ઊછાલતી પાછી.ભોંયરાં તરફ ફરી. ભપકામાંજ જઈને જે પોરેગીર વીચારમાં ઊભો હતો તેને ઊંધે મસતકે ફેંકી દીધો અને ઝટ ભોંયરાનું બારણું બંધ કરી લીધું. આ વીરીતે ખુનીઓને અંદર ગાંધીને તે બાહાર દોડી અને પાશેનાં ખાલી જુહુપડાં શલગાવયાં. આગનાં ભભુકા જોઇ પાશેનાં ગાંમડાનાં લોક દોડી આવયાં અને તેમને અમીરજાદીએ શઘલી હકીકત કહી આગ તરત બુજાવીનાખી, અને ગાંમડાનાં લોકાએ હથીઆર બંધ થઇ ખુનીઓને પકડયા અને તેમને તેમની ઘરતી ફેંજે પોંહાંચાડયા.

## બીવર.

આએ પરાંણી ધવાડનારૂંછે. એનો શરીરનો બાંધો જેમ જમીનપર વસવાને લાયકછે, તેમ પાણીમાં વસવાને લાયક પણછે. એ ઘણું કરીને ઊતર અમેરીકામાં અને રૂશીઆ દેશના સાઈબીરીઆ પરાંતમાં મલી આવેછે. એનુ રેહઠાણ ઘણુકરીને નદીને તથા સરોવરને કાંઠે દરમાં હોયછે; કોઇ વખતે નાનું ઘર પણ બાંધેછે, પણ ઘણુ કરીને એવું ઘર પોતાના દુશમનોને ઠગવાને માટે બાંધેછે કે જેથી પોતાના દરનો મારગ છુપો રાખી શકેછે.

એનુ નામ એના રંગ પરથી રાખેલું જણાયછે. ખુલા પીલાથી તે ભુરા પીલા રંગના એઓ જોવામાં આવેછે. કેટલાંક તદન સફેદ, કેટલાંક તદન કાલાં અને કેટલાંક ટીપકી ટીપકીનાબી જણાયાંછે. એની બાલ શુધાંની ચામડીનો ખપ ઘણો મોટોછે. એઓના આગલા બે પગ જમીનપર ચાલવાને લાયકનાંછે. એ આગલા પગોમાં પાંચ પાંચ આંગલાં હોયછે. જેથી તેઓ હાથની ગરજ સારેછે. પાછલા પગ બતકના જોડાયલા આંગલાંના પગ જેવા હોયછે. જેથીં તેઓ તરી શકેછે. એઓની પુછડી માછલીના ભીંગડાંથી ભરેલી જેવી હોયછે; જેનો ઊપીઓગ તરતી વખતે એક મછવાના સુકાનની માફક કરી શકેછે. એઓ કોતરી ખાનાર જાનવરછે, અને દાંત પણ તેજ કારણને લગતા સરજીઆછે. કોતરવાને અથવા કરડીને કાપવાને ઊપરના અને નીચેના જડબાંમાં બબે દાંત આપણા આગલા દાંતને મલતા હોયછે, અને ચાવવાને આઠ આઠ આપણી દાહડ જેવા હોયછે. એવા મજબુત હથીઆર વટે તે પોતાનું ભોજન ઝાડોની છાલ અને ડાંખરીઓપર કરેછે. લાકડું દાંતથી ચાવીતો શકે; પણ તે જરપત કેમ થાય ? જેમ માણસ અને બીજાં પરાંણીઓના મોહડાંમાં થુકની થેલીઓ હોયછે, તેમ એઓના મોહડાંમાં વધારે મોટાં કદની થેલીઓ એ કારણસર હોયછે. એઓ નાખના ડાંડાથી તે પુછડીના છેડા સુધી તરણ ફુટ લાંબાં હોયછે, તેમાં પુછડી ઘણ કરીને એક ફુટ હોયછે. એઓનુ વજન ઘણામાં ઘણું કરીને ૫૦ થી તે ૬૦ રતલ હોયછે. એઓ પાલી શકાયછે. એઓનો મીજાજ નરમ અને હલીમલી જાય તેવોછે. બીહીકણા, ભયનો સંભા

શું રાખ:નારાં, એકમારગી, એઓ ઘણું કરીને રાતને વખ તે કામ કરેછે; માટે પાલતી વખતે એઓની ખુદરતી ટે વપર ધીઆંન આપવાનું જરૂરનુ થઇ પડેછે. બફન ફરીઆદ કરેછે કે એઓ દલગીરી ભરેલાં, દુખદાયક, દેખાયછે; પણ તેનું કારણ એઓની ખુદરતી ટેવનું અં જાણપણુંછે. એઓનું રડવાનું બરોબર આદમીનાં બચ્ચાંના રડવાને મલતું આવેછે. કેટલાક મુસાફરો તે થી ઠગાયા હતા એવું માલમ પડેછે. આદમીનાં હાથ તલે પલાયા પછી, તેઓ તેની સાથે ફરેછે; જીઆં એ ઓનો રખેવાલ જાય, તીઆં એઓ પણ જાયછે. ખો રાક છાલનો લેછે; તોપણ જો આદમી કંઇ પોતાનો ખોરાક આપેતો તે પણ ખાયછે. ખાંણ એઓને ઘ ણીજ પશંદ હોયછે. એક બીવરને વાસતે કેહછે કે તે રોટી અને મીઠું દુધ ઘણું પસંદ કરતું હતું. પોતાના ધણીની સાથે નદી અને નાલે ભટકતું, અને સરોવરમાં ઇસટીમરની પછવાડે તરતું આવતું; જીઆં પોતાનો ધ ણી ઊતરતો તીઆં જમીનપર આવતું, પોતાના ધણી ના બીછાના નજદીક આરામ કરતું અને એવીજ રી તની બીજી ખીજમત બજાવતું હતું. કેહછે કે એઓ માછલી પકડવાને શીખી સકેછે, એટલુંજ નહી, પણ પો તાનાજ જાતભાઈઓને પકડી આપેછે.

એઓ પોતાનો ખોરાક શીઆલાની રૂતુ આવે તેની આગમચ સરોવરોમાં એકઠો કરી રાખેછે. એ ઓ ઝાડને ગોલના ગોલ કાતરી કાહડેછે અને જે બા જુપર તેને પાડવાનું હોય તે બાજુપર વધારે ઊંડું કાતરેછે. કાતરતી વખતે ઘણું કરી નર, માંદા, અને તેઓના બચ્ચાં કાંમે લાગેલાં હોયછે. કાતરતી વખતે એઓ પોતાના પાછલા પગપર બેસેછે, કે જેથી એઓ નુ શરીર તદું રહી શકેછે. ઝાડ પડવાનુ થાય તે આગલ, એઓ ઘણી સંભાલ રાખેછે, અને જેવું પ ડીઊં કે તેઓ સરોવરમા ડુબકી મારી સંતાઈ જાય છે, કે રખેને કોઈ દુશમન અવાજ સાંભલી દોડી આ વી પોતાપર તરાપ મારે. ઝાડ કાપી રહેઆ પછી, ડાંખરી કાપેછે અને પછી તેઓને પોતાની રેહઠાણ ન જદીક લઈ જઈ ઢગલો કરી રાખેછે. ઘણું કરી એ ક ઝાડ એક કુટંબને આખો શીઆલો ચાલેછે.

બીવર અરધો વખત જમીનમાં અને અરધો વ ખત પાણીમા રેહછે. એઓના શરીરમાં એક જાત ની થેલી હોયછે, જેમાં ડુબકી મારતી વખતે પોતાનુ વગર ઊપીઓગી લોહી રાખી શકેછે. એઓ કોઇ વાર પાણીની તલે દશ મીનીટ સુધી રહી શકેછે અને તેટલા વખતમાં પા માઈલ તરી શકેછે. એઓ હવા ની ફેરબદલીને વખતે પોતાના રેહઠાણ પણ ફેરવેછે.

આંગલ કહેઊં તેમ એઓ પોતાના ઘરો દરમાં રાખેછે, એટલુંજ નહી પણ જો જરૂર પડીતો લાક ડાંના કટકાના ઘરો બાંધીને પણ રેહછે. હાલ તરત હીંદુસથાનની ઈંગરેજ સરકાર નેહરોની જરૂર છતાં ડાચું વકાશી જોયા કરેછે, તેમ બીવરો નેહરો બાંધવા ને વીલમ લગાંડતાં નથી. અખુટ મેહનતથી, વરસો ના વરસો ગુજારી, તેઓ પાણી પોતાને જોઈતે રસ તે રાખવાને અથવા લાવવાને લાંબી, મજબુત, ટકાઊ, ડાંખલીઓની અથવા કાદવની પારો બાંધેછે. એ પારોથી પોતાને જોઈતાં લાકડાં તેરવી જીઆં જો ઇએ તીઆં લઇ જાયછે. વલી જો એઓના દુશમન ઘરપર હુમલો કરેતો પોતે પારથી અટકાવી રાખેલાં પાણીના તલાવમાં વાસો કરેછે. એ પાર બાંધવાનો એક હસવા જેવો દાખલો આપણી જાણમાં આવેછે. એક રેલવે એક નાલાં તરફથી પસાર થતાં અલબતાં પુરતી ભરણી કરેછે કે જેથી પાણીના જોસથી રસતો, ધશી નહી જાય. એક બીવરનાં ટોલાંએ પોતાના મનમાં વીચારીઊં હશે કે આએ રેલવેની ભરણી આ પણા ઊપીઓગમાં પણ આવી શકે. તેઓએ પેલાં નાલાનું પાણી અટકાવાને માટે પેલી ભરણીથી આ ડી એક બીજી પાર બાંધી, એનું ફલ એ નીપજીઊં કે પાણીના અટકાવથી રેલવેની લાઈનને નુકસાન થા ય, માટે ઈંજનેરોએ બીવરની બાંધેલી પાર એકવા ર તોડી પાડી, પણ એતો જાણે રેલવેવાલા અને બીવર વચે કજીઆનું મંડાણ થયું. એક બાજુ રેલ વેવાલા પાર ભાંજે અને બીજી બાજુ બીવર પાછી બાંધે. એ પરમાણે પંદર વખત એક બાજુવાલાએ પાર ભાંજી અને બીજી બાજુવાલાઓએ પાછી સમા રી. આખરે કોદારી પાવરા આગલ પંજા અને પુ છડીનું કંઇ ચાલીઊં નહી. બીવર બીચારાં હારીને દુર થયાં.

---

## પરચુટણ.

એક પાદરી પોતાનાં ભાશાણમાં કજીઆખોર ઓરત વીશે નીચે પરમાંણે બોલયો—

ભાઇઓ કજીઆખોર ઓરતથી તહમને સાંજ કે સહવાર, ઘર કે બાહાર, સુતા કે ઉંઘતા, કરાર થનાર નથી! તેની જબાંનનાં જેહેરથી તહમારાં લેહેજતદાર પકવાનનો રસ ખાટો થશે, તહમારી સાકર કડવી બની જસે! ચાલતા હોવો કે ઘોડે, એક ઘોડાની કે ચાર ઘોડાની ગાડીએ તે બધું સરખુંછે. હંમેશ તહમારી પુઠ તે ધરશે, કોઇબી દુનયાને છેડે જઈ બેશો."

પંકાયલા ડાકટર એબરનેથીને એક એશઆરામવાલા ઘરાકે પુછયું કે વઈદરાજ નબલાનો ઉપાય શો? એબરનેથી બોલયો કે "રોજ પાવલો પેદા કર અને તેની ઉપર ગુજરાંન કર."

એક ઘરહસથ પાસે દારૂનું પીપ હતું જેમાંથી ચાકરે ઘણો ચોરયો. સેઠે જાહારે જોયું કે પીપ ઘટયું તાહારે પીપના મોહોડાં તરફ હાથ ફેરવી ફેરવીને જોયું પણ કોઈ આંધરૂં હોય એમ જણાયું નહી. એક સખસ પાસે ઉભો હતો તે બોલયો કે "જુવો પીપને તલીએતો આંધરૂં નહી હોય?" ઘરસથ બોલી ઉઠયો કે "મુરખ જોતો નથી કે ઘટ પીપમાં ઉપરથી માલમ પડેય, નહીકે નીચેથી; તારે નીચે આંધરૂં કેમ હોય!"

એક સખસે સાંભલયું કે કાગડો બસો વરસ શુધી જીવેછે તેથી એક વેચાતો લીધો કે પોતાની ખાતરી કરે!

એરીસટીપસ ફીલસુફને કોઇએ કહયુંકે "સાહેબ એ ઘણું અજાએબ જેવુંછે કે તવંગર લોકો ફીલસુફો કરતા ગરીબોને વધારે આપેછે." ફીલસુફ બોલયા કે "ભાઈ તવંગર લોકો ઠીકજ વીચારેછે જે ફીલસુફ થવા કરતાં ગરીબ થવાને વીલમ થોડો."

### રમુજે ફુરસત.

૧. કયાં લોકોને બચાંઓ રડીને ખાવા માંગેછે?

૨. 'એને બાવા તેવે જે જખ આપે પેઠા.'

ઉપલા ઉપરથી ગુજરાતીમાં એક જાણીતી કેહેવત ઉભી કરો; અને નીચલા શબદો ઉકલાવો:—

વાદીલીસ; રટપખાપા; રખાંચીબતુંબ; ડરોસોમાવ દોતચીરક.

૩. સારો દાહાડો ઓથા ઉપર ગુંથાયલા અધીકારીઓ જાણે મંડુલખાણે જુંફતા વયચનીઓ જેવા ગણાય તેનું કારણ શું?

૪. એવી કઇ મુખય સંખયાછે જેને જો ૭૩ સંખયાએ ગુણીએતો શધલા એકરા આવે! અને એવી કઇ જુદી જુદી સંખયાઓથી ૭૩ નો ગુણાકાર કરયે કે તે સંખયાઓને મુખય સંખયાએ જુદી જુદી વખતે ગુણતાં શધલા બગરા, તગરા, ચોગરા, પાંચરા, છગરા, સાતરા, આંઠરા અને નવરા આવે?

### ખોલાસો ગઈ વેલાનો.

૧ લું—તીર.
૨ જું—કલાક.

### ઈશ્વર સાથે પરીત રાખવા વીશેની ગરબી.

કર પ્રભુ સંઘાતે દૃઢ પ્રીતડી રે, મરી જાવું મેલીને ધન માલ;
અંતકાળે સગું નહિ કોઈનું રે;
સંસ્કારે સંબંધી સર્વે મળયાં રે, એછે જુઠી માયા કેરિ જાળ; અંત. ૧
મારૂં મારૂં કરીને ધન મેળવ્યું રે, તેમાં તારૂં નથી તલભાર; અંત.
સુખ સ્વપના જેવું સંસારનું રે, તેને જાતાં ન લાગે વાર; અંત. ૨
માટે સેવજે તું સાચા સંતને રે, તારા ટળશે ત્રિવિધિના તાપ; અંત.
અતિ મોટા પુરૂષને આશરે રે, બળે પુરવ જનમનાં પાપ, અંત. ૩
એવું સમજીને ભજ ભગવાનને રે, સુખકારી સદા ઘનસ્યામ; અંત. ૪
દેવાનંદનો વાલો દુઃખ કાપશે રે, મનં વાંછિત પુરણ કામ, અંત. ૫

### ગરબી.

મળયો માણસનો દેહ ચિંતામણી રે,
તારા અંગમાં છે રોગ અસાધ્ય;
નથિ લેતો નાયણ નામને રે;
માથે મરણ જનમ મોટું દુઃખછે રે,
તારા અંતરમાં હરિને આરાધ્ય; નથિ. ૧
ઘણું સુજે છે કામ સંસાનું રે,
કરે સગાનું બહુ સનમાન; નથિ.
હેત કરતો નથી હરિ દાસમાં રે,
હઈયા ફુટા તું લુણ હરામ; નથિ. ૨
પરનારી સંગાતે કરિ પ્રીતડી રે,
તારો એળે ગયો અવતાર; નથિ.
બહુ નામીની બીક નથિ રાખતો રે;
ખરે ખાતે મળીશ તું ખોવાર; નથિ. ૩
અતિ કઠણ વેળાછે અંતકાળની રે;
પછી થાશે તને પસ્તાવ; નથિ.
દેવાનંદની શિખામણ માનજે રે;
તારા અંતરમાં કરિને ઉચ્છાવ; નથિ. ૪

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. | સપટેમબર ૧૮૬૮ | આંક ૯ મો.


## જાુંના કરજનો નવો રસતો*

ઇયાને

## શેરને મલે સવાશેર.



### નાટક પાત્ર.

સોદાગર સેહેરીઆર. એક જુવાન અમીરજાદો.
નામદાર...... લોકોના ખીસાનો ભાર ઓછો કરનાર પરોપકારી સેઠ
નોશેજાન...... એક ગુણપાઠ જેવી હોજરીવાળા કોટવાલ અને ધારાના મોટા હીમાએતી
કામગાર........ નામદાર સેઠનો જમનો હાથ.
મેહેરનોશ...... ઉંચી તાખમના પણ કરકા સેઠ અને નામદાર સેઠના ભતરીજા
એદલ લકબે અદલ. મરનાર નોશેરવાન સમશેહેરખાનનો છોકરો અને સોદાગર સેહેરીઆરનો કારભારી.
જંદલ...... એક ભટીયારો અને પીઠાવાલો
તેહેમુર......
બાબક......
હોમાન......
સામ......
} સરબાનુંના કારભારીઓ
ખીદાર......
સરબાનું...... મરનાર નોશેરવાન સમશેહેરખાનની વીધવા અને એદલ લકબે અદલની સાવકી, માતા
ગુલનાર...... નામદાર સેઠની જુવાન છોકરી
મેહેરંગીજ...... જંદલ પીઠાવાલાની ધણીઆની
મેહેતાબ......
પીરજંન......
} સરબાનુંની ચાકરડીઓ
દારૂવાલો, દરજી, ચાકરો ઇતીઆદી.

### પ્રવેશ ૧ લો.

### દેખાવ ૧ લો—એક ગાંમડું.

મેહેરનોશ ફાટાતુટા પોશાકમાં એક પીઠાંણું બારણું ઠોકેછે. જંદલ અને મેહેરંગીજ પીઠાંમાંથી બાહાર આવેછે.

મેહેરનોશ—ઉધાર નહીતો નહી પણ દારૂબી નહી ?

જંદલ—એક ટીપું નહી સાહેબ.

મેહેરનોશ—લુચા તું જાણેચ હું કોણછું ?

[લાકડી ઊંચકેચ

જંદલ—પાસેજ હમારો કોટવાલ રેહેચ. સોહોત ધુંમતું હોયતો બોલ વધારે.

મેહેરનોશ—લુચા ! ગોલાંમ !

મેહેરંગીજ—ગોલાંમ મુંવો તુંજની.

જંદલ—ભલાં માણસ ઘણો ગરમ ના થા; પાસે કુવો બી નથી કે તુંને થંડો કરવા કાંમ લાગે. વહરીઆલી ને ગુલાબ ને ફાલસું તો રહયું પણ ખારૂં પાંણી પીવાનેબી તુંને માહારે તાંહાં મલનાર નથી.

મેહેરનોશ—નીમખહરામ, બેબુનીઆદ, લુચા, ઠગારા, નીચ, ચશમચોર, ભડીઆરા ! માહારા બાપની જુતી ઉંચકતાં કમર વલી ગઈચ તે હજી સીધી થઈચ ? શું આ દુકાન માહારા મરનાર બાપની નથી ?

જંદલ—તાહારા બાપનું લખત કાહાડ ને દેખાડ.

મેહેરનોશ—શું તું માહારા બાપનો નોકર નહીં ? માહારા બાપના પગની ધુલ ભેગી કરતાં તું આજે મોટો પીઠાંવાલો બની ગયોછે. શું તું લોકો આગલ બડાઈ નહીં હાંકનો હતો કે તું માહારા બાપનો ગોલાંમ થાય ?

જંદલ—શું હું હતો તેની વાત નથી. વાત હમણા તું શુંછે તેની છે.

મેહેરનોશ—કુતરા મહને સાંભલ. કેટલા રૂપયા મેં તાહારા પાપી તુંમરાંમાં ખીચોખીચ ભરયાછે ? તાહારેતો તું તાહારી જબાંથી માહારા જોડા સાફ કરનો હતો; અને તાહારાં પરબના કપડાંથીતો તેમને જાટકવાનેબી બીહીતો હતો. લુચા તું એમ નહીં બોલતો હતો કે માહારી પાસે ચારસો રૂપયા થાયતો જમશેદ પાદશાહ બની જાઉં ! બોલ નીચ ભડીઆરા એ રૂપયા તુંહને કોણે આપયા, મેં કે તાહારી આ કાકટના બાપે રીતમાં ?

મેહેરંગીજ—માહારા બાપના નામપરથી તુંહને ફેરવું.

જંદલ—બધુંછે પણ હમે પીઠાંવાલાઓએતો બાસપ કીધેલોછે કે પાંનશો રૂપયાની ધુંનેગારી આપીએ તો ઘરાકના ગજવાંમાંથી ફુલુસ અથા કે તેમને ઉંબરપર ઉભા રા

* આ હસતુંખો નાટક એક નામીચા ઇંગરેજ લખનાર ઊપરથી ધરતો ફેરફાર કરી રચયોછે

ખોએતો. જારે બાપુ જા તાહારો રસતો લે ને ફુલુસ લઇ ને આવજે.

મેહેરનોશ—ભીખારી થઈ તહમારાં દોજખીઓનાં ગજવાં ભરે તેહેના હેવાલ એજકે ? નાતરસો વાઘ ! છુપા સરપ ! તાહારી ઈયાદદાસત એટલી કીટાઈ ગઈચ કે તું મહને ઓલખતો નથી તો લે તે કીટ હું ઉતારૂં [મારેછે.

જંદલ—અરે, ઓ, કોઈ આવો રે ! બાપરે, બાપરે, મરી ગીઓરે, બાપરે !

મેહેરંગીજ—ઓ તુંહને કુતરા કરેડે રે ! તુંહને સાંપ બાચકાં ભરે રે ! તુંહને સનેપાત થાપ રે ! ઓ આઈબાઈ કોઈ આવો રે ! તાહારાં કલેજાં ફેરેરે ! તુંહને અંધાપો થાપરે !

[એદલ લકપે અદલ દાખલ થાપછે

એદલ—સબર, માહારે ખાતર સબર ! માહારો બોલ કબુલ નહીં મેહેરનોશ ?

મેહેરનોશ—(જંદલને) એક બોલ ફરી બોલ અને એ કરતાં તાહારા વંધુ બુરા હાલ કરૂંછું.

મેહેરંગીજ—એ મુવા નીંચને તહમે લાહારો આપચો તાહારે કેની ? તહમારી ને એની આબરૂ એક ? આપણે પોચખાંનાવાલા ! એતો ભટકતો કુતરો !

જંદલ—સબર ! માહારા બાબકની માનેતો સબર નહીં મલે. અરે સરકારના ધારામાં શું લખીઉંચ તે તેં વાંચયુંચ ? પંદર વરસની ટેપ ને બાર હજાર રૂપયા ધુનેગારી. એણે જીવ લેવાની પેરવી કીધી.

મેહેરંગીજ—જીવ જાય મુંઆ એ ખરવસતીનોજની.

જંદલ—ચાલ જરા શેકનું પાણી મુક. એ ચંડાલની વલે પછી.

[જદલ અને મેહેરંગીજ જાયછે.

મેહેરનોશ—તાહારી માંને પેલું મોકલયું ?

એદલ—દોસત એવી સાવકી માં કરોડે એક મલે. માહારી ઉપર માહારી ખુદ માં સરખો તેનો આહછે. માહારા બાપના મોહોતથી તે ગીરફતારીમાં પડીછે અને તેને ખાતર મહને એટલો હઈયે ધરેછે કે માહારી મરનાર માનો ડાઘ લીપાઈ ગયોછે.

મેહેરનોશ—ઘણીજ અસરાફ ઓરતછે. પણ દોસત બીજું ઘર કરવાનો કાંઈ ખેયાલછે કે ?

એદલ—માહારા બાપ કરતાં બડે બડે સરદારો અને સોદાગરો ફેરા ખાતાં પગ અને કાગલો લખતાં હાથ ઘસી બેઠાછે, પણ કોઈ તેનું મોહોડું જોઇ શકયું નથી. તોબી દોસત તે એટલાં ભલાં દીલનીછે કે હું ખાતરીથી કહુંછું કે તહમને પુરતાં આદરમાનથી જોશે.

મેહેરનોશ—એમાં મહને સંધે નથી; પણ એદલ માહારી વાત સાંભલ; તાહારીથી છુપાવવાને હું દરૂસત ધારતો નથી. તાહારો બાપ માહારો દોસત હતો અને જે પપાર માહારો તેની ઉપર હતો તે વાજબી જોતાં તાહારી ઉપર ઉતરવો જોઇએ. હું તાહારી ઉપર જરા ક્રોઇને કફા થવા દેનાર નથી મગર હું પોતે તેથી કાંટીમાં આવી જાંઉં.

એદલ—દોસત તહમારી દીલસોજી માટે હું બહુ આભારીછું; પણ મેહેરબાંની કરી કેહો કે કઈ રીતે હું તહમને ઉપયોગી થઇ પડું ?

મેહેરનોશ—શું તું કોઇ નાજની ઉપર મોહીત નથી પડયો ? અજાએબ થઈને વાત ઉડાવ ના.

એદલ—મોહીત ?

મેહેરનોશ—તું સહમજેચ કે હું વાદલને ઓઠે માલુંચ, પણ તું ભુલેચ. મેં શઘલું સાલવયુંચ અને કોણુને તેં તાહારી પસંદગી આપીચ. તે નામદાર સેઠની બેટી ગુલનારને ઓલખેછે ? ચોંકેચ; ફીકો પરેચ તેનું નામ સાંભલીને ? અરે ફીકો પર તાહારી અકકલની કોતાઈપર. જેનાં બાપે તુંહને પાયેમાલ કીધો તેની સાથે શું તું આશા રાખેચ કે કરારની જીંદગી ગુજરશે ? અથવા મુરખ તું એમ સહમજેચ કે નામદાર જેવો માણુસ જે વગર છાતીને ધપકારે પહોસીના ગલાંપર છુડી ફેરવે, અને જે પોતાની બેટીને માટે અમીરાન અમીરોથી ઉતરતો ખાવંદ માંગતો નથી તે શું તુંહને પોતાનો જમાઈ કરે ? વાત ખાઈ જાં દોસત અને તાહારે લાયકનો બીજો રસતો ધર કે તેમાં કાંઈ હાંસલ થાય.

એદલ—તહમે મહને લાખ રૂપીઆની સોખામણ દીધીછે. પણ માંહારી હાલતની સંભાલ લેતાં તહમારી પોતે તમે ભુલી જાઓછો. જુવો કેવી બતંગ હાલતમાં તહમેછો.

મેહેરનોશ—તેની કાંઇ ચીંતા નહી.

એદલ—ચીંતા વધારે જોઈએ. તહમે જાણોચ કે હું છેક નાગો ભુખો નથી. આ થોડા પઈસા માહારાં હેત દાખલ કબુલ રાખો, (પઈસા આપેછે.)

મેહેરનોશ—એમ કાંય ?

એદલ—ગુસે નો થસો.

મેહેરનોશ—પઈસા તાહારી પાસથી ? એક છોકરા પાસથી ? જે એક સાવકી માનાં ઘરમંથી અને સેઠની બરોસા વગરની મેહેરબાંનીથી ગુજરાન કરે ? માહારા હાથ પેહેલાં હું ખાઇશ. આંધલાં નસીએબી પોતાનું બનતું કરી લીધું, માહારા બાપનાં ટુકરાખાઉ નોકરે મહને આજે બેહોરમતીથી પોતાના ઉંબરપરથી હંસેલી મેલયો; આ આસમાની ચદર વગર બીજા કયા છાપરામાં ખાવું, ઈયા પીવું, ઈયા ઉંઘવું તે હું જાણતો નથી; આ ચીથરેહાલ પોશાક એ શઘલા છતાં દોસત તાહારી દીલસોજી માટે આભારી છું, પણ તાહારી બખશેશ ધીકારથી પાછી ફેંકુછું. મગજથી દુર થઇને બાપીકી પાદશાહી દોલત ફના કરી બેઠો તો મગજને સાબુત રાખી પાછી તે દોલતનાં ભાગા તુટા કટકાઓને સાંધીસ, અને ઘણું થસેતો એજ, કે આવીજ હાલતમાં હું મરી જઈશ અને કોઈ રડનાર કુટનાર પાછલ મુકીશ નહી.

એદલ—વારૂં તાહારે સાહેબ મેહેરબાન [જાયછે

---

## દેખાવ ૨ જો—સરબાનુંના ઘરનો એક ઓરડો.

તેહેમુર, બાબક, હોમાન, સામ અને બીદાર દેખાયછે.

તેહેમુર—બાઈની ચાકરીમાંતો હવે કનટોલાનાં ફાકા.

બાબક—શું નખોદ ગેયું ?

તેહેમુર—નખોદ ! અલબત નખોદ. સમપેહેરખાન જાહારથી ગુજરી ગયા તાહારથી આજશુધી રાંધણીમાં માહારાં ભેજાંને રોસ કરી નાખુંચ, પણ બાઈ માહારૂં પકવાન

મોહોડાંપર મુકતાં નથી, અને એમજ જો રોજ ભુંજાઈ જઈ આવરડા ટુકા કરતાં કોઈ પરખ નહી કરેતો પાંચે દાહાડે માહારાં બચ્ચાં ભુખે મરે એવુંજ થાય. અતયારે તો સેઠ જીવતા હોતેતો પચાસનો મહીનો તહમુનેજ દેખાડતે.

હોમાન—તેહેમુર તું ભુલેય. ટેબલપર રોજ તાહારા કીસબની તારીફ થાયચ.

તેહેમુર—પરબારાઓને મોહોહેની તારીફનો તોલ શું! પેલો ખુલપો કોટવાલ અને તેના સોબતીઓ જે ભુખે મરતા હીંયાં ભમતા ફરેચ-તેઓતો માહારો હજારનો મહીનો કરવા કેહે. બોલતાં કાંઈ મેહેનત પડેચ. બોલવુંને કરવું તેમાં આસમાન જમીનનો ફેરછે. [કોઈ બારણું ઠોકેછે.

બીદાર—કોણ બારણું ઠોકેચ ?

[બારણું ઊંઘાડેચ

એદલ અને સરબાંનુ દાખલ થાયછે. અને ચાકરો વગેવગ થાયછે.

સરબાંનુ—(ચાકરોને) જો કોઈબી મહને પુછેતો સુખેથી તેહેને સુફરા ઉપર મીરાજવા દેજો. પણ માહારે માટે પુછેતો કેહેજો કે માહારા જીવને કરાર નથી.

[સઘળા ચાકરો જાયછે.

બેટા એદલ ! તાહારા મરનાર બાપને ઈશવરે માહારી પાસથી તેડી લીધો તેની થોડા કલાક અગાઉ પોતાના લોહીના સમ આપી માહારે સવાધીન તાહારૂં પાંખરૂં આપયું છે અને તેથી જેમ તું તેહેને શાંભલે તેમ માહારી સીખામણ ધયાનમાં લે.

એદલ—નામદાર બાંનુ ! તહમારાં પરીતથી તહમે માહારી માતાનો ગમ વીસરાવયોછે, અને જાંહાંશુધી આ દીલનો ધપકારો હોશે તાંહાંસુધી બનતી કોશેશ કરશ કે તમે મુંજપર વરસાવેલા ઉપકાર માટે પસતાવો ખાઓ નહી.

સરબાંનુ—બેટા એવીજ આશા હું રાખુંછું. તાહારા બાપના છેલ્લા બોલ તારી છાતીમાં કોતરી રાખ. તે બોલયો કે "જો માહારો બેટો સીપાઈગીરી કરેતો જણાવજે તેહેને કે જો બરાબર કીધીતો તે આબરૂ અને મરતબે પોંહોચાડશે. પણ જે પાસે સમશેહેર રાખી લડ઼ંગાઈમા પડે તેની સમશેહેરને ધીકાર હોજો કારણ તેજ તેને આકેબત ઠાર કરશે. જે ઉસતાદને માને, બલવાને તરક કરે, શીયાલાની સરદી અને હુનાલાની ગરમી ધીરજથી સોસે, દેશને માટે અને સચાઈની તરફેણમાં વગર ધુજવે તોપના મોહોડાં પર દોડે તે તે ખરો સીપાઈ, નહી કે જે દારૂ પીયે, જુગાર ખેલે, અને બદ બોલે" તાહારા બાપની સીખામણ સાથે થોડા માહારા વચન લે અને તે એકે બદ સંગતથી પહરેજ રેહેજે, કારણ સંગત તેહેવી બુધી, સોહોબત તેહેવી અસર, એ ફીલસુફોની કેહેવતછે. પેલા મેહેરનોશથી દુર રેહેજે, નહી કે તે ગરીબછે પણ બદીમાં તે એવો ગુંમ થયલોછે કે જો આજે તાહારો બાપ જીવતો હોયતો તેહેને પોતાની સોબતીથી તરક કરે. જો કોઈ આવેચ. ચાલ માહારા છોકરા માહારા ઓરડામાં, તાહારા ખરચ માટે થોડા સીકા તહેને આપું. [જાયછે

બીદાર, બાબક, નામદાર, કામગાર, નોશેજાન, હોમાન અને સામ દાખલ થાયછે.

નોશેજાન—હજી જીવને આરામ નથી ?

સામ—નહી સાહેબ.

નામદાર—બાઈ એમ દુનીયાં છોડી રંડાપો ભોગવે પણ તેમની બુધી શું કેહેછે કે તેવણુનો ખાવંદ પાછો આવનારછે ?

બાબક—સાહેબ તેવણુની એવીજ મરજીછે. હમેતો ચાકર માણસ હમારી સાથે કાંઈ દીલ ખોલી વાત કરેચ ? જો સાહેબ લોકો ઉભા રેહોતો પરમ દાહાડેજ એક ગુલેગુલાબનું પીપ આવેલુંછે તે ઉખેરૂં કારણ બાઈનો હુકમછે કે જે જોઈએ તે સુખેથી સાહેબ લોકોને નજર કરવું.

નોશેજાન—બાબક, તેહેમુરને કેહે કે બટકનું ઠાડું ભુલતો ના.

બાબક—હા સાહેબ; પણ સેઠ પેલો એબલીસ ગોદરેજ માહારા છસો દીનાર ખાઈ ગયલોછે તેનો ચુકાદો કરજો.

નોશેજાન—હા ! હું તે નીમકહરામને હમણા મુસકા ટાટ કરાવી બંધાવી મંગાઉં. તાહારે જોઈએ તેટલા ફટકા તેની પીઠપર લગાવજે. પણ બાબક પેલાં બાઈવાલાં અચારની એક બરણી કાલે ઘેર મોકલજે. માહારાં પીતનો જોર બેસાડવાને તો તે અકસીરજછે. એક ચોરસ નવો ગુલાબનોબી ભુલતોનાં, જરા બરચોપર થસે તાહારેજ પગનો સોજો ઉતારશે. તું ફકર ના કરતો હમણા પેલા ચંડાલની ખબર લેવરાઉંચ. [બાબક જાયછે

મેહેરનોશ દાખલ થાયછે.

અરે વલી આએ કોણ ?

મેહેરનોશ—સાહેબ તહમે મહને સારીપેઠે ઓલખોચ.

નામદાર—બાગ઼લ, પણ હમણા નહી. નીકલ બીખારડા ફરી જો તું હીયાં ફટકશેતો તુંહને બાંધી મારસ.

નોશેજાન—હું કહોતો સાહેબ તહમને સતા આપું. સામ ચાલતો બાબકને જરા ઈયાદ આપ કે પેલું ભુલતોના. [નામદાર, નોશેજાન અને સામ જાયછે.

મેહેરનોશ ખુરસી ઉપર બેસેછે

બીદાર—(મેહેરનોશને) ચાલ બાહાર નીકલ: ભીખારી આ મેહેલમાં દોકું ઘાલવાની કેમ તાકાદ ધરાવેચ ?

હોમાન—શું તુંહને હમારાં ખરડાયલાં વાસણ ચાટવા આપવાનાં નહી હતા કે આટલી ઉતાવલ કરી દીવાનખાનામાં આયોચ ? બીલાડીને આકુ જરે કે નહી !

મેહેરનોશ—શુકર ! માહારો દોસત એદલ આવેચ

[એદલ દાખલ થાયછે

એદલ; દોસત એદલ !

એદલ—હીયાં અખાડા કરજે. હીયાં તાહારૂં વલનાર નથી. [જાયછે.

મેહેરનોશ—સારૂં. એબી દાહાડાની ચાલ.

મેહેતાબ અને પીરજન દાખલ થાયછે.

મેહેતાબ—(મેહેરનોશને જોઈને) એ આએ નેહેસ અવતાર કોણનો ?

પીરજન—મહને પકડજે ઓ ! માહારી આંખે અંધારાં આવેચ. એ એબલીસ દેવ કોણછે !

મેહેતાબ—ચાલ હીયાંથી ચાલ; નહીતો હું બેશુધ થઈ પડીશ. [બેઉ જાયછે.

હોમાન—એ મુરદાં હવે નીકલ.

બીદાર—એને વાત મુકી પડશે કે પોતાની મેલેરે ભાઈ.

મેહેરનોશ—નહીં; એક ડગલું હટનાર નથી. કોણ માએનો બચોછે જે માહારી સામું આવવાની તાકાદ ધરાવેચ? આવ એ નોકર, તાહારાં સેઠ સરખા મજના બાપને તોંહાં ગુલામો હતા. આવ કોણ મહને લાત મુકી મારેચ! [મારેછે.

બીદાર અને હોમાન—મારેચ, મારેચ; બાબક, તેહેમુર અરે કોઈ મરી ગીયા કે?

[સરબાંનું ધબરાટમાં દાખલ થાયછે.

સરબાનું—કેમ, શું ઓંધાટ છે?

મેહેરનોશ—નેક બાંનું તહમારા મરનાર ભરતારના એક જાની દોસતને કમબખતીમાંથી બચાવો. તહમારા નીચ નોકરોએ મહને અપમાન આપયુંછે જે માહારા બાપની હસતીમાં હોતતો સુલીની ઉપર દરએકે પોતાનો જાન બરબાદ કીધો હોત. બાઈ જે માન તહમારા ભરતારે આપયું હોત તેનો અરધો હીસોબી તહમારે હાથે મલેતો માહારો બરગસતે દીવસ ભુલી જાઉં.

સરબાનું—આવી બેઅદબી કેથે હોય? એ જુવાન કદી સપનામાંબી તું ધારે કે જે ઓરત પોતાના ભરતારના ગમમાં બડે બડે અમીરોની ભેટ લેવાને ના પાડે તેં એટલી પોતાની હુરમત ખોએ કે તાહારા સરખા પુરૂશ સાથે વેહેવાર રાખે!

મેહેરનોશ—ધીકાર ના મહને નેકજાદ ઓરત. ફરેસતા જેવું રૂપછે તેવી ફરેસતા ખસલતની થા અને મહને એક પલભર સાંભલ. જે લોહી મજની નેસોમાં વેહેછે તે તાહારાં લોહી કરતાં ઓછું અમીરી નથી. તાહારી દોલત અને ધન ખજાંના એ જેમ તાહારી નેકી ન કેહેવાય, તેમ મજના દીલપરના કંગાલીઅતી ચીઠડાં બદી ન ગણાય તાહારા નેક ભરતારની નેક ઈયાદ રાખવામાં તાહારી શઘલી કીરતીછે, પણ જાણ ઓ બાંનું કે તાહારો ભરતાર એક વેલા હાલ જેમ હું છું તેમ કંગાલ હતો. કરજના બોજા તલે તેહેના હાડકા ભાગી જતાં હતાં, અને હું હેંકારી કરનાર નથી કે તેનો છુટકારો કરનાર ઉમરાવજાદા કે કાઉસનો બેટો મેહેરનોશ હતો. માહારી સમશેહેર તેના બચાવમાં હંમેશ નીકલતી હતી, અને જાહારે લોકો તેને ડુબેલો જાણતા હતા તાહારે આ હાથના ટેકાથી તે પાછો તરતો હતો.

હોમાન—(બીદારને કાણમાં) કેવા આપણ નગુંના છએ કે એ શઘલું ભુલી ગીયાચ?

મેહેરનોશ—એજ જો દાવો તહમારી મેહેરબાનગી ઉપર બાઈ કબુલ રાખતાં હોવોતો મહને ધીકારશો નહીં.

સરબાંનું—ગઈ વાત ગુજરી જાણ અને આ નજીવી ચીજ કબુલ રાખ. [કોઠલી આપેછે

મેહેરનોશ—બાઈ એ વાતથી મહને માફ કરો. એક અરધી હું તહમારી પાસથી ઉછીકી લેનાર નથી. બીજેજ ઠેકાંણેથી માહારૂં ગજવું ભરસ, નહીતર જનમ સુધી આવો કંગાલજ રહીશ. એક અરજ તહમને કરૂંછું તે રેહેમ ધરી બાહાલ રાખોતો માહારા દાહાડાની ચાલ સીધી થાય.

[સરબાંનુના હુકમથી નોકરો બાહાર જાયછે.

માંહારી બાપીકી દોલતથી માહારા કાકા નામદારે મહને કેમ બાતલ કીધો તેનો કુથલો હું તમ આગલ કરવા માંગતો નથી. તહમે માહારી ઉપર ઘણા ફીદા હોવો એવું દોલ દેખાહો, અને જેવો નોમદાર જાણશે કે તહમારી દોલતનો રેલો માહારા હાથમાં ચાલીઓ આવનારછે તેવાંજ તેના બંધ બારણા માહારે માટે ખુલશે, તેની બંધ કોઠલી ઉંઘાડી થશે. તહમારા નોકરોને હુકમ કરો કે માહારી પુશકલ માહવજત કરે, અને થોડું નાણું ધીરો કે તે તાલથી હું પાછો માહારા કરપીણ કાકા ઉપર ફાવું અને જે દોલત લુટી મહને ભીખારી કરયોછે તે દોલત તેના પંજામાંથી નીચવી નીચવીને લઉં. એટલું વેર માહારૂં પુરૂં પડે તો માહારા દીલના ઘાહા રૂજે અને તમ નેક બાંનુનો જાવેદાન તુલીક ઉપકારી થાઉં.

સરબાંનુ—માહારે શઘલું કબુલછે.

(સરબાંનુના પોકારથી શઘલા નોકરો દાખલ થાયછે.)

નોકરો આ સેઠને હુંજ હોઉ એમ ગણજો અને પુરતી મદારત કરજો. સાહેબજી મેહેરનોશ સેઠ; ફુરસત મલવે ગરીબની મુલાકાત લેવા ભુલવું નહી. [જાયછે.

(ચાકરો એકબીજાનું મોહોડું જુવેછે.)

મેહેરનોશ—ગઈ વાત ગુજરી જાણજો. ચાલો દારૂનું પીપ ઉખેડતા થાઓ. શરાબમાં દુશમની ડુબાડી જાવેદાનની દોસતી શીરૂ કરો. [ચાકરો જાયછે.

ખરીજ નેકજાદ ઓરત! દુનયાંનો ઠપકો શાંભલવાને ન બીહીધી, પણ પોતાના ભરતારના દોસતને હઈડે ધરયો; જો આ બાંનુ મહને એ તાલથી પાર ઉતારેતો દરેક માંગનાર ભુલથાપ ખાઈ મુગો મંતર બેસસે. હા નામદાર! જુવાંનીના જુસાઓએ જારે માહારી બુધીને નાબુદ કીધી હતી તાહારે તેં તાહારૂં દોર કરવા બાકી રાખીયું નથી. નીચવી નીચવી તુંહને ખાલી કરૂં અને તાહારી કરણીને ફેજે પોંહોંચાડું તોજ માહારાં ઘાયલ દીલને આરામ થાય. જીવડા માહારા સબર કર; જુંના કરજનો નવો રસતો જટ તહને દેખાડુંછું. [જાયછે.

---

## પારીસ અને તેની મોટાઈ.

પારીસ શેહેર દુનીઆમાં સઉથી સરસ કેવાએછે. તે આ જીહાંનનું બાગે બેહસત દાખલ વપરાએછે. તેની ચડતીની સરૂઆત કેઆરથી થઈ અને હાલની હાલતમાં આવતાં તેમાં કેટલા ફેરફારો થએઆછે તથા હાલ તે કેવી ચડતી હાલતમાછે, એ સરવે બાબદનો ટુક સારાંશ આ વખતે વાંચનાર આગલ ધરવાનો પરયતન કરેઓછે. પારીસની ખુબી તથા તેનાં વખાંણો ગમે એવી કલમથી ચીતારવામાં આવે તોપણ તે અધુરો કેવાએ. તેની ખુબસુરતી ખરેખર તેને નજરે જોવાથી જણાએછે, માટે જે કાંઈ અતરે જણાવાની તજવીજ થઈછે તે કાંઈજ નહી પણ ખરી ખુબીનો એક સોમો ભાગ જાણવો. આ સેહેર જોકે આજે દુનીઆનાં બીજા શેહેરો ઉપર સરદારી ભોગવેછે તોપણ તેની ઉપર આગલા વખતોમાં વીધનો કાંઈ થોડાં વીતયાં નથી.

ઈસવી સને ૧૫૮૯ માં હેનરી ૪ થો ઈઆંને મોટો
હેનરી ગાદીએ આવયો તે વખતથી જાણે આ શેહેરની ન
વી તવારીખ સરૂ થઇછે. એનાં તખત ઉપર આવવા બાદ
શેહરની ઈમારતો, કીલા તથા પુલો વીગરેની બાંધણીમાં એ
ણે શુધારો કરેઓ. તારબાદ ૧૪ મો લુઇસ જેને મોટો
પાશા કેહેછે તે ગાદીએ આવયો, જેણે પુલો, ડંકાવો, રસ
તા તથા નવી ઈમારતો અને મેહેલોથી જાણે જુનાં શેહેરને
નવો પોશાક પેરાવી દીધો. એથીબી વધારે તેણે ૮૦ નવા
રસતા બનાવા ઉપરાંત જુનાં કીલાને ભાંજીને નવા સરીઆં
મ મારગ બનાવેઆ, જેવો હાલે "બુલવરડસ" નાં નાંમ
થી ઓલખાએછે. એનાં વખતથી પોલીસ ખાતાંમાં સુધા
રો કરી તેને પુખત પાએઆ ઉપર રચવામાં આવયું, ગટ
રો બંધાઇ, કચરાપટી અને સેહેર સુધરાઈ ખાતું સથાપવા
માં આવયું; ઈસપીટાલો, ધરમસાલા, સકુલો, વીદયા શુધાર
ક મંડલીઓ, નાટકો વીગરે સરવોપયોગી ખાતાંને જનમ
મલયો, જેવો આજે ભરપુર હાલતમાં સુધારાનાં અતી નુક
તા ઉપર ચાલેછે.

આટલા બધા સુધારા સાથે પારીસ ઉપર પડેલા હાડે
સા જેની તવારીખ એ શેહરનાં દરેક રસતા ઉપર ફરતાં
આપણને જણાએછે તે એટલાતો ભયંકાર અને દેશત ઉપ
જાવનારાછે કે એનાં સરવે શુધારા શાથે આપણે તેને દુખ
માંથી ઉધરેલું શેહેર કહીએતો ચાલે. પારીસમાં જે જે "રે
વોલીઉશંનશ" ઈઆને મોહોટા જઘડા અને ફેરફાર થઆ
છે તેમાંનો ૧૭૮૯ થી ૧૭૯૪ નાં વરસોનાં જઘડામાં એખ
લાં પારીસ ખાતે હજારો માંણસોને ખેજાંન કરવામાં આવે
આં હતાં; તેમાં મુખપતવે કરીને "ગીલોટાંઇન" નાંમનાં
હથીઆર વટે હજારો ડોકાંને એકજ જટકે ઠડ સાથેથી છુ
ટાં પાડવામાં આવતાં હતાં. તે વખતનું રાજ તે ભયનકર
રાજ કેહેવાતું; મોહોલાવો લોહીની રેલથી ઉભાઇ જતા, નદી
નાં પાંણીનો રંગ પણ બદલાઈ ગયો હતો અને દરીઆની
માછલી માંણસનું લોહી પીધાથી એટલીતો ફુગાઈ ગઈ હતી
કે તેમને બજારોમાં વેચવાની મનાં કરવી પડી હતી. એ
વખતમાં એક ટોલી ઉપર બીજી ટોલી એ શેહેર ઉપર ફતે
મેલવતી ગઈ અને એ પરમાંણે ઘણીક ટોલીઓની ચડતી
તથા પડતી થઈ. જેવો જય મેલવતા તેવો દુશમનને મો
તને સવાધીન કરતા. એ પરમાંણે મોટા અને ગરીબ, ન
ર અને નારી, દરેક મોભાનાં તેમાં મુખપતવે કરીને ઉંચાં કુ
લ અને ધંધાનાં લોકોને નીરદયપણે ખેજાંન કરવામાં આવ
તાં હતાં. વખત અને મોહોતને સવાધીન થયલાંમાં સઉ
થી સરસ વખાણાંએલાં નાંમોમાં—

૧ લો "ડીઉક આફ ઓરલીંસ" ઈઆને ૧૬ મો લુ
ઈશ હતો જેને તા૦ ૨૧ મી જુલાઈ ૧૭૯૩ માં કતલ ક
રવામાં આવેઓ હતો, અને તેની રાણી "મેરાઆ એનટો
ઈનેટ" ને પણ તેનાં પછી થોડાજ વખતમાં તેજ હાલતે પુ
ગાડવામાં આવી હતી.

૨ જી "ચારલોટકોરડે" નાંમની સ્ત્રી હતી જેણે ખુ
ની મારેટ કે જે ફરાંનસની ગાદીએ આવેઓ હતો અને
હેવું જાહેરમાં કબુલયું હતું કે જાંહાં તુલીક ૨૭૦૦૦૦ માંથાં
"ગીલોટાઇન" વટે કાપવામાં આવશે નહી તાંહાં તુલીક
ફરાંનશ સુખી થનાર નથી તે ધણીને બાધુરીથી મારેઓ હતો.

૩ જી "મેડમ રોલાંડ" તે કોઈ એજ નાંમનાં ધંન
વંતની સ્ત્રી હતી. એ સ્ત્રીનો ભરથાર "રૂઅંન" તરફ
નાહાશી ગઓ હતો, જે પોતાની સ્ત્રીના મરણનાં સમાચા
ર સાંભલતાં તેનું દુખ સાંખી ન સકેયો તેથી પોતાની તર
વારનો પોતે ભોગ થઈ પડેયો હતો. આ સ્ત્રી "જીરોનડી
સટ" ટોલીમાંની હતી તથા એણે રાજદુવારી બાબદમાં એક
ચોપાંનીઉં કાહાડયું હતું; તેને જારે "ગીલોટાઇન" આગ
લ ગરદંન મારવા લેઈ ગયા તારે તેની નજર "ગનાંન અ
ને સવતંતરપણાં" ની મુરતી ઉપર પડી, તે વખતે તે બો
લીઓ "સવતંતરપણાં! તારે નાંમે કેટલા બધા ધુનાહ કર
વામાં આવેછે!" પારીસમાં આ વખતે જોકે કતલ અને
ખુનાંમરકી ચાલતી હતી તોપણ તે વખતમાં લોકોને શીખવા
તથા નકલ કરવાજોગ ઘણું બનયુંછે.

ઉપલા જઘડામાં ભાગ લઈ મરનારાની વાતો કાંહાંની
દાખલ નોધાઈછે જે તેવો પછીની ઓલાદને હકો તથા ચાં
નક આપેછે. "ચારલોટકોરડે" જેને વાસતે ઉપર લખેઉં
છે તે એક "રૂઅન" સેહેરમાં વસનાર આબરૂદાર કુટંબ
ની સઉથી સરસ ખુબશુરત સ્ત્રી હતી. તેણે ઉપલા જ
ઘડામાં માંથું ઘાલયું, તેનું કારણ એ હતું કે જે લોહીની
નીખ એ વખતમાં પારીસ ખાતે વેહેતી હતી તે તેનાંથી
દેખી તથા સાંખી શકાઈ નહી અને એથી વધારે એ સ્ત્રી
નો એક આશક જે ફરેંચ લસકરમાં "મેજરની" પદવી
ધરાવતો હતો તેને "ખુની મારેટે" મારેઓ હતો, તેનું વે
ર લેવાના હેતુથી અને આ શેતાંનીઅત ખસલતના દેવથી
દુનીઆંને છોડવવાના નેક અને પવીતર વીચારથી તે જહ
ડપથી પારીસ ખાતે જઈ પુગી, અને "મારટને" ઘણીજ
અગતની તથા છુપી ખબર આપનાર દાખલ બાંહાંનું કા
હાડી ઘણી મુશકેલીથી એણે આ અઠન કસાઈની ભેટ લી
ધી અને તેનાં નાહાવાનાં ઓરડામાંજ તેને ખુની ઘાહ કરે
આ !! જેથી એ બાહાદુર ઓરતને "ગીલોટાઇનનો" ભોગ
થવું પડયું.. એની ખુબશુરતી તથા બાહાદુરી જોઈને "રૂ
અન" શેહરનાં એક અમલદારે તેના વતી પોતે મરવા જ
ણાવેઉં, પણ નેઆએ કરનારી સભાએ તેમ કરવા દીધું ન
હી. અંતે આ બાહાદુર સ્ત્રીએ ધીરજ તથા ગંભીરપણે મો
તને સવાધીન થતાં છેલાં શુધી પોતે જે કરમ કીધું તે વીશે
શંતોશ અને હરખ માંનયો હતો !!!

એ વખત પછીનો પારીસમાં શુધારો જારી રહેઓછે,
અને દર વરશે ને દર વખતે જેયારે નવો રાજા ગાદીએ
આવયો કે શુધારામાં વધારો થતોજ ચાલયો તે છેક લુઇશ
ફીલીપનાં વખત સુધીમાં જેમાં એ શેહેરનાં બચાવનાં પુરતાં
બાંધકાંમો બંધાઈ રહેઆં હતાં. એ વખતે શેહેરમાં દાખલ થવા
ને ૫૮ દરવાજા હતા. શેહરની આસપાસ ૩૦ માઈલનો
કીલો બાંધવામાં આવેઓ હતો જેનો ખરચ પાંચ કરોડ પ
ચાસ લાખ રૂપીઆ થઓ હતો.

પણ પારીસને છેક હાલની હાલતમાં લાવવાનુ માંન
તરીજા નેપોલીઅનને વાસતે જાંણે સાચવી રાખવામાં આ
વયું હતું. એનાં રાજપરકરણમાં પારીશને જાંણે ફરીથી ન
વું બાંધયું ! મોહલા અને રસતાવો પોહોલા અને શું
દર દેખાવનાં બનાવામાં આવેઆ, જુનાં અને એકેક સાથ
ગુંથાઈ ગએલા ચકલાવોમાં નવા કુશાદે ને ધોરી મારગો

બનાવામાં આવયા. એ અને કેટલાંક બીજાં હેવાંજ કાંમોમાં આખાં ઇઊરોપને આ શેનશાથી ઠહો મલયો અને આજે પારીસ પણ એનાંજ ધોરણુથી દુનીઆંનાં બીજાં બધાં શેહેરો કરતાં સગવડ અને ખુબશુરતીમાં સરસાઇ ભોગવેછે. એ શેહેર આ જગતનું આકરશણુ કરનાર એક જધય બીંદુ થઉછે. ૧૨ કરોડ રૂપીઆ ઘણાક "નવા બુલવરડસ" બાંધવા ઉપર ખરચવામાં આવયાછે, જેમાં "બુલવરડ ડો સબાસટેપોલ" જે ઘણોજ ખુબસુરત અને રલીઆંમણો બાંધવામાં આવયોછે તેની પાછલ ૩) કરોડ રૂપીઆ ખરચવામાં આવેઆ હતા. કેટલીક "મધય મારકેટો" બાધવામાં આવી તથા આપણી માહારાણીએ એ શેહરની ભેટ લીધી, તેની ઇઆદગારીમાં એક "બુલવરડ" બાંધવામાં આવેઓછે. સને ૧૮૫૮ નાં મેહોનાંની તા૦ ૨૮ મીએ સરકાર અને પારીસની રઇઅત વચે હેવા કરાર થઆછે કે એ તારીખ પછી ૧૦ વરસનાં અરસામાં પારીસ ખાતે ૯ નવા "બુલવરડસ" તથા ૧૦ નવા રસતા બાધવા. જુનાં રસતાની મરાંમત કરવી અને ૪ નવા ફરવા હરંવાનાં મારગો (જેવા કે આસપાસ જાહાડો ને વચમાંથી મારગ) બનાવવા. પારીસ ખાતે ૧ લી અકટોબર ૧૮૬૨ થીતે ૩૦ મી સપટેમબર ૧૮૬૩ શુધીમાં ૨૯૪૩ નવી ઇમારતો બાંધવામાં આવી હતી. એ પરમાંણે શેહરની રોનકમાં ખરચ દર વરશ વધતો જાએછે, તેમાં મીઉનીશીપાલખાતાંની આવક પણુ ઘણી વધારવામાં આવીછે. ૧૮૬૪ માં એ ખાતાંની આવક ૧૫ કરોડ ૧૪ લાખ ફરાંકસ અથવા ૭ કરોડ રૂપીઆ થઈ હતી !! જેમાંની અરધોઅરધ રકમ શેહેરમાં આવતા માલ ઉપરની જગાતમાંથી ઉપજાવામાં આવી હતી.

એ પરમાંણે જોતાં પારીસની મોટાઇનો કાંઇ પાર નથી. એનાં કીલા તથા બરૂજો, એનાં બુલવરડસ; રસતા, ચોક, અને બગીચાઓ—એની નદી અને તે ઉપરનાં ૩૦ પુલો, હેનાં ફુવારા, હમામખાંનાં, અને પાંણીના બાંધકાંમો, હેનાં મેહલો, ઘરો, દેવલો, મીઉઝીઅંમો, પીકચર ગાલેરીઓ, સંઘરસથાનો, સકુલો, કાલેજો, નાટકસાલા, છાપાખાંનાં અને ચોપડીઓ વેચવાની દુકાંનો—એનાં પુસતકખાંનાં, જેમાંનુ એક રાજનુ પુસતકખાંનુછે જેમાં ૧૮ લાખ ચોપડીઓ જુદી જુદી બાબદોને લગતી સંઘર કરેલીછે—એનાં કસાઈવાડા, મારકેટો, મેરાબદાર રસતાયો, બજારો, જયસથંભો અને મેહેરાબો, બાવલાં અને મીનારાવો, કબરસથાંનો તથા ઘોરો વીગરેની જથાબંદ જુદી જુદી બાબદોનો વીસતારીને ચીતાર આપવો ઘણો માહલછે; એમાંનાં ઘણાક બાંધકાંમો રાજનાં પોતાના કેહવાએછે તેથી તે ઉપર રાજની તરફથી તકેદારી રાખવામાં આવેછે, પણ હરેક મુસાફર જે કોઇ તેમને જોવાની ખાએસ ધરાવે તેને ઘણી નમનતાઇથી દેખડાવામાં આવેછે.

પારીસમાં મોટાં દેવલો ૬૬ છે, તે શીવાએ અગણીત નોંધલાં દેવલોછે. સઉથી મોટું દેવલ "લા મેડીલાંઇન" નામનુ શીન નદીને ઉતર કીનારેછે, જેની લંબાઇ ૩૨૮ ફુટ, પોહોલાઇ ૧૩૮ ફુટ, અને જમીનથી ઉંચાઇ ૪૧૮ ફુટછે !! જે બાંધવા પાછલ ૫૨) લાખ રૂપીઆ લાગા હતા અને જેનો પાઓ ૧૪ માં લુઇસનાં રાજમાં નાખયો હતો તે છેક "લુઇશ ફીલીપ" ના રાજયમાં બંધાઇને તઇઆર થયું હતું. એ દેવલમાં જે વાજીંતરછે તેનુ વરણન શું કરીએ! તેતો ફકત જોઆ અને સાંભલવાથીજ તેની ખુબી પીછાંની શકાએ, બાકી કાગજ ઉપર જેટલું લખીએ તેટલું તેની ખુબીમાં ઓર ઘટાડો થાએ. એ શીવાએ તીયાં બીજાં ઘણાં દેવલોછે જે સઉથી સરસ સુઘરાઇનાં બાંધકાંમોથી અને રોનક અને શીનગારથી દીપેછે.

પારીસમાં સઘલી જાત અને વાંઘેનાં લોકોમાં મરદ અંને સ્ત્રી બંનેમાં કેલવણી ઘણાં ઉમંગથી આપવામાં આવેછે. તેહાં ૭૫ ઉંચે દરજેની નીશાલછે, અને ૨૫ મદરેશાછે, જેમાં ૬૩૦૦૦) નીશાલીઆ કેલવણી લેછે, એ શીવાએ બીજી જથાબંધ ખાંનગી નીસાલોછે. તેયાંની યુનીવરશીટી છેક ૭૯૨ નાં સાલથી સથાપવામાં આવીછે અને ૧૩ મી સદીની સરૂઆતમાં તેને વધારવામાં આવી હતી. ૧૮૬૨ માં ૮૩૨૬ જણાને યુનીવરસીટીની સનદ આપવામાં આવી હતી, જેમાંનાં ૧૯૪૫ "બેચલર ઓફ સાંએનસ" અને ૩૨૮૮ "બેચલર ઓફ લીટરેચર" ની હતી. એ શીવાએ કેલવણીનુ મુલ તતવ ગ્નાન શીખાડવાને બીજી ઘણીક નીશાલો સરકારનાં આસરા તલે ચલાવવામાં આવેછે. એ વતરોગે ઘણી હોનરસાલા પણ તીયાંછે.

કેલવણી સાથે તાલુકો ધરાવનાર તીયાંનાં જાહેર વરતમાંન પતરો તથા છાપાખાંનાંછે. પારીસમાં ફકત ૧૩ રોજીંદાં પતરો નીકલેછે, તે શીવાએ અઠવાડીઆંનાં, પખવાડીઆંનાં અને માશીક પતરો તથા ચોપાનીઆં કાંઇ પાર વનાંનાં નીકલેછે. તયાંનાં વરતમાંન પતરો ઉપર સરકારની વધતી ઓછી જાપતી રેહેછે; તેમાં કેટલાંક પતરો રાજદુવારી બાબદોનાં રાજનાં આસરા અને પરવાંનગીથીજ નીકલેછે. જે છુટાપણું ઇંગલાંડનાં વરતમાંન પતરો ધરાવેછે તેથી પારીસનાં વરતમાંન પતરો બેનશીબછે અને તેવોને વારેઘડીએ સરકાર તરફથી દંડ અને બંદીખાંનું ભોગવવું પડેછે.

પારીસનાં લોકોમાં મોજ, શોખ, ગંમત તથા નાચ, રંગ વીગરેની અનેક મજા ભોગવાનો જેટલો શોખછે તેટલો બીજા કોઇ શેહેરનાં લોકોમાં નહી હશે. તીયાંની નાટકસાલા બાંધકાંમમાં એટલીતો ચડતીછે કે બીજા કોઇ દેશની નાટકસાલા તેમની બરોબરી નહી કરી શકે. પારીસગરાવો પોતાની "નાટક શાલા" "શેલાનો" અને "રેસટોરાં" વીશે એટલાતો મગરૂરછે કે તેવો લંડનગરાને દુકાંનદાર પરજા ગણેછે. પણ તાંહાંનાં ખેલ લંડંન અને બીજા શેહરનાં ખેલો કરતાં નીતીમાં ઉતરતા ગણાએછે. હીઆં ૩૦ મોટી નાટકસાલાછે અને તે શીવાએ "શેલોન" તથા ગાયેણનાં "હાલો" ઘણાછે. ખુલી મોસંમમાં રાતને સમે હજારો જણ પોતાનો રાતનો વખત હીઆં કાહાડેછે. એ શીવાએ જુગાર, સરત, સોરતી, ઘોડ દોડ, વીગરેની ઘણીક ખરાબ રમતો પણ હીયાં ઘણી વધેલી જોવામાં આવેછે.

(રેવરંડ કીપરનું ભાશાંણ.)

-----

## એક વારતા.

કોઈએક ગાંમડાંમાં જગંદત્ત નાંમે બરાંમણ રેહેતો હતો જે ખેતી એટલે ધાંનય પાકવવાનો ધંધો કરતો હતો. દઈવયોગે તે પોતાનાં રોજગારમાં શુખી હતો, એટલુંજ નહી પણ એણે વીદયાનો પણ સારો અભયાશ કરેલો હતો તેથી તે સરવ શાસતરમાં પુરવીણ છે હેવું તે ગાંમડાંનાં લોકો માંનતાં હતાં. સરસવતી પરતાપે કોઈક ગુરૂ કણેથી જંનજનાવર, પશુ પખશી, આદી લઈને સરવ પરાંણીની વાચા સમજવાનુ ગ્નાન પણ તેને થયું હતું. તેનાં ઘરમાં રૂપસુંદરી નાંમે પદમણી સ્ત્રી હતી જેવો નીતય શુખ ચેન અને આંનંદમાં પોતાનો કાલ ગાલતાં હતાં.

પોતાનો ધંધો ખેતી કરવાનો તેથી તેનાં ઘરમાં બે ચાર મજુરો શીવાએ બલદ, ગાએ, ઘઢેડાં વીગરે ઊપયોગી પરાંણી વીશેશ હતાં. વલી પોતે સરવ પરાંણીની વાચા સમજતો એટલે તેણે સવભાવીકપણે પશુ પખશી વીગરે બીજાં ઘણીક જાતનાં જાંનવરો પાલયાં હતાં. બરાંમણ પોતાનાં મજુરો તથા બલદો સાથે નીતય ખેતરે જાએ અને તેની સ્ત્રી ઘરનું સઘલું કાંમકાજ ઘણી ચતુરાઈ અને ઊતસાહથી કરે. બરાંમણ સાંજને સમે ઘેર આવે તેયારે તેની સ્ત્રી જે તેની વાટ જોતી બેઠી હોએ તે પોતાનાં ધણી આવયા એટલે તેની તાબેદારી તથા બરદાસ કરવા મંડી જાએ, મજુરો પણ બલદ, ગાએ, ઘઢેડાં વીગરેની ચાકરી કરી તેમને ઘાંસ દાંણાં પાંણી વીગરે મુકી પોતપોતાને ઠેકાંણે જાએ. બરાંમણ પોતાની રૂપશુંદરી સાથે જમી કરી આંગણાંમાં ખાટલો નાખી તે ઊપર બેશી કરી મધુર અને મીઠી વાતોથી થોડોક રાતનો વખત કાહાડે. સવાર પડતાં બરાંમણ પોતાનાં પશુ પરાંણીઓની બરદાસ લે તથા તેવો જે વાતો કરેછે અને મધુર રાગથી ગાયણ કરેછે તે સાંભલી પોતે આનંદ પાંમે એ પરમાંણે તે નીતય કરે.

એક સમયે બરાંમણ આંગણાંમાં ખાટલો નાખી પોતાની સ્ત્રી સાથે મધુર વાતો કરતો બેઠોછે, પુનમનો ચંદરમાં પોતાનાં પુરજોરથી પરકાશેછે, સરવે પરાંણી પોતપોતાનાં ગોદામાં ભરાઈ બેઠાંછે અને રાત જાંણે સુમસાંમ જેવી લાગેછે, તે સમયે બરાંમણનો એક બલદ જે આંગણાંની એક બાજુએ એક ઘઢેડાની પાસે બાંધયો હતો તે ઘઢેડાને કેહેછે, ભાઈ આ જતો હું છેક થાકીને લુસ થઈ ગયોછું અને મારામાં હવે જરાએ શકતી નથી તે છતાં આપણાં ધણીએ સહવારે ખેતર ખેડવાને મને લઈ જવાને મજુરોને હુકમ આપેઓછે તેથી મને ઘણી ચીંતા પરાપત થાએછે; માટે ભાઈ તું કાંઇ મને હેવો ઊપાય બતાવ કે હું પણ તારી કાંણી બેઠો ખાંઊં અને આપણો ધણી જોઇએતો પોતાનુ કાંમ બીજા કંણેથી કરાવી લે. ઘઢેડે કહયું એહ !! ઊપાયેતો સેહેલછે, પણ તને કરતાં કાંઇ આવડે. હું જોની મને જયારે છેલો ખેતરનુ ઘાંસ વેચવા લઈ ગયા તેયારે પથરપર પડી જઇ જાંણે પગ ભાંગયો હોયે તેમ લંગડો થઈ ગયો તેથી હજી સુધી મને કાંમપર લઈ જતા નથી. તું પણ જાંણે તારા પગમાં કાંટો ભોકાયો હોયે તથા તને કાંઈ દરદ થયું હોયે તેમ લંગડો થઈ જા અને ઘાંસ પાંણી કાંઇ લેતો નાં. સહવારે જારે તને મજુરો લેવા આવે તારે તું મુદલે ઊઠતો નાં અને જો ઊઠઓ તો ચાલતોનાં, ને ચાલેઓતો લંગડતો ચાલજે એટલે સેજે તને મુકીને કોઈ બીજા કંણેથી તેવો પોતાનું કાંમ કરી લેશે. બલદે કહયું એતો ઠીક તાલ ભાઈ; તારી સોચનાંનો હું ભારે ઊપકાર માંનુછું. ઘઢેડે કયું હેમાં શું માહાલછે, ભાઈ જારે તને કાંઈ પણ અડચણ પડે અને મારી સલાની તું અગત જુએ તારે બેલાસક મારી કંણે પુછજે હું તને યોગયે મારગ બતાવીશ, એટલું કહી તેવો મુગા રહેઆ.

બરાંમણ જે સરસવતી પરતાપે પશુ પખશી આદી લઈને સરવ પરાંણીની વાચા સમજતો હતો તેણે ઊપર પરમાંણેનો બલદ અને ઘઢેડા વચેનો વાદવીવાદ કાંન દઈને સાંભલયો તેથી તેને હસવું આવયુ, તે જોઇ તેની સ્ત્રીએ તેનાં હસવાનુ કારણ પુછીઊં પણ બરાંમણે તે કાંઇ કયું નહી, કારણ હરેક કોઈ શખસ જે પશુ પખશી આદી લઈને સરવ પરાંણીઓની વાચા સમજતો હોએ તેણે તેવાં પરાંણીથી સમજેલી વાત બીજા કને કેવી નહી હેવું સાસતરનું પરમાંણછે અને જો કયુંતો તે કેહેનારનો આતમાં ઘાત થાએછે, એટલે કે કેહેતાંવારમાં કેહેનાર ધણી મરણ પાંમેછે, તેથી તેણે પોતાની સ્ત્રીને ઊંધું ચતું સમજાવી તેવો પોતપોતાને ઠાંમે જઇ નીદરાવસ થઆં.

સહવાર પડતાં મજુરો ઊપલા બલદને લેવાને આવેઆ પણ બલદ ઊઠેજ સેનો. પછે ઘણી મેહેનતે

તેને ઊઠાડ્યો એટલે તે લંગડવા માંડ્યો અને એક ડગલું ચાલે નહી અને ઘાસ પાંણી પણ તેણે લીધેલું નહી તે જોઇ મજુરોએ આવીને બરાંમણને બલદ વીશેનુ સરવ વરતમાંન કહ્યું. તે સાંભલી બરાંમણ બોલયો ઘણાં દીવશ થયાં ઘઢેડાને કાંમમાં નથી .લાવયા માટે આજે એને લઈ જાવો અને બલદને વીસાંમો આપો. મજુરોએ તેમ કરેઊ તેથી ઘઢેડા ભાઇતો અકલાવા લાગયા કે મેં આ શું કરેઊં, હાથે કરીને મેં મારૂંજ લુકું ઈછ્યું. જો હું બલદને આડી સલા ન આંપત તો હજી હું ઘણાં દીવશ શુધી બેઠો ખાત, પણ મારી બુધી ચલી; હું જેટલો વધારે ચતુર તેટલો મારા જીવને ભારીછું એમ કહી પોતાનાં મનમાં ઘણો પસતાવા લાગયો, પણ તેને એક ઊપાય તરત સુજયો તે કાંમે લગાડવાનો તેણે ઠરાવ કરેયો.

સાંજ પડતાં રોજનાં નીઅંમ પરમાંણે મજુરો ઘઢેડાંને પોતાનાં ઠાંમપર બાંધી ઘાસ પાંણી મુકી ચાલતા.થયા અને બરાંમણ પણ કાંઇક નવું વરતમાંન સાંભલવાનાં હેતુથી જલદી આગણાંમાં આવી બેઠો. જયારે આગલી રાતનાં જેટલો સમય થઓ એટલે પેલા બલદે ઘઢેડાને પુછેઊં ભાઇ આજે શું વરતમાંનછે? તમે સારી પખેતો છોની; ઘઢેડે કયું વરતમાંન શું પુછો છો હુંતો ઘણી સારી હાલતમાં છું, પણ મને તમારા વીશે ઘણી દયા આવેછે; બલદે આતુરતાથી પુછયું ભાઈ જો તુને મારે વાસતે દયાજ આવતી હોયતો શું વરતમાંનછે તે મને જલદીથી કઇ દે. એ સમયે રૂપસુંદરી પણ પોતાનાં ધણી કંણે આવીને બેઠી હતી. ઘઢેડે કહયું ભાઈ આજે મને જેયારે ખેતર ખેડવા લઇ ગયા તયારે મજુરો માહોમા વાતો કરતા હતા જે આપણો ધણી એમ બોલયો કે આપણો બલદ ખાઇને ખુબ માટેઓછે પણ તે લંગડો થઓ સબબ આપણા ઊપયોગમાં તે જાજો આવશે નહી તેથી સવાર પડતાં તને કસાઈને તયાં વેચવાનો વીચાર કરેઓછે. એટલુ સાંભલતાં બલદ બેહોશ થઈ પડયો અને બરાંમણ જે આંગણાંમાં બેશી આ સઘલુ વરતમાંન કાંન દઇને સાંભલતો હતો તે ખલખલાટ હશી પડયો. એ જોઈ રૂપશુંદરીને ઘણુ અચરજ લાગીયુ અને તેણે વીચારેઊ કે અતરે કાંઇ હું શીવાએ બીજુંછે નહી અને હું આવીને બેઠી એટસે ધણી ખલખલાત હશી પડયા તેનુ કારણ શું હશે. શુ તેવંણે કાંઇ સવપનુ જોયુ કે તેવણ કાંઈ મારી મસકેરી કરવા હશેયા .હશે. ગઇ રાતરે પણ તેવો એવીજ રીને હશેઆ હતા અને મેં કારંણ પુછયુ તેનાં અખાડા કરેયા. હેવા વીચારથી તેણે પોતાના ધણીને પુછયુ કે ખાવંદ તંમો મારા સવાંમીછો અને હુ તંમારી દાશી, પણ મને પુછવા વગર ચાલતું નથી કે હું અતરે આવીને બેઠી તેટલાં તંમો ખલખલાટ હશી પડેયા તેનુ કારંણ શું. શું તમે કાંઈ સવપનુ જોયુ અથવા સા કારંણસર હશેઆ તે મને કહો. ગઈ રાતરે પણ તમારા એવીજ રીતનાં હશવાનુ કારણ મેં પુછયુ તેનાં તંમે અખાડા કરેયા પણ હવે હું હેવુ વધારે વાર સાંખવાની નથી, વાસતે જે હોય તે સાચે સાચું કહીદો. બરાંમણ બોલયો મારી વાહાલી એ કારંણ કેવાય હેવુ નથી અને જો કહુંતો તારે ને મારે વીજોગ થાએ માટે તારે તે પુછવું નહી. એટલું સાંભલી રૂપશુંદરી ઘણાં સંકાંમાં પડી અને જેવા મધુર પેયારથી તે પોતાના ધણીને ચાતી હતી તેવુંજ તેનાં દીલમાં વીખ સમાંન વેર વશીઊં. તે જરા ઘુસાથી બોલી કે હે ભરથાર આંમ કહી તમોએ મને ઘણી દુખવીછે. આ તમારાં વચંન મને બાંણ સમાંન લાગાંછે. હું ધારતી હતી કે તમો મુજસમાંન આ દુનીઆંમાં બીજી એક સ્રીને ધારતા ન હશો અને મેં પણ તમસમાંન જો બીજા મરદનુ કોઈ કાલે પણ ચીતંન કરેઊ હોયતો અંગની દેવતા મને જીવતી બાલીને ભશંમ કરે. પણ તમારા વંચનથી મને ઘણો ખેદ થઓછે અને તમારૂં ચીત કોઇ·બીજી દશા તરફ લાગેલુ દીશેછે તો હુ પણ ખરી કે તમારા હશવાનુ કારંણ તમકણેથી જાંણવા વીનાં રેહનાર નથી, અને જાંહાંશુધી તે જાંણીશ નહી તાંહાંશુધી તમોને જંપ વાલીને બેશવા પણ દઈશ નહી. બરાંમણ બોલેઓ હે સ્રી હું ધારતોતો કે તું ઘણી ડાહી અને ચતુરછે માટે મારા વંચંનુ અન અરથ કરશે નહી, પણ નેં તેમ·કરેઊંછે અને તને જો એમજ ભાસેછે કે મારૂં ચીત બીજીગંમ ખેચાઊંછે તો હુ સવાર પડતાં તે વીશેની ખાતરી તને કરી આપીશ પણ હવડાં રાત ઘણી ગેઇછે માટે જગે જઇ નીદરાવસ થાવો. રૂપશુંદરીએ વીચારયું એ પણ ઠીક.

સારી રાત એ બીચારીને વીચારમાં ને·વીચારમાં સુદલે જોપ લાગી નહી. પરોઢ શરતાં તે ઊઠી અને બીજાં કશાં કાંમ ઊપર લખશ ન આપતાં તર

ત પોતાનાં ધણી કંણે દોડી ગઈ અને રાતની વાત ની તેને ઈઆદ આપી. બરાંમણ તે સાંભલીને ઘણાં ક્રોધે ભરાંણો. તે બોલયો અભાગણી તારે દુખેતો મને સારી રાત નીંદરા આવી નથી અને હજીતો સવાર પ ડી નથી તેટલાં તું દાકણ પેરે મારી સાંમે આવી ઊ ભીછે. તું વંઈતરી થઈ મારી પુઠે કેમ લાગીછે, હું ધારૂં છું કે હવે મારો કાલ નજદીક આવેઓછે અને આજે તું મારી પુઠે જંમદુત થઇ લાગીછે. એવા વીચા રથી તેની છાતી ભરાઈ આવી. તે બોલયો મારા કાંહી ભોગ લાગયા કે હું હશેઓ. જે વાત બની તેતો સુદલે કેવા યે નહી ને જો કહુંતો પરાંણઘાત થાએ અને આ અભાગ ની તો પોતાનીજ હઠ લઈને બેઠી તારે એ જીવનું લેણ નંહીતો બીજું શું. ખેર જેમ પરભુની ઈછા. મારા પરા લબદમાં હેવુંજ લખેલું હશે કે હું આટલો બધો પુરવીણ થઈને તથા સરવ સાસતરનું ગ્નાન ધરાવીને એક ઓરત ના હઠીલાંપણાંમાં મરૂં. પછી તે પોતાની સ્ત્રીને ઘણીક રી તે સમજાવા લાગયો અને જે કારણસર તે હશેઓ તે જો તે કેહતો તેનું મોહોત નીપજે અને તેથી તેણે સ્ત્રી પાશે માંગી લીધું કે હવે તેણે એ વાત પુછવી નહી. એ વા ઘણાક પરકારનાં કાલાવાલા કરેઆ પણ વેઅરથ; કારણ સ્ત્રી જે એકવાર વીખરી તે પાછી હાથ આવવી ઘણી કઠણ અને આ બીચારામાં કાંઈ રાંમ નહી એટ લે તે બેઠો બેઠો રૂવે. કેહેવતછે કે,

બાયડી, શાંડ, હરંણ ને લેંશાં,
એ બીખરે, જમ કરતાં કેસા.

તેમ આ બીચારાને કાંઇંજ ઈલાજ શુજીઓ ન હી એટલે તેણે મરવાનો નીશચય કરેઓ અને તેથી તે શોકાંતુર થઇ ઓટલાપર જઈ બેઠો તેને જોઈ તેના ઘ રમાંનાં સરવ પરાંણી ઘણાં દલગીર થવા લાગયાં. એ સમયે એક કામડો કેટલીક કામડીની પુઠે લાગી તેમને નસા તો નસાડતો છેક બરાંમણનાં આંગણાં શુધી લા વેઓડ અને તે આ કામડીઓ સાથે ખેલ કરવા લા ગયો તે જોઇ બરાંમણનો એક કુતરો જે આંગણાંમાં શોકાતુર થઈ બેઠો હતો તે કામડાને બોલયો, હે મુરખા તું જોતો નથી કે હમારો ધણી કેવો આજે દલગીરી મ બેઠોછે તે જોઇ હમો સરવેને ચીંતા પરાપત થઇછે નેં તું કામડીઓ સાથે અતરે આવીને ખેલ કરેછે અને જરાએ દલગીર થવા વીનાં હઈથી તંઈ નાચે છે. સરંમછે તને મોટી, સરંમ તારા કરતુકપર. એ મ કહી તેણે કામડાને ધમકાવયો તે જોઈ કામડે પુછીઊ ભાઈ તારો ધણી શું કાંમ દલગીરછે? કુતરે કહયું હમારા ધણીની બાએડી ઘણી હઠીલીછે અને તે કાંઈ નહી કે હવાએ હેવી વાત મારા ધણી કંણે પુછેછે તે કેહતાં ધણી નો પરાંણઘાત થાએ એ માટે તે કેહતો નથી એટલે તે વેમાં ભારે ટંટો થઓછે ને હવે હમારા ધણીને દેહ છોડવો પડશે હેવી ધાસતીથી તે દલગીરછે તે જોઈ હ મો સરવેને સોક ઊપજેછે. એટલું સાંભલી કામડો બોલ યો, શરંમછે હેવા તારા ધણી ઊપર ! કે આટલી બધી વીદયામાં તે પુરવીણ થઈ તથા સરવ સાસતરનું ગ્નાન ધરાવી એક સ્ત્રીનાં હઠીલાંપણાંમાં પોતાનો જીવ આપ વાને તઇઆર થઓછે; એ મોટી સરમની વાતછે. શું એથી એક બાએડીને કંણમાં નથી રખાતી ? હું જોની કેટલી બધી કામડીઓને એક વખત જેર કરી સકુંછું અને જેમ મારી મરજીમાં આવે તેમ તેમને ન ચાવુંછું. જો તારા ધણીમાં હજીબી અકલ હોયેતો હું કહું તેમ ક રે. કુતરે પુછયું તે શું ? કામડે કહયુ, એ શેહલછે. ભાઈ કેહે વતછે કે મારની આગલ ભુત પણ નાહાશે વાસતે જો એમાં રાંમ હોએતો છડી વટે એ કોકટની સારી પખે ખાલ ઊખેડે અને તેનાં રડવા ઊપર કાંઈ પણ દયા ન કરતાં જુડેઆજ કરેતો બોલ બોલતાં તે ઠેકાંણે આ વી જશે.

બરાંમણ જે ઓટલે બેઠો બેઠો આ સઘલો વાદ સાંભલતો હતો તેણે વીચારીઊં કે આનો શેહલછે. એથી તેનું ચોત ઠરીકિ અને પોતાની અકલ ઊપર પોતે સ રમાંણો પણ બીજા સરવ વીચારને તે પડતા મુકી આ કામડાની સલા મુજબ એક બે છડી જે તેનાં ઘરમાં પ ડેલી હતી તે લઈને પોતાની સ્ત્રી ભણી દોડયો અને એક સબદ પણ બોલવા વગર તેને ખુબ જુહુડવા મંડ યો તે જોઈ. બરાંમણી ચોકી ને ધારયું કે આતો પોતા નાં મરણને બદલે મારૂંજ અથાણુ કરેછે તેથી ઘબરાઈ ને બોલી કે પતી હવે ક્ષમા કરો, ખાવંદ હવે મા ફ કરો; હે સવાંમી હું તમ પાસે માફ માંગુછું અને જે કાંઈ તકશીર મારાથી થઇછે તેથી ઘણી. પસતાવુંછું મા ટે મને ક્ષમા કરો અને હું તમોને વચન આપું છું કે હવે ફરી કોઈ દી હેવી હઠ કરૂં નહી. આ શુરય નારંણ મારો શાખશીછે અને જે બનયું તે વીશે હું મા રાં અંતકરણથી પસચાતાપ કરૂછું. હેવા હેવા નાહાના પરકારના કાલાવાલા કરયા તે જોઈ બરાંમણે ધારયું કે

હવે આ ઠેકાંણે આવી ખરી એટલે જુડવાનું બંધ કરી પોતાને કાંમે ગયો. બરાંમણી પણ પોતાનાં હાડ પાસળાં સારી પંઠે નરમ કરાવી પોતાને કાંમ ધંધે વલગી.

(દંતકથા.)

## કાફી.

કાફી એ તુરકી બોલ "કાપી" ઊપરથી નીકલ્યોછે. કાફીનો રોપો દેખાવે ખુબસુરતછે અને પંદરથી વીસ ફુટ સુધી સારા સમયમાં ઊગી સકેછે. તેનાં ઊપલા ભાગ ઊપરથી ડાલીઓ છુટી પડેછે અને કદાચ જ દલદાર હોયછે. તેનાં પાંદડાં સદા લીલાં હોયછે અને તરણથી ચાર ઇંચ લાંબા થાએછે. તેનાં ફુલ સફેદ અને નાહાનાં હોયછે, છાલ ભુરા રંગની અને સુમાલી હોયછે, મોહોર ફુટા પછી જે બી વાલાં નાહાનાં ફલ નીકલેછે તે પેહેલે સાંમરા લીલા રંગનાં હોયછે પછી આસતે આસતે પીલાસ પકડેછે, પછી ખોલલો રતાસ પકડેછે અને પછી ગુલબાસી રંગ ધરેછે જયારે જાણવું જે તેઓ તોડવા લાએક થયાછે. આ ફલોનો માવો ઝાઝો મીઠો પણ કાંઈ લેજતદાર નથી અને તેમાં થોડો ચીક માલમ પડેછે. માવાની અંદરથી બે કઠણ ઈડાનાં આકારનાં બી મલી આવેછે. બીઆંની એક બાજું ઢાલ જેવી ઊપસાઈ આવેલી હોયછે અને બીજી બાજું સપાટ હોયછે અને એ સપાટ બાજુંમાં આખી લંબાઇએ એક સીધી ફાટ નજર પડેછે. એ બીઆં પોતાની સપાટ બાજુએ જોડાઈને. ફલમાં પડેલાં હોયછે.

આરબસતાંનના રસાલ ભાગમાં અને ઇથીઓપીઆમાં કાફીનું પેહેલું ઘર હતું એમ ભાસેછે. ૧૫૭૩ માં "રાવેલ ફીઅસ" નામનાં શખસે એ ઝાડ યુરોપીયનોને ઓલખાવ્યું પણ "આલપાઈનસ" નામના શખસે ૧૫૪૧ માં તે ઝાડનું વીદયાનાં કાએદાસર વરણન આપયું.

યુરોપમાં એ રોપો વલંદા લોકોએ પેહેલો ઊગાડયો હતો. મોખામાંથી થોડાં બી મેલવી બટેવીઆમા વાવવામાં આવયાં. તે રોપાનો એક નમુનો તાંહાંના ગવરનર વીલસને વલંદા લોકોનાં પાએતખત એમસટરડેમમાં ૧૬૯૦ નાં સાલમાં મોકલી આપયો જાંહાં તે રોપો ઊગી નીકલયો અને તેમાંથી ઘણાં ઝાહાડ ઊતપન થયાં. એ રીતે યુરોપમાં કાફીનું મંડાંણ થયું.

યુરોપમાં ૧૬૯૬ માં પાદરી કોમપટને કાફીનું ઝાહાડ ઊગાડયું. ૧૭૧૪ માં આમસટરડેમની સરકારે ફરાંનસના પાદશાહ ૧૪ માં લુઇને એક રોપો ભેટ કીધો જે તેણે ઘણી જતન કરી પોતાનાં દેસમાં ખીલવયો. કાફીની અંદર ઘણા દવાનાં ગુંણોછે. ઊંઘને તે દુર કરવાના કાંમમાં લાગેછે અને કેટલીએક જાતનો જેહરનો ઊપાયછે. કાફી નખાઈ ગએલાં સરીરને ઊતેજન આપી ઊંચકી આપેછે. ચાહા કરતાં એમાં વધારે પોસ્નનકારક ગુણછે, કાફી વલી ખરાબ વાસને દુર કરવાને કાંમ લાગેછે. જયાં ખરાબ બદબો હોય તાંહાં કાફી બાલવાને વખતે વઈદો ભલાંમણ કરેછે તે આ કાફીના ગુણને લીધેછે. માંથું દુખતું હોય તે ઊપર અને ડાકટર ગરીનડેલ આંતરે આંતરે આવતી તાપ ઊપર કેટલીએક વખતે કાફી ફરમાવતો હતો. બદનને થાક ચડયા પછી કોણે એક કાફીનું કપ અજમાવયુંછે અને તે પાછો આસુદો થઓ નથી ?

એવું કેહેછે કે એક કોઇ ઇરાંની જેનું નામ મલતું નથી તેણે કાફીને ભુજવાની સોધ પેહેલી કરી હતી. ૧૫ મી શદીમાં એડનનો એક મુફતી મુશાફરી કરતો હતો તાંહાં તેની નજરે કાફીને ભુંજતાં, દલાતાં અને ઊકાલતાં જોઇ. આ સોધ તેણે પાછાં ફરતાં પોતાના દેશમાં આંમેજ કરી, મુસલમીનોમાં કાફી પીવા માટે ઘણી ચકચાર ચાલી કારણ તેઓમાં ખીઆલ પેઠો કે તેમાં દારૂના ગુણછે અને તેથી કરી પેગમબરના હુકમથી વીરૂધછે.

પણ તુરકીના સુલતાંને ઢંઢેરો પીટાવયો અને જાહેર કીધું કે કાફી પીવી મહમદી મજબથી ઊલટી નથી.

મહમદીઅનો દારૂનો ઊપીયોગ કરતા નથી તેથી તુરકીમાં બીજા દેશો કરતાં કાફીનો ખપ વધુંછે. તુરકીમાં એક વખતે કાફી જીંદગીને ટકાવવાની એટલી અગતની વસતુ ગણાતી હતી કે જો એક ઓરત દરબારમાં ફરીઆદ થાએ કે માહારો ખસમ મહને કાફી પીવા આપતો નથી તો તેહને ધારાથી તલાક મલી શકતો હતો.

તુરકી લોકો કાફી ઘણી જલદ કરો ગરમ ગરમ પીએછે અને અંદર સાકર નાખતા નથી. કોઈ વખતે કાફીને ઊકાલની વખતે એકાદ ખોખરૂં કીધેલું તજ અથવા એલચી અથવા કેરબાના તેજાબનું એક ટીપું નાખેછે.

ઈંગલંડની અંદર કાશીનો ઘણો અટકાવ મલયો. તેહને દોજખનું જેહેર કેટલાક ગમાડો કેહેવા લાગયા અને સરકારે તેની ઉપર મોટો વેરો નાખયો.

કરાંમવેલના વખતમાં પાસકુવા નામના ગરીકે એક ઈંગરેજ વેપારીની શાહેતા હેઠલ લંડન શેહેરમાં પેહેલું કાશીખાંનું ઊઘાડયું. એ ઈંગરેજ વેપારીનું નાંમ "ડેનીએલ એડવરડસ" હતું. કાશીખાંના તે વખત પછી દમપર દમ ઊઘડતાં ગએઆં અને જીઓરજીશ બાદશાહોના વખતમાં કાશીખાંનાઓમાં ઈંગલંડના નામીચા લખનારાઓ ભેગા થવા લાગયા અને કાશીખાંના એ ગોયા વીદ્વાનોની મંડલીઓ ગણાવા લાગાં. રાજદ્વારી બાખડો જયારે ઘણી ચરવાવવા લાગી તારે કાશીખાંના બંધ કરવાને એકવાર સરકારે હુકમ કાહાડયો પણ તેની શાંમે લોક બલતવારીથી થઊ અને તે હુકમ રદ ગયો. કાશીખાંનામાં શું વાત થઇ તે પરથાંનો ધીઆંનથી સાંભલતા અને ડાકટર જાનસનના પર મુખપણા હેઠલ જે ઈંગલંડના જવાહેરો બીરાજતા હતાં તેમને ભેગુ કરવાનું માંન કાશીખાંનાંનેજ ઘટેછે.



## ઉતમ લોકનાં ઉતમ વચન.

દરાક્ષનાં ગુણછે તરણ. મોજ, છાકટપણું, અને પશચાતાપ—એનાકારસીશ.

જે નસીબપર ખેડેછે તે કાલનો વીચાર કરતો નથી. આશાછે તે ઊડાઊછે અને જે તેણીનાં વચન પર એકીન રાખેછે તે કાલની કમાઈનાં આધારપર આજે મોજથી મસત બનેછે—જાનશંન.

આલશાઈ અને ગરીબાઇપર દોશછે, માટે દરેક પુરસ લોકોથી પોતાની ગરીબાઇ અને પોતાથી પોતાની આલશાઇ છુપાવવાને બનતી તજવીજ કરેછે—જાનશંન.

તરણ વરગ માણશનાંછે; પાછલ હટતો, ઠરીઠાંમ, અને આગલ વધતો—લાવેટર.

જયારે તાહારો દુશમન ખાય ઠેકર તારે મલકાતોનાં—કેહેવત.

તેનેજ મીતર કહીએજે શંકટનાં શમે કામે આવે. તેનેજ છોકરો કહીએ જેને જોતાં પીતાને આનંદ થાએ. તેનેજ ચાકર કહીએ જે ધણીનાં મન પરમાંણે ચાલવા જાણે. તેનેજ બાએડી કહીએ જે પોતાનાં ગુણે કરી ભરતારને શદા પરશન રાખે—પંચોપાખીઆંન.

ગુશો, એ મનનું ઘેલાપણુંછે—કેહેવત.

ડુબેલા ઊંદરપર પાંણી રેડતોનાં; બરેલા માંણસને શેકતોનાં—કેહેવત.

માણશની જીંદગી માપટામાંથી રેડેલાં પાંણી માફકછે. જે જમીન શોશી લઇને પાછી શુકી દેખાએછે—આગશટીન.

થોડા લખાંણમાં મોટા વાકય એ નાહાનાં ઘરમાં મોટા ઓરડાછે—શેનસટન.

પરૂથવીનો તથા સમુદરનો તથા પરવતનો અંત લાગે, પણ રાજાના મનનો પાર લાગે નહીં; માટે રાજાનો વીશવાશ નહી—પંચોપાખીઆંન.

જુવાનને જાંણ આલશ, અને ઘરડાને જાંણ ગરજાઊ—કેહેવત.

નીમક હલાલ દોશત, એ જીંદગીનુ ઓશડછે—કેહેવત.

વીદીઆનુ બાંકું ફુકવું, એ મોહોટુ અગ્નાનપણુ છે—ટેલર.

જયાંશુધી તાહારો બોલ તાહારા મનમાંછે તાંહાંશુધી તે તાહારા અખતીઆરમાંછે, પણ એકવાર તે બાહાર પડયો કે પાછો આવી શકતો નથી—રોશકોમન.

જે માણશ હાથને અટકાવી પેટ ભરવાની કોશેશ કરેછે, તે જાંણજે કે ઠગાઈ ચોરી ઈયા ભીખથી રેહેવા માંગેછે—ઈશામકશ.

ધણીઆંનીછે તો ઘરછે, ધણીઆની વગર ઘરને વન શરખું જાંણવું. જે પુરૂસને ઘરમાં માતા નથી અથવા પરતીવરતા બાએડી નથી તેને જંગલમાં જાવું—પંચોપાખીઆંન.

ખરા મીતરથી બડાઇનું નગારૂં વાગનાર નથી—કેહેવત.

માના પીઆરથી બીજી ચીજ વધારે મીઠી નથી—કેહેવત.

જે માહારાથી વધુ જાંણેછે તેની હું અદેખાઈ કરતો નથી, પણં જે માહારાથી થોડુ જાંણેછે તેની મને ઘણી દઆ આવેછે—શર થાંમશ બરાઊન.

દરૂની અશરપર પંડીતજીના ભાશંણ કરતાં છાકટાની હાલત જોવી એ વધારે શરશ ભાશાંણછે—શેવીલ.

જેનો જે શવભાવ તે મુકે નહી; પાંણી તપાવીયું તોએપણ થંડુ થાએછે—પંચોપાખીઆંન.

વેપારીને કાંઈ દુર નથી, વીદીઆવાંન જયાં જાએ તાંહાં તેનો દેશ, ને મીઠું બોલનારને શતરૂ કોઇ નથી—પંચોપાખીઆંવ.

ઈંગરેજી ધારા બદીને શજા કરેછે; પણ ચીનનાં ધારા નેકીને ઈનાંમ બખશેછે—ગોલ્ડ સમીથ.

ખરાબ શંગતમાં પડયા કરતાં એકાંત પડેલા બેહેતર—કેહેવત.

---

## બોલેબોલ પાલેલી સલાહ.

એક ઇંગરેજ કેહેછે કે કમાવા ખાતર જયારે હું લંડન શેહેર તરફ જવા નીકલયો તયારે માહારા બાપે મહને સીખામણ દીધી કે દીકરા હમેશ સાચું બોલજે અને તાહારૂં તેથીજ કલયાંણ થસે. મેં મારા પીતાથી રજા લીધી અને ગાડીમાં બેસી મારી મુસાફરી શરૂ કીધી.

મારી ગાડીમાં એક ઢોંગી ઓરત એક નાહાનાં છોકરાંને રમાડતી હતી તે બોલી કે "આ મારૂં છોકરૂં કેહેવુંછે ?" મેં કહેઊં કે "બાઈ, ઘણુંજ બેસીકલી, નજીશ અને કટકટીયુંછે." તે સ્ત્રી મને ગાલથી ધોઈ નાખવા લાગી અને એક ગરહસથ તેની સાથે હતો તે મહને કેહેવા લાગયો કે હું ઘેલોછું. મેં ફરીથી માહારૂં બોલેલું ઊંચકી ધરીયું અને હમણે હાંસા તોસી થઇ. જેવી ગાડી ઊભી રહી તેવોજ પેલો ગરહસથ મારી સાથે લડયો. હું જખમી થઓ પણ મહને એટલી દીલથી ધીરજ હતી કે હું સાચું બોલયો હતો અને મારા બાપની આગ્ના પાલી હતી. જયારે હું લંડન સેહેરમાં પુગો તયારે એક વગવાલો ગરહસથ જેના હાથમાં એક ખાલી નોકરી હતી તે મેલવવા માટે તેની ઊપર ભલાંમણ પતર લઇ ગઓ. તેણે મારી ઘણી આદરમાંનથી મુલાકાત લીધી અને તેના ઘરમાં એક ખાંનગી નાટક તે સાંજે થનાર હતો તાંહાં મને નોતરૂં દીધું. હું તાંહાં ગઓ પણ મહને બહુ કંટાલો છુટયો. બીજે દીવસે મેં પાછી તેની ભેટ લીધી. તે બોલયો કે કાલના નાટકમાં જે મુખય ઓરત ખેલાડી હતી તેને વાસતે 'તમારૂં શું મતછે ?' હું બોલયો કે "ઘણુંજ ખરાબ; નાટક તે કેમ કરવો તેહેની તેને મુતલગ ખબર હોય એમ મહને લાગતું નથી." તે બોલયો કે "એતો માહારી બાયડી છે." ઘભરાઇને હું બોલયો કે "માફ કરજો શેઠ, મેં જે મત આપયું તે ખેલમાં જે ચાકરડી થઈ હતી તેને લાગુ પડેછે." તે બોલયો કે "તેતો મારી છોકરી થાએ." હું ફરી ધ્રુજીને બોલયો કે "મારી ચુકછે; જે આશક થઓ હતો તેણે સઘલો ખેલ બગાડયો." પેલો ગરહસથ બોલયો કે "તેતો મારો ભાઇ થાએ." હું વલી નસીબને સરાપ દઈ બોલયો કે "ખરૂં પુછાવોતો શેઠ બીચારા ખેલાડીઓનો કાંઇજ વાંક ન હતો, ખેલ પોતે ઘણો ખરાબ અને કઢંગી રીતે રચેલો હતો." તે મોટો માણસ બોલી ઊઠયો કે "ભાઇ ખેલનો રચનારતો હું" એમ કહી મને તરત રૂખશુત આપી અને જે નોકરીને માટે હું તલપતો હતો તે બીજા માણસને સોંપી.

મેં પાછી ગાડી કરી મારા ઘર તરફ રસતો ધરયો. આવી માહારા બાપને કહ્યું કે બાવા મેં તમારી સોખાંમણ માંનીછે કે સાચું બોલવું, પણ મારૂં કલયાંણ થયું નથી !! શું આ પુરૂસે બાપીકી સીખામણ પાલી હતી.

---

### એક ઠગ શાહાજાદો.

આંક ૨ માં—આંક ૧ લો.

આલેકજાનડરીઆ શેહેરમાં લબેકાન નામનો એક ઈમાનદાર દરજી એક ઘણા હોશીઆર શેઠના હાત તલે પોતાનું કામ કરતો હતો. લબેકાન જાતે ઘણો હોશીઆર દરજી હતો; અને આખાં શેહેરમાના સઉથી ચંચલ દરજીની બરોબર સીવી વેતરી જાણતો હતો. બધી વાતે તે ઘણો સારો માણુશ હતો, પણ તેનામા એક ખોડ એવી હતી કે જો તે આવો હોશીઆર નહી હતેતો તેને તેનો શેઠ થોડા દાહાડામાં પેંડો પકડાવતે—જો મનપર આવેતો કોઈ વખતે કલાકના કલાકવેર તે બધો થાકી જાય તાંહાં શુધી શીવીઆજ કરતો, ને નહીતો કે વલી આખો દાહાડો કંઇ ઉંડા વીચારમાં હીલીઆ ચાલીઆ વગર બસ અમસથો બેસી રેહેતો હતો. આ વખતે દુકાંનમાંનાં બીજા દરજીઓ તેની તરફ જોઇને અમસથા બોલતા કે "વલી લબેકાન પાછો પોતાના પાદશાહી વીચારમાં પડીઓસ." વલી કોઈ કોઇ દાહાડે જારે બીજા બધાઓ મસીદમાંથી બંદગી કરી પોત પોતાને કામે જતા તારે, લબેકાન દરજી પોતાના ઘણાક દીવશની મેહેનત કરી મેલવેલા પઇશાનો ખરીદેલો એક ઘણોજ ભપકાદાર પોશાક પેહેડી શેહેરની અંદર ઘણી ઘંભીરાઇ અને મગરૂરોથી બધેબધ ફરતો હતો. તેવામાં જો કોઇ તેનો દોસતદાર તેની આગલથી જતો અને પુછતો કે દોસતદાર લબેકાન, શી ખબર ! તો ભપકામાંજ જરા પોતાનો હાત ઉંચો કરી તેને જવાબ આપતો. એક વખત રસતામાં તેનો શેઠ મલીઓ, અને મશખરીમાં કહીઉં કે, લબેકાન, તારો દેખાવતો કોઈ શાહાજાદાના જેવો લાગેછે ! આથી લબેકાન ઘણો હરખઈ ગ

પો અને જવાબ દીધો કે "શું ! તમુનેભી વલી એવું લાગું કે ? ઘણાંક દાહાડા થયા માહારા મનમાં પણ એવો વીચારછે." આ વાતથી લબેકાન વધારે બેવકુફ થયો, અને પોતાના વીચારમાં આગલ કરતાં વધારે ગુંતાએલો રેહેવા લાગો.

એક દાહાડે સુલતાનના ભાઇએ લબેકાનના શેઠની દુકાનમાં પોતાનો એક પાદશાહી જભો તેનું ભરતકાંમ સમારવા મોકલીઓં. આ કાંમ લબેકાનને સોંપવામાં આવયું. સાંજરે જારે બધા દુકાનમાંથી બાહેર ગયા તારે લબેકાન પેલા જભાથી લલચાઇને દુકાનમાંજ રહયો. તે જભા તરફ જોઇને તેનું ભરતકાંમ, તેનો રંગ અને તેનું કપડું ઘણું પસંદ કરવા લાગો. પોતાના મનમાંજ વીચાર કીધો કે જરા હું પેહેરું. તેનાથી વધારે વાર રેહેવાયું નહી, અને અંતે તે જભો તેણે પેહેરીઓ; અને જાણેકે પોતાનોજ જભો હોય તેવી રીતે તે તેહેને બરાબર બેસતો આવો. જરાં ડોલ ઘાલીને, અને મનમાંને મનમાં મઘન થઇને દુકાનમાં તેવણે થોડીક આસપાસ લટાર મારી. પછી એક આરસીમાં પોતાનું મોહોડું જોઇને મનમાંજ તે બોલવા લાગો, "એક સાહાજાદો કોણછે ? બીજાં બધાં લોકોના કરતાં વધારે ઉંચો પોશાક પેહેરે તે શાહાજાદો. હમણા જો સુલતાન એક ગરીબ માણશના કપડાં પેહેરે અને જો મુકુતી અને કાદી પોતાના સઘલા ઉંચા પોશાકો તથા ઘરેણા એકકોરે મુકીને શાદા કપડાં ઓલવે, તો ગામમાં તેઓનો ભાવ કોણ પુછે અને કોણ એમ કેહે કે આતો શુલતાંન ! અને આ તો આપણો વડો મુલાં ! અને આ વડો નયાયધીશ ! અરપણા અમીરને આપણે કેમ ઓલખીએ છીએ ? તેની લીલી પાઘડીથી ! અલબત બધું કપડાંમાંછે ! જો માતર આવો એક જભો માહારી પાસે હોયતો એમ કોણ કેહેનારૂંછે કે હું શાહાજાદો નહી ? અને વલી માહારી પાદશાહી ઓલાદ પણ મને બરાબર જણાઈ આવશે ! પણ શાહાજાદો બનવાને માહારે આ આલેકસાનડરીઆ શેહેર છોડવું જોઇએ, કાંયકે હીંઆના લોક એવાતો બેવકુફછે, કે માહારાં દરજીનાં કપડાંથી માહારી પાદશાહી ઓલાદ તેઓ ઓલખી શકતા નથી !"

પોતાના વડવાઓના તખતની શોધમાં, શેખચલી લબેકાને હવે અલેકશાંનડરીઆ શેહેર છોડવાનો ઠરાવ કીધો. તેણે વીચારીયું કે આ જભો કોઇ મેહેરબાન પરીએ, માહારી ઉંચી ઓલાદની ઇધાંની દાખલ માહારી ઉપર મોકલીઓછે. આવા વીચારથી રાતના જારે બધા દુકાનમાં શુતેલા હતા તારે પોતાનું થોડું ઘણું બચાવેલું નાણું લઇ અને દીલ ઉપર પેલો જભો ઓલવી ચાલતો થયો. શવાર પડતાં શેહેરના દરવાજા આગલ તે આવી પોંહાંચીઓ, પણ રસતાના લોકો લબેકાનની તરફ ઘણા અજબ થઇને જોતાં હતાં તેથી તેને દલગીરી ઉપજવા લાગી. જેમ જેમ પોતે માંથું ઉંચું કરે અને વધારે ફુંફાં કરી ચાલે તેમ લોક વધારે અજબ થતું કે આવો ઉંચા પોશાકવાલો માણશ એક શાધારણ રાહાદારીની માફક રસતામાં ચાલતો કેમ જાય. કોઇ તેને આ ભેદનું કારણ પુછતું તો તે જવાબ દેતો કે મારે કાંઇ અંદર સબબછે. પણ આ બોલાસાંથી સઘલાં લોકો મશખરી કરી હસતાં હતાં, તેથી આપણા શેખચલી શાહાજાદાએ પોતાનો ભપકો વધારવાને એક બુટો ઘોડો વેચાતો લીધો. જોકે લબેકાન ઘોડાપર બેશી જાણતો ન હતો, તોપણ આ બુઢા ઘોડાથી તેને ઘણી હેરાનગતી નહી પોંહાંચી. એક દાહાડે પોતાના ઘોડાપર બેશીને તે આસતે આસતે રસતો કાપતો હતો, તેવામાં એક મુશાફર તેની આગલ આવીયો અને સાથે મુસાફરી કરવાની પોતાની ખાહેશ દેખાડી. આ મુશાફર એક જુવાન, સારા ચેહેરાવાલો માણશ હતો, અને લબેકાને તેને પોતાની સાથે મુશાફરી કરવાની રજા આપી.

આ નવા મુશાફરનુ નામ ઓમાર હતું, અને લબેકાન આગલ તેણે પોતાની બધી વાત કીધી; આપણા દરજી શાહાજાદાએ તેના બદલામાં પોતાની તવારીખ ઓમારને કહી શંભલાવી, પણ પેલી આગલી દરજીની દુકાન, શોએ દોરો, અને કાપડ એ શઘલી વાત ખાઇ જાઇ પોતાને વાશતે જણાવીયું કે હું એક મોટાં કુલનો અને ઉંચી પદવીના માણસ છું, અને માતર શોખને ખાતર આવી રીતે મુશાફરી કરવા નીકલીઓય. ઓમારે પોતાની વાત કહી કે "ઘણી નાહાની વયથી કેરોના પાશા નામવર એલફીબેની દરબારમાં હું ઉછરીઓય, જે પાશાને હું હમેશ માહારો કાકો જાણતો હતો; પણ થોડાક દીવશની વાત ઉપર નામવર એલફીબેએ પોતાની પાસે મનેબોલાવી કહયું કે 'જેમ તું આજ શુધી જાણેમ તેમ તું મારો ભતરીજો નથી, પણ અરબસથાનના એક મોહોટા પાદશાહનો દીકરો થાય. પણ તાહારા જનમની વખતે જોશીઓએ એવું વરતીયું કે જો તું ૨૨ વરશની ઉમરનો થાય તાંહાં શુધી તાહારા બાપના ગામની હદમાંથી બાહાર રેહે તોજ તારી ઉપર એક આફત આવી પડવાની હતી તે ટલે, એટલા માટે તાહારા બાપે માહારી દરબારમાં તુને તારા જનમ પછી તુરત મોકલી દીધો હતો.' પાશા એલફીબેએ મારા બાપનુ નામ મને જણાવીયું નથી, પણ કેટલીક એવી ચોકશ ઇધાની એ મને આપીય, કે માહારા બાપનુ નામ ઠામ હું શોધી કાહાડી શકશ. આજે શમદન મહીનો બેઠો તેની ૪ થી તારીખે મને ૨૩ મું વરશ બેશસે. આલેકસાનડરીઆથી ૪ દાહાડાની મુશાફરીએ એલસેરૂજ નામનુ શેહેરછે, તાંહાં માહારાં વરશને દાહાડે મને દાખલ થવું જોઇએ. તેહના દરવાજા આગલ કેટલાંક માણશો મને મલશે જેઓને નામવર પાશા એલફીબેએ મને આપેલું આ ખંજર હું આપશ, અને તે વખતે તેઓને કેહેવશ કે "જે માણશને તહમો હીઆં સોધોય તે હું છું." જો તે સઘલાં માણશો એમ જવાબ દેએ કે "જે પેગમબરે તુને શલામત રાખીઓય તેના હજારો સુકરાના; તો હું તેઓની સાથે મારા બાપની આગલ જવશ."

લબેકાંને શાહાજાદાની આ વાત ઘણા ધીઆનથી સાંભલી, અને જારે તેણે જોયું કે તેનો દોસતદાર એક પાદશાહનો દીકરો થાય, તારે તે પોતાની નીચ બુનીઆદ ઘણી સંભાલથી છુપાવા લાગો. દરજીની દુકાંનમાં તે પોતાના વીચારોમાં ઘણી વખત ગુંતાએલો રેહેતો હતો, તે વખતે તેના મનમાં પણ આવા વીચારો ભમતા હતા.

લબેકાન હવેથી પોતાના દોસતદારની તરફ અદેખાઇથી જોવા લાગો. પોતાના મનમાંજ તે અફસોસ કરવા લાગો કે એક મણશ જે એક મોટા પાશાનો ભતરીજો ગણાતો હતો,

તેની ઉપર નશીબે પોતાની મેહેરબાંનગીનો વધારે વરસાદ વરસાવીને એક બીજા બાદશાહી ખાંનદાંનનો નબીરો બનાવીઓ અને હું કે જે એક રાજાનો દીકરો થવાને પુરેપુરી રીતે લાયક, તેને ગરીબ મા બાપને પેરે અવતારીઓ અને નીચ ધંધો શોપીઓ. આખો દાહાડો આ વીચારમાં તે મશગુલ રહયો અને રાતની ઉંઘ અને દીશની ભુખ સઘલી જતી રહી. રાતે તેને મુતલગ ઉંઘ આવી નહી, પણ બામદાદમાં જારે શાહાજાદો ઓમાર મીઠી ઉંઘમાં પડેલો હતો, તારે લબેકાનને એક બેહુદો વીચાર આવો. તેણે વીચારીઉં કે જો શાહાજાદો ઓમાર હમણા મરી જાય તો તે શાહાજાદાનું નામ લઇ એલસેરૂની શેહેરના બાદશાહના દીકરા દાખલ ખપતાં મને કંઇ અડચણ પડે નહી. પાશા એલફીએએ આપેલું ખંજર, કે જેથી કરીને શાહાજાદો પોતાના બાપનું નામ તથા ગાંમ શોધી કાહાડનાર હતો, તે તેના પટાની બાહર લટકતું હતું તે ખંજરનો હાથો તદન જવેરાતનો બનાવેલો હતો અને તેની અંદર ઉંચા હીરા જડી લીધેલા હતા. આખું ખંજર ઘણીજ સરસ કારીગીરીનું અને ઘણું કીમતી હતું. લબેકાન તેની મેયાન માહેથી તેહને કાહાડીને જોવા લાગો અને તેની ઉપર એક લેખ માલમ પડીઓ કે "જો ખોદાની મરજી હોય." લબેકાન દરજી બોલીઓ "હા ! જો ખોદાની મરજી હોયતો આ જુવાન પુરશ હમેશગીની ઉંઘમાં પડે, અને પછી હું—હા ! ઇનશા લાતાલા—હું શાહાજાદો ઓમાર થઇશ." તેણે પેલું ખંજર પોતાના હાથમાં પકડીયું, અને શાહાજાદા ઓમારની ઊપર મારવાને વાસતે હાથ ઉંચકીઓ, પણ તેવામાં તેની મરતી વખતની ચીચીઆરી, તેનું લોહી, તેનું તરફરવું. એ સઘલું તેને યાદ આવી ગયું, અને તેનો હાથ ખંચાયો. ખુનના વીચારથી તેનુ દીલ કાંપીયું, અને ચોરી કરવાનો તેણે ઠરાવ કીધો; તેણે ખંજર લીધું, અને વીચાર કીધો કે શેહેરમાં ચોથે દાહાડે વેહેલો હું જવશ, અને તેવામો જો શાહાજાદો પોતાના હકનો દાવો કરવા આવશે તો, લોકો તેને એક ધુતારામાં ખપાવશે. એવો વીચાર કરી પેલું ખંજર તેણે પોતાના પટામાં ખોશીયું, અને શાહાજાદા ઓમારના વધારે ચપલી ઘોડા ઉપર સવાર થઈ કેટલાક કોશ નીકલી ગયો. અસતો આજે રામદન મહીનાનો બીજો દાહાડો હતો, અને હજી ૩ દાહાડા મુશાફરી કરવાને બાકી હતા; પણ રખેને શાહાજાદો તેહેની પછવાડે આવી તેને પકડી પાડે, એવી બીહીકથી લબેકાન ખુબ દોડાવતો આગલ ચાલીઓ, અને બીજે દીવશે સાંજરે એલસેરૂજ શેહેરના મીનારા તેની નજરે પડવા લાગા. હજી પુરેપુરા બે દીવશ તેને વીચાર કરવાને માટે રહેલા હતા, અને અગરજો તેની લુચાઇ પકડાઇ આવે તો અંતે પોતાના કેવા બુરા હાલ થાય તેના વીચારથી તેના દીલમાં ધ્રુજારી છુટટી હતી; પણ વલી પાછો એક મોટા બાદશાહનો શાહાજાદો બનવાનો વીચાર તેનામાં આવતો અને તે વીચારથી હરખાઈને પોતાનુ ઉઠાવેલું દગાખોર કાંમ પાર પાડવાનો તેણે ઠરાવ કીધો. શેહેર આગલ એક ખજુરીના જાહાડની હેઠે ઘોડાપરથી ઉતરી તેણે વીશાંમો લીધો, અને ઠરાવેલો વખત આવે તાંહાંશુધી વીચારમાં ચકચુર તેજ જગાએ રેહેવાનો ઠરાવ કીધો.

અંતે ઠરાવેલો દાહાડો આવો. શવારના પોહોરમાં લબેકાને ઘણાજ હરખથી સાંમે શેહેરના દરવાજા આગલ મારેલા તંબુઓ જોયા. જલદીથી તેણે પોતાનો પોશાક પેહેડીઓ, અને પોતાના ઘોડા ઉપર સવાર થઇ ચારે પગે જોશમાં દોડાવતો, એલસેરૂજ શેહેરના દરવાજા આગલ આવી પોહોતો.

તાંહાં એક બુઢો માણશ બેહેલો હતો, અને તેની આસપાસ સરદારો અને અમલદારો, ઉભેલા હતા. તે બુઢો માણશ અને બીજા સઘલાઓ કોઇ શખસના આવવાની રાહા જોતા હતા. જેવો લબેકાન આવો તેવા સઘલા ઉભા થયા. લબેકાનના પેટમાં બહુ ધાસતી હતી, અને તેની છાતી ધકધકતી હતી. પેલા બુઢા માણશને તેણે ઘણી આબરૂથી શલાંમ કીધી, અને તેને ઘણો નમીને પગે પડીઓ; પછી તેણે નામવર એલફીએનુ ખંજર તેને આપીયું અને ધ્રુજતે અવાજે બોલીઓ "કે જે માણશને તમો હીઆં સોધીય તે હું છું." પેલો બુઢો માણસ બોલીઓ "જે પેગમબરે તુંને શલાંમત રાખીઓય તેના હજારો શુકરાના." તેના આંખમાંથી હરખના આંસુની ધાર ચાલતી હતી, અને તેણે કહયું કે "આવ, માહારા પીઆરા દીકરા, ઓમાર, મને કોટી કર, કે હું તુહુને આશીરવાદ દેવું !"

આ પીઆરે ભરેલા શબદોથી લબેકાનની છાતીમાં દુખ થવા લાગું, પણ હવે તેહને કોટી કરીઆ વગર ચાલીયું નહી. જેવો તે કોટી કરી રહયો તેવામાં સાંમેથી તેણે એક ઘોડેસવાર આવતો દીઠો, અને તરતજ જોયું કે ખરો શાહાજાદો ઓમાર પેલા લબેકાનના બુઢા ઘોડાપર સવાર થઈ જેમ બને તેમ જલદીથી શેહેર તરફ આવતો હતો. લબેકાને હવેતો જે બને તે ખરી, તોપણ જે દગો રમીઓ હતો તે પાર ઉતારવો હેવો પકો ઠેડાવ કીધો.

સાહાજાદા ઓમારે શેહેરના દરવાજા આગલ આવી કહયું કે "થોભો, અને એક નાપેકાર ઠગારાથી ઠગાવો નાં. હું—હું પોતેજ ખરો શાહાજાદો, ઓમારછું."

સઘલાઓ આ બનાવથી અચરતીમાં પડીઆ અને પેલો બુઢો બાદશાહ આ બનાવનો ખોલાસો માંગતો હોય એવી રીતે લબેકાન તરફ જોવા લાગો. આ વખતે જાંણે કે કંઈ અચરત જેવું બનીયું નહી હોય તેમ, અને ઠંડે પેટે લબેકાને કંહયું "ઓ નામવર, મુરબી બાપ, પેલા માણસથી તમે મુદલ ઠગાવોનાં; હું ધારુંચ કે એ માતર એક ફેરી ફરનારો દરજીછે, જેના મનમાં હેવો વીચાર ભમેમ કે હું એક બાદશાહનો દીકરો થાઉંછું, અને આપણા ગુશા કરતા તેની આ હાલતને વાસતે તે દયાને વધારે લાયકછે." આ શબદોથી શાહાજાદા ઓમારનો ગુશો એટલેતો વધીઓ કે તે લબેકાનની ઉપર ધશીને તેને મારવા જતો હતો, પણ તેવામાં, કેટલાક અમલદારો વચમાં પડીઆ, અને બાદશાહના હોકમથી ઓમાર શાહાજાદાને ખુબ સીકરી લીધો.

શાહાજાદો ઓમાર જાંણે ગાંડો બની ગયો. પણ જારે બુઢો પાદશાહ તેહની નજદીક આવો તારે તે મોટે શારે બોલી ઉઠોઓ કે "ખરેખર માહારૂં હઈયું મહને કેહેય કે તુંજ મારો બાપછે ! મારી માને ખાતર તું મને શાંભલ." બુઢો પાદશાહ બોલીઓ "ખોદા તારી ઉપર દયા કરજો ! વ

ત્રી બીચારા પેલાનું મગજ ભમેચ ! આવા ગાંડા વીચારો બીચારા એ માણુસના મનમાં કેમ આવતા હશે ?"

લબેકાનનો હાથ ધરીને, અને તેની ઉપર ટેકો દઈને, બુઢો પાદશાહ આગલ ચાલીઓ, અને બંધે જણા ઘણા ભ પકાદાર શાનવાલા ઘોડા ઉપર શવાર થઈ મેહેલ તરફ ર સતો લીધો; અને તેઓની પાસેથીજ બીચારા ઓમાર શાહાજાદાને એક ઉંટની ઉપર દોરડાંથી ખુબ શીકરીને એક બંધવા દાખલ શીપાઈઓ લઈ ચાલીઆ.

જે બુઢા માણુશને લબેકાન દરજીએ આવી રીતે ઠ ગીઓ તે શુલતાન શાઉદ હતો. તે મોટી ઉમરે પુગો તાં હાંશુધી તેને એકબી છોકરો નહી હતો, અને તેના મન ની આ એક મોટી ઉમેદ પાર પડી નહી. અંતે તેની રાંણીએ એક બેટાનો જનમ આપીઓ, પણ તેના જનમ ની વખતે જોશીઓએ એવું વરતીઉં કે તે શાહાજાદો ૨૨ વરશની ઉંમરે પુગે તાંહાંશુધી શુલતાન શાઉદના ગામની બાહેર રેહેવું જોઈએ; નહીતો કે કોઈ બીજો શખસ તેની ઉપર ચઢાઈ કરી તેનું તાજ તખ્ત તેની પાશેથી છીનવી લેવાની ધાશતી રેહેશે. આ ધાસતી ટાલવાને માટે શુલ તાન શાઉદે પોતાના દોસતદાર નામવર એલફીબેના હાથ માં પોતાના નાહાના શાહાજાદાને શોંપીઓ, અને તે ૨૨ વરશની ઉંમરે પુગો તાંહાંશુધી તેના ઉંચા વંશની તેને ખ બર પડવા દીધી નહી.

મેહેલ તરફ જતાં લબેકાન જરા હીમત રાખી એવી તો બપકા ભરેલી રીતે બુઢા શુલતાન શાથે વાત કરવા લા ગો કે તેથી તે ઘણો ખુશ થઈ ગયો. તેઓ શેહેરના દર વાજામાં પેઠા, જાંહાં શઘલે ઠેકાંણે ખુશાલીના પોકારો, રોશની, આતશબાજી, ફુલ, સુનેરી ભરતથી ભરેલા ગાલી ચાઓ, શઘલું નજરે પડતું હતું, અને આખા શેહેરમાં ધુમ મચી રહી હતી. શઘલાઓ આસીરવાદના વરસાદ વરશાવતા, અને તેઓનો શાહાજાદો આવી સારી હાલત માં લાંબી મુદતે તેઓને આવી મલીઓ એટલા વાસતે ખોદાતાલાના હજારો શુકર કરતા. શઘલાના મોહોડાંમાં થી શાહાજાદો ઓમાર એવા શબદો વારેવાર પડતા, અ ને દરજી લબેકાન આ શઘલું ઘણા હરખથી અને મનમાં શંતોશ પાંમી, પોતાની ધારેલી મુરાદ પાર પડેલી જોતો હતો; અને બચારો ખરો શાહાજાદો ઓમાર ઉંટની ઉપ ર એક બંદીવાન તરીકે ડોલા ખાતો પોતાના મનમાં બ લતો હતો, અને કોઈ તેને વાસતે પુછતું તો શીપાઈઓ કેહેતાં કે તે "એક બચારો મુશાફર—દરજીછે, જેનુ ભેજું ખીશી ગયુંછે." આવી રીતે જે મીજલશો તેના આદર માનને વાસતે બનાવેલી, જે રમત ગમત તેની મોજને ખા તર ઉભી કીધેલી, જે લોકો અને ગામનો તે ખરો હકદાર સ રદાર તે સઘલાંની વચેથી એક ભેજાં ખોયેલા બંદીવાનની માફક ઉંટની પીઠ ઉપર શીકશાઈ ડોલા ખાતાં ખાતાં પોતા ને લઈ જતાં જોઈ તે મનમાં ઘણો ખેદ પાંમતો.

આવી રીતે આઠ દાહાડા મુશાફરી કરી શુલતાનના પાએતખતમાં બાદશાહી મેહેલ આગલ શઘલાં આવી પુ ગાં. મેહેલમાં ઘણો શીનગાર કીધેલો હતો અને શઘલે ઠે કાંણે મોજમજાહ અને ખુશાલી શીવાએ કશું નજરે પડ તું નહી. શાંજનો વખત હતો અને હાંડીઓમાં દીવાની હાર લાગી હતી, અને શઘલે ઠેકાંણે બાગમાં અને મેહેલમાં એટલીતો રોશની હતી કે જાણે આફતાબ પરકાશતો હો ય—અને આખો મેહેલ માણુશનુ નહી પણ કોઈ પરી ઓનું મકાન હોય એવો નજરે પડતો. મેહેલના એક ઘ ણા મોટા દબદબાવાલા ઓરડામાં, પરધાનોની વચે રાંણી વલીદા પોતાના નામવર ખાવંદ અને શાહાજાદાની રા હા જોતી બેઠી હતી. રાંણી એક દબદબા વાલી બુજરોગ ઓરત હતી, અને પોતાના ખાવંદની માફક પોતાના દી કરાને જનમીઆ પછી મુદલ જોયો નહી હતો. પણ વા રેવાર તેના વીચારમાં રહયાથી તે શાહાજાદાનો આકાર તેણીએ ઘણીક વખત સપનામાં જોયો હતો, અને તેણી ના મનમાં તે એવોતો આબેહુબ ઠસીઓ હતો, કે ઘણાક લોકોની સંફમાંહેથી તે પોતાના શાહાજાદાને ઓલખી શ કે. આ ઉપરથી જાહારે બુઢા શુલતાને તેણીની આગલ લબેકાન દરજીને લાવી કહયું કે—

"જો, જે શાહાજાદાને જોવાને તું આટલી વખત ઈં તેજાર હતી, અને જેને માટે તું વારંવાર દલગીરીમાં રેહે તી, તેને તાહારી આગલ હું લાઓચ." એટલા ઉપર થી તે દલગીર થઈ વચમાં બોલી ઉઠી કે—

"શું ! આ માહારો દીકરો ! ના, ના, પેગમબરે વા રેવાર માહારા શાહાજાદાની તશવીર મને દેખડાવીચ તેવો આ શખસનો ચેહેરો નથી."

સુલતાન સાઉદ પોતાની રાંણીને આ વીશે ઠપકો આપવા જતો હતો, તેવામાં એકાએક ભારે જોશથી ઓર ડાનુ બારણું ઉંઘડીયું, અને તરતજ શાહાજાદો ઓમાર શીપાઈઓના હાથમાંથી છુટી અંદર દાખલ થયો, અને થાકી ગયલો હતો તેથી તખતની નજદીક રાંણી આગલ પ ડી જઈ મોટેથી બોલીઓ:—

"ઓ કરૂર બાપ! મહને હીઆં મરવાદે! આ લો કોને ફરમાવ કે મહને મારી નાખે, કાંકે આવી હીનપસ તી હું વધારેવાર ખમી શકનાર નથી." આ ઉ પરથી ઘણો ઘબરાટ થઈ રહયો. શીપાઈઓ દોડી આ વયા, અને શાહાજાદા ઓમારના ફરીથી મુસકા ટાટ કરતા હતા, તેવામાં રાણી વલીદા આ બીનાથી ઘણી અચ રત થઈને પોતાના તખત ઉપરથી ઉતરી પડી, અને ચોકી બાંનોને થોભવાને હુકમ કીધો. આ ઉપરથી બુઢો સુલતાન ઘણો ચીરડાઈ ગયો અને મોટેથી બોલીઓ કે "એ શીપાઈઓ, બાંધો આ ગાંડાને ! અને માહારો હોકમ શાંભલો; મને એ ખલાનેજ—અને કોઈ બીજાને નહી—આ મેહેલમાં હુકમ કરવાનો હકછે." અને જે શઘલા ઉમરાવો તખતની આ સપાસ હતા તેઓની તરફ ફરીને અને લબેકાન દરજીના ખભાંની ઉપર હાથ મુકીને બોલીઓ "શાચી શાહાદતોની સાંમે એક ઓરતના સપના ટકવા ન જોઈએ. આ માહા રો ખરો દીકરોછે. હું ફરીથી કહુંછું કે, આજ માહારો ખરો દીકરોછે, કાંકે આપણી કબુલાત મુજબ, એજ શખસ નામવર પાશા એલફીબેનું ખંજર માહારી આગલ લાવીઓ."

શાહાજાદો ઓમાર બોલી ઉઠીઓ, "એ ખંજર તેણે માહારી પાસેથી ચોરી લીધું ! એ ચંડાલ મને મુશાફરી ક રતાં મલીઓ, તેની આગલ મારી બધી વાત મેં કહી, અને એ નાપેકારે માહારી સાથે દગો કરી વીસવાસઘાત

કીધોછે." આથી કરીને સુલતાનના મન ઉપર કંઈ અસર થઈ નહી. તેના મનમાં વીચાર ઘણા ધીમે પેસતા હતા, અને એક વખત પેઠા પછી નીકલી શકતા ન હતા. તેણે શાહાજાદા ઓમારને ધક્કા મારી બંદીખાંને લઈ જવાને હોકમ કીધો, અને લબેકાન શાહાજાદાને પોતાના છુપા ઓરડામાં લઈ ચાલીઓ.

રાંણી વલીદા આ ઉપરથી ઘણી દલગીર થઈ. જો કે તેની પાસે કંઈ બરાબર સાબેતી ન હતી, તોપણ તેની ખાતરી હતી, કે તેનો ખાવંદ કોઈ ઠગારાના હાથ ઉપર ઠગાઈ ગયોછે. આ ઠગાઈ કેમ શાબેત કરવી? ખરૂં ખોટું કેમ માલુમ પડે? અને બુઢા સુલતાનને તેની ભુલ કેમં દેખાડવી? આવા વીચારો તેણીના મનમાં આવવા લાગા. તેણીએ, જે અમલદારો સુલતાનની સાથે શેહેરના દરવાજા આગલ શાહાજાદાને લેવાને ગયા હતા, તેઓને પોતાની હજુર બોલાવીઆ, કે તેઓને મોહોડેથી ખરી હકીકત પોંતે શાંભલે, અને પછી પોતાના સઉથી વીશવાસુ કેટલાક નોકરોને ભેગા કરી, તેઓની સાથે આ ભાંજગડનો નીવેડો લાવવાને કંઈ સરસ ઉપાય સોધી કાહાડવા વીશેનો વીચાર કરવા બેઠી. કેટલાક લોકોએ પોતાના વીચાર કહી સંભલાવીઆ, પણ તે સઘલાં પસંદ પડીઆ નહી. અંતે તેઓમાનો મલેકશાલાં નાંમનો એક ડાહાપો બુજરોગ મરદ બોલીઓ "ઓ નામવર શેઠાંણી, જો મારી યાદદાસત મને ભુલાવો ખવાડતી ન હોયતો હું ધારૂંચ કે, જે શખસ પોતાના હાથમાં ખંજર લાયો, તેણે જે શખસને તમો નામવર તમારા ખરા દીકરા શાહાજાદા ઓમાર દાખલ ગણોચ, તેને વાસતે એવું કહીયુંચ કે તે, લબેકાન નામનો એક મુફલેસ મુસાફર દરજીછે."

રાંણી બોલી "હા ખરી વાત! પણ તે ઉપર તું શું કેહેવા માંગેછે." મલેકશાલાએ કહીઉં, "નામવર રાંણી, જો આ દગાખોર ઠગારાંએ ખરા શાહાજાદા ઓમારનું નામ પોતે લઈને, પોતાનું ખરૂં નામ તેની ઉપર ઓલવીયું હોય તો કેમ! હું કાંઈ ખાતરીથી કહી નહી શકતો, પણ જો મેં જેમ ધારીયુંચ તેમજ હોયતો, તે દગાખોર મંડાલને પોતાની ખરી હાલત જણાવાને, આપણે આ તાલ લગાવીએ કે——"

આટલું કેહેવા પછી રાંણી વલીદા તરફ જઈ તેણીના કાનમાં થોડુક મલેકશાલાએ કહયું. તેનું બોલવું રાંણીને ઘણું પશંદ પડીયું કાંકે તરતજ ઉઠીને તે તેણીના ખાવંદ શુલતાનને શોધવા ગઈ.

——oooo——

## પેહેલું પગલું—માનો હરખ.

પેહેલું પગલું! એ શબદો કેટલા સંખયાબંધ વીચારો ઊતપન કરેછે. પેહેલાં પગલાંની ઊપર માણસના ભવના સુખનો મુલ આધારછે. મુસાફર પેહેલું કદમ ખોટું ભરેતો પોતાની મુસાફરીમાં નીશફલ થાયછે. અભયાસી પેહેલુંજ કદમ ખોટું ભરેનો જનમ તુલીક તેના અભયાસમાં ખોટછે. ઈમારતનાં પાયા મારે જમીનમાં ખોટી રીતે મારેલો પેહેલો પાવરો શઘલી ઈમારતમાં ખાંમી દાખલ કરેછે. ખોટી રીતે રોપેલું પેહેલું બી ઝાડને ઊગાડતું નથી. પેહેલું કદમ બચાંને ઊગાડનારછે કે તેને સદન્તર મારનારછે. વાહાણનું પઠાન નાખવાની દબદબાં ભરેલી કીરીઆમાં તેના લખંપતી માલેકના મનમાં ભવીશ મારે આકાશસે અથડે એવા વીચાર આવે તે કરતાં બુલંદ વીચાર એક કંગાલ ઝુપડીમાં વસતી ગરીબમાં ગરીબ માતાના મનમાં તેના બચાંનું પેહેલું કદમ જોઈ આવેછે. પાસેના ચીતર તરફ નેગાહ કરો. અસલી વખતનો એક રૂમી કબીલો દેખાયછે. માં કોચ ઊપર લેટીછે અને દાસીના હાથને ટેકે એક ફુલ બચું ઊભુંછે. પીઠ ઊપર પડી રેહેવાંનો વખત વહી ગયોછે અને પગ ઊપર તરૂં રેહેવાની પેહેલી કોશેશ બચાંએ કરીછે. એ પેહેલું કદમ માતાને હરંખાવેછે. જેવું તાહારૂં પેહેલું કદમ સીધુંછે તેવોજ દુનયાંમાં માહારાં બચાં સીધો રસતો ધરજે, એને મલતા શબદોથી મા પોતાના બાલકને આસીરવાદ દીએછે. પેહેલાં કદમથી બીજાં અને બીજાં ઊપરથી તરીજાં એમ જીંદગીના પાંદીઆં પસાર કરતાં જો પેહેલુંજ પાંદીઊં પસાર નહી થાયતો દાદરને મથાલે જઈ બેસવું એ માહાલછે. પછી આડા અને અવલા પાંટા લીધાના માઠાં પરીનામનો પાર નથી. જો બચાંનું પેહેલું કદમજ ખોટું હોયતો તેહેને તરત સીધું કરવું. અંધારી કોઠડીમાં પડેલા, બેડીઓ તલે ચંપાયલા કેદીને તેહેની કેજનું કારણ પુછો, અને જેમ મુસાફર એક ભપકા ભરેલી નદીનું મુખ જોઈ તેના મુલ તરફ જતાં એક બારીક દોરા સરખો જહરો જોઈ આશચરીય પાંમે, તેમ તે કેદીની ખરાબીનું મુલ એક કદાચ વટાણો ચોરવાનો વાંક જોઇ આપણને આશચરીય લાગા વનાં રેહેનાર નથી. અભાગણી તે માતા જે પોતાના બાલકનું પેહેલું કદમ તપાસે નહી. એકવાર ચોરી કરવા દઓ, એકવાર જીભને બદ શબદો કાહાડવા દઓ, એકવાર ગુસો, કપટ અને હેવા બીજા હંવસોને બાહાર પડવા દઓ અને બચાંનો ખરાબીનો પાયો રચાયો એમ સત માંનો. જે કદમ તહમે આજે વગર વીલમે પાછું ફેરવી શકો, જે રસતો તહમે આજે સેહેલથી બદલી શકો તે કાલે, તેમ પરમ દાહાડે, અને એમ આગલ વધતાં, વધારે અને વધારે વીલમ, વધારે અને વધારે મેહેનતથી



પૈહેલું પગલું—માંની હરખ.

કરી શકનાર નથી. બચાંના કુમળાં મગજ ઊપર સચાઈ અને ઇશવરની દેહેશતનો છાપ ઊઠાવો અને જાંહાંશુધી તે જીવશે તાંહાંશુધી તે છાપ કોઇબી અસરથી નીકલનાર નથી. પણ બદી અને ઇશવરની નાશ્કરમાંનીમાં ગુજારેલી જીંદગીવાલા પુરૂશના પથર સરખાં જડ મન ઊપર ગમે એવાં હથીયારોથી નેકીનો છાપ ઊઠાવવાની તજવીજ કરો અને સોમાં એક દાખલામાંબી તહમે ફલદરૂપ થાઓતો ગણીમત ગણાય. દરેક મા બાપની પવીતરમાં પવીતર ફરજછે કે પુખત ધયાનથી પોતાના બચાંના દરેક આરસામાં પેહેલો કદમ તપાસે. વરસગાંઠ અને લગનથી હરખ ઊપજે તે કરતાં વીશેશ હરખ બચાંના પેહેલાં કદમથી માતાને ઊપજવો જોઈએ, અને જો નવા ઘરમાં જવાને મુહુરતની અગત જુવો તો બચાંને પેહેલું કદમ શીખાડતાં ઇશવરના નામનું મુહુરત કરજો.

---

## નાજાં અને તેનું સાસરૂં.

"પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળા ગોરા કોય છે, ધન હીણા ધનવાન;
કહો ન હલકો કોયને, સઘળા એક સમાન."

ક૦ દ૦ ડા૦

"વઈદરાજ તમે મને પસંદ નથી; કેઆરથી નથી, તેની મને ખબર નથી, શું કારણ, તેનું પણ મને ભાંણ નથી; પણ એટલું જાણુંછ કે તમે મને પસંદ નથી."

ઉપલો વાકીય વાચી ઘણાઓ પુછસે કે ભાઈ જારે કાઈ કારણ નથી તારે વઈદરાજને ધીકારી કાહાડવાનું કેવું બેવકુફી ભરેલુંછે. બેવકુફી ભરેલુંછેતો ખરૂં પણ તે છતાં કેટલાએક લોકો વગર કારણે, વગર જાણવે એક માંણસને નાપસંદ કરેછે અને ધીકારની નજરથી જુવેછે. એથી કરી ઘણા કુટંબો, સંસાર અને દુનીઆમાં ગેરસમજુતી અને કજીઓ કંકાસ ચાલુ થાએછે અને સેવટ માંઠું આવેછે.

સુરત શેહેરમાં પાહાલન નામે એક પારસીનું ખેતીવારી ઉપર ગુજરાંન કરતું કુટંબ સારીપેઠે આશકાર હતું. પાહાલન ખેતીવારી કરતાં કરતાં જઈફીએ પોહાચીઓ હતો અને શુરત શેહેરનો વેપાર તેની નાહલી વયમાં એટલોતો હલમલી રહેઓ હતો કે ચોતરફના લોક વેપારને અરથે તાંહા આવતાં હતાં. એવા વેપારના ભરચકર વખતમાં જારે ખેતીવારી લોકો મેલી દેઇ રૂ અને વેપારની બીજી જનસો પાકવવા પછવાડે લાગા, તારે પાહલને બાપદાદાથી ચાલતું આવેલું ખેતીવારીનું કાંમ તેના પુર બલથી મચાવી નાખીઉં હતું, અને ગોએઆ અનાજની ખેતીવારી એક હાથ કરી બેઠો હોય તેમ તેનું કારખાંનું ચાલવા લાગું વલી શારાં ભાએગે તેને થાર પાંચ છોકરાઓ હતા તેવો તેને આવા વખતમાં સારી બાજુ થઈ લાગા હતા. એ રીતે આગલ મેલવેલા પઈસામાં સારી રીતે ઉમેરો થતો ગીઓ અને પાહાલન ખેડુત બે પઈસાના જીવવાલો ગણાવા લાગો.

વચલો છોકરો બહમન વેપારને મારે બાપથી છુટો પહેલો હતો. થોડીએક મુદત પછે એક દીવસે પાહાલનના વડા છોકરા સાવકને પરણવાની ધાંમધુમ થઈ રહી હતી, અને તે દીવસે ઘરનાં છોકરા બચાં તથા પારપાહોસી તથા મોહાલા ફરીઆના મલી ખાવાને ભેગાં થયાં હતાં, તે વખતે પોસનો સીપાઈ એક કાગજ લેઇ આવીઓ હતો તે ઉખેડી પાહાલનને થોડોક વાંચી પોતાની બઈરીને કેહેછે, જોયું હીરાં આખર પેલો તારો દુકતો બહમન નાનાભાઈની નાજાં સાથે પરણેઓ ! હીરાં દોસી તુરત બોલી ઉઠીઆં, શું નાનાની નાજાં સાથે આખર પરણેઓ, પરણેઓ ખરો તારે; જા સુખી થઓ સુપરે ને તોપલે; રીતને પઈસાતો લાવી હશે. એબી ખાંનદાંન ભાગી તુટીને ખાખ થઈ ગીઉ તે લેવો આ છોકરીનો ઉઠાવ કરી મેલેઓ તે, હું તો એક ફુટી બદામ નહી આપું. ખેતીવારીતો રેહી પણ એક તેલો મારતા વરીક નથી આવરતું. અરે! હું તો મારી સીરીએ નહી ચહડવા દેઉં, અને આપરા ખેતરમાં પગબી નહી મુકવા દેઉં જો

એટલામાં પાહાલનની એક છોકરી રતનબાઇ બોલી માએ બહમન કોણસે પરણેઓ ?

હીરાં—વરી પેલી નાજાં સાથેજતો !

રતનબાઈ—ઠીક ઠીક ખાસું ! સારીપેઠે પેટ ભરીને ભાઈ ખાસે. બે વરશની વાતપર અહીંઆં આવેલી તે માંએ તમોને ખબરછે કેની. આખાં હાડકેની ને પેહેલાં બાપનાં ઉછલતા વખતમાં લારથી ઉછરેલાં તે હમણાંતો ભીખ માંગતાં થઈ ગયાં પણ આગલી શેકાઇની કાંઈ ધપ જાયે !

એટલામાં વડો ભાઈ સાવક બોલીઓ, અરે એ પોરીઓ છેતરાઈ ગીઓ, એને દમરીની વકુબ નથી. કાંહાંજ ઇને ફસીઓ. અરે ! એ બાઇતો એવા મલીઆંછ કે ખુરસીએ બેસીને બહમના પાસે કામ કરાવસે. થોબોતો ખરાં, થોડા વખતમાં ભાઈનાં સનાનના કાગજે આવસે. બાઇતો પઈસાવાલા કરી લોભાયા હસેજો.

પાહાલન—તારે નાં, સાવક; આ સું કાગજમાં તે સાફ લખેછે કે "બાવાજી પઈસા તરફ મેં જોયું નથી કેમકે હું સારીપેઠે વાકેફ હતો કે એ નાવારેશ છોકરીનો વખત અતીશ બારીક આવી પહેલો હતો, પણ હું તેની નેકી અને ચંચલાઈ જોઇને પરણેઓછું."

હીરાં—એતો હવે એમજતો, વાત પડી ગઈછ ભારી, મેં એ નાદાન પોરીઆને સમજાવીઓતો કે ભાઈ જલદીથી પરણજે અને આપરા સુરતવાલા હોમા વખારીઆની છોકરી નાનીબાઈ બાપની એકપુરી તે બે પઈસા લેતી આવસે અને સુખી થઈ જશે તેથી તેની સાથે પરણજે, પણ નહીંની, ભાઇનેતો લેહેકો કરી ચાલતી બઈરી જોઈએ તારે એમ કસે. પાહાલન પેલા રૂપીઆની અતીઆરથી ઉઘરાણી કરોતો સારૂં નહીતર થોડા વખતમાં આપણે શાંભળશું કે બહમન સફાઈ થઈ ગયો.

આ વાતથી ઘરમાં પોકારો થઈ રહેઓ અને નાજાં

ા ઓલખતાં નહી ઓલખતાં સરવે તેની ઉપર ઉનરી પડી માં આખો વખત તે દીવસે એની એજ વાત ચાલી અને તરેહવાર ટીકા થયા કીધા.

સરવે બોલી રહ્યાં, હવે હમુને પાછુ બોલવાની રજા આપાતો પેહેલાં બહમન વીશે કેટલોક બોલાશો કરીએ. બહમનને ખેતીવારી કરવા આગમચ નીશાલે મુકીઓ હતો તાંહાં તેનું દીલ લાગાથી તે કેટલુંક શીખીઓ અને જારે બાપે તેને ખેતીવારીમાં નાખવા ઉઠાડી લેવા માંડીઉં તારે તે ઘણો નારાજી થયો.

ખેતીવારીમાં ભાગ લેવા છતાં તે અવાર નવાર તેવા પારપાડોસીઓ પાસે વાંચવા જતો હતો અને મન ચપલ તેથી જે કોઇ વેપારીઓ મલે તેનેથી આસપાસની ખબર મેલવતો હતો. એમ કરતાં ખેતીવારી ઉપરથી તેનુ દીલ ઉઠી ગીઉં અને વેપાર કરવા ઉપર તેનો બહુ જીવ થવા લાગો.

એક દાહાડે કંટાલીને બાપને પોતાનો ખરો વીચાર જણાવીઓ, તે ઉપરથી તે ઘણો રીસે ભરાએઓ; કેમકે પાહાલનનો વીચાર એવો હતો કે ખેતીવારીના ધંધા સવાયે સઘલા ધંધા હલકા અને તેમાં ચોરી લુચાઈ, તથા લબારી કરવાની જરૂરછે એવું તે માંનતો અને તેથી આ બાપ દાદાના ઉતમ ધંધા ઉપરથી ધેઆંન ખસેડી વેપાર ઉપર જઈ પડવાથી હલકાઈ લાગસે એવું વીચારી ના પાડી. પણ બહમનને રોજ કંટાલેલો અને નાશીપાસ જોઈ એક દીવસ પાહાલન ગોસે થઈ બોલીઓ કે "જા બાઈ તને કંમબખતીજ સુજ પડેછ તો જા ધંધો કર અને આજથી તુને હું મારી કમાઈથી ખસેડી મુકુછ. લે આ, પાંચ હજાર રૂપીઆછે તે તુને હું ઉછીકા આપુંછ અને પાચ વરસમાં તે મુને પાછા ફેરવી આપવા. એમ કહી તેનું લખત કરી લીધું અને મા તથા બાપે તેને તે દીવસથી છુટો કીધો અને ફરી બાપનાં ધંધામાં સામેલ કરવા ના પાડી, તેને મુંબઈ એક દુરના સગાંને તાંહાં મોકલી આપયો. મોકલવા આગમચ માંએ હોમા વખારીઆની છોકરી નાનીબાઈ સાથે પરણવાને ભલાંમણ કીધી હતી, પણ થોહોક વખત શુધી તેમ નહી થવાથી હીરાં દોસાએ હાથથી તક જતી રેહેશે એવી ધાસતીથી નાંનીબાઈ સાથે પોતાના વડા છોકરા માવકને પરણાવી આપીઓ. આ પોતાને મનપસંદ પ[illegible] આવવાથી પાહાલન તથા હીરાં બહુ મગન હતાં.

હવે નાજાં કોણ અને કેવી હતી તે સાંભલો [illegible] નાનાભાઈ નાંમે એક વેપારીની તે દીકરી હતી [illegible]ના બાપનો સુરત સાથે મોટો વેપાર હતો અને મો[illegible] મોટા બટેવા અને વાંહાણોનો ધ[illegible]તો, અને તે [illegible] મતમાં તેનુ એટલુંતો ચાલતુ કે એક [illegible] જેવા ગણાતા. તેવા ઉછલતા વખત[illegible] હેલા માલા ઉપર હોવાથી નાજાં જેનાં[illegible] જ ઘણી સારી અને મન ચપલ તે આસતે [illegible] રતું નામુ કાંમુ તપાસવા લાગી, અને બાપની [illegible]રીમાં મેહેતાઓ પાસેથી હસાબ લેઈ શકતી. એટલું છતાં સીવવા સાંધવામાં તથા ઘરના સંસારી કાંમમાં કાંઈ ઓછી માહીતગાર નહી હતી કેમકે તે વખતના રેવાજ મુજબ બાલપણથી પાસેના એક ગરીબ પડોસીને તાંહાં તેણીની માએ સીવવા સાંધવા તથા રાંધવા સીખવાં બેસાડી હતી. તાંહાં ગાંમના લોકોની પેઠે સારીનો કછાતો કરીને નાજાં ઘણીવાર કાંમ કરત દીઠામાં આવી હતી. પાંણીનાં બેહેડાં પડોસીનાં ઘરનાં એક માલપરથી બીજા માલા ઉપર તે પોતાની ખુશીથી લેઈ જતી અને કાંમ કરવામાં હંમેસાં ખુશાલ માલમ પડતી હતી.

હવે થોડાં અરસામા પાહાલનની છોકરી રતનબાઈનાં લગન નીકલેઆં તે વખતે બહમનને બાપને તાંહાંનું ઈજન આવીઉં અને નાજાંને જુદાઈએ પણ આવજો અથવા સાથે લેતા આવવાનું તેડું નહી આવીઉં. એથી બહમનનાં દીલમા માંઠું લાગું અને જવાને ના લખનાર હતો, પણ નાજાંએ કાલાવાલા કરી આ ઈજન કબુલ રાખવાને એવતેમાસ કરી તેને ફુસલાવી કાગલ લખાવીઓ. નાજાંના દીલમાં એ હતું કે જાંહાં તાંહાંથી બહમનનું પગલું બાપનાં ઘરમાં જતું આવતું થાયતો પછે સેહેજમાં સઘલી નાપસંદી અને ધીકાર દુર થઈ જસે અને કજીઆને ઠેકાંને સલાહ સંપ રાજ કરશે. નાજાં ઘર ભાંગનારી નહી પણ ઘર સાધનારી હતી તેથી આ વખત પોતાનું દુખ એક કોરે મુકી ધણીનું અને તેનાં કુટંબીઓનું સુખ જોયું.

બહમન સુરત આવીઓ અને લગનની ધાંમધુમમાં સામેલ થયો. તેની માં વારેઘડીએ અસેમસે બોલતી કે વહુતો મારી નાનીબાઈ, એવાં મા બાપની છોકરીથી સાસરાંની તેમ મહીરાંની લાજ રેહેછે, બાકી બીજાંને આપણી ઓસરીએ નહી ચહડાવીએ. ગરીબ બીચારા બહમને મુગે મોહોડે સઘલી તાનાંજાંની સાંખી અને હસીને પસાર કીધું. છેલે પાછો મુંબઈ ફરતી વખતે હસતાં હસતાં માંએ તથા બાપને કહીઉં કે હવે નાજાંને તમારે તાંહાં એક મહીનો મોકલસ કે તેને હવા પાંણીથી ઠીક થાએ.

તેવીજ હીરાં બોલી, નારે એવી તેહેકરાઈ ભરેલીને મારે ઘેર ખારૂં પાંણી પીવા ઉભી નહી રાખુંજો. વચમાં બુધો પાહાલને બોલી ઉઠીઓ, દીકરા તું તારે જોઈએ એટલી વખત આવતો જતો રેહેજે પણ ખોદા ખાતર તેણીને અહીઆં લાવતો નાં, એથી આખું ઘર નાખુશ થશે અને ઘરમાં નાહેક પંચાતી ઉઠશે.

બહમને માંએને સમજાવીઉં કે માએ નાજાંમાં જરાએ તેહકરાઈ નથી, તે આપણાં કરતાં ઘણી સાદીછે, ખોદા જાંણે તમુને એટલો બધો કરોધ તેની ઉપર કેમ ચહડેઓછે. પણ માંએ નાથી હા નહી પાડી, તેથી નાચારીએ બહમને રૂખસદ લેતી વખતે કહીઉં કે ઠીકછે તાહારે આ ઘરને છેલી સલાંમ, કે જાંહાં આવી રીતનું અપમાન મલે તે માં બાપતું ઘર નહી પણ પારકું કેહેવાએ અને પારકા ઘરમાં પગ મુકવો સજાવાર નથી.

જેવો બહમન પેહેલ વેહેલાં પાંચ હજાર રૂપીઆ લેઈ બાપથી છુટો થઈ મુંબઈમાં એક દુરનાં સગાને તાંહાં આવી રહેઓ તે આપણી નાજાંના પાડોસીઓ હતાં જાંહાં નાજાંને ગોએઆ કાંમકાજ સીખવા નીશાલે મુકી હતી તાંહાંથી નાજાંની ખુબીથી બહમન પુર વાકેબ થયો હતો.

વખતના અઈઆંમમાં નાજાંનો બાપ વેપારના ચકરમાં એટલોતો ગુંચવાઈ ગયો કે સરવે જહવેરાત અને બીજું સઘલું વેચી સાતી નાણાં ભરી પોતાની આબરૂ તથા આંત જાલવવા ગયો કે જેથી પાછલથી ગપલા પઈસા મેલવી સકાય અને પોતાની આબરૂને ધોકો નહી લાગે. વખત

નું ચક્કર એવુંતો જોરથી તેવો ઉપર ફરવા લાગુ કે જાંહાં રજવંસી કારોબાર ચાલતો, તાંહાં ટીપરી ચોખા વટીકના વાખા પડવા લાગા. તે ગંમમાં નાનાભાઈ તથા તેની રાંક બાપડી હાય અને અફસોસમાં થોડુંએકમાં મરણ પાંમીઆં અને તેવોની એકપુરી અને હોવાઈ નવાઈની છોકરી નાજાંમા બાપ વગર તવલતી થઈ આગલાં ભલાં પાડોસીઓને તાંહાં જઈ રહી.

જે સગાં તથા દોસતોએ નાનાભાઈના ચહડતા વખતમાં બતેલાના બતેલા હજમ કીધેલા અને કયકાંઈ તેની નાની મીલકતો ખાઈ ગયલાં અને મીઠી સુરતી જબાંનથી હાજીહા કીધેલું, અને નાજાંને જોઈને જીવ પરાંણ આપી દીધેલા, અને જરા જરામાં નાજાંમાંની ઉંચા સુરતી મોહવરાંથી સવાંમતીઓ ચાહેલી તે બધા આ શંકટના વખતમાં નાસી ગયા. પઈસાની સરમ તેના પઈસા સાથે ગઈ.

નાજાંના આ ગરીબ પાડોસીના ઘરમાં બહમન સાથે લગન થયાં. એ વખતની આગમચ બહમન પોને ફુટકલ ધંધો કરતો હતો તે હવે એક વેપારીની નાની પેહેડીમા તેણે ભાગ કીધો અને રંજ અને મેહેનતથી બે પઈસા મેલવવા લાગો. તેમાં ઘર ખરચ કરતાં જે જાલવતો તેમાથી બાપને હફતો ભરતો ગયો. હજાર હજારના ચાર હફતા એમ કરી પગાર કીધા અને પાચમાં હફતાની વખતે હાથમાં નાણું એટલું નહી રહેઉં કે તે વખતસર ભરી શકાયે, તેથી પોતાના બાપને ઘીલ કરવાનો એક નમનતાઈ ભરેલો કાગજ લખેઓ.

પાહાલન જે પોતાના કાંમકાજમાં ઘણોજ ચોખો અને વચન ઉપર પુર ઇુસતકીમ, તે એટલા સુધી કે વચન પાલવાને કાંમકાજમાં બની નહી આવેતો કોઈબી પરકારે તે પુરો પાડે તાંહાંસુધી તેને ધીરજ આવે નહી અને ચેન પણ પડે નહી, તેવા માણસને પાકેલા હફતાની ધીલ કરવાનું જે નું પોતાના છોકરાનું કાગજ મલીઉં તેવુંજ દોડું. હલાવી બોલીઓ કે હવે એ પોરીઓ હાથથી ગીઓ. આ નખરાંખોર બઈરીએજ મારા છોકરાની ખરાબી કીધેલી તેથી તે ગુંચવારામાં હશે; હવે આખર એ કંગાલ છોકરો પસતાતો હશે અને નાજાંને ગાલો દેતો હશે. પણ આપરેથી આ હફતો કાંઈ છોડાય નહી એટલામાં હીરાએ સઘલી કેફીઅત પુછી લીધી અને તુરત બોલી ઉઠી કે "હા જોયું આ કમબખત પોરીઓ માએની સલાહે નહી ચાલેઓ તે આખર પેલી રીત વગરની પાહુણકાબાઈથી ફેજ પોંતો. પાહલન ખબરદારજો એક પાઈ જાતી મેલીછતો કેમકે આપરી કમાઈનાં પઈસા સું એ ટેંકરાંબાઈ ખાએ કે ! અને વરી સાવક પેલું કરજ કરી આવેઓછ તે ભરવુંછે તેથી તુરત ઉંગરાંણી પાછી કરજો."

બધીવાત આવીને બીચારી નાજાં જે વગર કારણે ધીકારમાં આવી પડીતી તેની ઉપર સઘલું વગર પાયે બોલાવા લાગું. ધંધો ધાપો બહમન કરે, તેના ઘરસંસારથી માં બાપ અણજાંણા તે છતાં જો કાંઈબી થયુંતો નાજાં બીચારી બોજે ખમનારી ઘરખમ છેજ. વલી રીત લાવેલાં નાંનીબાઈનાં ઘણી સાવકે કરજ કીધું અને તે ઘણું ખરૂં ફુરૂં અને કંતાંત નાંનીમાઈને ખાતર, તેનુતો વગર મોલવે કરજ ગોએઆ અદાજ કરવું જોઈએ. એવી રીતે એકપરથમથી ફેકટમાં ધરેલા ધીકાર ઉપરથી નાજાંએ કીધેલું સઘલુંજ ખરાબ અને નાંનીમાઈનું બધુંજ પાધરૂં એવો વીચાર તેવોનાં મનમાં જડ બેસી ગયો હતો.

પાહલને વલતા જવાબમાં દીકરા ઉપર ચાંપતી ઉંઘરાંણીનો કાગજ લખેઓ, તેથી બહમન ઘણોજ નીરાસ અને ઉદાસ દીસવા લાગો એ ઉપરથી નાંજાએ સલાહ આપી કે કાગજ લખવા કરતાં તમોએ પોતે જઈ તમારા બાપને સમજાવવા કે તેથી તેવણના ધેઆંનમાં વાત ઉતરશે.

બહમને એકવાર બાપીકા ઘરની સીરી ઉપરથી ઉતરતી વખતે માં બાપને કહેલું કે ફરી બહમનનાં પગલાં એ તરફ જોમો નહી, તેથી તેણે જવાને ના પાડી. સમજુ નાજાંએ આ વખત પણ તેનાં દીલ ઉપર અસર કરી માબાપને ભેટવાનો ફાએદો સમજાવીઓ.

લાચારીને લીધે બહમને સુરત તરફ રસતો લીધો અને પોતાનાં મા બાપને જઈ ભેટીઓ. આવતાંનેવાર સેહેજસાજ વાત થવા પછે નાજાંના સાસુ સસરાંએ પાછું નાજાં ઉપર વાદલ ગરજાવા માંડીઉં, તે ઉપરથી બહમનનો મીજાજ તપી ગયો અને પોતાના બાપને કહેઉં કે બાવા બસ કરો, માહારા મોહોડાં ઉપર નાજાંને એમલગાંમતું બોલતાં તમારી જબાને અટકાવો.

પાહાલન—પોરીઆ તુંતે શું કરનારછે, હું બોલસને ફર બોલસ, બોલ તું શું કરી શકનારછે !

બહુમન—બાવા આવા નાહેક તાનાજાંનીના સખુનો સાંભલવાથી હું દુર થવસ એટલું હું કરી શકસ, અને હવે ખચીત છેલીજ સલાંમ સમજવી.

પાહુલન—દીકરા હું તારી સાથે કજીઓ કરવા માંગતો નથી, પણ પેલા રૂપીઆતો તારે કાંઈબી કરી ભરવા જોઈએ, તેજ રૂપીઆ મારે તારા ભાઈને આપવા જોએછે.

બહુમનને મનમાં વીચાર આવેઓ કે વહુ રીત તથા પઈસો લેઈ આવી તે છતાં ભાઈને વરી બીજા પઈસા જોઈએછ તે ઉપર કોઈ એક હરફ બોલવું નહી. આ વખતે માબાપ તથા ભાઈ બેહેનોને પોતાની તરફ કડણ જોઈ બહમને નીરાશ થઈ રૂખસદ લીધી અને હફતો કોઈબી રીતે પુરો કરી આપવાની કબુલત આપી ચાલતો થયો. આ વખતે બહુમનનાં દીલમાં જે ઘાહા લાગા તે જેની ઉપર વીટેલું હોય તે વગર બીજું કોણ બુજી શકે ! મુસાફરીમાં બહમનની આંખોમાં પાંણી આવી ગયાં અને પોતાને મનગમતી એક બાયડી પરણી લાવવા ઉપરથી તેની ઉપર આટલો બધો બીનફોકટ સીતમ ગુંજરવા લાગો તેથી ઘણોજ દેરાં ન રહેઓ.

પોતાનાં ભાગીઆને સઘલો હેવાલ જણાંવી પોતાનાં ફાલા ઉપરાંત થોડુંક નાણું આગલ ઉપાડેલું તે છતાં આ હફતો ભરવા એક હજારની બીજી રકમ ઉપાડી બાપને ભરી. એમ કરવાને લીધે બીજાં એક બે વરસ સુધી બખીલાઈ કરી અને તરેહવાર રંજ ખેંચી આ ખાડો જેમ તેમ પુરો પાડીઓ, એટલું છતાં બહમનની હાલત પઈસા બાબતમાં ઘણીજ પતલી હતી.

એક આફત બહુમનની પુરી થઈ, હવે આ જોડાંની બીજી આફત સાંભલો. આટલા વરસનાં અરસામાં લગન પછે તેવોને તાંહાં પાંચવાર જુદે જુદે વખતે બેટાની વધી

થઈ અને તે દરએક છોકરૂં આસુંદ્દુ અને સુખવાસી દેખાવા છતાં બબે તરણ તરણ મહીનાના થઇ ગુજરી ગયાં. હવે છઠું છોકરૂં આ વખતે તેવોનાં હાથમાં હતું તેને જોઈ તેવો મધન થતાં, પણ તે બે મહીનાનું થવા આવેલું તેથી તેના જીવવાની ફીકર અને ચીંતા તેવોના દીલમાં પાછી પેદા થઈ. ઘણાંએકોની સલાહ લીધી અને ઘણાંક તબીબોએ એકસર બો વીચાર આપેઓ કે તેવોએ હવાનાં ફેરફાર માંટે માંએ તથા છોકરાને સુરત તરફ તુરત રવાંને કરવાં અને તેથી જેટલો ફાએદો થશે તેટલો બીજી કોઇબી દવાથી થનાર નથી.

માંટી બઈએર એકમેકનું મોહ જોતાં પણ કોઇથી દીલ ખાલી કરવાની હીમત ચાલી નહી. નાજાં દીલમાં સમજે કે ઘર સંસાર ચલાવાને પાસે પુરી ગુનજાસ નહી તાંહાં આવા કરાકરીનાં વખતમાં બાહેર ગામ જવા જેટલો ખરચ કોહાંથી લાવે, બહમન દીલમાં મુજાએ કે પેહેડી દંમપર દંમ ખોટમાં તણાય તાંહાં બીજો ખરચ કાંહાંથી લાઉં. આવા વખતમાં ભલી નાજાંએ હીમત લીડી અને બોલી, પેઆરા બેહમન તુંને કચવાવાનું કાંઈજ કારણ નથી, હું સારીપેઠે જાણુંછ કે આપણો વખત નથી અને આપણું બચું આસુદ્દ છે. ખોદાનાં હોકમ વગર કાંઈજ બનતું નથી એતો ડાકટરો જારે લાઈલાજ થાએછ તારે ખુદરત ઉપર હવાલો આપેછ. એમાં ખોટું કાંઈજ નથી; પણ ખોદા જારે મેહેરબાંન થાયછે તારે ખુદરત હર રસતે ફાયદો કરેછે, તેથી મને આ વખત પુર એકીન આવેછ કે સુરત જયા વગર આપણા બચાંને ફાયદો અહીઆંજ થશે.

એવા હીમતના બોલ છતાં બહમનને ધીરજ આવી નહી તેથી પોતાના બાપને વીસતારી પોતાની હાલત જણાવી અને નાજાંને આ વખતે આસરો આપવા ઘણાજ કાલાવાલાનો એક કાગજ લખેઓ. તેના ઉતરમાં પાહાલને પોતાના છોકરાની હાલત વીશે દલગીરી જણાવી અને કેટલોક દીલાસો દીધો, પણ નાજાંને લાવવાની દલગીરીથી ના લખી

બહમને આ વાત નાજાંને જાહેર કીધી અને ભલી નાજાંએ પોતાનો પીતો દબાવી હસીને બોલી કે વાહાલા તમે એટલા બધા અકલાવોછો શું કાંમ, એમ ઘભરાતાં આપણો સંસાર કેમ ચાલે

બીજેજ દીને બહમનને પેહેડી ઉપર ટપાલમાંથી એક કાગલ મલીઓ તેમાં કોઈ નાજાંના ઘણાજ દુરના સગાંએ આજેજીથી તેણીને થોડા દાહાડા ભરૂચ ખાતે પરોણા તરીકે આવવાની એલતેમાસ કીધી હતી આ કાગજ વાંચતાંનેવાર તુરત બહમન પેહેડી ઉપરથી ઉઠી ઘરભણી હરખમાંને હરખમાં ઉતાવલથી ચાલવા લાગો. તે એટલાતો હરખમાં આવી ગયો હતો કે રસતામાં ચાલતાં એક રાહાદારી સાથે એવોતો અઠડી પડીઓ કે તે ધક્કાથી પેલો રાહાદારી તુટી પડીઓ. બહમને ઘભરાઈ તેની પાસે માંફ માંગી, પણ તે રાહાદારી એટલોતો ગોસામાં આવી ગયો હતો કે બહમનને પકડેલો છોડે નહી. ઘર જવાની ઇનતેજારીને લીધે ગજવામાંથી એક રૂપીઓ કાહાડી પેલા ગરીબ રાહદારીને આપી પોતાનો રસતો લીધો અને ઘર આવી નાજાંને હરખમાં તે કાગજ વાંચી શંભલાવીઓ.

તુરત તેવોએ ઉઠાંકલી કીધી અને પોતાનાં બચાંને લેઈ ભરૂચ જઇ લાગાં અને ભરૂચની આબોહવાનો લાભ પોતાનાં બચાંને આપીઓ. એ નાજાંના દુરના સગાંએ પોતાનાં વાહાલાંઓ ટુક મુદતમાં ખોહી દીધાં હતાં અને તેનું ખાનાર પીનાર કોઈ નહી અને જઈફીને લીધે મોહત કાઠે આવી લાગેલું તેથી નાજાંને પોતાને તાંહાં રેહેવા બોલાવી અને પોતાની સઘલી માયાપુંજી તેણીને હવાલે કરી થોડુંકમાં મરણ પામીઓ.

વાંચનાર જેમ પાંણીનો એક વેહેતો કતરો પાહાડના માંથાં ઉપરથી ઉછલતો ઉછલતો નીચે જઈ આરકતરો રસતો એવો પકડેછે કે તેનું મુલ શોધનાર મુસાફરને તે ગુંચવી નાખેછે, તેમ આ ખુદરતની વલાંણોછે. તે બીન ધારેલે રસતે આવી મલેછે, અને જાંહાં ખાતરીથી શોધવા જઈએછ તાંહાંથી નીરાફલ થઈ પાછું ફરવું પડેછે. તેવો હાલ આ નાજાંનો સમજો.

વખતના દોરમાં તેનું ચકર એવું ફરેછ કે તેના સપાટામાં તે આ ઘડીએ કોણને લેસે તેની કોઈને ખબર રેહેતી નથી તેમજ પાહાલનને થયું. તેના પઈસા જે એક વેપારીની પેહેડીપર મોટાં વેઆજે મુકેલા તે વેપારી એકદમ પડી ભાગો, રૂપીઆનુ એક દોહોડીઉં કોઈના હાથમાં આવે એવું હતું નહી તેજ વરસમાં ખેતરો રેલથી ધોવાઈ ગયાં અને પાહાલન એકદંમ કંગાલીઅતમાં આવી પડો દાંના વાલાઓની સાથે આગમચથી કબાલા કીધેલા તેથી તેવોએ ફરીઆદીઓ ઉઠાવી અને પાહાલન તથા તેનો સરસામાંન તેના ખેતરો જતાં જપતીમાં આવી જાય એવી હાલત થઈ.

બુધાપણાંમાં પાહાલનને આવું દુખ થયું; ઘરમાં રડાકુટ થવા લાગી, એવામાં નાનીબાઇ સરવે સાથે ચીડડાં ફારે; બીજી ગંમથી સાવક લફંગો થઈ ગયલો તેથી ચોતરફથી પાહલન ગુંચવાવા લાગો. એવી હાલતમાં બહમન તરફથી આસરોતો નહીજ મલવાની વકી હતી કેમકે તેની હાલત કોઈબી રીતે સુધરી હતી એવી પાહાલનને બીલકુલ ખબર નહી હતી; પણ તેની માએને એક દીલાસા ભરેલો કાગજ લખવા ભલાંમણ કરી પોતાની સઘલી હાલત જણાવી

આ કાગજ વાંચતાંવારજ બહમનની આંખમાંથી આંસું નવધાર વેહેવા લાગાં અને નાજાં એ દેખાવ જોઈ બોલી ઉઠી, "વાહાલા વલી આપણી ઉપર શી મુશીબતછે તે જલદીથી જણાવો." બહમનની છાતી ભરાઈ આવેલી તેથી તેણે પેલો કાગજ નાજાંના હાથમાં મુકીઓ. નાજાં વાંચીને બોલી કે દશ હજાર રૂપીઆ હોયતો મારા સાસુશશરાંનો છુટક થાય એવું આ કાગજ ઉપરથી માલમ પડેછે, તારે વાહાલા બહમન મને જે પેલા પંદર હજારનો વારસો મલોછે તેમાંથી દસહજાર તમો બેલાશક લેઈ તુરત સુરત જઈ તેવોનો છુટક કરો. એ રૂપીઆ મારા નથી, પણ તમારાજછે તેથી વગર આંચકીએ કામ કરજો. આગલું પાછલું વીસરી જઈ અવગુણ ઉપર ગુણ કરજો.

"અવગુણ ઉપર ગુણ કરે, એ સુજન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ.
બાળક ખેંચે વાળ પણ, કદી ચઢે નહીં કાળ;
આળ કરે અજ્ઞાની જન, દિલમાં થતું દયાલ."

બહમન અથરત થઈ બોલીઓ શું નાજાં પંદર હજારમાંથી દસ આપી દેઈએ! "હા બહમન હા ખરાં દીલથી કહુંછ કે હા એ રૂપીઆ આપી તેઓની આબરૂ બચાવો, આબરૂ હશે તો વલી એકવાર ફરી કાંમકાજ હાથ આવશે અને તેમાંથી દાહાડો વલશે."

નાજાંનું આવું મોટું દીલ જોઈ બહમનને લાગું અને તુરત પોતે તે રૂપીઆ લેઈ બીજેજ દીને શુરત નીકલી પડીઓ. સુરત જઈ પોતાના મા બાપને દીલાસો દીધો અને તેવોની હાલતથી પુરતી રીતે વાકેબ થયો. દસ હજાર રૂપીઆની રકમથી તેવોનો છુટક થતાં એકાદ બે શારાં બેતરો હાથ રેહેશે એવી ગણુતરી કરી બહમને પોતાના ખીસામાંથી પેલું પડીકું કાહાડી પોતાનાં મા બાપ આગલ મુકીઉં અને તે પઈસા કોઈનાં અને કેમ મલેલા અને નાજાંએ વગર માંગવે મોટાં દીલથી કેમ અરપણ કીધા તે સરવે કહી શંભલાવીઉં. એ વખતે બહમનની તેમજ પાહાલનની આંખમાં આશું આવીઆં, પણુ નાજાંની શાશુના દીલમાં એ વાત ઉતરી નહી તેથી તે બોલી કે "દીકરા એ રૂપીઆ તારી શકમાઈનાં હશે પણ વચમાં નાજાંનુ નાંમ કરી હમને તેના આભારમાં ડુબાડવા ખાતર તું આવો બોલાશો કરેછે." પાહાલન વચમાં તુરત બોલી ઉઠીઓ કે "હીરાં બસ કર હવે બસ, મારી ખાતરીછે કે મારો બહમન દીકરો કવચીત જુઠું બોલનાર નથી અને ખરેખર મારી વહુ કોઈ અમીરી દીલ અને ખવાસની જણાંએછે. જેવાં વણુ તેવાં ફલ, તેમ આ છોકરીનાં માબાપ ઉંચા ખવાસ અને અમીરી દીલનાં, તેની છોકરી પણુ તેવીજ દીશેછે. ખોદા જાંણે મારા મનમાં પેહેલાં વગર કારણે શું વીચાર આવીઓ કે આવી કુલવંતી વહુને મેં ધીકારની નજરથી જોઈ. હવે સઘલી ખબર પડી, દીકરા હું તથા આપણો કબીલો તારાં તથા તારી નાજાંનાં કેટલાં આભારી થયાં છઈએ તે હું શું બોલું." એમ કહી પાહાલન આંખમાથી આશું પાડવા લાગો.

બહમને પોતાના બાપને કોટી કરી દીલાશો આપી તેના માંગનારાઓને બોલાવી રોકડે પાએકે ચુકવી આપી હાથમાં રહેલાં બેતરો બાપને સવાધીન કરી થોડા દીવસમા પાછો મુંબઈ રવાંને થયો.

એ દીન પછે બહમન તથા નાજાં ઠંડીના દીવસોમાં હમેશાં શુરત જાયછે અને નાજાંના સાસુ શસરા તેણીને ગાઢ અને પેઆરથી બોલાવેછે. વેપાર વનજમાં બહમન વધીઓછે અને નાજાં, વગર રીત લાવેલી નાજાં, પોતાની આગલી જાહોજલાલીને ધણીના લારથી પોહોંચીછે.

વગર રીતવાલી વહુઓ! જો તમારી સાસુઓ તમોને તાનાંજાંણી કરતી હોયતો આ શી બોધમાં પરકાસતી નાજાંની પેઠે ધીરજથી સહન કરજો, તહમારો દાહાડો બી એજ પરમાણે કોઈ દીને ફરસે અને તાંનાજાંણીને ઠેકાણે લારના સખુનો થાંભલશો.

—ooooo—

## પરચુટણ.

વડો કેટો નાંમે રૂમી ફીલસુફ જહારે બુઢી અવસથામાં આવયો તાહારે તેની ઓરત મરણ પાંમી. થોડું પછી તે એક જુવાન સી સાથે ફરીથી પરણ્યો. તેથી તેનો છોકરો તેને આવી કેહેવા લાગો કે "બાવા મેં શું તકશીર કીધી કે ઘરમાં સાવકી માને તહમે લાવયા?" પંડીતજી બોલયા કે "બેટા તેથી ઉલટુંજછે. તાહારી નેક ચાલથી હું એટલોતો આનંદ પામયોછું કે તાહારા જેવા બીજા પુતરો જોવાને હું આરજુમંદછું."

---

વડો કેટો ફીલસુફ કેહેતો કે "મુરખો ડાહયા માણુસથી શાન લે તે કરતાં વધારે, ડાહયાં માણુસો મુરખોથી શાન મેલવેછે."

---

એક ભગત કહી ગયોછે કે ઘરડા અને જુવાંનમાં તફાવત એજે ઘરડાં માણુસો મોહોતની આગલ જાયછે પણ મોહોત જુવાંન માણુસો પાસે આવેછે.

---

ઈંગલંડનો તરીજો પાદશાહ જોરજ એક ગામડાંમાં ગયો જાંહાંનાં એક પોંચખાના વાલાએ એક રોટીનાં ટુકડા અને એક ઈંડાંને માટે એક ગીની ઈયાને ૧૦॥ રૂપયાનું બીલ મોકલયું. પાહાદશાહે ચુકાવતી વખતે કહયું કે આ ગામમાં ઈંડાંની તાણુ ઘણી હશે. પોંચખાનાવાલાએ કહયું કે "પાદશાહ સલાંમત ઈંડાંનો તો સુખાલછે પણ પાદશાહોની ભેટની ઘણી તાણુછે."

---

પાદશાહ અને તેનો ડગલો—પરશીઆનો હાતનો રાજા વીવીઅમ પોશાક ઉપર ઘણો ખરચ કરતો નહીં. પાદશાહે એક ડગલો પેહેરવો જોઈએ તે કરતાં તરણુ ચાર વરસ સુધી વધારે પેહેરયો જેથી તેના નોકરે એક દાહાડે એક નવો ડગલો તેનાં ઓરડામાં મેલયો. એ ઉપરથી પાદશાહે તે નોકરને પોતાની હજુરમાં બોલાવયો અને તેને પુછયું કે "જીઅન માહારો જુંનો ડગલો કાંહાંછે?" જીઅન બોલયો કે "પાહાદશાહ સલાંમત હવે તે તહમારે લાયક નથી." પાહાદશાહે પુછયું કે "તું શું તેહેને કરનારછે?" "હું તેને વેચીશ"—"કેટલા પઈસા તુંને ઉપજશે?"—આ સવાલનો જવાબ આપવો જરા કઠણુ હતો કારણ કોઈ દુકાનદાર તેને એક ચારઆથી વધારે આપતે નહી. જીઅને તેથી ગભરાઈને કહયું કે "પાહાદશાહ સલાંમત એનાં છડી રૂપયા ઉપજશે." પાહાદશાહે તરત પોતાની ખીસામાંથી એક ડાલર ઈયાને છડી રૂપયાનો શીકો કાહાડયો અને જીઅનને આપી કહયું કે "જીઅન લે તાહારો ડાલર અને માહારો રમતો ડગલો પાછો આપ હજી તે મહને લવાબ આપશે."

---

"છાકટપણું અકલને નાબુદ કરેછે, ઈજ્જતને ડુબાડેછે, શરીરને રોગી કરેછે, ખુબસુરતીને ઝાંખ પાડેછે, જોરને કમજોર કરેછે, લોહીને ઉકલાવેછે, અંદર અને બાહાર ન રૂઝાય તેવા ઘાવ પાડેછે, અકલનો દુશમનછે, જાનનો જમછે, ગજવાંનો ચોરછે, કંગાલનો રોશનછે, બાયડીનું દુખછે, અને છોકરાંની દીલગીરીછે."

---

એક મુકાદમ્માએ એક હજામના છોકરાને પુછયું કે તેં કોઈ દાહાડે વાંદરાની દાહાડી કાપીછે? હજામ બોલયો નહી સાહેબ, પણ તહમે કરૂપા કરી બેશો તો આજ અજમાયશ કરૂં.

## રમુંજે ફુરસત.

૧. હું તરણ અખશરની બનેલી એક સુંદર જલકતી નારીછું; માહારૂં નામ વાંચનાર બાંનુંઓને ઘણું પેયારૂં છે. કારણ અકસર કરી તેઓ રોજ માહારી સલાહ લેવા ભુલતાં નથી. હું કોઈની રાખરખાવત કરતી નથી. ગરીબને તોડી પાડતી નથી, તેમ તવંગરને તાડે ચહડાવતી નથી; પણ સરવેને તેઓ લોકોને કેહેવાં દેખાયછે તેનો ખરો ખેયાલ આપુંછું. માહારૂં ધર છુટું પાહોતો માહારા બે અરથ ઉભા થાયછે. એક અરથ શાભલી તહમે કંમકમાટથી દુર રેહેશો અને તહમારાં બદનને મને અડકવા દેશો નહી કારણ હું રોગમાથી ઉતપન થાઉછું. માહારો બીજો અરથ એક ઘણી ઉપયોગી ઘર ખપતી ચીજ દેખાડેછે જે તહમે નાજનીઓ ઘણીક રીતે વાપડોછો. જેવીકે કુવા આગલ, જુદી જુદી ચીજોને એકઠી કરવા ઈતયાદી. માહારાં ધર વગરનાં બદનને ઉલટાવોતો તહમારાં શરીરનો એક અતી ઉપયોગી ભાગ દેખાડુંછું. જો માહારાં ધરને માહારી પુછડીની પછવાડે મેલોતો માહારો અરથ બદલાઈ જઈ શોભીતો, પેયારનો ભરેલો એવો થશે. બોલો તાહારે સુદંર નારીઓ હું કોણછું?

૨. એક પારસી, પોતાની વીધવા, ૪ છોકરા અને ૨ છોકરીઓને મેલી વશીએતનામું કરયા વગર ગુજરી જાયછે. તેના મરણ પછી તેની ૧ લાખ રૂપીયાની પુંજી નીકલેછે અને પારસીઓનાં નવા વારસા હીસાને લગતા કાયદા મુજબ તે પુંજી નીચે મુજબ ફાલા પરમાણે વેંહેંચી લેવી જોઇએ,

દરેક છોકરાનો ફાલો વીધવા કરતાં બમણો.
વીધવાનો ફાલો દરેક છોકરી કરતાં બમણો.

તાહારે દરેક છોકરો, વીધવા પોતે, અને દરેક છોકરી કેટલા કેટલા રૂપયા લેશે?

૩. નીચલા શબદો ઉકલાવો.

વાલજબસવા, નુંનદીવાખા, પગીવાનર, કેજરદન, ફીનરબંજ.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. મહલાઈ.

૨. બાવા બેઠા જપે ને જે આવે તે ખપે. દીવાસલી, પાપટખાર, બબરચીખાનું, માડવસોરો અને ચીકનદોર.

૩. કારણ તેઓ સારો દાહાડો અમલમાં ગીરફતાર હોયછે.

૪. (૧૫૨૨૦૭) અને ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ સંખીયાઓ,

---

## પઈસાથી પાયામાલ થઈ ગયલા એક ધણીને તેની ભલી અને હીમતવાન બાઈરીનો દીલાસો.

ઉઠની ઉઠ તું ઉઠ મારા વહાલા
મેલી દે ગમની પુઠ મારા વહાલા
થયું નહીં--થયું નહીં થાય મારા વહાલા
બળતાં બળી દેહ જાય મારા વહાલા
ગયું પાછું નહીં ફરે મારા વહાલા
પડયું પાછું નહી જરે મારા વહાલા
આયું ને ગયું તેમાં ગમ મારા વહાલા
શાનો કરયે હરદમ મારા વહાલા
આયું ખોદાએ દીધું મારા વહાલા
આયું તેણે પાછું લીધું મારા વહાલા
એનો બેસી શોક કરયે મારા વહાલા
પાપી ખોદાનાં થયે મારા વહાલા
ઘરની ચીંતા તું છોડ મારા વહાલા
પ્રીતી સબુરીસે જોડ મારા વહાલા
"કરશું શું" બોલ ના બોલ મારા વહાલા
એમા નથી કંઈ તોલ મારા વહાલા
(હવે) માંગશ નહીં ઘોડા ગાડી મારા વહાલા
પગે ચાલીને થવશ જાડી મારા વહાલા
માંગશ નહીં હીર ચીર મારા વહાલા
સુંદરી પેહેરીને ધરશ ધીર મારા વહાલા
હીરા મોતી નહીં માંગશ મારા વહાલા
ચીતલ ચાર વહાલા રાખશ મારા વહાલા
ચાકર નફર નહીં માંગશ મારા વહાલા
હાથે બેસી નીત રાંધસ મારા વહાલા
બંગલા ને બાગ નહીં કહેશ મારા વહાલા
નાની ઝુંપડીમાં રહેશ મારા વહાલા
મરઘી ને ગોશ નહીં માંગુ મારા વહાલા
લુખી રોટલીએ ભુખ ભાંગુ મારા વહાલા
એમાંજ સુખ હવે લેશ મારા વહાલા
નીતે ફુવા તુને દેશ મારા વહાલા
ગરીબ તવંગર તું એક મારા વહાલા
મારે મને વહાલો છેક મારા વહાલા
મારી દોલત સંધી તુંજ મારા વહાલા
તારી દોલત સંધી હુંજ મારા વહાલા
સમજી એમ તું ચાલ મારા વહાલા
અફશોશને દીલથી ટાલ મારા વહાલા
બંદગી ખોદાની નીત કર મારા વહાલા
તેનો ભરૂશો તું ધર મારા વહાલા
ચાહ્યું તેનું જો થશે મારા વહાલા
કાલે દહાડો ફરી જશે મારા વહાલા
નાનાભાઈ સત માન મારા વહાલા
આપશ તુને મારો જાન મારા વહાલા.

---

## પોંહોંચ.

સવરગવાસી સેઠ ગોકલદાસ તેજપાલના ટરસટીઓ તરફથી સેઠ ગોકલદાસનાં વશીએતનામાંની નકલ તથા ટરસટીઓએ સરકારને કરેલી અરજીની નકલની પોહોંચ કબુલ કરીએ છઈએ.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૨ મું. ઑકટોબર ૧૮૬૮ આંક ૧૦ મો.

## જુંના કરજનો નવો રસતો

ઇયાને

## સેરને મલે સવાસેર.

નાટક પાત્ર.

સોદાગર સોહેરીઆર. એક જુવાન અમીરજાદો
નામદાર.......... લોકોના ખીસાનો ભાર ઓછો કરનાર પરોપ કારી સેઠ.
નોશેજાન........... એક ગુણપાટ જેવી હોજરીવાળા કોટવાલ અને ધારાના મોટા હીમાએતી.
કામગાર.......... નામદાર સેઠનો જમનો હાથ.
મેહેરનોશ.......... ઉમ્મરે તોખમના પણ કરકા સેઠ અને નામદાર સેઠના ભતરીજા.
એદલ લકબે અદલ. મરનાર નોશીરવાન સમશોહેરખાનનો છોકરો અને સોદાગર સોહેરીઆરનો કારભારી.
જંદલ.......... એક ભટીયારો અને પીઠાંવાલો.
તેહેમુર........
બાબક..........
હોમાન..........
સામ..........
} સરબાનુંના કારભારીઓ
બીદાર..........
મુગબાનુ.......... મરનાર નોશીરવાન સમશોહેરખાનની વીધવા અને એદલ લકબે અદલની સાવકી માતા.
ગુલનાર.......... નામદાર સેઠની જુવાન છોકરી.
મેહેરગીજ.......... જંદલ પીઠાંવાલાની ધણીઆની
મેહેતાબ..........
પીરજાનુ..........
} સરબાનુંની ચાકરડીઓ.
દારૂવાલો, દરજી, ચાકરો ઇતીઆદી.

---

### પ્રવેશ બીજો.

### દેખાવ ૧ લો—સરબાનુંનો બગીચો.

નામદાર અને કામદાર દાખલ થાયછે.

**નામદાર**—જાણ કામગાર કે તે ધુલ મલી ગયો. જેમ સાબુનો પરપોટો હવા ઉપર નાચી નાચી અને તે નીશાણ વગર નાબુદ થઇ જાય તેમ માહારા કોટવાલે એને નાબુદ કીધોછે. એ ખેડુતની ઉપર માહારો દાંત હતો. સેહેલ સબુબે એણે સો રૂપડીજ આપી હોતતો એના મોત વાકડાતો રેહેત. સાબાશ માહારા નોશેજાન અદલ !

**કામદાર**—સાહેબ પેટ ભરવા જે જીવ વેચે તેમાનો તહમારો કોટવાલછે. સાહેબ તહમેજ કાંએની હાકેમી હાથમાં લેતા ?

**નામદાર**—અગમબુધી હુરદમ પરૂથવીના અમરત ચાખે. મોટાં દરખતને મોટાં તુફાન, રાજાને માથે ગામનો ભાર, માટે કેહે કામગાર કે કોટવાલ થઇને હું શું લાભ મેલવું ? ખરો ચાલુંતો લોકનો ચોર; ખોટો ચાલુંતો રાજાનો ચોર, માટે એવી સાહુકારી આપણને ભોગવવી નહી. કોટવાલ આપણે કામ લાગે પછી તે બેહેસત જાઓ કે દોજખ જાઓ તેમાં આપણને જોખમ કેટલો ?

**કામદાર**—દુનયાંના ડાહાપણના સેઠ તહમે ભંડારછો.

**નામદાર**—દુનયાંનું ડાહાપણ તેજ નવમું રતનછે. બાકી 'જેવું તું પોતાને ચાહે તેવું પારકાને કરજે' અને એવાજ બીજા લખીને જોવાના કલામો દરીએ કાઠે પડેલી વગર મુલની કોડીઓછે.

**કામદાર**—સાહેબ તહમારો પડોસી તહમને તેની જમીન વેચતો નથી તેનું શું નીવારણ લાવયા ?

**નામદાર**—નીવારણ એ કે નોશેજાનની હોજરીમાં થોડોક પલાવ ભરવો. ગામમાં સરવે વેચનાર અને હુંજ લેનાર એમ થવું જોઇએય. માહારા માણસો પાસે હું એ ગુંમરાહની વાડ તોડાવી નાખીશ. તેનું ખેતર પગ તલે ચંપાવી દઇશ, અને રાતે તેનું ઘર સલગાવી એના ઢોરના પગ ભંજાવી નાખીશ પછી અદાલતમાં એને ખેંચી એવો ખાલી કરસ કે એ પોતે ભીખારી બનતાં માહારાં ગજવાંની જાણે ધુલ પખોરાઇ જશે. પછી એ ધરમના વકીલની મારફતે લડશે, પણ હું માહારા વકીલની મારફતે માહારા પહોશીની જગા ઉપર દાવો કરીશ. પછી તેની ગુંડાઇ નીકલી જઇ લાચારીનો મારયો તે લવાદને કામ સોંપશે તો પછી લવાડતોછે આપણા પોતીકાજ અને પહોશીની જગા અરધોઅરધ કીમતે મલશે. એને તે અગામ બુધી કહીએ, નહીકે આજના આજ જઇ પહોશી સાથે સાટું કરવા બેસએ. તેતો પછમ બુધી ગણાય. એજ અગામ બુધીએ માહારા હાથમાં મેહેરનોશની દોલત લાવી મુંકી. કામગાર શું એ મેહેરનોશ એવો પલીદછે કે ભુંખમરાથીબી મરતો

નથી? એનો કાંઈ ઉપાય નહીંજ? વારૂ મહને સાંભળ. તું એને એવોતો નીરાસ કરી મેલ કે એ તાહારીજ સલાહ માણે. પછી એની કોઈપણ રીતે ખાતરી કર કે ભીખ માગવા કરતાં ચોરી કરવી બેહેતર. પછી જો મેં એટલુંજ પુરવાર કીધું કે એણે મરઘીનું ઇંડું ચોરયું તો એનાં બાપદાદા ઘોરમાથી ઉઠી આવે તોબી એનો જાન બચનાર નથી, કારણ આપણા કાયદા ઘણા સખતછે અને તેમને અમલમાં લાવવાને એક આપણી પાસે ઘણા સખત કોટવાલછે.

કામગાર—હું સાહેબ માહારી બનતી કોશેશ કરવા ભુલીશ નહી.

નામદાર—હવે પેલા લોકોનાં હેતના કટકા સોદાગર શેહેરીઆરને માહારા હાથમાં લઉં. હમણાં તે હીંવાં આવવેછે પણ તાલ ફાવેતો તેની સાથે ઓળખ કરી તેને આપણે તાહા ઇજન કરૂં. માહારી છોકરીને એક સોદાગર નીજ બાંનું કરૂં. બડે બડે સોદાગરોનો પડી ભાંગેલી વીધવાઓને સુકો રોટીનો ટુકડો નાખ્યો તો માહારી બેટીની ચાકરડીઓ થશે; અને તેઓના છોકરાઓ માહારી બેટીનાં છોકરાંના ગુલામો થશે. જો એવો સીકો બજાઊં તોજ હું નામદાર ખરો. [મેહેરનોશ દાખલ થાયછે.

નીકલ રોનખનાં દેવ! તાહારૂં સેતાબીથી મોહો શીહા કર!

મેહેરનોશ—ગમે તે કહો પણ હું સાહેબ તહમારો ભાનેજ થાઉ. તહમારી બેહેનનો છોકરો સાહેબ.

નામદાર—નીકલ માહારી નજર સામુથી! તાહારો દમ બચો જેહેરાછે. રગતપીતથી નાહાસું તેમ તાહારોથી નાહાસુંછું. [જાયછે.

મેહેરનોશ—હુંધારૂંથ કે એની આગડી ઠેકાણે નથી.

કામગાર—મેહેરનોશ તાહારા હાલપર મહને દયા આવેછે. શું ગટરમાં પડી સરવાનો તાહારો વીચારછે? જો ભુખમરાથી તાહારી કેવી બુરી ઈસતીતી થઈછે. તાહારા ગાલમાંથી ગુલાબ ગુંમ થયોછે. સફેદ બરફ સરખા તાહારા હોથછે. હીમ સરખા તાહારા હાથછે. અરે ઉંચી ઓલાદના નોજવાન મેહેરનોશ કેવો તાહારો નમનો સેતારોછે. ઉઠી હીમત ધર. ધનવાનના ધનથી કંગાલની કંગાલીઅત ફીટાડવી એમાં શરમ નથી. ઘર તાહારા હાથમાં છુડી. - કાપ કોઈની કોઠડી. લુટ કોઈનું ઘર. મજુરીમાં એબ નથી. ધંધામાં સરમ નથી. જો ભીખથી ન મલે, જો આજુજીથી ન મલે, તે જોરથી, તે જસતીથી, તે જુલમથી આપોઆપ હાથ આવે. માટે હીમત ધર અને મા.. રી સલલાહ માન.

મેહેરનોશ—શું કરવા ભલા માણસ એટલું ઉજરડું માહારી આંખે પાડેછે?

કામગાર—તાહારે જોઈએતો ફુબી મર. હુંતો તાહારી આબરૂ જાળવવાનો એક ઉપાય દેખાડુંછું. એક સેકેલ સુધ રસને તુંહને પાડુંછું

મેહેરનોશ—સેકેતાંની સરપે તાહારી જીભમાં જે થી રીત મેલીય તે ઉપર હું મોહીત પડનાર નથી. મધની અંદર તાહારૂં ભેરેલું જેહેર હું ચાખનાર નથી. વખતના સમેમાં નસીબ ઉપર રેહેવાનુ હું બેહેતર વીચારૂંછું. વારૂં ચાલ કામગાર માહારી સાથે આજ ખાણું લે.

કામગાર—કઈ ગટરમાં?

મેહેરનોશ—ચાલ ચાલ માહારી સાથ. એક સોદાગર બાંનુના સાથે એક પાદશાહી ટેબલ ઉપર તહુને જમાડું.

કામગાર—કઈ સોદાગર બાંનુ શાથે? કયાં મેહેસતની પરી સાથે? ખરેખર ગઈ રાતે તાહારા સપનામાં એ પાદશાહી ટેબલની વાત આવીછે.

મેહેરનોશ—એ જબાદરાજ લુચા! સરબાંનુની ટેબલ ઉપર બીરાજવા હું તુંહને ઇજન કરૂંછું.

કામગાર—ચાપકાના માર વગર કોઈ દાહાડે તેના કુતરાં સાથે રમપોચ!

મેહેરનોશ—ચાલ માહારી સાથે અને પછી તાહારી ખાતરી કર. [બેહુ જાયછે.

---

દેખાવ ૨ જો—સરબાંનુનું દીવાંનખાંનું.

બીદાર, હોમાન, બાબક, સામ, અને એદલ દાખલ થાયછે.

એદલ—તહમારી બરદાસતથી હું ઘણો ઉપકારી થયો છું. તહમને મેલી જતાં મહને ઘણી દીલગીરી ઉપજેછે પણ ઈશ્વર કરશેતો પાછો માહારો સેઠ જે તહમારી સેઠાંણીને મળવા આવનારછે તેની સાથે બંદરોજમાં આવી તહમને પાછો ભેટીશ.

[મેહેરનોશ અને કામગાર દરવાજાની બાહાર.

કામગાર—અરે મુરખ આગલ ના વધ. તાહારી સાથે માહારી પીઠ લોહીથી ગગરશે.

મેહેરનોશ—અરે ચાલ એ ઘરજ માહારૂંછે. [બારણું ઠોકેછે.

બીદાર—(બારણું ઉઘાડીને) આવો મેહેરબાન સાહેબ. માફ કરજો મુરખી ખાવંદ તહમને ફોકટ બાહાર ઠોભવું પડયું હશે.

એદલ—મુબારક હોજો તહમને આ મુકાંમ માહારા જાની દોસત. થોડા વખતમાં તહમારી નોકરી બજાવા સેવક હાજર થશે.

સામ—સેઠ ચાહા કાફી તઈયારછે. તહમારા હુકમની ખોટીછે.

હોમાન—સેઠ બાઈ તહમારી કાગને ડોલે વાત જોતાં બેઠાંછે.

બાબક—સાહેબ તહમારા પહેરોણાને માટે પણ પલંગ તઈયારછે.

બીદાર—નામવર સરદાર તહમારા ફરમાબરદારોને હુકમ ફરમાવો.

કામગાર—આતો હું સપનોજ જોઉંછું.

મેહેરનોશ—એ નાવીસવાસુ કુતરા, ચાબક અને લોહીની ગગરતી પીઠના ખેયાલ હજી દોડાવ.

મેહેતાબ અને પીરજન દાખલ થાયછે અને શઘલા ચાકરો જાયછે.

મેહેતાબ—સાહેબ બાઈ તહમારી ગેરહાજરીથી ઘણા ફીકરમંદ બેઠાંછે.

કામગાર—શું કેહેય?

પીરજન—બાઈને તહમારા વગર જરાકબી કરાર વલતો નથી. [પીરજન અને મેહેતાબ જાયછે.

કામગાર—ગદર આપનારો શખસ! માહારૂં મગજ ઠેકાણે નથી કે શું? (મનમાં).

[સરબાનું દાખલ થાયછે.

સરબાનુ—ઓ પેયારા દીલદાર કાંહા કાંહાં તહમને સોધું!

કામગાર—દીલદાર! દીલદાર! મેહેરનોશ દીલદાર! કામગાર! કામગાર! તાહારૂં સાચું સંભાલ! (મનમાં).

મેહેરનોશ—પધારી બાનું આ માહારો એક જાંની મીતરછે, માહારે ખાતર એને નમ!

કામગાર—તાહારે ખાતર મહને નમે! મહને! અને વલી તાહારે ખાતર! એ ઉંધી દુનયાં! એ કરતાં આસમાન! (મનમાં).

સરબાંનુ—મેહેરબાન સેઠ! માહારા જાની મેહેરનોશને ખાતર તહમને હું નમુછું.

[કામગાર પાછો પગે ફરયાતો નાહાસેછે.

મેહેરનોશ—(કામગારનો હાથ પકડી પાછો ઘસડીને) આવી એક બાનુ આગલથી નાહાસેચ? ધીકારછે તહને!

કામગાર—ઓ બુલંદ સેતારેની બાંનુ! તાહારા પગની ધુલને ચુંમવાકાજ માંગવી એ પણ માહારે મનસે એક મોહોટી માંગણી તુંજ પર કીનેલી કેહેવાએ.

[ધુરણમ ડીએ પડછ

સરબાંનુ—ઉઠ! ઉઠ! માહારા જાની મેહેરનોશના જાની મીતર! આજ માહારી સાથે સુફરા ઉપર બીરાજી મહને માન આપવું.

કામગાર—ઓ પરીઓ તહમોએ મહને ઘેરીઓછે. ઓ રોશન ચરાગની બાંનુ! તાહારા બબરચીના નોકર સાથે ખાવાને હું ઘણું મરતબા ભરેલું સમજું!

સરબાંનુ—સેઠ તહમારી લાયકીછે. એમ કરી ગરીબને હીણશો નહી. ચાલો હવે આપણું ખાણું તઈયારછે.

[સરબાંનુ તથા મેહેરનોશ કામગારનો હાથ પકડી લઈ જાયછે.

હોમાન અને બાબક દાખલ થાયછે.

હોમાન—કાંએ બાબક આજ એટલો રંગીલોછે.

બાબક—અરે મોલના ટેબલ પર એવા રંગ પડેછે કે હુંબી રંગીલો થઈ ગયોછું.

હોમાન—જરા તાહારો રંગ મહનેતો આપ.

બાબક—બાઇની ટેબલપર એક પરાણો જમેચ. હા, હા, હા, ખુરસીએતો હાથ નુંછેચ. હાડકા જઈને બાહાર મુકી આવેચ. જમના હાથમાં કાંટો ને ડાબા હાથમા છડી પકડેચ. કાંટાએ સેરવો પીએચ, છડીએ રોટલી ખાએચ, ને ચમચાએ પાણી પીએચ. ગરમ ગરમ ખાતાં મોહોડું દાહાજેચ તે બુમ પાડેચ ને છડી કાંટાની મદદ નહી મલતી તાહારે હાથનો ઉપયોગ કરવાને ભુલનો નથી. દારૂ તો ડીકાનડરમાથી ઉંચી ધારે નામેચ ને ચાતરમ જાયચ તાહારે એટલો ઠાંસેચ કે બધું ખાધાનું તો ઉપર અવેચ. સલાંમની લેવા ઉઠો તે ટેબલ ઉપર ચહડયો અને ઉતારવા જતાં ખુરસી ઉડલાઈ ગઈ તે જમીન માપવા બેઠો. બેલતાંતો જીભ ટાલવે લાગેચ ને વલી મહનેતો સેનાપસ બેલ બાબક સાહેબને નામથી બોલાવેચ. હોમાન બધા હુંતો હવે સપેસાલાર બની ગયોચ હો મહને છોડજે.

હોમાન—જો બાઈ પોકારેચ, દોડતો. [જાયછે.

દેખાવ ૩ જો—એક ખુલ્લું મેદાન.

મેહેરનોશ અને કામગાર દાખલ થાયછે.

કામગાર—મેહેરનોશ! માહારા સરદાર! માહારા સેઠ! માહારા વાલી! માહારા મેહેરબાન! માહારા મુરબી! હું આજથી તહમારો નોકર, તહમારો જુતીનો ઉઠાવનાર ગુલામછું.

મેહેરનોશ—એ જેહેરી સરપ! કેવી રીતે તું એ તાહારી વલાણ ફેરવીછે? (મનમાં.)

કામગાર—સેઠને માહારે એક સલાહ આપવીછે, જો નોકર ઉપર તહમે કોફ ન કરોતો.

મેહેરનોશ—વગર દેહેસતે બોલ.

કામગાર—માહારા વીચારમાં મેહેરબાન સાહેબ આ પોશાક તમ સરખા એક સોદાગર બાનુના દીલદારને છાજતો નથી. પછીતો જેમ નામવરની મરજી. આ પસો રૂપયા માહારી પાસેછે તે તહમારા પાંઉ આગલ મેલવાની સેવક અરજ ગુજારેછે તે તહમો સાહેબે મજ નોકર માટે કબુલ કરવા. એ તહમને હાલ ઘણા કામ લાગશે. તહમારૂ નો હું નીમખાર ખાંઉંછું અને તહમારી સેહેર આ કરીનો તડમે સેવકને સોઘણો નવાજી નાખશો. એ અહુસો રૂપીયાનો સરદાર એક ઘોડે બેસવાનો પોશાક તઈયાર કરાવે.

મેહેરનોશ—(મનમાં) એ ઉછલતાં માછલાં. અંતે તું માહારી જાલમાં ફસયુંછે.

પગુબાઈ હું ઘોડો કયાંહાંથી લાંઉં!

કામગાર—સાહેબ માહારો ઘોડો તહમારી પનાહમાં તઈયાર છે. સાહેબના તલીયાં ચાલવાથી ઘસાય તેની અગાઉ માહારી પોતાની પીઠ તહમારી સવારીથી ઘસાઈ જવી જોઈએ. સરદાર! જાહારે તહમે સરબાનુંના ખાવંદ થાઓ અને આ પાસેનો વજીફો તહમારા હાથમાં આવે તાહારે તહમારા ગુલામને તેની ખેતીવાડી સોંપી નવાજેશ કરજો.

મેહેરનોશ—(મનમાં) હવે તાહારૂં ગલું હું રેહેંસીશ.

કામગાર તાહારાં પરીતને માટે તાહારો હેશાનમંદ છું. શું તું ધારતો નથી કે માહારી મોહોરદાર પાસથી મહને નેગ્યામત ચીજ મલી શકે? પણ હું તુંહને એક છુપી વાત કહુંછું. જોકે સરબાનુ દોલત અને ખજાંને ભરપુર અને આબાદછે અને હું પઈસે ટકે બતંગ છું તાબો. તેણીને એવી તક આપનાર નથી કે પરણ્યા પછી તે મહેને તાણો મારે કે ભરતાર તહમારાં લગનનો ખરચ મેં કીધો હતો. તેથી દોસત કામગાર આ તાહારી નાંણાની રકમ હાલ તુરત મહને કામ લાગશે. એની દસ ઘણી હું તહને આપવાને ભુલીશ નહી અને જે દીવસથી આ પારોનો વજીફો માહારા હાથમાં આવે તે દીવસથી તેનો ખેડુ તુંછે. [જાયછે.

કામગાર—કેહેવી ખોટી માહારી ગણતરી! એ દુનીયાંના ડાહાપણનાં ભંડાર! કેવું ખોટું તાહારૂં ડાહાપણ! પણ ફકર નહી મેહેરનોશ! એકવાર તાહારાં ગલાંમાં માહારો ફંસો આવયો કે માહારા હાથમાંથી તહને છુટવું ઘણું માહાલછે. [ખરાબડો ફરેછે.

નામદાર બોલતો બોલતો દાખલ થાયછે.

નામદાર—કામગાર! કામગાર!

કામગાર—સાહેબ!

નામદાર—કેમ મેહેરનોશની ખબર કેહેવી? માહારા ટુચકાથી કાંઈ લાભ થયો! ફાંસી ખાધી કે ડુબી મુવો!

કામગાર—નહી સાહેબ હજી જીવેચ, અને એવી રીતે જીવેચ કે આગલ કરતાં ચારઘણો જબરો શેકાર થઇ પડશે એવી આશાછે.

નામદાર—તાહારૂં માથું ઠેકાણેછે? જો હોયતો એ મોજીજો સેતાબીથી ખુલો કર.

કામગાર—સાહેબ એક ઉમરાવજાદી તેની ઉપર મોહીત પડીછે.

નામદાર—એની સાથે! કઈ ઉમરાવજાદી?

કામગાર—ઉમરાવજાદા ગુરતમાન નોશેરવાંને સમશેહેરખાંનની વીધવા સરખાનું.

નામદાર—મુરખાં! કેમ એમ બોલવાની હીમત થયેચ! તાહારાં બદનના સોલ તુકડા થશે જો એવી બાનું ઉપર એવું તોહોમત જોડતો માલમ પડશે.

કામગાર—સાહેબ માહારી વાતપર પુર ભરોસો, પુર એતેકાદ રાખજો. નજરે નજર જોયલી, કાણેકાણ સાંભલેલી, હાથોહાથ લાગેલી, પગેપગ ઘસડાયલી, નાખેનાખ સુંગાયલી વાત તહમારી આગલ કહુંછું. મજુર જેવો હું છું તોબી મેહેરનોશની આજીજીથી સેરબાનુંની સાથે તેણીની રાનવંશી મેજ ઉપર હું બીરાજી આવયોછું.

નામદાર—ચશમચોર લુચા! એવી ન મણાય એવી વાતો કેમ માહારી આગલ કેહેવાની તાકાદ રાખેછે? તેના સુફરા ઉપર તું બીરાજયો? તું કામગાર? જાહારે હું તેણીનો હાથ માગતાં માગતાં તેણીનો વગર હાંસલે ઉંબર ઘસી ઘસીને મારગે લાગો, અને તોબી તાહારા સરખો એક લાબરલુજો વકીલ અને મેહેરનોશ સરખો એક દમડી વગરનો ભીખારી તેણીની સાથે ટેબલે બેઠા. તાહારાં ભેજાંને પાછું ઠેકાણે લાવ નહીતો ચાકરડીઓએ સીખ્વેલા ચારામારા જો માહારી આગલ ફરી ચલાવશે તો એક ઠોકરે હું તુંહને માહારી નોકરીમાંથી રૂખશદ આપસ. તુંને થોડું ઘણું મારાનું ગ્યાનછે ખરૂં, પણ તે માહારાં ગનાન આગલ ચાલનાર નથી.

કામદાર—સેઠ તહમે બીજું માગુશો? મેહેરનોશના સરબાનું સાથે થનાર લગનના આધાર ઉપર મેં એને માહારો ઘોડો અને ખસો રૂપીયા હાલ તુરત ઉછીકા આપયાછે.

નામદાર—હેમક શું તેં એમ કીધું? (મારેછે) એ રીતે શું તેહેને નીરાશ કરી તેની જીંદગીનો અંત લાવનારછે? બોલ લુચા શું તેં જાણી બુજી મહને અવગુણ કીધો નથી? (મારેછે.

કામગાર—સેઠ શું મહને મારી નાખશો?

નામદાર—નહી, નહી, તાહારાં બદનમાં જે ચારો છે અને જે તુંહને જુઠું બોલાવેછે તેને હું હાંકી કાહાડુંછું.

કામગાર—તે નાહાઠો સાહેબ.

નામદાર—તાહારે માહારો માર પણ અટકયો. તાહારો સપનો હવે ભુલી જા અને તઈયારી કર કે સોદાગર શેહેરીઆર કાલ આપણે તાંહાં ખાનારછે. ખુબ ધયાન રાખજે કે કાંઈબી ખોજ ઘટે નહી. હજી કાંઈ બાકીછે કે બોલ?

કામગાર—નહી સાહેબ. [જાયછે.

---

## કાડલીવર ઓઈલ—મગરનું તેલ.

વઈદો ખઈના દરદીને જે તેલ પાએછે તેને આપણે મગરનું તેલ કહીએ છઇએ. મગર બોલ આપણ ઈંગરેજીમાં જે વેહેલ નામથી ઓલખાયછે તે રાક્ષસ માછલીને વાપરીએ છઇએ તેથી એ તેલ વેહેલમાંથી નીકલેછે એમ ધારવું નહી. એ ઉપયોગી તેલ કાડ નામની માછલીના કાલજામાંથી કાહાડવામાં આવેછે. કાડ માછલીનું મુખય મથક ઊતર અમેરીકાના પુરવ કોશટા ઊપરછે. એ માછલીની ઊતપન કરવાની શકતી ઘણી ચમતકારછે. "લીવન હોક" નામના એક વીદવાંને એક વચલે ગાલેની કાડમાં ૯૩ લાખ ઊપર ઈંડાં ગણયાં. જાંનેવારી મહીનામાં એઓ ઈંડાં મેલવા સીરૂ કરેછે. કાડ પોતાના ઈંડાં ખડકોમાં ઘણુંકરી મેલેછે. પુરૂથવીના ઊતર ભાગોમાંજ કાડ મલેછે અને તે ખારાં પાંણીમાંજ જીવેછે. અમેરીકાના "નયું ફાઊનલંડ" નામના ટાપુ આગલ કાડની સોધ હાથ લાગી તેની અગાઊ ઈંગલંડની પુરવે આવેલા "આઈસલાંડ" નામના ટાપુ આગલ કાડને મુખય કરી પકડવામાં આવતી હતી. "ઈંગલંડ" ની રાંણી કવીન "ઈલીઝબેથે" ડેનમારકના રાજા ચોથા કરીસચીયન પાસથી "આઈસલાંડ" આગલના દરીઆવમાં કાડ મારવાને કોલકરાર કરી પરવાનો મેલવયો હતો. ઊતર અમેરીકાના પંશચમ કોશટા ઊપર આવેલું "નયુ ફાઊનલંડ" નામનું મોહોટું ટાપુ ૧૪૯૭ માં "સીબાશટીયન કેબો" નામના નાવીકે સોધી કાહાડયું તારથી તે આજસુધી "નયુ ફાઊનલંડ" નો કીસટો કાડનું મુખય મથક ગણાયછે. ૧૫૭૮ માં ફરાંસના ૧૫૦, સપેનના ૧૨૦, પોરટુગાલના ૫૦, અને ઈંગલંડના ૫૦, એમ મલી જુમલે ૩૭૦ વાંહાંણો "નયુ ફાઊનલંડ" ત૨૫ કાડનો સેકાર કરતાં હતાં. તે વેલાએ જારે કાડનો આટલો ખપ હતો તયારે હાલ તેહેનો કેટલો જોઈએ તેનો ખેઆલ થઈ શકસે. ૧૮૧૪ માં ઈંગલંડે કાડનો

વેપાર એ કરોડ અને હેંસી લાખ રૂપીઆનો કીધો હ તો. પણ હાલ તુરત ઈંગલંડનો વેપાર તદન પડી ભાગયોછે કારણ અમેરીકનો અને ફ્રેન્ચોને વધારે સેહેલ પડવાથી તેઓ ઇંગલંડનો વેપાર ટકવા દેતા નથી.

અમેરીકાના પાંચ છ ખેડુતો ભેગા મલેછે, એક નાહાનું વાંહાણ પોતાની ગીરોથી બાંધેછે અને કાડનો સેકાર કરવા નીકલેછે. એક મોહોશમ દરીઓ ખેડી આવી તેઓ પોતાને શલે પડતા પઈસા વેહેંચી લીએછે અને બીજી મોહોસમ આવે તેટલાં પોતપોતાના ખેતરની તકેદારી કરેછે.

ઈંગલંડમાં તથા યુરોપના બીજાં દેસોમાં આગલ પણ કાડનો બહુ ખપ થતો હતો તેનું કારણ એકે કથેલીક લોકો અપવાસના દાહાડા ઊપર મછી ઊપરજ રક્ષણ કરતા હતા. વલંડા લોકો મછીનો પેહેલો વેપાર કરતા હતા પણ અમેરીકા તરફ પુસકલ માછલીછે હેવી ખબર નીકલતાંજ મછી મારવાને માટે યુરોપમાં જુદે જુદે ઠેકાંણે ધુંમધોકાર કંપનીઓ નીકલવા લાગી અને મોહોટાં મોહોટાં માણસો તે કંપનીઓના ભાગીદાર થયા. હેરીંગ માછલીનો પેહેલો ખપ હતો પણ પાછલથી બીજી બીજી માછલીપર સોક વધતો ગયો, જેમાં કાડ માછલી પણ હતી. એ ઊપરથી માલમ પડસે કે કાડને દવામાં વાપરવામાં આવી તેની અગાઊ શા આધાર ઊપર તેનો પુસકલ ખપ થતો હતો.

"નયુ ફાઊનલંડ" ના કીનારા તરફ જુન મહીનામાં કાડની મોહોસમ શીરૂ થાએછે જે વેલાએ તયાં સંખયાબંધ વાંહાંણો જઈ લંગરવાર પડેછે. વાંહાણના ડોલ તથા સઢ ઊતારી પાડવામાં આવેછે અને દર શહવારે ઘણીક બોટો દર તરણ માણસોને લઈ મછી મારવા જાએછે તે છેક સાંજ પડયા પછી પાછી વાંહાંણની બોરદુએ આવેછે. મછી આવતાંને વાર તેમને કાપી નીમખ દીએછે, અને પછી થોડા દાહાડા રાખી પાછી ધોઈ નાખેછે અને પછી શુકવવામાં આવેછે. મોહોસમ સપટેમબરને છેડે ખલાસ થાએછે અને દરેક વાંહાંણ પોતપોતાનો ખજાનો લઈ શઊ શઊને દેસ ચાલી જાયછે

માછલીની મોહોસમ કેમ આવેછે તે કદાચ જાંણવાજોગ હશે. કાડ પોતાની ગરભ સંભાલને શારૂ ઊતર દરૂવના દરીઆવમાં મુકવા જાયછે પણ જુનથી તે સપટેમબર શુધી તેઓ પાછા અમેરીકાના કીનારા તરફ આવેછે કારણ તે દરીઆવમાં પુશકલ કીડા હોવાથી તેઓ પોતાનું ગુજરાંન તયાં સોધેછે. ખોરાક લઇ તેઓ પાછા દરૂવ તરફ નાહાસી જાયછે જયારે મોહોસમ ખલાસ થઈ એમ કેહેવાયછે.

વલી કેટલાંએક વાંહાંણો સેંટ પીયર તરફ જાઈ લાંગરેછે. એ જગાએ હુકની મદદથી કાડને પકડવાંમાં આવેછે.

ઈંગલંડના કીનારા તરફ પણ કાડ મલેછે પણ અમેરીકાની માછલી કરતાં જરા જુદીછે.

કાડ બીજી માછલીઓના જેવી શાધારણ લંબાઈની હોયછે. તેનું પેટુ ઘણું જાડુ હોયછે. માથું અને આંખો પણ ઘણી મોહોટી હોયછે. તેના મોહોમાં ઘણા વેહેતા દાંતો હોયછે. તેના બદનનો ઊપરનો ભાગ ઝાંખા પીલાસપર હોયછે પણ તેનું પેટ ચાંદી સરખું સફેદ હોયછે. કોઈ વખતે કાડ ઘણા મોહોટા કદની આવેછે. એક વેલાએ ૭૮ રતલ ભારી ૫ ફીટ ૮ આંગલ લાંબી, અને પાંચ ફીટ ખભાના ઘેરાવાની માછલી પકડવામાં આવી હતી; પણ સાધારણ માછલી વજનમાં ૧૪ થી તે ૪૦ રતલ ઊતરેછે. નાની માછલી ખાવાને લોકો વધારે પસંદ કરેછે.

હેવું કેહેછે કે કાડ માછલીનું તેલ અસલના મછીમારોમાં સંધીવા ઊપર વાપડવામાં આવતું હતું પણ જે ખરાબ રીતે તે તેલ વાપડવામાં આવતું હતું તેથી તે ઊપાય વાપડવામાં લોકો ઘણા પછાત હતા. અસલી લોકો કાડના કલેજાંને ગલેલ ઊપર મેલી તડકામાં મેલતા હતા. સુરજ અને હવાની અસરથી તેઓ કોહોતાં હતાં અને તે સબબથી જે ચરબી તવાઈને છુટી પડતી હતી તેને વાસણમાં ઝીલતા હતા.

એ જંગલી રીત ઊપર બીજો સુધારો થયો. તરાંબાનાં વાસણમાં પાંણી ભરી તેમાં કાડના પુસકલ કાલજાંઓ સાથે નાખવામાં આવતાં હતાં; પછી તે વાસણને ચુહલા ઊપર ચહડાવવામાં આવતું હતું. એ રીતથી તેલ ઊપર તરી આવતું હતું જેને ગાલી ઊપયોગમાં લાવવામાં આવતું હતું.

હાવી રીતે બનેલા તેલને દરદી જોઈ કમકમતો હતો; તેનો વાસ અને દેખાવ દરદીને વધારે દરદ કરતું હતું.

હમણા કાડનું તેલ જુદીજ રીતે કાહાડવામાં આવેછે. કાડનાં કલેજાં વાસણમાં નાખી તે ઊપર એક ગરમ બાઇલર ઇઆને ડેગમાંથી નીકલતો બાફ લા

ગુ પડવામાં આવેછે. એ રીતે નીકળતું તેલ દેખાવ તેમ વાસમાં અસલી તેલો કરતાં ઘણે દરજે સરસછે.

૧૮૪૧ ના સાલમાં ઈંગલંડમાં ડાકટર "હીયુ ઈસ બેનેટ" નામના એડીનબરો સેહેરના એક વઈદે ખ ઈની ઊપર કાડનું તેલ વાપડીયું. એ વખતથી તે આ જ સુધી એ તેલ વઈદો ખઈ ઊપર વાપડતા આવયા છે. ઘોરની ઊપર સુતેલા દરદીઓ તેની અસરથી પા છા સજીવંન થયાછે અને ખાડા પડેલા ગાલો ઊપસા ઈને પાછા ગુલાબ સરખા બનયાછે. જાંખી આંખો પાછી પોતાના તેજથી પરકાશીછે અને તેની આસપાસ નો કાલો ઘેરો નાબુદ થઓછે. હાડકાંનું પાંજરૂ પાછા માસના ગોલાથી ઢંકાયુછે અને ધુજતું ડગલું પાછું શા બુદ થઊંછે.

કેટલાએક દાખલાઓમા કાડના તેલનો આવો તલેસમતી ગુણ અજમાએલોછે. ખઈના દરદીને બીછા ણે બેઠેલો વઈદ "આસા નહી" એમ બોલી ચાલતી પ કડતો હતો તે હવે એક ઊપાયપર આશા બાંધેછે અને તે કાડના તેલનો ઊપાયછે. કાદના તેલમાં "આયો દાઈન" "બરોમાઈન" અને "ફાસ ફરસ" એ વસ તુઓ આવેછે તેથી કઈ વશતુઓ ઊપર કાડના તેલની ખાસીઅત આધાર રાખેછે તે ઊપર વઈદોના મતના ત ડાં પડયાંછે. કોઈ તેલમાં ઊપલી વશતુઓમાંની એક જે મ વઈદનાં ધીઆંનમાં આવેછે તેમ ભેલી દરદીને આ પવામાં આવેછે. કોઈ વઈદો કેહેછે કે સઘલી વશતુઓ સાથે થઈ દરદી ઊપર શારી અશર ઊપજાવેછે. ખઈ થી ફેફસાંનો નાસ થાએછે અને કાડલીવરનું તેલ એ નાસને થતો અટકાવેછે. નાતવાંનીમાં પણ એ તેલ અ કશીરછે અને જે દરદીને વઈદ એ ઊપાય ફરમાવે તે ણે તરત તે સીરૂ કરવો જોઈએ કારણ દરદની શહરૂઆ તમાં જેમ એ તેલ હને અટકાવેછે તેમ પાછલથી બ ની શકતું નથી.

દાહાડામાં બે તરણ વખત એક ચમચો તેલ બ સછે પણ કોઈ વખત થોડું અને કોઈ વખત ઘણું તે લ આપવામાં આવેછે નવા સવા લેનારે થોડું થોડું કઇ આગલ વધવું જોઇએ. એ તેલથી દશત પણ ખુલા સાથી આવેછે. શઊથી શરસ બનાવવાંની રીત ડાકટર "ડીજનગ" નીછે અને એ વઈદનું તેલ વઈદો વધારે ફલાંમણ કરેછે. એ વઈદનું તેલ ખોટી બનાવટ કરી તે ના નાંમથી દુસટ લોકો વેચેછે માટે ખરીદદારોએ એ તેલ લેતી વખતે પુશકલ સંભાલ રાખવી જોઇએ. એ બનાવટનાં તેલો બીજી બીજી માછલીમાંથી બનાવવા માં આવેછે. ડાકટર "ડીજાંગના" આડતીઆઓ મું બઈમાં ટરીચરની કુંપનીછે. માટે તેમનાં તેલ ઊપર ખરીદદારોએ શઊથી પકો ભરોસો રાખવો જોઈએ. કેવા તે પુરશો દુસટ હશે જેઓ મરણ કાંઠે આવેલા દર દીઓની દવા બનાવટથી ઊભી કરેછે!

પાંણી, ચાહ, દુધ, ઓરેનજ, વાઈન, કાફી એ તેલને પીવાના સાધનોછે. કાફી શરવેથી શારીછે. કેટ લાકો "રાશપબેરી વીનીગર" માં પણ પીએછે. ખાવા પછી કે ખાધા અગાઊ એ તેલ લેવું તેપર પણ મતનાં તડાંછે. ખાધા અગાઊ એક કલાક લેવાથી જીવ ચું થાતો નથી અને ખોરાક સાથ તે મલી જાએછે એમ એક વઈદનું મતછે પણ દરેક દરદીએ એ બાબદ ઊપ ર પોતાના વઈદની સલાહ લેવી જોઇએ.

જે દરદીઓ એ તેલથી જીવેછે તેઓ પોતાનો વખત ચુકેછે તો તેમનો જીવ ફરતો હોય એમ લાગેછે એ ઊપરથી સીધ થાએછે કે એ તેલમાં પુશકલ પોશણ કારક ગુણો હાજરછે.

વલી નીતરૂં કે કાલું તેલ સરસ તે ઊપર પણ મતના તડાંછે પણ શરવે જગોએથી એક મતે બોલવા માં આવેછે કે ઊપર કહેલું "ડીજાંગનું લાઈટ બરાઊ ન કાડલીવર ઓઈલ" સરવેથી સરસછે.

કેટલાંક દરદીઓ એ તેલથી કમકમી નાહાસેછે પણ તેમને ખબરછે કે તેમની જીંદગીનો દોરો લંબા વનારી, તેમના આયુશયમાં વધારો કરનારી તે અકસીર દવાછે ? જેઓ વઈદના કહા ઊપરાંત પોતાની બેદેહાસ પુરી પાડવા માંગેછે તેઓ જયારે છેલલો દમ લેતા હોય છે તયારે દોલા વકારી વઈદની તરફ જુવેછે પણ તે દ લગીર ચેહેરે ડોકું હીલવેછે કે હવે વખત વહી ગઓ. હવી રીતે જેઓ બેહોસ ધરેછે તેઓએ જાંણવું જોઈ એકે તેઓ ઘુના કરેછે કારણ ઈશવરની આપેલી એક ઊમદા બખશીસ તેઓ ધીકારી જાંણી જોઈ પોતાના આવરદા ટુંકા કરેછે.

---

## ઉતમ લોકના ઉતમ વચંન.

છોકરાંઓ જીંદગીની જંજાલ વધારેછે પણ મોત ની ઈઆદદાસત વીશરાવેછે.—બેકન.

ખાતરીથી જાંણજો કે જે પુરૂશનાં અતલગના મીત ચો શઘલા શારા અને જેના દુશમનો ખરા બદ તે પુરૂશ પોતે શારોછે.—લાવેટર.

જેની પાસે ખુબસુરત ઓરતછે તેને લોકો સુખી કહેછે; પણ ભરથારને તેમ લાગતું નથી. જે ચીજ આપણી પાસે હોય ને ઊપર આપણે કદી સબર પાંમતા નથી. જે બાએડી કરે તેને ઘરેણાંનો દંડ ભરવો જોઈએ કારણ વાંદરાનો ધણી વાંદરો ગલાસ ભાંજે તેનો દંડ ભરેછે.—સેલડંન.

જે દરદી વઈદને પોતાનો વારેસ કરેછે તે પોતાનાં હકમાં ખરાબી કરેછે.—બેકન.

જે મોત માગે તેની અગાઊ મરે તેના જેવો બીજો સુખી કોઈ નહી.—બેટન.

હદથી બેહદ ખુસી દુખનું મંડાણછે.—કેહેવત.

પેહેલે સાંભલ પછી બોલ.—કેહેવત.

પઈસાને મેલવતાં દુખ; મેલવેલો રાખતાં પણ દુખ; ગઓ પણ દુખ; ખરચ્યો પણ દુખ; એવો જે પઈસો તેને ધીક્કારછે.—પંચોપાખીઆંન.

આપણાં અગ્નાંનપણામાં આપણે ઈશવર પાસે કેટલીક ચીજો માંગીએ છઈએ જે આપણોજ ઘાત કરે; પણ તે પરમ કુરપાલુ દાતાર આપણા અરથ શારૂ આપણને તે આપતો નથી, મારે જે બંદગી વગર ફલની આપણે કહીએ છઈએ તેમાં આપણને ઊલટો ફાએદો જ માલમ પડેછે.—સેકસપીઅર

ધીકાર તે ગરીબાઈ ઊપર જે તવંગરીનું ડોલ ઘાલે.—લાવેટર.

અરે જીંદગી! કંગાલને મનસે સદી, સુખીને મનસે પલ!—બેકન.

બીન કસબી કારીગર હથીઆરનો વાંક કાહાડેછે. કેહેવત.

સીઆલાની અગન, વાહાલાની ભેટ, તથા રાજાનું માંન તે અમરત સરીખાંછે.—પંચોપાખીઆંન.

જેની પાસે બુધી હોય તેને કોઈ વાત કઠણ નથી. જે કાંમ હથીઆરથી તથા હાથીથી તથા ઘોડાથી તથા પીઆદાંથી ન થાએ તે કાંમ બુધીથી બની આવે.—પંચોપાખીઆંન.

જે પોતાની ખુસબખતીને ઢાંકે તેને જે પોતાની હાયદાએને ઢાંકે તે કરતાં મોહોટો જાંણ.—લાવેટર.

ઘરડા દોસતો સરવેથી સારા. જેમસ રાજો જુના જોડા માંગતો હતો કારણ તેઓ બરાબર બેસતા હતા.—સેલડંન.

કેટલાએક માંણસો મોહોટા ગણાએચ કારણ તેમનાં દોસતો નાંહાંનાછે.—જોનસન.

ગરજ એ સોધની માતાછે.—કેહેવત.

ઘોડાની નાલનો ને કુતરાંનાં દાંતનો ભરોસો રાખતો ના.—કેહેવત.

મગર પોતાને ઠાંમે હાથીને ઝાલેછે. તેજ બાહાર પડયો તો તેને કુતરાં પણ મારેછે. પોતાનાં કીલામાથી એકલો માંણસ દસ સતરૂને મારેછે.—પંચોપાખીઆંન.

જેમ જુગારી પોતાનાં ધંધામાં કીસબી તેમ તેને બદકાર જાંણ.—બેકન.

નીમખ હલાલ અને નીમખ હરાંમ વચ્ચે ફરકછે, એક પોતે કરેલાં સારાં કાંમથી ખુસી થાએછે, બીજો પોતાને થએલાં સારાં કાંમથી ખુસી થાએછે.—સેનેકા.

જયારે તું કોઈની તારીફ કરે તાહારે તાહારાં કારણ આપજે, કારણ તેથીજ ડાહાયાં માંણસની વખાંણ ખુસાંમતીઆઓનાં નગારાં અને મુરખોની બડાઈથી ઓલખાએછે.—ઈસટીલ.

ઊંઘતું કોહોલું મુરઘી પકડતું નથી.—ફરાંકલીન.

---

## એક ઠગ સાહાજાદો.

આંક ૨ માં—આંક ૨ જો.

રાંણી વલીદા એક ઘણી પકી ઓરત હતી, અને પોતાનાં ખાવંદને કેવી રીતે શમજાવીને ફુસલાવવો તે પોતે બરાબર જાણતી હતી.

શુલતાન આગલ જઈ રાણી બોલી કે "ઓ નામવર શુલતાન! પેહેલાં મેં જે ઘબરાટ ઉઠાવીઓ એટલા વાસતે મને માફ કર. ૨૨ વરસની લાબી મુદતવેર હું જાણે મારા દીકરા આગલ હતી. એ લાંબી મુદતમાં એકબી વખત તેને જોઈ મારી આંખને ઠંડક આપવાનું શુખ મહને નહી મલી શકીયું, એટલા માટે મને ગમે એવો એક દીકરો હું માહારા ખોઆલમાજ ચીતરી એક માતા તરીકેનો મારો પીઆર ઘણી મેહેનતથી યેબાવતી. હવે પીયારા મા

રા ખાવંદ, હું શું તને કહું! જે માણસને તું મારી આગલ મારા દીકરા દાખલ લાવીઓ, તેનો ચેહેરો મારા ખીઆલી દીકરાનાં ચેહેરાને મુદેલ મલતો આવતો નથી. જરા થોભ! એટલો બધો ખફા ના થા,—હુંતો તને કેહેવા આવીય, કે જે શખસ નામવર એલફીબેનુ ખંજર તારી આગલ લાવીઓ, તે શખસને સરવેની હજુર તારી આગલ મારા દીકરા દાખલ કબુલુંછું."

શુલતાન બોલીઓ કે "હું ખુશીછું કે તું આવી રીત બોલેછે."

રાંણી વલીદા પોતે ન થોભતાં આગલ બોલી કે "પણ મારે એક શરત કરવીછે. હું ઇછુય—જોકે બેશક તું આ બેવકુફી ભરેલું ધારશે—તોપણ હું ઇછુંય કે"—

અધીરો થઇને બુઢો સુલતાન બોલી ઉઠીઓ કે "ચાલ બોલ જલદી, શું કેહેવા માંગેય."

રાંણીએ કહયું "પણ મારી ઇછા તું પુરી પાડશે?"

સુલતાન છેક અધીરો પડીને મોહોટેથી બોલીઓ "હા! હા! બોલ, શું કેહેય?"

"તયારે હું ઇછુંય કે શાહાજાદા ઓમાર અને પેલા બીજા શખસની ચાલાકી હું તપાશું. એક મશતાન ઘોડાને વશ કરવા, અથવા ભાલો ફેંકવા, અથવા કોઇ બીજી લડાયક કશરત કરવા, એ શઘલાં ધાસતી ભરેલાં અને જીવ જોખમમા નાખનારાં કામછે, એટલા માટે તેઓ પાસેથી આવી કોઇ બાબતની ચાલાકી હું માગતી નથી. કોઇ બીજીજ જાતનું કામ હું તેઓને શોંપુછું. તેઓ પાશે હું એવું માગુંછું કે બને જણ માહારે વાસતે બે જુદા બાદશાહી જભા બનાવે, અને પછી હું જોઉં કે ઘણી મેહેનત કરીને કોણ મને ખુશી કરવાને ચાહેછે."

બુઢો સુલતાન મશકેરીમાં મોટેથી હશી પડીઓ અને બોલીઓ કે "શું! એક બાદશાહી જભો બનાવાને મારો દીકરો એક ભેજાં ફરેલ દરજીની સાથે હરીફાઇ કરે! ના, કદી નહી, આતો વલી ઘણું થઇ ગયુ!"

"સુલતાન, ઇઆદ કર! તેં એ વીશે મને કબુલાત આપેલીછે."

સુલતાન બોલથી બંધાઇ ચુકેલો, એટલા માટે તેને કબુલ કરવાની ફરજ પડી, પણ તેણે શોગન લીધા કે પેલો દરજી ગમે એવો પણ સારો જભો બનાવે, તોપણ પોતાનાં દીકરા દાખલ તેને કધી કબુલવો નહી. આ પછી સુલતાન જે શખસને પોતાનો દીકરો ધારતો હતો, તેની આગલ ગયો, અને તેને અરજ કીધી કે તેની માની આ ગાંડી ઇછા પુરી પાડવી. જેવું તેણે આ સાંભલીઉં તેવો લબેકાન ઘણો ખુશ થવા લાગો. તેણે વીચારીઉં કે "જો એક જભાથી કરીને મારી માની ઇછા પુરી પહેતો હું ખચીતછું કે તેને હું બેહદ ખુશી કરી શકશ."

આ ગોઠવણ પરમાણે એક શાહાજાદાને માટે અને એક દરજીને માટે કરીને બે જુદા ઓરડા તઇઆર કીધા, અને બંનેને ઘણી ઉચી જાતનું કપડું, કાતર, શોય, અને દોરો આપયાં.

સુલતાન ઘણી આતુરતાથી પોતાનાં દીકરાની જભો બનાવાની ચાલાકી જોવા લાગો. પણ રાણી વલીદા પોતાની આ તાલ પાર પડશે કે નહી તે જાણવાને ઘણી અધીરાઇથી વાર જોતી હતી. બંને શખસોને ૪૮ કલાક કામ કરવાને માટે આપેલા હતા, અને તરીજે દાહાડે લબેકાન ઓરડામાંથી કામ પુરૂ કરી મનમા ઘણો મઘન થઇને બાહાર આવીઓ, અને સુલતાન અને તેની રાણીની આગલ પોતાની કારીગીરીથી બનાવેલો જભો ખોલો દીધો. પોતાના દીકરાનું આવું સરસ કામ જોઇને સુલતાન ઘણો અચરતીમાં પડીઓ; અને તેને લબેકાને કહયું, કે "પીઆરા પીતા, આ જો; અને નામવર માતા, તું પણ જો, અને કેહે કે આ મારો જભો એક મોટુ હુનરનુ કામછે કે નહી? હું શરત બકુય કે આપણી દરબારનો સઉથી હોશીઆર દરજી પણ કદીબી આવો શરસ જભો બનાવી શકે નહી."

રાંણી વલીદા મોટેથી હશી પડી, અને શાહાજાદા ઓમાર તરફ મોહોડું ફેરવી પુછીઉં કે "હવે તું શું કરી લાવીઓ છે?"

પણ જુવાન શાહાજાદા ઓમારે કાતર તથા કપડું મોટા ધીકારથી ફેંકીયું અને બોલીઓ કે "એક મશતાન ઘોડાને વશ કરવા, તલવારથી કશરત કરવા, અને બરાબર નેમ ટાંકીને તીર મારવાની તરબીઅત મને મલીછે, પણ એક શોએની સાથે દલદેસરી કરવાથી મારા આંગલાં અભડાએ. ખચીત એવું કામ એક શખસ જેણે કેરો શેહેરનાં બુલંદ બાદશાહા નામવર એલફીબે જેવા સખસનાં હાત તલે તરબીયત લીધેલી, તેને મુદલ છાજે નહી."

મોટા હરખથી બુધી રાંણી વલીદા બોલી કે "ઓ મારા નામવર ધણી અને ખાવંદના ખરા બેટા; આવ તું આવ માહારી આગલ કે મારી છાતી સાથે તુંને દાબું, કાં કે હવે હું તને માહારો દીકરો કરીને કહી શકુય." અને શુલતાન તરફ ફરીને તે બોલી "આ તાલ વાપરવાની મહને જે ફરજ પડી એટલા માટે, ઓ નામવર મારા ધણી, તારી માફી હું ચાહુંય પણ હવે તારો ખરો દીકરો કોણ, અને દરજી કોણ તે તું બરાબર જોઇ શકેય કે નહી?"

સુલતાને મુદલ જવાબ નહી આપીઓ, અને તેના દીલમાં ભારી ગુશા અને ઘભરાટે ઘર કીધું. પણ એક આબાદ પરજાના સુલતાન અને ધણી તરીકેની પદવી જાલવવાને માટે તેણે પોતાનો ગુશો દાબી રાખીઓ.

અંતે તેણે જવાબ દીધો કે આ સાબેતી બશ નથી, પણ જો હું એક ઠંગારાના હાથ ઉપર હારીઓ ગીઓ હોવ સતો, (અને તેણે આ વખતે ભારે ગુશાથી લબેકાન, જે ફીકા ચેહેરાથી ઘભરાટમાં પડીઓ હતો, તેની તરફ ડોલા કાહાડીને જોયું) "શુકરાના તે ખોદાના, આ ભેદનો ભરંમ ભાંજવાને હું એક ચોકશ રેસતો જાણુય. મારા સઉથી અપલ ઘોડા ઉપર જીન બાંધવાને હુકમ કર. હું થોડા વખતમાં પાછો આવશ, પણ માહારા હીઆં પાછા ફરીઆ વગર કોઇબી શખસને આ મેહેલના દરવાજાની બાહેર જવા દેવો નહી."

સુલતાનના શેહેરની થોડેક દુર એક જંગલ હતું, અને એવું કેહેવાયલુંછે કે તાંહાં એક પરી રેહેતી હતી, જે સુલતાનને અને તેના વડવાઓને ઘણા અસલી વખતથી કોઇબી મુશકેલીના વખતમાં સારી સલાહ આપતી હતી.

આ પરીનુ નામ ગુલગુલી હતું, અને બુઢા સુલતાને પોતાનાં ઘોડા ઉપર સવાર થઈ, તેની તરફ રસતો લીધો. થોડાક વખતમાં સુલતાન જંગલમાં જઈ પોંહોંચીઓ અને પોતાના જલદ ઘોડા ઉપરથી ઉતરીને બોલીઓ કે "મેં એમ સાંભલીઉંચ કે માહારા વડવાઓની મુશકેલી દુર કરવાને વાસતે તું હમેશ તેઓને સારી સલાહ આપતી હતી. જો આ વાત ખરી હોયતો, ઓ પરી ગુલગુલી! તેઓની ઓલાદના એક દીકરાની અરજ સાંભલવાને ના પાડતી ના, અને આ દાહાડે તેની મદદે આવવાની મેહેરબાનગી કરજે."

શુલતાન આટલું બોલીઓ કે તરતજ એક દેવદારનુ ઝાડ, (જેવાં તે જંગલમાં ઘણાં હતાં) વચમાથી ફાટું અને તરતજ અંદરથી એક નાની ખુબશુરત ઓરત, તમામ સફેદ વસતર પેહેડી, નીકલી આવી, અને મધ જેવા મીઠા અવાજે બોલી કે "સુલતાન સાઉદ, તું જે કામને વાસતે હીઆં આપોચ તે હું જાણુંચ. તારો વીચાર ઘણોજ વાજબીછે, અને હું તારી મુશકેલીમા મદદ કરવાને ઘણી ખુશીછું. આ બે દાબડી લે, અને જે બે સખશો તારૂ નામ તથા ગામ મેલવવાને હરીફાઈ કરેછે, તેઓને પોતાની મરજી પરમાણે એકકી પસંદ કરી લેવા દેજે; હું તુને ખાતરીથી કહુંછું કે ખરો શાહાજાદો ઓમાર એમાંથી ખરી દાબડી પશંદ કરશે, અને બેમાનો જે એક ઠગારોછે, તેની ઠગ વીદીઆની સાબેતી બીજી દાબડીમાથી મલશે. જા!"

આમ બોલીને અને સુલતાનના હાથમા હથીદાંતની ઘણાજ કીમતી હીરાઓથી મઢેલી બે દાબડી આપીને પરી ગુલગુલી ગુમ થઈ ગઈ. મેહેલ તરફ સુલતાને પોતાના ઘોડાની લગામ ફેરવી, અને રસતે જતાં પેલી દાબડીઓમા શું હતું તે જાણવાની તેના દીલમા ભારે ઇછા થઈ. દાબડીઓને કાંઈ કર હતી નહી, અને તેનું ઢાંકણું ઉંઘાડવાને અતીશે મેહેનત કરીઆ છતાં તે દાબડીઓ ઉંઘડી નહી બધી રીતે તે દાબડીઓ મલતી આવતી હતી, હીરા અને બીજું જહવેરાત અંદર જડેલું એ બધું બરાબર એકસરખું હતું, પણ બને દાબડીઓની ઉપર જુદા જુદા લેખ હતા, અને માતર એટલીજ વાતમા બનેમા ફરક હતો. એકની ઉપર "ઇજત અને કીરતી" અને બીજાની ઉપર "શુખ અને દોલત" એવા બે જુદા જુદા લેખ હતા. સુલતાન મેહેલમાં આવી પોંહોંચીઓ, અને જારે પરી ગુલગુલી વીશેની વીગત રાંણી વલીદાએ પોતાના ખાવંદને મોહોનેથી સાંભલી, તારે તે ઘણી ખુશી થઈ અને વીચારીઉં કે ખુદરતી કલપનાથીજ ખરો શાહાજાદો ઓમાર ખરી દાબડી પશંદ કરવાને ચુકશે નહી. ઘણાજ દબદબા ભરેલી રીતે આખી દરબારી મીજલસ આગલ આ ભરમની ખોલ કરવાની તજવીજ ચલાવવાનો સુલતાને હોકમ આપીઓ.

એક ઘણી ઉંચી કોરીની ટેબલ ઉપર તખત આગલ પેલી બે દાબડીઓ મુકી, અને સુલતાનની આસપાસ પરધાનો અને અમલદારો બધા પોત પોતાની જગાએ બેઠા. લબેકાન ઘણો ઘભરાયલો હતો, પણ વચમા થોડોક વખત ગયો તેમા તે પાછો પોતાની સુધમા આયો હતો, અને વીચારીઉં કે જેંમ હમણા તલક ઘણીક અડચણો ખમીને શાહાજાદાનું નામ તથા માન ધારણ કીધું હતુ તે પરમાણે આ એક છેલી આફત માહુથી બંધીને ખરા શાહાજાદા દાખલ હમેશ લગી ખપશ. કચેરીની અંદર સુલતાનના હોકમથી તે હીમત ભરેલી રીતે આયો, તખત આગલ ભપકાથીજ સર નમાવીઉં, અને બોલીઓ કે "માહારો નામવર બાપ અને ધણી મને શું હોકમ ફરમાવેચ ?"

સુલતાને શું કરવાનું હતું તે તેને સમજાવીયું, અને ઘણોક વખતવેર પેલી બે દાબડીઓ ઉપરના લેખ તપાશીને, તે બોલીઓ કે "માન પામેલા બુલંદ બાપ ! તારો દીકરો થવાના કરતાં દુનીઆમાં વધારે શુખ બીજું કીયુંછે તે હું જાણતો નથી, અને જે તારો દીકરો થાય, અને જેની ઉપર તારો સધલો ચાહ, તે બેહદ ખજાનાનો ધણી હોવો જોઇએ—એટલા માટે જે દાબડીની ઉપર "સુખ અને દોલત" એવો લેખછે તે હું પશંદ કરૂંછું."

"થોડા વખતમાં હવે આપણે જાંણશું કે તેં પશંદ કીધુંચ તે બરાબરછે કે નહી" અને એક ગોલામ તરફ ફરીને સુલતાને તેને હોકમ કીધો કે પેલા બીજા શખસને કચેરીમાં લાવે. જેમ એક મોટાં તોફાનની આગમચ આસમાન બધું વાદલાંથી ઘેરાઈને શીહા બની જાએચ તેવો ઓમારનો ચેહેરો બની ગયો હતો. તેના આવા દેખાવથી કચેરીમાના કેટલાક શખસો તેની ઉપર દયા લાવતા હતા. તખત આગલ ઓમાર ઘણોજ નમીને ઘુંટણ મડીએ બેઠો અને સુલતાનનો હોકમ પુછીઆથી, તેનું કાંમ તેને કહી સંભલાવીઉં; અને તે ઉઠીને ટેબલ તરફ ગયો. બને લેખ તેણે ધીઆનથી વાંચીઆ, અને જરા વાર થોભીને, નાના પણ મજબુત અવાજે તે બોલીઓ કે "આ છેલા થોડા દાહાડાઓમાં 'સુખ' કેહેવું જલદી જતું રેહેચ, અને 'દોલત' એક પલવારમાં કેવી બેબુનીઆદી કરી હવામાં વીખરઈ જાયચ, તેનો મને ઘણો સરસ અનુભવ મલીઓછે. પણ વલી એજ વખતમાં મને બોધ થયોછે કે એક હીમતવાન માણશના દીલમાં 'ઇજત' એક હમેશાગીનો ખજાનોછે, અને 'કીરતી' એક ચલકતા તારાની માફકછે, કે જે ગમે હેવી પણ શંકટના વખતમાં ઝાંખ મારતો નથી. હા ! જો કે આ પસંદગીથી મારૂં ખરૂં તખત પણ એકબારગી હું ખોઈ બેશુ, તોબી "ઇજત અને કીરતી" ! હું તમને વધારે ચાહુંછું."

એમ બોલીઆ પછી આ લેખથી પોતાનું દીલ જે દાબડી તરફ ખેંચાયું તે ઓમાર ઉંચકવા જતો હતો, તેવામાં સુલતાન સાઉદે પોકારીને તેને હાથ ખેંચવા ફરમાવીયું, અને તેજ વખતે લબેકાન શાહાજાદાને ટેબલની આગલ ઓમારની સાથે આવી ઉભું રેહેવાનો હોકમ કીધો. હવે પાસે પાસે બંને હરીફો ઉભા હતા, એક બાહેરથી ભપકાદાર દેખાવ લઈને પોતાના દીલમાંના એક ડંખથી જે દુખ ઉપજતું હતું તે સંતારતો હતો, અને બીજો ઠંડે પેટે પોતાનું નશીબ કેવી રીતે દોડેચ તે જોતો હતો. હવે સુલતાંને એક રૂપાંનું વાસણ લાવવા કહીયું, જેમાં મખાના ઝેમઝેરો નામના પવીતર ઝરાનું પાંણી ભરેલું હતું; આ વાસણમાં હાથ મોહું ધોઈને ઉગમણ દીશા તરફ સુલતાન ફરીઓ, અને તરણ વખત નમીને આ પરમાંણે અરજ ગુજારી.

"ઓ બાપ અલા ! તું, કે જેણે આજ સદીઓ થઈ હમારી ઓલાદને પાખ અને ડાઘ વગરની રાખીછે, તેં આજ દંને આબેસાઈડીનના બાદશાહી લોહીને, એક નાપે

કાર ઠગારાથી ડાઘ લાગવા દેતો ના; અને એવું કરજે કે આ મોટી સાબેતીથી મારો દીકરો—મારી બાદશાહી ઓલાદનો બાદશાહી દીકરો—મને ખરો માલુમ પડી આવે."

એમ બોલીને એક નીશાની કરી પેલા બે શખસોને પોતપોતાની દાબડી ઉંઘાડવાનો હુકમ કીધો. આગલ ગમે તેવાં પણ જોરથી જે દાબડીઓનાં ઢાંકણા જરાખી હીલીઆં ન હતાં, તે જાણે કે પોતાની મેલે હવે તરત ઉંઘડી ગયાં.

ઓમાર શાહાજાદાની દાબડીમાં એક નાની મખમલની ગાદી હતી, જેની ઉપર એક નાનું સરખુ તાજ, અને એક ઝીણી સુનાની લાકડી હતી.

લબેકાન દરજીની દાબડીમાં એક દરજીની સોય અને તેની પાસે એક રેસમની દડી વીટાલેલી હતી

આ જોયાથી સુલતાનની આંખ ઉંઘડી, અને તેની રાંણીની માતા તરીકેની અટકલ કેવી ખરી હતી તે તેને માલમ પડીઉ, અને જાણે કે કંઈ માતર અકસમાતથી નહી પણ ખરાં નશીબનાં જોરથીજ આ વાત બની હોય તેમ જેવો ઓમાર શાહાજાદાએ પેલાં તાજને હાથ લગાડીઓ, તેવુંજ તે તેના માથાંપર બરાબર બેસતું આવે એટલું મોટું થઈ ગયું ' બુઢા સુલતાન સાઉદે પોતાનાં ધુજતા હાથ શાહાજાદા ઓમારનાં માથાપર મુકી, તે ઘુકણુભડીએ બેઠેલો હતો વાસતે ઉઠવાને ફરમાવીઉં, અને પોતાની છાતી સાથે દાબીને પોતાની બાજુએ બેસવાને નીશાન કીધી. હવે લબેકાન દરજી, જે એકદમ ઘભરાટમાં પડીને બધાંને કહયું મોણું દેખાડવું તેના વીચારમા પડીઓ હતો, અને પોતાને શું શજા થશે તેનાં ખેયાલથી થરથર ધુજતો હતો, તેની તરફ જોઈને સુલતાન બોલીઓ "અને તારે મારે—નાપેકાર દગાખોર કુતરા !—તારી ગરદન જલલાદનાં હાથમાં સોંફવાનો તને હુકમ કરૂછું."

શાહાજાદો ઓમાર બોલી ઉઠીઓ "ઓ બાપ ! એની તરફ દયા બતલાવ; મારી આ તું પેહેલી અરજ સાંભલ, અને એ કંગાલ આદમીનાં રડવાથી મારી બેહદ ખુશાલીનો અંત ના લાવ."

"માહારો દીકરો ઇછેછે એટલા માટે હું, એ કંગાલ કુતરા, તારો જાંન બચાઉંછું, પણ હું હુકમ કરૂંછું કે મારાં દેશમાંથી કાલે સુરજ ઉગીઆની અગાઉ તુ તારૂં કાલું કરજે "

અતીશે હદ ઘભરાટમાં પડીઆથી લબેકાન દરજીમાં એક પણ હરફ બોલવાની તાકાત રહી નહી. પણ શાહાજાદા ઓમાર આગલ તે લાંબો પડી જઈને, ડચકાં ખાતો ખાતો નહી શંભલાએ એવી રીતે, તેનો જાંન બચાવીઓ એટલા માટે, ઉપકાર માનીઓ. શઘલા અમીર, ઉમરાવો, સરદારો અને અમલદારો ઓમાર શાહાજાદાની આગલ આવી તેને તંદરોસતી અને આબાદી ઇછવા લાગા. આવી ખુશાલીની ગરબડાટમાં લબેકાન દરજીનો કોઈએ ભાવ પુછીઓ નહી, અને અલકસે મેહેલમાથી બાહેર નીકલી જઈ, પોતાનું અસલી દેશ અલેકસાનડરીઆ શેહેર તરફ જવાનો રસતો લીધો, અને વીસામો લયા વગર તાંહાં મુસાફરી કરી આવી પુગો. તેને કેવું આ દરમાન પોતાના વતનમાં મલશે તેની જો તેને ખબર હતે તો તે આટલો જલદી પોતાનો રસતો કાપને નહી. પણ હજી બીચારાના નશીબમાં એક વેસત વધારે ઠોકર ખાવાની હતી કે જેથી તે હમેશ સુધી મોટાઈ વીશેનો તેનો માંહા છોડી દીએ. લબેકાન પોતાના અસલી ધણીની દુકાંનમા ગયો. પેહેલાતો તેના ધણીએ તેને ઓલખીઓ નહી, અને સલામ કરીને તેની ફરમાસ પુછી, પણ જરા વધારે નજદીક આવીઆથી તે કોણ સખસ હતો તે તેને માલમ પડીઉં, અને જારે તેણે જોયું કે તેતો અલેકસાનડરીઆ શેહેરના સુલતાનના ભાઈનો બાદશાહી જભો ચોરી જનાર લબેકાન દરજી હતો, તારે તેણે પોતાની દુકાનમાના દરજીઓ, ચાકરો, અને બીજાં આદમીઓને બોલાવીઆં, અને તેઓએ બીચારા સેકચલી લબેકાનની ઉપર લાત અને મુકીઓનો એવોતો વરસાદ વરસાવીઓ કે તે બીચારો અધમુવો થઈ ગયો. તેઓએ ચોર, ચોર કરીને બાંગ મારી, એક ગાંડા માણસ દાખલ તેની મશકેરી કીધી, મજર મમંટા અમરાવીઆ, આખાં આંગ ઉપર સોએ અને કાતરો બોકી; અને જાણે દુખ ઉપર ડાહામ મેલવા ચાહાતા હોય તેમ ચોરીના વાક ઉપર તેને કાદી આગલ ઘસડી જવાની બીક આપી. પણ જેમ તેમ કરીને તેઓના પંજામાથી તે છટકી ગયો, અને ચીથરેહાલ, સુજેલે આંગે, અને અધમુવો થયલો એક પાસેની ધરમસાલામાં ભરાઈ બેઠો. બીચારાનો એટલોતો કુંદો થઈ ગયલો હતો કે બે દહાડાવેર ખાટલે પડી રેહેવું પડીયું, અને એટલો વખતવેર તેણે પોતાના સેકચલીપણા વીશે ઘણો પસતાવો કીધો, અને હવે પાછું પોતાનુ ગુજરાન કેમ ચલાવવું તેના વીચારમા પડીઓ. તે બોલીઓ કે "દરેક માણસને પોતાનુ કામ છાજે" આવી જે કેહેવતછે તે ખચીત બરાબરછે. એક શાહાજાદો થવાને મેં એક દગાખોર કામ કીધું; તારપછી થોડે દહાડે મારા સાથીઓએ મને શોએ ભોકી મને મરતેહાલ કીધો. શાહાજાદો બનવાના સપનાઓથી હવે હું દુર નહાશુ; અને જો મને એક દરજીની દુકાન અસલની માફક મલે, કે જેમા આબરૂ ભરેલી રીતે મેહેનત કરી હું માહારૂં ગુજરાણ ચલાવી શકું, તો પેગંબર મહમદ પાસે હું એથી વધારે માગું નહી, અને એટલાંની ઉપરજ શંતોસ રેહું." આવા વીચારમા લબેકાન ઉંઘઈ ગયો, અને સવારના પોહોરમા ઉઠીને જારે શેહેરના મીનારાઓ જોયા, તારે જાણે કે કાઈ બનયું નહી હોય, અને આ બધું થયું તે સપનો હોય એવું તેને લાગું. પણ લબેકાનની આંખ પેલી પરી ગુલગુલીની દાબડી ઉપર પરી, જે દાબડી તે ઘભરાટમા પોતાની સાથે લઈ મેહેલમાથી ઉતરી પડીઓ હતો, અને તારે તેની ખાતરી થઈ કે જે બધું બનયું તે સપનો નહી પણ ખરૂં હતું. તે દાબડી કાંઈ તેને કામની નહી હતી, એટલા માટે કોઈ જવેરીને તાંહા તેણે તે વેચવાનો ઠરાવ કીધો, કે તેના પઈસાથી તે એક દુકાન માંડે. પાસેની એક બજારમા ગયો, અને તે દાબડી તેણે એક યાઉદીને તેની ખરી કીમતના વીસમાં ભાગ કરતાંબી ઓછી કીમતે વેચી. પઈસા પોતાના પટામા મુકીને ખુશી થઈને ધરમશાલા તરફ રસતો લેતો હતો, તેવાંમાં પછવાડેથી પેલો યાઉદી દાબડીમાનો સોએ દોરો લઈ દોડતો તેને હાંક મારતો આપો અને કહેઉં કે "થોભ, જુવાન આદમી, થોભ ! આ સોય દોરો મહને જોઈતા નથી. આવી કીમતી દાબડીની અંદર તે કંઈ સોય દોરો મુકવાનોછે ! બીજું વલી, તને

એ કામ લાગસે, કાંયકે તાહરાં ચીથરેહાલ કપડાં એથી જરા સીવઈ શકાશે." લબેકાન સોય દોરો લઈ ચાલતો થયો, અને રસતામા એક દુકાનની ઉપર "ભાડે આપવાનીછે" એવું લખેલું જોઇ, ઘરધણી પાશે ગયો અને સસતાંમાં પડીને દુકાન તેણે ભાડે રાખી. એક કલાક નહી ગયો એટલામાં લબેકાન અસલની માફક પોતાના કામ કરવાના પાટીઆં આગલ પલાંઠી વારીને બેઠો, અને હાલ તુરત કંઈ કામ નહી એટલા વક્તે પોતાનાજ કપડાં ઉપર ઠીગરાં મુકી સમારવા લાગો. અરધોક ડગલો સમારીઓ ને પેટમા કકડા આવવા લાગા, તેથી જરા કંઈ ખાવાનું શોધવા ગયો. ખાઇને આસરે અરધાક કલાક પછી પાછો તે પોતાની દુકાનમાં આપો, અને પોતાનો ડગલો હાથમા લેઈને જોયે શું, તેવામાં એક અજાયબ જેવો દેખાવ તેની નજરે પડીઓ. સોય પોતાની મેલે ડગલાને ટાકા મારતી હતી, અને વલી એથી વધારે અજાયબ જેવું એકે પેલો નાનો દોરાનો કટકો જેટલોને તેટલોજ રહેલો હતો અને પોતાની મેલે લંબાતો ચાલતો સોયના ટાંકા એવાતો સરસ અને સફાઈદાર હતા કે, લબેકાન જોકે પોતે આગલ જણાવીયું તેમ પોતાના કાંમમાં ઘણો હોશીઆર હતો, તોપણ તેનાથી એવા ટાંકા ભરાય નહી. લબેકાને આ બખશીશ કેટલી કીમતી હતી તે જોઇ, અને ઉગમણ તરફ ફરીને નમીને ખોદાનો ઉપકાર માંનીઓ.

હવે લબેકાનનાં મનમાંથી પોતાનાં પાદશાહી વંશનાં, અને પોતે શાહાજાદો થવાનાં ખીઆલ બધા હવામાં ઉડી ગયા. હવે પોતે આબરૂ ભરેલી રીતે ઘણી મેહેનત કરતો હતો, અને તેનાં ચમતકારીક સોય દોરાને લીધે આખાં શેહેરમાં સઉથી સરસ અને હોશીઆર દરજી દાખલ ખપવા લાગો. જો કંઈ કપડું સીવવાનું હોયતો તે માતર બરાબર વેતરી કાઢતો અને એક બે ટાંકા મારી થોડોક વાર મેલી રાખતો, અને પેલી સોય પોતાની મેલે લાંબુને લાંબુ સીવી જતી. લબેકાન દરજીની ઘરાકી વીસ ઘણી વધી, કાંકે તે પોતાનું કામ ઘણુંજ બરાબર અને જલદી કરતો હતો, અને વલી બીજા દરજીઓનાં કરતાં વધારે સસતું કરતો હતો. આખાં શેહેરની અંદર તેની તારીફ થઈ રહી, પણ તે પોતાનું કામ કોઈબી મદદનીશ વગર આવી અજાએબ જેવી રીતે બનાવતો હતો, અને કામ કરતી વખતે બારણાં બંધ કરતો હતો, એનો ભરમ કોઈ સમજી શકયું નહી.

આ પરમાંણે પેલી દાબડી ઉપરનો "સુખ અને દોલત" એવો લેખ જે લબેકાને પશંદ કીવો હતો, તે તેને ફલીઓ. આ ચાલાક, અકલમંદ, અને ખુશ મીજાજનો દરજી દોલતમંદ થયો, અને એથી તેને મોટું સુખ થયું અને હવે કેટલીક મુદતે જારે બધાં લોકો સુલતાન ઓમારની કીરતી ગાતા હતા—પોતાનાં ગામને કેવું તે આબાદ રાખતો હતો,—પોતાના દોસતોનો તેણે કેવો પયાર મેલવીઓ હતો,—પોતાના દુશમનોનો તે કેવો દેહેસત પેશાડનારો દુશમન હતો,—અને તેને જે જે લડાઈઓ આરવી પડી હતી તેમાં તેણે કેટલી બાધુરી દેખાડી હતી અને કેવી કેવી અડચણો ખમી હતી,—એ સઘલું જારે આખાં આલેકસાંનડરા શેહેરનાં લોકો સુલતાન ઓમારની તારીફમાં બોલતાં હતાં, તારે લબેકાનને ધ્રુજરી છુટતી હતી, અને તારેજ તેનાં બીહીકણ જીવને બરાબર માલમ પડીયું કે શાહાજાદાઓ અને પેહેલવાંનોની સંફમાં બેશવા લાએક તે આદમી ન હતો, અને કોઇ કોઇ વખતે તે બોલતો હતો કે "અલબત ! કીરતી અને બાહાદુરી એ સઘલું ઠીકછે, પણ તે મેલવંતાં એટલીતો અડચણો ખમવી પડેછે, કે માહારે તે જોઇએ નહી. દરજીની દુકાંન સઉથી સરસ મને લાગેછે !" આવી રીતે લબેકાન પોતાના ધંધામાં સંતોશ પાંમીને, અને પોતાનાં દેશીઓનો ચાહા મેલવીને ઘણી લાંબી મુદત સુધી જીવીઓ.



## માએ પીલીને જોવા આવશો ?

કુકીઆઈજી—આવો કોલાઈ ફુઈ, આવો રતનબાઈ આવો સુનાબાઈ, આવો ધનાઈમાએ, આવરે બા ધનજીશાજી.

શઘલાં—માએ આયાંજી.

જીવણાઈ કાકી—અરે એમ આવો રે ધનાઈમાએ; મા એ રતનબાઈ સગવડે બેસો મરીજાઉં. તાહાં અગવડે કાંપ બેઠાંજો. જોયાં કોતક.

રતનબાઈ—હમેતો મહજાથી બેઠાંચ. કાકી રેહેવા દેઓ.

જીવણાઈ—વારૂં ધનજીશાને તો એમ આપ માએ. આવરે બા.

ધનાઈમાએ—કાંએ પીલીને શુંછે ? કાલે જીભરૂં માહારો હોસાભાઈ, દાકતરને તાંહાં દવા લેતોતો તાંહાં તહમારો રૂસતમ કેહો દાકતરને પોલાવા આવેલો, તેણે કેયું ડોસાભાઇને કહયું કે પીલીની બંપાઈ સાસુની રાતે છાતી સઉ બેસી ગઇતીને ડોશાભાઈએ છેક રાતે કહયું તે હું માહારા જીવ સાથે કેટલી વહરી કે જરા મહને તો જલદી ચેતાવપે. આખી રાત અભોગની રતુ ફાટે દોરે બોલયા કરે કે મોંહારી પીલી શું કરતી હોશે; માહારી પીલી શું કરતી હોશે. ને સહવારે ગાડી જોવડાવીઃ તે મુંઓ પીરખાં ફરી ફરીને છેક બાર વાગેનો ગયલો તે એક વાગે આપો તાહારે હુંઇઆં જરા આયાં.

જીવણાઈ—માએ પીલીની, બપાઇને તો પરમ દાહાડે રાતે કાઈ ઉતુંજ નહી. સાંજ પડી તે પીલીને કેહુંય મેંકું જા માએ લોબાન કર. આએ બીજે માળે ગેઇને લોબાન લોબાનને ઠેકાણે ને એતો લાકડું લોહોડું થઇને મદઇ કોચપર પરેલી. રાગુ એવામાં ઉપર ગીઓ તે મહને આવીને કેહે—

કુકીઆઈ—નહી ચોઠા મારનો નરસુ.

જીવણાઈ—હ જો પેત તાહારૂં. ચોથા મારનો નરસુ મહને આવીને કેહે કેહેજે બાઈ બાઈ પીરોજબાઈ કોચપર સુતેલાંછે ને અફરગાંનીયું કોચ આગલ પરેલુંછે. તો સું મુવો જીવ થયો હું તો આયાને ભોંણું કરી આપતી તી કે પેલા દુકતાને ખવરાવે તે મુંકી દઇને ઉપર ગેઈ. જાણે મારપર ચહરાયે નહી. તેટલામાં એની માએબી દોરી આવી ને હાક મારીએચ તો પીલીનો જવાબજ નહી. હુંઇતો રરારર થઇ ગઈ. તરત દાકતર આપોને તેણે હાંદા બરી બરીને પાંણીના કટકાં મારયા તાહારે પીલીના

દોરા ઉપરયાં. પછી રાઇ ને સેક રાઇ ને સેક તે છેક રાતે દસ વાગાવેર. ઓ લુસુંરે તે રાતને.

રતનબાઈ—માએ વાઇનું કેયું એવું સાસુને જોર થઇ આયું જો!

કુકીઆઈ—ડાકટર તો વલી કાંઇ જુદુજ કેહેચ.

ધનાઈમાઓ—અરે મુવારે ડાકટર. કાંઇ નહી ચાલે તાહારે હવે એ ઓઠું.

જીવણાઈ—તાહારાં પાંણી મસે ફુસમેનને એ તાપ ચહડી એ તાપ ચહડી કે એમ ઉકલાઇ ઉકલાઇ જાય. ને લવે ને બકે.

કોલાઈ ફુઈ—માએ એ તાહારાં પાંણીનીતો વાતજ ના બોલો. માહારી બેનની વહુને એવું હસતક લાગું કે રોજ તાહારાં પાંણીએ નાહાય. પછી તેમાંથી લુરપારો કમલો થઈ આપો. એ મુઆ ડાકટર કાંઇ સમજેચ. જીવણાઇ ફરીથી માએ તાહારાં પાંણીની આસનાઇ ના કરાવશો હો.

જીવણાઈ—નહીરે માએ હુંતો પેહેલેથીજ વહેરી પણ એના બાપને શું કહીએ તેણે ગોધીઆરૂં ગાલીયું, તે હુંતો પરીજ રહી.

સુનાબાઈ—હજીરે માએ ખોખારછે કે ?

કુકીઆઈ—હારે માએ જાંણે હંઇઆં હું લુંજાઇ જાઉંચ. માએના દોરા ઉપરતાજ નથી. આખો દાહાડો આએ એમજ સુસત પડી રેહેવું. ડાંકટર તો કેહેજે એના ઓરડામાં એકજ જણને બેસવા દેઓ ને બધું ચુપાચુપ રાખો.

કોલાઈ—એ જાહારે દરદ પરખાય નહી કેની તાહારે એમજ કેહે. માહારા જમસુની માસીને પેલી વખત દુખ ચું તું તે ડાકટર કેજે એને મથુરાન લઇ જાઓ એની દવા એજ. તો તું જો તું જા. કાંઇ દવા દારૂ કર.

ધનાઈમાઓ—આએ એમ ફુસમેનં પરી રેહેય તે ખરાબજો. માથાંના વાંચતાંને એમાંથી સનેપાત થતાંવાર નહી. તરણ લાખની દીતીતા વરને એમ મેં જોયલું.

રતનબાઈ—તાંહાંનો વા તાંજ રે. (જમીન પર પગ ધસડીને)

સુનાબાઈ—માહારી પેલી વખતે છાતી બેઠીતી તે ડાકટરે તરત મલો લગાડીતી.

કુકીઆઈ—આએતો કાંઇજ નહી પણ એવું વરીઆલીનું પાંણી હોયની તે તન તન કલાકે પીવા કેહેચ ને આખો દાહાડો માંથા પર કોલાંવાટર ને આઇસનું પાંણી.

ધનાઈમાઓ—માએ તહમુને કાંઇ અકલછે. જતે દઇને એકતો એકવરયું માણસ તે માથાંના માગતાંને થોસોબો સોમારી આવશે.

કુકીઆઈ—માએ હું સું કરૂં. એના બાપની આગલ કોઇનું ચાલે નહી. આએ જરા કટકો નહી જોયતો માહારીપર આસમાન તોરી પારે.

જીવણાઈ—અરે જો કુકીઆઇ હમણાં તો માંડી વાર એનો બાપ આવે ને વરી મુકજે.

પીરોજબાઈ—(કટકો કાહાડવાથી ચમકીને), ઓ માએ !

કુકીઆઈ—ઓ મોને જરે. બાઇ તાહારાં સાસુ સાથ વાત કરની.

પીરોજબાઈ—અરે માહારૂં માથું ઘણું દુખેચરે, કોઈ મહને બોલાવોના.

કોલાઈ—જરા મરી નાખીને ગરમ ગરમ ચાહે પાઓ.

કુકીઆઈ—ડાકટર ઘણી ચાહે ના કેહેચ. હજુ સોડાવાટર ને આઇસ આપવા કેહેચ.

જીવણાઈ—એમજ રાંધી મુકયું તો.

(સોલો ચાહેનાં કપ લઈ આવેછે.)

ધનાઈમાએ—માએ હમણાંજ હમેતો બધાં ચાહે પીને આથાં.

જીવણાઈ—ધનાઇમાએ તહમેબી બારતાં. એક વાગતાંમાં ચાહે કાંહાં પી આવતાંતાં.

કુકીઆઈ—માએ એવણને આપણા ગરીબ ઘેરની ચાહે નહી ગમે.

શુનાબાઈ—આએતો બીજી વખત થશેની.

કુકીઆઈ—તાહારે તહમારે તાંહાં કાંએ માએ હમે તરણ ચાર વખત નીચાંની કાંએની પીજીએચ !

રતનબાઈ—શું કરવા ઓવારૂં. હમારે તાંહાંની ચાહે પીતાં તો તહમે ઠાકતાંજ નથી.

જીવણાઈ—ઓ શુધ ગેઇ. ધનાઇમાએને વાસતે તમદેલ મંગાઓ. હું જાણુંચ એવણ કોરીની રકાબીમાં નહી પીએ.

કુકીઆઈ—ઓ મરેરે જોયું મહનેતો મુતલગ ફામ નહી. અરે સોહોલા, ઓ સોહોલા, અરે સોહોલારે ! સરવાંનજીની કબરમાંથી એક તમદેલ લેતો ઉતરજે.

સોહોલો—(ઉપરથી) વારૂં.

જીવણાઈ—અરે ધનાઇમાએ જરા ઉભાં રેહોરે એ એ આવશે.

ધનાઈમાએ—કાંઇ નહીંરે માએ હવે અટકે શું જો

કુકીઆઈ—મુંવો તો લાર કરી કરીને ઉતરતો હોંની. અરે ચાલ, ચાલ છેક લુલો સાથે થઈ ગયો. (તમદેર આપી જાયછે)

(શઘલાંઓએ ચાહે પીને હાથ ધોયા પછી.)

જીવણાઈ—મુંઆઓને પગાર આપતાં બોજા ભારી

સુનાબાઈ—બોલો નારે માએ દાંતમાં ખાસરૂં રોજ પકરૂંચ. એકતો માટીદાનો મોજાજ ખરાબ તેમાં બીહીતં ફરૂં કે રખે મુંવો મુંકીને માહારા જીવપર નાહાસી જાય અખઇ રહી વહુતો ફુલયુંબી નહી ઉંચકે.

જીવણાઈ—આજ કાલની વહુઓનેતો કેહેવાય નહી.

કોલાઈ—પેલા પોલકા પેહેરતાં પરવાર નહી આવેની કેથી જો માહારી વહુને કહયું હોય કે હાથ ચલાવતો એવી મોહોનાપર આવીને કેહે કે વેચાતી બેચાતી લંધીય કે ? પેસો આખો દાહાડો સીવતાં સાવતાંતાં તે હવે કંઇ મલે નહી જો.

ધનાઈમાઓ—હવે કોઇ સાસુના જુલમથી કુવો તલાવ કરે બરે નહી જો.

કોલાઈ—મુંવા અંગરેજ મરી ગીયા તે જરા જરામાં માઇ દીએર ને માઇ દીએર આખો દાહાડોછે.

સુનાબાઈ—આજ કાલના છોકરાઓજ બાપલા થઇ ગયાંને. ચમટોતો તોરવા નહી દીએ. જાહારે વાંક પડે તાહારેતો માએનોજ.

કોલાઈ—સહવાર સાંહાંજ માહારો જાંહાંગીરતો મદ અને લઇને ફરવા જાય. હાંલાં હાંલાંને ઠેકાણે. આપ જોઇએતો મરે. કેહું તાહારે માહારો દીકરો બોલે એવો કે માએ ફરી આયા પછી શું કાંમ નહી થતું ? માહારી માણે કે કાંઇ કાંમ કરવા ના કેહેમ ? ને તેમ તેમ પેઢી—ખરખર હસે. જો છીક આવીતો માએ માણેકને વાસતે દાકટર. એવો કારૂભારછે માએ. નહી બોલવાના ઘણા ગુણ.

ધનાઈમાએ—હા માએ હા; જેનીપર પડે તે જાણે. સાસરાંના વહીતરાં કરતાં મરી ગયાં ને વલી હવે ફરી વહુના વહીતરાંમાં પરયાં.

જીવણાઈ—મ—મ—ધનાઈમાએ, કોલાઇ ફુઇ, રતનબાઇ, સુનાબાઇ ઘણોવાર લાગો.

ધનાઈમાએ—નહીરે મરૂં કાંઈ નહી. (ઉઠીને) માએ પીલી, પીલી હું જાઉંમ હો.

જીવણાઈ—મોંહોરેથી બોલતી કાંએ નહી. બપાઇનો સાદ સીવઇ સાએ ગીઆ.

પીરોજબાઈ—આવજોજી. હઃ હઃ

શઘલાઓ વારાફરતી પીલીને બોલાવયા પછી જવા નીકલયાં.

જીવણાઈ—ધનાઇમાએ માફ કરજો હો મ—

ધનાઈમાએ—હેં સાંનું, જી નરાઇ તહમને, ચાલ મા એ પીલી પખોરીને વેહેલી વેહેલી ઉઠ. હું જાંઉમ હો કુકી આઇજી.

કુકીઆઈ— આવજો ધનાઇમાએ. મ—રતનબાઇ, કોલાઇ ફુઇ માએ સુંનાબાઇ. બાવા મનજીથા આવજે હો મ—મ—મરૂં બધાંને કેટલે વેરથી ફેરો પરયો.

શઘલાં—માએ સારે રૂરે. વેહા વાજને. (જાએછે.

જીવણાઈ—કુકીઆઇ મ—એ બઇરી કોણ ?

કુકીઆઈ—નવલસાની સુંનાઇ ?

જીવણાઈ—હુઃ મ—ઓલખાતીબી નહી. થઇચ એવી ધીંમરાં જેરી. પઇસાથી નસકોરાંપર નસકોરૂં બી ચહડી જાયજો. મોતીની બાંગરી વગર તો ચાલતુંજ નથીજો. હેંકારતો નહી કરીએ પણ આગલ ફાટી સપાટને વાસતે તવલતીતીજો.

કુકીઆઈ—કાંએ માએ પીલી એમ કાંએ કરેચ ? માથું ઘણું દુખેચ ? જોની તાહારા બાપ આગલ ના બોલતી હો કે એમ બધાં આપાંતાં ને અહી બેસાડયાંતાં.

જીવણાઈ—તસતો, નહીતો કેહેસે માથું બઇરાઓની ગરબડથીજ દુખયું.

☞ પીલીને શું થયું હશે તેનો ખેયાલ વાંચનારેજ કરવો. (મલેલું.)

---

## પારીસ અને તેહેની મોહોટાઈ.

પારીસની સઉથી સરસ મોહોટાઇ તેયાંની સખાવત અને ધરંમખાતાંમાંછે, જેમાં પંદરતો હાસપીટાલોછે; જેયાં ૭ હજાર દરદીઓને વાસેતે બીછાંના રાખવામાં આવેછે. તે સીવાએ બીજાં નાચાર બેચાર તથા મા બાપ વગરનાં છોકરાંવોને રાખવાને વાસતે જુદાં જુદાં ધરમખાતાંઓછે જેમાંના એક "રૂ. ડી. એનફર" નામના રાખશી પરવરસી ખાતાંમાં ગરીબ અને મા બાપોએ તજી દીધેલાં ઈઆને રખડતાં અને વારેસ વગરનાં બાલકોને રાખવામાં આવેછે. એ ઠેકાંણે તેયાંની ધવાડનારી તથા ઊધારનારી આયા શીવાએ ૫૨૪) બીછાંના તથા ૮૪) પાલનાં ઊપર જણાવેલાં વરગના બાલકોને સારૂંછે—જે દરેક બાલક પછવાડે દરરોજ ૧ શીલીંગ ૮॥ પેનસ, એટલે ૧૩ આંનાં ૮ પાઈ ખરચવામાં આવેછે. એ પરમાંણે ફરાંનસના ફકત છોકરાં પાછલ નજદીક વરસ દાહાડે ૪૦ લાખ રૂપીઆ ખરચાએછે, પણ એ શીવાએ જે ઘણીક ધરમાતમા મંડલીઓ હુધરાંણાની મારફતે જે ધરમખાતાં ચલાવેછે તે જુદાં.

પારીસની મોહોટાઈ હીઆંજ અટકતી નથી પણ જે માહતમપણાને તે આજે યોગય થયુંછે તે તયાંની સ્રીઓના પરતાપથી થયુછે; તેવોની ખુબી, નેકી અને બાહાદુરીની સાહાદતોથી ગરંથો ઊભાઇ જાએછે. તેમની સખાવત અને દયાલુ ચાલને દુનીઆંએ નકલ કરવા માંડીછે. તેવોમાં દયાલુ ગુણ એટલો મોહોટોછે કે તેવો જાતે મેહેનત કરી, શકતી ખેચીને પોતાથી બને એટલી રકમ "પુરબાકસ" ઈઆ ગરીબોના ધરમ ખાતાંમાં આપેછે, એટલુંજ નહી પણ ઘણાક ગરીબ અને લાચાર આડોશી પાડોશીની હાજતો પુરી પાડવા ખરેખર ઘણીજ મેહેનત કરેછે. હીંઆં જુદા જુદા ધરંમવાલાવો પોતપોતાના લોકો જેવાકે રોમન કાથલીકસ, પરોટેસટંનટ, જુ વીગરેને વાસતે જુદી જુદી જાતની સખાવતો કરેછે. જેમકે ઇસરેલાઈટસ લોકોને વાસતે એક જાહેર બબરચીખાંનુછે જેમાં દરરોજ એક તન દરોસત માણસ ખાએ એટલું ગોસ, સેરવો, અને તરકારી બેઆંના બદલે વેચવામાં આવેછે. કેટલાક લોકને સસતાં કપડાં આપવાનું, કેટલાકોને સસતું રેહેવાને ઘેરો આપવાનું તથા હેવીજ જરૂરની હાજતો પુરી પાડવાના ઘણાક ધરંમખાતાંછે. જેવી કીસમના ધરંમખાતાં હાલ લંડનમાંબી હુંગાડવામાં આવેઆંછે.

પારીસની સ્રીઓ ગરીબ અને લાચાર બેચારને મદદ કરેચ, એટલુંજ નહી પણ તેવો હજારો જણની હાસપીટાલોમાં તથા તેમના રેહેવાના ઘરોમાં ભેટ લીએ

મુતલગ માલમ પડેજ નહી. ડાંનસર પાશે એક બુઢો પોડો હતો જેના આગલા પગોનેજ તે નાલ જરાવતો હતો. લોકો પાસથી ચમટો ભરી ભરીને તે પોતાની તપખીરની દાબડી ભરતો હતો, પછી તપખીર એકઠી થાએ કે લાગલો કોઇ દુકાંને જઈ મીણબતીની બદલી કરતો હતો. જયારે તે સુવા જાય તીયારેજ મીણબતી બાલતો હતો, તેથી ફરીથી તપખીરની દાબડી ભરાય તીયાંસુધી તેને મીણબતીની જરૂર પડતી નહી..કદાચજ તે પોતાનું મોહોડું ધોતો; પણ તડકું પડે તયારે પાસેના એક ખબોચીયામાં તે સાબુને બદલે રેતીએ બદન સાફ કરતો હતો. ભીનાં બદનને તે તડકાંમાંજ સુકવતો હતો કારણ તુવાલતો મોંઘો પડે.

એક દાહાડો ૨૦૦૦૦) રૂપીઆની સરકારી નોટો લેવા તે લંડન ગઓ પણ તાંહાંનાં બજારમાં કોઈએ તેહેના હાલ ઉપર દઆ કરી એક ફદીયું તેના હાથમાં મુકયું. પેહેલાંતો તેને ઠીક લાગયું નહી પણ વીચાર કીધો કે કોડી પણ કાંમની તેથી મુગા મુગા તેને ગજવામાં મેલયું.

કોઈ દુકાંનોમાંથી તે એક પુરાંનું કપડું લાવતો પણ તે જયાંસુધી તેના બદન ઉપરથી કોહીને ખરી પડે તયાંસુધી નીકલતું ન હતું અને ધોબીનો હાથતો તે ઉપર કોઇ દાહાડો લાગતો ન હતો.

લેડી ટેંપેસટ એ સુમને ઘણી બજીદ થઈ પોતાના પઇસાનો ઉપયોગ કરવા ફરમાવતી હતી. ડાંનસરની ટોપી તેર વરસની જુની થઈ હતી તેથી તેણીએ બોહોસ કરી તેને એક ઈયાઉધી પાસથી અરધે રૂપીએ એક જુની ટોપી અપાવી. પણ બીજે દાહાડે પાછી પેલી અસલી ટોપી જોઈ તે અજાએબીથી કારણ પુછવા લાગી જેથી ડાંનસરે કહીઉં કે મેં માહારા ચાકર ગરીફીસથને બાર આને વેચી અને ચાર આંનાનો નફો કીધો!

એક દાહાડે લેડી ટેમપેસરે તરાઉટ માછલીને કલેરેટ દારૂમાં પકાવીને મોકલી જે ડેનસરનું ઘણું વાહાલું પકવાંન હતું. કકડતી થંડી પડતી હતી અને આખી રાત રહાથી તે પકવાંન બંધાઇને આઇસ થઈ ગયું. તેની દાહાડ દુખતી હતી તેથી થંડું પકવાંન ખવાએ નહી અને વલી બલતું કરવાનો ખરચ કોણ કરે તેથી તે માછલીની રકાબી ઉ૨ર બીજી રકાબી મેલી તે ઉપર બેઠો અને પોતાની ગરમીથી જરા પકવાંન ગરમ થયું.

ડાક્ટરો અને વકીલો તેના કટ્ટા સતરૂ હતા. વકીલોનેતો તે સૈતાન કરી કેહેતો હતો.

તેની દોલતની વાત સાંભલી એક રાતે તેના ઘરમાં ચોરોએ ખાતર પાડયું પણ તેમની મેહેનત ખાલી ખરબાદ ગઈ કારણ તયાં જેહેર ખાવાની દમડી પણ ન હતી, કરાલીઆનાં પડ અને જાલાંમાં તે પોતાની નોટો સાંતતો હતો અને સુલાવતીની રાખમાં ગીનીઓ છુપાવતો હતો.

તેની પાસે એક કુતરો હતો તેને તે રોજ દુધની એક પેંટ પાતો હતો, પણ તેના કાનપર જાહારે વાત આવી કે તેનો કુતરો પડોસીના મેંટાંપર તરાપ મારેછે તયારે ડાંનસર કાકાએ વીચાર કરયો કે કોઇ દીવસે એ કુતરો મહને ખરચે નાખસે તેથી તેના સઘલા દાંત વેહેરાવી નખાવીઆ.

૭૮ વરસની ઉમરે જાહારે તે મરવા સુતો તાહારે તેની ખેરખાહ લેડી ટેંપેશટે તેને વીનંતી કરી કે તાહારા બદન ઉપર કાંઈ પુરતું ઢાંકણ રાખ; પણ તેણે ઉતર વાલયો કે બાઈ નાગા દુનીઆમાં અવતરીઆ અને નાગા જનાર છઇએ. જયારે એ નેકબખત ઓરતે કહું કે વારૂં તાહારા માંથાં તલે એક તકીઓતો રાખ; તયારે ડાંનસરે ગરીફીયસ પાસે ઘાસનો પેંડો મંગાવયો.

તેના મરણ પછી તેનું ઘર લેડી ટેમપેસટના ભાઈ મી૦ હોમસના હાથમાં આવયું. ઘણાં અડવાડીઆં ખોલ કરતાં ડાંનસરની દોલત હાથ લાગી. છાંણાના ટગલા તલેથી ૨૫૦૦૦) રૂપીઆની ઢેલી નીકલી. ઘાસની ગંજીમાં સાંતેલાં એક જુના બદીઆંનના ગજવામાંથી ૫૦૦૦ રૂપીઆ મલયા. રાંધણીના ધુમાડયાંમાંથી ૨૦૦૦) રૂપીઆની કલયા અને એક ખુણે પડેલી ટીપાટમાંથી એક કાગજમાં લપેટેલી ૬૦૦૦) રૂપીઆને અવેજની નોટો નીકલી.

વલી લેડી ટેમપેસટ અને તેના ભાઈને તે જમીન આપી ગઓ જેની વરસની આંમદાંની ૩૦૦૦૦) રૂપીઆની હતી.

જોકે ડાંનસર આવો કંજુસ હતો પણ તેનામાં ઘણાં ભલા ગુણો હતા. વેહેવારમાં તે ઘણો ઈમાંનદાર હતો અને કોઇ મુસકેલીમાં હોયતો તેને મદદ આપતો હતો જોકે તે પોતાનું વયાજ લેવાને ચુકતો ન હતો.

પોતાનું સુવાનું ઠેકાંણું ન હતું પણ પોતાના નોકર "ગરીફીથસ" ને તેણે મજાહની ખાટલી આપી હતી અને તે જેમ માંગતો તેમ તેને સારૂં ખાંણું પાંણી આપતો હતો, પણ જે પોતે ના ભોગવે તે પોતાના ચાકરને આપતો હતો એ ઘણું અજાએબ લાગેછે.

દોલત છતાં માંણસ કેવું દલીદરપણું ભોગવેછે તેનો ડાંનસરનો એક અછો નમુનોછે.

⸻oooo⸻

## ઈશવરના કાંમનું સમપુરણપણું.

ઈશવરના કાંમની સંમપુરણતાની બરાબરી કોણ કરનારછે? અને કોણ તેની અંદર જે બેહદ સકતી દેખાડીછે તેનું વરણન કરે? ઈશવરના કાંમોનું બોહોલાપણું, સંખયા, અને વીચીતરજાત, એજ માતર આપણંને આશચરીયથી ભરતાં નથી; પણ દરેક જુદું જુદું કાંમ એટલાતો બેહદ હુંનરથી બનાવેલુંછે કે પોતપોતાની વાતે સમપુરણછે, અને બારીકમાં બારીક કાંમના પરમાંણ અને નીયમ તેમના બનાવનારનું બેહદ દાહાપણ અને મોહોટાઇ દેખાડેછે. હાલની સદીના લોકોએ જે જુદાં જુદાં હુંનરોનો સોધ કીધોછે અને તેમની મદદથી જે ચીજો તેઓ બજાવેછે અને જે આપણા વડાવાઓને અદભુત ઈઆને જાદુઈ લાગત તે ઊપર આપણે વાજબી રીતે અજાએબ થઇએ છઇએ. પદારથોની ઊંચાઈ, પોહોલાઇ અને ઊંડાઈ આપણે માપીએ છ

ઈસાનો ઉ
૨ વરસની જુ
એક ઈપાઉથી પાસથી
પાવી. પણ બીજે દાહાડે
તે અજાએબીથી કારણ પુછ
કે મેં માહારા ચાકર ગરીફીસ
૨ આંનાનો નફો કીધો '

એક દાહાડે લેડી ટેમપેસટે
રેટ દારૂમાં પકાવીને મોકલી જે ડેનસર
કવાંન હતું. કકડતી થંડી પડતી હતી
રહાથી તે પકવાંન બંધાઇને આઈસ થઈ ગ
ડ દુખતી હતી તેથી થંડું પકવાંન ખવાએ ન
લી બલતું કરવાનો ખરચ કોણ કરે તેથી તે મા
કાબી ઉપર બીજી રકાબી મેલી તે ઉપર બેઠો અને પો
ગરમીથી જરા પકવાંન ગરમ થયું.

ડાકટરો અને વકીલો તેના કટટા સતરૂ હતા. વકીલો નેતો તે સેતાન કરી કેહેતો હતો.

તેની દોલતની વાત સાંભલી એક રાતે તેના ઘરમાં ચોરોએ ખાતર પાડયું પણ તેમની મેહેનત ખાલી બરબાદ ગઈ કારણ તયાં જેહેર ખાવાની દમડી પણ ન હતી; કરાલીઆનાં પડ અને જાલાંમાં તે પોતાની નોટો સાંતતો હતો અને ચુલાવતીની રાખમાં ગીનીઓ છુપાવતો હતો.

તેની પાસે એક કુતરો હતો તેને તે રોજ દુધની એક પેંટ પાતો હતો, પણ તેના કાનપર જાહારે વાત આવી કે તેનો કુતરો પડોસીના મેંટાંપર તરાપ મારેછે તયારે ડાંનસર કાકાએ વીચાર કરયો કે કોઈ દીવસે એ કુતરો મહને ખરચે નાખસે તેથી તેના સઘલા દાંત વેહેરાવી નખાવીઆ.

૭૮ વરસની ઉમરે જાહારે તે મરવા સુતો તાહારે તેની ખેરખાહ લેડી ટેપેશટે તેને વીનંતી કરી કે તાહારા બ

હોલાપણું, રા
પણંને ગાશચરી
દું કાંમ એટલાતો
તાની વાતે સમપુરા
પરમાંણ અને નીચ
પણ અને મોહોટાઈ
જે જુદાં જુદાં હુંન
થી જે ચીજો તેઓ
ઓને અદભુત ઈચ
વાજબી રીતે
ઊંચાઈ, પોહો

ઈએ; સેતારાઓના ફરવાના મારગ આપણે જાંણીએ છઈએ અને નદીઓને આપણી મરજી માફક રસતો પાડી આપીએ છઈએ. પાંણીને ઊંચું અથવા નીચું કરી સકયે છઈએ, દરીઆ ઊપર ફરવા ઇમારતો બાંધીએ છઈએ અને બીજાં ઘણાં કાંમો કરીએ છઈએ જેથી આપણી અકલ ઊપર આફરીનછે, પણ માણસની સરવ સોધો તેનાં સરવથી માહાભારત અને સુંદર કાંમો ઈશવરના સરવથી નાના કાંમ આગલ શું મુકાબલો ધરાવેછે ? ઈશવરના અસલ નમુનાની કેહેવી લુલી અને અધુરી નકલો ! સરવથી બાહોસ કારીગરને કહીએ જે તાહારી સઘલી ચાલાકી તાહારા નમુના ઊપર ખરચીને તેને મનપસંદ અને ઊપીઓગી રૂપ આપ, તાહારી સઘલી સંભાલ અને તાહારાં સઘલાં દીલથી તેહેને જહલે આપી પુરણ કર; અને પછી જુવો કે તેની સઘલી મેહેનત, ઊદયોગ અને ફાસેસો છતાં તેહેનો નમુનો શુક્ષમ દરશક યંતરમાંથી કેવો ખરબચડો, કદ રૂપો અને કઠોર દેખાએછે ! પરમાણ અને નીયમની કેટલી તંગીછે તે તેને તીયારે માલમ પડસે, પણ હમેસગીના ઈશવરનાં કાંમો શુક્ષમ દરશક યંતરથી કે સાદી આંખે તપાસો તોયપણ તેઓં હંમેસ વખાંણ કરવા લાયક, હમેસ ખુબ શુરત, હંમેશ ઊતમ રૂપ, કાયદા અને પરમાણનાં માલમ પડશે.

ઈશવરી ડાહાપણે દરેક વસતુનાં ભાગો બેહદ હોનરથી અને અજાએબ કાયદાસર બનાવેલા અને ગોઠવેલાછે. તેનો બેહદ સકતીનો કાબુ એક આખી પેદાએશમાં વખાંણવા લાયક કાયદાસર કાંમ ચાલેછે. ખુદરતની સરવથી મોટીથી તે નાહાની પેદાએસમાં એકસરખો સંબંધછે. દરેક ચીજ એકમેક સાથે હેવી જોડાએલીછે કે વચમાં ગાલો દેખાતો નથી, કાંઈ પણ ચીજમાં ખાંમી નથી અને દરેક ભાગ જોતાં સંપુરણછે. મેદાંન અને ખોણો, પાહાડો અને જંગલો, ઝાડો અને ફુલોનાં ભાત ભાતના રંગ અને ભાત ભાતની ખુબસુરતીનું બીઆંન કરવું એ માણસની તાકાદમાં નથી; હેવું ઈશવરનું એક કાંમછે જેની પોતાની ખાસ ખુબસુરતી નથી ? શું જે ઘણુ ઊપીયોગી તે ઘણુ દીલપસંદ નથી ? પેદાએસની નીરજીવ વસતુઓમાં શું અકસ હેરત રેહે તેવાં તદન જુદા જુદા પરકારનાં કદ અને રૂપ જોવામાં આવતાં નથી ? પણ એ કરતાં વધારે જુદા જુદા પરકારો પરાંણીઓમાં માલંમ પડેછે અને તોયપણ વગર વધારા અથવા ઘટાડા વગર દરેક પોતપોતાની વાતે સંપુરણછે. કહેવાં તીયારે તે બલવાંન અને અનંત હશે જેના એક હુકમથી આટલાં પરાંણીઓ હસતીમાં આવીયાંછે !

જે હંમેસગીના દાતારે ઝાડોને પાંતરાં આપયાંછે, ફુલોને ખુબશુરતી અને ખુશબો આપીછે; જંગલોને અને મેદાંનોને લીલોતરી આપીછે, તે હમેશગીના દાતારની તારીફના સુખનો કેમ કાહાડીએ ? ઓ સાહેબ મોહોટાં અને બેહદ તાહારાં કાંમોછે ! તેં તાહારાં ડાહાપણથી તે સઘલાંઓને બનાવીયાંછે! પુરૂથવી તાહારી બખશેલી દોલતથી ભરપુરછે ! ઝાડના છાંયડા તલે નહી સુઈસ, ફુલોથી રંગીલાં ખેતરોને નહી જોઈસ, ખુસીથી ઈઆદ કરીયા વગર ઓ સાહેબ ! કે માહારા પેદા કરનાર ઈશવરે હાવી રીતે સઘલી તેની પેદાએસને ખુબશુરતીથી ઢાંકીછે! (ઇસતરમ)

---

## ઓલીવીઆ અને સોફાઆ.

ઈંગલંડનાં એક ખુશનુમાં કસબામાં એક પાદરી અને તેની બાનુનું સુખવાસી જોડું વસતું હતું. પાદરી પઈસે ટકે સુખી હતો અને ગરીબોમા ખેરાત કરી હજારોની આંતરડીની દુવા લેતો હતો. એ જોડાંને પેટે ચાર છોકરા અને બે છોકરીઓની વરધી થાઈ. વડા છોકરાનું નામ જારજ હતું અને બેહુ છોકરીઓનાં નામ ઓલીવીઆ અને સોફાયા કરી હતું જેમનું ચીતર પાસે જોવામાં આવેછે. પાદરી પોતાની પુંજી ઉપર મુસતાક નહી તેટલો પોતાના છોકરાં ઉપર મુસતાક હતો, કારણ તેમને ઉતમ કેળવણી આપી પોતાના ઘડપણનો પાયો તેણે રચેલો હતો. ઓલીવીઆ અને સોફાયાનાં મીજાજમાં ફરક હતો. લોકોને ખુશી કરવાને ઓલીવીઆ યતન કરતી હતી, લોકોને રખે દુખ થાય તેથી સોફાયા ડરતી હતી. આગલી હસમુખી, પાછલી ગંભીર હતી.

પાદરીનું સુખ દુનીયાનાં કાયદા મુજબ ટકયું નહી. જે સરાફને તાંહાં તેનો અવેજ પડેલો હતો તે કમનસીબે બતંગ હાલતમાં આવી પડયો અને બુઢા પાદરીની દોલત એક સપાટે તણાઇ ગઈ. પઈસા જાવેદાન શુધી તકતા નથી. આજે પઈસા કાલે નથી. પાદરીએ એ આફતથી હાર ખાધી નહી તે ઈશવરનાં સુકર કરવા લાગો. પોતાના બમાની પુંજી તેની પાસે તે દાતારે હજુર રાખીછે તે ઉપર શુકરગુજારી તે એક ગામડામાં જઈ વસયો, જાંહાં પોતાના ઘર માતપણાથી તેણે શઘલાંનો પેયાર ખેંચયો. જે ગરીબ છતાં પઈસાનો ઠાઠ માઠ રાખેછે તેના જીવતરનેજ ધીકારછે, પણ આ ભલા પાદરીએ સઘલો પઈસાનો બાહાર દુર કરી પોતાની હાલતને બર આવતી શઘલી તરબીએત રાખી.

છોકરીઓ જે દમકતા પોશાકમાં ફરતાં હતાં તે તેણે તેમને સમજાવી કહડાવી નખાવયા અને તેમનો તેમનાં નાના ભાઈઓને માટે પોશાક કરાવયો. પોતાની અસલી જગોએથી આ ગામડામાં આવતાં એક નાલું પસાર કરતાં સોફ્રાયા અકસમાતથી પાણીમાં પડી ગઈ પણ એક બરચેલ નામના પારકા શખસે તેણીનો જાન ઉગાડયો જેથી સોફ્રાયા અને તેની વચે બહુ મીતરાચારીનો ગાંઠ બંધાયો. પાદરીની ઓરત પોતાની છોકરીઓનાં વીવાહ માટે બીજી ઓરતોની મીશાલ ઘણી ખંતી હતી, પણ બરચેલ પાસે નાંણાં નથી એવી ખબરથી સોફ્રાયાને તેની ઓરત કરવાને તે નાખુશ હતી. પાદરીની નાંણાંની હાલત ઘણી માઠી થવા લાગી અને અંતે તે ખુંજરોગ ઘરસથે પોતાના વડા બેટા જારજને પોતાના અને કુટંબનાં પોશણમાં થોડો ભાગ આપવાને માટે બાહાર ગામ મોકલયો. હવે જે ગામડામાં પાદરી વસતો હતો તાંહાંના વડા પટેલ નામે સર વીલીઅમ થોરનહીલનો ભાણેજ જેમસ થોરનહીલ નામે એક શખસ હતો. મામાને તાંહાં છોકરાં હતાં નહી તેથી જેમસ તેનો વારેસ ગણાતો હતો. વીલીઅમ પાદરીને ઘર વારંવાર આવે અને બરચેલ પણ આવે, પણ બેહુનો સાથે મીલાપ થાય નહી. બરચેલની નજર સોફ્રાયા ઉપર અને જેમસની નજર ઓલીવીઆ ઉપર હતી. પાદરીની ઓરતની મરજી ઘણી કે આ લખપતી જેમસ સાથે ઓલીવીઆનાં નેકા થાય. થોરનહીલ પાદરીનાં કુટંબમાં બહુ પરોટાઈ ગયો અને એકવાર એવી રીતે તેણે બુઢા પાદરીને ભમાવયો કે પોતાની બેહુ છોકરીઓને બે ઉમરાવજાદીઓની દાસી દાખલ લંડન શેહેર મોકલવાને કબુલ કીધું. પાદરીની ઓરતની એ ઠરાવ કરાવવાની મતલબ એ હતી કે શેહેરની અને ઉમરાવોની રીતભાંત શીખેતો માહારી છોકરીઓ મોટાં માણસોને હાથ જાય. કારણ છોકરીઓની ખુબશુરતી શીવાય તેમની પાસે પઈસા ટકા જેવી બીજી ભલાંમણ ન હતી. પણ બરચેલે એક કાગજ છુપે નામે થોરનહીલ વાલી ઉમરાવજાદીઓને લખ્યું કે ઓલીવીઆ અને સોફ્રાયાને લંડન લઈ જવાથી પરેહેજ રેહેવું જે પાદરીનાં હાથમાં આવયું. પાદરી તેનો અરથ ઉલટોજ સમજયો અને બરચેલને ખુબ તીરસકારનાં શબદો કહી પોતાનાં કુટંબમાંથી કાહાડી મેલયો. લંડન શેહેરમાં જવાની વાત ભાગી પડી અને પાદરી અને તેની ઓરત તે એક બીજી કમનસીબની વાત સમજવા લાગયાં. અંતે એક દીવસે પાદરીની ઓરતે થોરનહીલને ખુલ્લું કરી કહયું કે એક પડોસીની ઓલીવીઆ માટે માંગણી તેઓ કબુલ કરવાનો વીચાર રાખે છે. થોરનહીલે એમ નહી કરવા ઘણા ફાંફાં મારયાં, પણ પોતે ખુલાસથી પોતાની માગણી નહી આપી તેથી પાદરીએ અંતે તે પડોસીની માંગણી રાખવાનો પુખ્ત વીચાર કીધો. એવામાં એક બીજી માહેતમ પાદરીના ઘરમાં પડી. ઓલીવીઆ કેથે એક દાહાડે ગુમ થઈ ગઈ અને તેની કશી ખબર રહી નહી. પાદરી પોતાના છોકરાંઓને વગર આશરેના મેલી ઓલીવીઆની ખોલે નીકલયો. ઘણી રંજ ખેંચી તે એક ગામ પુગો જાંહાં તેણે એક ખેલાડીને નાટક કરતાં જોયો. એ ખેલાડી કોઈ નહી પણ તેનો બેટો જારજ હતો. પાદરીએ જારજ આગલ પોતાનું નામ કહયું નહી. પણ તેવામાં તાંહાં થોરનહીલ પણ આવી લાગો જેણે પાદરીને તેના ઘરની ખુશ ખબર કહી. થોરનહીલ વારે ઘડીયે પાદરીને ઘર જતો હતો તેથી પાદરીએ તેનો ઉપકાર માણયો. હવે એક પલટનની ચાકરી જારજને મલી પણ તે મેલવવાને તેની પાશે પઈસા નહી. તેથી થોરનહીલે પોતે તે પઈસા ઉછીકા આપયા જેથી પાદરી થોરનહીલનો બેહદ ઉપકાર માનવા લાગો, અને જો કે તે પઈસા ઉછીકા હતા અને પાદરીએ પોતાની સહી કરી આપી હતી તોપણ થોરનહીલે તે રકમ ભેટ કીધી હોય એટલુ પાદરી તેનું હેશાન માનવા લાગો. પાદરી પોતાના છોકરાને વરાંવીને આગલ ચાલીયો જાંહાં એક પોંચખાનામાં ઉતારો લીધો. પોંચખાંનીની રખેવાલ સ્ત્રી એક ઓરતને મોટે મોટે ધમકાવતી હતી કે જો તું તાહારા પઈસા મહને નહી ચુકવી આપશે તો તુંહને કેદખાંને નાખીશ. દયા ખાતર પાદરી તે સ્ત્રીને જોવાને ગયો પણ તેણે પોતાની બેટી ઓલીવીઆને જોઈ. તેના બાલ શઘલા વીખરાઈ ગયલા હતા, તેનો ચેહેરો શઘલો જરદ મારી ગયો હતો. તે પોતાના પીતાને જોઈ બેશુધ થઈ ગઈ. હોશમા આવયા પછી તેણે પોતાના પીતાને જાહેર કીધું કે થોરનહીલ તેને લઈ નાઠો હતો અને તેની સાથે એક પાદરીની હજુર પરણયો હતો, પણ પાછલથી મુંકી તેને ચાલતો થયો હતો. પોતાની બેટીના હકદાર લગનની ખાતરી કરી પાદરી ઈશવરની જનાબમાં બંદગી કરવા લાગો કે તે સાહેબની રેહેમથી તેની બેટી કાયદાસર લગણથી થોરનહીલની ગોદમાં ગઈ હતી. બાપ બેટી પાછાં ઘર તરફ વલયાં, પણ રાતરે બારણું ઠોકતાં તેને માલમ પડયું કે તેના ઘરમાં આગ લાગીછે. સઘલાંને તેણે પોકારથી ઉઠારયાં અને તેના બે નાનાં બચ્ચાં નહી મલવાથી તેણે ધારયું કે તેઓ આગમાં બલી ભશમ થયાંછે. પાદરીએ આટલી કમબખતી છતાં ઈશવરના નામને મુકીયો નહી. તે પોતાના ઓરડામાં ઈશવરનુ નામ ધરી પેઠો. કોચ ઉપર ભર ઉંઘમાં તે પશુ બાલકો પડેલાં હતાં અને આગના ભડકાં હજુર તેમની આસપાસ ફરથીજ રમતાં હતાં. ઝટ તેમને હાથમાં જાહાલી તે બાહાર આવીયો અને ઈશવરે તેમનો છુટકારો કીધો હતો તેને માટે તેની હજુરમાં બંદગી ગુજારવા લાગો. બલતાંની ઝાલથી પાદરીનો હાથ બલી ગયો અને તે હાય અફશોશમાં માંદગીનું બીછાણું સેવવા લાગો. પણ એવામાં પાદરીને પાછી ખબર થઈ કે થોરનહીલ એક તવંગર ઓરત સાથે ધુમધાંમથી પરણનારછે તેથી તેની ઉપર તેણે લખી જાહેર કીધું કે જાંહાં સુધી ઓલીવીઆ તેની હકદાર બાનું જીવતીછે તાંહાંસુધી તેનીથી ફરી લગન થઈ શકનાર નથી. એ ઉપરથી થોરનહીલે પાદરીની પેલી લખી આપેલી ચીઠી કોઈને વેચી અને તેને ઉચકેરી તેને બંદીખાંને નાંખયો, એવી કબુલાતે કે જો તે થોરનહીલનાં બીજાં લગન ઉપર વાધો લે નહીતો તે છુટો થાય. પણ ભલો પાદરી કાંઇ પોતાની છોકરીની હોરમત લુટી પોતે સુખ ભોગવે ? તેણે ધીકારથી તે સરત પાછી ફેરવી અને થોરનહીલનાં મામા સર વીલીઅમને શઘલી વાત જાહેર કીધી. પણ એવામાં વલી પાદરીને ખબર થઇ કે ઓલીવીઆ મરણ પાંમીછે. દુખ ઉપર દુખ જોકે પાદરીનાં માથાં ઉપર વીટવા લાગું તોપણ તેણે સબર ખોઈ નહી. તે

ના બેટા જારજનું દુર દેશથી એવામાં કાગલ આવ્યું જેનાં ખુશ સમાચાર સાંભલી તેને થોડો ધરવ આવ્યો કે આપણામાંનો હજુર એક ઈશ્વરની કરૂપાથી સુખીછે. પણ એ સુખમાંબી ખલલ પડી. પાદરીની ઓરત સોફાયા સાથે ફરતી હતી તેવામાં બે લુચા શખસો સોફાયાને પકડી એક ગાડીમાં નાખી જટ હાંકી ગયા. રડતી અને વીલાપ કરતી પાદરીની ઓરત બંદીખાનામાં પોતાનાં ભરતારને આ નાખુશ ખબર કેહેવા આવી. પાદરી જો હવે રડવા અને છાતી કુટવા પડયો હોયતો કોણ તેનો વાંક કાહાડશે ! પણ થોડા વખત પછી તે પાછો ઈશ્વર ઉપરજ પોતાનું આકીન રાખી બેહો. પણ એક ઘાહ રૂજાય નહી તેટલાં વલી એક બીજો મોટો ઘાહ પાદરી ઉપર પડયો. પાદરીની ઓરતે પોતાના બેટા જારજને એક કાગલ લખ્યું હતું અને તેને પોતાના માત પીતાના સોગંદ આપી પોતાની બેહેન ઓલીવીઆનું વેર થોરનહીલ ઉપર લેવા લખ્યું.હતું. જારજે આ કાગલ વાંચતાંજ થોરનહીલ ઉપર તરવાર અજમાવવાને લખયું હતું, જે ઉપરથી દેશનાં ધારા પરમાણે તેનો જાન કબજ થવો જોઈએ. હાથે પગે તેને બેડી નાખી જે બંદીખાનામાં તેનો બાપ હતો તેજ બંદીખાનામાં લાવી નાખ્યો. આવી ખરાબ ઈસથીતીમાં પોતાના વાહાલા બેટાને જોઈ અરે ગરીબ પાદરી તથા તેની ઓરતનાં હાલનું દાસતાન કોણ કરે ? ચલીનો માલો ચુંકાઈ ગયો હતો. પાદરીને પોતાનું જોર ડુબતું લાગુ હતું અને તેના મરણ પછી તેના કુટંબ, તેના લાચાર અને નાવારેશ કુટંબનું, શું થશે તેના ખેયાલ તેને કેવા લાગા હશે ! પણ હજુર તેણે એક મોહોમાંથી ઉલટો શબદ કાહાડયો નહી. ધીરજથી અને ઈશ્વર ઉપર ઈતબાર રાખી તેણે પોતાના દુખનો ભારી બોજો સહન કીધો. પણ આસમાન ઉપર વલેલો તુફાની વાદલાંનો ઘેરુરો જરા ઉતરયો અને દરામણા દરીયા ઉપર પડેલા નીરાસ ખલાસીની નજરે આફતાબનું મુબારક કીરણ પડયું. બરચેલ, ઘરમાંથી તીરમકાર કરી કાહાડી મેલેલો બરચેલ, સોફાયાને દોડતો લઈ બંદીખાનામાં આવી ઉભો. પાદરીની નજરે તાહાડક વલી અને ખુલાશા ઉપરથી માલમ પડીયું કે થોરનહીલે રાખેલા લુચા મસલતગારો સોફાયાને તેને સવાધીન કરવા જબરદસતીથી લઈ ચાલીયા હતા. પણ એક દુખીયારાના પોકારો શાંભલી ભાગ ચોઘડીયે પસાર થતો બરચેલ ગાડીની પુઠે ગયો અને પોતાની લાકડીના જપાટાથી હાંકનારને તોડી પાડી તે લુચાઓ સાથે લડયો હતો, અને સોફાયાનો છુટકારો કરવાને તેને ઈશ્વરે નેમયો હતો. પછી બરચેલે બીજો ખુલાશો કીધો જે ઓલીવીઆ અને સોફાઆને થારનહીલ લંડન પેલી ઉમરાવજાદીઓ સાથે મોકલી હેરાન કરનાર હતો અને તેથી તેમના મીતર દાખલ તેણે એ કામથી પરેજ રેહેવાને કાગલ લખીયું હતું. પાદરીએ સોફાઆને બરચેલને હવાલે કીધી. પાદરીને ઈશ્વરે વીસારયો ન હતો અને તેના સુખમાં એક બીજો ઉંબેરો થયો. બરચેલે જણાવયું કે હું પોતે સર વીલીઅમ થારનહીલછું અને માહારી સતાથી જારજનો છુટકારો કરૂછું. તરત પાદરી ઈશ્વર આગલ ઘુંટણમંડીએ પડયો અને હજારો હજાર તેનાં શુકર ગુજરવા લાગો. ગરીબડો બરચેલ જેની નાણાની તંગ હાલત જોઈ સોફાઆને પરણાવા પાદરીની ઓરતે ના કહયું હતું તેતો મોટો જાગીરદાર અને લખપતી પટેલ સર વીલીઅમ થોરનહીલ નીકલીયો. સર વીલીઅમે પોતાના ભાણેજને તેડાવી મંગાવયો અને તેને ઘટતા શબદોમાં ઠપકો આપી પોતાના વારેસ દાખલ રદ કીધો અને તેને થોડાંક નાણાંની ભેટ કરી તેના દીલના દંખનેજ સવાધીન કીધો. પણ પાદરીનું નસીબ પાછું એકદમ સાઉદ થયું; તેનું જેટલું દુખ હતું તેટલું પાછું સુખ ભોગવવાને તેની સાજત હતી. એક લેહેજામાં તેની ઓરત બાહાર જઈ પોતા સાથે એક છોકરીને લઈ આવી જેનો ચેહેરો જોઈ પાદરી હરખમાનો હરખમાં જમીનપર બેસી ગયો. તેની મરણ પાંમેલી ઓલીવીઆ તેની સનમુખ આવી ઉભી હતી, ઓલીવીઆ કાંઈ ખરેખર મરણ પાંમી ન હતી. જાહારે થોરનહીલે કહીયું કે મહને બીજાં લગન કરવા દેતો પાદરીને છોડું, તાહારે પાદરીના કુટંબે ઠરાવ કીધો કે જો ઓલીવીઆ મરણ પાંમી એમ પાદરીને કહીએતો તે પોતાનો દાવો પડતો મુકી પોતાનો છુટકારો લઈ પોતાના લાચાર કુટંબની મદદે આવે. આવી ખબર પડવા અગાઉતો પાદરીએ થોરનહીલનાં મામા સર વીલીઅમને કાગજ લખયો હતો જેથી થોરનહીલને પાદરી ઉપર બહુ ગુસો લાગો હતો અને પોતાનું કરજ અદા નહી કરે તાંહાંસુધી તેને કેદ રાખવા મન કરી બેહો હતો.

હવે જે ઓરત સાથે થોરનહીલ લગન કરનાર હતો તેનુ નામ મીસ વીલમોત હતું. એ ઓરતના બાપે જારજ સાથે એ ઓરતનું વસતારૂં કીધું હતું, પણ જારજના બાપના પઈસા જતા રહયાથી તેણે તે ભાંજયું હતું. એટલું છતાં જારજ પોતાની માશુકને વીસરયો હતો નહી અને મીસ વીલમાત જો કે પોતાની મરજી ઉપરાંત થોરનહીલ સાથે પોતાના બાપના જુલમથી પરણનાર હતી તોયપણ તેને દીલે જારજ બહુ વાહાલો હતો. તેથી આ ટકે જારજે પાછો પોતાની મોહોરદારને હાથ આપયો જે તેણીએ કબુલયો અને પાદરીને તાંહાં તેની બેટીના તથા બેટાના થોડા દીવસમાં ખુશખુશાલી અને અમન ચમનથી લગન થયાં. લગનની થોડાક દાહાડા અગાઉ પાદરીને વલી એક બીજી ખુશ ખબર મલી કે જે સરાફ તેનું નાણું લઈ ભાગો હતો તેણે પાછી પુંજી એકઠી કીધાથી પોતાનું કરજ અદા કરેછે. આ રીતે પાદરી ઈશ્વર ઉપર એકીન રાખયાથી પાછો સરવે પાંતીએ તરૂપત થયો.

---

## હંસ.

હંસ એ ઘણું ખુબસુરત પંખીછે. એ પંખી પાણી ઊપર બહુ ફીદાછે અને તેથી નદી કાંઠે તે પોતાનો માલો બાંધેછે. પાણી ઊપર એ કહા તેટલો વાર તરેછે અને એક અમીરનાં બાગનાં તલાવનાં ઊગતા સુરયનાં કીરણથી પરકાશીત પાણીમાં હંસોને પોતાની નાજુક ડોક ઊપર રાખી તરતાં જોવાથી ઘણો રમણ્ય

ાવ નજરે પડેછે. એ પરાંણી પોતાના સુંદર રૂપ માણસને ઘણું વાહાલુંછે અને બાગ બગીચાઓમાં બીજાં પરાંણીઓની શોભાવ પડાયછે. ઘરડું હંસ નાનાં બચાંને તરવા સીખવેછે તે દેખાવ ખરેખર જો વાયકછે. ઘરડું હંસ પોતે પાણીમાં ડુબકી મારેછે ને પોતાની પીઠ પાણીની સપાટી સાથે સરખી કરેછે ને તેની ઊપર પોતાનાં બચાંને બેસાડી એક પાસથી ને પાસ જાયછે. હંસનાં તરણ ભાગછે, એક જંગ ા અથવા ગુંગતું હંસકરી ઓલખાયછે. બીજાને પા તું અથવા મુંગુ હંસ કેહેછે, અને તરીજાને કાલા હંસ નામ આપયુંછે.

પેહેલા વરગનું હંસ આસરે ૩ ફીટ લાંબું અ ા પોહાલી ફેલેલી પાંખે ૭ ફીટ ઘેરાવામાં હોયછે. તે ાં સરાસરી વજન ૧૫ રતલ ઊનરેછે. તેની ચાંચ કા ાી હોયછે પણ તલે સેહેજ પીલાસ ઊપર દાઘ આવે ે. ઓથ હંસનાં પીછાં સફેદ બરફ સરખાં હોયછે. ુરૂપ, એસીઆ, અને અમેરીકાનાં ઊતર ભાગોમાં ન દી કાંઠે તેઓ ઝુંખયાબંધ મલેછે. પણ જયારે થંડી પુર જોસમાં બેસેછે તયારે તેમનું ટોલું વીખરાઈ જાયછે અને હવામાં ઊડી ઊડી ઊડી પોતાને બરદાસત યતી રૂ તુમાં જાયછે. એ વેલા તેઓ ઈંગલંડમાં દેખાયછે. પાછી રૂતુ ફેરફાર થઈ કે તેઓ પોતાની અસલી જગા એ જાયછે. માદા પોતાનો માલો બાંધેછે અને નર તે ને મદદ કરેછે. માદા આસરે છ મોહોટાં ઈંડાં મુકેછે જે ઊપર સેવંન બેસાડી દોહોડ માસમાં બીજાં બચાં પેદા કરેછે. પછી નર અને માદા બેહુ બચાંની બહુ તકે દારી કરેછે. આઈરલંડની અંદર આગસટ મહીનામાં હંસ પોતાનાં પીછાં ખોઈ બેસવાથી ઊડી સકતું નથી અને તેથી તાંહાંના રેહેવાસીઓ તે માસમાં કુતરાઓ પાસે એ પંખીનો પુશકલ સીકાર કરાવેછે. પીછાં સા થે એ પંખી હવામાં ઘણું ઝડપથી ઊડેછે અને કોઈથી પકડાઈ સકાતું નથી.

બીજા વરગનું હંસ જંગલી હંસ કરતાં લાંબ માં તેમજ વજનમાં ઘણું વધુ હોયછે. એ હંસ પાણીમાં પોતાના ચાલાથી ઈંગરેજોને બહુ વાહાલુંછે. એ પંખી નાં પીછ પણ સફેદ હોયછે પણ તેમની ચાંચ રતાસ ઊ પર હોયછે. કેહેછે કે એ પંખી ઘણા વરસ સુ ધી જીવેછે પણ તેહેની સાહદત ચોકસ નથી. ઈંગલં ડનાં રાજા ચોથા એડવરડનાં વખતમાં જેની જાગીર ની વરસની આવક એક ચોકસ રકમ હોય નહી તાંહાં શુધી તેનાથી હંસ રખાઈ સકાતું નહી હતું. સાતમાં હે નરીનો વલી હેવો ધારો હતો કે જે હંસનાં ઈંડાં ચોરે તેને વરસ દાહાડાની તુરંગ અને પાદશાહની મરજી પરમાણે દંડ મલતો હતો.

તરીજા વરગનું હંસ ચીલી, ફાકલંડ ટાપુઓ, અ ને દક્ષીણ અમેરીકાનાં બીજા ભાગોમાં મલેછે. એ પં ખીનાં પીછાં કાલાં હોયછે.

જેમ સફેદ કાગડો કોઈએ જોયો નથી તેમ ઈ ગલંડમાં આગલ કાલું હંસ હોય નહી હેવો ખેયાલ હતો.

હંસ સાપને પકડેછે એમ લોકોનો ખેયાલછે. તે મનાં સાદથી કદાચ હેવા પરાંણીઓ નાહાસતાં હસે તે માં સંસે નહી. બાગ બગીચામાં લોકો હંસને રાખે છે કારણ તેમની વસતીછે, એટલુંજ નહી પણ તેમ નાં ઈંડાં એટલાં મોહોટાં હોયછે કે તરણ ચાર મરઘી નાં ઈંડાંનો અવેજ થાયછે. હંસ ખાવામાં આવેછે અને તેનાં પીછાંને આપણ લખવાનાં કામમાં લાવીએ છઈએ. જેને આપણ કુવીલ કહીએ છઈએ તે હંસનાં પીછાંછે.

---

## પરચુટણ.

એક નવાઈ જેવો ચસમો—વેલાતનાં કેનસીંગટન નામનાં બાગનાં દરવાજાનાં રખેવાલે એક સ્ત્રી અંદર જતી હતી તેને કહયું કે "બાઈ મહને મજબુત હુકમ થયલોછે કે અંદર કુતરાંને મોકલવાં નહી માટે તહમારા કુતરાને મેહેરબાની કરી બાહારજ રાખો." સ્ત્રીએ રખેવાલનાં હાથમાં એક ચાટલો મુકયો અને કહયું કે "દોસત જોવો નથી એ તો બીલાડીછે." રખેવાલ બોલયો કે "માફ કરજો બાઈ મ હને નજર નહી આવું. જે ચશમો તહમે મહને પેહેરાવ યોછે તેથી હવે હું પરગટ જોઉંછુ કે તહમારું પરાંણી કુતરો નહી પણ બીલાડીછે માટે સુખેથી તેને બાગમાં લઈ જઉં".

---

વકીલ ઠગાયો—એક ચોર ફરાંસના લાયનસ શેહેરનાં એક ઘરનાં માલ ઉપર ધસારાબંધ ચહડી ગયો અને ઓર ડામાં કોઈ હતું નહી તેથી બે દગલા ખાંધપર મારી પાછો દાદર પરથી ઊતરવા લાગો; તેવામાંજ સામો એક વકીલ મ હડતો હતો જે પણ તેજ ઘરમાં રેહેતો હતો. વકીલે પુછ યું કે આ કાંહાં જાયછે? ચોર બોલયો જે આ દગલાને બર સ મારી અસતરી કરવા. વકીલે તરત પોતાનો પણ દગલો કાહાડી આપયો અને કહયું કે ભાઈ આજ તરણ વાગે મારો પણ દગલો અસતરી કરી પોહોંચતો કરી આપજે. ચોરે તે ઘણા હેશાંનથી લીધો અને ચાલતો થયો અને હજી વકીલ સાંજના તરણ ગણેછે.

---

**વકીલને જવાબ**—બે વકીલો ચાલતા હતા તેવામાં એક શખ્સ થોડા ઘોડાઓને ચલાવી જતો હતો. આ ગરીબ માણસની મશકેરી કરવા એક વકીલ બોલ્યો કે "આગલો ઘોડો માતેલો ને પાછલા ઘોડા લીલા ભુમલા કેમ ?" ગામડ્યો બોલ્યો કે "ભાઈ આગલો વકીલછે, ને પાછલનાં તેનાં ઘરાકછે."

---

**એક ભુલેલો સાધુ**—એક સાધુ પોતાની બડાઈ હાંકતાં બોલ્યો કે મેં માહારા વાયાનથી એક ઉજડ ટાપુ ઉપર દસ હજાર માણસને વટલાવયાછે !

---

**આગ ! આગ !!**—એક છાકટો પુરૂસ એક રાતે મોહોલામાં બુંમ મારવા લાગો કે "આગ ! આગ !" શઘલાઓએ જરોજર બારી ઉંઘાડી પુછ્યું કે "ભાઇ ક્યાંહા ભાઈ ક્યાંહાં ?" છાકટ બોલ્યો કે "ક્યાહ કરીને તો હું જાણવા માગુંછું. કોઇને તાંહાં આગ હોયતો બતાવ ભાઈ કે માહારી બીડી સલગાઉં."

---

**ઈંગરેજી લખવાની સાહી**—અરધો રતલ માયાંનો ભુકો કરવો અને પાઆ રતલ પતંગના લાકડાંની બારીક ચીપોને બાર પેંટ વીહારના ઇયા ટાંકાંના પાણીમાં એક કલાક ઉકાલવી. પછી તે પાણીને ગાલવું અને તેમાં પાઆ રતલ હીરાકસી, ૭ા તોલા બાવલીઓ ગુંદર, ૨ા તોલા મોરથુથુ અને ૨ા તોલા સાકરીઆ ખાંડ બારીક ભુકો કરી નાખવું અને પછી શઘલું ભેલાય તાંહાંશુધી હીલવવું, પછી એ પાણીને ૨૪ કલાક શુધી ઠરાવવું અને ગાલીને પથ્થરના સીસાઓમાં ભરવું. એ રીત બનાવેલી સહી ઘણી સસતી તેમ લખવાને સારી બનેછે.

---

**નવાઈ જેવી કીમતો**—લીવુબેક શેહેરમાંથી "ગસતા વસવાસાની" હાથીદાંતની એક ખુરશી ૧૮૨૫ માં સમેકલ, સવીદનના ઉમરાવે ૫૮૦૦૦ ફુલારીનસે વેચાતી લીધી. ૧૮૨૫ માં પેહેલાં ચારલસની બંદગી કરવાની ચોપડી, ૧૦૦ ગીનીએ વેચાઇ. બારમો ચારલસ "પલતવા" ની લડાઇમાં જે ડગલો પેહેરતો હતો તે ૧૮૨૫ માં, ૫૬૧૦૦૩ ફ્રાંકસે વેચાયો હતો. ૧૮૧૬ માં સર આઇસાક નીયુટનનો એક દાંત ૭૩૦ પોંડે વેચાયો હતો; અને જે ધણીએ તે વેચાતો લીધો હતો તેને વાસતે એવું કહેય કે તે પોતાની વીંટીમાં જરાવીને તે વીંટી હમેશ પેહેરતો હતો. પેરીસમાં વોલતાએર નામના ફીલશુફની એક નેતર, ૫૦૦ ફ્રાંકશે વેચાઇ હતી. ૧૮૦૪ મા "નેત" નામના એક જરમન ફીલસુફની એક બાલની તોપી ૨૦૦ ફ્રાંકસે વેચાઈ હતી. ૧૮૨૫ માં એક ઉમરાવની, બે કલમો ૫૦૦ પોંડે વેચાઇ હતી. ૧૮૩૫ માં નેપોલીઅનની એક તોપી કે જે તેને "ઇલો" ની લડાઇમાં પેહેરી હતી તે પેરીસમાં ૧૯૨૦ ફ્રાંકશે વેચાઇ હતી.

---

**ઈનશાનનાં વેહેમ અને ધાસતીથી નીપજતું મરણ**—બે શખ્શ મુશાફરી કરવા નીકલીઆ, અને રાત પડીઆના શબબથી એક જગા ઉપર વાશો કીધો. રાતના ચાંદનનું ઘણુંજ પરકાશતું હતું, અને તેઓ પોતાના સુવાના બીછાનાપર ગીઆ પછી નજદીક ૧૫) મીનીટે ૨) માહેના એક જણને સારે પગપર જોરથી ડંખ મારીઓ. પેલો શખ્સ ગભરાઈ ઉઠીઓ અને તેના સારાં ભાગ્યેગે તેની નજરે દેરકો તરત માલંમ પડી આવીઓ, તેથી પેલા ધણીને હેવુંજ માલંમ પડીઉં કે તેને દેરકાએ ડંખ મારીઓછે, તેની કાંઇજ ધાસતી નહી, પણ ભેગ ચોગડીએ પેલા બીજા શખસને થોડોક વાર પછી દેરકાએ ડંખ મારીઓ અને બીચારો તરત ઉઠીને જોએય તો તેની નજરે સાફ માલંમ પડીઓ તેથી તરત પેલો શખસ એભત ખાઇ મરણ પાંમીઓ !!

---

**પીટર ધી ગરેટનું બાહાવલુ**—આ બાહાવલું સેંટ પીટરસબરગ ખાતે આદમારાલટાનાં પશ્ચીમ છેડાપર ગોઠવેલુ છે. તે સેનસાજાદી કેઠેરીનના હોકમથી બનાવીયામાં આવોયું હતું. જે મુસાફરોએ આ બાવલુ દીઠુ છે, તેઓએ તેની ઉત્તમ કારીગરી અને ભપકાથી આશ્ચર્ય પામી બહુ વખાણ કીધોછે. તેને એક ટેકરાવદાર બેડકપર ઉભું કીધુ છે. તે બેડકપર એક ઘોડો દમામમાં ઉભો કીધોછે, જેની ઉપર પીટર સેનશાહ ભપકામા બેસી સેહેર તરફ પોતાનો હાથ એક બચાવની નીશાણ દાખલ દેખાડેછે. આ બાવલું ફાલકોનેટ નામના એક નામીયા કારીગરે બનાવીયું હતું. સેનશાનો પોશાક સાદોછે, અને તેને જે ઘોગીરપર બેસાડીઓછે, તેને રીંછના ચામડાનો આકાર આપીયોછે. શેનશાહનું કદ ૧૧ ફીટ ઉનચાઈમાંછે, અને તેના ઘોડાની ઉંચાઈ ૧૭ ફીટછે. જે કાસાંનુ એ બાવલું બનાવીયામા આવીયુછે તેની જાડાઈ પા થી એક ઈનચ સુધીનીછે. એનુ એકંદર વજન ૧૬ થી ૧૭ ટનનુછે. તેની બેઠક ગરેનાટ જાતના પથરના એકજ કટકાની બનાવેલીછે, જેની બેહુ બાજુએ નામ તથા વરસ કોતરેલાંછે. હેવું કેહેવાયલુંછે કે એ બાવલું બનાવીયાની આગમચ તેના આકારનો વીચાર લાવવાને એક હુશીઆર ઘોડેસવારને એક ટેકરો બનાવી તેપર એવાજ દમામમાં ઉભો રાખયામાં આવતો હતો.

---

**સકારે ઉઠવાની એક હીકમત**—દારોજ સરકારે ઉઠવામાં ખાતરે તંદરોશતીમાં ફાએદો થાએછે, એટલુજ નહી પણ જીંદગીમા ખરેખર વધારો થાએછે. એક ઉદોયોગી શખસ એક આલસુ આદમીના કરતાં આએ દુનીઆમા વધારે લગી જીવીયો એમ ગણાએછે. દાએક શખસ સકારે ઉઠવાની ઉનટ રાખેછે, પણ અફશોશછે કે કેટલા થોડા એમાં ફતેહ પામેછે. એક પાદરી કહી ગયોછે કે તે હમેસાં સહવારનાં પાંચ વાગાની અગાઉ ઉઠતો હતો અને ખરેખર આજારી હોવા શીવાએ (અને તે કદાચજ આજારી પડતો હતો) તે કદી પણ ૭ વાગે બીછાના ઉપર દેખાતો ન હતો. જારે તે નાહાનો હતો તારે તેને બીછાના ઉપર પડી રેહેવા ઘણુ ગમતું હતું, પણ જારે તેને માલમ પડીયુ કે એથી કેટલો વખત જાએછે અને એમાથી કોઈ પણ ફાએદો થવાનો નથી તારે તેનો અટકાવ કરવાને માટે ઠેરાવ કીધો. દર રાતે પોતાના બીછાના આગલ એક પાંણીનું વાસણ મુ

કાવતો હતો અને જેવો સહવારના ઉઠીયો એટલે પોતાનુ માથુ એ પાંણીના વાસણમાં બોરતો હતો. એ ઉપાયે કીધા થી તેની હુંઘ ઉડી જતી હતી. પેહેલાં થોડો વખત સુધી તેનો ચાકર તેને ઉઠારવા આવતો હતો પણ જલદીથી તે પોતાની મેલે એક ચોકસ વખતેજ ઉઠવાને સીકીયો અને કોઈ પણ ઘણુ પણુ મન રાખીવા વગર એકદમ પાંણીમાં માંથુ બોરતો હતો. એ ઉપાયે કીધાથી હરકોઈ જુવાન શખ્સ બીછાનામાં પડી રેહેવાની આદત મુકી દેથે. કોઈ ઘણોજ આલસુ હશે તેની ઉપરજ વખતસર આ ઉપાયે ચાલી સકસે નહી.

―――

## રમુજે ફુરસત.

૧—સઉથી લાંબો, સઉથી ટુંકો, સઉથી કીંમતવાન,
સઉથી ઉતાવલો, સઉથી ધીમો, સઉથીછે બલવાન.
એકવાર જો હાથથી ગયો, તો ફરી આવવો મુશકેલ,
કોઇને રડાવે, કોઇને હસાવે, એજછે એનો ખેલ.
કોઇને મારે, કોઇને તારે, કોઇને બખશે જાન,
સે ચીજ તે શુંછે તેની કરો પીછાણ. (ફીરોજ.)

૨—નીચલા શબદો ઉકલાવો:—
ગરૂવાંતજકા, ઈણગજરી, હપુવીનવાર,
બહેરાદારમે, દાજીફાવર, રનદાતવ.

૩—એવો બે અક્ષરોનો કયો શબદછે જેનુ નાનપણુ જો મુરખ માણસો તેને તુચછકારી વગર બીસાદનો ગણેછે, પણ ડાહયાં માણસો સંગરેછે, અને જેની આગલ જો ગુજરાતી મુલાઅક્ષરોનો પેહેલો અક્ષર જોડયો હોયતો, તેનું નાનપણુ બદલાઈ એવું કદ ધરેછે, કે પછી માણસ તેથી ડરેછે અને તેનો નીકાલ લાવવાના વીચારમાં ફરેછે.

―――

## ખોલાસો ગઈ વેલાનો.

૧. આરસી.

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૨. દરેક છોકરાને રૂ૨૦૦૦૦); | ૪ છોકરાના | ૮૦૦૦૦ |
| વીધવા રૂ૧૦૦૦૦) | .. .. . | ૧૦૦૦૦ |
| દરેક છોકરી રૂ૫૦૦૦); | ૨ છોકરીઓના | ૧૦૦૦૦ |
| | જુમલે રૂપીયા. | ૧૦૦૦૦૦ |

૩. સવાલ જવાબ, દીવાનખાંનું, પરવાંનગી, નજરકેદ, નજર બંદી.

―――

## નીતી વિશે ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શામને" એ રાગનીછે.

―――

નીતીની રીતીમાં પ્રીતી રાખીએ,
નીતીમાં છે સર્વ પ્રકારે સુખજો;
નીતીરો રસ ચિત્ત ધરીને ચાખીએ,
અનીતિથી તો ઉરમાં ઉપજે દુઃખજો, નીતીની. ૧
જે જે જનના જગ મધ્યે જશ જામીઆ,
જેને સઉ સંભારેછે સંસાર જો;
પવિત્રતાની ઉતમ પદવી પામીઆ,
ભલા હતા તે નીતીના ભંડારજો, નીતીની. ૨
દુષ્ટ ગણાયા જે જન દેશો દેશમાં,
આ જગમાં તે હતા અનીતીવાનજો;
હરઘડીએ ધિક્કારે લોક હમેશમાં,
માનવિ મુખથી કદી ન આપે માનજો, નીતીની. ૩
જનમીને જીવ્યાનુ તે ફળ જાણવું,
વિશ્વ વિષે જેની નીતી વખણાયજો;
અંતરમાં આવું સમજીને આણવું,
જુઓ વિચારી જોઆ ખરૂં જણાયજો, નીતીની. ૪
નીતી તો નિર્મળછે હીરો હારનો,
નીતી વિના ન શોભે શુભ શણગારજો;
એથી મારગ આડો ખાડો ખારનો,
અનીતિ તેતોછે બળતા અંગારજો, નીતીની. ૫
સુખ કે દુઃખ પડે તે સઘળાં સાંખીએ,
પણ પગલું નવ ભરીએ આડે પંથજો;
નીતી ઉપર તન ધન વારી નાંખીએ,
કરે જરૂર તો કરૂણા કમળાકંથજો, નીતીની. ૬
ભંગ કરે નીતી તે લોક અભાગીયા,
પાપીમાં પાપી પણ પ્રાણી એજજો;
શુભ નીતી શોધે તે સર્વ સભાગીયા,
તરિ ઉતરશે ભવસાગર તો તેજજો, નીતીની. ૭
માથાથી મોઘી નીતીને માનીએ,
નીતિ બરાબર નથી કશામાં માલજો;
દઈએ નહીં ઉડાવી, તે નાદાનીએ,
નીતીતો ધરવાની ધીંગી ઢાલજો, નીતીની. ૮
રતન બરાબર જતન કરીને જાળવો,
નીતી ઇશ્વરની બખશીશ અમુલ્યજો;
નીતીનો મારગ પ્રીતેથી પાળવો,
તત્વ કશામાં નથીજ નીતી તુલ્યજો, નીતીની. ૯
નીતીતો નીસરણી સારી સ્વર્ગની,
નીતીથી પરમેશ્વર ધામ પમાયજો;
અખંડ વસ્તીછે જ્યાં ઉત્તમ વર્ગની,
એ વસ્તીમાં અંતે વાસ વસાયજો, નીતીની. ૧૦
નીતીમાં સર્વે સંપતિનાં મૂળ છે,
નાણામાં નવ જાણે શાણા લોકજો;
અનેક સુખડાં નીતીને અનુકુળછે,
નીતી વિના ફજેતી પામે ફોકજો, નીતીની. ૧૧
નીતી તે શણગાર શરીર તમામનો,
અંતરમાં પણ અદકો કરે ઉજાશજો;
દેવ દ્વિજ નીતીથી દલપતરામનો,
માટે નીતી મનમાં ધરો હમેશજો,
નીતીની રીતીમા પ્રીતી રાખીએ. ૧૨

―――

# સ્ત્રીબોધ.

પુસતક ૧૨ મું. નવેમબર ૧૮૯૮ આંક ૧૧ મો.

## જુંના કરજનો નવો રસતો

ઈયાને

## શેરને મંલે સવાશેર.

નાટક પાત્ર.

સોદાગર સેહેરીઆર. એક જુવાન અમીરજાદો.
નામદાર.......... લોકોનાં ખીસાંનો ભાર ઓછો કરનાર પરોપકારી સેઠ
નોશેજાન.......... એક ગુણપાટ જેવી હોજરીવાલો કોટવાલ અને ધારાનો મોટો હીમાએતી
કામગાર.......... નામદાર સેઠનો જમનો હાથ.
મેહેરનોશ.......... ઉંચી તોખમના પણ કરકા સેઠ અને નામદાર સેઠના ભતરીજા
એદલ લકબે અદલ. મરનાર નોશેરવાન સમરોહેરખાનનો છોકરો અને સોદાગર શેહેરીઆરનો કારભારી.
જંદલ.......... એક ભટીયારો અને પીઠાવાલો.
તેહેમુર.......
બાબક..........
હોમાન.......... } સરબાનુંના કારભારીઓ.
સામ..........
પીદાર.......
સરબાનું.......... મરનાર નોશેરવાન સમરોહેરખાનની વીધવા અને એદલ લકબે અદલની સાવકી માતા.
ગુલનાર.......... નામદાર સેઠની જુવાન છોકરી
મેહેરંગીઝ.......... જંદલ પીઠાંવાલાની ધણીઆની
મેહેતાબ.......
પીરજન.......... } સરબાનુંની ચાકરડીઓ.
દારૂવાળો, દરજી, ચાકરો ઈતીઆદી.

---

પ્રવેશ ૩ જો.

### દેખાવ ૧ લો—સરબાનુંનો બગીચો.

સેહેરીઆર, સોદાગર અને એદલ દાખલ થાયછે.

શેહેરીઆર—(બોલતો બોલતો) ગાડીને ફેરવી લેઉં. એદલ સાથે ખાનગી વાત કરૂં.

એદલ—અરે માહારા સેઠ, કઈ પેરે તહમારો ઉપકાર માનું. કઈ એવી ચીજ ભયંકરછે કે જેથી તહમારી સેવા બજાવતાં હું ડરૂં. તહમારા આભારોનો પાડ માહારાં જીવનું દામ આપીને પણ માહારાથી ફીટાડી શકાય નહી.

શેહેરીઆર—એ ભલા છોકરા તાહારી ચાકરી અને મજ તરફની સોગનાં બરાબર માહારો બદલો નથી. તેણીનાં જીવ સરખો પેઆરો ભરમ તેં મહને કહયોછે પણ ઈયાદ રાખજે કે તે માહારી છાતીમાં એવીતો રીતે છુપાવયો છે કે મોહોત પણ તેને શોધી કાહાડનાર નથી. કાં તું હાપમારેચ ? જાણ એ છોકરા માહારાં નામના સોગંદ લઈ તહને કહુંછું કે માહારી પોતાની આબરૂને હું નહી વલગી રહું તેટલો હું તહને વલગી રહીશ ગુલનારની તરફ હું જોનાર નથી. હું સોગંદ લઈ કહુંછું કે તાહારી ગુલનાર—

એદલ—બસ, સેઠ બસ, તહમારા આભારનો બોજ મજથી ઉંચકાઈ શકાવાનો નથી. એ ભલા સેઠ તહમારી દોસતીનો મહને હઈએ આરામ હોય, પણ નામદાર જાંહાં પોતાના બદ રીતે પેદા કરેલા સુનાના ઢગથી અને ગરૂડ ઉડતાં થાકે એટલી જમીનથી સામો આવી ઉભો રેહે તે દુશમનને કેમ હટાડું ?

શેહેરીઆર—હીયાંથી નામદારનું ઘર કેટલું દુરછે ?

એદલ—એક અરધા કલાકની સેહેલછે.

શેહેરીઆર—ચાલ તાહારે તાહારી ધાસતીથી તુંહને જલદી વેગલો કરૂંચ.

એદલ—ઈશવર તહમારી મેહેનતને જસ આપે.

[જાયછે

---

### દેખાવ ૨ જો—નામદારનાં ઘરનું દીવાનખાનું.

નામદાર, નોશેજાન અને કામગાર દાખલ થાયછે.

નામદાર—ખરચની મના કરીશ નહી.

નોશેજાન—હા સાહેબ. ચપેટા ને સાલીદથી ભરેલી ટેબલ જોઈનેજ મહને ધુજરી છુટેછે. રોસ બટક, રોસ ટરકી, રોસ હાંસ એવું એવું હોયતો તે ટેબલનો સનગારછે. તેથી ટેબલ દીપેછે. ખવાડનારને અને ખાનારને બેહુને તેથી શોભાછે.

**નામદાર**—એવી રકાબી કામગાર ટેબલ ઉપર ના મેલતો જે તમામ સુનાની નહી હોય.

**નોશેજાન**—અને જેની ઘડામણ સુનાં કરતાં સસતી હોય.

**નામદાર**—આ વખત કોઠલી તરફ જોવાનો નથી. ભલા નોશેજાન ટેબલને સનગારવાનો ઓધો તહમે નજરમાં આવે તેમ બજા લાવજે.

**નોશેજાન**—મોટી કરમબખસીશ થઇ સાહેબ. જુવો હવે હુ કેહેવી તહમારી નોકરી બજા લાવુંછું.

[નામદાર જાયછે.

હવે હું તરકી, બટક અને હાંસીનો સેનશાહછું. આ માહારૂ તખત હું પાદશાહ જમશેદની ગાદીને વાસતે છોડું નહી જાહારે માહારૂં પેટ ઘોલ જેવું તંગ થશે તાહારે માહારા સેંઠને ઉપર નગારૂં વજાડી એસનેકેબાલ લેવા જઇશ. [જાયછે.

નામદાર (બોલતો બોલતો દાખલ થાયછે)—રખે એ બેવકુફ છોડો શરમનો પદડો ઘાંકી માહારી મુરાદને ધુલ મેલવે. એની માનો ખવાસ એનામાંછે. માહારા સરખો હોત તો મહને ધાસતી રેહેત નહી. હવેતો જઇને એને તઇયાર કરૂં.

[કામગાર અને તેની પુઠે ગુલનાર અને ચાકરો દાખલ થાયછે.

**ગુલનાર**—કેમ બાવાજી કાંઇ ફરમાસ!

**નામદાર**—હા, એજ પોશાક મહને જોઇતો હતો, આ મોતી અને હીરાઓ અછી રીતે જડેલાછે. બેટી તાહારી નવી ચાકરડી બાનું પારસા તહને પસંદ પડેય કે?

**ગુલનાર**—એક ચાકર દાખલ નહી પણ એક સહી દાખલ ખરે. તેહેના કમનસીબપર મહને દયા આવેછે.

**નામદાર**—દયા! તેને તાહારા પગ તલે કચડ. તે ભુકલા રોટીને માટે તવલતી હતી તે મેં તેને આસરામાં લીધી. જો તેની મોટાઇના પવનને લીધે તે તુંહને તાહારી સહી કરી ગણવાનો હજુર દાવો લઇ બેઠી હોયતો અબઘડી તેને તેણીના ખાખાવરખા સોદાગર ભરથાર જે હમણા તુરંગમા સડેય તેની આગલ મોકલી આપસ.

**ગુલનાર**—માહારે કરતાં તાલેવંત માબાપોની છોકરી એ એક વખતે એજ બાંનુની સારવાર કરતી હતી અને આજ તે માહારા હુકમ તલે રેહે એ જોઇ મહને બહુ ખેદ થાયછે

**નામદાર**—તાહારા કરતાં વધારે તાલેવંત માબાપ કોઇછે? ગરીબીના ખેયાલ તાહારાં મનમાંથી કાહાડ અને જે અમીરી પદવીએ હું તુંહને ચહડાવવા માગુંછું તે ઉપર ચીત રાખ, નહીતર યાદ રાખજે છોકરી કે કોઇ બીજા વારેસને લતક કરી લઇ માહારી સંભાલથી તુંહને વેગલી કરીશ. વાસતે તું મહને ચીડવ નહી.

નોશેજાન ગલાં ઉપર કટકો વીટાલી અને હાથમાં વેલણ લઇ દાખલ થાયછે.

**નોશેજાન**—નામદાર સેઠ! તહમારા શાહા બબરચીનાં મનમાંતો એટલી તુંડછે કે માહારી અનમાએશનો લાભ લેવાનોતો તે પોતાની પદવીથી ઉતરતું ગણેય. મેં કહયું કે બટકમાં બદામ દરાખ ભરે તો એ મુરખ માહારૂં માનતો નથી. સાહેબને ખબર હશે કે બદામ દરાખ વગરનું બટક લેહેજત આપતું નથી. પાવલાની કસર કરતાં પાંચ રૂપીયાનો સોરો બગડે.

**નામદાર**—ગમે તેમ રાંધ બા ને માહારો છુટકો કર.

**નોશેજાન**—શાહેબ માવાનાં સમોસાની વરદી ઉપર પણ તે ધયાન આપતો નથી.

**નામદાર**—ફીકર હવે. જા કેહે તેહેમુરને કે મે તુંહને બબરચીખાનાનો હાલ તુરત હાકમ કીધોછે.

**નોશેજાન**—સમોસા ગયા હોતેતો માહારી ભુખબી ગઇ હોતે. હવેતો જઇને માહારા ઓધાનાં સપત લઉં. [જાયછે.

**નામદાર**—ગુલનાર તું જાણેય કે આજ મેં કોણને ખાના ઉપર નોતરેલોછે.

**ગુલનાર**—હું જાણુંય.

**નામદાર**—તે જનમથી, દોલતથી અને નામથી ઉમરાવ અને અમીરાન અમીરછે.

નોશેજાન હાથમાં છડી કાટો લઇ પાછો દાખલ થાયછે.

**નોશેજાન**—સાહેબ માહારૂં રાજીનાંમું કબુલ કરો. માહારાં રાજમા માહારી કોઇ સતા કબુલ કરવું નથી.

**નામદાર**—શું તું કાંઇ ઘેલો થઇ ગયોછે?.

**નોશેજાન**—માણસ ઘેલું નહી થાય? હું ગામનો કોટવાલ અને તહમારાં બબરચીખાનાનો હાકમ, માહારૂં જાહારે કહયું લુચા બબરચીઓ ગણકારે નહી અને માહારાં મોહોડાંપરજ દાંત કાહાડી હસે? મેં કહયું કે કોબીને માખણનું પડ આપજે તે કોઇએ ધેઆન નહી આપયું અને અંતે ઘીનોજ વગાર નાખ્યો. હવે ટેબલ ઉપર જાહરે એ કાવતરૂં માલમ પડે તાહારે તહમેતો નોશેજાનને પુછો કેની? બા એ જોખમ હું માહારે માથે રાખી શકતો નથી.

**નામદાર**—તેહેમુર તાહારી કમબખતી આવીય! નોશેજાન કેહે તેમ ચાલ જા નોશેજાન હવે મેં હુકમ કીધોછે.

**નોશેજાન**—જાઉંછ. રખેને પેપટજી મોલાજ રાખયા હોય. [જાયછે.

**નામદાર**—એ ઉમરાવને ગુલનાર હું તાહારો ખાવંદ કરવા માંગુંછું.

**ગુલનાર**—માહારી અને તેની વચે એટલો અંતરછે કે તેને જોતાં માહારી આંખે તમરી આવેછે.

**નામદાર**—બેટી, માહારી દોલતના બાનથી તેનો આલાયે લાગેલો ફીલસો હું હેથલ લાવીસ. હું એટલુંજ તાહારી પાસે માગુંય કે જહારે તે તુહને રીઝવે તાહારે તાહારૂં સીર નમાવની ના.

**ગુલનાર**—એક કુંમારીજનું નામ મહને હજુર ધરવા દયો.

**નામદાર**—હું તે નામ તાહારી પાસથી મેલાઉં નહી તો તું મહને મેલ. હું તહમને એક જુદાજ ઓરડામાં વીહીવાં મેલીશ. મારે તું શરમને તજ. જેમ તે તુંહને કેહે તેમ તું તેહેને જવાબ દેજે. એમ કરશે તોજ હું તુંહને માહારી છોકરી ગણીસ. કઇબી ચીજ જયો તું માહારી પાય તે કર પછી ને જોઇએતો તુંહને સેહેતાન શીખવે.

**ગુલનાર**—દુનીયાનાં રવઇઆ પરમાણે એમ માહારી કનયાની શરમ એટલી જલદી તીયાગ કરાય નહી અને જો

તહમુને રાજી રાખવા હું માહારી આબરૂ છોડુંતો તે મહને છોડશેને ફર છોડશે.

નામદાર—છોડશે ને ફર છોડશે! આ સમશેહેર શું ખાલી દમાકને વાસતેછે ? આએ હાથ શું સુકાઈ ગય લોછે ? કોઈ માણુસ જીવતોછે જે કહી શકે કે તેણે પોતાનાં લોહીનાં ખરચ વગર એક તસુ જમીન મહને હટાવપોછે ? તુંહને છોડશે ! અરે સારાં તેહેરાનની ફોજને માથે તે આવે પણ હું તેહેને તાહારી સાથે નેકા કરવા ફરજ પાડું અને તાહારી ઘાયલ થએલી આબરૂ તેનેજ હાથે રૂજાંઉં.

કામગાર જડપમાં દાખલ થાયછે.

કામગાર—સાહેબ સોદાગર શેહેરીઆરની ગાડી દરવાજામાં દાખલ થઈછે.

નામદાર—જલદી આ ઓરડામાં જા અને જેવી તુંહને બોલાઉં તેહેવી તરત આવજે. જેમ મેં કહયું તેમ કરજે નહીતર જાણ કે તું માહારે મનશે મુવેલીછે.

[ગુલનાર જાયછે.

જે ગવઈઆ મેં તુંહને કહયા તે હાજરછે ?

કામગાર—હા સાહેબ.

નામદાર—તાહારે તેમને મુબારકબાદીનું ગાનું ગાવા ફરમાવ. [કામગાર જાયછે

હે નામદાર, હવે તાહારૂં કઠોરપણું થોહો વાર છોડ અને તાહારી બેટીનાં હાથ સારૂં એક ઉમરાવને જીહીતવા પલભર ગુલામી વેઠ. [ગાયન ચાલેછે.

કામગાર, શેહેરીઆર અને એદલ દાખલ થાયેછે.

શેહેરીઆર—સાહેબ તહમારી વેઠ તહમારી મુલાકાત લીએછે.

નામદાર—સાહેબ તમારા મુબારક કદમથી માહારૂં ઘર પવીતર થયુંછે અને માહારાં સારા ધનથી મહને એવી આબરૂ મલીછે.

નોશેજાન દાખલ થાયછે.

એદલ—(મનમાં) અજબ ! એટલી નરમાસ !

નામદાર—આ આપણાં શેહેરના કોટવાલ થાય નામવર શેહેરીઆર. [નોશેજાનને ઓલખાણ કરાવેછે.

શેહેરીઆર—કોટવાલ સાહેબ હું તહમને જોઈ ઘણો મગનછું.

નોશેજાન—(મનમાં) લોક જાણે જે ઉમરાવના હાથ સાથે હાથ મેલવયો હજુ એટલો વખત માહારાં બેદાં છોલવા ઉપર લગાડયો હોતતો માહારી હોજરીની ચાકરી થાત

શેહેરીઆર—પણ સાહેબ મેં તહમારી બેટીની મુલાકાત લીધી નથી.

નામદાર—ને તરત તહમારી ખીદમતમાં હાજર રેહેશે, પણ પેહેલાં એક દારૂના ગલાસની માહારે ફરમાસ કરવીછે.

શેહેરીઆર—તહમારી મરજીને તાબેછું.

[નામદાર વગર શપલા જાયછે

નામદાર—માહારી મરજી માફકજ થયું. આવતાને વાર તેની મુલાકાત ચાહી. ગુલનાર ! ગુલનાર !

ગુલનાર પાછી દાખલ થાયછે.

કાંય ! આંખમાં આંસુ ! અરે તેમને જલદી સુકવી નાખ. આ ડચકાં ખાવાનો વખતછે ? જે મોહોટાઈ તુંહને ઘર બેઠી આવી મલેચ તે લેવાની ઘીલ ના કર. નહીતર—

શેહેરીઆર, એદલ, નોશેજાન અને કામગાર પાછા દાખલ થાયછે.

આ તહમારી ગુલનાર.

શેહેરીઆર—સલાંમ પરીબાનું. કેહેવી ખબર ?

એદલ—(મનમાં) માહારે હાથથી ગઈ.

નામદાર—(મનમા) વાતમાંતો ગુંતાયા. જરા બાહાર ચાલશો.

[નોશેજાન, નામદાર, કામગાર અને એદલ જાયછે.

શેહેરીઆર—પરીચેહેરની બાનું તાહારો બાપ બહુ ખંતીછે, ક તું તાહારૂં કુવારાનું ઉજડ નામ બાયડીનાં ફલદરૂપ નામ સાથે બદલી લે

ગુલનાર—તેહેની તાકીદી માહારા મનની ઇચછાને અખતેઆરમા રાખનાર નથી.

શેહેરીઆર—પણ તાહારી ફરજ ઉપર ?

ગુલનાર—જે ઘણી તાણે તે અંતે તુટે.

શેહેરીઆર—તાહારે મધુર સુંદરી તું વલ. તાહારી ઉમરનો વીચાર કર.

ગુલનાર—તહમારી જોડી થવાને ઘણા થોડાં.

શેહેરીઆર—પણ હું તુંને લાવી મેલું.

ગુલનાર—દુખની ટેકડી ઉપર. જાંહાં દરેક પલે પડવાની આશા રાખું પણ પગ ઠરાવવાની નહી તહમે ઉમરાવછો; હું નીચ તોખમની ગમે એવી હું માતબર હું. અરે નામવર ઉમરાવ ઘણુંએ બોલવાનુંછે પણ આ દેવાલ ઉપર મહને ભરોસો આવતો નથી.

શેહેરીઆર—તારે તું માહારા કાનપર ભરોસો રાખ.

[બેહુ કાનપર પડી વાત કરેછે

નામદાર સાંભલવાની કોશેશ કરતો આસતે આસતે દાખલ થાયછે.

નામદાર—કાનસેકાન ! નકી તાહારે થયું !

નોશેજાન દાખલ થાયછે.

નોશેજાન—નામદાર સેઠ ! નામદાર સેઠ ! લુંજવા મુકેલું ગોસ કોયલો થઈ જાયચ તોબી સુફરાની વરદી નહી મને.

નામદાર—હે એધી કુકર ! તાહારાં દાંતને બતાથી લાંજ.

નોશેજાન—જોઈએતો મહને મારીને ભુકો કરો. માહારા હુનરને ખાતર મરવા પાતી હું કાંઈ દરતો નથી.

નામદાર—અરે તાહારૂં કાલું કર. તેમની વાતમાં હરખત પડશે

નોશેજાન—અરે હમણા પડે તે બલા લેતી. ખાતાં ખાતા કાંઈ પડવાનીછે ?

નામદાર—ચુપ, લુચા ! નીકલ ! જે સાટું હવે નકી થવા આવેલું તે પાછું ભાજીએ !

[નોશેજાનને મારીને કાહાડછે અને પોતે પુઠે જાયછે.

શેહેરીઆર—બાનું હું હવે સહમજયો, સત માનજે કે તાહારા ડુબતા બારકસને હું સલામત બંદરે પોહોચાડીશ.

ગુલનાર—અને એમ કરતા બે જીવને તહમે ઉગાડશો અને હરદમ હમને તહમારા તાબેદાર અને દુવાગીર ગુલામો રાખશો.

**નામદાર**—એવી રકાબી કામગાર ટેબલ ઉપર ના મેલતો જે તમામ સુનાની નહી હોય.

**નોશેરૂજાન**—અને જેની ઘડામણ સુનાં કરતાં સસતી હોય.

**નામદાર**—આ વખત કોઠલી તરફ જોવાનો નથી. ભલા નોશેજાન ટેબલને સનગારવાનો ઓધો તહમે નજરમાં આવે તેમ બજા લાવજો.

**નોશેરૂજાન**—મોટી કરમબખસીશ થઈ સાહેબ. જુવો હવે હુ કેહેવી તહમારી નોકરી બજા લાવુંછું.

[નામદાર જાયછે

હવે હું તરકી, બટક અને હાસોનો સેનશાહછું. આ માહારૂ તખત હું પાદશાહ જમશેદની ગાદીને 'વાસતે છોડું નહી જાહારે માહારૂં પેટ ઘોલ જેવું તંગ થશે તાહારે માહારા સેઠને ઉપર નગારૂં વજાડી એસતેકબાલ લેવા જઈશ.

[જાયછે

નામદાર (બોલતો બોલતો દાખલ થાયછે)—રખે એ બેવકુફ છોડો શરમનો પદડો ઘાંકી માહારી મુરાદને ધુલ મેલવે. એની માનો ખવાસ એનામાંછે. માહારા સરખો હોત તો મહને ધાસતી રેહેત નહી. હવેતો જઈને એને તઈયાર કરૂં.

[કામગાર અને તેની પુઠે ગુલનાર અને ચાકરો દાખલ થાયછે.

**ગુલનાર**—કેમ બાવાજી કાંઈ ફરમાસ?

**નામદાર**—હા, એજ પોશાક મહને જોઈતો હતો, આ મોતી અને હીરાઓ અછી રીતે જડેલાછે. બેટી તાહારી નવી ચાકરડી બાનું પારસા તહને પસંદ પડેચ કે?

**ગુલનાર**—એક ચાકર દાખલ નહી પણ એક સહી દાખલ ખરે. તેહેના કમનસીબપર મહને દયા આવેચ.

**નામદાર**—દયા! તેને તાહારા પગ તલે કચડ. તે ભુકલા રોટીને મારે તવલતી હતી તે મેં તેને આસરામાં લીધી. જો તેની મોટાઈના પવનને લીધે તે તુંહને તાહારી સહી કરી ગણવાનો હજુર દાવો લઈ બેઠી હોયતો અબઘડી તેને તેણીના ખાખાવરખા સોદાગર ભરથાર જે હમણા તુરંગમા સડેચ તેની આગલ મોકલી આપસ

**ગુલનાર**—માહારે કરતાં તાલેવંત માબાપોની છોકરીઓ એક વખતે એજ બાંનુની સારવાર કરતી હતી અને આજ તે માહારા હુકમ તલે રેહે એ જોઈ મહને બહુ ખેદ થાયછે

**નામદાર**—તાહારા કરતાં વધારે તાલેવંત માબાપ કોઈછે? ગરીબીના ખેયાલ તાહારાં મનમાંથી કાહાડ અને જે અમીરી પદવીએ હું તુંહને ચહડાવવા માગુંછું તે ઉપર ચીત રાખ, નહીતર ખેયાદ રાખજે છોકરી કે કોઈ બીજા વારેસને દતક કરી લઈ માહારી સંભાલથી તુંહને વેગલી કરીશ. વાસતે તું મહને ચીડવ નહી.

નોશેજાન ગલાં ઉપર કટકો વીટાલી અને હાથમાં વેલણ લઈ દાખલ થાયછે.

**નોશેરૂજાન**—નામદાર સેઠ! તહમારા શાહા બબરચીનાં મનમાતો એટલી તુંડછે કે માહારી અજમાએશનો લાભ લેવાનેતો તે પોતાની પદવીથી ઉતરતું ગણેચ મેં કહયું કે બટકમાં બદામ, દરાખ ભરં તો એ મુરખ માહારૂં માનતો નથી. સાહેબને ખબર હશે કે બદામ દરાખ વગરનું બટક લેહેજત આપતું નથી. પાવલાની કસર કરતાં પાંચ રૂપીયાનો સોદો બગડે.

**નામદાર**—ગમે તેમ રાંધ બા ને માહારો છુટકો કર.

**નોશેરૂજાન**—શાહેબ માવાનાં સમોસાની વરદી ઉપર પણ તે ધયાન આપતો નથી.

**નામદાર**—ઠીકરૂ હવે. જા કેહે તેહેમુરને કે મે તુંહને બબરચીખાનાનો હાલ તુરત હાકમ કીધોછે

**નોશેરૂજાન**—સમોસા ગયા હોતેતો માહારી ભુખબી ગઈ હોતે. હવેતો જઈને માહારા ઓધાનાં સપત લઉં.

[જાયછે.

**નામદાર**—ગુલનાર તું જાણેચ કે આજ મેં કોણને ખાના ઉપર નોતરેલોછે.

ગુલનાર—હું જાણુંચ.

**નામદાર**—તે જનમથી, દોલતથી અને નામથી ઉમરાવ અને અમીરાન અમીરછે

નોશેજાન હાથમાં છડી કારો લઈ પાછો દાખલ થાયછે.

**નોશેરૂજાન**—સાહેબ માહારૂં રાજીનાંમું કબુલ કરો. માહારાં રાજમા માહારી કોઈ સતા કબુલ કરતું નથી.

**નામદાર**—શું તું કાંઈ ઘેલો થઈ ગયોછે?

**નોશેરૂજાન**—માણસ ઘેલું નહી થાય! હું ગામનો કોટવાલ અને તહમારાં બબરચીખાનાનો હાકમ; માહારૂં જાહારે કહયું લુચા બબરચીઓ ગણકારે નહી અને માહારાં મોહોડાંપરજ દાંત કાહાડી હસે! મેં કહયું કે કોબીને જાખણનું પડ આપજે તે કોઈએ ધેઆન નહી આપયું અને અંતે ધીનોજ વગાર નાખયો. હવે ટેબલ ઉપર જાહરે એ કાવતરૂં માલમ પડે તાહારે તહમેતો નોશેજાનને પુછો કેની! આ એ જોખમ હું માહારે માંથે રાખી શકતો નથી.

**નામદાર**—તેહેમુર તાહારી કમબખતી આવીચ! નોશેજાન કેહે તેમ ચાલ. જા નોશેજાન હવે મેં હુકમ કીધોછે.

**નોશેરૂજાન**—જાઉંચ. રખેને પેપટજી મોલાજ રાખયા હોય.

[જાયછે.

**નામદાર**—એ ઉમરાવને ગુલનાર હું તાહારો ખાવંદ કરવા માંગુંછું.

**ગુલનાર**—માહારી અને તેની વચે એટલો અંતરછે કે તેને જોતાં માહારી આંખે તમરી આવેછે.

**નામદાર**—બેટી, માહારી દોલતના બાનથી તેનો આબરૂ લાગેલો ઠીલલો હું હેયલ લાવીસ. હું એટલુંજ તાહારી પાસે માગુંચ કે જાહારે તે તુહને રીઝવે તાહારે તાહારૂં સીર નમાવતી ના.

**ગુલનાર**—એક કુંમારીજનું નામ મહને હજુર ધરવા દઓ.

**નામદાર**—હું તે નામ તાહારી પાસથી મેલાંઉં નહી તો તું મહને મેલ. હું તહમને એક જુદાજ ઓરડામાં વીહીલા મેલીશ. મારે તું શરમને તજ. જેમ તે તુંહને કેહે તેમ તું તેહેને જવાબ દેજે. એમ કરશે તોજ હું તુંહને માહારી છોકરી ગણીસ. કઈબી ચીજ જેથી તું મોહોટી થાય તે કર પછી તે જોઈએનો તુંહને સેહેતાન શીખવે.

**ગુલનાર**—દુનીયાનાં રવઈઆ પરમાણે એમ માહારી કનયાની શરમ એટલી જલદી તીયાગ કરાય નહી અને જો

તહમુને રાજી રાખવા હું માહારી આબરૂ છોડુંતો તે મહને છોડશેને ફર છોડશે.

નામદાર—છોડશે ને ફર છોડશે? આ સૅમશેહેર શું ખાલી દમાકને વાસતેછે? આએ હાથ શું સુકાઈ ગય લોછે? કોઈ માણસ જીવતોછે જે કહી શકે કે તેણે પોતાનાં લોહીનાં ખરચ વગર એક તસુ જમીન મહને હટાવયોછે? તુંહને છોડશે! અરે સારાં તેહેરાનની ફોજને સાથે તે આવે પણ હું તેહેને તાહારી સાથે નેકા કરવા ફરજ પાડું અને તાહારી ઘાયલ થએલી આબરૂ તેનેજ હાથે રૂઝાઉં.

કામગાર જડપમાં દાખલ થાયછે.

કામગાર—સાહેબ સોદાગર શેહેરીઆરની ગાડી દરવાજામાં દાખલ થઇછે.

નામદાર—જલદી આ ઓરડામાં જા અને જેવી તું હને બોલાઉં તેહવી તરત આવજે. જેમ મેં કહયું તેમ કરજે નહીતર જાણ કે તું માહારે મનશે મુવેલીછે.

[ગુલનાર જાયછે.

જે ગવઈઆ મેં તુંહને કહયા તે હાજરછે?

કામગાર—હા સાહેબ.

નામદાર—તાહારે તેમને મુબારકબાદીનું ગાનું ગાવા ફરમાવ. [કામગાર જાયછે

હે નામદાર, હવે તાહારૂં કઠોરપણું થોહો વાર છોડ અને તાહારી બેટીનાં હાથ સારૂં એક ઉમરાવને જીહીતવા પલભર ગુલામી વેઠ. [ગાયન ચાલેછે.

કામગાર, શેહેરીઆર અને એદલ દાખલ થાયેછે.

શેહેરીઆર—સાહેબ તહમારી વેઠ તહમારી મુલાકાત લીએછે.

નામદાર—સાહેબ તમારા મુબારક કદમથી માહારૂં ઘર પવીતર થયુંછે અને માહારાં સારાં ધનથી મહને એવી આબરૂ મલીછે.

નોશેજાન દાખલ થાયછે.

એદલ—(મનમાં) અજબ! એટલી નરમાસ!

નામદાર—આ આપણાં શેહેરના કોટવાલ થાય નામવર શેહેરીઆર. [નોશેજાનને ઓલખાણ કરાવેછે.

શેહેરીઆર—કોટવાલ સાહેબ હું તહમને જોઈ ઘણો ખુશનછું.

નોશેજાન—(મનમાં) લોક જાણે જે ઉમરાવના હાથ સાથે હાથ મેલવયો. હજુ એટલો વખત માહારાં બેદાં છોલવા ઉપર લગાડયો હોતતો માહારી હોજરીની ચાકરી થાત

શેહેરીઆર—પણ સાહેબ મેં તહમારી બેટીની મુલાકાત લીધી નથી.

નામદાર—ને તરત તહમારી ખીદમતમાં હાજર રેહેશે, પણ પેહેલાં એક દારૂના ગલાસની માહારે ફરમાસ કરવીછે.

શેહેરીઆર—તહમારી મરજીને તાબેછું.

[નામદાર વગર થયવા જાયછે.

નામદાર—માહારો મરજી માફકજ થયું. આવતાંને વાર તેની મુલાકાત ચાહી. ગુલનાર! ગુલનાર!

ગુલનાર પાછી દાખલ થાયછે

કાંય! આંખમાં આંસુ! અરે તેમને જલદી સુકવી નાખ આ ડચકાં ખાવાનો વખતછે? જે મોહોટાઈ તુંહને ઘર બેઠી આવી મલેય તે લેવાની ઢીલ ના કર નહીતર—

શેહેરીઆર, એદલ, નોશેજાન અને કામગાર પાછા દાખલ થાયછે.

આ તહમારી ગુલનાર.

શેહેરીઆર—સલાંમ પરીખાનું. કેહેવી ખબર?

એદલ—(મનમા) માહારે હાથથી ગઈ

નામદાર—(મનમાં) વાતમાતો ગુતાયા, જરા બાહાર ચાલશો.

[નોશેજાન, નામદાર, કામગાર અને એદલ જાયછે.

શેહેરીઆર—પરીચેહેરની ખાનું તાહારો બાપ બહુ ખંતીછે, ક તું તાહારૂં કુંવારાનું ઉજડ નામ બાયડીનાં ફુલદરૂપ નામ સાથે બદલી લે.

ગુલનાર—તેહેની તાકીદી માહારા મનની ઈચછાને અખતેઆરમાં રાખનાર નથી.

શેહેરીઆર—પણ તાહારી ફરજ ઉપર!

ગુલનાર—જે ઘણી તાણે તે અંતે તુટે.

શેહેરીઆર—તાહારે મધુર સુંદરી તું વલ. તાહારી ઉમરનો વીચાર કર.

ગુલનાર—તહમારી જોડી થવાને ઘણા થોડા.

શેહેરીઆર—પણ હું તુંને લાવી મેલું.

ગુલનાર—દુખની ટેકડી ઉપર. જાંહાં દરેક પલે પડવાની આશા રાખું પણ પગ ઠરાવવાની નહી. તહમે ઉમરાવછો; હું નીચ તોખમની ગમે એવી હું માતબર હું. અરે નામવર ઉમેરાવ ઘણુંએ બોલવાનુંછે પણ આ દેવાલ ઉપર મહને ભરોસો આવતો નથી.

શેહેરીઆર—તારે તું માહારા કાનપર ભરોસો રાખ.

[બેઉ કાનપર પડી વાત કરેછે.

નામદાર સાંભલવાની કોશેશ કરતો આસતે આસતે દાખલ થાયછે.

નામદાર—કાનસેકાન! નકી તાહારે થયું!

નોશેજાન દાખલ થાયછે.

નોશેજાન—નામદાર સેઠ! નામદાર સેઠ! ભુંજવા મુકેલું ગોસ કોયલો થઈજાયય તોભી સુફરાની વરદી નહી મલે.

નામદાર—હે એદી ડુકર! તાહારાં દાંતને બતાથી ભાંજ.

નોશેજાન—જોઈએતો મહને મારીને ભુકો કરો. માહારા હુનરને ખાતર મરવા પાંતી હું કાંઈ ડરતો નથી.

નામદાર—અરે તાહારૂં કાલું કર. તેમની વાતમાં હરખત પડશે.

નોશેજાન—અરે હમણા પડે તે બલા લેતી. ખાતાં ખાતાં કાંઈ પડવાનીછે?

નામદાર—ચુપ, લુચા! નીકલ! જે સારૂં હવે નકી થવા આવેલું તે પાછું ભાંજીએ?

[નોશેજાનને મારીને કાહાડેછે અને પોતે પુઠે જાયછે.

શેહેરીઆર—બાનું હું હવે સહમજયો, સત માનજે કે તાહારા ડુબતા બારકસને હું સલામત બંદરે પોંહોચાડીશ.

ગુલનાર—અને એમ કરતા બે જીવને તહમે ઉગાડશો અને હરદમ હમને તહમારા તાબેદાર અને દુવાગીર ગુલામો રાખશો.

**શેહેરીઆર**—સારાં કાંમમાં બાંહેધરી આપવી એબી એક ધરમછે. તોપણ તહમે માહારી તરફ પેયારનુંજ દોલ દેખાડજો જાંહાંશુધી આપણી નેમ પાર પડે.

**ગુલનાર**—હું તહમારાં હુકમ મુજબ ચાલીશ.

**શેહેરીઆર**—નામદાર ! નામદાર સેઠ કયાંહ ગયા ?

નામદાર, નોશેજાન, એદલ અને કામગાર દાખલ થાયછે.

**નામદાર**—કેમ સરદાર કાંઈ ફરમાસ ?..

**શેહેરીઆર**—નામદાર શેઠ તહમારી બેટી સાથ કાગલ પતરનો વેહેવાર રાખવાની મહને પરવાનગી આપો.

**નામદાર**—માહારી શરોચશમથી., એદલ - દોસત તાહારો હાથ આપ માહારૂં ઘર તાહારે માટે ખુલ્લુંછે.

**એદલ**—(મનમાં) આજ શુધીતો બંધ હતું.

**નામદાર**—(ગુલનારને) ઠીક કીધું, ઠીક કીધું માહારી વાહાલી બેટી. તાહારા બાપને તેં આજે બેહેસતની કુંચી લાવી આપી હોય એટલો હરખ ઉતપન થયોછે. હવે આ અમીરી જુવાનને છોડતી ના, પણ તાહારાં હઇડાંના હાર મુઆફેક ચાહાજે.

**ચાકરો**—(બાહારથી પોકાર મારતા) ખસો, ખસો બાઈને વાસતે બીડ છોડો.

**નામદાર**—એ શું ઘોંઘાટછે !

**નોસેજાન**—કવાબમાં હાડકાં મલતાંને મલતાં. હીયાં તાસા વાગેચ ને હજુરતો કોઈ બાઈજી વલી કલાક એકનો સટાકો હાંકવા આવેચ.

ચાકરો, સરબાનું, અને મેહેરનોશ દાખલ થાયછે.

**સરબાનું**—(મેહેરનોશને) જો તહમને આદરમાન મલશેતો હું રહીશ નહીતો માહારાં પગલાં પાછાં ફેરવીસ.

**સેહેરીઆર**—કેમ ! નામવર સરબાનું ! હું તહમારે બારણે ચાલીઓ આઉં તે અટકાવવા તહમે મહને આ ભેટ આપી, આભારમાં ગરક કીધોછે જે અવેજ. માહારા જનમની ચાકરીથી ભરાઈ શકાશે નહી.

**સરબાનું**—નામવર ઉમરાવ, હું તહમારે માટે ઘણી આરજુમંદીથી થોભી કે તહમારાં સબખતાં કદમ માહારા ગરીબ ઘર તરફ પધારસે, પણ જાહરે જોયું કે તહમે મહને વીસારી નાખી, તાહારે માહારો રંડાપાનો પરદો તહમારે ખાતર દુર કરી આપજાત તહમારી સનમુખ આવી ઉભી છું કે તહમને માહારી સાથ લઈ ચાલુ.

**સેહેરીઆર**—નેક બાનું તહમારી મજ ગરીબપર એટલી રેહેમછે કે ખાલી બોલથી ઉપકાર માનવા માહારી જીભમાં જોર રહયું નથી.

**સરબાનું**—નામદાર સેઠ આશા રાખુંચ કે ખુશ તબીએતમા હશો (નમેછે). કેમ કામગાર એટલું તે શું માહારૂં ખાનું તહમે નરસ જોયું કે ફરી હમારે તાંહાં સુફરા ઉપર બીરાજવા દરૂસત ધારયું નથી ?

**નોશેજાન**—નેક બાનું હુકમ હોયતો હું આ ઘડી તઈયાર છુ

**સરબાનું**—તાહારી ખુશી હોયતો આ ઘડી ચાલ

**નોસેજાન**—(નામદારનાં કાનપર પડીને) કહોતો એક રકાબીમાં બે તરણ રોસ તરકીનાં કટકા લઈ આવું.

**નામદાર**—(નોશેજાનને હલુસે) અરે કંગાલ હેધી દઈત. મુંગો મર નહીતર તાહારૂં કાલું કર.

**સરબાનું**—નામદાર શેહેરીઆર આ ઘરહસથ સાથે માહારે તહમને ઓલખાન કરાવવીછે (મેહેરનોશને દેખાડીને) જેવું બાહાર તેવુંજ એનું અંદરનું ભીતરછે. જોકે આસમાનનાં ચકરમાં એની આબરૂપર દાઘ લાગોછે તોબી હું હીમતથી કહુંછું કે યંદરોજમાં જેઓ એનો તીરસકાર કરેછે તેઓ એની પુંજા કરવાને કારણ લેશે. નામદાર સેઠ જો હું તહમારે તાંહાં મુબારક હુંતો આ માહારો ભલો અને ખેરખાહ મીતર પણ મુબારક હશે.

**નામદાર**—બાઈ આપેરે પણ લોહી એકજ. એ ચશમ ફેરવેતો શું થયું પણ હું કેમ ભુલીશ કે એ માહારો ભાણેજ થાય. [શેહેરીઆર મેહેરનોશ સાથે છુપી વાત કરેછે.

**કામગાર**—સેઠ એનો અરથ શું ? એતો પેલો લુચો ચશમચોર મેહેરનોશ; પેલો દેવ, પેલો દઈત જે ફાંસી જાય ઈયા ડુબી મરે તો દુનીયાનો રોગ જાય. સેઠ જાહારે એ તહમારો જુતી ઉઠાવનાર નહી તારે ભાણેજ કેમ થાય.

**નામદાર**—વારૂં હાલ તરતતો મેહેરબાની કરી ચાલો શઘલા સુફરા ઉપર જઈએ.

**સરબાનું**—પેઆરા મેહેરનોશ તહમેતો માહારા પહરોણાછો માટે માહારી સાથે રહો. હાથ પકડેછે.

[નોશેજન વતરોગે સઘલા જાયછે.

**નોસેજાન**—પેયારા મેહેરનોશ ! એમ તે બોલી ! હા નામદાર તેં માહારી પાસે કાલ વીસ વારંટ મેલવયાં કે એ કોઈ પેરે બંદીખાંને જાય અને આજ પાછો તે તાહારો ભાણેજ ! પણ હું શું મુરખનો ભમાવો થાઉંચ. પેલાઓ જ પાજપ હાથ મોહોડું ચલાવતા હોશે (દોડેછે).

કામગાર દાખલ થાયછે.

**કામગાર**—(નોશેજાનને અટકાવીને) ભાઈ કાંઈ સાંભલો.

**નોસેજાન**—(હાથ છટકાવીને) એક બોલબી નહી. જો તો નહી ખાનું તાહાકું પડેચ.

**કામગાર**—સેઠ જરા સબર કરો. સેઠના તહમે અતલગના દોસત છઓ તેથી તેવણે તહમુને વીનંતી કહીછે કે ધારવા ઉપરાંત વધારે પહરોણા આવી લાગાથી મેહેરબાની કરી તહમે આજ ટેબલપર બીરાજશો ના.

**નોસેજાન**—શું એમ કહયું ? હું એનું મોહોડું જોઉં નહી. મેં બધી મેહેનત કીધી, મહને બબરચીઓનો હાકમ ઠેરવયો અને હવે મહને આવું અપમાન આપેચ ? હું બીતો ખરો કે માહારી સતાની રૂહે બધું ખાંનું અટકાઉં. ગામના કોટવાલ રખડે ને ભાભરલુ જો ભતરીજે જમના હાથપર બેસે

**કામગાર**—સેઠ આસતેથી બોલો જો સેઠના કાનપર જસેતો—

**નોસેજાન**—પણ તાહારે માહારી તરકી, ને માહારૂં કોબીબી જાયકે ? પેલી અલેતી પલેતીની રકાબી માહારીજ બેઠક આગલ મુકનાર હતો તે રખે મુરખ ટેહેમુરે મુકી હોય. જાઉં ને જોઉંતો ખરો. [બેહુ જાયછે

---

## બંદુકના દારૂનું તરકટ.

ઈંગલંડના રાજા પેહલા જેમસના વખતમાં એક ગંજાવર તરકટ થયું હતું જે ઈતીહાસમાં "ગંન પાઊડર પલાટ" ઈઆને બંદુકના દારૂનું તરકટ એ નામથી ઓલખાએછે. પાદશાહ પરોતેસતંટ ધરમની તરફદારી ખેંચતો હતો અને કેથલીકોને કાંઈ આપતો ન હતો, - તેથી કેટલાએક જહનુંની લોકોએ હેવો સંપ કીધો કે પાદશાહાનો તથા તેના મલતીઆ પરધાનોનો જાન લઈ ઈંગલંડને પરોતેસતંટ ધરમની ગુલામગીરીમાંથી છોડવવું અને કેથેલીક ધરમને ફેલાવવો. ૧૬૦૩ માં રોબરટ કેટસબી નામનો પુરૂશ થામસ ઊીનતુર અને જાંન રાઈટ નામનાં તેના દોસતો આગલ હેવું કહ્યુંકે મે એક રસ્તો સોધી કાહાડોછે કે બંદુકના દારૂથી પારલીઆમેનટના ઘરને ઊરાડી નાંખી પરોતેસતંટ હાકમીથી આપણો છુટકો કરવો.

ઊીનતુરે પોતાની દીલસોજી દેખાડી અને આ મનસુબો ગાઈ ફાકસ નામનાં એક જીવપર આવેલા સખસને જાહેર કીધો. ગાઈ ફાકસ દીલે કદાવર હતો અને પકો ઠરાવ તેના ચેહેરા ઊપરથી માલમ પડતો હતો. તે આબરૂદાર ખાંનદાંનથી ઊતરેલો હતો પણ પોતાનું બાપીકું ધંન લુટાવી દઈ પાદસાહાની સાંમે બેદીલ થએલાઓની સંપમાં નોધાઓ હતો. થોડું પછી ઊીનતુર, ફાકસ, કેટસબી, પરસી, અને રાઈટ, એ ફીતુરીઓ સેંટ કલેમેંટના મોહોલામાં એક ઘર હતું તયાં ભેગા થઆ. ઊમરાવોની સભાના ઘરની પાસે પરસીએ એક ઘર ભાડે લીધું અને એ ઘરના પેટમાંથી ખોદીને ઊમરાવોના ઘર સુધી સુરંગ પાડી. વલી એક બીજી જગા થોડોએક દુર ભાડે રાખી કે તયાં બંદુકનો દારૂ મેલવા કાંમ લાગે. શુરંગ પાડવાનું મુસકેલ કાંમ પાંચ જણા ચલાવવા લાગયા. બે ફીતુરીઓ બીજા વધયા અને નજદીક એક વરસ લગી તેઓએ જેહેમત ખેંચી સુરંગ પાડવાનું કાંમ સરનજાંમ પોહોંચાડયું. જે ભોયરૂ તેઓએ ખોદીયું હતું તેની અંદર બંદુકના દારૂના પીપો ગોઠવયાં અને કોઈ અકસમાતથી આવેતો તેને ભરાંત જાય માટે ઊપર લાકડાંઓ સીચયાં. આ કાંમનું ઊપરીપણું ગાઈ ફાકસ કરતો હતો. વલી બીજા ચાર પાંચ દોલતવાલા સખસો આ ફીતુરીઓ સાથે સાંમેલ થઆ અને તેથી જે ખરચ હતો તે સેહેલથી થઈ સકયો. તારીખ ૫ મી નવેમબર ૧૬૦૬ ને દીવસે ઊમરાવની સભા મલનાર હતી અને પાદસાહ જેમસ બીરાજનાર હતો. એજ દાહાડે આખી સભાને ઊરાડી દેવા આ કંમબખત ફીતુરીઓએ ઠરાવ કરયો હતો પણ તા૦ ૨૪ મી અકટોબર અને ભરેસપતવારની સાંજે લારડ મોનટઈગલ નામના ઊમરાવના હાથમાં તેના ચાકરે એક કાગલ લાવી આપીયું, જેની અંદર એવી વીનંતી કરી હતી કે લારડ મોનટ ઈગલે તા૦ ૫ મીએ પારલીઆમેંટમાં હાજર થવું નહી, કારણ ઈશવર અને માણસે અધરમીઓને સજા કરવાને ઠરાવયુંછે. આ કાગજ એક ફીતુરીએ લખેલું હતું જે મોનટ ઈગલનો અતલગનો ખેસી હતો. લારડ મોંનટ ઈગલે જેમસના પરધાન અરલ આવ સેલીસબરીને આ કાગજ દેખાડયું જેણે રાજા જેમસને વંચાવયું. જેમસે કહ્યું કે હાલ તુરત વગર ચકચાર અને કાંઈ પણ ગરબડ કરયા વગર પારલીઆમેંટ ઊંધાડવાની તઈઆરીનું કાંમ ચલાવવું. તા૦ ૨ જી નવેમબર અને સનેઊને દીને લારડ ચેમબરલેન પોતાના રાખેતા મુજબ પારલયામેંટના ઘરના દરેક ઓરડા અને ભોયરામાં ફરતાં ફરતાં તે ગાઈ ફાકસના ભોયરામાં આવી લાગો અને ફેકસને સવાલો કરયા. લારડ ચેમબરલેને પરધાનને જાહેર કરયું અને તાંહાંથી હુકમ નીકલયો કે માલ ચોરેલોછે કે નહી તે તપાસ કરવાને બાંહાંને ફાકસનું ભોયરૂ તપાસવું. એ ઊપરથી તા૦ ૪ થી અને સોમવારની મધરાતે ઈઆને પારલયામેંટ ઊંઘાડવાની એક દાહાડે અગાઊ સર થામસ નાઇવ થોડાં માણસોને લઈ પારલયામેંટની પાસેના પરસીએ ભાડે રાખેલા ઘરમાં ગઓ. બારણાંમાજ તેને ગાઈફાકસને કપડાં અને બુટ પેહેરી તઈઆર ઊભેલો જોઓ. સર થાંમસે તરત ફાકસને કેદ પકડયો અને ભોંયરાની તપાસ લીધી જે ઊપરથી માલમ પડયું કે લાકડાંના ઢગ તલે બંદુકના દારૂના પીપ ગોઠવેલાં હતાં, અને ફેકસની પાસે તેમને સલગાવાને દીવાસલીઓ તઈઆર હતી. ફાકસ સર થામસના મોહોડાં ઊપર કબુલ થઓ કે હું ગુનેગાર છું અને કહ્યું કે જો હું અંદર હોતતો માહારા જીવની દરકાર વગર પારલીઆમેંટના ઘરને, સર થામસને અને સઘલાંને, ઊરાડી મેલત.

ફેકસના કેદ પકડાવવાની તથા સઘલું ખોપાલું

જાહેરમાં આવવાની વાત સાંભલી જે ફીતુરીઓ લંડનમાં હતા તેઓ પોતાની મસલત મુઆફક કેટસબી જે દંનચરચમાં રેહેતો હતો તેની પાસ દોડયા. બુધવારની રાતરે તેઓ હંનતીગદનમાં ઊવીનતુરનું ઘર હતું તાંહાં પુગા, અને ભરેસપતવારની સહવારે વીસ જણાઓની ટોલકી લોરડ વીંદસરના ઘરમાં જઇ હથીઆરબંધ થઈ. તાંહાંથી તેઓ ઈસતાફરડ સાએરમાં નાઠા. ગાંમમાં વાત જાહેર પડતાં વુરસેસતર સાએરના સરીફે થોડાંક હથીઆરબંધ માણસ લઇ ફીતુરીઓની પુઠ પંકડી. સુકરવારની સહવારે તેઓ ઈસતાફરડ સાહેરમાં પોંતા અને જે ઘરમાં કેટસબી, પરસી, ઊવીનતુર, અને તેમના સોબતીઓ ભરાઆ હતા તે ઊપર ધસારો કીધો અને તેમને તાબે થવા ફરમાવયું. ફીતુરીઓએ તાબે થવા કરતાં અંત્ર સુધી લડવાનો ઠરાવ કીધો હતો પણ તેવામાં એક બીજોજ બનાવ બનયો. ફીતુરીઓએ થોડોક બંદુકનો દારૂ રાખેલો હતો પણ હવાઈ જવાથી આતસની નજદીક બે વાટકાઓમાં સુકાવાં મુકયો હતો; પણ એક સખસ આતસને ફુકવા ગઓ તેવામાં એક ચીંગારી પાસેના વાડકામાં પડી અને બંદુકનો દારૂ ઘણા ધડાકાથી ઊડંવા લાગયો જેથી કેટસબી અને તેમના તરણ સોબતીઓ ઘણા ઘાહેલ થઆ અને ઘર ઊડી ગઊ; પંણ સઊથી ચમતકાર એ થઓ કે એક વાડકાંમાંથી સોલ રતલ દારૂની એક કોથલી છાપરાંને ફાડી બાહેર રસતા ઊપર આવી પડી પણ તે સલગી પણ નહી અને ફુટી પણ નહી તેથી રાજાના લસકરમાંના કોઈને પણ નુકસાન થઊં નહી.

પછી સરીફે ઘર ઊપર હુમલો સરૂ કીધો અને ઊવીંનતુર ગોલીથી વીંધાઈ સખત જખમ ખમી પડયો. કેટસબી અને પરસી પણ બીજા ઘા ખાઈ મરી ગઆ અને બીજા બે તરણના જાંન બરબાદ થઆ પછી બાકીના ફતુરીઓ તાબે થઆ.

જાનેવારી મહીનામાં ફીતુરીઓની તપાસ થઈ અને ગાઇ ફાકસ અને તેના મલતીઆઓ ગનેગાર ઠ

## તરણ ભાઈની વારતા.

એક શખસને તાંહાં તરણ છોકરા હતા. એઓ ઘણી ગરીબ હાલતમાં આવી પડીઆ હતા. ખાવાની ઘણું તંગી પડવા લાગી. આખરે મોટા ભાઈએ ચાકરી કરવા જાવાનો નીશચય કીધો. તે એક શેઠને તાંહાં ગયો. તેહે ચાકરી રાખવાને તેને કબુલ કીધું. બોલી એ જે ખાવું પીવું શેઠનું; રૂ૨૨૫ નો મહીને દાહાડે પગાર; અને કોઈબી જો શેઠ કે ચાકર એક બીજાથી કંટાલે અને પોતાની કબુલાતને પસતાવો કરેતો તેને જીવતોને જીવતો વેતરી નાખવો. મોટા ભાઈએ કબુલ રાખીઊં. ચાકરીને પેહલેજ દીવસે શેઠ તેને જરાક સરખી રોટલીનો કટકો આપી, બાલવાના લાકડાં લાવવાને ખચર સાથે મોકલીઓ. કાંમ કરી આવીઆ પછી, ચાકરે બીજી રોટલી માંગી શેઠે નાનો કટકો આપીઓ. ચાકરે બીજો માંગીઓ. સેઠે પુછીઊં કે "શું અતીઆરથીજ આપણા કરારનો પસતાવો કરે છે?" ચાકરે હા કહીઊં. જેવોજ તે હા બોલીઓ તેવોજ તેની સરીએત પરમાણે જીવતોને જીવતો વેતરી નાખીઓ, અને ઘેરની પછવાડે ફેંકી દીધો.

બીજો ભાઈ ચાકરી કરવાને નીકલીઓ. તેબી ભોગ જોગે પેલાજ શેઠને તીઆં આવીઓ. ઉપલીજ રીતની બોલી કબુલ રાખી અને તેના પણ મોટા ભાઈના જેવા જ હાલ થયા. પછી તરીજો ભાઈ ચાકરી કરવાને નીકલીઓ. તે પણ પેલાજ શેઠને તાંહાં આવીઓ, તેવીજ બોલી કીધી અને ચાકરીએ રહેઓ. લાકડાં લાવીઆ પછી, સેઠે રોટલી એટલી તો પાતલી આપી કે તેની આરપાર દેખી શકાય. પેલા છોકરાએ કંઇ ફરીઆદ કીધી નહી, કારણ તેની નજર આગલજ પોતાના બે ભાઈઓના શરીર પડેલાં હતાં. શેઠે કંઈબી તે ફરીઆદ કરે એવી તજવીજ કીધી; પણ ફોકટ.

બીજે દાહાડે જારે લાકડાં લેવાને મોકલીઓ, તારે ચાકર જંગલમાં જવાને બદલે, ખચર લઈને કોઈની વાડીમાં પેઠો અને ઝાડ, પાન, ફલ, ફુલનુ નુકસાન કરી, અને જે સારી સારી ચીજો હતી, તે પોતાના શેઠને તાંહાં લઇ આવીઓ. તેની પછવાડેજ વાડીનો ધણી દોડતો આંવીઓ અને ચાકરના કાંમનો શેઠ જવાબદાર હોયછે, માટે શેઠ પાસથી નુકસાનના પઈસા ભરી લીધા. હવે ચાકર સમજીઓ કે શેઠ પસતાવો કરશે પણ તેમ નહી બનીઊં. શેઠને કબુલ કરવું પડીઊં કે ચાકરે મનમાનતી ચાકરી કીધી હતી.

સેઠાણીએ જોયું કે આએ તો કોઇ માંથેનો મલીઓ ય અને એનો નીકાલ જલદી કરવો જોપે, માટે વરને સમજાવીઊં કે બીજે દાહાડે તેને લાકડાં લેવા નહી મોકલવો; પણ ડુકર ચરાવાને પાસે જંગલ હતું તાહાં મોકલવો, કે જેથી કરીને તે જંગલમાં એક રાખશ હતો તે તેને ખાઈ જશે. ચાકર ડુકરોને લઈને બીજે દાહાડે નીકલીઓ, પણ પેસતાં જંગલમાં પેઠા આગમચ એક રણસીંગડું અને એક કાચ પનીર સાથે લીધું. જંગલમાં પગ મેલતાંને વાર રાખશ મલીઓ અને પુછીઊં કે તે કોણ હતો.

પેલાએ પનીર ળાંપ ઉપર મેલી, એક જોરથી મુકી મારી, પનીરના કટકે કટકા કીધા અને પછી કહીઊં કે "આ

થી તને માલમ પડશે કે હું કોણછું. રાખશ સમજીઓ કે
આએ સંગેમરમરનો પથર એણે ભાંજીઓ, માટે એ ઘણો
જોરાવર હશે. ચાકરે દમપર સુમાર રાખી પુછીઉં કે "હ
જાણીઉં હું કોણ છેઉં તે ?" રાખશ તેના જોરથી અ
ચરત પાંમીઓ અને તેની સાથે દોસતી કીધી. તેને તે
પોતાને ઘેર લઈ ગયો અને પોતાની બાઈરીને તેની જોરની
વાત કહી. બાઈરી તેના વર જેવી ભોલી ન હતી. તેણીએ
ફરીથી બીજી રીતે પેલા ચાકરનું જોર અજમાવી જોવા કહે
ઉં. બીજે દાહાડે રાખશે પેલાને સાથે લઈ એક "રઝીકા"
નામની રમત રમવા કહી. એ રમત એવીછે કે એક જા
ડું ગોલ ભારી લાકડું દોરીએ વીટાડી લઈ જેમ બને તેમ દુર
ફેંકવું. રાખશે એક મોટું લાકડું ફેંકીઉં, તે છેક લા
બે દરીઆમાં જઈને પડીઉં; અને પેલા ચાકરને કહીઉં
કે "કેમ તારીથી એમ થશે ?" પેલો બોલીઆ વગર રંણ
સીંગડું બાહેર કાહાડી જોરથી વજાડવા લાગો. રાખશે તે
નું કારણ પુછીઉં. ચાકરે કહીઉં "પેલો સાંમે દરીઓ ત
ને દેખાયછે કે નહી ?" રાખશ—"હા, મને દેખાયછે."
ચાકર—"તે દરીઆની પેલીમેર લોકો વસેછે, તેઓને હું
ખબરદાર કરૂંછું. કે હું જારે લાકડું ફેંકું, તારે તેઓને નુક
સાન નહી થાય." રાખશ—(મનમાં) ઓ ! મારૂં લાકડું
તો આંતર દરીઆમાંજ પડીઉ છે; તારે મારી વધારે ફજેતી
થશે માટે રમત બંધજ કરોની !" અને તેને કહીઉં "ભા
ઈ, હું હારીઓ." રાખશે જારે એ વાત પોતાની બાઈરીને
કહી તારે પોતાના ધણીના ભોલાપણાનો તેણીને ધીકાર છુટી
ઓ. તેણીએ બીજે દીવસે પેલાને ફરીને તપાસવાને કહી
ઉં અને હુશીઆરી રાખીને પેલાના જુઠા બોલોથી ફરીથી
નહી ઠગાવાને ચેતવણી કીધી.

બીજે દીવસે રાખશે જંગલમાં જઈ કરાકર કરાકર ઝા
ડોના કટકા પોતાને હાથે કીધા અને પેલાને કહીઉં કે
"ચાલ જોઉં એમ તું કર." તરતજ પેલા છોકરાએ એક
દોરડાંનો કટકો રાખશના હાથમાં આપીઓ અને તેને મ
જબુત ધરવા કહીઉં, પછી દોરડું લઈને ઝાડોને વીટાવતો
વીટાવતો દોડતો ગયો. રાખશે પુછીઉં કે "એમ શા મા
ટે કરેછે ?" પેલા છોકરાએ જવાબ દીધો. "ઓ ! આ
જંગલમાંના બધાં ઝાડને એક જટકે ટોડી પાડવા માંગુંછું"
રાખશે જોયું કે એથીતો મારૂં જંગલ બીઆબાન થઈ જશે,
માટે તેમ કરવાને ના પાડીઉં અને વલી પોતે હાર પાંમી
ઓ. રાખશે જારે બાઈરીને વાત કહી, તારે તેની બેવકુફી
પર તેણીને ઘણોજ ક્રોધ ચહડીઓ અને ફરીથી ફરમાવી
ઉં કે વધારે ખબરદારી રાખે અને પેલા છોકરાના ખોટા બો
લોથી ઠગાય નહી. તેણીએ પેલા છોકરાના હાથે વલી ઝાડો
કાપવાનું જોર તપાસ કરવાની વરને સલાહ આપી. પે
લો છોકરો સુનો સુતો સાંભલતો હતો, તેથી મધરાતે ઉઠી,
એક ટોપણ લઈ, એક મોટાં ઝાડમાં પાંચ છ વેહ પાડી
આવીઓ.

વલી સવારના રાખશ અને પેલો છોકરો ફરવાને ની
કલીઆ. રાખશે પોતાના હાથે કરી ઝાડના કાપીને કટકા
કીધા અને પેલાને પણ તેમ કરવાને કહીઉં. પેલો છોકરો
દોડતો જઈ, જે ઝાડમાં આગલથી વેહ પાડીઆં હતાં, તે
માં પોતાના આંગલાં ભોકી દીધાં. રાખશ પણ તેમ બીજા
ઝાડપર કરવા ગયો, પણ પોતાના આંગલાંનું નુકસાન કરે
આ શીવાએ બીજા કસામાં ફાવીઓ નહી. રાખશે પોતા
ની બાઈરીને ફરીથી બધી વાત કહી અને પોતાના આંગલાં
સાબેતીમાં દેખાડીઆં. બાઈરીની ખાતરી થઈ કે આએતો
કોઈ જબરો પેહલવાન મલીઓ; અને જો વધારેવાર જીવી
ઓ, તો ધાસતી ભરેલો થઈ પડશે. વાસતે પોતાના ધણીને
ફરમાવીઉં, કે રાતના તે જારે સુનેલો હોય, તારે એક લોહ
ડાંના ગરમ સલીઆથી ફટકા મારી, તેનો જાન લેવો. પે
લા છોકરાએ એવું સાંભલી, ટોલીઆની ઉપર એક ઘાસનાં
પેંડાનો ઢગલો કરી, પોતે દુર થયો. રાતનાં અંધારામાં રા
ખશ આવી, પેલા ઢગલાપર ગરમ સલીઆનાં તરણ ફટકા
મારી, તે મરી ગયો હશે એવું મનમાં સમજી ચાલતો થયો.

સવારનાં છોકરો તો જેવોનો તેવો બાહેર નજરે પડી
ઓ. પેલાએ પુછીઉં કે "કેમ ભાઈ રાત કેવી કાહાડી ?"
છોકરાએ જવાબ વાલીઓ "ઓ ! સારીપેઠે; પણ એક ત
રણ મછરનાં ડંખથી જરાક હું હેરાન થયો હતો." રાખ
સ અને તેની બાઈરી આ જવાબ સાંભલી અચંબો પાંમી
આ. તેઓએ જોયું કે આએતો કોઈ જબરો માંથેનો મ
લીઓ અને જેમ બને તેમ જલદીથી રખસુદ આપીએ તો
ઠીક. રાખસે તે છોકરાને કેટલીક દોલત આપી અને પો
તાને ઘેર પાછો જવાને કહીઉં. છોકરાનેબી તેમજ જોઈતું
હતું. પોતાનું રણસીંગડું ભુંકી, પોતાના ડુકરો એકઠા કીધાં,
અને રાખસે આપેલી દોલત લઈ ઘર તરફ પગલાં વાલી
આ. તેના ડુકરોને રાખસનાં મેદાનમાં ચારો સારો મલી
આથી ફરબે બનીઆં હતાં; તેઓને જોઈને, રસતામાં બના
ર બે વેપારીઓએ, ખરીદ કરવાની ઇછા જણાવી. પેલો
છોકરો વેચવાને કબુલ થયો; પણ એક બોલી કીધી, કે ડુક
રોનાં કાન તથા પુછડી પેલા શખસોએ કાપી તેને આપવી.
પેલા લોકોએ ખુસીથી તેમ કીધું; અને તેને પઈસા આપી
ડુકર લઈ ચાલતા થયા. પેલો છોકરો પછી ઘણુંએક નાંણું
લઈને પોતાના સેઠનાં ઘરની નજદીક આવી પોંહચીઓ, તા
રે એક રેતીની જગામાં પેલાં ડુકરોની પુછડી તથા કાન ખો
સીઆ, જાણે કે તેઓ જમીનમાથી ફુટી નીકલીઆં હોય.
પછી સેઠને ઘર આવીઓ. સેઠે પુછીઉં કે "ડુકરો કાંહાં
છે ?" ચાકરે જવાબ વાલીઓ કે "જો ખરૂં પુછાવો તો,
હું તમને કહુંચ, કે તેઓ ખાઈ ખાઈને એટલાંતો ફરબે થ
યા, કે તેઓનાં પોતાનાંજ ભારથી, તેઓ ચાલતાં ચાલતાં
જમીનમા ગરકાવ થઈ ગયાં." આએ અજાએબ જેવા બ
નાવની પોતે જોઈને ખાતરી કરવાને, સેઠ, જે જગાએ ડુક
રોનાં કાન અને પુછડી ડાટેલી હતી, તીઆં ગયા. એક
પુછડી ધરી તેણે ખેંચી, પણ આખું ડુકર તેની સાથે ખેં
ચાઈ આવવાને બદલે, પુછડીજ હાથમાં આવી. ફરીથી
પેલા સેઠે ચાકરને પુછીઉં કે "ડુકરોનું શું થયું." ચાકરે
જવાબ આપીઓ કે "આએ દુનીઆ ફાનીછે; એને એ
માની ચીજોને નાબુદ થવાને વખત લાગતો નથી" અને
પોતાની આંખ ઉંચી કરી અને નીસાસ નાખી આગલ બો
લીઓ—"અને તેમજ તમારા ડુકરો મટીની સાથે મટી થ
ઈ ગયલાં માલમ પડેછે." સેઠ દાંત પીસીને બોલીઓ—
"ઓ લુચા દગલબાજ ! તારી લુચાઈનો બદલો હું તને
આપીશ." પેલા ચાકરે જવાબ વાલીઓ—"તમે આપણા

કરારનો પશતાવો તો નથી કરતા કે ?" શેઠ—"હા, હા, હું ખરેખર પશતાઉંછું; અને મારા અંતકરણથી ઇછુંછું કે મેં તને કદી જોયો નહી હોતતો"—એમ બોલતાં બોલતાં તે અચકી ગયો, કે મેં આએ શું કીધું ! પણ જે શબ્દો મોહમાંથી નીકલીઆ, તે કંઇ પાછા આવનાર નહી હતા. પેલા ચાકરે સેઠને બોમીમાંથી ધરીઓ અને જીવતો ને જીવતો વેતરી નાખીઓ.

આવી રીતે પોતાનાં સેઠપર ફતેહ પામીઆ પછી, તેના સેઠની દોલત અને મીલકતનો તે ધણી થયો. પોતાના ભાઈઓ જે બાહર મુવેલા પડેલા હતા તેઓને દાટી આ. પોતાના બુઢા બાપને પોતાના નવા રેહઠાણમાં બોલાવીઓ. એક સ્ત્રી સાથે લગન કીધાં અને પોતાની જીંદગી ખાઈ પીઇને મોજ મજામાં કાહાડી.



## સુલતાંન અને તેનો કારીગર.

તુરકીનો સુલતાંન બીજો મહમદ ઘણા ખરાબ મીજાજનો હતો. તેના એક કારીગરે મહમદે બંધાવેલી મસીદના થંભ બગાડી નાખીયાથી અને મસીદને ઘણી નીચી બાંધીયાથી મહમદે હુકમ કરીયો કે કારીગરના બેહુ હાથ છટકી નાખે. બીજે દાહાડે હાથ વગરનો કારીગર પોતાના કુટંબની સાથે માહેતમ કરતો, કાદી ઈયાને વડા નીયાયધીસની કચેરીમાં જઈ ઊભો. કાદીએ તરત સુલતાંનને હાજર થવાને તેડું મોકલીયું.

કાદીનો સમન પુગવેથી મહમદ બોલીયો કે "હજરત પેગંબરના ધારાને માંન આપવું જોઇએ" એમ બોલી તે કાદીની કચેરીમાં આવીયો અને સલાંમ આલેકુન કરી સઊથી ઊંચી બેઠક ઊપર બેસવા જતો હતો. તેવામાં કાદીએ તેને અટકાવી કહ્યું કે "બેસ ના એ પાદસાહ પણ આ વાદીની સાંમુ મોહાડે મોહાડું ઊભો રેહ."

કારીગર બોલીયો કે "નાંમદાર નીયાયાધીસ આ સખસે બંધાવેલી મસીદમાં કાંઇ ખાંપણ આવીયાથી એણે માહારા બેહું હાથ છટકાવી નાખીગાછે અને માહારા કુટુંબના પોશાણનો આધાર તોડી નાખીયોછે. એ નામવર કાદી કાયદાસર માહારો ઈનસાફ કર."

કાદી બોલીયો કે "પાદશાહ તેં આ માણસના હાથ છટકાવીયા ?"

મહમદ બોલીયો કે "નામવર કાદી આ માણસે માહારી દુનીયામાં વખણાંત હેવી મસીદને કદરૂપી કરી મેલીછે અને તેથી મેં તેને આ સીક્ષા અપાવીછે; ધારા પરમાંણે ચુકાદો કરવાનું હવે તાહારે હાથ રહ્યુંછે."

કાદી બોલીયો કે "પાદશાહ ! મબાદા મસીદ બદસુરત બંધાઇ તેથી શું બંદગીને કાંઇ અડચણ થઈ ? થાંભા બગડયા પણ તેનુ મુલ શું ? ઘણું ઘણું તો હીરાનું મુલ, પણ આ પુરૂસ જેણે પોતાના હાથનાં હથીઆરથી પોતાના કુટુંબનું ગુજરાંન કીધું તે હથીઆરને જાવેદાંન શુધી તેં છીનવી લીધું. હીરાતો આદમની મેહેનતથી પાછા મલે; પણ એ ગએલા હાથ તમામ પુરૂથવીની રંજથી કધુ પાછા મલનારછે ? માટે શીઆ નથર પાદશાહ મહમદ કે જો આ કારીગર બોહોસ કરેતો ધારા પરમાંણે તાહારા હાથ છટકાવવાને તુંહને તઇઆર થવું જોઇએ."

સુલતાંને આ હુકમ સાંભલી કારીગરને પાદશાહી તીજોરીમાંથી એક ઊમદા પેનશાંન આપવા કહ્યું.

કાદી બોલીયો કે "પાદશાહા નહી, આ કરમ તાહારૂંછે અને તાહારા પાપને ઢીટાડવા લોકોના પઈસાનો ઊપીયોગ થવો જોઇતો નથી માટે તહને હું હુકમ કરૂંછું કે તાહારા પોતાના ગજવાંમાંથી આ ગરીબ કારીગરને રોજ દસ "અકછા" આપીયા જાવું."

સુલતાંને વીસ આપવા મરજી જણાવી અને કારીગર પણ તે ઊપર બહુજ રાજી થઓ જેથી કાદીએ પાદશાહને છોડી મેલીયો.



## ૨૦ વરસની લાંબી ઉંઘ !!

ઉતર અમેરીકામાં "હડસન" નદીની પાસે "કાટથ કીલ" નામના પરવતો આવેલાછે. એ પરવતોની તલેતીમાં અશલ વલંદા લોકો ગામડાંઓમાં રેહતા હતા. તેઓમાં "રીપવાન વીનકલ" નામનો એક ખુશ મીજાજનો પુરૂસ પોતાના કુટુંબ શહીત રેહતો હતો. આ શખસ અતીશે મીલનસાર, પડોશીઓનું ભલું ઇછનાર, અને પોતાની બાયડીનો તાબેદાર હતો. હેની બાયડી અતીશે કજીઆખોર હોવાને લીધે ગાંમડાંના શરવે લોકો હેની કદર ખાતાં, અને કાંઇબી કજીઓ થાય તયારે બાયડીનો વાંક કાહાડવાને ચુકતાં નહી. જયારે એ નજરે પડે તયારે ગાંમડાંના છોકરાંઓ પોકાર કરે; કારણ કે "રીપ" તેઓની ગમતોમાં ભાગ લે, પતંગ ચહાવતાં અને લખોતા રમતાં શીકવે, અને ભુત પલીદોની લાંબી લાંબી વાતો તેઓ આગલ કરે. જયારેબી એ ગાંમડાંમાં ફરતો હોય તયારે હેની પછવાડે એક છોકરાંઓનું તોલું લાગેલું હોય જેઓ હેના દગલાપર તીંગાએ, બરડાપર ચહડે અને હેવીજ બીજી હજારો ગમતો વગર ધાસતી એ કરે, અને આખાં ગામડાંમાં શઘલાં કુતરાંઓ એને શારી પડે ઓલખે.

આ સઘલા ગુણો શાથે "રીપમાં" એકજ ખંરાબ ગુણ હતો તે એકે પોતાના ફાયદા ભરેલી મેહનત કદી કરે નહી. તે કાંઈ આલશાઈને લીધે નહી, કારણ કે તેને જો કહીઉ હોએતો પોતાની બંદુક લઈ કલાકોનાં કલાકો શુધી જંગલોમાં રખડે અને ટેકડીઓપર ચહડે. પોતાના પડોશીઓની કાંઈબી મેહનતમાં શામેલ થાય, ગાંમડાની બાયડીઓ હેને કામ સોંપે તે જીવ દઈ કરે, અને ટુકામાં રીપ કોઈનું કાંઈબી કામ કરે પણ હેનેથી પોતાનું કામ થાય નહી અથવા પોતાની ખેતીવાડીપર ધ્યાન અપાય નહી.

તે બોલતો કે "માહારી વાડીપર મેહનત કરવી ફોકટછે, કારણ કે આખા ગાંમડામાં એ સઉથી ખરાબ જગોછે અને ગમે એટલીબી મેહનત કીધા છતાં શઘલું ઉલટું થાય છે." તેહની વાડ વારેઘડીએ પડી જતી, તેહની ગાય નાહાશી જાય, બીજાની વારી કરતાં હેની વારીમાં નકામો પાલો અતીશે થાય, જયારે કાંઈ ખોલું કામ કરવાનું હોય તયારે વરશાદ ખચીત પડયા કરે.

રીપનાં છોકરાંબી જાણે કોઈના નહી હોય તેવાં જંગલી અને ચીથરેહાલ હતાં, હેનો વડો છોકરો પોતાનાં બાપનાં જેવોજ ચાલા દેખડાવતો અને ને પોતાની માની પછવાડે, પોતાના બાપના જુના કપડાં અને મેલાં, ઘીલાં મોજાં પેહડી જતો દીશતો હતો. રીપની ખાશીએત હેવી હતી કે જેબી ઓછામાં ઓછી મેહનતે મલે તે ઉપર રેહવું અને એક રૂપીઆને માટે મેહનત કરવા કરતાં એક દોહોડીયું મેલવી ભુખે મરવું વધારે સારૂં વીચારતો હતો. જો હેને પોતાને ગમે તેમ ચાલવા દીધો હોયતો એ પોતાની જીંદગી સુખે બેશીને કાહાડી નાખે, પણ હેની બાયડી એની આલશાઈ, બેદરકારપણું અને હાલહવાલીને માટે વારેઘડીએ એને ચમટા દેતી હતી. આખો દાહાડો અને રાત તેણીની જીભલી કાતરની માફક ચાલતી, અને જે કાંઈ બીચારો રીપ બોલે અથવા કરે તે ઉપર ખચીતજ એક ભાશાંણ થતું હતું. આવાં સઘલાં ભેજાંના ખીઆનો રીપ એકજ રીતે ઉતર વાલતો હતો, તે એકે પોતાના ખભાં ઉચાં ચહડાવે, માથું હીલવે, અને કાંઈ બોલે નહી, આથી હેની બાયડીને વધારે ગુશો લાગે અને રીપનો પછે છેલો ઉપાય એકે ઘરમાંથી બાહાર નીકલી જતો રેહ. રીપનો માતર એકજ મીતર હતો તે એનો ઉલફ કુતરો, જે પોતાના ઘણીના જેવોજ ખરતલ હતો.

રીપની બાયડી કુતરા ઉપરબી ચીરડાએ, અને પોતાના ધણીનો નઠારો શોબતી તરીકે તેહને માંને. ઉલફ પોતાની જાતનાં ઘણાંખરા જેવોજ હીંમતવાંન હતો, પણ રીપની બાયડીની જીભ તથા હાથ આગલ તે ટકી શકતો નહી હતો. જેવો ઉલફ ઘરમાં આવે તેવોજ પોતાની પુછડી વાંકી વાલી ખચીઆણો જેવો ખુણામાં ભરાય, અને મોથીશ રીપ તરફ બારે દોલે જોયા કરે, અને કાંઈબી શોટીનો સંસારો શંભલાય કે ઘરમાંથી ઉભી પુછડીએ નાહાસે.

વરસ વેહતાં ચાલયાં અને રીપ વાનવીંકાટની અવશથા બગડતી ગઈ, પણ કજીઆખોર શવભાવ વરશ જતે જતો રેહતો નથી, અને ધારવાલાં હથીઆરોમાં જીભજ માતર એક હથીઆરછે જે જેમ ઘણું વપડાયછે તેમ વધારે તીક્ષણ થતું જાયછે. પોતાની બાયડીના તાણાંમાંથી દૂર રેહવાને રીપ એક દોહોડ ફીલસુફોની ટોલીમાં જઈ બેશતો. તેઓ એક ધરમશાલાની બાહાર ઓટલાપર બેશી જુઠા ગપા મારે, અને કોઈ બાવાઆદમના વખતનું નયુ શપેપર હાથમાં આવેતો તે ઉપર મોહટા દમામથી તકરાર કરે.

આ દોહોડ ચતુરોની ટોલીના શરદારનુ નામ "નીકાલોશ વેદર" કરી હતું અને તે ઉપલી ધરમશાલાનો માલેક હતો. એ માહાપુરૂશ પોતાની ખુરસી ઉપર બાહાર, સહવારથી સાંજ સુધી બેસતો અને માતર પોતાના મોહડાંપર તડકું આવતું અટકાવવાને જરા જરા ખીસતો હતો. અને રોજ બરોબર હેવોતો સરખી રીતે ખીસતો હતો કે આસપાસના પડોશીઓ હેની બેશવાની જગો ઉપરથી કેટલા વાગયા તે ઘડીઆલની માફક જોઈ કાહાડતા હતા. તે જાહાજુ બોલતો નહી પણ આખો દાહાડો બીડી પીતો.

આ ટોલીમાંબી બચારો રીપ સુખે રહી સકયો નહી કારણ કે તેહની કજીઆખોર બાયડી આ ટોલી જયારે ખુશ મીજાજમાં બેઠી હોય તયારે વચમાં આવી સરવેને ગાલો દઈ ધમકાવી નાખતી.

ગરીબ બચારો રીપ ! જયારે કાંઈજ વલતું નહી તયારે પોતાની બંદુક ખભાંપર નાખી જંગલમાં ફરવા જતો, અને એકુ જાહાડ તલે બેશી પોતાના કુતરા શાથે ભોજન લેતો, અને કુતરોબી પોતાની માફકજ હાડમાર થાએછે એવું સમજી તેહની ઉપર દયા કરતો હતો. તે બોલતો "ગરીબ કુતરા તાહારી શેઠાણી તાહારી ઉપર જુલમ કરેછે, પણ કાંઈ નહી બચા જાંહાંસુધી હું છઉં તાંહાંસુધી હું તાહારો મીતર થઈ રહીશ."

એક સાંજરે રીપ "કાટસકીલ" પરવતનાં ઘણા ઉંચાં એક સીખરપર એક ખીસકોલીનો સીકાર કરવા ચહડીઓ. ઘણો થાકી ગયો હતો તેથી લીલાં ઘાંસપર પડયોછે એટલાંમાં તેહેની બાયડી યાદ આવયાથી વેહેલો વેહેલો ઘર જવા ઉઠવા જાયછે એવામાં "રીપવાન વીંકલ" "રીપવાન વીંકલ" હેવો સાદ તેણે સાંભલયો. ઉલફે ઉઠીને ભોંસવા માડયું, રીપે નજર કરીને જોયુંતો ખીનમાંથી એક પુરૂશ ધીમે ઉપર આવતો દેખાયો. તેહેના ખભાંપર કાંઈ મોહોટો બોજો હતો. તે અજાએબ થયો કે આવા જંગલમાં તે કોણ હશે, પણ તોબી તેહેને મદદ કરવા દોડયો. પાસે આવતાં તેહેનાં બીહામણા ચેહેરાથી રીપને ઘણી અચરતી ઉપજી. તેહેનાં ખભાંપર એક પીવાનાં દારૂનું ભરેલું પીપ હતું. રીપે તેહેનો બોજો બીહતાં બીહતાં થોડોકવાર પોતે લીધો અને એક ખીનમાંથી બને જણ ચાલયા. જેમ ઉપર ચહડીઆ તેમ ગગરાટનાં મોહોટા અવાજ આવવા લાગયા. છેક ઉપર ગયા તયારે એક જગા આવી જે સઘલી તરફથી પાહાડોએ ઘેરાએલી હતી. આ ઠેકાણેનો દેખાવ જોઈ રીપની શુધ ઉડી ગઈ કારણ કે હઈઆં અતીશે બીહામણા થોડાક પુરૂશો લપોટીદાવ રમતા હતા. તેઓના ચેહરા અજબ તરેહના, એકનું માધું મોહોટું, પાતલો ચેહેરો અને અતીશે જીણી આંખ, બીજાનું મોહોડું તેહેનાં નાખથીજ ધંકાઈ ગએલું અને વલી પડાના જેવી તોની પેહેરેલી. તેઓ સઘલાઓને જુદા જુદા રંગની દાહાડી હતી. તેઓમાં એક વડો દીસતો હતો; વધારે અજાએબ જેવું એ હતું કે જો કે તેઓ રમતા હતા તોબી અતીશે ગંભીર અને ચુંપ હતા, લપોટા એવા જબરા કે ગગરે તયારે ગગ

રાટનાં જેવા અવાજ કરે. રીપ અને તેહુનો સોબતી જે વા પાસે આવયા કે તેઓએ, રમવાનું બંધ કીધું, અને હેવા દરામના દેખાવથી રીપ સાંખે તીકવા માડયું કે રીપનાં પગ ધ્રુજવા લાગા. તેહનાં સોબતીએ પીપમાંનાં દારૂને જબરા પીયાલાઓમાં રેડયો અને તેમાનું એકકું પેલાઓ એ પીને પાછું પોતાનું રમવાનું સરૂ કીધું. પેલા સોબ તીએ રીપને હોકમ કીધો કે આ લોકોની આગલ ઉભો રહી ચાકરી કરવી. ધીરે ધીરે રીપની ધાસતી મટી ગઈ અને કોઈ નહી જોય તેમ પેલો દારૂ અજમાવો જોવાની મરજી થઈ. ધીરેથી થોડોક પી જોયો અને અતીશે શવાદ લાગ યાથી બીજું પયાલું મહડાવીયું અને આસતે આસતે એ ટલો પીધો કે તેહના ડોલા તરવા માંડયા અને પછી એક મીઠી ઉંઘમાં પડયો. સવારના ઉઠતાં આંખ ચોલીને જો યુંતો પોતે જાંહાં પેલા માણસને મલયો હતો તાંહાં પોતાને પડેલો જોયો. તે પેલા દારૂને ગાલ દેવા લાગયો અને પો તાની બાયડી આગલ હવે શું બાહાનું કેહવું તેહનો વીચા ર કરવા લાગયો. પોતાની બંદુક જોવા જાયછે તો પોતા ની નવી, શારી, બંદુકને બદલે એક કીટાયલું ઠુઠું હાથમાં આવયું જેનુ લાકડું તો કીડાઓ ખાઇ ગયલા; હવે તેહના ધયાનમાં આવયું કે પેલા માણસોએ તેહની બંદુક ચોરી લીધી હશે. ઉલફ્બી કોણ જાણે કાંહાં જતો રહો હતો. પેલા લોકો પાસેથી બંદુક લેવા જવું હેવો વીચાર કરી ઉઠ વા જાયછે પણ પગ તદન સાંધામાંથી અકડી ગયલા. રીપ વીચાર કરવા લાગયો કે "જો ઠંડીથી અકડીને ઘેરમાં પડી શતો મારી બાયડી સાથે આખો દાહાડો મજાછે." પેલી ખીનમાંથી જવા જાયછે તો તેમાંથી તો પાણીનો ધોત વેહતો હતો તોબી કોઈ બીજે રસતે, પેલા રમતા હતા તાંહાં આ વયો તો કોઈ મલે નહી. પાહાડબી સઘલો ઢંકાઈ ગયલો. પોતાના કુતરાને પાછો હાંક મારયો પણ ફોકટ! હવે શું કરવું? શહવાર પડી ગઈ, અને રીપને નાસતાની તલપ થ ઈ. પોતાનો કુતરો અને બંદુક જતી મેલવાને પાહાડ જે વું ભારી લાગયું. પોતાની બાયડીની યાદ આવયાથી પેટ માં ફાલ પડી, પણ પાહાડપર કાંઇ ભુખે પડી રેહવાએ! તેણે પોતાનુ માથું ધુનાવીયું, પેલી કીટાએલી બંદુક ખભે ચહડાવી અને દલગીર અને આતુર ચેહરે ઘર તરફ રસતો લીધો.

ગામમાં દાખલ થતાં તેહને કેટલાંક માણસો મલયાં, જેમાંના કોઇને તે ઓલખતો ન હતો. તેહને ઘણીજ અ ચરતી લાગી કારણ કે, ગામના સઘલાં લોકને તે ઓલખ એ [illegible] તેઓના કપરાંબી કાઇ જુદી જાતના. તેઓબી [illegible] ટીકતાં, અને જે કોઇ જોતુ તે હારા કુટું [illegible]. સઘલાં લોકોને એમ કરતાં એ નામવર કાદ [illegible] ની દાહાડીપર ગયો તો જોય શું કાદી બોલીયો કું [illegible] આગલ જતાં એક તદ [illegible] થ છટકાવીયા?" [illegible] ટોલું [illegible] ની પછવાડે લાગુ અને [illegible] પણજના કુતરાઓબી એની શા મહમદ બોલીયો કે 'રૂ' એકદમ બદલાઇ ગયું હ માહારી દુનીયામાં વખણાંત રસતીબી વધી હતી. રી મેલીછે અને તેથી મેં તેને કોણે કદી જોયલાંબી નહીં, ને

જુનાં ઘરોમાનું એકબી નહી મલે. બારણાંપર નવાં નવાં પાટીઆં મારેલાં. બારીમાંથી નવા લોકો જોતાં હતાં, અને સઘલું જુદું હતું. તે વીચારવા લાગયો કે તેના પોતા ઉ પર તથા આખી દુનીયાં ઉપર જાદુતો નહી થયું હોય ખ ચીત ગામરૂ તો એજ જે તેણે આગલે દાહાડે છોડયું હતું, નીશાનીઓબી બરાબર હતી, પણ થયું શું. રીપ ઘભરાટ માં પડયો અને બોલવા લાગયો કે "પેલા દારૂએ માહારૂં માથું ફેરવી નાખ્યુંછે." ઘણી મુશકેલીએ પોતાનું ઘર શોધી કાહાડીયું અને હર ઘડીએ પોતાની બાયડીનો ઠપકા નો શાદ શાંભલવાની ધાસતીમાં હતો. પણ ઘરતો સઘલું ભાગી પડેલું, છાપરૂં અંદર પડેલું, બારીઓ નીકલી ગય લી, અને બારણા તુટી ગયલાં. એક અધમુવો કુતરો જે દેખાવમાં ઉલફના જેવો હતો તે બારણા આગલ જુરતો હ તો. રીપે તેહને હાંક મારી પણ કુતરાએ ઉઠી દાંત બતા વી આગલ ચાલવા માંડયું, આથી રીપનુ દીલ ઉભરી આવ યું. "શું માહારો કુતરોબી મહને ભુલી ગયોછે." તે ઘેરમાં દાખલ થયો અને અંદર સઘલું ખાલી, અને દેખ ઈતું ખરાબીમાં હતું. આ દેખાવે બઇરીની ધાક કરતાંબી વધારે અશર કીધી તે પોતાની બઇરીને અને છોકરાંને હાંક મારવા લાગયો, પણ પોતાનાજ પરતી શબદ શીવા એ બીજું કાંઇ સંભલાયું નહી.

તે હવે પેલી જુની ધરમશાલા આગલ દોડયો, તે પણ તાંહાં નહી મલે. તેહને બદલે તાંહાં "એક લાકડાંની ઈ મારત ઉભી હતી, અને તે ઉપર "ધી યુનીઅન હાટેલ" હેવું નામ લખેલું હતું. અશલ તેહની પાસે જ્યોર્જ રા જાનું એક પુતલું ઉભું હતું તેહને બદલે એક બીજુ પુતલું દેખાયું. તે ઉપર "જનરલ વાશીંગટન" હેવું નામ લખે લું હતું. હમેશાની માફક બારણા આગલ એક ટોલું હતું પણ સઘલા તદન અનજાણ્યા હતા. પોતાના અશલી મી તર ધરમશાલાના રખેવાલને શોધવા ગયો પણ તેહને બદ લે એક પાતલો માણસ હાથમાં હેંડબોલો લઈને લોકોમાં ભાશાન કરતો દેખાયો. તે બોલતો કે—તમારા હક—જુદા પણું—રાજય શભા, ઈતીઆદી ઈતીઆદી જે શઘલા બોલો બીચારા રીપને મનથી કાંઈ ઓરજ હતા. રીપનો દેખા વ, તેહની દાહાડી, કીટાયલી બંદુખ, અજબ પેહરવાશ, અને પછવાડે છોકરાંઓનું ટોલું જોઈને સઘલા એની આ સપાસ ફરી વલયા અને જોવા લાગયા. એવામાં પેલા ભા શાન કરતાએ તેની પાશે આવીને પુછયું કે "કેઈ બાજુ એ તમારૂં મત આપોછો." આ બોલો સાંભલી રીપ ચોં કયો. એક બીજાએ આવી વલી કાણમાં પુછયું કે "તમે ઉમરાવ રાજય, પશંદ કરાછો કે પરજાસતાક." આ બો લોનો અરથબી રીપ સમજી સકીઓ નહી. આ સઘલી ગડબડ થાએછે એટલામાં એક ઠીંગણો મગરૂર પુરશ સઘ લાં ટોલાંને આજુ બાજુ કરી રીપને મોહટા દમામથી પુ છવા લાગો કે "હઈઆં ખભે બંદુક અને પછવાડે ટોલાંને લઈને આવવાની શું અગતછે, શું કાંઇ તું હઈઆં તુશી ન ઉઠાવવા માંગેછે?" રીપે જવાબ દીધો, "અફસોશ થા હુવો હું આ જગેનો એક ગરીબ રેહવાસીછું અને રાજા જ્યોર્જની વફાદાર પરજા છું. ઈશવર તેણે આશીરવાદ

દીએ!"† આએ બોલો સાંભલી આસપાસના લોકોએ એક જબરી પોકાર ઉઠાવી કે "આએ એક ભેદુછે; રાજાનો ભેદુ; મારો એને કાહારો બાહાર." ઘણીક મેહેનતથી પેલા ઠીંગણા માણસે સઘલાને ચુપ રાખ્યા અને અતીશે ગંભીરાઈથી રીપને પુછ્યું કે "તું શું કરવા હઈઆં આવયોછે અને કોણને પુછેછે?" રીપે ઘણી નરમાશથી જવાબ દીધો કે "હું કાંઈબી તુફાન ઉઠાવતો નથી, પણ આ ધરમશાલા આગલ માહારા કેટલાક મીતરોને ચોધુછું."

"તેઓનું નામ શું! બોલ જલદી."

રીપે વીચાર કરી પુછ્યું "આ ધરમશાલાનો રખેવાલ કાંહાંછે?"

થોડોકવાર સઘલા ચુપ થઈ ગયા, તેવામાં એક ઘણો જઈફ શખશ બોલી ઉઠીઓ, "તે રખેવાલતો અઢાર વરસ થયાં ગુજરી ગયો! અને તેહેની ઘોરબી ભાગી ગઈ."

રીપે બીજા થોડાક ઓલખાણવાલાઓના નામ દીધાં પણ જવાબમાતો—તેતો ૨૦ વરસ થયાં મરી ગયો અને ફલાણો તો ૧૫ વરસ થયા ગેબ થઈ ગયો એ સીવાએ બીજું કાંઈ મલયું નહી.

રીપે નીશાસો મુકી પુછ્યું "તયારે શું કોઈ રીપવાન વીંકલને ઓલખતું નથી?" બે તરણ જણ બોલી ઉઠયા કે "પેલો સું રીપવાન વીંકલ જાહાડ શાથ અઢેલાઈ ઉભોછે." રીપે જોયું તો જાહાડ આગલ આબાદ પોતાનાં જેવોજ એક પુરૂશને ઉભેલો જોયો, પોતાના જેવોજ આલશુ અને ચીંથરે હાલ. રીપ ઘણોજ ગભરાઈને વીચાર કરેછે એટલાં વલી કોઈએ પુછ્યું કે "તાહારૂં પોતાનું નામ શું!" રીપ અકલ ખરચી બોલયો કે "ખોદા જાણે હુંતો બદલાઈ ગયોછું, પેલો ઉભોછે તે હુંજ કે શું. હું આગલી રાતે કાતથાકીલ પરવતપર સુતો હતો અને તયાં કોઈ માહારી બંદુક ચોરી ગયું અને મહને બદલી નાખયો હોએ હેવું દેખાયછે."

આમ વાતચીત ચાલેછે એટલામાં એક જુવાન સ્ત્રી કેડે એક તનદરોશત બાલકને લઈને ઘરડા રીપને જોવા આવી. રીપનો ચેહેરો જોઈ તે બાલક રડયું; તે ઉપરથી પેલી સ્ત્રી પેલાં બાલકને કેહેછે "ચુપરે નાહાનાં રીપ, આ ઘરડો માણસ તને મારશે નહી." આ બચાંનુ નામ શાંભલી, તથા તેહેની માએનો ચેહેરો તથા શાદ જોઈને રીપનાં મનમાં કાંઈ આવયું, તેથી પુછ્યું કે "બાઈ તાહારૂં નામ શું?" તેણીએ જવાબ આપયો કે "જુદીથ ગારદીનીર." "તાહારા બાપનું નામ શું?" પેલી બાઈ બોલી માહારો બાપ રીપવાન વીંકલ બીચારો આજ વીશ વરસ થયાં કોણ જાણે કાંહાં ગાએબ થઈ ગયોછે. પોતાની બંદુક લઈને ગયો અને પાછો આવયોજ નહી તેહેનો કુતરો પાછો આવયો પણ તેણે પોતે આપઘાટ કીધો કે શું થયું તે ખબર નથી. હુંતો તે વખતે એક નાહાની છોકરી હતી."

"રીપે પુછ્યું તાહારી મા કાંહાંછે?"

"તેબી એક વખત કોઈ શાથ કજીઓ કરતાં ધોરી નેશ ફાટી તેથી ગુજરી ગઈ."

રીપને જરા ધંડક પડી. બીચારો પોતાની બેટીને વલગી પડયો અને બોલયો હુંજ તારો બાપ; અગાઉ જુવાન, હવડે ઘરડો. સઘલા અચરતીથી જોવા લાગયા. હેવામાં એક ઘરડી ડોશી આવી. તેણીએ રીપનો ચેહેરો તાકીને જોયો અને બોલી "હા! ખચીત એ રીપવાન વીનકલ ખરો. આવરે ભલા પડોશી આજ વીસ વરસે કાંહાંથી આવયો." રીપે પોતાની સઘલી વાત કહી, પછે સઘલું સમાધાન થયું. રીપ પોતાની છોકરીનાં ઘરમાં રહો જે એક મજબુત અને ભલા ખેડુત શાથ પરણી હતી. રીપને યાદ આવયું કે એજ ખેડુત અગાઉ એક નાહાનું બચું હતું અને એના બરડાપર ચહડતું હતું.

પેલો જાહાડ શાથે ઉભેલો રીપ તે ઘરડા રીપનો છોકરો, તે પોતાના બાપના આબેહુબ ગુણો ધરાવતો હતો. રીપે પાછી પોતાની ધરમશાલા આગલની બેઠક પસંદ કીધી અને તયાં જઈ આખો દાહાડો બેસતો અને કોઈનેબી કાંઈ કોચરાના શાલની વાત જાણવી હોએ તયારે હેને પુછી આવતા.

---

## અરદેશર ધનજીશાહ.†

સુરતવાલા અરદેશર ધનજીશાહ બાહદુર વીસે તેહેનાં દોસતો તથા દુશમનો ગમે હેવી જુદી જુદી રીતે વાતો કરે તોપણ આપણા હીંદી ઉમરાવોમાં એ ધણી ઘણી નામીચી આબરૂ અને નામદારી ધરાવેચ તેમાં કાંઈ શક નથી. અરદેશરની તોખમ, તેહેની હીમત, સખાવત, કાબેલીઅત અને મયાલુ દીલ, એ સંગલા ગુણોથી ગુજરાતની વસતીમાં એ ધણીએ ગરીબ લોકોનો જે પેઆર અને તેઓમાં જે નામદારી મેલવીચ તે લાંબી મુદત સુધી કોઈ ભુલી જાશે નહી. એ ધણીએ પોતાની સતાના વખતમાં કદાચ ઈનસાફની દરકાર કીધી નહી હોએ અથવા પોતાની જાહોજલાલી કાએમ રાખવાને કીજે નમનતાઈ પડતી મુકીને મોગલાઈ ગરૂરી પકડી હોએ અથવા કોઈ ગંભીર માણસનાં સારા વીચારની દરકાર કીધી નહી હોએ, તોપણ એ ધણીએ ગુજરાતની ગરીબ રઈએતના ફાએદાને કીજે જે જેહેમત ખેંચીચ તથા તેહેના વડવાઓએ જે લાએકીથી પોતાને કીજે અમીરી ખેતાબ મેલવીઓચ તે ઉપરથી એ ધણીના જનમારાની હકીકત પરગટ કરીઆ જોગછે.

અરદેશર ધનજીશાહનો જનમ ઈઅજદજરદી સન ૧૧૬૭ અને ઈસવી સન ૧૭૯૭ નાં વરશમાં સુરત શેહેર મધે થાએઓ હતો; તે ગણતરીથી એ ધણી હાલ પોતાની ૫૫ વરશની ઉમરમાંછે. અરદેશરનાં વડવાઓ આજ એક સોથી વધારે વરશ થાએઆ પોતાના દેશના લોકો વચે અમીરી ખેતાબ ધરાવતા હતા. આજ ૧૦૦ વરશની વાતપર સુરત મધે નવાબનો અમલ ચાલતો હતો તે વખતમાં ઘણાએક પારસીઓ પોતાની ચંચલાઈ અને કાબેલીઅતથી મુસલમાંની અમલ તલે નામીચા અને આબરૂ ભરેલા ધાઓ ધરાવતા હતા. તે વખતથી તે આજસુધી અરદેશરનાં કુટંબનાં મુખીઅ શખસો "નેક સાત ખાન" નો ખે

---

† જાણવું જે રીપે એ શબદો કાહાડયા તે વખતે ગરજ પાદશાહાની હકુમત અમેરીકા ઊપરથી જતી રહેલી હતી.

† સન ૧૮૫૨ ઈસવીમાં છપાએલાં "જગત પરેમી" નાં ૨ જા પુસતકમાંથી.

તાબ ધરાવતા આવીઆછે. એ ખેતાબ પેહેલાં અરદેશરનાં બાપનાં બપાવા બરજોરજીને મલીઓ હતો. કેહેચ કે સુરતમાં બરજોરજી એક ઘડીઆલીનો ધંધો કરતો હતો, તાંહાંથી નવાબે તેહેને શેહેનશાહની હજુરમાં દીલી શેહેર ખાતે મોકલીઓ હતો, અને દીલી મધે તેણે પાદશાહનાં મેહેલનાં ઘડીઆલો સમારવામાં તથા બીજા વર્જંતરો દરૂસત રાખવામાં કેટલાએક દાહાડા ગુજારીઆ હતા, તાંહાં એ ધણીની ચંચલાઈ જોઇને શેહેનશાહે બરજોરજીને ૩૦૦૦ પેદલ અને ૫૦૦ ઘોડ સવારનાં લશકરનો મનસબદાર ઠેડવીઓ હતો. એ પછી શેહેનશાહે બરજોરજીને "નેક સાત ખાન" ઇઆને નેક વખતનાં સાહેબનો ખેતાબ આપીઓ હતો તથા કેટલીએક જાગીરો બખ્ખશેશ કીધી હતી. શેહેનશાહનાં એક વજીર મોરાદશાહા સાથે ખરજોરજીને ઘણી દોસતી હતી, તેહેની મારફતે આપણા પારશી અમીરને ઇસવી સન ૧૭૬૦ ના વરશમાં સુરતનાં ટંકા અથવા મેહેશુલનાં ઉપરીનો ઓધો મલીઓ હતો અને તે પછી એ ધણીએ સુરત આવીને પોતાનો મુકામ કીધો હતો. એ પછી ઇંગરેજોને કીજે તેઓની સુરતની કોઠીને લગતા વેપારનો કાંઇએક બંદોબસત કરવાને નેક સાત ખાન દીલી ખાતે ગઇઓ હતો, તાંહાં તેણે બંધે તરફ વાલાઓ રાજી થાએ હેવી ગોઠવણો કીધી હતી, તેથી તેહેને મોહોટું માંન મલીઉં હતું.

અરદેશરનાં ખાનદાંન વીસે એ પછીની વીગત તેહેનાં બાપ ધનજીશાહ બેહેરામનદ ખાનનાં હેવાલ ઉપરથી મલી આવેછે. ધનજીશાહ સુરતમાં ઇંગરેજ સરકારનાં ગાંમઠી આડતીઆનો ઓધો ધરાવતો હતો. તા૦ ૧૫ મી મેએ ૧૮૦૦ ઇસવી, તા૦ ૨૧ મી માહ જીલહેજ ૧૨૧૪ હીજરીને દીને સુરતમાં ઇંગરેજોનો અમલ સરૂ થાએઓ, તાંહાંની હાકમીને કીજે મુંબઇની સરકાર અસતેકમાં એક વડો અમલદાર મુકરર કરીઆમાં આવીઓ હતો અને ધનજીશાહ તેહેનાં હાત હેઠલ ગાંમઠી આડતીઓ હતો, તેણે ઇમાનદારી તથા ચાલાકીથી પોતાની ચાકરી બજાવી હતી અને તેજ ચાકરીમાં મારીઓ ગએઓ હતો તે બાબેની વીગત હમારા ગુજરાતી વાંચનારાઓને કીજે જાણવા જોગછે તે હમો હેઠલ પરગટ કરીએચ.

સુરતનાં અગણી ખુણાં તરફ શેહેરથી આસરે ૧૬ માઇલની વેગલાઇએ માંડવી કરીને એક નાઘલો કસબો આવેલોછે, તાંહાં આગલા વખતથી નવાબનાં તાબા તલે એક હીંદુ રાજા અમલ ચલાવતો હતો, તે કસબાને તાબેનો બોઢાંણુ નામના એક નાઘલાં શેહેરમાં એક ફકીરે મુસલમાની દીન ફરીને દુનીઆમાં વધારવાનો દાવો કીધો હતો. તેણે પોતાનું નામ મીન અબદુલ રેહેમાન સાહેબ કરીને રાખીઉં હતું, તથા કેટલાએક ખુવાબો જોએઆની બનાવટ કરીને તેણે પોતાના જાતભાઇ ગાંમડીઆ હોરાઓને ઠગીઆ હતા, અને અલલાએ તેહેને દીનનો ફેલાવો કરવાને નવો ઇમામ મુકરર કીધોચ હેવો દાવો ઉડાડી નાવાકેફ લોકોને ભમાવતો હતો. એ ફકીરની વાતો સાંભલી હજારો હોરાઓ તથા બીજા મુસલમાનો તેહેની તરફે થાઇ ગએઆ હતા તથા સુરત શેહેરમાં તે બાબે મોહોટો ઘોઘાટ ઉઠીઓ હતો અને સઉ કોઇએ હેવું હેડવીઉં હતું કે મુસલમાની દીનનો આવાજ ફરીને જાગનારછે. એ મીન અબદુલ રેહેમાનની ઉસકેરણીપરથી મુસલમાનોએ બલવો કરીને માંદવીનાં રાજાને પોતાના હાતમાં કેદ કીધો તથા તેહેનાં પરધાનને મારી નાખીઓ તથા રાજાના બીજા અમલદારો નાહાશીને સુરતમાં ઇંગરેજોનાં આશરા તલે આવી પડીઆ, અને માંદવીની હકુમત એ ફકીરે પોતાના હાતમાં છીનવી લીધી, એટલુંજ નહી પણ એ ધણીએ સુરતનાં તે વખતનાં હાકિમ મી૦ કરો પર એક ધમકી ભરેલો પતર લખીઓ અને તેમાં તરત ઇંગરેજી ખજાંનામાંથી રૂ૩૦૦) તે પતર લાવનાર આદમીને આપવાને ફરમાવીઉં. અલબત મી૦ કરોએ તે પતરપર કાંઇ ધીઆન પોંહોચાડીઉં નહી, પણ એ ખબરથી સુરતમાં ઘણો ઘભરાટ થવા લાગો અને શેહેરનાં મુસલમાંનો બલવા ખોર દેખાવા લાગા તથા મજહબનાં જહનુનથી હીંદુઓપર જુલમ કરવા લાગા. એ વાતને બે દાહાડા થાએઆ નહી એટલામાં એ ફકીરે સુરતમાં પોતાનાં નાંમથી એક જાહેરનાંમું મોકલીઉં તેમાં સઘલાઓને મહમદી ધરમ કબુલ કરવાને હોકમ કીધો, નહીતો શેહેરપર હોમલો કરવાની હીમત બતલાવી. એ જાહેરનામાંની એક નકલ મુસલમાંનોનાં કાજીએ મી૦ કરો પર મોકલાવી હતી તેમાં આ રીતે લખેલું હતું.

### મીન અબદુલ રેહેમાન શાહેબની ચીઠી.

સુરતનાં તમામ હકીમ અને દાનાવોને જાહેર થાએ કે દુનીઆની આખરીનો ઇમાઉમુલ દીન, ઇઆને ઇમામ મેહેદી, હવડે જાહેર થાએઓચ. એ દુરવેશનું નામ આમદ કરીનેછે અને હીંદવીમાં તેહેને રાજા નકલંક કરીને કેહેછે. હવે તમો સઘલાઓને જાહેર થાએ કે જો તમો ઇસલામ કબુલ કરોતો સારૂં, નહીતો શેહેર ખાલી કરો અને જોઇએ તો લડાઇ કરવાને તઇઆર થાવો. એ ફકીર હવડે ચોથા આશમાનપરથી આવીઓછે—સાથે ચેઆર બદનછે—તેમાં આદમ (સલાંમ હોજો તેહેનીપર) ઇશા તે મરીઅમનો દીકરો અને આમદ (સલાંમ હોજો તેહેનીપર) એ ચેઆરો એક ઠેકાંણે આવીઆચ, તેઓ પાસે તોપ તથા બંદુક નથી પણ માહારી પાસે એક લાકડી અને રૂમાલછે—તમો તઇઆર રેહેજો.

* તા૦ ૧૧ જીલહેજ.

એ સઘલાં હીગાંમ ઉપરથી એ ફકીરને તથા તેહેની સાથેનાં મુસલમાંનોને સકત શીખશા કરવાની મી૦ કરોએ અગત જોઇ, તે મુજબ તેણે ગુજરાતનાં દખણ ભાગનાં લશકરી સરદાર કરનલ એલેકજાનડર કીડપર એક પતર લખીઓ અને લશકરી મદદ માંગી. એ ફકીર આસરે ૭૫ આરબોને લઇને બોઢાંણુ મધે એક મસજીદમાં પડેલો હતો અને બીજા ૨૦૦ લડાઇ કરનાર માણસો માંદવીમાં હતાં તેઓને અનચીતા પકડવાને કીજે તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૧૦ ને દીને મી૦ કરોએ રાતોરાત "ડરેગુણ" ની ઘોડસવાર બેએ ટોલકીઓ બોઢાંણુ તરફ રવાંને કીધી તથા પછવાડેથી ગાંમઠી ૫૬ મી પલટન તે તરફ રવાને થાઇ. મી૦ કરોએ "ડરેગુન" નાં આદમીઓ સાથે ધનજીશાહને પોતાની તરફથી મોકલીઓ હતો. એ ટુકડી બામદાદની વખતે બોઢાંણુ જાઇ પોહોંચી. તાંહાં વચમાં એક નદી આડે હતી તે પરથી ધનજીશાહ પેહેલ વેહેલો પાર ઉ

તરી ગયો અને તે ફકીરને તેહેની હુજ્જત છોડીને ઈંગરેજ સરકારને તાબે થાવાને કીજે કેટલુંએક સમજાવીઉં પણ તે જહનુંની મુસલમાંન કાંઈ સમજીઓ નહી અને તેહેનાં આદમીઓએ ગુશામાં આવી ધનજીશાહને તલવારથી કતલ કીધો અને તેજ પરમાંણે માંદવીનાં રાજાનો વકીલ તથા બીજા બે એઆર શખ્સો કે જેઓ ધનજીશાહની સાથે હતા તેઓ પણ મારીઆ ગએઆ.

એ બનાવ જોઈને "ડરેગુન" ની ટુકડીઓ ફકીરનાં આદમીઓપર ટુટી પડી. તે લોકો ફકીરનાં બોલવાપર ઘણો એતબાર રાખતા હતા તેથી કેટલોએક વાર હીમતથી લડીઆ. તેમાં તેઓની તરફનાં આસરે ૨૦૦ મુશલમાનો મારીઆ ગએઆ અને સવારો બોટાંણમાં આગ લગાડી પાછા વલીઆ. ઘોડાસવારોની ટુકડી પાછી ફરી, એટલામાં સુરતથી જે પેદલનું લશકર કપટાન કનીગહામની સરદારી હેઠલ નીકલીઉં હતું તે આવી પોહોંચીઉં; તે લશકરે બોહાંણપર બીજો હોમલો કીધો તેમાં કેટલાએક મુસલમાનો મારીઆ ગએઆ અને મીન અબદુલ રેહેમાન સાહેબ જે ચોથા આશમાનપરથી ઉતરી આવીઓ હતો, પણ "ડરેગુન" નાં માણસોનાં હાતથી જખમી થાઈને એક લોહોવાડની જુફડીમા નાહાથી ભરાએઓ હતો તે પણ, કપટાંન કનીગહામનાં સીપાહીઓનાં હાતથી મારીઓ ગએઓ અને ધારીઆ મેસે સાતમાં આશમાનપર જાઈ વાશો કીધો.

એ ફકીર અબદુલ રેહેમાન મારીઓ ગએઆથી સઘળું સમાધાન થાઈઉં અને ઈંગરેજોએ માંદવીનાં રાજાને પાછો તેહેની ગાદીપર બેશાડીઓ. ધનજીશાહનાં મરણથી ઈંગરેજ સરકાર ઘણી દલગીર થાઈ હતી અને તેહની નામીચી ચાકરીનાં બદલામાં ધનજીશાહનાં મરણ પછી તેહેની વીધવાને સરકારે દર વરશે રૂ૩૦૦૦) નો પગાર આપતો કીધો હતો કે તેથી ધનજીશાહનું કુટંબ પોતાની જાહોનલાલી સંભાલી શકે.

ધનજીશાહ બે દીકરા—ફીરોજશાહ અને અરદેશરને મુકીને મરણ પાંમીઓ હતો. પોતાનો બાપ મારીઓ ગએઆની વખતે અરદેશરની ઉમર ૧૩ વરશની હતી. મીં૦ કરોએ ધનજીશાહનાં ફરજંદોપર ઘણી મેહેરબાં નગી રાખી હતી. ફીરોજશાહ સરકારની ચાકરીમાં સદરઅમીનનાં ઓધાપર રેહેઓ હતો તેહેને સરકારે ખેલાત બખશીઓ હતો તથા ૧૨૦૦૦ રૂપીઆની જાગીરી પેહેડી દર પેહેડી લખી આપી હતી. સદરઅમીન સવાએ મુંબઈનાં ગવરનરનો ગાંમડી આડતીઓ તથા પરગણાંઓનો મેહેસુલદાર તથા ધરમપુર અને બાસનદાનાં રાજોનો ઈંગરેજ સરકારની તરફનો ઉપરી, એ સઘલા ઓધા ફીરોજશાહ ધરાવતો હતો. ફીરોજશાહને ગુજરીઆને આજ થોડાં વરશ થાએઆંછે.

અરદેશર ઘણીજ ટુક ઉમરમાં શેહેરનો નાયબ કોટવાલ થાએઓ હતો, તેઆર પછી અમીનની જગોપર રહેઓ હતો. અરદેશરે પોતાની સઘલી નામદારી કોટવાલ થાએઆ પછી મેલવી હતી; અને તે નામદારી કાંઈબી રીતે ગેરવાજબી હતી નહી. સુરત અને તેહેની પડોસનાં પરગણાંઓમાં ભીલ, ગરાસીઆ, કોલી અને બીજા લુટારાઓની લાંબી મુદત થાઈ ધાસતી ચાલતી હતી અને તે ચંડાલોથી રઈએત સદા ધાસતીમાં રેહેતી હતી, તે લોકોને અરદેશરે હેવી રીતે જેર કીધા હતા કે આજે સુરતની વસતીનાં લોકો ઉઘાડે દરવાજે નચીંતથી ઉંઘાઈ સકેછે. જેમ પરગણાંઓમાં ચોરી થાતી હતી તેમજ કોલી લોકો બતેલાવાલાઓ સાથે મલીને દરીઆનો માલ ચોરતા હતા, દેમાં એક મોહોટી ટોલકી થાઈને ઘણાએક લોકો સાંમેલ હતા, તે સઘલા અપરાધીઓને અરદેશરે જડથી ઉખેડી કાહાડીઆ અને જેમ શેહેરમાં તેમજ બંદરમાં સલાંમતી રાખી. એ વતરોગ સુરતનાં ફોજદારી ખાતાંમાં અરદેશરે મોહોટો સુધારો કીધો હતો તથા તુરંગમા બંધવાઓને કીજે કાગજ બનાવાનું કારખાનું કાહાડીઉં હતું, અને એ સવાએ બીજાં સરકારી કાંમમા ઈંગરેજી અમલદારોને અરદેશરે મોહોટી મદદ કીધી હતી તે બાબે મુંબઈનો આગલો ગવરનર મીં૦ આનડરશન જે આગલ સુરતનો જડજ હતો તેણે તથા મીં૦ બારાડેલે અરદેશરને ઘણી શાબાશી આપી હતી.

એ સઘલી ચાકરીના અવેજમાં સન ૧૮૨૫ નાં વરશમાં એક જાહેર દરબાર ભરીને તેમાં મુંબઈની સરકારની તરફથી અરદેશરને એક ખેલાત આપીઆમાં આવીઓ હતો. એ પછી મુંબઈનો ગવરનર સર જાન માલકમ સન ૧૮૨૮ નાં વરસમાં સુરત ગએઓ તેઆરે તેણે એક બીજી દરબાર ભરી અને અરદેશરની તારીફ લાએક ચાકરીના અવેજમાં એક બીજો ખેલાત બખશીઓ તથા "બાહધર" નો ખેતાબ આપીઓ તથા કીમતી સાજ સાથે એક ઘોડો સોગાદ કીધો તથા ૩૦૦૦) રૂપીઆની જાગીર બખશી તથા એક સુનાનો ચાંદ ભેટ કરવાને કબુલ કીધું. અરદેશરને એ માન આપતી વખતે સુરત ખાતાંનું સઘલું લશકર દરબારમાં હાજર થાઈઉં હતું અને ગામઠી પેદલની એક ટુકડી વજનતરો સાથે અરદેશરને તેહેને ઘેર પોંહોંચાડી આવી હતી.

સર જાન માલકમની કબુલાત મુજબ સન ૧૮૩૦ ના ડીસેમબર મહીનામાં અરદેશરને કીજે સુનાનો ચાંદ આવી પોંહોંચીઓ, તે ફરીને એક જાહેર દરબાર ભરીને અરદેશરને આપીઆમાં આવીઓ હતો. તે આપતી વખતે સુરતના જડજે અરદેશરની મેહેનત અને ઈમાનદારી વીશે દરબારમાં એક લાંબુ ભાશણ કહી સંભલાવીઉં હતું. એ ચાંદની એક બાજુપર ગુજરાતીમાં આ રીતે લખેલું હતું.
" અરદેશર ધનજીશાહ બાહાધર સુરતના કોટવાલને, તેહે
" ની ઈમાનદારી અને ચાલાકી અને ફોજદારી અમલનાં
" તથા બીજાં કાંમોને કીજે તેહેની ચાકરી ઘણી આબરૂથી
" પીછાનીને, આ ચાંદ મુંબઈની સરકારે સોગાદ આપી
" ઓછે. ૧ લી જાનેવારી ૧૮૩૦ " ચાંદની બીજી બાજુએ એજ માફક ઈંગરેજીમાં લખેલુંછે.

ફીરોજશાહનાં મરણ પછી અરદેશર સદરઅમીન થાએઓ હતો. ધરમપોર અને સચીનનાં રાજોની બાબદમાં અરદેશરે આપણી સરકારને ઘણી મદદ કીધી હતી અને એ વતરોગ બીજાં રાજ દરબારી કામોમાં તથા મસલતોમાં સુરતના ઈંગરેજી અંમલદારો એ ધણીનો સદા ઉપકાર માનતા હતા. એ સઘલું એક કોરે રાખના આજ થોડાંએક વરશની વાતપર અરદેશરપર તેહેના દુશમનોએ વાંક અને ગેરઈનસાફનો અનીઆવ મુકીઓ હતો. તેહેની

તપાસ થાતાં અરદેશરને અંગે કાંઈબી અપરાધ સાબેત થાએઓતા નહી, તેથી સરકારે તેહને માન સાથે પાછો એ ધાપર મુકરર કીધો હતો.

(ઉપલો હેવાલ હમોએ જગત પરેમી નામના ચોપાંનીઆંનાં પુસતક બીજા ઉપરથી ઉતારી લીધોછે. જેઆરે એ હેવાલ લખાએઓ હતો તારે મજકુર અરદેશર ખાંન શાહેબ હઈઆત હતા પણ તેઆરપછે એ જાંણીતા પુરૂશ સન ૧૮૫૬ ના ફેબરવારી મહીનાની ૧૫ મી તારીખે પોતાનાં વતંન શુરત શેહરમાં સવરગવાશી થએઆ હતા.)

## ઈંગલંડના ભીખારીઓ.

વેલાયતમાં ગરીબ તથા નીરાશરીત ભીખારીઓને માટે ઘણી સારી ગોઠવણ કરેલી જોવામાં આવેછે. આપણા દેશમાં ઘેર ઘેર બારણે અને રસતે રસતે જેમ ભીખારીઓ રખડેછે તેમ વીલાયતમાં રસતે ભીખ માગનાર ભીખારી કોઈ કોઈ જગયાએ જણાશે પણ તે એવા કે કંઈ પણ મેહેનત કરીને ભીખ માગનારા. રસતામાં તમે ચાલી જાઓ ને તમારી આગલ આગલ ઝાડુ કાહાડતા જાય અને ભીખ લેવાની આશા કરે. કોઈ દીવાસલી કે એવી કંઇ હલકી જણસ વેચીને ભીખ માગે. કોઈ આંધલો ભીખારી પોતાની ડોકમાં કંઈ વેચવાની જણસ ટાંગીને પોતાના કુતરાને લઈને ફરે. કોઈ પોતાના હાથમાં વેચવાનો સામન લઈ ગુઠણીયાથી ચાલે અને "હું જનમનો અપંગ છઊં" એમ એક પાટીયાં ઊપર લખી તે પાટીયું પોતાની ડોકમાં નાખીને ફરે. કેટલાએક ભીખારીઓ વાજાંની પેટી પોતાની ડોકમાં પેહેરીને કોઈનાં ઘર આગલ ઊભા રહી વાજું વગાડે. આવા રીતે વાજું વગાડી પેટ ભરનાર ભીખારીઓની સંખયા વધારે જણાયછે. વાજીત્રથી માણસ માતરનું મન રીઝેછે અને એવા ભીખારીઓને આપતાં ઘણાખરાઓનું મન કચવાયાને બદલે ખુશી થાયછે. (ઊપલી રીતે ગુજરાન કરનારા ભીખારીઓમાંથી બે ભીખારીઓના ચીતરો પાસેના પાંના પર આપીઆંછે.)

આવી રીતે ભીખ માંગનારા કોઈ કોઈ ઠેકાંણે તમે જોશો, પણ ભાખ માગવાનેજ ખાતર કોઇને રસતામાં ફરવા દેવાનો સરકારનો હુકમ નથી. જેઓ જનમથી કાંમ કરવાને અશકત હોય અથવા જેઓને કાંમ મલતું ન હોય તેવા ગરીબ અને નીરાશરીત માણસોને દરએક ગામના લોકોએ પોતપોતામાં ઊઘરાણું કરીને તેમનું પોશણ કરવું એવો કાયદો ઘણાએક વરસ થયાં સરકારે કાહાડેલોછે. એ ઊઘરાણું "પુઅર રેટસ" એટલે ગરીબોનો કર એ નામથી ઓલખાયછે. ગરીબ તથા નીરાશરીત માણસોને માટે ગામેગામ ને શેહેરે શેહેર ધરમની ઊદીયોગશાળા ઊઘાડવામાં આવીછે, અને આ કરથી તેનો ખરચ ચાલેછે. એમાં એવી ગોઠવણ રાખીછે કે જેઓમાં કામ કરવાની શકતી હોય તેઓ પાસે કામ કરાવવું.

આ ગોઠવણથી હરામખોરીનો વીલાયતમાં અટકાવ થયોછે. જેઓને ઈશવરે હાથ પગ આપયાછે અને જેઓ કામ કરવાને શકતીવાન છે તેઓ ભીખ માંગીને બીજાઓની ઊપર બોજો થઈ પડે અને તેના બદલામાં કંઈ ચાકરી કે ઊપયોગની મેહેનત ન કરે તેવા લોકોને ભીખ આપવાનો ધરમ નથી. એવા લોકોને ભીખ આપયાથી દેશમાં હરામીપણું વધેછે અને ઊદીયોગ ઘટેછે. જે દેશમાં હરામીપણું વધારે અને ઊદીયોગ થોડો તે દેશ દરવીયમાં ઘણો વધી શકે નહી. આપણા દેશમાં ખરા નીરાશરીત માણસોને માટે ઘટતી ગોઠવણ ન હોવાથી હરામખોરોને ભીખ માંગવાનું અને બીજાઓનાં ઊદીયોગ ઊપર આશા રાખવાનું ઊતેજન મલેછે.

*(ઈંગલંડમાં પ્રવાશમાથી)*

## રૂશીઆન ચોરોની હાથચાલાકી.

રૂશીઆના એક મોટા અમીરની આગલ એક દીવસે ફરાંસનો એલચી પોતાના દેશનાં ચોરોની હાથચાલાકીની બહુ તારીફ હાંકનો હતો. અમીરે કહયું કે માહારા દેશનાં ચોરોની બરાબર તેઓ આવે નહી, અને એલચી સાથે સરત બાંધી કે આવતી કાલે જો એલચી અમીરને તાંહાં ખાંના ઊપર આવવાને તજદી લીએતો ખાંનું ખલાસ થાય તેની આગમચ તેનું ઘડીયાલ ઈયા દાબડી તેના બદન ઊપરથી એક ચોર પાસે ઊડાવી શકે. એલચીએ કબુલ કીધું અને અમીરે પોલીસના વડાને તેડાવી મંગાવી હુકમ કીધો કે તેના બંદીખાંનામાં જે સરવેથી બાહાશ ચોર હોય તેને લાવવો. એ ચોરને અમીરે એલચીનું સુંનાનું ઘડીયાલ ઊડાવવાને ફરમાવયું અને કહયું કે જેહેવું તે મલે તેવું અમીરને ઈશારત કરવી. ખાનું શીરૂ થયું. ગલાસ ઊપર ગલાસ ચાલવા લાગાં. એલચીએ પોતા



રસ્તામાં ઝાડુ સાફ કાહાડનાર લંગડો ભીખારી.



બુટમાં ઘાલવાની ફીત વેચનાર આંધળો ભીખારી.

તપાસ થાતાં અરદેશરને અંગે કાંઈબી અપરાધ સાબેત થા એઓતો નહી, તેથી સરકારે તેહને માન સાથે પાછો એ ધાપર મુકરર કીધો હતો.

(ઉપલો હેવાલ-હમોએ જગત પરેમી-નામના ચોપાંની આંનાં પુસતક બીજાં ઉપરથી ઉતારી લીધોછે. જેઆરે એ હેવાલ લખાએઓ હતો તારે મજકુર અરદેશર ખાંન બાહેદ હઈઆત હતા પણ તેઆરપછે એ જાંણીતા પુરૂશ સન ૧૮૫૬ ના ફેબરવારી મહીનાની ૧૫ મી તારીખે પોતાનાં વતંન શુરત શેહરમાં સવરગવાશી થએઆ હતા.)



# ઈંગલંડના ભીખારીઓ.

વેલાયતમાં ગરીબ તથા નીરાશરીત ભીખારીઓને મારે ઘણી સારી ગોઠવણ કરેલી જોવામાં આવેછે. આપણા દેશમાં ઘેર ઘેર બારણે અને રસતે રસતે જેમ ભીખારીઓ રખડેછે તેમ વીલાયતમાં રસતે ભીખ માગનાર ભીખારી કોઈ કોઈ જગયાએ જણાશે પણ તે એવા કે કંઈ પણ મેહેનત કરીને ભીખ માગનારા. રસતામાં તમે ચાલી જાઓ ને તમારી આગલ આગલ ઝાડુ કાહાડતા જાય અને ભીખ લેવાની આશા કરે. કોઈ દીવાલથી કે એવી કંઈ બીજી જગાએ બેસીને ભી

ને તેમનું પોશણ કરવું એવો કાયદો ઘણાએક વરસ થયાં સરકારે કાહાડેલોછે. એ ઊઘરાણું "પુઅર રેટસ" એટલે ગરીબોનો કર એ નામથી ઓલખાયછે.. ગરીબ તથા નીરાશરીત માણસોને મારે ગામેગામ ને શેહેરે શેહેર ધરમની ઊદીયોગશાળા ઊઘાડવામાં આવીછે અને આ કરથી તેનો ખરચ ચાલેછે. એમાં એવી ગોઠવણ રાખીછે કે જેઓમાં કામ કરવાની શકતી હોય તેઓ પાસે કામ કરાવવું.

આ ગોઠવણથી હરામખોરીનો વીલાયતમાં અટકાવ થયોછે. જેઓને ઈશવરે હાથ પગ આપયાછે અને જેઓ કામ કરવાને શકતીવાન છે તેઓ ભીખ માંગીને બીજાઓની ઊપર બોજો થઈ પડે અને તેના બદલામાં કંઈ ચાકરી કે ઊપયોગની મેહેનત ન કરે તેવા લોકોને ભીખ આપવાનો ધરમ નથી. એવા લોકોને ભીખ આપયાથી દેશમાં હરામીપણું વધેછે અને ઊદીયોગ ઘટેછે. જે દેશમાં હરામીપણું વધારે અને ઊદીયોગ થોડો તે દેશ દરવીયમાં ઘણો વધી શકે નહી. આપણા દેશમાં ખરા નીરાશરીત માણસોને મારે ઘટતી ગોઠવણ ન હોવાથી હરામખોરોને ભીખ માંગવાનં

ખાંનું પોણું
કીધી. અમીરે
લચીએ ગજવામાં
તને બદલે એક સભા
સઘલા હસવા પડયા.
તે તપકીર લેવા દાબડી જો
ચાપત થઇ ગયલી ! વલી હ
ચીને માલમ પડયું કે ઘડયાલ
ની વીટી, રૂમાલ, દાંતકોતરણી
ગુંમ થયાંછે. અમીરે ચોરને બોલાવી
ડ ચોરેલો માલ પાછો એલચીને સવાધીન
ચોરે એકને બદલે બે ઘડયાલ, એક વીટી
બે વીટી, એક જોર મોજાંને બદલે બે જોર
મને એમ સઘલું પોતાના ગજવાંમાંથી કહાડયું.
એ જોઈ પોતાનું બદન તપાસવા લાગો અને
માલમ પડયું કે એલચીના જેવા તેના પણ હાલ
છે. અમીરે ચોરને શરોપાવ આપયો પણ તેને
મણ કીધી કે તેની ચંચલાઇ બીજે સારે મારગે વા
વી અને એલચીની પણ ખાતરી થઈ કે તેના દેશ
રતાં રૂશીઆના ચોરો વધારે ચપરખંધા ખરા !

## કરાસ અને તેની સીક્ષા.

એક લીટી ઊપર બીજી લીટી મુંકી હોય એવી રીતે કે તેઓ એક મેક ઊપર કાટખુંણ આકારે રેહે અને ચારે છેડાઓ છુટા રેહે. તેને ઈંગરેજીમાં કરાસ કેહેછે. જેવા કે, ✝. ×.

પેહેલી જાતના કરાસ ઊપર ઈંગરેજ લોકોના પેગમબર જીસસ કરાઈસટને મારી નાખવામાં આવયો હતો. અસલી સીરીયન, ઈજીપશીયન, ઇરાંની, આફરીકન, ગરીક, રોમન અને ઇઆવધી લોકોમાં કરાસની સીક્ષા કરવામાં આવતી હતી.

કરાસનું મોહોત સરવેથી ભયંકર અને ઘણું ખજાલત પોંહાંચાડનારૂ ગણાતું હતું. સરવેથી બુરાંમાં બુરાં અને નીચમાં નીચ માંણસો ઊપર ઈનસાફનો ધીકાર દેખાડવાને માટે એ રીતની સજા કરવામાં આવતી હતી. જે ગુલામો ચોરી કરે તેમનો કરાસ ઊપર જીવ લેવામાં આવતો હતો.

ઝાડ સાથે લટકાવી મારી નાખવામાં આવે તેઓનું મુરદું ઝાડ ઊપર સુરય અસત થઓ પછી રાખવું નહી; કારણ તે મુરદાંના જીવ ઊપર હંમેસ ખોદાનો કોપ રહેછે.

ઈઆવધીઓ હેવું માંનેછે કે જે મુરદુ સુલી ઊપર લટકતું હોય તેનો જીવ બીજાઓની બંદગીથી ઊપર જતો નથી, પણ જયાં સુધી બદન દફનાતું નથી તયાં સુધી જીવ ભમતો ફરેછે. એ વીચાર ગરીક, અને રોમનોમા પણ આંમેજ હતો.

કરાસના ઊભા કટકા ઊપર તકસીરવારના પગ ખીલાથી જડી લેવામાં આવતા હતા અને આડા કટકા ઊપર તેના હાથને ખીલા મારવામાં આવતા હતા.

કરાસ ઊપર મારી નાખવા અગાઊ બંદીવાંનની પીઠ ઊપર ચાબકનો માર મારવામાં આવતો હતો અને કોઈ વખત સીક્ષા કઠણ કરવા સારૂં ચાબકની સાથે હાડકાંના કટકાઓ બાંધવામાં આવતા હતા અને તેના બદન ઊપર કપડું રાખવામાં આવતું ન હતું. કોઈ વખતે તકસીરવારને કરાસ ઊપર ઊંધા જડી મારી નાખવામાં આવતા હતા. કરાઇસટને ઇઆઊધી લોકોએ સીધો મારી નાખયો હતો તેથી તેના ચેલા પીતરની જારે મરવાની ફેરી આવી તારે તેણે પોતાના ગુરૂને માન આપવા માટે ઊંધી રીતે મરવાનું પસંદ કીધું.

કેટલાએક કરાસ ઊપર થોડો વખત જીવતા હતા. સેંટ એનડરૂને વાસતે કેહેછે કે તે તરણ દીવસ સુધી કરાસ ઊપર જીવયો હતો. ઈજીપટમાં કેટલાએક ને ધરમને માટે મારી નાખવામાં આવયા હતા. તેઓ એટલું સુધી જીવયા કે અંતે તેઓની ઊપર ભુખમરો પાડી તેમને મારી નાખયા કોઇ વખતે જીવતાંજીવત કરાસ ઊપર જડેલાઓનો પંખીઓ ભક્ષ કરતાં હતાં. કરાસની આગલે પોહોરેગીરો ફરતા રેહેતા કે તકસીરવારના ખેસાવંદો તેમને છુટા કરે નહી.

## ટેમુરલંગ.

આ નામીચો તારતારી સરદાર સમરકનદ શેહેરની આસરે ૪૦ મઈલ દુરના એક ગામડામાં ઇ. સ. ૧૩૩૫ માં જનમયો હતો. તે બાર વરસની નાહાની ઊમરે લશકરમાં દાખલ થયો હતો. તે ૨૪ વરસની

ઊમરે પોતાના દેશના દુશમેનોની સાંમણે થયો, પણ તેની ખાજુવાલા તેને મદદ કરવાને બદલે છોડી નાહાસી ગયા,જેથી તેને જીવપર આવી પોતાનો બચાવ કરવાને ફરજ પડી. તયાર પછી તેને થોડોક વખત ભટકવામાં કાહાડયો, પણ તેટલામાં તેના શવદેશીઓ પાછા તેને આવી મલવાથી તે ફરીથી દુશમેણોની સાંમણે થયો, અને તેમને પોતાના દેશમાંથી હાંકી કાહાડયા. આ લડાઈમાં તેનો એક પગ ઘાહેલ થયો, જેથી તે જીવયો તયાં સુધી લંગડો રેહી ગયો, અને તેનું નામ પણ તેજ સબબથી પડી ગયુંછે. તેને ૩૫ વરસની ઊમરે ૫૦૦ મઈલ લાંબા અને તેટલાજ પોહોલાં દેશની હકુમત મલી, કે જેનું પાએતખત તેણે સમરકનદ ઠેરવયું. તયાર પછી તેણે ઈરાંણ પર ચઢાઈ કીધી અને તયાંના સઘલા સાજાદાઓને એક પછી એક જીહતી લીધા. તયાંથી તેણે આગલ વધી જયોરજયા તથા આરમીનયા જીહતીને તારતરીના પુરવ તથા પશચીમ ભાગો હાથ કીધા, તથા સાઈબીરીઆ પર હોમલો કીધો. તયાંથી દક્ષીણ ભણી ઊતરી પડી નાશ કરતો ચાલયો. બે વરસ વીસામો લીધા પછી ઇ. સ. ૧૩૯૮ માં તઈમુરે હીંદુસથાન જીહીતવાનો ઠેડાવ કીધો. તેણે તુરત આ દેશ પર ચઢાઇ કરી અને તે વખતના પાએતખત દીલી શેહેરને હાથ કીધું, જયાં આસરે એક વરસ રહી તે પાછો ફરયો. તેણે તયાર પછી તુરકીના નામીચા સુલતાન બઝાઝત સાથ લડાઈ સરૂ કીધી. તઈમુરને હવે એક લડાએક અને ફતેહમંદ સરદાર સાથ કાંમ આવી પડયું. તેણે ઈ. સ. ૧૪૦૦ માં અલેપો હાથ કીધું અને તેણે બીજેજ વરસે દમાસકસ અને બગદાદના શેહેરો જીહતી ખાલી નાખયાં. બે વરસની મુદતે બઝાઝતે ૪૦૦૦૦૦ માણસનું લશકર એકઠું કીધું. બેઊ દુશમેનોએ એશીઆમાઈનર માહેલાં આનગોરા શેહેરની નજદીકના મેદાનમાં એકએક સાથ ભારે લડાઈ કીધી, પણ અંતે તે લડાઇમાં તઈમુરની ફતેહ થઈ, અને બઝાઝત કેદ પકડાયો. આસરે નવ મહીનાની મુદતમાં તે બીચારો કેદખાંનામાંજ મરણ પાંમયો. તઈમુરે તયાર પછી શમીરના હાથ કરી ચીનપર ચઢાઈ કરવાને ઠેડાવ કીધો. પોતાના સરદારોને આગલથી તઈઆરી કરવાને મોકલીને પોતે સમરકંદ તરફ પાછો ફરયો. હવે તેણે પોતાના દેશની રાજનીતી અને સુધારા તરફ લક્ષ આપયું. તે વેલા તેની દરબારમાં હીંદુસથાન, ઈરાંણ, રૂશયા, મીસર, અરબસથાન, સપેન વીગરે બીજા દેશોના એલચીઓ બીરાજયા હતા. એજ વેલા તેણે પોતાના છ પુતરોના લગન ભારે ધાંમધુમથી કરયાં હતાં. તેણે ઈ. સ. ૧૪૦૫ માં કુચ કરવા માંડી. તેણે પોતાની હાવી જઈફીના વખતમાં પણ ઘોડાપર બેસી તણરસો મઈલની મંજલ કાપી હતી; પણ થાકના સબબથી તેને તાપ આવયાથી પોતાના મોહોતનો વખત નજદીક આવેલો સમજી પોતાના છોકરાઓને તેડી સહલાસંપથી રેહેવાને ફરમાવયું. તયાર પછી પોતાના રાજનો બંદોબસત કીધા પછી બંદગી કરતાં તેણે પોતાનો પરાંણ તે કીરતારને હવાલે કીધો. તે ૧૪ મી ફેબરવારી ૧૪૦૫ માં ૭૦ વરસની ઊમરે ૩૫ વરસ રાજ ભોગવી મરણ પાંમયો. તઈમુરમાં જેમ ચંચલાઈ વધારે હતી તેમ ગુણો પણ સારા હતા. તે સચાઇનો સાથી હતો, અને તેની ખાનગી જીંદગીમાં તે મીતાહાર, ગંભીર અને નરમાસવાલો હતો. તેને સેતરંજ રમવાનો ઘણો શોક હતો. એ સઘલા સારા ગુણો છતાં તે ઘણોજ નીરદયાલુ હતો; કાંકે તેણે માતર પોતાનો લોભ પુરો પાડવાનેજ લખો મણશયોના પરાંણ લીધા હતા. તેનું મોટું રાજ તેના મરણ પછી ઘણા ભાગોમાં વેહેંચાઇ ગયું હતું.

---

## ચીનાઓ અને તેઓનો ધરમ.

ચીન દેશની અંદર આજ સેંકડો વરસની વાત ઊપર કાનફુશીઅસ નામનો એક પુરવીન ફીલસુફ થઈ ગયોછે. કાનફુશીઅસે જે ધરમ વીશે પોતાના પુસતકોમાં લખેલુંછે તે ધરમ આજ સુધી ચીનાઓ પાલેછે. કાનફુશીઅસના ધરમને 'ઇયુ' કરી કેહેછે, પણ એ ધરમ વગેરે પાલનારાઓની બીજી બે વરણછે. એક 'ફો' ઇયાને બુધ ધરમ પાલેછે અને બીજી વરણ 'તાઊ' નામનો ધરમ પાલેછે. જેઓ કાનફુશીઅસનો ધરમ પાલેછે તેઓ ઈશવર એકજછે તથા ચીનનો સાનશાહ માતર એખલો આ પુરથવી પર ઈશવરનો અધીકારીછે એવો એતેકાદ ધરાવેછે. એ ટોલો આકાશની, પાંણીની, પુરથવીની, અગણીની, દેવોની, સાધુઓની તથા સાનશાહની પુજા કરેછે. જે પુરાતમ વખતથી થતું આવેલું હોય તે ઊપર આ ટોલો જીવ ફીદા કરેછે. એ ધીમવાલાઓના એબાદતખાંના ઘણાજ બપકાદાર હોયછે. એ

બાદતખાંનામાં એક મોટું દીવાનખાંનું હોયછે જેમાં એક મેજ ઊપર એક મુરતીને મેલવામાં આવેછે. દેવાલપર તથા સીલીંગપર ભાત ભાતના રંગ બેરંગી ચીતરો દીઠામાં આવેછે. વલી મુરતીની આગલ જાનવરોનો ભોગ આપવાને માટે એક જાતનો સાંચો જોવામાં આવેછે.

બુધ લોકોનો ટોલો ચીનની અંદર ઘણોજ નીચ ગણવામાં આવેછે અને એઓના ધરમની કીરીઆ કરનારાઓ ભીખારીનો પેશો ચલાવેછે. એ ઊપાધીઆઓ પરણતા નથી અને સાધુઓની માફક પોતાનો જ નમારો ગુજારેછે. 'તાઊ' ધરમ પાલનારાઓ જાદુ અને કીમીઆંનો ઢોંગ લઈ બેઠાછે અને તેઓ એવું કહેછે કે હમારી પાસે એક જાતની દવાછે જે પીએનો આદમીના આયુશીય કદી ખુટે નહી. ભુત પલીત અને ડાકણોની ખોટી વાતો અગ્નાન લોકોને સમજાવી એ લોકો પોતાનાં ગજવાં તાજાં કરેછે.

ચીન દેશના પેટારખાંનામાં કોઈ પણ પરગને આતને પગપેસારો કરવાની હરકત હોવાથી ચીનાઓના ધરમની જેટલી જોસતેજો થવી જોઈએ તેટલી થઈ શકતી નથી. ઈંગલંડ દેશથી કેટલાક પાદરીઓ પોતાનો ધરમ પેવસ કરવા ચીન ખાતે ગયાછે અને તેઓ જે ચીન દેશના ધરમ વીશે વીચાર આપેછે તે વારેઘડીએ એક મેકથી ઊલટાછે એટલુંતોછે કે કાનફુશીઅસનો ધરમ છેક હશી કાહાડવા જોગ નથી.

૧૭ મી સદીમાં ઇંગલંડના પાદરીઓએ ચીનમાં ધરમના હેતુએ પગલું મેલીયું પણ તેઓ પોતાની આશામાં ફલદરૂપ થયા હોય એવું દીસતું નથી. એવું કેહેછે કે પાછલથી 'જેસુઈટ' નામના ઇંગરેજી પાદરીઓનો ટોલો પોતાની ધારનામાં એટલોતો ફતેહ પાંમેઓ કે એક તારતાર રાજાએ પોતાનો ધરમ મેલી ઈશુ ખરીસટનો ધરમ કબુલ કીધો હતો. પણ આ પાદરીઓને નાણાની તંગી પડવાથી એઓએ પોતાનું કાંમ છોડી દીધું. ડાકટર મોરીસન નામના એક પરોટેસટંટ પાદરીએ ઘણીજ મેહેનત કરી કનતાંન દેશમાં એક છાપાખાંનું ઊંઘડાવીયું અને તાંહાંના દેશીઓની મદદ લઈને ઇંગરેજી ધરમ પુસતકના કેટલાએક ફકરાઓ ચીનાઈ ભાશામાં પરગટ કીધા.

મુસલમીન, જુ અને બીજી ઘણીએક વરણો ચીન દેશમાં જોવામાં આવેછે પણ ચીનની વસતી સાથે સરખાવતાં એઓ કુચ બીશાદમાં નથી.

ચીનાઓમાં અઠવાડીએ કરી દાહાડા ગણવાની યુકતીછેજ નહી. દર પુનમે એઓનો મોટો તેહેવાર આવેછે જે દાહાડે દરેક જણ શું અદના કે આલા પોતાની બારીઓએ શુંદર રંગબેરંગી કાગલના શણગરો ટાંગેછે જેથી બહુજ રલીઆંમણ થઇ રહુછે.

---

## ચીનાઓના ઈનકાર કરનારાં કાનુનો.

**છોકરાં**—તારાં છોકરાંને શુંના રૂપાંથી લાધતોના; દુશટ લોકો સાથે તેમને સોબત કરવા દેતોના; ઘણું બોલવા તેમને દેનોના; મગરૂબી તેમની તોડજે; જુગારના પાસા તેમના હાથમાંથી છોડવજે; પવન પાંણી આતસ અને બીજી ભયંકર જગો સાથે તેમને આસનાઈ રાખવાથી મના કરજે; કોઈની મશકરી તેમને કરવા દેતોના; ગુલામો પર હાથચાલાકી કરવાથી તેમને પહરેજ કરજે.

**દોલત**—સાદા ખોરાક અને જાડાં વશતરથી શરમાતોના; એશ આરાંમના બંગીચા બાંધતોના; નીરઊપયોગી ચીજો ખરીદતોના; મોટાં માંણસોમાં ભેલાતોના; જમણોપર ઘણો ભાવ રાખીસ નહી; તવંગરની નકલ કરીસ નહી.

**શબ્દો**—લોકોના ઘરખરચાની વાત કરવાથી ફરજે; ગુપત વાતો જાહેર કરતોના; કોડી મુલના માંણસની ભુલ પર ઢાંકપીછોડો કરતોના; કોઇના માબાપને ભુડું બોલતોના; શારી ચીજને આડે ઊભો રેહેતોના; કોઈની સુરત જોઈ હસતોના; કોઈ પુરૂશને તેના સગાં વાહાલાંઓની ભુલ ખાતર ઠપકો દેતોના; કોઇનો રકાસ બનાવતોના; સોગંદ ખાતોના; કોઈની ભુલ તેના મોહોડાં ઊપર જાહેર કરતોના; ઘાતકીપણાને હદથી જાદે ખરાબ બોલતોના; ઊંઘાડી રીતે કહેતોના કે તું ખરોછે; કોઇને નુકસાંન કરવા ગપાટો ઊરાડતોના; દોલત પર મુસતાક ના રેહેતો; કંગાલીયતથી ફરીઆદ ના કરતો; ગુશો લાવી બોલતોના; ગરીબને ધીકારતોના; કોઈની વાતમાં મુંડો મારતોના, તારા ગ્નાનનું બાંકું ના ફુંકતો; જુદાઈથી પરેજ રેહેજે, બદ કાંમમાં કોઈની મદદે જતોના. ખરાબ લખાંણ બોલતોના; જે વાતની શરૂઆત પણ છેડો નહી તે ના કરતો; કોઇને સરાપ ના દેતો; મરદ ઇઆ ઓરતના રેશો જાહેર ના કરતો; પંડીતોને ના હસતો.

લખાંણ—એક શબદ ના લખતો જે કોઈને દુખ દી એ. એક શબદ ના લખતો જે કોઈપર તોહોમત જોડે. એક શબદ ના લખતો નીતીની સાંમે. એક શબદ ના લખતો જે સચાઈથી વેગલો હોય.

ચોપડીઓ—ચોપડીમાં સોય ના મુકતો. ચો પડીને તકીઆ ના કરતો. સોય, દોરા મેલવા ચોપડી ઓરતને ના આપતો. ચોપડીના પાંનાને મરડી ના નાખતો. ઝડપમાં ચોપડીના પાંના નાં ઊથલાવતો. ચો પડીઓનો નાસ ના કરતો.

કાગલો—લખેલાં કાગલથી ટેબલ સાફ ના કર તો. લખેલાં કાગલ દેવાલે કે બારીએ ના જડતો. લ ખેલાં કાગજનું બરણી અથવા બાટલી ઊપર ધાંકણ ના કરતો. લખેલાં કાગજમાં પઇસા લપેટતો ના. લ ખેલું કાગજ મોહોડાંમાં ના ચાવતો. લખેલાં કાગજ ઓરતને નમુના બનાવવા ના આપતો.

## એક અજાએબ સપનો.

ઈંગલંડના ઊવેમાંઊઠ સેહેરના એક મરનાર પા દરી જોસેફ વીલકીંનસે પોતાની નાહાની વયમાં એક ચમતકારીક સપનો જોઓ હતો જે તેણે નીચે પર માંણે લખીયો હતો.—

"એક દાહાડે તરત સુતા પછી હું હુંગાઈ ગઓ અને મેં હેવો સપનો જોઓ કે હું લંડન સેહેર તરફ જાઊંછું. મેં જોયું કે છતો લંડન જાઊછું તારેતો ગ લુસેસતર સેહેરમાં માંથું મારતો જાઊ અને માહારા દોસતોની મુલાકાત લેઊ ઘરમાંથી બાહાર પડયો પણ માહારા બાપના ઘર સુધી ગઓ તાંહાંસુધી રસતામાં શું બનયું હતું તેની મને ખાંણ નથી માહારા બાપ નું આગલુ બારણુ ઊંઘાડવાની મેં કોસેસ કીધી પણ તે ચપટ હતું. હું પાછલે બારણે ગઓ અને તે ઊ ઘાડી અંદર દાખલ થઓ, પણ જોઊં કે ઘરમાંનું કુટં બ સુતેલુંછે તેથી આસતે આસતે માલા ઊપર ગઓ અ ને માહારાં મા બાપને બીછાંણામાં સુતેલાં જોઆં. માહારાં બાપના બીછાંણા આગલ ગઓ પણ તેને મેં ઊંઘમાં પડેયો જોઓ. માહારાં મા આગલ પછી ગ ઓ અને તેને મેં જાગરત જોઈ હું બોલીયો કે "મા હું લાંબી મુસાફરીએ જાંઊછું અને તમારી રજા લેવા આ-વીયોછું." માહારી મા ઘભરાઈને બોલી કે "દીકરા તુ તો મુવેલોછે." આ બોલ સાંભલી હું હુંગમાંથી જાગ્રત થઓ અને બીજા સપનાઓ મુઆફક મેં તેની ખબ ર લીધી નહી. થોડા દાહાડા પછી માહારા બાપને હુ થનું કાગજ આવીયું અને તેથી હું ગભરાઓ કારણ કાંઇ પણ બનાવ મેં ધારીયું કે બનયો હસે, કારણ તર તજ અગાઊ માહારા દોસતોનું કાગલ આવયું હતું અ ને તેઓએ માહારા ઘરના સારા સમાચાર લખયા હ તા. કાગલ ઊખેડતાં હું વધારે ઓચંબો પાંમયો કા રણ મારા બાપે હું મરી ગઓ હોઊં એમ કાગલ લ ખયુ હતું. કાગલમાં વીનંતી કરી હતી કે હું જીવતો હોઊ અથવા જો કોઇ તરાહેત શખસના હાથમાં તે આવેતો તરત માહારા બાપને જાહેર કરવું. વલી અં દર એમ પણ લખીયું હતું કે જો કાગલ વાંચવાને હું જીવતો રહો હોઊ તોય પણ માહારા દાહાડા ગણાઈ રહાછે અને તેનું કારણ માહારા બાપે નીચે મુજબ આપીયું કે.—

ફલાંણી રાતે તેઓ સુતા પછી માહારી મા જા ગી ઊઠી અને કોઈને આગલું બારણું અફાડતાં સાંભ લીયું પણ તે બારણું બંધ હોવાથી તે ઠોકનાર પા બારણે ગઓ અને તે ઊઘાડી અંદર દાખલ થઓ. રતજ માલા ઊપર ચડવાના કદમ સંભલાયાં અને ને માહારાં માએ આ બોલો બોલતાં સાંભલીયો. " હું લાંબી મુસાફરીએ જાઊંછું અને તમારી રજા લે આવીયેછું." એ ઊપરથી ઘભરાઇને તે બોલી કે " કરા તુતો મુવેલોછે." આ બોલો પછી તે ઊઠી ઊ થઇ અને માહારા બાપને સઘલી બીના કહી. માહ બાપે તેને દીલાસો દીધો કે એતો માતર સપનોછે તેને મુતલગ મીત મલી નહી.

જોકે મને મારો મા વચે સો માઇલનો તફા હતો તોપણ હમારો સપનો સરખો હતો પણ તે એ વખતે થઓ કે નહી તે માહારાથી નીસચય બોલાઈ કાતું નથી."

આ સપના પછી પાદરી વીલકીંનસ ઘણા સ સુખી જીવીયે અને તે સોતેર વરસની બુજરગ મરે પોહોંચી મરણ પાંમયો.

## દરીઆની અંદર એક વાંહાણનું બલવું.

વકીલ, બારીસટર, તબીબ, અને પાદરીનાં જેમ ઈંગલેંડમાં ઘણા મોતેબર ઓધાઓ ગણાએછે તેમ નઉકા સાસ્ત્રનું ગ્યાન ધરાવનારનો ઓધો પણ ઘણો મોતેબર ગણાયછે. દેસની આબાદાંની વેપાર ઉપર આધાર રાખેછે અને વેપારનો આધાર દરીઆ ખેડવાનાં હુનર ઉપર આધાર રાખેછે. બોહોલા દરીઆ જાંહાં આસમાન અને પાંણી વગર બીજું કાંઈ જડે નહી તેની ઉપર મહીનાંને મહીનાં શુધી વાંહાણ સહીસલાંમતીથી ખેડવું અને પવન અને તોફાન જેથી દીવસો સુધી આફતાબનું મુબારક કીરણ નજરે ન આવે અને વાંહાંણ પાણીનાં મોજાઓમા ગુંગરાઈ જાય તેમાંથી રસતો લેવો એ ઘણું બીકટ કાંમછે. એ કામ સુરા મરદોનું છે અને એ સીંહની છાતીવાલાઓ ઉપર કોઈ કોઈ વખને વીતેલાં દુખોનો જયારે આપણે હેવાલ વાંચીએ છઈએ તયારે આપણી અકલ હેરાંન રેહેછે અને તેમની સબુરી ઉપર આફરીન બોલાયા વગર રેહેવાતું નથી. કોઈ વેલા વાંહાંણ તુફાંનને લીધે ઈઆ બીજા હજારો બનાવોથી ગારક જાયછે અને ગરીબ બાપડા ખલાસીઓ પોતાની જીંદગીનાં પેદા કીધેલા પઈસા કોઈ વખતે મેલી બદનપર ઓલવેલાં કપડાંનીજ અસલ્યામત લઈ નાહાની બોટોમા થોડા ખોરાક અને પાણીથી ઉતરેછે, અને દુખ અને જેહેમતનાં દાહાડા પુરા કરી કોઈ વખને દઈવજોગે કાંઠે લાંગડેછે અને કોઈ વખતે પાણીમાંજ પોતાનાં વાહાલા પરાંણ ખોયછે. કોઈ વખતે ભયંકર આગથી તેમનું વાંહાંણ ભશમ થાએછે; એ વેલાએ તાંહાંથી કાંહાં નાહાસે? હેવા હેવા બનાવોમાંનો એક માઠો બનાવ આજ હમે વાંચનાર બાનુંઓ આગલ ધરીએ છઈએ કે જેઓ દરીઓ ખેડે તેમની દલેરીનો તેમને કાંઈક ખેઆલ આવે.

ઈંગલંડની સઉથ સી કુંપનીનું એક વાહાંણ નામે "હુમરો ગાલી" ૧૭૨૭ મીની ૨૩ મી મેએ જમેકાથી લંડન જવા ઉપડયું. ૨૫ મી મેએ ઈઆને બંદર છોડયા પછી તરીજે દીવસે બપોરે આસરે દોહોડ કલાકને અમલે કપતાંનનાં બબરચીએ વાહાંણના તુટક તવે બલતાનાં ભભુકા જોએઆ અને તે સઘલાને ચેતવણી આપી. હેવામા રમ દારૂનું એક પીપ શલગીને જોરથી ઉડયું જેથી સઘલાનાં દીલમાં દેહેસત ઉપજી. હેવું માલમ પડયું કે બે હુમસીઓને વાંહાંણનાં મોદી ઈઆને કારભારીએ ગોડાઉનમાંથી થોડોએક દારૂ લેવા મોકલયા હતા, જેઓએ એક પીપમાં પાણીછે કે દારૂ તે તપાસ કરવા માટે ઉપર બતી ધરી હતી, પણ કમનસીબે ચીનગારી લાગયાથી આ આગ નીપજી હતી આગના ભભુકા જોઈ રખેને તેઓ ઠપકામાં આવે તેની બીહીકથી તેઓ ભરાઈ બેઠા. બુંબા લગાડી પાંણી આગપર નાખવામાં આવયું અને વાંહાંણ ઉપર દોડાદોડ થઈ. વાંહાંણમાં દારૂગોલો હતો તે હમણાં શલગી સઘલાને ઉડાડી મેલસે તેની દેહેસતથી ફગલાઈને કપતાંન અને તેનો ગાલમ બોટ ઉતારવાની તઈઆરી કરવાને બદલે કલાપીત કરવા લાગયા. હેવો સમો જોઈ કેટલાએક ખલાસીઓ બોટ ઉતારી અંદર બેઠા પણ મોજાઓએ રખે બોટ ઘણા ભારથી ડુબે તેથી આવવા ના પાડવાથી તેઓ દુર હંકારી જઈ ઉભા. બોટવાલાઓએ જોયું કે વાંહાંણ એકદમ શલગવા લાગું અને પંદર સોલ જણાં નીરાસ થઈ દુખના પોકાર મારતા હતા. એક કલાકમા દારૂગોલો સલગી ઉડયો અને એક ધરાકાથી તેના ભુકલે ભુકલા થઈ ગઆ અને તેના કમનસીબ ખલાસીઓ ડુબી મુવા બોટવાલાવો આ ખેલ જોઈ હાય અને અફસોસ કરતા અને પોતાની હાલતનો વીચાર કરતા હુંકારવા માડયું. બોટમાં એક રોટીનો કકડોતો નહી પણ પીવાના પાંણીનું એક ટીપું પણ ન હતું. દોલ, સડ, કે કમપાસ પણ ન હતો અને જમીનથી ૩૬૦ માઈલ દુર હતા. પેહેલા બે દાહાડાતો એટલો વરશાદ અને તોફાન થયું કે દરેક પલે ડુબવાની તેમને ચીંતા રહી અને તેથી કરી વરશાદનું પાંણી ઝીલવાની તેઓએ દરકાર કીધી નહી. અને કરતેતો તેમાંથી કાંઈ નીપજતે નહી કારણ તેમની પાસ પાંણી ભેગું કરવા કાંઈ વાસણ ન હતુ. જયારે વરશાદ નરમ પડયો તયારે તેઓએ પોતાના કપડાંના શાધા મેલવી એક ગડ ઉભો કીધો અને એક હલેસાંનો એક ડોલની માફક ઉપયોગ કીધો. એક દાહાડોતો સુરજ અને સેતારા ઉપરથી પોતાના રસતાનો કાંઈ નીયમ ધરયો પણ પછી હવા બગડયાથી કયો રસતોછે તેની તેમને ભાંણ રહી નહી. પાંચમે દાહાડે ફરી એક મોટું તોફાન થયું અને કપતાંને હેવી દરખાસત કીધી કે બોટને હલકી કરવાને જે હબસી છોકરાઓથી આગ નીકલી હતી તેમને દરયામાં હોમાવી દેવા. મો૦ વીલીયમ બોયસ નાંમનો એક પરોપકારી સખસ જે પાછલથી કાંમોદોરના માંન ભરેલે મરતબે પોંચીઓ તે બીજા માલમના હોધા ઉપર હતો. આ ભલા માલમે કપતાંનની દરખાશતની શાંમે બલતવારીથી મત આપયું. પછી વલી હેવું ઠરયું કે નસીબ અજમાવવાં અને જેની ઉપર ઠરે તેને નાંખી દેવો પણ એ દરખાસતને કપતાંને મનજુર રાખી નહી, પણ શાંજ પડતાં બે પુરૂશો તેમાં પેલા હબશી છોકરાઓમાંનો એક મરણ પાંમીયો અને એમ ખુદરતી રીતેજ બોટમાંથી બે શખસનો ભાર હલકો થઓ. બીજે દાહાડે તરણ જણા પાંણીની તરસથી દેવાના થઈ મરણ પાંમીયા. હમારી તરસનો હવે સુમાર ન રહેો. ડાકટર અને ઉપલા બોઈસ વતરોગે સઘલાઓએ દરીઆનું પાંણી પીવા માડયું અને જેઓએ પીધું તેમનો સવાદ એટલોતો બદલાઈ ગઓ હતો કે તેઓ ત પાણીને મીઠું કેહેવા લાગીયા. જીયારે વરશાદ પડતો કે ઠાર, કે સડને ઉતારી તેઓ નીચવી નીચવી પીતા હતા અને પોતાના કપડાંમાંથી પણ પાંણી કાહાડવાને યતન કરતા હતા. ભુખ પણ સરીરને તાવવા લાગી અને દરેક જણે પોતાના મરણ પાંમેલા સોબતીઓનું ગોસ ખાવાનો અને તેમનું લોહી પીવાનો અંતે ઠેરાવ કીધો. ડાકટરે બધાંને હીમત આપવા પેહેલાં ભુક ગલીયો પણ બીજે ભુકે તેણે પોતાનું મોહોડુ ફેરવીયું અને જાર બેજાર રડવા લાગો એક નાહાનું વાસણ ભાગ ચોગઠીએ હતું તેમાં ખલાસીઓ મુવેલાંવોનું ગલું કાપી લોહી એકઠું કરે અને સઘલાઓમાં વાંટે. ગમે તેવું આ તેમને દુખ ઉતપંન કરતું હતું તોય પણ પોતાની જીંદગી, પોતાની વાહાલી જીંદગી, બચાવવાનો તેમની પાસે ઉપાએ એજ હતો. પંખેરાઓ કોઈ વખતે ઉડતાં અને મછીઓ કોઈ વખતે તરતી માલમ પડતી પણ કોઈને તેઓ પકડી સકીયા નહી.

સાતમે દાહાડે પચીસમાંથી બાર જણાજ બોટમાં જીવતા રહયા વલી પુર જોસથી તુફાંન નીકલયું પણ બોટ બાહાદુરીથી ઉપર ટકવા લાગી. રાતના તેઓ મોટેથી શોર પાડવા લાગા કે સારાં ભાગ્યેગે જો કોઈ વાંહાંણ પસાર થતું હોયતો તે અમને ઉંચકી લીએ. તેઓના મગજના જુઠા ખેઆલથી તેઓની નજરે દીવસના વાંહાંણના આકારો પડવા લાગા અને તાપની જુમમાં તેઓને કાંણે ઘંટોના અવાજ, કુતરાંઓ ભોસવાના અવાજ, મરઘાંઓ વાસવાનો અવાજ, અને માણસો બોલવાનો અવાજ પડતો હતો. બીજે દીવસે એક મુવેલું પકશી તેમને મલીયું જે જોકે કડવું હતું તોયપણ તેઓએ તે ઉપર સુકરાંના કરયા. વલી બે જણ વધારે મરણ પાંમીયા અને તા૦ ૭ મી જુલાઇએ દરેક જણે એકબીજાને સલાંમ કીધી કારણ કે ભુખમરો, તરસ અને હાદેશાથી તેમના સરીર એટલાતો નાતવાંન થઈ ગઆં હતાં કે તેઓ વધારે વખત નહી જીવસે એમ તેઓને લાગું. તેઓએ સડ ઉતારી પાડયો કે હવે તે કાંઈ ખપનો નથી અને પોતાના બદનો ઉપર નાંખયો, પણ તેજ દીને બપોરે ઉપર જણાવેલો મી૦ બાઈસ કોર મંડવા ગઓ અને માથું ઉચું કીધાથી તેની નજરે જમીનનો દેખાવ પડયો. રખે વલી તેની નજર ભુલાવો ખાતી હોય તેથી તેણે ફરી ફરીથી ખાતરી કરી લીધી અને પછી પોતાના દોસતોને એ ખબર કહી. સઘલાઓની જયારે ખાતરી થઈ કે તે જમીનજછે તયારે તેઓએ પરમેશવરની તેની બખસેસ અને રેહેમને માટે ઉપકાર માનયો. સઘલાંઓનું જોર પાછું આવયું અને તેઓએ ઉલટથી સડ ઉભો કીધો. ચાર કલાકે વલી એક બીજો સખસ મરણ પાંમયો. સાંજે છ કલાકે તેઓને એક બોટ મલી જે તેમને સુંકી જતી રેહેતી હતી પણ તેઓની ઘણીજ મીનતજારીથી તેણે તેઓને પાગર આપી. તરત તેઓએ પાંણી પીધું અને રાતના ૮ કલાકે તેઓએ ઉતર અમેરીકાની પુરવે આવેલા નયુફાઉનલંડ ટાપુના જુના સેંટ લારેનસનું બંદર કીધું. તેઓએ એ ટાપુમાં ખોરાક પાંણી મેલવયું અને બીજી સહવારે ઉઠતાં માલમ પડયું કે કપતાંન મરણ પાંમયોછે. સઘલાઓના દીલ ઉપર સોજા આવયા અને દસ અગીઆર દાહાડા પછી તેમને જરા ચાલવાની સકતી આવી પછી એ જગાએથી તેઓ એક સરકારી મનવારમાં ૧૪ મી અકટોબરે પાછા લંડન શેહેર આવી પુગા.

જે બોટમાં આ કંમનસીબ લોકોનો ઉતારો થઓ હતો તે ભરતમાં સોલ ફીટ લાંબી, ૫ ફીટ પોહોલી, અને બે ફીટ ઉંડી હતી.

પોતાના ઉગારાની વરસીનો દીવસ મી૦ બોઈસ પોતાની જીંદગી સુધી પાલવા લાગો અને ૨૫ મી જુનથી બાર દાહાડા લાગત તે અપવાસ કરતો હતો. પોતાના બખતર ઉપર આ નીચે લખેલો લેખ તેણે કોતરાવયો હતો.

"આગ, પાંણી, અને દુકાલમાંથી ઈશવરે તારયો."

## દાલચીની—તજ.

દાલચીની ઇઆને તજનું ઝાડ લંકા, સુમાતરા, બોરનીઓ, નીકોબાર ફીલીપાઇન ટાપુઓ, કોચીન ચાએના, અને મલબાર કોસટ ઉપર ઊગેછે. મોરીસ, ઈજીપટ અને બરેજીલસમાં પણ એની પેદાએસ માલમ પડીછે; એ ઉપરથી માલમ પડેછે કે એ ઝાડ એસીઆખંડનું વતનીછે. એ ઝાડ ૨૫ થીતે ૩૦ ફીટ લંબાઈમાં વધેછે અને તેનું થડ ૧૨ થીતે ૧૫ ઇંચ ઘેરાવામાં હોયછે. પાંદડાંઓનો રંગ ગુલબાસી હોયછે. પાંદડાંઓ મોટાં થાએછે તયારે ૬ થી ૯ ઇંચ સુધી લંબાઈમાં અને બેથી તરણ ઇંચ પોહોલાઈમાં વધેછે. ફુલો જાનેવારી અને ફેબરવારીમાં દેખાયછે અને તેમાં બીયાં જુન, જુલાઇ, અને આગસટમાં પાકી રહેછે. પાંદડાંઓનો વાસ અણગમતો રહેછે પણ જીયારે ફુલો ફુટવા માંડેછે તયારે વાસ રહીત થઇ જાએછે.

ભેંસો, ગાઓ, બકરાંઓ, હરણો, અને ઘોડાઓ પાંદડાંઓને ઝડપબંધ ચાવી જાએછે અને કાગડા અને ખણુતરો તેના બીયાં ઊપર ભક્ષ કરેછે.

સરવેથી એ ઝાડની વધુ પેદાએસ લંકા ટાપુના દક્ષીણ પશચીમ ભાગમાં થાએછે. બીજા એ ટાપુના ભાગમાં એ ઝાડની પેદાએશ કમતરછે અને ઊતર ભાગોમાં એની વસતી મુતલગ જોવામાં આવતી નથી. સુકી માટી વાલી જમીન એ ઝાડના ઊધડભાવને લાયકછે.

દાલચીની તે એ ઝાડની છાલછે. બાહારની લીલી છાલને કાહાડી નાખવામાં આવેછે અને તલેની છાલને તજને નામે આપણે ઓલખીએ છઇએ સીલોનનું તજ ૩૦ થી ૪૦ આંગલ લાંબી નલીઓ માફક આવેછે. મસાલાની વસતુઓમાં તજ પણ એક ઘણી સુગંધી વસતુ ગણાએછે. ભાત ભાતના વઘારો, અને પકવાંનોમાં તજ નાખવામાં આવેછે. અજીરણ, પેટમાં ઠસકો અને હેવાંજ બીજાં દરદો પર તજ દવામાં નાખી આપવામાં આવેછે. હુસીઆરી આવવા માટે જે ઓસડ આપવામાં આવેછે તેમાં પણ કોઇવાર તજની મેલવણી કરેછે. તજના ઝાડના છોડવા પણ કેટલીક વખતે વાપરવામાં આવેછે, પણ તજના જેવી ખુશબો અને ખાસીએત તેમનામાં હોતી નથી.

ઈંગરેજોએ લંકાનું ટાપુ સવાધીન લીધું તારથી ૧૮૨૩ સુધી ઈસટ ઇનડીઆ કંપનીએ પોતાનેજ હાથ

તજનો પ્રંધો રાખીયો હતો. એ કંપની તજના તરણ વરગ કરતી હતી. પેહેલા અને બીજા વરગનુ તજ યુરપમાં મોકલવામાં આવતું હતું, પણ તીજા વરગનું યુરપમાં તેઓ નહી મોકલે એમ એ કંપનીને ઇંગલંડ સાથે ઈજારો હતો.

એક વેલા સીલોનના ગવરનરે એ તરીજા વરગનું તજ બાલી નખાવીયું હતું. એ વરગમાં ઘણો હલકો માલ આવતો હતો. એ માલ એક વેલા દગાથી યુરપ ગઓ પણ તેને કાસીઆનું નામ આપીયું. ખરા તજને ઈંગરેજીમાં સીનેમન કહેછે "

તજ ગાંસડીઓમાં પેક કરતાં જે કરચો પડેછે તેમાંથી સીંગાલી લોકો તેલ બનાવેછે. તજની ભુકી કરવામાં આવેછે અને તેને ૪૮ કલાક દરીયાના પાંણીમાં ભીજવેછે, પછી તે ઊપર ગાલવાની યુકતી કાંમે લગાડેછે અને તેમાંથી બે તેલ નીકલેછે. એક વજનમાં ભારી જે નીચે રહેછે અને એક વજનમાં હલકું જે ઊપર તરી આવેછે. હલકું તેલ થોડા કલાકમાં પાંણીથી છુટુંથઈ સકે છે પણ ભારી તેલને એમ થતાં દસ બાર દાહડા લાગેછે. ૮૦ રતલ તજમાંથી આસરે ૬ા તોલા તેલ નીકલેછે.

તજના પાંદડાંમાંથી પણ તેલ કાહડવામાં આવે છે પણ તે ઊપલાં તેલ કરતાં ઊતરતુંછે.

તજના ફલને સીંગાલી લોકો વાટીને વાગેલા ભાગ ઊપર બાંધેછે.

## પરચુટણ.

**કોલમબસ અને ઈંડું**—ઈસપેનનાં મોટા પાદરી પેદરો મેનદોજાએ અમેરીકા ખંડની શોધ કરનાર કોલમબસને પોતાને તાંહાં ખાના ઊપર નોતરયો. એક અધુરૂ હાલું પાસે બેહેલું તે કોલમબસને અપાતું માન નહી સાંકયાથી છલકાઈ કોલમબસને પુછવા લાગો કે "ભાઈ તહમે નહી નવી દુનયાં શોધી કાહાડી હોતતો કોઈ બીજો માનો પુત કરત કે નહી?" કોલમબસે એ સવાલનો જવાબ આપયો નહી પણ એક ઈંડું હાથમાં લઈ શઘલાઓને અરજ કીધી કે તેને ટેબલ ઊપર અધર ઊભું રાખવું. શઘલાઓએ ફાંફાં મારયાં પણ કોઈનું વલયું નહી. પછી કોલમબસે ઈંડાંને જોરથી ટેબલ ઊપર મારયું અને પછી ફુટેલા ભાગ ઊપર ઈંડું ઊભું રહયું. આ જોઈ પેલો સવાલ કરનાર જમીનમાં ગરક થઈ ગયો અને ફરી પુછવા ઊભો નહી કે "કોલમબસ ભાઈ તહમે આ ઈંડાનો ચમતકાર દેખાડત નહીતો કોઈ બીજો માનો પુતતો દેખાડત કે નહી!"

---

**વાતા કરશક યંત્ર**—વાતા કરશક યંત્ર એટલે હવા ખાલી કરવાનું યંતર. એ યંતરનાં સોધથી બહુ ચમતકારો નજરે પડયાછે. એક કાચનું વાસણ જેમાથી ઉપલા યંતરની મદદથી હવા ખાલી કરી નાખી હોએ તેમાં હલકા અને ભારી પદારથ એકસરખી ઝડપથાં પડેછે. એક ધાતુનો સીકો અને એક મુરઘીનું પીછ એકજ વખતે ઉપરથી નાખેલાં હેઠલ આવેછે કેટલાક પરાંણીઓ એક ઘડીમા પરાંણ છોડેછે. સરપ અને દેડકાઓ ફુલી આવેછે, એક બે કલાક બેહોસ પડી રહેછે પણ પાછી હવા દાખલ થવાથી તાજગી ધરેછે. ગોકલ ગાએ દસ કલાક સુધી વગર હવાએ જીવતી અને જલો પાચ દીવસ સુધી જીવતી માલમ પડીછે. કાલુ ચોવીસ કલાક કાહાડી સકેછે. ગરમ લોહી અને દુધ ઉકલેછે અને રેસમનાં કીડાઓ જલદી સેવણ બેસેછે. ઝાડ પાંન મરી જાયછે અને આતસ બુજાઈ જાયછે. ગંધક અને દારૂગોલો તવાએછે. ચકમક અને તીખુ લોહોડું ઘસાએઆથી હવામાં કાહાડે તેમ ચીંગારી પાડેછે. લોહોચુંબકની ખાસીએત અનામત રહેછે, કપુર સલગતો નથી અને દારૂગોલાની થોડીએક કરચને બલતા કાચથી સલગાવી હોએતો બાકીની કરજો સલગતી નથી આગીઆ કીડાઓનો ચમકાટ જતો રેહેછે ઘંટનો અવાજ થતો નથી અને પાણી બંધાઈ જાયછે. એ વગરે બીજા ઘણા ચમતકારો એ યંતરથી થઈ સકેછે.

---

એક શખસે પોતાનાં દોસતને કહયું કે આજ રાતરે મહને સપનામા એમ આવયું કે એક ખીલાને ઠોકર લાગાથી માહારો પગ ચીરાઈ ગયો. દોસતે જવાબ દીધો જે "ભાઈ તું જોડા વગર સુતો હશે."

---

એક મુરખે ઠરાવ કીધો કે માહારા ઘોડાને વગર ખોરાકે રેહેવાને સીખવું અને એમ કરતાં તેને ભુખે મારી નાખયો. જાહારે ઘોડો મરી ગયો તાહારે તે બોલયો કે "મહને મોટો ટોટો ગયો જાહારે ખોરાક વગર જીવવા તે નજદીક સીકી રહયો તાહારેજ તે મરી ગયો."

---

એક માતેલો અને તનદરોસત શખસ એક વઈદને જોઈ ખુણામા ભરાઈ ગયો. તેને પુછતાં તેણે જવાબ દીધો કે "આજ એટલાતો દાહાડા થયા હું આજારી પડયો નથી કે વઈદનાં મોહો તરફ જોતા મહને શરમ લાગેછે.

---

એક સરપ એક લોહોવારની દુકાંનમાં દાખલ થયો અને લોહોડાંની કાણુસ ચાવવા લાગો. કાણુસ બોલી કે "હે મુરખ અજમસથકો કાં દાંત દુખવેછે. જે લોખંડને ખાએ તેને ખાવાને કાં મોતનાં ફાંફાં મારેછે?"

---

વડો ફેરો કેહેતો કે રૂમી લોકો ઘેટાના ટોલાં સુઆરે કછે; એક માણુસ આખાં ટોલાને હાંકી શકે પણ તેઓમાંનાં એકને નહી.

---

**દીલગીરીની અસર**—ગુએરીનો વીરોનીસ નામનો એક શખસ ઈસટમબોલથી ગરીક ભાશા શીખી પોતાને વતન જવા વાંહાંણમાં ચહડયો. તેની પાસે ગરીકમાં હાથનાં

લખેલાં બે પુસતકો હતાં જે તેણે ઘણી રંજે મેલવયાં હતાં. વાંહાંણ થોડા દાહાડા પછી એક ખડક ઉપર અફડયું અને એક પુસતક ખોવાઈ ગયું. આવો ખજાંનો ખોવાયાથી તે એટલો તો દીલગીર થઈ ગયો કે એક રાતમાં તેના કાલા ભમર બાલ સફેદ થઈ ગયા.

---

**જ્ઞાની અને અજ્ઞાની**—"ગ્નાન વાલો શખ્સ તેનાં મરણ પછીબી જાવેદાન જીવેછે, જોકે તેનાં હાડ ચામડાં જમીનસે મલી જાએછે. પણ અગ્નાની પુરૂસ જીવતાં જીવત મુવેલોછે. તે માણસોમાં ફરેછે પણ તેની હસતી માલમ પડતી નથી."

---

**સવીડનનો** રાજા બારમો ચારલસ કેહેતો હતો કે જે અંકગણીત જાણે નહી તેને અરધો માણસ જાણવો.

---

## રમુજે ફુરસત.

૧. હું તરણ અક્ષરની એક નામીચી પેદાયશ છું અને જંગલમાં હું વસુછું. સુખ અને સંતોશ સદા આહારૂં હઈયેછે. કુશટ માણસો પોતાના ઉપયોગ સારૂં માહારા ઘરમાંથી કાહાડવા મહને કોરાડા વટે મારી જખ્મી કરેછે, પણ જેમ જેમ તેમનાં કોરાડા પડેછે તેમ તેમ હું નરમાસ પકડી તેમને મીઠાસથી ભરૂંછું. આટલો ઉપકાર કરવા છતાં તેઓ મહને છોડતા નથી. તેઓ મહને અગનીમા ભશમ કરેછે તાહારેજ માહારો પુરતો ઉપયોગ થયો એમ સમજેછે. પવીતરાઈની સાથે માહારૂં નામ જોડાયલુંછે. માહારૂં પુછડું કાપી નાખો તો હું ઈશવરની એક પવીતર બખશીશ થાઉંછું જે હીણુ માણસો પોતાની હેમકાઈથીજ ખોહી બેશેછે અને ધન નસીબનાં શખસો ઉપકારથી ભોગવેછે. માહારૂં મસતક ઉડાડી નાખો તો એક કમનસીબ પરાણી બનુંછું જેને ઘણી મેહેનત કરવા છતાં માણસ અંતે મુરખમાંજ ઠરાવેછે. બોલો તાહારે હવે હું કોણછું ?

૨. નીચલા શબદો ઉકલાવો:—
કસરતાબન, ગમીતનરત, લાલાઆરપાર, લબચીત, પનરલુર, તલાકશાસર, લકતાક, દાદરતરફ.

૩. એક ગરહસથ મરતી વખતે પોતાની અસકેચ્યામતનો પોનો ભાગ પોતાનાં કુટંબને, છઠો ભાગ ધરમ ખાતે અને બાકીના ૮૦૫ રૂપીઆ પોતાનાં એક વફાદાર નોકરને આપી ગયો. તાહારે તેની પુંજી કેટલી ? અને કેટલા રૂપયા તેનાં કુટંબને અને કેટલા ધરમ ખાતે જવા જોઈએ ?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. વખત.

૨. ગજવાં કાતરૂ, ગઇ ગુજરી, પુનર વીવાહ, મેહેરબદાર, વજીફાદાર, વતનદાર.

૩. કરજ.

## જગતની માયા તજવા વિશે—પદ.

છોડો છોડો જગત મન માયા,
નથી કાયમ કહું તન કાયા રે—ટેક.
માયાની જાળમાં ફસી કયાં જીવડા,
ભૂલે સ્વર્ગી સુખની છાયારે—છોડો૦
નથી ભરૂસો આ જુઠીરે જગતનો,
માયા લગાડી મહી બહુ ફસીયારે—છોડો૦
માટે માંગજે વૈકુંઠ વાસને,
ભજી અંતરથી જગરાયારે—છોડો૦
દાસ વીનવે ફરી સર્વે જંનને,
માયા છોડી લગાડો ઇશ તનનેરે—છોડો૦

---

## કેળવણી વિશે—પદ.

સજજનો ધરો તમો ઉમંગ અંગથી—અંગથી ધરો ઉમંગ, અગથી ધરો ઉમંગ, અંગથી ધરો રે—ટેક.

કેળવણીથી પામ્યા બહુ જનરે જશ,
કેળવણીતો છેજ મૂળ બુદ્ધિનું ખાશ,
કરી લો તે તણો તમો સજ્જનો બાશ,
પામ્યા તેથી બહુ જનો, માન ભારી રે—સજ્જનો૦
" તેલ વિના દીપે નહીં કદી પણ દીવો,
પાણી વિના ઉગે નહીં ઝાડ છોડવો,
શુકાન વિના ચાલે નહી કદી પણ નાવો,
માટે કરી ખૂબ ભાઈપો, દીલથી જોરરે"—સજ્જનો૦
થાયાછે પ્રખ્યાત જનો બહુ કેળવણી લઈ,
મોજ, મઝા, ઉંઘ, ભુખ તજીરે દઈ,
મેળવીછે જેઓએ અતી શ્રમથી મ્હોટાઈ,
માટે લો સજ્જનો તમો, શ્રમ અંગથીરે—સજ્જનો૦
કોપરનીકસ, કોલંબસ, ગાલીલીયો, ગટનબર્ગ,
સ્હાસ કર્મ દુઃખ વેઠી રહ્યાછે અમર્ગ,
ફ્રાંકિલન, ફરગ્યુશન, વીટની વગર,
થાયાછે પ્રખ્યાત વિશેષ, આગ્રહને ઉદ્યોગેરે—સજ્જનો૦
સખી જમ્સેદજી અને ફરાંમજી વળી,
પ્રોફેસર દાદાભાઈ નામ કહું વળી,
ગરીબ કુળમાં તેઓએ જનમરે ધરી,
મેળવીછે કિર્તિ ભલી, મહૂજ છેરે—સજ્જનો૦
માટે રે સજ્જનો તમને વધુ તે શું કહૂં,
લેવો વિશેષ તમો કેળવણી સહૂં,
એજ આશ રાખે દીલે દાસરે બહૂ,
કહૂ વિદ્યા વિણ જાણવો સજ્જન, પ્રોઢા પશૂરે—સ૦

---

# સ્ત્રીબોધ.

પુસતક ૧૨ મું. | ડીસેમબર ૧૮૯૮ | આંક ૧૨ મો.

## જુંનો કરજનો નવો રસતો

યાને

### સેરને મલે સવાસેર.



### નાટક પાત્ર.

સોદાગર સેહેરીઆર. એક જુવાન અમીરજાદો
નામદાર.......... લોકોના ખીસાનો ભાર ઓછો કરતાર પરોપકારી સેઠ
નોશેજાન........ એક ગુણપાટ જેવી હોજરીવાલા કોટવાલ અને ધારાના મોટા હીમાએતી
કામગાર.......... નામદાર સેઠનો જમનો હાથ
મેહેરનોશ.......... ઉમ્રી તોખમના પણ કરકા સેઠ અને નામદાર સેઠના ભતરીજા
એદલ લકબે અદલ. મરનાર નોશેરવાન સમશેહેરખાનનો છોકરો અને સોદાગર શેહેરીઆરનો કારભારી
જહલ.......... એક ભટીયારો અને પીઠાવાલો
તેહેમુર........ }
ખાખક.......... }
હોમાન.......... } સરબાનુંના કારભારીઓ
મામ.......... }
ખીદાર.......... }
સરબાનું.......... મરનાર નોશેરવાન સમશેહેરખાનની વીધવા અને એદલ લકબે અદલની સાવકી માતા
ગુલનાર.......... નામદાર સેઠની જુવાન છોકરી
મેહેરંગીજ.......... જંહલ પીઠાવાલાની ધણીઆની.
મેહેતાબ........ }
પીરજન........ } સરબાનુંની ચાકરડીઓ
દારૂવાલો, દરજી, ચાકરો ઈતીઆદી.

---

### પ્રવેશ ૪ થો.

### દેખાવ ૧ લો—નામદારનું દીવાનખાનું.

નામદાર દાખલ થાયછે

**નામદાર**—મેં પકડી ! અરે, ઓરત ! અમીર સાથ ગોફતેગો કરવી મેલી દઇ પેલા ખવીશ સાથેજ હસસે ! મેહેરનોશના ચેહેરામાં એટલી શું કમાલીઅતછે કે તારા ખાવંદનો ગમ વટીક ભુલી ગઈ ! પણ હું શું કરવા બલાપો કરૂં ? એતો માહારે સારૂંજ રસતો મોકલો થાયચ જો એ એના હાથમાં ગઈતો એની દોલત પછી માહારીજછે.

કામગાર દાખલ થાયછે.

**કામગાર**—સાહેબ કાંઇ ફરમાસ !

**નામદાર**—કામગાર ફરમાસ એજ કે એક સારી જેવી તક મલેતો ધેયાનમાં રાખજે કે માહારા ભાણેજ સાથે જરા વાત કરૂં.

શેહેરીઆર, ગુલનાર, એદલ, મેહેરનોશ અને
સરબાંનુ દાખલ થાયછે.

**કામગાર**—(નામદારને કાનમાં) જુઓ કેવો હાથે હાથ મલેલોછે. તહમારા ભાણેજનો સુરજતો દીનપર દીન ઉગતોજ જાયચ.

**સરબાનુ**—ગાડી તઈયાર કરાવ. નામદાર સેઠ તમે જે માહારી અને માહારા જનની ભીતર મેહેરનોશની મીજાજ દીને પરોનાગત કીધીછે તેથી હું ઘણી આભારી થઈછું.

**નામદાર**—નામવર બાંનુ તમારા કદમથી માહારૂં ઘર પવીતર થયુંછે. પણ મેહેરબાની કરી એક અરજ ગુજારૂં છું કે માહારા ભાંણેજને માહારી સાથે એક થોડો વખત હીયાં રેહેવા દેવું તમારી પુઠે હું એમને તરત રવાને કરી આપીશ.

**સરબાનુ**—સાહેબ તમારી દરખાસત હું કબુલ કરૂંછું. પણ પેમારા મેહેરનોશ વધારે વખત ખોટી રેહેતાના; કારણ હું ઘર તમારી રાહા જોતી બેસીસ.

[નામદાર અને મેહેરનોશ સીવાય સઘલાં વાત કરતાં જાયછે.

**નામદાર**—પેમારા મેહેરનોશ આટલા દીવસની દુગમની પછી પાછો માહારો ચાહા તારી તરફ કેમ ઉભરાએચ તે જાણવાને તું કદાચ ખંતી હોશે

**મેહેરનોશ**—હા સાહેબ.

**નામદાર**—જાણ તાહારે છોકરા કે હમારા દુનયાદાર લોકોનો રવઇઓછે કે જારે તેમના દોસતો અને બેસાવંદો ગરીબાઈના પાંણીમાં ડુબી છેલલાં ડચકાં ખાતા હોય, તારે તેમને આસરાનો હાથ આપવો નહી; પણ તેમના માથાં ઉપર હમારા પગ મુકી તેમને તલીએ દાબવા. જો ખરૂં કહું

તો એજ રમત હું તારી સાથે રમયો, પણ હવે હું જોઉંછું કે તું એટલું છતાં તરી શકેચ અને તેથી તુંહને પાછો ઉપર લાવવાને હું ખંતીછું. હું ઘણો મઘનછું કે સરબાંનુ સરખી અમીરજાદી તારા ઉપર આશક પડીછે.

મેહેરનોશ—એમાંનું કાંઇ નથી સાહેબ તેતો મારી ઉપર દયા કરેછે.

નામદાર—તારી કંગાલીઅતમાં તુંને જોવા હું ખુશી નથી. હુ તુંને એવી રીતે મદદ કરવા માગુંછુ કે પાચે દાહાડે તારો ઓરત તુંને તાંનો મારે નહી કે તુંને કંગાલીઅતમાંથી અમીરપણામાં લાવનાર તે હતી.

મેહેરનોશ—(મનમાં) આએતો આપોઆપ ફાંસામાં આવેચ વારૂં મારી એટલી મેહેનત બચી.

નામદાર—તારાં કીંમતી કપડાંની પેટી જે ઘરણે પડેલીછે તે હું છોડવી આપું. તારૂં જે છુટકલ કરજછે તે જલદી પતાવ અને તારી બાંનુની પાસ એક સાહુકાર દાખલ જા.

મેહેરનોશ—મામા કેમ તહમારો ઉપકાર માનવો તે હું જાણુતો નથી.

નામદાર—ફીકર નહી બચા. કાલ બામદાદ પડતાં તું દસ હજારનો માલેક થયે. કામગાર માહારા ભાણેજ સારૂં જોડી જોતરાવવાને હુકમ આપ.

મેહેરનોશ—કેટલા તેઓ ભુલેચ જેઓ મહને કેહેચ કે તારો મામો કઠણ હઈયાંનોછે.

નામદાર—મારાં કામથી માહારો તારી તરફનો ભાહા માલમ પડશે. માણસો ગમે તે બકે તેની હું દરકાર કરતો નથી.

---

### દેખાવ ૨ જો—સોદાગર શેહેરીઆરનું દીવાનખાનું.

શેહેરીઆર અને નામદાર વાત કરતા બેઠાછે.

નામદાર—પણ જાણુ એ ઉમરાવ કે તાહારાં ચાંદી સરખા નામ ઉપર એક તલ બરોબર કાલો દાઘ પડનાર નથી. માહારી જીંદગીની ઉમેદમાં ઉમેદ એટલીજછે કે, માહારી દીકરીને ઉમરાવજાદી કરૂં, અને તેણીના બેટાને માહારા ખોલામાં રમાડું. તાહારો પાછલનો વીચાર કરવાને તું મુતલગ મેહેનત ના લેતો કારણ તાહારાં હાથનો મારેલો તીર ઉડે તેથી દસઘણી માહારી જમીનછે, અને તું થાકી લુસ પડે તાંહાંશુધી ન ગણાય એટલા માહરી પાસ સોનાના સીકાછે.

શેહેરીઆર—તહમારે હાથે લાઈલાજ થઈ પહેલાં કુટંબોની હાયદાયથી તહમને દરદ લાગતું નથી?

નામદાર—નેધાહ કર દરયા માહેલા ખડક ઉપર કે કેમ તેની ઉપર ઉછલતા મોજાઓ શર નમાવી પાછા ઉતરી પડેછે. નેધાહ કર ચંદર ઉપર કે શું દાદ તે તેની ઉપર ભુખમરાથી ભોંસતાં વરૂ ઉપર આપેછે. જાહારે વીધવાની કલાપીતથી માહારા કાણ વીંધાએચ અને લાચાર માબાપ વગરના ફરજંદો માહારા ઉંબરને તેમના આંસુથી ધોયચ તાહારે હું વીચારમાં બેસુંચ કે માહારી બેટી ઉમરાવજાદી કહાહરે થશે એ વીચારના મીઠા અમલમાં માહારાં હઈયાંનો દંખ મહને લાગતો નથી. બોલ તાહારે ઉમરાવ કે માહારી બેટી સાથે તાહારૂં કાજ હવે નકી?

શેહેરીઆર—કશો સંદેહજ નહીં.

નામદાર—તાહારે બેચેન રેહે. આખી આલમનો ધીકાર હું સોસીશ પણ તહમને માહારાં બચાં હું આનંદમાં જોઈશ. [જાયછે

શેહેરીઆર—અજબ કે પરૂથવી એનો ભાર સાંખેચ. [સરબાનું દાખલ થાયછે.

આવો નામવર બાનું. તહમારે ખાતર હું ઘણો મઘન છું કે તહમે એટલાં મોડાં આવયાં, કારણ હમણાજ નામદાર હીંયાંથી પધારયા પણ એવા નીતીના ધડા આપી ગયા કે તેનો વીચાર કરતાં પણ મહને લાજ આવેછે.

સરબાનું—નીચ માણસો પોતાના પઈસાના જોરથી પોતાનું લોહી સમારવાની ઇયુકતી ગમે એવી રીતે કરે પણ ઉમરાવના લોહી સાથ તે એટલું ચોખું થનાર નથી કે બેમાલુમ ભેલાઈ જાય.

શેહેરીઆર—નામવર બાનું એનો અરથ શું!

સરબાનું—અરથ એકે નામદારની બેટી આ દેશના મોટામા મોટા ઉમરાવ સાથે હાથ જોડે તોયપણ લોકના મોહોડાં તેના બાપની બુનીઆદી ઉપર બંધ રેહેનાર નથી, અને ગુલનારની નેકી અને ખુબશુરતી કરતાં એટલ અને મેહેરનોશના નબલા હાથોમાંથી નામદારે તેમની જીંદગીના છુટી લીધેલા આધાર ઉપર તહમે વધારે લોભાયા એમ બોલાયા વગર રેહેનાર નથી.

સોહેરીઆર—નામવર બાનું એ બાબદોનો મેં સારી પઠે વીચાર કીધોછે અને મહને એકરાર કરવામાં મુતલગ ભય નથી કે નામદારની બેટી ગુલનાર સાથે હું પરણનાર નથી.

સરબાનું—(મનમાં) ઠીકજછે. સતાણાનું સોનું. પણ તાહારે નામવર ઉમરાવ શું કરવા તેણીને જીઠા વચનથી ઠગોછો!

શેહેરીઆર—એક સવાલ મહને પુછવા દઓ અને પછી જવાબ આપું. તહમે, બાઈ, જેવણ તહમારા બેહેસતનશીન ખાવંદના મરણ પછી જોગણનો પરદો ધરયો હતો તેવણ એકાએક પોતાનું વરત મેલી પાછાં લોકોમાં લેવાય એનો અરથ શું?

સરબાનું—માહારી નેમ ઘણી નેક છે.

શેહેરીઆર—અને તેમજ માહારી પણ છે. પણ જાહારે માહારે માટે તહમે આટલી કાલજી દેખાડોચ તાહારે આ ધુંટણ મંડીએ બેસી હાથ આપુંછું તે કબુલ કરો.

સરબાનું—હાલી શરમ એ દીલની ઠગાબાજીછે. આ માહારો હાથ હું એની સાથે જોડુંછું. [વાત કરતા જાયછે.

---

### દેખાવ ૩ જો—એક રશતો.

મેહેરનોશ, કામગાર, અને માંગનારાઓનું ટોલું.

મેહેરનોશ—બાઈ તું કોણ રે?

એક માંગનાર—સાહેબ હું તહમારો ભડીયારો. માહારા દોહોડશો રૂપયા સાહેબપર લેહેણાછે જે આપોતો માહારાં મોહોત લાકડાં તઈયાર કરૂં.

મેહેરનોશ—કાંમગાર એને રોકડે પાયકે ચુકવી આપ.

બોલ ભાઈ તું કોણ છે ?

બીજો માંગનાર—સાહેબ હું તમારો દરજી. માહારા આઠસો રૂપયા જો આપોતો માંહારી દુકાન વેચાયછે તેનો ઉગારો કરૂં. હું છ વરસનું વેપાજતો સાહેબ માંગતો પણ નથી.

મેહુરનોશ—ભાઇ તાહરો આંકડો એવો કે ચાલીસ વરસે તે મુકે તોબ્રી તુંહને નફોજછે. કામગાર એનું પતાવજે.

બોલ ભાઈ તું કોણછે.

તરીજો માંગનાર—સાહેબ હું તહમારો સરાફ છું. સાહેબને મુબારક હાથની લખેલી ૫૦૦ ની ચીઠી અને ૬૦૦ ના વેપાજની ઉઘરાણી કરવા આવપોછું કે એટલા મલે તો હવે ધડપણની હુંજગારી છોડી દઉં.

મેહુરનાશ—કામગાર આ સરવે જણાઓનું દેવું જેમ તુંહને દરૂસત લાગે તેમ માહારી તરફથી અદા કરજે.

[માગનારા એક અવાજે મેહુરનોશ માટે ખુશાલીના પોકાર મારતા જાયછે

દોસત કામગાર ! જે પેલી છુપી વાતથી તું મહને વાકેફ કરવા માંગતો હતો તે મહને કેહે.

કામગાર—સાહેબ જો નામદાર પોતાના લેહેણાની ચીઠી લખાવવા આવેતો સાફ ના પાડજો અને જે તેથી દસ ઘણી રકમ તમારી મીલકતમાંથી ખાઈ ગયોછે તેનો દોકડે પાઈકે હસાબ માંગજો, અને જે ખત તમે એને લખી આપયુંછે તે પેદા કરાવજો અને પછી જોજો કે તે કોરૂં કાગજછે કે નહી. એ માહારૂં કાંમછે. એ રોશન શેતારેના ઉમરાવ ! જો તમારા કાકા ઉપર તમારૂં પેટ ભરતું વેર લેવડાવવા જો માહારી બનતી સામેલગીરી નહી કરૂંતો કામગારને ફાંસી દેજો.

મેહુરનોશ—તારી ઉપર માહારો પુર ભરૂસોછે.

[જાયછે

---

## દેખાવ ૪ થો—નામદારનું દીવાનખાંનું.

નામદાર, એદલ અને ગુલનાર વાત કરેછે.

નામદાર—જો એ ઉમરાવની એવીજ મરજી હોય કે લગણ વખતે કોઈ હાજર થાય નહીતો હું દીલગીરીથી કબુલ કરૂંછું. પેયારા એદલ આ માહારી વીટી દસતુર સોહોરાબને આપજે અને મારી બેટીના શેહેરીઆર સાથ નેકા ઉપર હું રાજીછું એમ તે દાવરની ખાતરી થશે.

એદલ—પણ સાહેબ હજુર તમે હાજર થાવો તે બેહેતર. દસતુરના મનમાં હજાર વસવસા પેદા થાય કે એ વીટી મારા હાથમાં કેમ આવી હશે.

નામદાર—તું બરાબર કેહેચ. લાવ તારે હું એક ચીઠી લખું. [ચીઠી લખવા બેસેછે.

એદલ—મેહેરબાન સેઠ ચીઠીમાં મારા ઉમરાવ સરદારનું નામ જણાવતાના. તેવણને ઘણું અનગમતું થઈ પડશે. "આ ચીઠીના લાવનાર સાથે મારી બેટીના નેકા કરવા હું રાજી છું." એટલુંજ લખેલું હોશેતો તેવણ વધારે પસંદ કરશે.

નામદાર—એમતો એમ. માહારે કબુલછે.

(મનમાં) પરમનો ઉગતો સુરજ માહારી બેટીને આ દેશની મોટામાં મોટી અમીરજાદી જોશે.

[નામદાર ચીઠી આપી જાએછે.

એદલ—હુવા ગુજારવા દે માહારી વાહાલી ગુલ માહારા સેઠના હકમાં કે તેની સખાવતથી હું તુંને કાલ પડતાં માહારી હકદાર ઓરત કહી શકીશ.

ગુલનાર—તાહારી બંદગીના અવાજ સાથ માહારો નબલો અવાજ પણ ભેગો કર કારણ તાહારા સેઠે જો મારયું હોતતો જે સહીસલાંમત કાંઠે આજ હું ઉભીછું તેને બદલે દામાદોલ મોજાઓપર દોલતી નાખી હોત !

[જાયછે

નામદાર વીચારમાંનો વીચારમાં કોચ ઉપર લેટેછે.

નામદાર—માહારી નેમ આખર પાર પડી. અમીરો અને ઉમરાવજાદીઓ માહારી બેટી ઉપર ભમતાં જાણે હવે નજરે પડેછે. સઉ હવે નામદારની ખબર અંતર લેશે. લોકોની જીભનેતો હવે તાલાંજ વલશે કે રખે કાંઇ બેઅદબી માહારા કાંનપર પડે, અને પછી મેહેરનોશબી પાછો માહારાજ કબજાણમાંછે. એક રસતે સરબાંનુની દોલત તેહેના હાથમા આવી કે બીજે રસતે તે માહારા હાથમા ચાલી આવવાની આ હા ! હા ! એટલો હરખ દીલે ઉપજેછે કે સમાઇ સખતો નથી. ફતેહ ! ફતેહ !! ફતેહ !!! [સુઈ જાયછે.

---

## દેખાવ ૫ મો—સરબાંનુના ઘરનું દીવાનખાનું.

શેહેરીઆર અને સરબાંનુ બેઠેલાં માલમ પડેછે.

શેહેરીઆર—મેહેરનોશતો પાર પડયો પણ ગરીબ માહારો એદલ હજુર દોલતો રહયોછે. પણ નીરાશ થવાની અગત નથી. જે પરધાન એમ જાણેમ કે સારી પરૂથવીના રાજોનું પેટારખાંનુ માહારી નજર આગલ ખુલલું પડેલુંછે તે વારેઘડીયે નજીવાં માણસોના દાવમાં સપડાઈ હાર ખાઈ પડેછે.

સરબાંનુ—નામદારની આંખ જે વીચાવવા તઈયાર થાય તેણે સીંહ અને કોહોલાંના તરકટથી પેહેલાં વાકેફ થવું જોઈએ.

મેહેરનોશ દાખલ થાયછે.

આવો સાહેબ; હવે તહમે જેવા હોવા જોઇએ તેવા દેખાઓછો.

મેહેરનોશ—અને એવોજ હંમેશ રહીશ, જાંહાંસુધી જાંણીશ કે મારે સાહે એક બાંનુછે જેના ઉપકાર એટલાછે કે તેની નોકરીમાં મરવું એ પણ પુરતો આભાર ગણાય નહી.

સરબાંનુ—મહને એટલોજ દીલથી સંતોશછે કે એક નેક કામમાં મેં મદદ આપીછે અને તેનું ફલ જોવા પામીછું.

બાહારથી નામદારનો આવવાનો સાધ સંભલાયછે.

મેહુરનોશ—માહારે ખાતર નામદાર ઉમરાવ પાસેના ઓરડામાં બેસો અને હમુને એકલાં રેહેવા દેઓ.

[શેહેરીઆર જાયછે.

નામદાર—લુચા ! બોલ માહારી બેટી કાંહાં ગુંમ થઈ ગઈ ? બોલ નહીતર તારાં આંખના નેતર હમણા બાહાર ખેંચી કાહાડુંચ.

**કામગાર**—સેક સાણે કાજે એટલી જબાંદરાજી કરોચ્ય ?

નામદાર ગુસાથી ભરેચો કામગારને મારતો મારતો અંદર દાખલ થાયછે.

**નામદાર**—બાઈ, રેહેમગુજારી બોલો કે ઉમરાવ શેહેરીઆર અને તેની ઉમરાવજાદી, મારી બેટીને, તમે જોઈછે ?

[સરબાંનુ હશીને જપાટાબધ જાયછે

મેહેરનોશ ચાલ બચ્ચા તઈયારી કર. આ બાંનુ સાથ તારાં લગણ ટાંકણે જે નાણાની રકમ વગર બોલે મેં તુંને આપી તેની મહને ગરજ પડીછે. વાસતે જો કાલને કાલ તાહારો નવો બગીચો માહારે હસતક નહીં કરશેતો જે પોશાકમાં હમણા ઉભોચ્ય તેજ પોશાકમાં જેલમાં ચાંચરા મારવા જવું પડશે. વાસતે ફરીથી તુંહને કહુંચ્ય કે તાહારૂં દેવું અદા કરજે.

**મેહેરનોશ**—કાકા ! ભાણેજ જાહારે હવે તરતો થયો તાહારે પાછો તહમે તેને ડુબાડોછો ?

**નામદાર**—લગણના ધોલી લગણે સારાં લાગે. રંગીલી રાતે જે વાત થાય તે દલીદરી દાહાડે કામ લાગે નહીં. તાહારો બગીચો મહને ધરણે મુક અને ખત ઉપર તાહારી ઓરત પાસે સહી મેલાવ. પછી કેહેતો બીજા પાંચ્ય પઈસા તુંહને વધારે ધીરૂં કે સુખેથી તું પીઠાંમાં તાહારૂં રોજનું માપટું લીએ.

**મેહેરનોશ**—અને પાછલથી કાટલી ઓરી લોકને બારણે ફરૂં. એમજ કેની ?

**નામદાર**—હું કાંઈ તે તુંહને પુછવા બેઠો નથી. હુંતો માહારા પઈસા માગુંછું.

**મેહેરનોશ**—નહીં, પઈસા નહીં અપાય. તહમારૂં કાંઈ લખેલું પોતેલું છે ?

પણ સામો હું, હું મેહેરનોશ, જે બગીચા માહારી પાસેથી સદનતર લુચાઈ અને ઠગાબાજીથી તહમે લીધાછે તેની ઉંઘરાની કરૂંછું.

**નામદાર**—અરે હેમક ! પણ તાહારા હાથનો લખેલો દસતાવેજ નામુકર જશે ? જજે નામુકર બચ્ચા કે આપણા ખાનદાનમાં એક જનમ કેદીતુંબી નામ રેહે. કામગાર, દોડ તાબડતોબ અને માહારાં ખતનો બાકસ લઈ આવ.

[કામગાર જાયછે

જાહારે તાહારી ઓહોરદાર બંદીખાનાને બારણે માથે હાથ દઈ રડશે અને તું પથર સાથે માથું કુટટો અંદર હાય મારસે તાહારે તાહારા કાકા સાથે નરમાસથી વાત કરશે.

[કામગાર એક બાકસ લાવેછે જે નામદાર ઉંઘાડેછે અને એક ખત કાહાડી મેહેરનોશને દેખાડેછે.

આએ તુંહને જમીનદોસત કરશે.

**મેહેરનોશ**—કાકા, મનમા મલીદો એકલા જમશો ને ગરીબ ભાણેજનો ભાગ નહીં કરશો ? અરે બે આંખ ઉંઘાડી, જોઈએતો ચશમો લગાડી, જુવો કે ખતપર કાંઈબી લખેલુંછે ?

**નામદાર**—(ફગલાઈને) અરે પાખંડી ચોર ! એ કોણ કુતરાએ તહને સીખવયો હશે ? એ દઈત ! એ દેવ ! આ ખત એકદમ કોરૂં કેમ ? એ જાદુગર બોલ. હમણા ધારાની રૂહે તાહારી ગરદન ફાંસામાં ચીપલાવુંછું.

**મેહેરનોશ**—તહમારાં કરમ એવાં ભુંડાંછે કે તહમને બચાવતાં પરૂથવીમાની શઘલી દયાનો ભંડાર ખાલી થઈ જાય. [જાયછે.

**નામદાર**—કામગાર, કામગાર !

**કામગાર**—સાહેબ ?

**નામદાર**—જોકે બધા સાખશીતો મરી ગયાચ્ય તોપ પણ તાહારા સરખા ચંચલ માણસની સાખશી ઉપર શઘલો આધાર રહેલોછે. હું તાહારી તારીફ કરતો નથી— અને તું જાંણેચ્ય સારીપેઠે કે એ બુરી ટેવ હું લોકોમાં કેટલી ધીક્કારૂંછું——કે મેં તુંહને હંમેશ પરમાણીક અને તાહારા સેઠનો અરથ સંભાલતો જોયોછે, અને તાહારી પણ ખાતરી હોશે કે હું તાહારી ઉપર કેટલો પરાણ કાહાડી આપુંછું. તું જો માહારી તરફથી સોગંદ ખાય કે એજ કોરૂં કાગલ અસલ મેહેરનોશની સહી મોહોર સુધાંનું લખત હતું પણ જમાનાની અસર અને વખતના અમલમાં લખાણ નીકલી ગયુંછે તો માહારી હકવાજબી જમીન માહારા હાથમાં રેહે અને આ ચંડાલનો બનાવટી ઉભેલો દાવો ધુલ મલી જાય. કેમ કામગાર ખંખારીને હા બોલ. સોગંદ ખાતી વખતે મનમાં કહીએ કે હું સોગંદ ખાતો નથી તો પછી શીરે દોસ રેહેતો નથી.

**કામગાર**—હું જુઠા સોગંદ ખાઉં ! દોખમાંની પાલ ઉપર સુતેલો હવે મહને પશચાતાપ કરવાનો વખત રહયો છે ? ના ના, હું કાંઈ ખત પતર જાણતો નથી.

[નાહાસવા માગેછે.

**નામદાર**—તાહારે તું મહને ફસાવશે ? [મારવા જાયછે

**કામગાર**—આંગથી દુર રેહે, તાહારાં બધાં કાલાં કરતુકો તાહારો ભાણેજ ઉંઘાડાં પાડશે અને તાહારો મગરૂબીનો કોટ ભોય બરોબર મેલવી નાખશે.

**નામદાર**—હા, જો માહારૂં આગલું કુવત હોયતો તુંહને સાથેસાંધામાથી ઉખેડી નાખું, પણ ચંડાલ જાણજે કે તુંહને રીબાવવા હજુર હું જીવીસ, અને દરરોજ તાહારેજ મોહોડે તાહારાં મોહોતનું તેડું મંગાવીશ.

[દસ્તુર શોહોરાબ હાથમા કાગજ લઈ દાખલ થાયછે.

બુજરગ મરદ તહમારા દેખાવમાંજ ખુશખબરીછે. માહારી બેટીના ઉપર આશા રાખુંચ્ય કે તહમે આસીરવાદ નાખયા હશે.

**શોહોરાબ**—હાજી, તહમારી ચીઠીને માન આપીને.

**નામદાર**—તાહારે દફે થાઓ માહારા દુખના વીચાર ! હાલની ગમગીની માહારી ઉમરાવજાદી બેટીના સુખ આગલ પગલી નાબુદ થાયછે. હવે ઉઠાવો માહારા સતરૂ તહમારા હાથ અને જુવો કે લકવાથી કેમ તેઓ નીચે રૂપડતા નથી

શેહેરીઆર, સરબાનું, ગુલનાર અને એદલ દાખલ થાયછે. [ગુલનાર દોડતી આવી બાપને ઘુંટણ મંડીએ પડેછે.

**ગુલનાર**—પૈયારા બાપ, પેહેલે તહમારી માફી, પછી તહમારા આશીરવાદ આ માહારો હકવાજબી ભરતાર છે. [એદલને દેખાડેછે.

**નામદાર**—ફના, ફના. સેતાન (શોરાબને) દોજખી, બોલ એઓ પરણ્યાં ? બોલ, નહીંતર લે આ તાહારો છેવલો દમ. [શોરાબને ગરદનમાંથી ધરેછે.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૨ મું. ડીસેમબર ૧૮૯૮ આંક ૧૨ મો.

## જુના કરજનો નવો રસતો

ઇયાને

### સેરને મલે સવાસેર.



### નાટક પાત્ર.

સોદાગર સેહેરીઆર. એક જુવાન અમીરજાદો.
નામદાર.......... લોકોનાં ખીસાંનો ભાર ઓછો કરનાર પરોપકારી સેઠ.
નોશિરવાન...... એક ગુણપાટ જેવી હોજરીવાળા કોટવાલ* અને ધારાના મોટા હીમાએતી.
કામગાર.......... નામદાર સેઠનો જમનો હાથ.
મેહેરનોશ........ ઉચી તોખમના પણ કરકા સેઠ અને નામદાર સેઠનાં ભતરીજા
એદલ લકબે અદલ. મરનાર નોશેરવાન સમશેહેરખાનનો છોકરો અને સોદાગર શેહેરીઆરનો કારભારી.
જંદલ.... ...... એક ભઠીયારો અને પીઠાવાલો
તેહેમુર........
બાબક.. .....
હોમાન.. ....
સામ... .....
ખીદાર. ...

(તેહેમુર, બાબક, હોમાન, સામ, ખીદાર) સરબાનુંના કારભારીઓ

સરબાનુ........ મરનાર નોશેરવાન સમશેહેરખાનની વીધવા અને એદલ લકબે અદલની માવડી માતા
ગુલનાર........ નામદાર સેઠની જુવાન છોકરી
મેહેરગીજ.. .... જંદલ પીઠાવાલાની ધણીઆંની
મેહેતાબ......
પીરોજન......

(મેહેતાબ, પીરોજન) સરબાનુંની ચાકરડીઓ

દારવાનો, દરજી, ચાકરો વગેરે.

---

### પ્રવેશ ૪ થો.

### દેખાવ ૧ લો—નામદારનું દીવાનખાનું.

નામદાર દાખલ થાયછે

**નામદાર**—મેં પકડી! અરે, ઓરંત! અમીર સાથ ઓળખાણ કરવી મેલી દઇ પેલા ખવીશ સાથેજ હસસે! મેહેરનોશના ચેહેરામાં એટલી શું કમાલીઅતછે કે તારા ખાવંદનો ગજ વટીક જુવી ગઇ! પણ હું શું કરવા બલાપો કરૂં? એતો માહારે સારૂંજ રસતો મોકલો થાયચ. જો એ એના હાથમાં ગઇતો એની દોલત પછી માહારીજછે.

કામગાર દાખલ થાયછે.

**કામગાર**—સાહેબ કાંઇ ફરમાસ?

**નામદાર**—કામગાર ફરમાસ એજ કે એક સારી જેવી તક મલેતો ધેયાનમાં રાખજે કે માહારા ભાંણેજ સાથે જરા વાત કરૂં.

શેહેરીઆર, ગુલનાર, એદલ, મેહેરનોશ અને સરબાંનુ દાખલ થાયછે.

**કામગાર**—(નામદારને કાનમાં) જુઓ કેવો હાથે હાથ મલેલોછે. તહુમારા ભાણેજનો સુરજતો દીનપર દીન ઉગતોજ જાયચ.

**સરબાનુ**—ગાડી તઇયાર કરાવ. નામદાર સેઠ તમે જે માહારી અને માહારા જાની મીતર મેહેરનોશની આજ દીને પરોનાગત કીધીછે તેથી હું ઘણી આભારી થઇછું.

**નામદાર**—નામવર બાંનુ તમારાં કદમથી માહારૂં ઘર પવીતર થયુંછે. પણ મેહેરબાંની કરી એક અરજ ગુજારૂંછું કે માહારા ભાણેજને માહારી સાથે એક થોડો વખત હીંયાં રેહેવા દેવું. તમારી પુઠે હું એમને તરત રવાંને કરી આપીશ.

**સરબાનુ**—સાહેબ તમારી દરખાસત હું કબુલ કરૂંછું. પણ પેયારા મેહેરનોશ વધારે વખત ખોટી રેહેતાના; કારણ હું ઘર તમારી રાહા જોતી બેસીસ.

[નામદાર અને મેહેરનોશ શીવાય સઘળા વાત કરતાં જાયછે

**નામદાર**—પેયારા મેહેરનોશ આટલા દીવસની દુશમની પછી પાછો માહારો ચાહા તારી તરફ કેમ ઉભરાએચ તે જાણવાને તું કદાચ ખંતી હોશે.

**મેહેરનોશ**—હા સાહેબ.

**નામદાર**—જાણ તાહારે છોકરા કે હમારા દુનયાદાર લોકોનો રવાઇઓછે કે જારે તેમના દોસતો અને ખેસાવંદો ગરીબાંઇના પાંણીમાં ડુબી છેલકાં ડચકાં ખાતા હોય, તારે તેમને આસરાનો હાથ આપવો નહી; પણ તેમના માથાં ઉપર હમારા પગ મુકી તેમને તલીએ દાબવા. જો ખરૂં કહું

**કામગાર**—સેઠ સાહેબ કાજે એટલી જબાંદરાજી કરોચ !

નામદાર ગુસાથી ભરેયો કામગારને મારતો મારતો અંદર દાખલ થાયછે.

**નામદાર**—બાઈ, રેહેમગુજારી મોલો કે ઉમરાવ શેહેરીઆર અને તેની ઉમરાવજાદી, મારી બેટીને, તમે જોઇછે ?

[સરબાંનુ હસીને જપાહાબંધ જાયછે

મેહેરનોશ આવ બચા તઈયારી કર. આ બાંનુ સાથ તારાં લગણ ટાંકણે જે નાણાની રકમ વગર બોલે મેં તુંને આપી તેની મહને ગરજ પડીછે. વાસતે જો કાલને કાલ તાહારો નવો બગીચો માહારે હસતક નહીં કરશેતો જે પોશાકમાં હમણા ઉભોય તેજ પોશાકમાં જેલમાં ચાંચરા મારવા જવું પડશે. વાસતે ફરીથી તુંહને કહુંચ કે તાહારૂં દેવું અદા કરજે.

**મેહેરનોશ**—કાકા ! ભાણેજ જાહારે હવે તરતો થયો તાહારે પાછો તહમે તેને ડુબાડોછો ?

**નામદાર**—લગણના ધોલી લગણે સારાં લાગે. રંગીલી રાતે જે વાત થાય તે દલીદરી દાહાડે કામ લાગે નહીં. તાહારો બગીચો મહને ઘરણે મુક અને ખત ઉપર તાહારી ઓરત પાસે સહી મેલાવ. પછી કેહેતો બીજા પાંચ પઈસા તુંહને વધારે ધીરૂં કે સુખેથી તું પીઠાંમાં તાહા રોજનું માપટું લીએ.

**મેહેરનોશ**—અને પાછલથી કાટલી ઓરી લોકને બારણે ફરૂં. એમજ કેની ?

**નામદાર**—હું કાંઈ તે તુંહને પુછવા બેઠો નથી. હુંતો માહારા પઈસા માગુંછું.

**મેહેરનોશ**—નહીં, પઈસા નહીં અપાય. તહમારૂં કાંઇ લખેલું પોતેલું છે ?

પણ સામો હું, હું મેહેરનોશ, જે બગીચા માહારી પાસેથી સદનતર લુચાઈ અને ઠગાબાજીથી તહમે લીધાછે તેની ઉંઘરાની કરૂંછું.

**નામદાર**—અરે હેમક ! પણ તાહારા હાથનો લખેલો દસતાવેજ નાકબુલ જશે ? જજે નાકબુલ બચા કે આપણા ખાનદાનમાં એક જનમ કેદીનુંબી નામ રેહે. કામગાર, દોડ તાબડતોબ અને માહારાં ખતનો બાકસ લઈ આવ.

[કામગાર જાયછે

જાહારે તાહારી મોહોરદાર બંદીખાનાને બારણે માથે હાથ દઈ રડશે અને તું પથર સાથે માથું કુટટો અંદર હાય મારસે તાહારે તાહારા કાકા સાથે નરમાસથી વાત કરશે.

[કામગાર એક બાકસ લાવેછે જે નામદાર ઉંઘાડેછે અને એક ખત કાહાડી મેહેરનોશને દેખાડેછે.

આએ તુંહને જમીનદોસત કરશે

**મેહેરનોશ**—કાકા, મનમા મલીદો એકલા જમશો ને ગરીબ ભાણેજનો ભાગ નહીં કરશો ? અરે બે આખ ઉંઘાડી, જોઇએતો ચશમો લગાડી, જુવો કે ખતપર કાંઇબી લખેલુંછે ?

**નામદાર**—(ફગલાઈને) અરે પાખંડી ચોર ! એ કોણ કુતરાએ તહને સીખવયો હશે ? એ દઈત ! એ દેવ ! આ ખત એકદમ કોરૂં કેમ ? એ જાદુગર બોલ. હમણા ધારાની રૂહે તાહારી ગરદન ફાંસામાં ચોપલાવુંછું.

**મેહેરનોશ**—તહમારાં કરમ એવાં ભુંડાંછે કે તહમને બચાવતાં પરૂથવીમાની શઘલી દયાનો ભંડાર ખાલી થઇ જાય.

[જાયછે.

**નામદાર**—કામગાર, કામગાર !

**કામગાર**—સાહેબ ?

**નામદાર**—જોકે બધા સાખશીતો મરી ગયાય તોય પણ તાહારા સરખા અંમલ માણસની સાખશી ઉપર શઘલો આધાર રહેલોછે. હું તાહારી તારીફ કરતો નથી—અને તું જાંણેય સારીપેઠે કે એ બુરી ટેવ હું લોકોમાં કેટલી ધીકારૂંછું——કે મેં તુંહને હંમેશ પરમાણીક અને તાહારા સેઠનો અરથ સંભાલતો જોયોછે, અને તાહારી પણ ખાતરી હોશે કે હું તાહારી ઉપર કેટલો પરાણ કાહાડી આપુંછું. તું જો માહારી તરફથી સોગંદ ખાય કે એજ કોરૂં કાગલ અસલ મેહેરનોશની સહી મોહોર સુધાંતું લખત હતું પણ જમાનાની અસર અને વખતના અમલમાં લખાણ નીકલી ગયુંછે તો માહારી હકવાજબી જમીન માહારા હાથમાં રેહે અને આ ચંડાલનો બનાવટી ઉભેલો દાવો ધુલ મલી જાય. કેમ કામગાર-ખંખારીને હા બોલ. સોગંદ ખાતી વખતે મનમાં કહીએ કે હું સોગંદ ખાતો નથી તો પછી શીરે દોસ રેહેતો નથી.

**કામગાર**—હું જુઠા સોગંદ ખાઉં ! દોખમાંની પાલ ઉપર સુતેલો હવે મહને પશચાતાપ કરવાનો વખત રહયો છે ? ના ના, હું કાંઇ ખત પતર જાણતો નથી.

[નાહાસવા માંગેછે.

**નામદાર**—તાહારે તું મહને ફસાવશે ? [મારવા જાયછે.

**કામગાર**—આંગથી દુર રેહે; તાહારાં બધાં કાલાં કરતુકો તાહારો ભાણેજ ઉંઘાડાં પાડશે અને તાહારો મગરૂબીનો કોટ ભોંય બરોબર મેલવી નાખશે.

**નામદાર**—હા, જો માહારૂં આગલું કુવત હોયતો તુંહને સાધેસાંધામાંથી ઉખેડી નાખું, પણ ચંડાલ જાણ જે કે તુંહને રીબાવવા હજુર હું જીવીસ, અને દરરોજ તાહારેજ મોહોડે તાહારાં મોહોતનું તેડું મંગાવીશ.

[દસતુર શોહોરાબ હાથમાં કાગળ લઈ દાખલ થાયછે

બુજરગ મરદ તહમારા દેખાવમાંજ ખુશખબરીછે. માહારી બેટીના ઉપર આશા રાખુંચ કે તહમે આસીરવાદ નાખયા હશે.

**શોહોરાબ**—હાજી, તહમારી ચીકીને માન આપીને.

**નામદાર**—તાહારે દફે થાઓ માહારા દુખના વીચાર ! હાલની ગમગીની માહારી ઉમરાવજાદી બેટીના સુખ આગલ પગલી નાબુદ થાયછે હવે ઉંચાવો માહારા સતરૂ તહમારા હાથ અને જુવો કે લકવાથી કેમ તેઓ નીચે ઝુપડતા નથી.

શેહેરીઆર, સરબાનું, ગુલનાર અને એદલ દાખલ થાયછે. [ગુલનાર દોડતી આવી બાપને ઘુંટણ મ ડીએ પડેછે.

**ગુલનાર**—પેયારા બાપ, પેહેલે તહમારી માફી, પછી તહમારા આશીરવાદ. આ માહારો હકવાજબી ભરતાર છે.

[એદલને દેખાડેછે

**નામદાર**—ફના, ફના. સેતાન (શોરાબને) દોજખી, બોલ એઓ પરણ્યાં ? બોલ, નહીંતર લે આ તાહારો છેલ્લો દમ.

[શોરાબને ગરદનમાંથી ધરેછે.

શોહોરાબ—(અચરત થઈને) હા; તહમારી અરજ સુજબ. તહમે એમ નહીં લખ્યું કે "આ ચીઠીના લાવનાર સાથે માહારી છોકરીના નેકા કરવાને હું રાજીછું !"

નામદાર—(કપાલ કુટીને) હાય, હાય ! અફસોસ ! હું માહારાં દુનયાંમાં પગલાં એવાં ભરૂં કે શેકારી કુતરૂં પણ માહારે વાસને આધારે ઠગાયું જાય તે આજે છોકરાંઓને હાથે ઠગાઈ ગયો ! ધુલ મલી ગઈ માહારી શઘલી આશા ! પણ કંગ્પલ છોકરી હું તાહારો જાન કબજ કરૂં.

[ગુલનાર જોર ધસેછે પણ શઘળા નામદારને પકડી રેહેછે.

શોહેરીઆર—વીચાર કર ભલા આદમી કે આખરે તું. આદમજછે, અને દુનયાંમાં સુખનુંજ પેપાલું ફકત પીવા મલતું નથી. જે તે આપે તેણે દુખનું પણ ચાખવું જોઈએ એ. ખુદરતનોજ કાયદોછે.

નામદાર—અરે, મહને ધુંમરી આવેછે.

વીધવા અને નાવારેસ બાલકનાં આંજુઓ માહારી સમશેહેરને માહારી બાજુએ સુંદર મુઆફક વલગાવેછે. નહીંતર——અરે આએ કોણ ! અરે માહારા હાથ ના બાંધો, મહને ફાંસી દેવા લઈ જાયછે. અરે રેહેમ, રેહેમ, રેહેમ! અરે લોહોડાંના ચાબુક માહારી પીઠ ઉપર પડેય ! અરે દોલત ! અરે દુનયાં !

[નામદાર બેશુધ પડેચ અને ચાકરો ઊચકી જાયછે.

કામગાર—અરે કમબખ્ત તાહારી ફેજે તું પોહોતો. મેહેરનોશ સેઠ, એક વખતે મહને એવો હુકમ મલયો હતો કે તહમુને ફાસો ઘાલી મારી નાખવા. હુકમ ફરમાવોતો નામદારનો એવો અંત લાઉં.

મેહેરનોશ—નીકલ લુચા કુતરા; જે પોતાનો જુનો સેઠ, પછી ગમે એવો નીરદય, તેનેજ ઠરડેતો, તે નવા સેઠને કેમ મુકે ! કાલું કર તાહારૂં. તાહારી કંગાલ જીંદગી સુધાર અને જાણ કે જુલમી અંતેજ થથે જએ. [કામગાર જાયછે.

ગુલનાર—અરે માહારા ગરીબ પીતા !

એદલ—ના રડ જીગરના હાર ! ઈશવરનું કરેલું કોઈથી ફેરવાતું નથી.

શોહેરીઆર—અને તેની લાકડીનો અવાજ નથી, કારણ જાહારે માણસ ધરમ મુંકી ઈશવર વીસાડે તાહારે કરમ તેને દોજખને હવાલે આપેછે. તાહારા કાકાનો, મેહેરનોશ! તું દાખલો તાહારી નજર સામું તાજો રાખજે, અને તાહારી પાછલની ચાલ ઉપર ધોર કર કે બદી અને નેકીના ફલ આકેબત કેહેવાં મલેછે. [શઘળા જાયછે.

(સમાપત.)

———

# સોસવાટ અને કોહોલું.

(મીસ ફરીઅરની વારતામાંથી.)

એક દીવસે એક ભુખું કોહોલું નદી કાંઠે મછી ઈયા બીજો જે ખોરાક મલે તે લેવા ગયું. હવે એવો એતેફાક બનયો કે તે નદીમાં એક મોટું સોસવાટ રેહેતું હતું, જે પણ એટલુંતો ભુખું હતું કે કોહોલાંને ઘણું ખુશીથી પોતાનું ભોજન કરતે.

કોહોલાંએ હીંયાંથી તીહાં પછાડા મારયા પણ ખાવાનું કશું જડયું નહી. પછી અંતે જાંહાં પેલું સોસવાટ પડેલું હતું તાંહાં તે આવી લાગું જાંહાં તેણે એક કરચલું જડપથી રસતો લેતું જોયું. કોહોલું એટલુંતો ભુખું હતું કે તેણે કરચલાંપર તરાપ મારવાને પોતાનો પંજો ઊભો કીધો પણ તે પંજો કમનસીબે સોસવાટે પોતાના મોહોડામાં જટ પકડી લીધો. કોહોલું વીચાર કરવા લાગું કે સોસવાટના હાથમાંતો સપડાયું અને જે પલ જાયચ તેમાં તે મહને પાણીમાં તાણી લઈ મારી નાખશે. પણ હવે તાલ એ કરવી કે એને ભમાવવો કે એણે ચુક કરીછે. પછી કોહોલાં કાકા દીલમાંનો થરથર ધ્રુજે પણ હસમુખે મોહોડે બોલયા કે "અરે ચતુર સોસવાટ! કેહેવો કાબેલ કે માહારો પંજો પકડતાં મોહોડાંમાં બરાંની સોટી લઈ બેઠોછે." સોસવાટ બરૂંની ઝાડીમાં એટલોતો ધંકાઈ ગયલો હતો કે તેને કશું દેખાતું ન હતું તેથી તેને મનસે વીચાર કીધો જે વાત ખરી; કારણ તાંહાંલગી કોહોલું આટલું હસીને બોલે નહીં. તેથી સોસવાટે કોહોલાંનો પંજો છોડી દીધો અને કોહોલું છુટું થયું.

કોહોલું જેમ દોડાય તેમ દોડયું અને બુંમ મારતું ગયું કે "અરે ચતુર સોસવાટ. એમજ તેં માહારો સેકાર મેલયો." સોસવાટ ચીરડાઈ ગયો પણ બાજી તેના હાથમાંથી ગઈ હતી. બીજે દાહાડે કોહોલું પાછું નદી કાંઠે આયું પણ સોસવાટની તેને ઘણી દેહેશત હતી તેથી બોલયું કે "જાહારે હું ખોરાક શોધવા નીકલુંચ તાહારે કાદબમાંથી કરચલાંઓને ચીમાંતાં જોઊંચ. પછી તેમને પકડી એક બુક ગલી જાંઊંચ. કેહેવી મજાહ પડે જો એક હમણા દેખાય."

સોસવાટ કાદવની તલે ધંકાયલો હતો તેણે આ બોલો સાંભલયા. તેથી તેણે વીચાર કીધો કે "જો હું કાદબમાંથી માહારી નાખની ટીચકી બાહાર કાહાડુ તો કોહોલું મહને કરચલું જાણી પંજો મારશે તેવોજ હું એને પકડી લઈ હોઈયાં કરી જવસ. હા ! હા!"

પણ જેવી સોસવાટના નાખની ટીચકી કોહોલાંએ જોઈ તેવું તે બોલી ઊઠયું કે "ઓ હો દોસત ! તહમેતો હીયાં દેખું. ચાલ બા બીજે કાંઠે જઈયે તાંહાં કરચલાં મલશે." પછી કોહોલાંએ બીજીગમ જઈ પોતાનો ખો

રાક મેલવચો. બીજીવાર હાથથી તક ખોયલી જાણી સોસવાટ ઘણો રીસે ભરાયો અને ઠરાવ કીધો કે હવે કોહોલાંને જવા દેવું નહી.

પછી બીજે દાહાડે સોસવાટ નદી કાંઠે ભરાઇ બેઠો કે જેવું કોહોલું આવે કે તેને પકડું. હવે કોહોલાંએ અગમચેતી કરી હતી કે આજે નદી કાંઠે જવું નહી કારણ સોસવાટના હાથમાં આવી જઇશ, પણ ખોરાક વગરતો ચાલે નહી તેથી જવાનોતો ઠરાવ કીધો. પણ કાંઠાની થોડુંક દુર ઊભું રહી તે બોલયું કે "આજે બધાં કરચલાં ક્યાંહાં ગયાં ? એકબી દેખાતું નથી અને ભુખતો જબરી લાગીછે. જારે કરચલાં તરેચ તારે પરપર પરપર પરપોટા ફુટયા વગર રેહેતા નથી." આ શાંભલી સોસવાટે વીચારયું કે હું પરપોટા શેરૂં તો તે લલચાઇને મહને કરચલું જાણશે. પણ તેના નાખ પરમાણે તેણે એટલાતો ફુંશારા મારયા કે સેહેજવારમાં આસપાસનું પાંણી ફીણ ફીણ થઈ ગયું. કોહોલું એ જોઇને બોલયું કે "જીવતો રેહેજે સોસવાટ. મહને ખબર હોત કે તહમો હીયાં પધારયાછો તો હું હીયાં આવવાને તજદી લેતજ નહી. વારૂં ગરીબને ચાહોછો એજ ગણીમત."

એમ કહી કોહોલું વલી બીજી બોરદુએ નાહાઠું. સોસવાટને એથી બહુ કરોધ ઊપજયો. કોહોલાં સરખું નાનું પરાંણી તેની અકલ વેચે એ ખેયાલથી તેને ઘણો ખેદ થયો. સોસવાટ કસમ લઈ બોલયો કે હવે હું એને શવવા દેવું નહી. બીજે દીવસે તે નદી કાંઠે પાછો કોહોલાંની રાહા જોતો બેઠો, પણ કોહોલું તે દીવસે આવયું નહી, કારણ તેણે વીચાર કીધો કે હવે નદી કાંઠે જવામાં અરથ નહી. કોઈબી વખતે દાવ પડતાં સોસવાટના હાથમાં સેકાર પડીશ તો માહારી વાહાલી કોહોલીની તરફ જોનાર કોઈ નથી, માટે હવેતો જંગલમાં સુકાં અંજીર પર ગુજારો કરવામાં ડાહાપણછે.

સોસવાટને માલમ પડયું કે કોહોલું જંગલમાં સુકાં અંજીર વીણેછે તેથી તેને તાંહાં સપડાવવાનો વીચાર કીધો. તે અંજીરના ઝાડ આગલ ગયો અને નીચે જે અંજીર પડેલાં હતાં તેનો ઢગ કરી તેની ઓઠે ભરાઈ કોહોલાંની રાહા જોતો બેઠો, પણ કોહોલું આંઘેથી અંજીરનો ઢગ જોઈ ચેતી ગયું કે માહારા સોસવાટ મીતરના કીલલા જેવું કાંઈ લાગેછે. તેથી તપાસ કરવા તે દુરથી બોલયું કે "ઝાડ પરથી જે અંજીર તાજાં પડે અને પવનથી હીયાં તયાં ઊડે તે અંજીર મહને ખાવા ગમેછે. સામેનો ઢગ થંભ પડેલોછે માટે એ અંજીર સારાં નહી અને હું તેમને ખાંઊ પણ નહી." આ સખુંનો સાંભલી મુરખ સોસવાટે ફુંશારા મારયા અને તુફાનથી નહી ગગડે તેટલાં દુર તેના સપાટાથી અંજીર ગગડયાં. આ રમુજ જોઈ કોહોલું બોલયું કે "એ સોસવાટ ભાઈ તાહારા કેટલા ઊપકાર ગણું ? આ ઢગમાં તું હોઇશ એમ મેં જરા ધારયું નહી." આ જોઈ સોસવાટ ખુંનપર આવી ગયો અને તે કોહોલાંની પાછલ દોડયો પણ કોહોલું તેને બાર ગાઊ મેલી નીકલી ગયું.

પછી સોસવાટ ઠાકીને ઠેકાણે પડયો અને મન સાથે બોલયો કે 'હવે જોઊં બીજીવાર એ કેમ મહને હાથ તાલી આપી જાયચ: હું એને દેખાડવા માગુંચ કે એ વીચારેચ તેટલો હું મુરખ નથી.'" પછી બીજી સહવારે બરી ખામદાદ તે કોહોલાંનું ઘર જે પાહાડના એક ગુફામાં હતું તાંહાં કોહોલાં કોહોલીની ગેરહાજરીમાં ભરાઈ બેઠો અને કોહોલું કેહેવું સવાદ આપસે તેનું મોંહો મલકાવા લાગો; પણ કોહોલું ઘર. પાછું ફરતાં તેનું મન તરકયું કે આજે કાંઈ ચમતકાર લાગેછે કારણ કોહોલી પોતાની ગ્રહીને તાંહાં રહીછે અને એક મોટું પરાણી પસાર થયું હોય તેમ જમીન ઊપર પગલાં દીસેછે અને બારણાની બાજુથી કોઇના ઘસારાથી માટી ઘસી પડીછે. હું કદી અંદર જઈસ નહી જાંહાંશુધી જાણીસ કે શઘલું સમાધાનછે. એવો વીચાર કરી તે બોલયું કે "એ અલી કોહોલી, એ બાયડી કોહોલી ? રોજ આવુંછું તાહારે તું શાધ દીએછે અને આજ નથી દેતી તે શુંછે ? તું શાધ નહી આલીશતો આ ઘરબાર તજી હું ચાલયો જાંઊંછું."

સોસવાટે આ બોલો શાંભલી ઓરતના જેવો ધીમો અવાજ કાહાડી કહયું કે "વાહાલા કોહોલા આવરે."

કોહોલું ચમકયું અને વીચાર કરવા બેઠું કે જો આજ સોસવાટને મારી નહી નાખયોતો કોઈ દીને માહારો જાન લેશે. વાશતે તે બોલયું કે "પયારી મોહોરદાર થોડાં લાકડાં લેવા જાઊંછું તે લઈ હમણા તાહારી આગલ આવીશ." સોસવાટ આ ખબર શાંભલી નાચવા ને કુદવા લાગો પણ થોડીક વારમાં કોહોલાંએ લાકડાંના ભાડાને ભાડા લાવી ઘરના મોહોડાં આગલ નાખયા. પછી તે લાકડાંઓને તેણે સલગાવયાં અને એક

લાંબી લાકડી વડે અંગારા અંદર ધકેલ્યા. ધુંવાથી ઓસવાર અંદર બુંમ મારવા બેઠો અને કોહોલું હરખમાને હરખમાં બાહાર હસે ને નાચે. થોડાવારમાં ઓસવાટ બલી ભશમ થયો અને કોહોલું સુખેથી નદી કાંઠેની માછલી શોધવા ગયું.

## જુવાન ગણીત શાસ્ત્રીઓ.

હેવું જણાયલુંછે કે અમેરીકાના ઇંડીઅન લોકો હીસાબની ગણતરી કરવામાં ઘણા ચાલાક હોયછે—દક્ષીણ અમેરીકામાં પીરૂ નામના દેશના રેહેવાશીઓ ધણીના દાણાથી હસાબ કરેછે, પણ તેઓ એ કામમાં હેવાતો ચાલાક હોયછે, કે યુરોપીઅન અને બીજા લોકો જેવો ઠેરવેલા કાયદાથી હસાબ કરેછે તેઓને હઠાવી મુકેછે;પણ જુદાં જુદાં દેસની અંદર કેટલાકો ખુદરતથીજ હસાબ કરવાની બાબદમાં હેવાતો ચાલાક માલમ પડે લાછે, કે તેઓએ નાહાનપણમાં પોતાની ચાલાકીના જે નમુના બતાવીઆછે તે ખચીત અચરતી ઊપજાવનારાછે.

જીઆરજ બીડર નામનો એક શખસ હતો, જે ગણતરી કરવામાં ખુદરતથીજ ઘણો ચાલાક હતો. ઘણી નાહાની વયમાં, કંઈબી કુળવણી લીધા વગર, અને પેનશીલ, કલમ અથવા બીજાં કાંઈબી લખવાના હથીઆરની મદદ વગર પણ માતર મનશકતીથીજ, એ શખસ ઘણાજ ગુચવણ ભરેલા હસાબ તડાકામાં કરતો હતો. લોકો તેની ચાલાકીની તપાશ કરવાને માટે તેને જોવા જતાં હતાં, અને ઘણા ગુચવણ ભરેલા શવાલો પુછતાં હતાં. આ સવાલોનો ઘણીજ જહડપથી થોડા વખતમાં તે ખરા જવાબ આપતો હતો

આવોજ એક બીજો શખસ બક્ષટન નામનો હતો. તે એક વગર કુળવાયલો ખેડુત હતો, અને તેને લખતાં વાંચતાં મુદલ આવડતું નોતું—લખવા વગર, માતર મનનીજ શકતીથી તે પણ, કાંઈબી ગણતરી સેહેજવારમાં કરનો. એક વખત તેને પુછવામાં આવયું કે, એક ગાડીનું પઈડું જેનો ઘેરાવો ૧૮ ફીટ છે, તે ૨૦૪ મઈલ જવામાં કેટલી વખત ફરશે. થોડી મીનીટમાં તેણે જવાબ આપીઓ કે, ૫૯૮૪૦ વખત. વલી તેને ફરીથી પુછીયું, કે એવું ધારીએ કે એક સેકંડની અંદર અવાજ ૧૧૪૨ ફીટ દોડેછે, તો એક તોપનો અવાજ પાંચ મઈલ દુર સંભલાવાને કેટલો વખત લાગવો જોઈએ ? તેણે જવાબ આપીઓ કે, ૨૩ સેકંડ, સાત તરતીઆંસ, અને ૪૬ વધેછે. વલી જોકે ઘણા થોડા વખતની અંદર કોઈબી હસાબ આ શખસ કરતો, તોપણ અજાયબ જેવુંછે કે કેળવણી નહી મલવાને લીધે, તે ઘણીજ લાંબી રીતે કરતો હતો. જો એક રકમને ૧૦૦ એ તે ગુંણતો, તો પેહલાં વીસે અને પછી પાંચે, એવી રીતે તે ગુંણતો હતો. હવે તે રકમની પછવાડે બે મીડાં મુકીઆથી ૧૦૦ એ ગુંણઈ જાએ એવો કાયદો જો તેને માલમ હતે તો, કોઈબી હસાબ તે ઘણો સેહેલાઈથી કરી શકતે.

અમેરીકાના યુનાઈટેડ ઈસ્ટેટસમાં, સન ૧૮૦૪ માં, ઝેરા કોલબરન નામનો એક શખસ જનમીઓ હતો. ૬ વરસનો હતો, તારે એક દાહાડે કોઈના શીખવીઆ વગર તે મોહોડે આંક ભણતો હતો. તેના બાપે આ સાંભલીઉ, અને ઘણો અચરત થયો. પછી તેને પુછીયું કે ૯૭ ને ૧૩ એ ગુણીએતો શું આવે? આ સવાલનો તે છોકરાએ તરતજ જવાબ આપીઓ કે, ૧૨૬૧. તરણ ચાર આંકડાના ગુણાકાર આ છોકરો મોહોડેથી તરત કરી આપતો. શન ૧૮૧૨ માં, ઝેરાને વેલાતમાં દેખડવા લાવીઆ. તેને તાંહાં ઘણા સવાલો પુછ્યા, તેના જવાબ દેવામાં તેણે એટલીતો ઝડપ બતલાવી, કે જે શખસ તે જવાબ ઊતારી લેતો હતો તેને ઊતારવાને પુરતો વખત નહી મલવાથી ઝેરાને તેણે જરા આસતેથી જવાબ દેવાને અરજ કીધી.

લનડનમાં, વીલીસરૂમ નામની એક જાહેર જગામાં, બાસલ નામના એક ૧૩ વરસની વયના છોકરાએ, સન ૧૮૩૯ માં કેટલીક અજાએબ જેવી ગણતરી કરી દેખાડી હતી. તમાશગીરોમાં, તારીખ વારના, ગણીતના, તારાઓની ચાલના, અને તરેહવાર બીજી ગણતરીઓના કોઠા, પાંચ મોટાં કાગજની ઊપર બારીક રીતે છાપેલા વેંહેંચવામાં આવીઆં હતાં; અને કોઈબી શખસને તે છોકરાને તેમાંથી ગમે તેવો ભારી સવાલ પુછવાની છુટ આપી હતી. અને દરેક સવાલનો આ અજાએબ જેવા છોકરાએ ખરો જવાબ વાલીઓ હતો.

આરરલાંડ શેહેરની અંદર, એક સરકારી ખાતાંમા કેટલાક છોકરાઓને ગણતરી કરવાને રાખેલા હતા, તેમાં આલેકજાંનડર વીન નામનો એક આઠ વર

શેનો છોકરો હતો. તે જગીઆઓની માપણી અજાએબ જેવી ઝડપ અને શેહેલાઈથી કરતો હતો. એક મીનીટથીબી ઓછા વખતની અંદર, તે એક જગાની માપણી કાંઈબી આકારમાં, જેવાકે, રૂડ, પોલ, ઈતીઆદીમાં મેલી શકતો હતો. આવીજ રીતની ગણતરી કરવાને કોઈબી મોટા શીખેલા ગણીત શાસ્ત્રીને, નજદીક એક કલાક જોઇએ.

## ગાડીઓ.

હવું કેહેવામાં આવેછે કે ગાડીઓની પેહેલી શોધ યુરપખંડમાં હંગરી દેશના "કોટ" નામના કસબામાં થઈ હતી અને ગાડીમાં જે પેહેલો શખસ બેઠો તે હંગરીનો રાજા મથાયા કોરવીનસ હતો; પણ કોરવીનસ પંદરમી સદીમાં થઇ ગઓ તેની અગાઊ ૧૯૨૪ માં ફરાંનસના રાજા ફીલીપ લેબેલે હુકમનામું કાહાડીનું હતું કે ઓરતોએ ગાડીનો ઊપયોગ કરવો નહી. એ ઊપરથી માલમ પડેછે કે હંગરીમાં ગાડીના બાંધકાંમમાં માતર સુધારો થઓ હસે.

યુરપમાં ગાડીઓ ફરવા લાગી તેની અગાઊ હીંદુસતાનમાં હતી એમ નીસચય લાગેછે, કારણ હીંદુના અસલી કવીઓના પુસતકોમાં ગાડીઓ વીસે કહુંછે. એસીઆખંડની ઓરતો જેવોને પોતાનો ચેહેરો દેખડાવવાને અસલથીજ મનાછે તેઓ ગાડીમાં બેસી ફરતાં હતાં તે ઈતીહાસ ઊપરથી જણાયછે.

અસલી રૂમીઓમાં ગાડીનો ખપ એટલો વધયો હતો કે કરાઈસટની બે સદી અગાઊ રૂમમાં એવો ધારો બાંધયો હતો કે રૂમની એક માઇલની હદ અંદર ઓરતોએ ગાડી વાપરવી નહી. વીસ વરસ એ ધારો ટકયા પછી પાછો કાહાડી નાખવામાં આવીયો. હરકયુલેનીઅમ શેહેર જે ધરતીકંપથી ઘણા વરસોની વાત ઊપર ગરક ગએલું હતું તેને ખોદતાં કેટલાંક ગાડીના ચીતરો મલયાંછે, પણ રૂમ જંગલી લોકોને હાથ ગઆ પછી ગાડી નીકલી ગઈ.

ઈંગલંડમાં ગાડી પેહેલવેહેલી દાખલ થઈ તેવી વાપડવાને લોકોને સરમ ભરેલું લાગતું; આજારી માણસજ તેમાં બેસી ફરતાં હતાં અને સાજાં માણસોને બેસવાને હલકું ગણાતું હતું. પણ જયારે એક નવી ચીજ દાખલ થાએ તારે એજ પરમાંણે લોકોને નવાઈ જેવું લાગેછે; જયારે ઈંગલંડમાં છતરી દાખલ થઈ તારે તેમને માતર ઓરત લોકોજ વાપરતાં હતાં અને જેઓ પાછલથી છતરી વગર બાહાર નીકલવાને દરૂસત ન ધારતાં હતાં, તેઓ આગલ જેવા છતરી ઓઢી નીકલતાં તેમને બેઆબરૂ કરતાં હતા.

૧૫ મી સદીમાં યુરપમાં ગાડીઓ બેસી ફરવાને માટે નહી પણ લગન ઈઆને ખુશાલીને દીવસે ભપકા દાખલ વાપરવામાં આવતી હતી. ૧૪૧૩ માં ઇટાલીના મેનચુઆ સેહેરમાં તરીવેસાઈ નામનો એલચી ગાડીમાં દાખલ થઓ હતો તે વેલા ભારી ધુંમધાંમ થઇ હતી હેવી તવારીખમાં નોધછે. ઈંગલંડમાં પેહેલવેહેલી છતર સાથની ગાડી ૧૫૫૫ માં અરલ આફ રતલંડ નામના ઊમરાવ કાજ વાલટર રાઇપન નામના એક સુંથારે બનાવી હતી. વલી ઇંગલંડની રાણી ઈલીઝાબેથ જારે ઇસપેનીઅરડોના હુમલાની વકી ભરશટ થઈ અને સેંટપાલના દેવલમાં ઇશવરની પરારથના કરવા ગઈ તયારે એક બીજી છતર વાલી ગાડી તેણીને માટે બનાવવામાં આવી હતી. એ ગાડી તખતના જેવા આકારની હતી અને ઊપર રાંણીનું તાજ પાડેલું હતું. ૧૬૦૦ ના સાલમાં ઈંગલંડના રૂસીઆ ખાતાંના એલચીને માટે છતરની આઠ ગાડીઓ તઆર થઈ. ઈંગલંડનો રાજો પેહેલો જેમસ તખતે આવયો તેનો ફરાંસનો એલચી ૩૦ છતરીની ગાડીઓ લઈ મુબારકબાદી આપવા આવયો. એ દેખાવ જોવાને લખો માણસોની ઠઠ મલી હતી, એટલી છતરવાલી ગાડીઓની નવાઈ હતી. પણ હાલનું કમાનનું બલદનું ગાડું રાંણી ઈલીઝાબેથની પાદશાહી ગાડી કરતાં કાંઈ દસ હીસે સરસ ગણાય. આગલ ઇંગલંડમાં રસતા પણ ખરાબ હતા તેથી શારી ગાડીઓ વાપરવામાં કોઇને ઊતેજન થતું ન હતું. હેવું કેહેછે કે ખરાબ રસતાઓને લીધે રાંણીઓ અને બાદશાહી ખાંનદાંનની ઓરતો કોઈ સવારની પુઠે ઘોડા ઊપર બેસતાં હતાં.

## મછીમારોની કુંપની.

ઇંગલંડમાં જુદા જુદા ધંધાદારીઓની જુદી જુદી કુંપનીઓ હોયછે, અને એ કુંપનીઓને પાદશાહી ચારટર ઇઆને પરવાનો હોયછે. એ પરવાનાની રૂવે તેમના ધંધામાં તેમને કેટલાએક હકો મલેછે. ઈંગલં

ડની મછીમારોની કુંપની હજી વગવાલી ગણાએછે અને તે આગલ બે જુદી કુંપનીઓ હતી તે મેલવણીથી થઈછે. ઇંગલંડના રાજા ૬ ઠા હેનરીના વખતમાં ૧૪૨૩ ના શાલમાં ઊપલી બેમાંની એકને પરવાનો મલયો હતો. એ કુંપની ખારી માછલી વેચનાર કુંપની ને નામે ઓલખાતી હતી બીજી કુંપનીને ૧૫૦૯ ના શાલમાં ઇંગલંડનો રાજા સાતમાં હેનરીએ પરવાનો આપયો હતો. અશલના વખતમાં ઇંગલંડમાં તે વખતની વસતીને આજની શાથે સરખાવતાં મછીનો ઘણો બેહદ ખપ હતો અને તેનુ હમે ગઆ આંકમાં કાડ માછલીની બાબદમાં શમજાવયું તેમ ગોશ ખાવાની બંધીને લીધે હતું. કેથેલીક ધરમના કાનુંન મુજબ વરશમાં ઘણા દાહાડા જુદે જુદે વખતે અપવાશ કરવો પડતો હતો અને લોકો સુકી માછલી ઊપર તે દાહાડાઓમાં ગુજારો કરતા હતા. ઊપલી બે કુંપનીઓ હસતીમાં આવી એજ તે વખતના મછીના ખપની શાહાદત બશછે. તાજી મછી ઇંગલંડના ખપ મુજબ ઝાઝી મલી આવતી નથી અને સુકી માછલી તેથી બીજાં બીજાં દેશનાં બંદરોથી લાવવામાં મોટો વેપાર ચાલતો હતો. ઈલીઝાબેથ રાંણીના રાજમાં એક અજાએબ ધારો પશૌર થઓ કે કાઇએ પણ બુધ અને શનેઊના દીવશો ઊપર ગોશ ખાવું નહી અને જે ખાએ તેણે દરેક ગુનાના ૩૦ રૂપીઆ દંડ ભરવો. આજારી માંણશો અને જેવો ગોશ ખાવાના ખાસ પરવાના લે તેઓ એ ધારામાંથી બાદ થઆ હતા. અમીરોને આશરે ૧૩ાા રૂપીઆ અને નાઈટો અને તેમની બાંનુઓને આશરે ૭ રૂપીઆ અને બીજા ફાલતુ સખશોને આસરે ૩ાા રૂપીએ પરવાના મલતા હતા, પણ એ પરવાના વાલાઓથી પણ ઊપલા દાહાડાઓ ઊપર ગાયનું ગોશ ખવાતું ન હતું અને વલી હેવું પણ કાએદાથી ઠરાવયું હતું કે જે પુરસ લોકોને જાહેર ઈઆને ખાંનગી રીતે સમજાવે કે ગોસ એ માણસની જીંદગીને અગતનુંછે તે લોકોમાં ખોટી ખબર ફેલાવવાનાં અનીચાયસર તકસીરવાર થાએ. વલી તાર પછી એજ રાંણીના કાએદા મુજબ બુધવારે ગોશ ખાવાને શઘલાંને પાછી પરવાંનગી મલી હતી; વલી લેનટના અપવાસના દીવસો ઊપર પણ ગોસ ખાવાને ઊપલા માફક બંધી હતી. એ ધારો કાહાડવાની મતલબ એ હતી કે મછીમારો અને ખલાસીઓને ઊતેજંન આપવું, મછીના બંદરોનો વેપાર વધારવો, અને ઈંગલંડમાં પશુઓનો થોડો બંચાવ કરવો.

પછી ૧૫૩૬ નાં શાલમાં ઊપલી બેહુ કંપનીઓ જોડવામાં આવી જે આજ સુધી હઈઆતછે. એ કુંપની કાપડીઆઓની કુંપની કરતાં ઊતરતી અને શોનીઓથી ચહડતી ગણવામાં આવેછે.

૧૭૫૦ માં તીજા જારજ રાજાના વડા છોકરા પરીનસ ઓફ વેલસને એ કુંપનીના મીજલસીનો હક મલયો અને હાલની આપણી બખતાવર માહારાંણી વીકટોરીઆનો રાજ કુંવર પરીનસ ઓફ વેલસ પણ એ કુંપનીના હક ભોગવેછે. એ કુંપની એક વેલા એટલી વગવાલી હતી કે ચોવીસ વરસના અરસામાં તેમના છ સભાસદો લંડનના વડા શેરીફનો ઓધો મેલવી ગઆ, પણ જાંન આવ નોરથંમપટન નાંમનો એક સરીફ જે કાપડીઆઓની કુંપનીનો સભાસદ હતો તેણે મછીમારોની કુંપનીની જાહોજલાલી તોડી અને પોતાનો વગ ચલાવી તેણે બીજા તરાહેત સખસોને માછલી વેચવાના પરવાના અપાવીયા; એથી એ કુંપનીની સતા તુટી અને વલી હેવુ પણ ઠરાવીયું કે ફરીને એ કુંપનીના કોઈ સભાસદને વડા સરીફની જગા મલે નહી.

એ કુંપનીની એક મોટી શુંદર અને રોણકદાર ઈમારત ટેમસ નદી કાંઠે ઊભીછે. એ ઈમારતના નીચલા મજલામાં પુસકલ ભોંયરાં અને દુકાંનોછે અને ઊપલા મજલા ઊપર કુંપનીની હાલીસછે.

## તુરકીનો સુલતાંન બીજો મહમદ.

તુરકીનો સુલતાંન બીજો મહમદ જે મોટા મહમદને નામે તવારીખમાં ઓલખાયછે, તે એદરીઆનોપલમાં ૧૪૩૦ ના સાલમાં જનમીયો હતો. મહમદનો બાપ બીજો અમુરાથ પોતાની ખુશીથી તખત છોડી ગઓ તેથી મહમદ ૧૩ વરસની ટુકી ઊમરે ગાદીએ આવીયો, પણ ૧૪૪૪ માં હંગરીના રાજાએ તુરકીને ધુજાવીયું તેથી અમુરાથ પાછો હાકમીએ આવીઓ અને સમાધાની કરી પાછો મહમદને પાદશાહી સોંપી ગઓ; પણ ચાર મહીના પછી અમુરાથને પાછુ માલમ પડયું કે ચોમેર ખરીસતી પાદસાહો ભમતા ફરેછે અને મહમદના હાથ રાજની લગાંમ પકડવાને હજી લાએક નથી તેથી તે પાછો એકવાર ગાદીએ આવીયો અને ૧૪૫૧ માં તે મરણ પાંમીયો તાંહાંસુધી

રાજ કીધું. બેહુ વખતે મહમદે વગર બરબરડવે પોતાના બાપને રાજપાટ સોંપીયું પણ જે પરધાનોએ તેના બાપને એ પગલુ ભરવાને ઊસકેરીઆ હતા તેઓ ઊપર તેણે હમેસ દાંત રાખીયો.

મહમદે પોતાની નવી કારકીરદી કેટલાંએક ઘાટકીપણાથી સીરૂ કીધી. પોતાના રાજમાંથી તમામ કાંટા સાફ કરવાને બાહાને તેણે પોતાના નાહાના ભાઇને મારી નખાવીયો, જેને મરનાર સુલતાન અમુરાથે પોતાને મરતે દમે તેના ભાઈની પનાહામાં સોંપ્યો હતો; અને તે છોકરાની માનુ રૂદન બંધ પાડવાને જે જલાદે તેને કતલ કીધો હતો તેને તેણીના વેરને સવાધીન કીધો.

મહમદે આવતાંને વાર ગરીક સેનશાહ કોનસટનટાઇન સાથે શલાહ કીધી અને મહમદનો કાકો ઓરકાન જે પોતાના જીવની સલામતીને સારૂ કોનસટાનટીનોપલ જે ઊપલા સેનશાહાના હાથમાં હતું તાંહાં ભરાઇને બેઠો હતો, તેનો સઘલો ખરચ આપવાને કબુલયું; પણ હેવી સરતે કે કોનસટનટાઇને ઓરકાંનને પોતાના કબજામાં રાખવો. પણ થોડા માસમાં કોનસટનટાઈને મહમદને પેગાંમ મોકલીયો કે જો બરાબર ઓરકાંનનો ખરચ તું નહી મોકલશે તો હું ઓરકાંનને છુટો કરીસ. આ માગણીથી શુલતાંનને લડાઈની ચીંનગારી સલગાવવાને બાંહાંનુ મલયું; એ બાહાનું જો નહી મલતે તો કઇ બીજે બાંહાંને મહમદ છેરતી સોધતે કારણ કોનસટેનટીનોપલ જીતી લઈ યુરપના પુરવ ભાગોમાં પોતાનો કાબુ મકમ કરવાનો તેનો વીચાર હતો. એ ઇછા પુરી પાડવા કાજ કોનસટેનટીનોપલથી ૬ માઇલ દુર બોસફરસ દરીઆને કાંઠે તેણે એક મજબુત કીલો બાંધવાનું સીરૂ કીધું. એ જગાએ તેણે મોહોટુ તોપખાંનુ ઊભુ કીધુ, એથી કરી તેણે કાલા દરીઆનુ મોહોડુ ગીરીક લોકો સાંમુ બંધ કીધુ, જેથી કોનસટેનટીનોપલનો વેપાર ધુલ મલી ગઓ અને તાંહાંના લોકોમાં ખોરાકની તંગી પડવા લાગી. સઘલી હેવી પરકારની તઈઆરી કરી ૧૮૫૩ ની ૨ જી એપરેલે મહમદ ૨,૦૦,૦૦૦ માંણસનું લસકર અને ૩૨૦ વાંહાંણ ને લઈ કોનસટેનટીનોપલ આગલ આવી લાગો. મહમદની સાંબે ૧૦,૦૦૦ માંણસનું લસકર હતું જે ૫૩ દાહાડા સુધી મહમદના ગંજાવર લસકર સાંમે ઘણીજ બાહાદુરીથી ટકર રમી સકયું. ૨૯ મી મેએ કોનસટેનટીનોપલ મુસલમીનોને હાથ ગએઊં અને તેનો છેલલો શાનસાહ કોનસટનટાઇન પેલીઓલોગસ મારયો ગઓ. ૩ દીવસ શુધી શુલતાંને કોનસટેનટીનોપલ પોતાના સીપાઈઓને લુટવા આપયું.. મરદો અને ઓરતોને ગુલાંમ દાખલ પકડયાં અને જેઓ દાંમ આપતા ગઆ તેમનો છુટક થતો ગઓ. ૩ દાહાડા પછી મહમદ પોતાના રસાલા સમેત દાખલ થઓ. મહમદે ગરીક લોકોના દેવલની મસીદ બનાવી અને કરુસ અને પુતલાઓને ભંજાવી નાખયાં. પછી સેંટ સોફીઆના મીનારા ઊપરથી મહમદે ધંધેરો પીટાવયો કે ઇશવર અને પેગંબરના સુકરાના કરવા કે તેમનું લસકર ખરીસટીઓ ઊપર જય પામયું. મહમદે કોનસટેનટાઈનને આખરૂ દરકારથી દફનાવવાનો હુકમ કીધો અને પોતાની નવી પરજાને જાહેર કરીયું કે હું તમારો દોસત અને બાપ છું. જે મોટા અમીરો તેના સીપાઈઓના હાથમાં કેદ પડયા હતા તેઓને તેણે દામ આપી છોડાવયા, પછી આ નવા સેહેરને તેણે પોતાનું પાએતખત કીધું; અને તે આજ શુધી મહમદીયનોનું યુરપમાં પાએતખત રહ્યું છે. કોનસટનટીનોપલને આપણા લોકો ઈસટમબોલને નામે ઓલખેછે. મહમદે પછી ઈટલી અને રોહોડસ ટાપુને જીતવા તઇઆરી કીધી, પણ ૧૪૮૧ માં તે ઈરાંનના શાહા ઊપર ધસારો લઈ ગઓ, તેમાં ૫૧ વરસની ઊમરે મારયો ગઓ. એ વખતે મહમદનો ધાક આખા યુરપમાં ફેલાઓ હતો. મરતી વખતે તેણે હુકમ કીધો કે પોતાની કબર ઊપર નીચલા શબદો કોતરાવવા.

"મેં રોહોડસ લીધું હોત અને ઇટલી જીતી હોત" કે તેના વારેસો ને બોલોને ઈઆદ રાખી તે ઇછા પુરી પાડે.

મહમદ નાહાણપણથી ભણેલો હતો અને આરબી, ફારસી, હીબરૂ, લાટીન, અને ગરીક કલમો તેને હાથ હતી. તવારીખ અને ભુગોલ વીદયાથી તે માહીતગાર હતો અને મોટા માંણસોના જનમચરીતરોનો તેણે અભયાસ કરેલો હતો. તે હુનરોને ઊતેજન આપતો હતો, જે તેણે ઈટલીના ચીતારાઓને બખશેલા સરોપાવ ઊપરથી સોધ થાએછે તે દારૂથી પરેહેજ રેહેતો હતો અને પોતાના બાગની હાથે જતન લેતો હતો અને તેની પેદાએસ વેચી પોતાના સુફરા ઊપર બીજી જોઈતી ચીજો ખરીદતો હતો.

## દાહાડી અને મુંછ.

મરદ અને ઓરતના બાંધામાં જારે આપણે મુકાબલો કરીએ છઈએ તપારે નેમના ચેહેરામાંજ એક મોટો ખુદરતી તફાવત માલમ પડેછે. મરદને દાહાડી મુછ હોયછે, ને ઓરતને હોતી નથી. ખુદરતેજ જારે દાહાડી મુછ આપી તારે તેમને રાખવીજ જોઈએ હેવો કેટલાએકનો વીચારછે અને કેટલાએકો તે વીચારથી તદંનજ ઉલટાછે. જુદા જુદા લોકોનો જુદો જુદોજ વીચાર હોયછે. કોઈ દાહાડી મુંછ બેઉ રાખેછે; કોઈ બેહુને બોડાવેછે. કોઈ દાહાડી રાખેછે તો કોઈ મુંછ બોડાવેછે અને કોઈ મુંછ બોડાવે તો દાહાડી રાખેછે. હીંદુઓમાં દાહાડી રાખવાનો મુતલગ રેવાજ નથી પણ મુસલમીનો દાહાડીને પવીત્ર ગણેછે. વલી હીંદુઓ પોતાની મુંછ પોતાના ઘણા અતલગના બેસાવંદોના મોહોત ઉપરજ બોડાવેછે. દાહાડી મુંછ ઉપરબી કેટલીએક વખતે જુદી જુદી સરકારોએ પોતાના ધારા અજમાવયાછે જેનો હેવાલ વાંચવા જોગછે.

અસલી ઈજીપસીયનો પોતાની દાહાડી બોડાવતા હતા અને પોતાના ગુલાંમોને પણ તેમ કરવાને ફરજ પાડતા હતા, પણ અજાએબ જેવું એછે જે અમીર ઉમરાવો પોતાનો દરજો દેખડાવવા ખુદરતી દાહાડી બોડાવી ખોટી દાહાડીઓ બાંધી ફરતા હતા.

પાદશાહી વંસના લોકો જેમ બને તેમ લાંબી દાહાડી બાંધતા હતા અને વચલે વાપેના લોકો નાહાની દાહાડી બાંધતા હતા. ઈજીપશીયનો પોતાના દુશમનોનો ચીતાર પથરમાં કોતરતા હતા અને તેમની ઉપર ધીકાર દેખાડવા શારૂ નાની ગુંચવાલી દાહાડી પાડતા હતા.

હીબરૂ લોકો દાહાડી રાખતા હતા પણ મુંછ તેમજ ચેબીઆ બોડાવતા હતા, કારણ એકે થેબીઆ તથા મુછના બાલ તોડવા કરતાં દાહાડીના બાલ થોડી અડચણે તોડી સકાય કેમકે ગમગીનીને વખતે તેઓમાં બાલ પીખવાની ટેવ હતી. જો કોઈ તેમની દાહાડીને ખેંચેતો તેઓ ઘણું મોટું અપમાંન લેતા હતા. તુરકી લોકો દાહાડી બોડાવવા કરતાં રસતામાં બાંધીમાર ખાવા ઈઆ ડાંહાંમ પડાવવા કહો તો તઈઆર થાએ અને આરબ લોકોતો દાહાડીને પોતાના ધરમની ઈધાંની દાખલ ગણેછે કારણ તેમના પેગમબરની દાહાડી હતી.

વલી પાદશાહી તથા ધરમ ગુરૂની ઈધાંણી દાખલ પણ દાહાડી રાખવામાં આવેછે. અસલી ફરેંચ પાદશાહો દાહાડી રાખતા હતા અને હાલના ફરેંચોમાં પણ ચેબીઆ વગરની દાહાઠી રાખવાનો ચાલછે. અસલના ઈરાંની પાદશાહોને માટે એમ કેહેવતછે કે તેઓ પોતાની દાહાડીમાં સુનેરી તારો વણતા હતા. અસલના ગાલ લોકોને જો તેમનો રાજા પોતાની દાહાડીને હાથ લગાડવાને કેહે તો પાદશાહા તેમનો બચાવ કરવાને બંધાણમાં આવતો હતો અને પોતાનો પાદશાહી વચન આપવા બરાબર ગણાતું હતું. વલી ગાલ લોકોનો રાજા પોતાનું સીલ મારતી વખતે પોતાની દાહાડીના તરણ બાલ લાખની અંદર લપેટતો હતો. ફરાંસના રાજા ચોથા હેનરીની લાંબી દાહાડીની તારીફ થતી હતી. ફરાંસનો ૧૪ મો લુઈ ઘણીજ ફાંકડી રીતે મુંછના તાવ વાલતો હતો અને તે વખતના એસફાઓ પોતાના પાદશાહાની નકલ કરવાને એવાતો પુઠે લાગા હતા કે ગજવાંમાં બરસ અને નીખપો લઈ ફરતા હતા.

રૂસીઆના રાજા મોટા પીટરે દાહાડી ઉપર વેરો નાખપો તેથી ગાંમમાં હુલડ થઈઉં, પણ અંતે તેમનું વલયું નહી અને લોકો મુગા મુગા દાહાડી તથા મુંછ છોલાવવા લાગયા.

ધરમ ગુરૂઓ પણ યુરપમાં દાહાડી ઉપર પોતાનું બલ અજમાવવા ચુકા નથી. રાચેસટરના પાદરીએ દાહાડી બોડાવવાથી એક વખત લોકોમાં ઘણો ઘેંગાટ થઓ હતો. ગરીક અને રૂમી ધરમ ગુરૂઓ વચે દાહાડીઓ ઉપર પુર જોસ તકરાર ચાલી હતી. રૂમી જોગીઓ પોતાની દાહાડી બોડાવતા હતા. જયારે એક જોગીની દાહાડી બોડાવવામાં આવની હતી તપારે ઈશવરની પરારથના કરવામાં આવતી હતી. રૂમી જુવાંનો પોતાની દાહાડી જયારે પેહેલવેહેલી બોડાવતા તારે બાલને એક દાબડીમાં પેક કરી જુપીટર દેવને અરપણ કરતા હતા. એક વખતે તારતરીના લોકોએ ઈરાનીઓ સાથે ભારી જંગ ઉડાવપો હતો, એજ કારણ સરકે ઈરાનીઓએ પોતાની દાહાડી કતરાવી ટુમકી કરવાની તારતાર પાદશાહાની માંગણી કબુલ રાખી નહી.

વલી અસલી ફીલસુફો, વઈદો અને પંડીતો દાહાડીથી પોતાનો મરતબો જલવાએલો સમજતા હતા. યુકરેટીસ નામના એક ગરીક ફીલસુફને એક શખસે પુછીયું કે "પંડીતરાજ આ સફેદ દાહાડી આટલી વધારવામાં મકસદ શું ?"

પંડીતે જવાબ દીધો કે ભાઈ મારી દાહાડી મારી નજર આગલ હંમેસ હોવાથી મને ઈઆદ રહેછે કે તેની સફેદીને દાઘ લાગે હેવું કાંમ કરવું નહી.

જાન મેઓ નામના એક વખણાએલા જરમન રંગારીની દાહાડી સરવેથી મોટી ધારવામાં આવેછે. તે એટલીતો લાંબી હતી કે તે પોતાની કંમરે વીટાલતો હતો. પાંચમો ચારલસ સાનશાહ જાનને ખુલા મેદાંનમાં ઉભો રાખતો હતો અને જેમ જેમ તેની દાહાડીના બાલ ઉડીને આગલ ઉભેલા અમીરોની આંખમાં લાગતા હતા તેમ તેમ રાજા હસતો હતો.

ઈંગલંડમાં સર થાંમસ મોર નામના એક નામીચા શખસને ગરદંન મારવા કાહાડયો તારે ધીમરાં ઉપર મુકેલું માંથું પાછું ઉંચકી તે બોલપો કે "ભાઈ મારી દાહાડી બાજુએ મુકવાદે મારી દાહાડીએ રાજા સાંમું ફીતુર ઉડાવયું નથી અને તેને સજા કરવી એ બેઈનસાફ ભરેલુ છે." વલી લસકરી ટુકડીઓમાં પણ શીપાઈઓ દાહાડી વધારે કે નહી તે તેમના સરદાર ઉપર આધાર રાખેછે. હાલ મધરાજના સેનાપતીએ પોતાના લસકરને દાહાડી બોડાવવાને હુકમ કીધોછે જેથી બહુ ઠઠા મસકરી એ ચેનાપતીની થઈછે. દાહાડી ઉપરથી આપણને હજામોની ઈઆદ આવેછે.

૧૭૪૫ ના શાલમાં ઈંગલંડની પારલામેંટે વાહાડ કાપ કરનારાઓ અને હજાંમો જેઓ આગલ એકજ વરગમાં હતા તેઓને જુદા કરયા. અશલ હજામો ઘણા વગવાલા ગણાતા હતા અને તેઓ ઓકસફરડ અને કેમબરીજની મોટી પાઠશાલાઓમાં ખાવા જતા હતા.

અશલ હજામો ઘણા વાકેફગાર કેહેવાતા હતા અને જો કોઈ બીજા આગલ કોઈ વાત કરે અને હજામની શાહાદત આપેતો ઘણી પકી ગણાતી હતી. ચીનના હજામો હેવું કેહેછે કે રસતામાં ઉભા રહી ઘંટો વજાડી ઘરાકને મેલવેછે અને હજામત કરી રહી બદંનને ચંપી કરેછે.

તુરકસતાનમાંતો હજાંમની દુકાંન હોયછે અને તે લોકોની ખેડવાની સીફતની તારીફ થાએછે. વલી હજામને તાંહાંજ નાહાવાનું પાંણી મલેછે અને એક બે છોકરાઓ બદનની ચંપી કરવા તઈઆર રેહેછે.

---

## ઉતમ લોકના ઉતમ વચંન.

કેટલાએકો વગર ડાહાપણે સખાવતી થાએછે અને પોતાના કરજ અદા કરવા કરતાં લોકોને ભેટ આપવા વધારે ખુસી થાએછે.—સર ફીલીપ સીડની.

અરે ! હમે પાદશાહો સાંના ?
અરે દેવો કાં હમણે બીજાઓની ઊપર મેલો ?
કાં હમારી ચાકરી, કાં હમારી બડાઈ, કાં હમારી ઘુંજ થાએ ? જયાંસુધી હમને હેવું ગુમાંન આવે કે તહમારો ગગડાટ હમારા હાથમાંછે,
અને જયારે હમારી સકતી હમે કસવા જાઈએ, તયારે હમને માલમ પડે કે હમારી ધાકથી એક ઝાડનું એક પાંદડુંબી હીલતું નથી.—બીમનટ અને ફલેનચર.

ઇશવરની બીહીક એ ડાહાપણની સહરૂઆત છે.—કેહેવત.

નમરતા એ સઘલો નેકીનો પાચોછે.—કેહેવત.

જેનીથી ઘણાઓ બીહે તેણે ઘણાઓથી બીહવું જોઈએ.—બેકન

મોટા સાથે વેર પડયું હોય તે દેસાંતરે પણ નડેછે.—પંચોપાખીઆંન.

બુઢાએ જુવાનીની આસા બાંધવી એ જુવાંને બચગીમાં આવવાની વેતરણ કરવા સરીખું વયરથ છે.—દેનહાંમ.

ઘર જેવું પણ ઘર નહી; એકાંત જેવું પણ એકાંત નહી, એવી ચીજ તે એક માંણસનો દોસત છે.—સર વીલીયમ ટેમપલ.

ભોંકતા ગધેડાંઓની માફક દુનીઆમાં ભોંકતા માણસો વસેછે; કારણ મોટી મોટી અને હેમકાઈ ભરેલી વાતો કરવી અને વારેઘડીએ સોગંદ ખાવા એ કાંઈ નહી પણ મોતબર દરજેનું ભોંકવાનુંછે.
સર આર લીસટરેનજ.

ખરા બાધુરો કહો તે ચીજની સાંમે થાય; સીવાય કોઈને દુખ દેવું.—સર ફીલીપ સીદની.

જેહેના આચાર, વીદીઆ, કુલ, પરાકરમ, જાંણા નહી તાંહાંસુધી તે ઊપર વીસવાસ રખાય નહી.—પંચોપાખીઆંન.

ગમગીનીનાં મોજા જયારે વધારે ઊછલે નહી તયારે પાછા હટેછે.—બેકન.

સગાઓ સાથે લેણદેનપર સરાપ હોજો.—કેહેવત.

જયાં જ્ઞાનથી દુખ પરાપત થતું હોય તયાં અજ્ઞાનપણાને પસંદ કરજે.—કેહેવત.

એક ખરો દોસત એ જીંદગીનું મોટું ઓસડ છે.—કેહેવત.

મોહોત કીરતીનું બારણું ઊઘાડેછે અને અદેખાઈને બુજાવેછે.—બેકન.

કીરતીને ઠાંમે પોહોચવાની મુસાફરીમાં સપાટ રસતા મલતા નથી.—સર ફીલીપ સીદની.

સતરૂ તથા રોગ તથા દેવું એ વધીઆં નહી તેટલામાં જે નથી મારી કાહાડતો, તે મોટો બલવંત હોવા છતાં તેઓના હાથથી મારીઓ જાયછે.
પંચોપાખીઆંન.

સતરૂની સકતી ન જોતાં, જે ઊતાવલો થઈ તેના ઊપર જાએછે તે પતંગ જેમ અગનપર નાસ પાંમેછે તેમ નાસ પાંમેછે.—પંચોપાખીઆંન.

જેમ ગુલાબનું ઝાડ સરવેથી મીઠાં ફુલોનું તેમજ સરવેથી વેહેતા કાંટાઓનું બનેલુંછે; જેમ આકાશ કોઈવાર ખુલલું અને કોઈવાર તુફાંની હોયછે તેમ માંણસની જીંદગી, આશા અને બીહીક, ખુસી અને ગમગીની, સુખ અને દુખથી બનેલીછે.—બરટન.

જે એકને દુખ દીએછે તે ઘણાં જણને દબરાવે છે.—બેકન.

માએના લાડકવાઆ તે મકોરી પેહેલવાંનોછે.
કેહેવત.

ધારાથી ઊડાઊપણું અટકાવાએ નહી, અને ઊડાઊપણું એ દુનીઆને ખરાબ નથી.

મુરખે ગુમાવેલો રૂપયો ડાહો માણસ ઊંચકી લે છે અને તેનો કેમ ઊપયોગ કરવો તે તે જાંણેછે તેથી તે રૂપીઓ અકારત ગઓ નથી.—ફરાંકલીન.

જેવી સંગત તેહવી બુધી, સોબત તેહેવી અસર.
કેહેવત.

# સાત ચાનાક આપનારી વાતો.

ઝટફનની લડાઈમાં ઈંગરેજોનો સુરો સરદાર સર ફીલીપ સીદની જાંગમા ગોલી લાગાથી ઘાહેલ થઈ પડયો. ઘોડા ઉપર નાખી તેને છાવણી તરફ લઈ ચાલયા પણ રસતામાં પુશકલ લોહી ગયાથી તેને પાણીની ઘણી સોસ લાગી. તરત પાણીનું ટંબલર તેને હાજર કીધું પણ જેવું તેને તે મોહોડું લગાડે તેટલામાં તેની નજર એક બીજો ઘાહેલ થયલો સીપાઈ જેને પણ છાવણી તરફ લઈ જવાંમાં આવતો હતો તેની ઉપર પડી. ગરીબડા સીપાઈને પાણી કોણ દેખાડે પણ તે ઘણીજ આતુરતાથી સર ફીલીપના ટંબલર તરફ જોતો હતો. આ જોઈ ભલા સીદનીએ ટંબલર મોહોડાં આગલથી ખસાડી નાખ્યું અને તે પેલા સીપાઈને આપી કહયું કે "માહારા કરતાં તાહારી ગરજ વધારેછે."

---

એક લડાઈના સમેમાં એક જરમન રીજમીટના કપતાનને તેના વડાથી હુકમ થયો કે પોતાની ટુકડી લઈ આસપાસના ગામડાંમાંથી ખોરાક શોધી કાહાડવો. તે જરમન અમલદાર પોતાના માણુસો સંગાત એક જુહુપડી આગલ આવી લાગો જાંહાં એ ઘરડો પુરૂશ રેહેતો હતો. અમલદારે કહયું કે "એ બુજરગ ઘરસથ એવું એક ખેતર દેખાડ કે જાંહાં હમને ખોરાક મલે." ઘરડો આ અરજ શાંભલી ઘોડેસવાર થયો અને પોતાની સાથે લશકરને લઈ ચાલયો. આરધો કલાક કુચ કરયા પછી એક ખેતર જવથી ભરાઈ ગયલું તેમની નજરે પડયું. અમલદાર બોલયો કે "બુજરોગ ઘરસથ હવે સબર કરો, જે હમુને જોઈએછે તે મલયુંછે." ઘરડો બોલયો કે "ભાઈ ઉતાવલો ના થા. માહારી સાથે આવ અને હું તહમને પેટ ભરતો ખોરાક દેખાડીશ." વલી થોડુંએક આગલ ચાલયા પછી તેઓ એક બીજા જવના ખેતર આગલ આવી લાગા. સીપાહીઓ ઉતરયા અને જવને કાપી સઉ સઉએ પોતપોતાનો બોજો લાધો. પાછા વલતી વખતે અમલદારે પેલા ઘરડા માણુસને કહયું કે "બાવા, હીંયાંવેર તહમે અમથા હમને લઈ આવયા. પેહેલું ખેતર એના કરતાં સરસ હતું." ઘરડો બોલયો કે "ભાઈ વાતતો ખરી પણ તે ખેતર કોઈનું હતું; આતો માહારૂં પોતાનુંછે."

---

સારજંટ ગલેનવીલ નામના વખણાયલા બારીસટરનો બાપ તેને મોટું 'ઈસટેટ' મુકી મરણ પામયો. ગલેનવીલ નાનો છોકરો હતો અને એ ઈસટેટ તેના વડા ભાઈને સદનતર મલતે પણ તે ખરાબ લખશણુનો હોવાથી બાપે તેને કોડી વગર મેલયો હતો. બાપના મરણ પછી વડા છોકરાએ જેયું કે તેની ખરાબ ચાલથી તે પાએમાલ થઈ ગયો તાહારે પાછલથી ખરો પશચાતાપ કરી એકદમ લાએકીવાલો બની ગયો. નાનાભાઈએ પોતાના ભાઈની ચાલમાં આ ફેરફાર જોઈ એક દાહાડે તેને ખાવા તેડયો અને પોતાના બીજા દોસતોને પણ ખાના ઉપર સામેલ કીધા. શઘલી વાણી પરીસાયા પછી તેણે એક બીજી ઢાંકેલી રકાબી મંગાવી અને પોતાના વડા ભાઈને ઉંઘાડવાને ફરમાસ કીધી. વડા ભાઈએ જેવી રકાબી ઉંઘાડી તેવી શઘલાઓએ અચંરતીથી જેયું કે અંદર જમીનના ખતોછે. નાનો ભાઈ બોલયો કે "ભાઈ જે 'ઈસટેટ' આપણા બેહેસતનશીન બાપ મુકી ગયા તેના ખતો તહમારી આગલ પડેલાંછે. તહમારામાં જે ઉતમ ફેરફાર થયોછે તે જેવા જો તેવણ પામયા હોતતો જે કામ તેવણ બજા લાવત તે તેવણ તરફથી હું લાવુંછું અને માહારી રાજી ખુશીથી એ બધી મીલકત તહમુંને સોંપુંછું."

---

એટના પરવત જાહારે ફાટો તાહારે આસપાસના લોકો ઘરબાર છોડી નાહાસવા પડયા. જાહારે શઘલા જણા પોતપોતાની માલમતા શોધતા હતા તાહરે બે છોકરાઓ પોતાના ઘરડાં માબાપને બચાવવા પડયા હતા. તે બુનીઆદ છોકરાઓ બોલયા કે "જેઓએ આપણુને જનમ આપયો તેઓ કરતાં વધારે ઉમદા ગવાહેર આપણુને કયાહાં મલશે?" એકે પોતાના બાપને અને એકે પોતાની માને પીઠપર મારી અને બલતાં અને ધુમારામાંથી તેઓએ પોતાનો રસતો લીધો. શઘલાં લોકો વાખવાખીના પુકારા મારવા લાગા અને જે રસતે તેઓ પસાર થયા તે રસતાને પવીતર રસતાને નામે તેઓ પીછાણુવા લાગા

---

એક ઈટલીનો પાદરી હરેક ચીજ ઉપર હલોતો સંતોંશ કરતો હતો કે તેનું નામ પરખેઆત હતું. જોકે પોતાની જીંદગીની મુસાફરીમાં તેની ઉપર ઘણા ચોધડયાં વીતયાં હતાં તોયપણ કોઈ વખતે તેણે હાય હાય કીધી હોય એવું કોઈને માલમ ન હતું. એક દીવસે તેના એક જાની મીતરે પુછયું કે સંતોશ રાખવા સીખવાને છુપી કુંચી શીછે? પાદરી બોલયો કે ભાઈ માહારી આંખનો ખરો ઉપયોગ કરવો એ માહારી કુંચી છે. ગમે એવી હાલતમાં હું હોવું તોયપણ હું પેહેલે આકાશ તરફ ઉંચે જેઉછું અને ગોર કરૂંછું કે માહારૂં મુખય કામ એકે તાંહાં જવું. પછી હું જમીન તરફ નજર ફેંકુંછું અને મન સાથે વીચાર કરૂંછું કે જાહારે હું મરણ પામીશ તાહારે તેમાંનું એક ખુણુંજ રોકીશ. પછી હું ચોમેર દુનયાં તરફ ફરૂંછું અને જેઉછું કે બીજાં પુશકલ લોકો માહારાં કરતાં નસીબે વધારે કમજોરછે. એ રીતે હું જાણુંછું કે ખરૂ સુખ તે કાંહાંછે, કયાંહાં આપણી ફીકર ચીંતાનો અંત આવશે, અને મહને ફરયાદ કરવાનું કેટલું થોડું કારણુછે.

---

એક મોટા અમીરને તાંહાં એક લઉવો હતો. આ લઉવાને અમીરે એક સોટો આપયો હતો અને કહયું હતું કે તાહારાં કરતાં કોઈ વધારે મુરખ મલે તાહારે તેહેને આ સોંપજે. ઘણા વરસ પછી અમીર આજારી પડયો અને મોતને બીછાણે સુતો. લઉવો અમીરને જેવા આવયો અને અમીરે કહયું કે હવે હું આ દુનયાંમાંથી અસબાબ ઉઠાઉંછું. લઉવો બોલયો કે "તું કયાંહાં જાયછે?" અમીર બોલયો કે "બીજી દુનયાંમા"—"અને તું પાછો કયાહારે આવશે! મહીના એકમાં ખરો કે!"—"નહીં, નહીં, કદી નહીં"—"તાહારે તાંહાં રેહેવાને તેં બરોબર બંદોબસત કીધો હશે?"—"નહીં, કાંઈજ નહીં"—મુરખ બો

લખ્યો કે "કાંઈજ નહીં? તાહારે આ લે માહારો સોટો. જે દુનયાંમાં તું કેહેય કે હું જઈશ પણ પાછો ફરીશ નહીં તે દુનયાંમાં રેહેવાને તેં કાંઈ બંદોબસત કીધો નથી? લે મા હારો સોટો કારણ માહારા કરતાં એક વધારે મુરખ મહને આજ જડયોછે."

---

કાઉનટેસ આવ ઓરકની નામની અમીરજાદી મુંગી તેમજ બેહેરી હતી. તે ૧૭૫૩ માં ઇશારતથી પરણી હ તી. પોતાનું પેહેલું બચું અવતરયા પછી થોડે દાહાડે દા સીએ અમીરજાદીને પોતાના બચાંના પાલણા આગલ એક મોટો પથર લઈ આવતાં જોઇ. અમીરજાદીએ પેહેલે ખુ બ સાવચેતીથી તપાસ કીધી કે બચું સુતેલુંછે. પછી પે લો પથર ઉંચકયો જે જોઈ દાસી બયથી ધુજવા લાગી કે બચાંનું ખુંન થાયછે. દાસી વીનંતી કરે તેની અગાઉ અમીરજાદીએ પોતાના પુર બલથી પથર ફેંકયો; પોતાના બ ચાં ઉપર નહીં પણ જમીન ઉપર. પથરના અવાજથી બચું ઉંઘમાંથી ભડકી ઉઠયું અને અમીરજાદી હદથી જાદે ખુશી થઈ પોતાના ઘુંટણ ઉપર પડી હાથ જોડી બંદગીમાં મશગુ લ થઈ, ઇશવરના ઉપકાર માણવા કે ઇશવરે જે બખશેશ તે ને ન આપી હતી તે તેના બચાંમાં મેલી હતી અને તે એ કે—શાંભલવાની શકતી.

---

## ગાઈસ ઈસપીટાલ સથાપનાર.

ઈંગલંડના સાઊથ વરક કસબાના એક મછવા વાલાનો ઊપલી ઈસપીટાલ સથાપનાર થાંમસ ગાઈ છો કરો હતો. તે ૧૬૪૪ માં જનમ પાંમયો હતો. ગાઈ ને તેના બાપે એક ચોપડી વેચનાર દુકાંનદારને તયાંહાં સીખવા રાખયો. ઈંગરેજી ધરમ પુસતકોની ઘણી ખ રાબ છપાઇ જોઈ ગાઈએ કેટલાએક દોસનો સાથે હેવો ઠરાવ કરયો કે ધરમ પુસતકોની કેટલીએક નકલો વલં ડા લોકોના પાએતખત હોલાંડ દેસમાંથી છપાવી મંગા વવી, પણ એ કાંમ સાંમું સરકારી બંદી થવાથી ગાઈએ ઓકસફરડની મદરેસા સાથે ધરમ પુસતકો છાપવાનો ઈજારો લીધો, જે કાંમ તેણે ઘણું સુધી નશ ભરેલી રી તે ચલાવયું. પછી ગાઈએ સેરોનો સટો કરવા માંડ યો અને તેમાં પચાસ લાખ રૂપીઆની અમીરી દોલત મેલવી. ગાઈએ જે રીતે પઈસા ભેગા કીધા તે રીતે લો કોને નમુના દાખલ દેખાડી સકાય નહી તોય પણ તેણે જે નેમથી પઈસા ખરચયા તે તારીફ લાયકછે. હેવું કહે છે કે બુઢી અવસથામાં આવયા પછી ગાઈ પોતાની એ ક ચાકરડી સાથે નેકા કરવા તયાર થઓ. વીહવાની અગાઊ ગાઈએ પોતાના ઘરના ચોકની ભાગેલી લા દીઓ સમારવાને કડીઆઓને હુકમ કીધો, પણ તેમને ચોકસ ફરમાવયું કે એક ચોકસ હદથી ઊપરાંત જો ભા ગેલી લાદી તેમને જડે તો તે સમારવી નહી. એક દાહા ડે ગાઈ બાહાર ગઓ હુતો જયાં તેની કબુલેલી બોહો રદારની નજર એક ભાગેલી લાદી ઊપર પડી જે તેણે અજાએબ થઈને કડયાને પુછયું કે તમે કેમ સમારી ન હી? કડયાઓએ પોતાના સેઠનો હુકમ કહો, પણ તેણીએ તેમને કહુ કે વગર પરવાએ તે લાદી સમારવી, જે ઊ પરથી કડીઆઓએ તે લાદી દુરસત કીધી. ગાઈ ઘર આવયો પણ પોતાનો હુકમ તોડેલો જોઈ તેણે પોતાની ચાકરડી સાથ કીધેલું કાજ તોડયું અને પોતાના પઈસા થી ઇસપીટાલો બાંધવાનો તેના મનમાં પવન આવયો. એ ઈસપીટાલ ઊપર બાંધતાં ૧૮૭૯૩૦) રૂપીઆનો ખ રચ બેઠો અને તેનો ખરચ ચલાવવા ૨૧૯૪૯૯૦) બીજી ગંજાવર રકંમ અનામત કાહાડી. એ ઈસપીટા લ ઊપર છાપરૂં નખાતું જોવાને ગાઈ જીવયો અને થોડુંક પછી તે ૮૧ વરસની ઊમરમાં ૧૭૨૪ ના ડી સેમબર મહીનામાં ગુજરી ગઓ. એ ઇસપીટાલમાં ચા રસો દરદીને માટે બીછાંણાછે અને વરસ દાહાડે પાંચ હજાર દરદીઓને આરાંમ મલેછે. એ વતરોગે ગાઈએ પોતાની માના ગાંમ સટાફોરડ શાહેરમાં ગરીબોને વા સતે એક ધરમશાલા અને એક પુસતકસાલા સથાપી હતી. વલી દર વરસે ૪૦૦૦) રૂપીઆ તેની બખશેસ માંથી કરાઈસટ ઇસપીટાલને મલેછે અને ગરીબ છોકરાં ઓને સીખવવાને વરસ દાહાડે ૧૨૫૦) રૂપીયા મલે છે. વલી તે ૬ લાખની રકમ બીજી મુકી ગઓ જે પોતાના ગરીબ સગાંઓમાં વેંહેચવાને ફરમાવી ગયો.

---

## તુરકી લોકોની દરઘાહ.

આખા યુરપખંડમાં એકજ દેશછે જે ખરીસટી ધરમ કબુલ રાખતું નથી અને તે તુરકી દેશછે. તુરકી દેશ મહમદી ધરમનું મુખય મથકછે. મહમદીયનો એક ખુદાને માંનેછે અને તેમના ધરમમાં ઇશવરની વારંવા ર બંદગી કરવા ફરમાવયુંછે. મહમદીયનો દાહાડામાં પાંચવાર બંદગી પઢેછે, પણ સુકરવાર ઇઆ જુમાને દાહાડે તેઓ મસીદમાં ભેગા થાએછે. એબાદત કરયા આગમચ એક મુસલમાન દરઘાહમાં જાયછે અને તાંહાં ની હોજમાં તરણ દફે હાથ, મોહોડું, માંથું, ગરદંન અ

ને પગ ધોયછે. વલી મોહામાં પાંણી લઈ કોગલા કરે છે અને કાંન અને નાખમાં પાંણી લઈ તેમને પણ સા ફ કરેછે. એ કારણસર તેમની દરઘાહામાં હોજ ઈઆ ફુંવારા જોવામાં આવેછે, પણ જો પાંણી નહી હોયતો મટી ઈઆ રેતીથી તેઓ આંગ પાક કરેછે. દરીઆનું પાંણી એઓ પવીતર ગણતા નથી અને તેથી તે પાં ણીએ અંગ પવીતર થઈ સકતું નથી. હાથ વારેઘડી એ ધોવા પડે તેથી તુરકી લોકો ઘણી પોહોલી બાંહની કબા પેહેરેછે.

બંદગીના વખતની થોડુંક આગમચ મસીદના મીનારા ઊપર એક શખસ ચહડી બુંમ મારેછે કે "અલ લા એકજછે અને તેના સરખો બીજો કોઈ નથી. મહમ દ એજ અલલાનો ખરો પેગમબરછે." એ સબદોથી તે સઘલાઓને એબાદતખાંનામાં તેડેછે. તરત સઘ લા મુસલમીનો મસજીદ તરફ દોડેછે અને પાંણીથી અં ગ પવીતર કરવા પડેછે. સઘલા ભેગા થઓ પછી એક વડો શખસ જેને ઈમાંમ કહેછે તે મકકા તરફ મોહોડું ક રી ચાલેછે અને સઘલાઓ ઈમાંમ જેમ બોલે અને ચા લે તેમ પાછલ બોલતા ચાલેછે.

જુદા જુદા બદનના આકારથી તેઓ જુદી જુ દી કીરીઆઓ અને ફરજયાતો ઊતારેછે. કોઈ વખતે સંધા ઊભા રહી કાંનમાં બેહુ હાથ ખોસી બોલેછે કે "અલ્લાહ સરવેથી મોટોછે." કોઈ વખતે તેઓ ઘુંટણ મંડીએ પડી જમીન ઊપર માંથું નાખી ઊપલાજ શ બદો બોલેછે. બંદગી ખલાસ થઓ પછી વલી કોઈ દાંણાની હારડી લઈ જેમ જેમ એકેક દાંણો હાથમાં આ વેછે તેમ તેમ ઈશવરના નામની જુદી જુદી તારીફ ગાયછે. હારડીથી ફારેગ થઓ પછી બે હાથ ઊંચા ક રી તે અલલા પાસે તેના કુટુંબ ઊપર આસીરવાદ ચાહે છે, પછી જમને હાથે પોતાની દાહાડી ઊપર હાથ ફેરવી બોલેછે કે "તારીફ કરૂંચ તારી ઓ અલ્લા" એ પછી તેની બંદગી ખલાસ થએલી કેહેવાએછે.

જયારે ખુલલી હવામાં મુસલમીનો નીમાજ કરે છે તારે એક સાફ જગો સોધી કાહાડી ઊપર સાદરી નો કટકો પાંથરેછે અને તે ઊપર પોતાનો જબો તથા જોડા કાહાડી ઊભા રહેછે. જો સાદરી ન હોયતો પો તાનો જબો પાંથરેછે. જયારે તેઓ નીમાજ કરવા જ મીન ઊપર માંથું નાખે તયારે કાંઈબી ચીજ જે પવીત ર હોય તે ઊપર માંથું ટેકાવેછે અને એ કારણસર તેઓ ઘણુંકરી પોતાની દાહાડી હોલવાની કાંસકી કાંમે લગાડે છે, કારણ દાહાડીને મુસલમીનો અને ઘણુંકરી આરબો ઘણી પવીતર ગણેછે. જો દાહાડીના બાલ હોલતાં એ કાદ ખરી પડયોતો આરબો તેને જમીનમાં ઘણી સં ભાલથી દાટેછે.

જુમાને દાહાડે મસજીદમાં ઈમાંમ વાયાજ કરેછે. જુદા જુદા ધરમના જુદા જુદા આચારછે પણ એટલું કહા વીના ચાલતું નથી કે મુસલમીનોની મસજીદમાં પુર ગંભીરાઈથી ઈશવરનું નામ માણસને મોહોડેથી નીકલેછે.

## સોપારીનું ઝાડ.

સોપારીનું ઝાડ એ એશીઆના ગરમ દેશોમાં ઊગેછે અને ઘણુકરી હીંદુસતાનના લોકો તેને તેના ફલ ને માટે ઊગાડેછે. એ ફલને સોપારી કરી કહેછે. કો સટાની નજદીકની જગો એ ઝાડના ઊઘરભાવને વધારે લાયકછે. એ ઝાડ પાંચમે વરસે ફલ આપેછે અને બા રમે વરસે મરણ પાંમેછે. વલી માઈસોર, કનારા અને મલબાર તરફ એ ઝાડો ૫ વરસે ફલ દેખાડયા છતાં ૩૦ થી ૪૦ વરસ સુધી જીવેછે. એ ઝાડ ૪૦ થી ૫૦ ફીટ ઊંચું હોયછે પણ એટલુંતો પતલું હોયછે કે ઘેરાવામાં ૨૦ આંગલને આસરે હોયછે. એ ઝાડનું ફલ મરઘીના ઈંડાં જેટલુંજ મોટું હોયછે. એ ફલ જારે પાક ઊપર આવેછે તારે તેની છાલ રાતા પીલાસ ઊપ ર હોયછે. છાલની અંદરથી એક નાનો ગોટો નીકલે છે જે સોપારીછે. સોપારીના ઝાડને ડાહાલીઓ હોતી નથી પણ તેના લાંબાં પાંદડાં બહુ ખુબસુરત હોયછે જે ઝાડને મથાલે ઊગેછે. વરસમાં એ ઝાડ બે ફાલ આપે છે અને એ બેહુ વખતે મલી ૩૦૦ થી ૮૦૦ ફલ મ લી શકેછે. સોપારી જારે લીલી હોયછે તારે તેમાંથી દુ ધ સરખો રસ નીકલેછે. પણ સોપારીને ખાધામાં લી ધા અગાઊ સુકવવામાં આવેછે. જેમ ચીનમાં ચાહા એ લોકોની ઘરખપની વસતુ ગણાયછે તેમ હીંદુસતા નમાં સોપારીછે. સોપારીને પાનમાં મેલી ચુંનો, કાથો, લવંગ અને એલચી સાથે ખાવામાં આવેછે. સોપારી થી ખોરાક હજમ થાયછે અને પારા મજબુતી પકડેછે એમ હીંદુ લોકો વીચારેછે. વલી બોરનીઓ અને મલાકાના લોકો પણ સોપારીનો પુશકલ ઊપયોગ કરે

છે. સોપારીથી જીભ ખરબચડી થાયછે અને હોઠ અને દાંત શુંદર રાતા રંગથી રંગાયછે. ઊપલા સઘલા લોકો પાન સોપારી દાહાડામાં તરણ ચાર અને કેટલાએકતો એથી પણ વધારે વખત ખાયછે. એક દોસત બીજાને ભેટવા જાયતો પેહેલે તેની આગલ પાન સોપારી અને તેને લગતી બીજી જીણસો શોભાયમન ઠારકીઓમાં મેલવામાં આવેછે. ચુંનાને બદલે કેટલાંએક લોકો એક ઝાડની છાલની રાખ વાપડેછે.

વલી સોપારીને રંગવાના કારણસર પણ વાપડવામાં આવેછે અને હીંદુસતાનના કેટલાંએક ભાગોમાં લીલી સોપારીનો રસ બીજી વસતુઓ સાથે મેલવી અજીરણ ઊપર આપવામાં આવેછે.

એક ઈંગરેજ તબીબનો એવો વીચારછે કે ફક્ત સોપારી ખાધાથી લોહી કમતર થાયછે અને કમલાનું દરદ લાગુ પડેછે પણ પાન અને ચુંના સાથે માફકસર લીધાથી ઊપલી ધાસતી દુર થઈ શકેછે, કારણ ચુનો સોપારીના ખવાશને બદલી નાખેછે.

---

## કથા.

નાનપણમાં મન ઉપર જે છાપ ઉઠેછે તે મોટપણ લગી પોતાનો આકાર જાલવી રાખેછે, અને તેનો જો સરવેને જાણીતો એક દાખલો લઈએતો કોઈ મોટાબાવા ઈયા મોટાંમાએ પોતાના બચાઓની આગલ રાતને છેડે કીધેલી રાજા પાહાદશાહોની વાતછે. રાજા પાહાદશાહોની વાત જે આપણે બચગીમાં સાંભલેલી હોયછે તે પાછી સાંભલવાને પકી અવસથામાં આપણને એવડો સંતોશ ઉપજેછે. તે વખતે બનેલા શઘલા ખુશનુમાં બનાવો પાછા મનમાં આનંદ ઉતપન કરેછે અને મોટાબાવા ઈયા મોટાંમાએની ઈયાદની બુજ તયારે પકી થાયછે. ઈંગલંડની અંદર જયારે કકડતી થંડી પડે તાહારે સગડીની આસપાસ કોઈ ડોસા ડોસી ચશમો ચહડાવી નાના ભુલકાંઓ આગલ જીન પરીઓની કલપના ભરેલી વાતો કરેછે અને જેમ જેમ તેઓ આતુરતાથી હુંકારો દીએ તેમ તેમ ડોસા ડોસી સવાદ લઈ લઈ છોકરાંઓને તલપતાં રાખી એક સાંજે વાત અધુરી રાખી બીજી સાંજે પુરી કરેછે. ઉગતાં મનની ઉપર નીતીના કે ચાનાકના ધડા ફીલસુફોની જબાંનથી ચહડાઈ શકાતા નથી. તેમના વજનથીજ તે મન કચડાઈ જાય તેમાં જરાએ સંશય નહીં. ઉપલા ધડા બેસાડવા માટે કથા એ એક મોટું ઉતમ હથીયારછે જે દાનાવોની દાનાઈનો ભાર કમતર કરેઆ છતાં તેમના ગુણને અવલ રાખી શકેછે. એવા હથીયારથી ખીલતાં મન ઉપર જોર થયા વગર અસર થાયછે. એજ કારણસર દરેક કોમની અંદરે બચાં અને જુવાંનીઆંને કાજ બાપદાદેથી વારસા દાખલ ઉતરતી આવેલી કથાઓ જોવામાં આવેછે. વલી કથાઓમાં એક મોટો ચમતકાર એછે કે કોઈને પણ તેથી ખેદ થતા નથી. દુનીયાંની અજમાએશથી માલમ પડેછે કે ખુદ સચાઈને વગર ઢાંકણે જાહેર કરવાથી કેટલીક વખતે ઘણા માઠાં પરીનામ ઉપજેછે. ઢાંકણ એટલે હમે જીઠાઈનો પરદો કેહેતા નથી. પણ એવું ઢાંકણ જે સચાઈનો નાશ કરયા વગર તેને એવા રૂપમાં દેખાડે કે માણસની ખાશીએતને મલતું થાય. ખુદ કડવાં અઉશડ જીભ કબુલ કરતી નથી પણ જો તેમને મધ ઈયા સાકડ ઈયા બીજાં ઢાંકણ પેહેડાવી આપયાં હોયતો અઉશડનો ખવાસ બદલયા વગર જીભ સેહેલાઈથી ગલાંમાં પસાર કરી દીએછે. જો કોઈ રાજાને કોઈ પંડીતે એમ કહયું હોય કે "ફલાણા ગામોના રાજા માહોમાહે લડતાં મારયા ગયા, અને તેમને બદલે એક ખુંણે ખંટોલે પડેલો સરદાર બેહુના રાજ હજમ કરી ગયો, માટે ચેત રાજા કે તાહારે કોઈ સાથ ફુટ પાડવી નહી." તો પછી પંડીત પોતાની સીખામણ પોતાની ગરદનના દામથીજ આપે તેમાં નવાઈ શું! પણ જો તે પંડીત આ પરમાણે બોલે કે "હે રાજાં! એક જંગલનું માલેકપણ હાથ કરવા કાજ એક સીંહ અને વાઘની ભારી લડત થઈ, પણ તેવામાં બેહુ એક મેકના હાથ ઉપર મારયા ગયા અને એક ખુણે પડેલુ શીયાલ વગર દેહેશતે તે જંગલનું માલેક થયું માટે વડાવાંઓની તશીહતછે કે બેની લડાઈમાં તરીજાનું કામ થાય" તો હવે હેવી બોલીથી રાજાને ગુસો લાગ્યા વીનાં ઉપલીજ પંડીતની સીખામણ મલી શકેછે. ઈસપ અને ફીદરસની કથાઓ જેમ યુરપમાં ઘરેઘર વંચાયામાં આવેછે તેમ પચોપાખીઆનની કથાઓ હીંદુસતાનમાં મશહુરેછે. એ કથાઓ અસલ સંસકરૂતમાં વીશનુશરમાં પંડીત નામે એક હીંદુએ એક રાજાના છોકરાઓની કેલવણીને માટે રચી હતી હેવું સાંભલવામાં આવેછે. એ કથાઓ પણ ઈસપની કથાઓ મુજબ રસીલી, અને ચાનાકથી ભરપુરછે. ઈસપનીતી તથા પંચોપાખીઆન આગલા વખતોમાં નીશાલોમાં શીખાડવામાં આવતી હતી પણ એ અમુલી ચોપડીઓ બચાંઓના હાથમાથી લઈ લેવામાં આવીછે એ દીલગીરીની વાતછે. મીસ ફ્રીઅરની વાતો જેમાના થોડાએક નમુના હમે આ ચોપાનીઆમાં આપેઆછે તે વાતો આપણે જે બાલપણમાં જથાબંધ શાંભલેલીઓછે તેમાનો ભાગછે, પણ આખા જથાનો સંગરહ થવાને હમે ઘણા ખંતી છઈએ અને જો કોઈ બાઈ પોતાની ફુરસતને વખતે એવી વાતો સાદી અને સમજ પડે એવી એબારતમાં લખી મોકલશેતો હમે મોટાં હેશાનથી હમારી કટારો તેણીને માટે ખુલલી મેલીશું. કથાની એબારત જેમ બને તેમ સાદી જોઈએ કારણ ઈયાદ રાખવું જે કથાની નેમ વગર કેલવાએલાં મન ઉપર અસર કરવાનીછે. વલી કથાની રચણા એવી જોઈએ કે હંમેશ જીઠાની ઉપર સચાઈની અને બદીની ઉપર નીતીની ફતેહ માલમ પડે. એક કથા કહી બચાં પાસેજ તે ઉપરથી નીતીનો સાર કાહાડવા દેઓ એથી તેના મનને ઘણી નાદર કસરત મલી શકેછે. આ બાબદ હમે ઈસપ તથા પંચોપાખીઆનમાંથી બે કથાઓ ટાંકી સમાપત કરીએ છઈ

એ અને દરેક બાનુંને તેઓં ઉપરથી પોતપોતાનો સાર કાહાડવાને સોંપીએ છંઇએ.

---

## વરૂ અને ઘેટું.

એક વરૂ અને ઘેટું અકસમાતથી એકજ ઝહરા આગલ તરસ મીટાડવા આવી લાગાં. એક ઠેકાણે વરૂ જાંહાંથી ઝહરો ફુટતો હતો તાંહા પાણી પીવા લાગું અને તેનીથી થોડે છેટે દુર ઘેટું પીવા લાગું. પણ વરૂનેતો છેડતી શોધવી તેથી બીચારા ઘેટાંને ખુબ દમ ભરાવીને કહયું કે "માહારાં પીવાના પાણીને હીલવીને ગદલું કરનાર તું કોણ થાયછ ?" ઘેટું બીચારૂં ધુજતું ધુજતું બોલયું કે "સાહેબ ઉલટું તહમારી તરફથી પાણી માહારી તરફ વેહેતું આવેચ તાહારે હું તહમારૂં પાણી કેમ ગદલું કરૂં !" વરૂએ જોયું કે જવાબ તો સાચો મલયો તાહારે લાગલું એક બીજું તોહોમત ઘેટાં ઉપર જોડયું અને તેને ખખરાવી કહયું કે "છ મહીનાની વાત ઉપર તુંહને ઈયાદછે તેં મહને શી શી ગાલો આપી હતી ?" ઘેટુ ફગલાઈને બોલયું કે "સાહેબ તહમે ભુલતા હશો. એ વાત નહી બની શકે કારણ છ મહીનાની વાત ઉપર તો દુનીયામાં માહારી હસતી પણ ન હતી." પણ વરૂને જેતે રીતે ઘેટાંનો પરાંણ લેવો તેથી "તેં નહીતો તાહારા બાપ કાકાએ દીધી, હશે એ શઘલું એકનુ એક" એમ બોલી એક તરાપ ઘેટાં ઉપર મારી તેનો તતકાલ પરાંણ લીધો. (ઈસપ.)

---

## ઊંટ જેને લુંડાઓએ મરાવયો.

કોઈએક વંનમાં કરાલક એહવે નામે શહી રેહતો હતો. તેહેનાં તરણ પરધાંન. એક વાઘ, બીજો શીઆલ, ને તરીજો કાગડો. એ તરણ પરધાંન શમેત તે શહી એક શમે જંગલમાં ફરેછે તેણે એક ઉંટ દીઠો તે જોહાર કરતો કરતો શહી પાશે આવેછે. સહીએ તેહને પુછું તું કોણછે ? ઉંટ બોલો માહારાજ હું તમારો તાબેદાર છેઉં. માહારો શમાચાર શાંભલોજી. માહારો ધણી ધન શેઠ એહેવે નાંમે મોટો વેપારીછે તેણે માહારે શમેત ચાલીશ ઉંટોપર માલ બરો ને ભાગા નગરથી અમને મણીપુર નગરે લઈ ચાલો હતો. ભાર ઘણો થએઓ તેથી હું દબાઈ ગએઓ હતો, ને આ વન પાશે આવો તારેતો મહને ચાલવાની શકતી રહી નહી માટે બેઠો તારે તેણે મહને ઘણે પરકારથી મારીને ઉઠાડવા કરૂં પણ શું કરૂં હું થાકો તે મારેથી ઉઠાઉં નહી. તે શમે મારા પરથી માલ ઉતારી મહને લાખી દઈ ગએઆ. તે ચાર દીન શુધી હું બેઠે ઠેકાંણે હતો. પછે માહારાજ તમારા વંનનો વાએરો લાગતાં લાગતાં મહને વગરીક ચેત આવીઉં તારે તમારા દરશંન કરવા આવો. માહારૂં નામ વીકટ એમ કેહેછે. તે શાંભલી શહીને દએ આ ઉપજી ને કહું રે આજથી તું ભાર નાં ઉઠાવ માહારે પાશે નીરભએ રેહ જે તાહારો પરતીપાલ કરીશ. તે વેલા એ કાગડો શહીને કાંને લાગો ને કેહછે શવાંમી તમે એ શું કરૂં એ આપણો શતરૂ વગર મેહેનતે આપણી પાશે ચાલી આવો તો એને મારીને ભોજંન કરીએં. શહી બોલો હું એને મારૂં નહી.

કહુંછે—શતરૂછે પણ આપણાપર વીશવાશ રાખીને આપણે ઘેર આવો તેને મારીએતો શો બરંમ હતીઆનું પાપ લાગેછે.

પછે તે ઉંટ શહી પાશે શુખે રહો. એક દાહાડે શહીને હાથી શાથે લડતાં હાથીનાં દાંત વાગા તેથી ઘણો જખમી થએઓ; ઉઠી શકે નહી તારે પરધાંનોને બોલો રે કોઈ જનાવર જોઈ લાવો કે મારી ભોજંન કરીએ. તારે તે શંધા પરધાંનો ઉંટ શમેત રાંનમાં ઘણા ફરા પણ કાંઈ વલું નહી. તે શમે ઉંટને એક ગમે રાખીને શીઆલ બીજા બે પરધાંનોને બોલેછે આપણ અમશાતા રખડી શું કરીએ ઉંટને મારી આજનો દાહાડો કાટી લઈએતો શારૂં. તેહેને કાગડે કહું રે એ શું કેહછે, શહીએ તેને અભએ આપુછે તો તેને કેમ મરાએ ! તારે શીઆલે જુગતી બતાવીને કહું, હું શહી પાશે જઈ ઠીક કરી આવુંછું તમે હીઆં રહો. પછે શહી પાશે ગએઓ ને જોહાર કરી બોલો માહારાજ અમે રખડી રખડી થાકા પણ કાંઈ મલુ નહીતો આપણી પાશે ઉંટછે તે શારીપઠે બનેલોછે આગના કરશો તો મારીને તેનાં માશથી આજનો દાહાડો કાઢી લઈશું. શહી રીશથી બોલો રે પાપી હું જેહને અભએ આપુંછે તેહને મારીને શું મારાપર પરાયશચીત લાખવા ચાહેછે !

કહુંછે—ગાએ દાન—ભોમી દાંન—અંન દાંન—એ શંધાં દાન અભએ દાંનની બરાબરી કરે નહી.

શીઆલ બોલો શવામી તમે કહોછો તે ખરૂં પણ જોતે પોતે થઈને મારો કેહશેનો તો મારશો કે નહી. શવામીને આ દુખમો ભોજંન લીધું જોઈએ ને ચાકર થાઈને શવામીને કાજે ન આવીએતો બચીને શું કરવુંછે. શવામીનાં જીવને કાંઈ થઉતો પછવાડે અમને મરવુ પડશેજ તો હવે શેવામોજ કાં પરાંણ નહી મુકીએ.

કહુંછે—જે કુલમાં જે મોટોછે તેહેને શંધા મલી રાખવો ઘટે. કાંએજે તેનો નાશ થએોતો શંધાઓનો નાશ થએઓ. જેમ ચાકનો નાભી ટુટો તો પછે આરા નથી ચાલતા.

તે શાંભલી શહી બોલો એમ હશેતો તને જેમ શારૂં દીશે તેમ કર. પછે શીઆલ પાછો વાઘ કાગડા પાશે આવો ને ઉંટને પાશે તેડીને કેહવા લાગો, રે ચાલો ચાલો હવે કંઈ જનાવર શોધીને લેઈ જવું એટલી અવધી રહી નહી. ભુખથી શહી ઘબરાંણોછે તો આપણમાંથી એક જણાંનો પરાંણ આપીને જો નહી બચાવશું તો તરત મરી જશે પછે આપણે શેવક શા કામનાં.

કહુંછે—પોતાનો જીવ આપાથી રાજા બચેછે અથવા રાજનું કલાણ થાએછે. એવે શમે જે શેવક જીવ નથી આપતો તે નરકે જાએછે.

એમ શીઆલનાં બોલ શાંભલી શરવે દુખી થએઆ ને શહી પાશે ગએઆ. તેઉને શહી પુછેછે રે કાંઈ લઈ આવા ? તારે કાગડો બોલો શવામી અમોએ ઘણી શોધ કરી પણ કંઈ મલું નહી માટે હવે મહને મારો કે શવામીનાં કાજે લાગુ ને સવરગ જાઉં.

કહુંછે—જે શેવક શવાંમીને કાંમપર પરાંણ મુકેછે તે મુઆ પછે સવરગ જાએછે કે જે ઠેકાંણે ઘરડપણું નહી, રોગ અથવા મરણ એ કંઇ નહી.

છે. સોપારીથી જીભ ખરળચડી થાયછે અને હોઠ અને દાંત શુંદર રાતા રંગથી રંગાયછે. ઊપલા સઘલા લોકો પાન સોપારી દાહાડામાં તરણ ચાર અને કેટલાએકોનો એથી પણ વધારે વખત ખાયછે. એક દોસત બીજાને ભેટવા જાયતો પેહેલે તેની આગલ પાન સોપારી અને તેને લગતી બીજી જીણસો શોભાયમન દાબડીઓમાં મેલવામાં આવેછે. ચુંનાને બદલે કેટલાંએક લોકો એક ઝાડની છાલની રાખ વાપડેછે.

વલી સોપારીને રંગવાના કારણસર પણ વાપડવામાં આવેછે અને હીંદુસતાનના કેટલાંએક ભાગોમાં લીલી સોપારીનો રસ બીજી વસતુઓ સાથે મેલવી અજીરણ ઊપર આપવામાં આવેછે.

એક ઈંગરેજ તબીબનો એવો વીચારછે કે ફક્ત સોપારી ખાધાથી લોહી કમતર થાયછે અને કમલાનું દરદ લાગુ પડેછે પણ પાન અને ચુંના સાથે માફકસર લીધાથી ઊપલી ધાસતી દુર થઈ શકેછે, કારણ ચુનો સોપારીના ખવાશને બદલી નાખેછે.

---

## કથા.

નાનપણમાં મન ઉપર જે છાપ ઉઠેછે તે મોટપણુ લગી પોતાનો આકાર જાલવી રાખેછે, અને તેનો જો સરવેને જાણીતો એક દાખલો લઈએતો કોઈ મોટાબાવા ઈયા મોટામાએ પોતાના બચાઓની આગલ રાતને છેહે કીધેલી રાજા પાહાદશાહોની વાતછે. રાજા પાહાદશાહોની વાત જે આપણે બચગીમાં સાંભલેલી હોયછે તે પાછી સાંભલવાને પકી અવસથામાં આપણુને બેવડો સંતોશ ઉપજેછે. તે વખતે બનેલા શઘલા ખુશનુમાં બનાવો પાછા મનમાં આનંદ ઉતપન કરેછે અને મોટાબાવા ઈયા મોટાંમા એની ઈયાદની ખુંજ તયારે પકી થાયછે. ઈંગલંડની અંદર જયારે કકડતી થંડી પડે તાહારે સગડીની આસપાસ કોઈ ડોસા ડોસી ચશમો ચહડાવી નાના ભુલકાઓ આગલ જીન પરીઓની કલપના ભરેલી વાતો કરેછે અને જેમ જેમ તેઓ આતુરતાથી હુંકારો દીએ તેમ તેમ ડોસા ડોસી સવાદ લઈ લઈ છોકરાંઓને તલપતાં રાખી એક સાંજે વાત અધુરી રાખી બીજી સાંજે પુરી કરેછે. ઉગતાં મનની ઉપર નીતીના કે ચાનાકના ધડા ફીલસુફોની જબાંનથી ચહડાઈ શકાતા નથી. તેમના વજનથીજ તે મન કચડાઈ જાય તેમાં જરાએ સંશય નહીં. ઉપલા ધડા બેસાડવા માટે કથા એ એક મોટું ઉતમ હથીયારછે જે દાનાવોની દાનાઈનો ભાર કમતર કરેઆ છતાં તેમના ગુણને અવલ રાખી શકેછે. એવા હથીયારથી ખીલતાં મન ઉપર જોર થયા વગર અસર થાયછે. એજ કારણસર દરેક કોમની અંદર બચાં અને જુવાંનીઆંને કાજ બાપદાદેથી વારસા દાખલ ઉતરતી આવેલી કથાઓ જોવામાં આવેછે. વલી કથાઓમા એક મોટો ચમતકાર એછે કે કોઈને પણ તેથી ખેદ થતો નથી. દુનીયાંની અજમાએશથી માલમ પડેછે કે ખુદ સચાઈને વગર ઢાંકણુ જાહેર કરવાથી કેટલીક વખતે ઘણા માઠાં પરીનામ ઉપજેછે. ઢાંકણુ એટલે હમે જુઠાઈનો પરદો કેહેતા નથી. પણ એવું ઢાંકણુ જે સચાઈનો નાશ કરયા વગર તેને એવા રૂપમાં દેખાડે કે માણસની ખાશીએતને મલતું થાય. ખુદ કડવાં અઉશડ જીભ કબુલ કરતી નથી પણ જો તેમને મધ ઈયા સાકડ ઈયા બીજાં ઢાંકણુ પેહેડાવી આપયાં હોયતો અઉશડનો ખવાસ બદલયા વગર જીભ સેહેલાઈથી ગલાંમાં પસાર કરી દીએછે. જો કોઈ રાજાને કોઈ પંડીતે એમ કહયું હોય કે "ફલાણા ગામોના રાજા માહોમાહે લડતાં મારયા ગયા, અને તેમને બદલે એક ખુંણે ખંટોલે પડેલો સરદાર બેહુના રાજ હજમ કરી ગયો, માટે ચેત રાજા કે તાહારે કોઈ સાથ ફુટ પાડવી નહી." તો પછી પંડીત પોતાની સીખામણ પોતાની ગરદનના દામથીજ આપે તેમાં નવાઈ શું? પણ જો તે પંડીત આ પરમાણે બોલે કે "હે રાજા! એક જંગલનું માલેકપણુ હાથ કરવા કાજ એક સીંહ અને વાઘની ભારી લડત થઈ, પણ તેવામાં બેહુ એક મેકના હાથ ઉપર મારયા ગયા અને એક ખુણે પડેલુ શીયાલ વગર દેહેશતે તે જંગલનું માલેક થયું માટે વડાવાઓની નશીહતછે કે બેની લડાઈમાં તરીજાનું કામ થાય" તો હવે હેવી બોલીથી રાજાને ગુસો લાગા વીનાં ઉપલીજ પંડીતની સીખામણ મલી શકેછે. ઈસપ અને ફીદરસની કથાઓ જેમ યુરપમાં ઘરેઘર વંચાયામાં આવેછે તેમ પંચોપાખીઆનની કથાઓ હીંદુસતાનમાં મશાહુરછે. એ કથાઓ અસલ સંસકરૂતમાં વીશનુશરમાં પંડીત નામે એક હીંદુએ એક રાજાના છોકરાઓની કેલવણીને માટે રચી હતી હેવું સાંભલવામાં આવેછે એ કથાઓ પણ ઈસપની કથાઓ મુજબ રસીલી, અને ચાનાકથી ભરપુરછે. ઈસપનીતી તથા પંચોપાખીઆન આગલા વખતોમાં નીશાલોમાં શીખાડવામાં આવતી હતી પણ એ અમુલી ચોપડીઓ બચાંઓના હાથમાંથી લઈ લેવામાં આવીછે એ દીલગીરીની વાતછે. મીસ ફ્રીઅરની વાતો જેમાના થોડાએક નમુના હમે આ ચોપાનીઆમાં આપેઆછે તે વાતો આપણે જે બાલપણમાં જથાબંધ શાંભલેલીઓછે, તેમાનો ભાગછે, પણ આખા જથાનો સંગરહ થવાને હમે ઘણા ખંતી છઈએ અને જો કોઈ બાઈ પોતાની ફુરસતને વખતે એવી વાતો સાદી અને સમજ પડે એવી એબારતમા લખી મોકલશેતો હમે મોટાં હેશાનથી હમારી કટારો તેણીને માટે ખુલલી મેલીશું. કથાની એબારત જેમ બને તેમ સાદી જોઈએ કારણ ઈયાદ રાખવું જે કથાની નેમ વગર કેલવાએલાં મન ઉપર અસર કરવાનીછે. વલી કથાની રચણા એવી જોઈએ કે હંમેશ જુઠાની ઉપર સચાઈની અને બદીની ઉપર નીતીની ફતેહ માલમ પડે. એક કથા કહી બચાં પાસેજ તે ઉપરથી નીતીનો સાર કાહાડવા દેઓ એથી તેના મનને ઘણી નાદર કસરત મલી શકેછે. આ બાબદ હમે ઈસપ તથા પંચોપાખીઆનમાંથી બે કથાઓ ટાંકી સમાપત કરીએ છઈ

પણ હજુર તેનો લાભ કોણે લીધોછે ? હું ધારૂછું કે શોમાં પાંચ ઓરતો પણ પુરતો લાભ લેતાં નહીં હશે અને તે પર માંણે ચાલતાં પણ નહી હશે. જુવો ભરૂકસ નામનો વીદવાન એ વીશે શું નસીહત દેઈ જાએછે.

"વાંચો અને તે પરમાંણે ચાલો; વાંચો અને જે વાંચો તે કાંમમાં લાવો, નહીતો તમારૂં સઘલું વાંચેલું તમુને કોઇ પણ સારૂં નહી કરશે. જેનાં હાથમાં સારી ચોપડી હોએ પણ તેનાં દીલમાં અથવા જીંદગીમાં તે માહેનો એક ધડો પણ અસર નહી કરે, તે એક ઘધેડાની મીશાલેછે કે જેની પીઠ ઉપર કીમતી બોજોછે પણ ઝાડી માહેનાં કાંટા ચાવેછે. ખોદાની દરઘાહમાં જે માણસ કરેછે તેનોજ તે જવાબ દેછે, પછી જાણેલું સઘલું નકામુંછે. માહવરા વગર ધંધો ચલાવવો જાણે કે બેવરા અંધારા પડવું બરાબર છે. સારી વાણી કાહાડવી જાણે કે વજંતરનો સાધછે, પણ એક સારૂં કામ કરવું એ ફરેસતા ખસલતછે. જે વાંચી, સમજીને તે પરમાંણે ચાલેછે, તેને જે નહી સમજી શકે તે સમજાવવામાં ખોદા મદદ કરેછે.

ખાંન ખોદવામાં આજસુધી બંદુકનો દારૂ વાપડવામાં આવતો હતો. હાલ સવીડનનાં એક ઈજનેરે "નાઈટરો ગલીસરીન" નામની વસતુ બંદુકનાં દારૂને બદલે કાંમમાં લગાડીછે. તે બંદુકનાં દારૂ કરતાં ચાર ઘણું વધારે જોર ધરાવેછે અને વલી કીમતમાં ઘણી સસતીછે. વલી બંદુકનો દારૂ સુકીયા પછી ઉપરથી દાચો મારવો પડેછે તેમ એમાં જરૂર પડતી નથી. ખડકમાં પુરતું આંધરૂં પાડીઆ પછી તેમાં એ વસતુ રેડવી અને તેની ઉપર પાણી રેડવું. પાણી ઉપર તરીયા કરશે પછી તેમાં એક રંનક સાધની દીવાસલી ખોસવી અને બીજે છેડેથી સલગાવવું. "નાઈટરો ગલીસરીન" વાપડીઆથી ખરચ અરધોઅરધ કમતી થઈ જાએછે.

## રમુજે ફુરસત.

૧. બે કલકતાનાં તથા બે મુંબઈનાં માજી ગવરનરોનાં નામ એવી રીતે ગોઠવો કે તેમનાં છેડેના અક્ષરોનો અરથ કસરતનાં તમાસાની એક જાણીતી જગો થાય.

૨. ૧૦૮ સુકી દરાખનાં દાનાનાં જો હું ૩) આનાં આપું તો મહને ૪૫ રૂપયાનાં કેટલાં સેફ ફલ મલે, જો ૭૦) સુકી દરાખનાં દાના ૫૦) પસતામની બરાબર હોય; ૪૮) પસતામ ૧) પપેનાસની બરાબર હોય; ૧૮ પપેનાસ ૨૮) અનેનાસની બરાબર હોય, અને ૧૦) અનેનાસ ૨૫) સેફ ફલની બરાબર હોય ?

## ખોલાશો ગઈ વેલાનો.

૧. સુખડ (૨),—ખાર.

૨. કબરસતાન, જગત મીતર, આરલા પારલા, તબલચી, પરલુરણ, કસરતશાલા, કલકતા, દફતરદાર.

૩ શઘલી પુંજી રૂ૧૦૫૦૦); કુટંબને રૂ૭૮૭૫) અને ધરમ ખાતે રૂ૧૭૫૦).

## ડાકટર ભાઊ દાજીની ગરબી.

"અળબેલીરે અંબે માત, જોવાને જઈએ"
એ રાગનીછે.

ભલો ભલોરે ડાકટર ભાઉ, જગમાં જાણીતો;
એવો થયો ન કોઈ અગાઉ, પ્રસિદ્ધ પ્રમાણીતો. ટેક.

યુરોપખંડતણા લોકોએ, કીધા શોધ અનેકરે;
ભરતખંડમાંતો એક ભાઉ, આ અવસરમાં એક; જગમાંo
કોઈએ શોધ કર્યો વિજળીનો, કોઈએ શોધ્યાં જંત્રરે;
પણ તે સર્વે વ્યર્થ ગણે જો, તન જેનુ પરતંત્ર; જગમાંo
શરીરના સાંધાને સાંધે, એવા વૈદ અપારરે;
પણ તૂટી આવરદા સાંધે, એવો ભાઉ આ વાર; જગમાંo
ધનવંતરિએ ધરણી ઉપર, લખ્યા ઉપાય ઉદ્યોગરે;
પણ તે ઓખડ આજ ન-માને, રગતપીતનો રોગ; જગમાંo
જમ રૂપે થઈ જીવ લેનારો, વિપરિત જેની વાતરે;
જેના ભયથી જન બહુ કરતા, ઘરમાં આતમઘાત; જગમાંo
એવો રોગ મટવાનુ ઓખડ, શોધી કીધું સિદ્ધરે;
સર્વે લોકોએ સાબાશી, દુનિયા મધ્યે દીધ; જગમાંo
જેનો જશ પૃથવી પર પસર્યો, દશ દિસ દેશોદેશરે;
કાશીના વાશી લોકો પણ, કરે વખાણ વિશેષ; જગમાંo
કાશી વિદ્યા-સુધાનિધી, એ નામે માસિક-પત્રરે;
ભૂતળમાં તે ભાઉની કીર્તી, વિસ્તારે સર્વત્ર; જગમાંo
સૃષ્ટા † હજી સૃષ્ટી રજવાનુ, કરતો રહે પ્રયત્નરે;
આજ હજી પણ ઉપજાવેછે, ભાઉ સરીખાં રતન; જગમાંo
છતમાં અદભુત ગુણ છતાં પણ, નમ્રપણે રહે નિત્યરે;
રૂધે રજની દિન રાખેછે, પંડિત ઉપર પ્રીત; જગમાંo
વિવિધ પ્રકારે વિદ્યા ભણીઓ, ભાષાઓ ભલિ ભાતરે;
ઉદારતાથી અધિક થયોછે, પૃથવીપર પ્રખ્યાત; જગમાંo
કઈ કઈ અદભુત કામો કીધાં, કોઈથી જે ન-કરાયરે;
ગોરા લોક ગણે ગુણ જેના, ગુણિજન સઉ જશ ગાય; જગમાંo
અતિ વાંછી આવરદા પામો, પામો જશ પ્રતિ દીનરે;
પ્રસિદ્ધ જેણે કવિ દલપતનાં, નિરખ્યાં નેત્ર નવીન; જગમાંo
ભલો ભલોરે ડાકટર ભાઉ, જગમાં જાણીતો;
એવો થયો ન કોઈ અગાઉ, પ્રસિદ્ધ પ્રમાણીતો.

## પોં હોં ચ.

પારસીઓની ધારા બાંધનારી સભા તરફથી તેમના ચંચલ સેક્રેટરી સેઠ શોહોરાબજી શાપુરજીએ રચેલું પારસીઓના લગન થા તલાક તથા વારસા હીસસાનું કસર પુસતક હમુને મળ્યુંછે, જેની ભેટ મોટાં ઉપકારથી કબુલ કરીએ છઇએ.

† જગત કર્તા